# નવજીવન

અને

# સત્ય.



જુનું પુસ્તક ૫ મું
નવું પુસ્તક ૧ લું

જુલાઈ ૧૯૧૫.

અંક ૧ લો.

## "સત્ય" નું "નવજીવન"

"સત્ય" આજે "નવજીવન અને સત્ય" બને છે—જુનું પત્ર નવા રૂપમાં અને નવા તુથી પ્રકટ થાય છે. અમે "નવજીવન" નામનું નવું માસિક બ્હાર પાડવાનો અમારો અભિલાષ જાહેર કર્યો તે પછી "સત્ય" ના વિદ્વાન અને ઉત્સાહી તંત્રી પાસે ત્હેમનું પત્ર અમે મેળવી શક્યા છીએ અને ત્હેમની કૃપા માટે ત્હેમનો આભાર માન અમે આશા રાખીયે છીયે કે "સત્ય" પત્રે જ્ઞાન અને સુધારાનો પ્રચાર કરી ગુર્જરદેવીની જે સેવા બજાવી છે તેવી સેવા કરવા અમે ભાગ્યશાળી થઇએ

ગુજરાતના સાહિત્યક્ષેત્રમાં આ નવા-જુના છતાં નવા માસિકનો પ્રવેશ થયો જોઇ ન ગભરા અમે ડાહ્યા ગુર્જર બંધુઓને વિજ્ઞપ્તિ કરીએ છીએ. ગુજરાતમાં ઘણા માસિકો છે એ કહી શકાયજ નહિ—એમ કહેવું એ ગુજરાતની શક્તિને અપમાનકારક છે. પાછ઼ ઘણા સૈકાઓમાં જ્યારે મુસલમાનોના જુલ્મે અને મરાઠાઓની લુંટફાટે ગુજ-

રાતના સાહિત્ય અને ધર્મસંસ્થાઓનું નીકંદન કર્યું હતું અને ગુજરાતમાં એક છેડેથી બીજા છેડા સુધી મધ્યરાત્રિની નિરાશાજનક શાન્તિ પ્રસરી હતી ત્યારે પણ જે ગુજરાતે ભકિતના મીઠા સુર ઇશ્વરને મોકલ્યા છે અને ભાવભીનું રાંકડુ સાહિત્ય ઉત્પન્ન કર્યું છે તે ચેતનના આ જમાનામાં આટલાં માસિકો ઉત્પન્ન કરે એમાં શી નવાઇ ? કંઇક સ્વયંભુ અને કંઇક પાશ્ચિમના સંસ્કારોથી સ્ફુરેલું ચેતન સમગ્ર દેશમાં પ્રસરે છે તે ધાર્મિક હિલચાલો જગાવે છે છતાં કેવળ ધાર્મિક નથી; તેમ રાજકીય અશાન્તિ ઉત્પન્ન કરે છે છતાં રાજકીય નથી. ત્હેનો પ્રદેશ જીવન જેટલો વિશાલ છે અને જીવનનાં સર્વ વિભાગોને ચેતનમય બનાવીને તે સિધ્ધ થાય છે. કોણ કહેશે કે આટલાં જ માસિકોથી ગુજરાતનું ચેતન સમાપ્ત થયું છે? ચેતન અનન્ત છે અને ગુજરાતની શકયતાઓ પણ અનન્ત છે.

આમ કેવલ એક નવું માસિક પ્રકટ કરવાનોજ અમારો હેતુ હોત તોપણ તે અસ્થાને ન ગણાત. પણ અમારે એકદમ કબૂલ કરવું જોઇએ કે આ માસિકનો હેતુ સવિશેષ છે. આ પત્રને સકારણ બનાવવા હાલનાં પત્રોની અવગણના કરવાની જરૂર નથી, તેમ કરવાનો અમારો આશય પણ નથી; અને છતાં અમે સહુને પૂછીયે છીયે કે ગુજરાત હાલનાં પત્રોથી પૂરેપૂરૂં સંતુષ્ટ છે ? ગુજરાતનું ખરૂં હૃદય હાલનાં પત્રોમાં પ્રતિબિંબિત થાય છે ? અને પત્રોમાં પ્રકટ થતા લેખો ગુજરાતના હૃદયને જાગૃત અને પ્રોત્સાહિત કરે છે ? આ પ્રશ્નોનો ઉત્તર પૂરેપૂરો સંતોષકારક ભાગ્યેજ લાગશે. જ્યારે થોડા વિદ્વાનો અને વધારે વિદ્વન્મન્યો હાલનાં પત્રોને ઉત્સાહથી વધાવે છે, ત્યારે ઘણા બુદ્ધિશાળી અને સુશિક્ષિત લોકોને તે નીરસ લાગે છે અને થોડા ઉત્સાહી દેશભક્તોને ત્હેમાં ઉપયોગી વસ્તુની ભયાનક ન્યૂનતા જણાય છે. ગુજરાતના હૃદયકમલની ં પાંખડીઓ નવીન પ્રકાશથી ઉઘડવા માંડી છે તેનું સૌરભ આ પત્રમાં ઝીલવું અને પ્રોત્સાહક વિચારોથી તે પાંખડીઓને વધારે ને વધારે વિકસાવવી એ અમારો એક પવિત્ર અભિલાષ છે.

ઉપરાંત અમારી અને અમારા ઘણા મિત્રોની દૃઢ માન્યતા છે કે ગુજરાતમાં વિ વિચારનો પ્રવાહ ઉત્પન્ન થયો છે કે જે પત્રોમાં નહિં જેવે અંશે અવિર્ભાવ પા છે, અને જેને એક પત્રમાં પ્રકટ કરવાની જરૂર છે. ગુજરાતમાં નિશ્ચેતન જડતા ી છે એ જેમ દુર્ભાગ્યે ખરૂં છે તેમ એ પણ ખરૂંજ છે કે નવચેતનાનાં છૂટા છવાયા સં રો સ્થળે સ્થળે નજરે પડે છે. આપણી આસપાસ વિચારો અને પ્રવૃત્તિઓનું જે ાર અને બેતાલ સંગીત ચાલી રહ્યું છે ત્હેમાં કોઇ જાગૃતિમય અને પ્રભાવશાળી સૂર કવ ત સંભળાય છે; પુરાણી ભાવનાઓ અને મધ્યકાલીન ચર્ચાઓમાં કવચિત્ હૃદયના ા રણકાર જેવી લાગણીઓ અને આશાઓ જડી આવે છે. એ ભવ્ય સૂરને ઝીલને અને એ લાગણીઓનો ઉદ્ઘોશ કરવાને આ પત્ર પ્રકટ કરવામાં આવે છે.

ઉન્નતિ એ અમારૂં સાધ્ય છે અને આત્મનિષ્ઠ પ્રવૃત્તિ એ અમારો માર્ગ છે. ગે યુગે જુદી જુદી પ્રજાઓને જુદા જુદા ધર્મ પ્રાપ્ત થાય છે અને તે નિયમ પ્ર ણે આપણા દેશને સમૃદ્ધ અને યશસ્વી બનાવવાનો મહાન ધર્મ આપણને પ્રાપ્ત થયે છે. ફળદ્રુપ જમીન અને પુષ્કળ વરસાદ છતાં હજારો અને લાખો માણસો ભૂખે મ છે

અને તેથી પણ વધારે માણુસો વારંવાર પ્લેગ અને દુકાળના ભોગ બને છે. વિદ્યા અને ધર્મના સંસ્કારોને માટે પ્રસિદ્ધ થયેલા દેશમાં કરોડો પુરૂષો અને સ્ત્રીઓ જ્ઞાનહીન અને ધર્મહીન જીવન ગાળે છે— તો પછી શાસ્ત્ર અને સાહિત્ય માટે જગતમાં પ્રસિદ્ધ થવાની તો વાતજ શી? સો દોઢસો વર્ષ ઉપર જે પ્રજા હાલના ઘણા સુધરેલા દેશોને કીમતી માલ પૂરો પાડતી હતી અને વેપારમાં મેળવેલા અખૂટ ધનથી પોતાના દેશને સુન્દર બનાવતી હતી ત્હેના જુના હુન્નરો તુટી ગયા છે અને નવા ઉદ્યોગો નહિ જેવાજ સ્થપાયા છે. ટુંકામાં તેત્રીસ કરોડની વસ્તીવાળા ઇતિહાસપ્રસિદ્ધ અને અગણિત શક્યતાવાળા આપણા દેશની સુધરેલી આલમમાં નથી કંઇ પ્રતિષ્ઠા કે નથી જરા સત્તા. હિન્દમાતાનો કયો પુત્ર આ સ્થિતિનો વિચાર કરતાં દેશોન્નતિને પોતાનો પરમ હેતુ નહિ લેખે, અને વિદ્વત્તાના વિલાસો કે કવિતાનાં રસસ્વપ્નોની મોહિનીમાં ન ફસાતાં તે હેતુની સિદ્ધિ અર્થે પ્રયત્નો નહિ આદરે?

આ હેતુ જેટલોજ ત્હેનો ઉપર જણાવેલો પ્રવૃત્તિમાર્ગ પણ અમારે મન મહત્વનો છે; કારણકે જેમ વ્યકિત તેમ પ્રજા પોતેજ પોતાને ઘડી-સુધારી શકે છે; બ્હારના સંસ્કારો કે સત્તાઓ નહિ, પછી તે ગમે તેટલી ચમત્કારિક કે સત્તાવાન હોય. ધર્મ અને નીતિ, સમાજ અને સાહિત્ય, રાજ્ય અને અર્થ–એ બધાં જીવનનાં મહાન તત્વો છે અને તે સર્વને પ્રજાકીય વર્ણ આપવાથીજ પ્રજાજીવન ખરેખરૂં ઉન્નત બને-ત્યારેજ પ્રજાનું યશસંગીત દેશેદેશમાં સંભળાય. અત્રે દેશકાળના વિવિધ પ્રશ્નોની વિશેષે કરીને આ દષ્ટિથી ચર્ચા કરીશું—અમારી લેખમાળાઓથી અમારો હેતુ કેટલે અંશે સધાય છે એ વિચારવાનો ધર્મ વાંચકોનો છે, અમારો નહિ.

અંતમાં અમે સમસ્ત ગુર્જર પ્રજાને આ પત્રને યથાશક્તિ સહાય આપવા વિનંતિ કરીએ છીએ-કારણકે તે સહાયથીજ અમારા હેતુની સિદ્ધિ શકય થશે.

---

# સાહિત્યનાં પ્રેરક તત્વો.

સાહિત્ય એ દેશની, રાષ્ટ્રની વાણી છે; રાષ્ટ્રમાં ચાલતી પ્રવૃત્તિઓની દઢતા, તેમાં ઘુંટાતી ભાવનાની તેજસ્વિતા, તેમાં ઉદય પામતા નવા વિચારોની મહત્તા માપવાનું પ્હેલું સાધન છે. નવા યુગના પ્રભાવશાલી વાતાવરણે જુના સાહિત્યનું ન્હાનકડું ક્ષેત્ર ઘણું વિશાળ બનાવી દીધું છે. વખત એક એવો હતો કે સાહિત્ય એ થોડા ઘણા સંસ્કારી જીવોના શોખનું સાધન હતું; જ્યારે વર્ષોના વર્ષો મજુરી કરી, થોડું ઘણું જ્ઞાન મેળવી ચીથરાં પર કે તાડપત્ર પર લખી અથવા મ્હોડે રાખી તે સાહિત્ય ચીરંજીવિ કરાતું અને બીજાઓને તેનો લાભ અપાતો. તે સમયે (હિંદ અને ગ્રીસ શીવાય બીજા બધા દેશોમાં) સાહિત્ય એટલે કેટલાક વિદ્વાનોની વિદ્વતાનું પ્રદર્શન; નહિં તો રાજા કે મહાપુરૂષોને રીઝવવાનું પ્રશંશાસ્તોત્ર, અને દરેક વિદ્વાન પોતાના સમયમાં વ્યકત

થવા મથતી શકિતઓ કરતાં પહેલાં થઇ ગયેલા વિદ્વાનોએ સાહિત્યદ્વારા પ્રગટાવેલાં તત્વો તરફ વધારે ધ્યાનથી જોતો, તેનેજ પોતાનાં લેખોમાં દર્શાવી, પુરાતન કાળથી ચાલી આવતી કળાને પહેલાં જેવીજ ખીલવવા પ્રયત્ન કરતો. યૂરોપમાં કયાં સુધી "એરીસ ટોટલ"ના અભ્યાસીઓ ઇતિહાસે સાધેલી પ્રગતિને ગણકાર્યા વિના તે ગ્રીક મહાત્માની પ્રભાને સજીવન કરવાના નિષ્ફલ પ્રયત્નો પાછળજ જીંદગી બરબાદ કરતા; આપણા શાસ્ત્રીઓ તો અસલી સાહિત્યની અસ્ત પામેલી ભાવનાઓને વળગી રહી, મૂળ કાવ્યને ગુંચવતી નિર્જીવ ટીકાઓ ઉપરાંત કાંઇ વધુ કરી શકયા નહિં. દરેક સમયની શી શી પ્રેરક શક્તિઓ છે, દરેક સૈકાની સંસ્કૃતિ કયાં કયાં તત્વોને ઉદય પમાડવા-પૂર્ણ કળાએ ખીલવવાજ હસ્તીમાં આવી છે તેનું ભાન પહેલાનાં સાહિત્યકારોને થોડું હતું. સમયબળને ધિક્કારી, કળાને ખાતરજ તેઓ કળાની સેવા કરતા; અને પુરાણકાળથી ઉંચી મનાતી રીતેજ પોતાની વિદ્વત્તા કેળવતા, બહાર પાડતા, અને રાજાઓને રીઝવતા.

પણ એ સમય વીતી ગયો. પાંચશે વર્ષપર મેયન્સ નામના જર્મન શહેરમાં ગટનબર્ગે નવયુગ આરંભ્યો હતો. તેણે છાપવાની કળા શોધી કહાડી, એક મહા-પ્રયત્ને જુની સંસ્કૃતિ પર પડદો પાડયો; સાહિત્યના ઇજારદારોનો ઇજારો બંધ કરી તેમનો ખજાનો રસ્તાના ચાલનારને લુંટાવી દીધો; દરેક મનુષ્યને જ્ઞાનનું-સત્તાનું પ્રબળ સાધન હાથમાં સોંપી જે દુર્ગોની પાછળ વિદ્યા ભરાઇ રહી હતી તેને જમીન-દોસ્ત કર્યા. ગટનબર્ગ નવા જમાનાનો વિધાતા છે. પૃથ્વીપર વસતી મનુષ્યજાતિને એક (Corporate) વાણી બક્ષી-તેના શરીરમાં આત્મા આપ્યો. એણે પ્રગટાવેલા ચૈતન્યથી નવો ઇતિહાસ, નવું જીવન, નવી ભાવના એક જાદુગરની ઇન્દ્રજાળ માફક ઉભાં થયાં. વિશ્વામિત્રે વેદના વારામાં નવી સૃષ્ટિ પેદા કરવાનો પ્રયત્ન કર્યો હતો; ૧૫ માં સૈકામાં ગટનબર્ગે નવી સૃષ્ટિ પેદા કરી.

તે નવી સૃષ્ટિમાં નવાં તત્વો આવ્યાં. ઇજારદારોએ સંઘરેલી દોલત સામાન્ય લોકોમાં વ્હેંચાઇ અને તેમની બુદ્ધિની સમૃદ્ધિ તરેહમાં તેમજ બહોળાશમાં વધી. ધીમે ધીમે જનસમાજપર તે સમૃદ્ધિની અસર થઇ; આઘાતનો પ્રત્યાઘાત થયો; અને હંમેશને માટે જીવનના કેટલાંક તત્વો મનુષ્યની બુદ્ધિનું મૂર્ત સ્વરૂપ જે સાહિત્ય. તેમાં આવીને રહ્યાં.

યુગના જીવનમાં જે ખરાં તત્વો હોય તેજ તે જમાનાનો ખજાનો છે- તેજ ભવિષ્યની પ્રજાને વારસો સોંપવા મેળવેલી દોલત-અને તેને કેળવવાં તેમાંજ પ્રચલતી સંસ્કૃતિનું સાફલ્ય. અને ગટનબર્ગના વખતમાં ઉદ્દભવેલાં તત્વોએ ત્યારથી વિજયયુદ્ધ આરંભી જીવનમાં તેમજ સાહિત્યમાં ફત્તેહના ડંકા વગડાવ્યા છે; અને કાળ જેમ જાય છે તેમ તેમ તે તત્વો સ્પષ્ટ થઇ માનવજાતિ કયે કીનારે ઘસડાય છે તેનો વિચારશીલ માણસોને ખ્યાલ આપે છે. અને જેટલે અંશે જીવનમાં કે સાહિત્યમાં તે યુગનાં પ્રેરક તત્વો ઉતરે તેટલેજ અંશે તે જીવન કે સાહિત્ય જીવન્ત કહેવાય. ઉત્ક્રાન્તિમાં-પ્રગતિના

આગળ વધતા પ્રવાહમાં જે લાયકમાં લાયક હોય તેજ તરી પાર ઉતરે; "Survival of the fittest" ડાર્વીન તેને કહેશે. આપણે જોઇએ છીયે કે માદલાં કમઅક્કલ, સમયાનુસાર વર્તન કરવા અશક્ત પ્રાણિયો માટે દુનિયામાં સ્થાન નથી. ઉત્ક્રાન્તિ માટે જરૂરી સમયખંડની મહાશિકત રૂપ તત્વો જે કોઇ-પછી તે વ્યકિત હોય કે સમાજ, પોતાનાં ન કરી શકે, પોતાને ઇતિહાસસાંકળની કડીરૂપ, ન બનાવી શકે તેને માટે કોઇને આશા નથી; તેવી "અયુકત" વ્યકિત કે સમાજને ગીતા પણ આશ્વાસન દેતી નથી.

नास्ति बुद्धिरयुक्तस्य न चायुक्तस्य भावना ।

તેનું દૃષ્ટાન્ત જોઇએ તો આપણો દેશ લોકો, આપણા દેશની સમૃદ્ધિ, આ વિશાળ આર્યાવર્તની સ્થૂળ મહત્તા, આર્યોની ગગનભેદી વિશાલ બુદ્ધિ, માનવઇતિહાસના અલંકારરૂપ તેની સંસ્કૃતિ, જુએ છે અને પુછે છે કે અહિંયા શી ખોટ છે કે દુનીયામાં તેનો હિસાબ નથી-કે જ્યાં ને ત્યાં બાપડા અને બિચારા થઇ તેના બાળકો ફરે છે? તેનો જવાબ તરતજ મળશે. અર્વાચીન યુગના મહાતત્વો આપણા જીવનમાં છે? આપણે "Fittest"-"યુક્ત" છીયે? આપણાં સાહિત્યે તે લાયકાતનાં લક્ષણો ઘેરે ઘેર પહોંચાડયાં છે? ચોપડીયોના લેખકો અને પ્રકાશકો વાંચકોનો અભાવ જોઇ આંસું પાડે છે; પણ તેમની કૃતિઓમાં લાયકાત છે? શા માટે "કલાપીના કેકારવ" અને સ્વામી રામતીર્થનાં ભાષણો માટે તે ફરીયાદ નથી કરવી પડતી? જીવ વિનાના ખોળીયાંને કોણ હાથમાં લેશે? પ્રગતિ મરેલાં-મરવાને આલસે જીવતાનો, હિસાબ ગણતી નથી. મરેલું થયું એટલે "હ્હાડો હ્હાડો" જ મુખથી ભાખવું પડે. પરણવી હોય તો કોઇ જીવતીજ સ્ત્રી જોઇએ; ઇજીપ્તના જુના વિજ્ઞાનશાસ્ત્રે અમર કહેલી "મમી" રાજકુમારી નકામ લાગે—તે તો કોઇ પ્રદર્શનનો ખુણોજ શોભાવે. તેમાં આપણાં ગુજરાતમાં—કમનસીબ, વેપારી બુદ્ધિના, ભાવનાહીન ગુજરાતના જીવનમાં અને સાહિત્યમાં નવા યુગના તત્વો આવ્યાં છે કે કેમ એ વિચારવા માટે ઘણો વખત અને સ્થલ જોઇએ. હમણા તો ઉપર ટપકે તેનું સિંહાવલોકનજ થઇ શકે; અને કારણો દર્શાવ્યા વિના કયા સાહિત્યકારમાં શાં શાં તત્વો છે કે નથી તેજ કહી શકાય. સાહિત્યમાં તત્વો કયાં કયાં છે તે તેમાં શું લખ્યું છે તેજ માત્ર જોઈ નક્કી થઇ શકે નહિં; પણ શૈલીની રચનામાં, વિચારો અને ભાવોની તરેહમાં, તેની અસર અને સત્તામાં ફેરફારો જ્યારે આપણે જોઇએ અને તે અરસામાં માણસ અને સમાજમાં થયેલા ફેરફાર સાથે સરખાવીયે-અને ઇતિહાસની એકતાના પ્રકાશમાં તેનો અર્થ કરીયે ત્યારેજ તે તત્વો સ્પષ્ટ થઇ શકે. આપણું સાહિત્ય બંગાળ અને મહારાષ્ટ્રના સાહિત્ય સાથે સરખાવી શકાય એમ નથી તો પછી યુરપના જીવન્ત સાહિત્ય જેમાં જીવનના નાનામાં નાના ફેરફારનું પ્રતિબિમ્બ પડે છે તેની સાથે તો તેનું નામ પણ કેમ લઈ શકાય? આ કેટલાંક સાહિત્યોમાં બધાંજ અર્વાચીન તત્વો ઘણે અંશે હસ્તી ધરાવે છે; આપણે ત્યાં એવો એક લેખક ભાગ્યેજ મળે છે કે જેની કૃતિમાં એક કે બે કરતાં વધારે તત્વ નજરે પ્હડતાં હોય.

પહેલું તત્વ સ્વાતંત્ર્ય છે. જીવન અને સાહિત્યની એકમેક પર થતી જબરી અસરથી સાહિત્યમાં ફેરફાર શો છે તે જાણુતા પહેલાં જીવનમાં થયેલા ફેરફાર જોવા જોઇએ. ગટનબર્ગની શોધથી અને બીજા કેટલાંક કારણોથી મનુષ્યની વિચારશક્તિ ખીલી. જ્ઞાનના, સત્તાના, ધનના ઇજારા સ્હામું મહાયુદ્ધ શરૂ થયું. સ્વમતિ એજ શાસ્ત્ર-પારકાયે અર્પેલા નિયમો એ ગુલામગીરી-પોતાની નજરે જોયેલું, પોતાની બુદ્ધિથી ગ્રહેલું તેજ માન્યઃ આ કેટલાક વિષયોમાં ભયંકર પરિણામ નીપજાવનાર શક્તિ આ જમાનામાં પેઠી. લ્યુથરે ધર્મનાં કોટોને ગબડાવ્યાં; પોપે મહા મહેનતે સંરક્ષેલી ધર્મની સત્તા નિર્બળ થઇ. હોલાંડમાં આ તત્ત્વે પહેલો રાજકીય વિગ્રહ શરૂ કર્યો; "પ્યૂરીટેનીઝમ" નું અડગ સ્વરૂપ ધારણ કરી ચાર્લ્સ પહેલાનું માથું કાપ્યું; સમૂદ્ર તરી નવાખંડમાં નવાયુગની રાજનીતિ મૂર્તિમાન્ કરનારી લોકશાસનની પદ્ધતિ પ્રસરાવી. તેણે યૂરપમાં નાસ્તિકતા આણી; દેવળો તોડી સામાન્ય નાટકકાર સ્રીને "બુદ્ધિની દેવી" તરીકે સ્થાપી; નેશનલ એસેમ્બ્લીમાં સર્વાનુમતે ઠરાવ કરાવ્યો કે ઇશ્વર નથી; અને આખરે તેણે ફ્રાન્સના પ્રચંડ ભયાનક યુગાન્તરરૂપ સૃષ્ટિ-સંહારક તાણ્ડવનૃત્ય કરી, નેપોલીયને વગડાવેલા વિજયઘોષના ઘોંઘાટથી આડકતરી રીતે યૂરોપના બધા દેશોમાં પોતાની સત્તા સુદૃઢ કરી. ત્યારબાદ રચાયેલી યૂરોપીય રાજ્યનીતિઓમાં તે તત્ત્વ સ્વીકારાયું; અને ઓગણીશમી સદીના ઇતિહાસ તે તેની પ્રયાણુકથાનું માત્ર પ્રકરણુજ થયું. ફેર માત્ર એટલોજ રહ્યો કે હવેના પ્રકરણોમાંથી પહેલા ધસતા પ્રવાહનું તોફાન કેટલેક અંશે અદૃષ્ટ થયું છે. ઇંગ્લાંડમાં થયેલો, "રીફોર્મ બીલ"ને શાન્ત ફેરફાર ; પાશ્ચાત્ય સંસ્કૃતિના સંબંધથી એશીયાના ઉંઘતા દેશોમાં નવી પેદા થયેલી જાગૃતિ; ઇંગ્લાંડ અને અમેરીકામાં ચાલતું સ્રીસ્વાતંત્ર્ય માટે મરદો અને સ્રીઓ વચ્ચેનું યુદ્ધ; સામાજીક વ્યવસ્થામાં પેઠેલું વ્યક્તિસ્વાતંત્ર્ય અને તેને પરિણામે જુની વર્ણવ્યવસ્થાનો જુના બંધનોનો અને જુની ધાર્મિક સંસ્થાનો હિન્દ, ચીન, અને જાપાન જેવા સંરક્ષણુ પદ્ધતિની સેવા કરતા દેશોમાંથી વધતો જતો અભાવ—આ બધા વિજયો મેળવી નવા યુગના સમાજજીવનમાં પોતાનું સામ્રાજ્ય સ્વાતંત્ર્યે અચળતાથી સ્થાપ્યું છે.

આ શક્તિની સાહેલીરૂપ બીજી મહાશક્તિએ પણુ તેની સાથે રહી આ બધામાં ભાગ લીધો છે. સ્વાતંત્ર્યથી "સમાનતા" એ, એકજ ડગલું આગળ ; એક ઢાળની બે બાજુઓ કહીયે તો ચાલે.

આ મહાશક્તિઓ સાહિત્યના ક્ષેત્રમાં પણુ ઉતરી. જે તત્ત્વોએ રાજાઓનાં સિંહાસનો ડગમગાવ્યાં, અને ધર્મિષ્ઠાએ ભાવથી સંઘરેલા આચારવિચારોને તુચ્છકાર્યા તેણે સાહિત્યમાં પણુ જુના નિયમો, કૃત્રીમતા, અને આડંબરનો વિનાશ કરી વૈવિધ્ય, સમૃદ્ધિ, અને પ્રભાવને નોતર્યાં. વિદ્વત્તાની ટોંચપરથી નહિં પણુ મનુષ્યત્વની સામાન્ય સપાટીપરથી મેળવેલાં ગમે તેવા રત્નો સમાનતાએ શોધવા માંડ્યાં; અને સ્વાતંત્ર્યે તેનો ગમે તેવા શિષ્ટાચાર વિરૂદ્ધ પણુ આકર્ષક સાધન વડે પ્રદર્શિત કરવાં શરૂ કર્યાં; સ્વાતંત્ર્યે

વિવિધતા આણી, સમાનતાએ સરળતા સાધી; વિદ્વત્તાના મેરૂ શિખરો વધતાં અટકયાં, પણ આસપાસની ભૂમિની ઉંચાઇ વધી.

સ્વાતંત્ર્યે સાહિત્યમાં ઘણા મ્હોટાં ફેરફાર કર્યા. ગદ્યમાં સ્વચ્છંદતા આણી. કાર્લાઇલ અને રીકટરની પછાડા મારતી અદ્ભુત ચિત્રમયતા છતાં પણ સામાન્ય વાકયરચનાની અવગણના કરતી શૈલી ઉંચા પ્રકારના સાહિત્યમાં ઉદ્ભવી. બ્રાઉનીંગ વગેરે કવિઓની ગદ્ય રૂપે દેખાતી પણ રસથી છલકાતી કૃતિઓએ ફૂટપટ્ટીથી માપીને લખતા કવિઓને પ્રભાવમાં, વાક્પાટવમાં, કવિશક્તિમાં શરમાવ્યા; ગીટીએ, બાયરને કવિતાનો વસ્તુ-પ્રદેશ વધાર્યો—મહાકાવ્યમાં મહાભારતો લખવા છોડી હૃદયના અસ્પર્શ્ય, અકથ્ય લેખાતા ભાવોને તેમની અમર કવિતામાં મૂર્તિમાન કર્યા. સમાનતાએ સામાન્ય હૃદયની ઝીણ-વટોને રૂપવતી બનાવી, નવલકથા જેવા આધુનિક કાલના લોકપ્રિય અને પ્રભાવશાળી સાહિત્યને જન્મ આપ્યો; વર્તમાનપત્રોનું ક્ષણભંગુર, અને સામાન્ય વિદ્વત્તાવાળું સાહિત્ય પેદા કર્યું. ચારે ગમથી સમૃદ્ધિ છલકાઇ. ગમે તે પ્રકારે વિચાર પ્રગટાવી, સાહિત્યમાં ગમે તેવું પણ રૂચિકર સ્વરૂપ અર્પી દુનિયાના માનસિક દરિયાનાં મથનમાં પોતાથી બને તે નાંખી ભવિષ્યમાં નીકળવાનાં રત્નો પેદા કરવા તરફ પોતાનો ફાળો આપવો, એ સાહિત્યનો મુખ્ય ઉદ્દેશ થયો.

જ્યારે અંગ્રેજી સત્તાના પરિણામે પશ્ચિમ જોડે આપણો સંબંધ બંધાયો ત્યારે આપણું સાહિત્ય, આપણા સમાજની માફક કૃત્રીમ નિયમોની જુલમી જંજીરમાં સપડાયું હતું. નાટકમાં કરૂણારસથી ભરપુર અંત લાવી, કે ધીરો-દાત્ત શીવાય કોઇ પણ જાતનો નાયક મૂકી રસની શુદ્ધતા કે ભવ્યતા પ્રાપ્ત કરવાની છૂટ ન હતી. કાવ્યોમાં જુના છંદો, જુનાં પાત્રો, જુનાં ભાવો, જુના અલંકારો શીવાય કાંઇ બીજું દાખલ કરવાની મગદૂર કોઈની થતી ન્હોતી; ગદ્ય જેવા તુચ્છ, સામાન્ય સાધનોની મદદ લેવાનું હીનપત કોઇ ધરતું ન્હોતું. આવા આવા અનેક બંધનોમાં બંધાઇ ગુર્જરગીરા મહામુશ્કેલીએ સંસ્કારી પૂત્રોના સંસ્કાર થોડા બ્હાર પાડતી; અને એના ગુંગળાટથી નવા થયેલા, પહેલી વિશીના સાહિત્યકારો પણ પરોઢીયાના આછા આભાસમાં ફાંફાં મારતા હોય તેમ થોડું કાંઇ જોઇ શકયા, થોડું કાંઇક સ્હમજી શકયા અને બાકીનું બધું અસ્તસ્થતામાં તેમજ અંધારામાં ગયું. સ્વભાવે જુની ભાવનાવાળા દલપતરામે કાવ્યમાં સમાનતા ને સરળતા છેક નીરસ બનાવી મૂકી. સ્વતં-ત્રતાના ભક્ત શિરોમણિ નર્મદે તે દેવીનું માનસિક ધ્યાન ધર્યું, પણ તેને હૃદયે ઉતારી તાદાત્મ્ય મેળવી શકયો નહિ. પણ તેની પાછળના ભક્તો તે મેળવી શકયા. દાખલા તરીકે રા. નરસિંહરાવ. સમાનતાને પરિણામે આત્માકથનનાં ( Subjective ) કાવ્યો લખાયાં. પછી કલાપી થયો; સ્વાતંત્ર્ય અને સમાનતાની પરમ ભક્તિના ઉત્સાહની ધૂનમાં તેનો રસિક, અમી ઝરતો આત્મા પુરાણા સાહિત્યે પહેરાવેલી બેડીયો તોડી વ્યોમના સ્વર્ગીય વાતાવરણમાં વિહરવા અને વિહરાવવા ઉડી ગયો; અને સામાન્ય મનુષ્યહૃદયની મન્દાકિનીને તીરે રહેલાં રત્નો લાવી ગૂર્જર દેવીને ચરણે મુકયાં. તેણે ભૂતકાળપર પડદો પાડયો; નવા યુગનાં તત્વો કાવ્ય દ્વારા ગુજરાતના વાતાવરણમાં પ્રસારી આ જમાનાના સાહિત્યનો સુકાની બન્યો.

કાવ્યમાં સ્વાતંત્ર્યની વાત કરતાં સ્વરૂપમાં સ્વચ્છંદ સ્વીકારનારી રા. ન્હાનાલાલની કૃતિઓ તરત યાદ આવે છે. પણ તેમાં સ્વાતંત્ર્ય સ્વરૂપમાંજ છે; આત્મામાં જુના બંધનો ઘણા રહ્યાં છે. છુટી છવાઇ સમાનતા નજરે પ્હડે છે, પણ લેખક તેને સામાન્ય (vulgar) ગણી દૂર રાખવાજ મથતા હોય તેમ લાગે છે. રા. ન્હાનાલાલની શૈલી ગુજરાતના ભાવિ પદ્ય કરતાં ગદ્યપર વધારે અસર કરશે એમ જણાય છે અને તેથીજ આધુનિક જમાનાના એક ઉગતા સાહિત્યકાર તરિકેજ તેમની ગણના થાય છે તે ખરીજ છે એમ કહ્યા વિના ચાલતું નથી. ગદ્ય એ સમાનતાનું મુખ્ય ક્ષેત્ર છે. નર્મદનું તેમાં સ્થાન મ્હોટું છે ખરૂ, પણ સ્વાતંત્ર્યના તોફાન તેમજ વૈવિધ્ય વિના નર્મદનું ગદ્ય પ્રભાવશાળી નથી. મેઘગર્જનાની ચિત્તભેદક શકિત ધરાવી મણીલાલની શૈલી સ્વાતંત્ર્યનો સાક્ષાત્કાર કરાવે છે; પણ જેમ મણિલાલ વિચારે જુના હતા તેમજ તેમની શૈલી સમાનતામાં અર્વાચીન થઇ શકી નહિં. વિદ્વતાની ટોચેથી નીચી ઉતરી સામાન્ય સંસ્કાર ભણી સ્નેહભીની થઇ નહિં. આપણાં ગદ્યગગન ના બીજા મહાગ્રહ ગોવર્ધનરામજ કહી શકાય. તેમનુ ગદ્ય ઘણે અંશે કળાવાળું છે; સમાનતાની વિશાળ નજર, ઘણા ભાવો દર્શાવવાની શકિત અને વર્ણવાની શકિત તેમાં છે. પણ તેમાં સ્વાતંત્ર્યની વિવિધતા સાથે પ્રભાવ નથી; બુદ્ધિપ્રાધાન્યથી ઉમળકાને તે જતા કરે છે; બાણ અને દણ્ડિના કૃત્રીમ વાતાવરણમાં ઉછરી હોય તેમ સ્વાભાવિકતા કે સરળતા લાંબો વખત રાખી શકતી નથી. ગદ્યમાં પણ નવલકથા એ સમાનતાના સાહિત્યનો પ્રથમ વિભાગ છે; અને તેમાં તો આપણી નિર્જીવ સંપત્તિ જોતાં ગોવર્ધનરામ પ્રથમ—એક પૂરાજ છે. પણ છતાં એટલું તો કહેવુંજ જોઇએ કે તે ક્ષેત્રના પૂરા અધિકારીને જોઇતી સરળતા કે સ્વાતંત્ર્ય "સરસ્વતિચંદ્ર" ની પુરાણ જેવી નવલ કથામાં નથી. ઘણી વખતે મનુષ્યહૃદયના આદિ ગુરૂ તરીકેની નવલકથાકારની પદ્વી છોડી ગોવર્ધનરામ જુના, સામાજીક અને નૈતિક નિયમોના પાલક તરીકે બહાર પડી સાહિત્યને જુની દુનિયાના ડહાપણની વેદી પર હોમી દે છે; છતાં તે જુના જમાનાનાં સારામાં સારાં લક્ષણોનો આકર્ષક રીતે સાક્ષાત્કાર કરી તે યુગ તરફ આપણા હોલવાતા મોહને પ્રદીપ્ત કરે છે ને જેવો કલાપી નવા જમાનાનું સાહિત્યદ્વાર ખોલતો ઉભો રહ્યો છે તેમ ગોવર્ધનરામ ગયા જમાનાપર બારણાં વાસે છે; વાસતાં વાસતાં સ્નેહથી સહૃદયતાથી, નવાયુગની અપેક્ષા રાખે છે—રખાઇ જાય છે.

ગુજરાતમાં ઉભારાતાં ચોપાનીયાંઓ, વાર્તાઓ, કવિતાઓ અનેક ઉદ્દેશથી પ્રગટ થતી સાહિત્યમાળાઓ જનસમાજમાં આ તત્વોનો વિકાસ સિદ્ધ કરે છે. પરભાષાના વધતા જતા શબ્દો, અલંકારો ભાષાને સમૃદ્ધિવાન કરે છે, અને નવા વિચારોને ઉત્સાહથી આદરે છે.

ત્રીજું તત્વ ૧૯ મા સૈકાની પેદાશ છે; સ્વાતંત્ર્ય અને સમાનતાના પ્રચંડ ઉત્સાહસમુદ્રના નેપોલીયનના વિગ્રહ જેવા પ્રલયતરંગે, જુના સમાજ સાથે અથડાઇ તેના જલને ચારે દીશામાં પાથર્યા ત્યારે તેના વીખરાતા મોજાના

ગ્રીસમાંથી લક્ષ્મિસમી આ મહાશક્તિ બહાર આવી તે રાષ્ટ્રીયતા. નેપોલીયનના લશ્કરી સામ્રાજ્યે યુરોપમાં વસતી પ્રજાને એક નાથે નાથી, ગુલામગીરીના અસહ્ય અસંતોષથી તેમનાં ભિન્ન લક્ષણો સતેજ કર્યાં—તેમનું વ્યકિતત્વ ખીલવ્યું; ઑગસ્ટ કૉન્ત જેવાની પ્રેરણાઓએ માન્યતા સામાન્ય કરી કે જનસમાજ છુટાં છવાયાં જન્તુનો સમુચ્ચય નથી, પણ જુદાં જુદાં અવયવોથી શોભિત જીવન્ત શરીર છે. તેમા એ પણ ખાત્રી વધતી ગઈ કે આખા માનવકુળની સજીવ એકતા અનુભવવાના દિવસો આવ્યા નથી; પણ એક જાતની, એક સંસ્કૃતિએ કેળવેલી એક તરેહની ભાવનાઓએ પુરાણ કાળથી પ્રેરિત થયેલી પ્રજા તે એક વ્યકિત- એક રાષ્ટ્ર છે. દેશ જાનવરોને હોય; ભૂગોળવેત્તાની સગવડ માટે જુદો કહેવાય. પણ જીવન્ત પ્રજા માટે-પ્રગતિ માટે તો રાષ્ટ્રજ હોઇ શકે. યુરોપના મહાન દેશો ( "English nation" "German nation" ) રાષ્ટ્ર નામથીજ ઓળખાય છે. ધીમે ધીમે આ ખ્યાલ વધતો ગયો; રાષ્ટ્રોમાં મનુષ્ય શરીરસમી સુદઢતા વધી, ભવિષ્યની દુનિયા રાષ્ટ્રોમાંજ વ્હેંચાવી જોઇએ એ રાજ્યનીતિનો ચોક્કસ સિદ્ધાન્ત થઇ પડયો; અને યુરોપમાં હાલ ચાલતા દારૂણ મહા વિગ્રહનું મૂળ કારણ—મિત્ર રાજ્યોએ માથે વ્હોરેલાં ભયાનક કર્તવ્યનો ખરો ઉદ્દેશ જર્મન અસ્વાભાવિક મહત્વાકાંક્ષા તોડી રાષ્ટ્રીયતા જાળવવાનોજ છે. નેપોલીયના વિગ્રહે જે પહેલાં એ તત્વો માટે કર્યું તે આ વિગ્રહ આ તત્વ માટે કરશે.

આ તત્ત્વ આપણા દેશમાં ઘણું મોડું આવ્યું; પણ એક બે પ્રાન્તોમાં જુસ્સાભેર તેનો પ્રવાહ વધ્યો છે—અને સ્થાનિક સાહિત્યને પ્રેર્યાં છે. પણ બંગાલ, પંજાબ, અને મહારાષ્ટ્રમાં આજથી પચાસ વર્ષ પહેલાં જે ઉગતો આભાસ દેખાતો હતો, તેવો આજે પણ આપણે ત્યાં નજરે ચ્હડતો નથી.

આ તત્વ સાહિત્યમાં બે સ્વરૂપે જડે છે. આપણા રાષ્ટ્ર તરફ ઉછળતી ભકિત દર્શાવવી એ એક પ્રકાર છે; અને બીજો આપણામાં રમી રહેલી પણ અવ્યકત અર્વાચીન રાષ્ટ્ર ભાવનાઓને મૂર્તિમાન કરતું સાહિત્ય એ બીજો પ્રકાર છે. નર્મદમાંઆ તત્ત્વનો ભાસ થાય છે; હરિ હર્ષદ જેવામાં એક જાતની કૃત્રીમ લાગતી શૂરવીરતાનો જુસ્સો જણાય છે; પણ તેઓમાં દેશના વ્યકિતત્વને જીવન્ત સ્વરૂપ અર્પી જનની સમાન તેને હૃદયમંદીરમાં સ્થાપી, તેને માટે પુજ્યબુદ્ધિ, કે પુત્રભકિત દેખાતાં ન્હોતાં; તેમજ દેશમાં શાં શાં નવા તત્વો દાખલ થયાં છે તેને જોઇ, જીવનમાં ઉતારી સાહિત્યમાં સાક્ષાત્કાર કરવા તેઓ ફત્તેહમંદ થયા ન્હોતા. તેમનો વખત જરા જુદો હતો; પણ આ જમાનના આગળ પડતા ગણાતા સાહિત્યકારોએ પણ આ તત્ત્વ હૃદયમાં ઉતાર્યું હોય, કે કોઇમાં સિદ્ધ કર્યું હોય એવું દેખાતું નથી. ગોવર્ધનરામના હજાર પાનાના "સરસ્વતીચંદ્ર"માં આવેલા વિવિધજ્ઞાનસંદારને ( Encyclopedia ) શરમાવે એવા વિષયવૈવિધ્યમાં રાષ્ટ્રીયતાને માટે ઉર્મિભર્યા ચાર શબ્દોને માટે સ્થાન નથી! કયાં તે અને કયાં બકીમચંદ્ર ચેટરજી. જેટલો ફેર બંકીમના પાત્રોની દઢતા તથા ભાવનશાળી કાર્યદક્ષતા અને સરસ્વતીચંદ્ર તથા કુમુદસુંદરીના કળામય, ભાવમય પણ વીર્યવિહીન રૂદનોમાં, તેટલોજ ફેર બંગાળના જીવન્ત

સાહિત્યમાં અને આપણાં–મરેલા કહીશું?–સાહિત્યમાં,–તેટલેજ અંશે આપણા જીવનમાં અને સાહિત્યમાં આ તત્ત્વની ન્યૂનતા. તેમજ આપણા હાલના કવિઓમાં શ્રેષ્ઠ કવિ જ્યારે ભારતભૂમિની શ્રેષ્ટતા પૂરવાર કરવાને ઈન્દુકુમારમાં લાંબુ ભયંકર શબ્દે વિભુષિત ભાષણ રજુ કરે છે ત્યારે ખેદ થયા વિના રહેતો નથી. શી આપણા સાહિત્યની ખુબી કે આપણા દેશના સાહિત્યમાં આર્યાવર્તનાં કીર્તનો અમર શૈલીમાં ચીતરાયાં છે ત્યારે આપણે ત્યાં કવિમાં નથી ઉર્મિ–નથી ઉમળકો–નથી ભક્તિના અર્ઘ્યની ભવ્યતા; પણ જાણે કહેતાં શરમાતા હોય, મહા મુશ્કેલીએ શ્રેષ્ઠતા સિદ્ધ કર્યા વિના છુટકો નહોય, રખેને કોઈ દેશને અન્યાય થઇ જતો હોય, જાણે માતાને પ્રેમ અર્પતા પહેલાં દુનિયાની બધી સ્ત્રીઓ કરતાં તેનું સૌન્દર્ય વધારે છે એમ સિદ્ધ કરવુંજ જોઇએ, તેમ ભૂમિતીના ન્યાયપૂર્વક સિદ્ધાન્તની ચોક્કસ ગણત્રીથી "પૂર્વ અને પશ્ચિમનાં પલ્લાંની દાંડી ભારત છે!" એમ ચોક્કસ રીતે પૂરવાર કરવામાં આવે છે. ગુજરાત વાણીયાનો વ્યાપારીઓનો, પલ્લાંની દાંડી વાપરનારાઓનું મુખ્ય સ્થાન છે. ખુબી એ છે કે એ ભાન આપણા કાવ્યોમાંથી પણ જતું નથી! બીજા પ્રકારની રાષ્ટ્રીયતા તો સ્પષ્ટ રીતેજ આપણા સાહિત્યમાં નથી. આપણી પ્રાચીન મહત્તા સજીવન કરવી–ગુર્જર દેશની રસ ઝરતી ભૂમિનાં સ્થળે સ્થળ સાહિત્યદ્વારા કાવ્યમય કરવાં–આપણી ઉછળતી આશાઓ, આપણી પ્રચંડ અભિલાષાઓને સચોટ શૈલીમાં બહાર પાડવી—આ બધું હજુ બાકી છે. ક્યારે થશે એ ભવિષ્ય જાણે!

ચોથું એક તત્ત્વ સાહિત્યની નવી બદલાયેલી સ્થિતિથીજ નીપજ્યું છે. જ્યાં સુધી સાહિત્ય એ છુટાછવાયા કેટલાક માણસોનીજ મીલકત હતી ત્યાં સુધી કળાને માટેજ કળા સેવવી એજ સાહિત્યનો આદર્શ મનાતો. જેમ "સેન્ડો" જેવો કસરતબાજ ખેલાડી સ્નાયુનો અપૂર્વ ઘાટ મેળવવા મરી મથે, તેમ સાહિત્યકારો સાહિત્યને ઘસી ઘસી તેમાંથી સૌંદર્યજ ઝળકાવવા મથતાં. પણ જ્યારે નવા જમાનાની પરિસ્થિતિથી વધતા રજોગુણે લોકોમતને સામ્રાજ્યને સિંહાસને બેસાડયો–અને તે વાળવો તથા કેળવવો તે પહેલાંના રાજાઓ રીઝવવા જેટલોજ જરૂરનો દેખાયો ત્યારે સાહિત્યસેવકોને ભાન આવ્યું કે સૌંદર્ય સાથે કર્તવ્યપ્રેરકતા એ સાહિત્યનું બીજું અને વધારે જરૂરનું અંગ છે. સૌંન્દર્યસેવાથી હૃદય ગુંજતું કરી, ઉચ્ચ ભાવનાઓ પ્રેરાય અને મનુષ્યજીવનને પૂર્ણતાના સોપાનમાર્ગે ચઢતું કરી કર્તવ્યમાં અપૂર્વતા, દ્રઢતા અને એકનિષ્ઠા આણે ત્યારેજ સાહિત્ય. પૈસા શક્તિ કે સાહિત્યની કેવળ પુંજીજ એકલી હોય તે નકામી; તે કેવી રીતે વપરાય છે તે શું કર્તવ્ય પ્રેરે છે તે જોઇનેજ પુંજીદારની કિંમત અંકાય–ત્યારેજ કંજુસાઇના આક્ષેપમાંથી તે છુટે. જયારે હિન્દુસમાજ જીવન્ત હતું ત્યારે સાહિત્ય પણ કર્તવ્યપ્રેરક હતું; ગીતા, મહાભારત રસાત્મક છે પણ રસાત્મક રહીને વિરામતાં નથી. તેનાં રસાત્મક વાકયો નિશ્ચલ શાસનની સત્તાથી કર્તવ્ય પ્રેરે છે–ઉત્સાહ પેદા કરે છે. જીવન એ કર્તવ્ય છે-ભગીરથ અને પ્રભાવશાળી, અને તે કર્તવ્ય વેદિએ જીવન હોમાતાં ગાવાનાં સ્તોત્ર તે સાહિત્ય—આ આપણા પૂર્વજો સારી પેઠે સમજતા હતા. બાકીના બધાં થોથાં–ઉધાઇના સતત પ્રયાસે કોરી કહાડેલો કચરો. જયારે

હિન્દુજીવનમાંથી પ્રભાવ પરવાર્યો અને સમાજમાં વધારે ને વધારે જડતા પેઠી ત્યારે પ્રેરણાહીન કાવ્યોની રચના વધતી ગઈ; કાવ્યનો રસાત્મક વાકયમાંજ અસ્ત થયો, અને હલકો આદર્શનો બચાવ કરવા "કળાને માટેજ કળાસેવન" મહા મંત્રથઇ રહ્યો. હાલનું આપણું નિર્જીવ સાહિત્ય પણ આ આદર્શથીજ નીપજ્યું છે અને તેણેજ જુસ્સાદાર સાહિત્યના અનેક ફણગા ઉગતા ડામ્યા છે. કોયલના ટહુકાર ને વેણુના મીઠડા સ્વર, અને રૂપેરી ચંદ્રિકાનાં શીતળ અમીઝરણોથી ઉદ્ભવતા 'અનેરા આલ્હાદ' ના મીઠા, નમાલા અનુભવોના પૂજકોની રોગિષ્ટ રસમયતાથી ભરપૂર કૃતિઓ જીવનને તુચ્છ, ચેતનવિહીન બનાવી મૂકે છે. તે કૃતિઓમાં કળા છે, રસ છે, ભાષાની સમૃદ્ધિ છે; પણ સાથે અત્યંત રસભોગથી પેદા થયેલી નામર્દાઇ પણ છે. સાહિત્ય અને જીવન જુદાં નથી પણ એક છે; જ્યાં સુધી જીવન મહાભારત સમું ચુદ્ધસ્વરૂપ થાય નહિ ત્યાં સુધી "મહાભારત" લખાય નહિં. કાર્લાઇલનો તો એજ મત હતો કે "to write as epic one must live an epic" પણ આપણે ત્યાં ઉપર લખેલા અનેરા આલ્હાદોના સવાદીયાઓ આવા સાહિત્યની અસરે જીવનને નિર્માલ્ય રસમયતાથી ભરપૂર કરી, કલામય જીવન ગાળવાની વ્યર્થ ભાવના પાછળ ઝંખી ઝંખી, દેશની-સાહિત્યની ખરી જરૂરીયાતો તરફ અંધ બની, રસમયતાના લેબાશમાં હિચકારાપણું ઢાંકી, આત્મસંતોષી, ક્ષુદ્ર જીંદગી ગાળે છે. જીવન્ત રાષ્ટ્રનું જીવન અને સાહિત્ય વિર્યવતાં હોય છે, અને સમયના મહાપ્રશ્નોનું નિવારણ કરવા કળાને શસ્ત્ર બનાવી નિશ્ચયાત્મક બુદ્ધિથી આગળ વધે છે. મીલ્ટનનું ભવ્ય વાક્પાટવ અને મહાન ક્રોમવેલની પ્રતાપી રાજ્યનીતિ એજ બે સાથે રહી શકે; અને જે દેશમાં, આ લોકશાસનના દિવસોમાં મોજ શોખની ઇન્દ્રપૂરીમાં વકિલાત જેવા નિરૂત્સાહી ધંધામાંથી એસ્કવીથ જેવા નર નીપજે કે જે સમય આવે જીવનનાં બધા તત્વો વિકસાવી આખા સામ્રાજ્યને સરદારી હેઠળ રાખી શકે—એવા રત્નની ખાણમાંજ સાહિત્ય જડે. પછી માત્ર વિષય સુખના ઉપદેશોમાંજ તેની મહત્તા હોય, તો તે તો દરેક પ્રાણીનો અધિકાર છેજ.

આ ચાર તત્વો આ જમાનાની નવી પ્રેરક શક્તિઓ છે; અને જીવનને તેમજ સાહિત્યને તેની સત્તા નીચે આણ્યા વિના છુટકો નથી. જુના વિચારને આ તત્વો ગમે તેવાં ખરાબ અને હાનીકારક લાગે તોપણ તે આવવાના તો ખરાજ. ધર્મિષ્ઠોની બૂમની દરકાર વગર ન્યાતો ઢીલી થાય છે-સંસારમાં નવી રચના રચાય છે; અને કહેવાતા સાક્ષરોને ગમે તેટલાં કમકમાં આવે પણ સાહિત્ય નવયુગનાં તત્વ સ્વીકારશેજ—સ્વકાર્યા વિના તેનો જયવારો છેજ નહિં. અને જે લેખ, જે કૃતિ, જે સંસ્થા આ. મહા શકિતઓની સત્તા બહાર જવાને ઇચ્છી દ્રોહ કરવા તત્પર થાય—તે પ્રગતિનો અવરોધ કરી ભવિષ્યને શાપ સમાન થઇ પડશે.

કનૈયાલાલ મા. મુનશી.

# રાણા પ્રતાપ અને રાજા માનસિંહ.

અકબર બાદશાહના સમયમાં હિંદુ પ્રજામાં જે મહાન પુરૂષો ઉત્પન્ન થયા હતા, તે સર્વમાં રાણા પ્રતાપ અને રાજા માનસિંહ સૌથી વધારે જાણીતા છે. બંને વીરપુરૂષો હતા. બંને સ્વદેશાભિમાની દેશભક્તો હતા. ઇતિહાસકર્ત્તાઓએ, આપણા દેશના ભાટચારણોએ, તેમ હાલના સમયના નાટકો અને નવલકથાઓ લખનારાઓએ—સર્વએ મહારાણા પ્રતાપનો યશોગાન સંપૂર્ણ રીતે ગાયાં છે, અને મધ્યકાળમાં આપણા દેશમાં જે જે સ્વદેશાભિમાની વીરપુરૂષો ઉત્પન્ન થયા છે તે સર્વમાં સર્વાનુમતે મહારાણા પ્રતાપને પ્રથમ પંક્તિમાં પ્રથમ સ્થાન આપ્યું છે અને તે હરેક રીતે યોગ્ય છે. તદ્દન પ્રતિકૂળ સંજોગોમાં માત્ર એકલેજ હાથે અકબર જેવા સમર્થ શત્રુની સામે હિંદુ પ્રજાની સ્વતંત્રતાનું રક્ષણ કરવાને યુદ્ધ કરવું, ગમે તેટલા સંકટો પડે તો પણ મ્લેચ્છ પાદશાહને ન નમવું એવી ભીષ્મ પ્રતિજ્ઞા કરવી અને તે દ્રઢતાથી પાળવી—એ સઘળું પ્રશંસાપાત્ર છે. પ્રતાપના આ વીરકાર્યથી પ્રતાપનું સ્થાન જગતના ઇતિહાસમાં એના જેવા પ્રતિકૂળ સંજોગોમાં સમર્થ દુશ્મનોની સામે બાથ ભીડી પોતાના દેશની સ્વતંત્રતાનું રક્ષણ કરનાર દુનીઆની મહાન વ્યક્તિઓ—ફ્રાન્સની જોન ઓફ આર્ક, સ્કોટલેંડનો વીલીઅમ વૅાલેસ, નેધરલેંડસનો વીલીઅમ ઑફ ઑરેંજ—ની સાથે છે.

પ્રતાપની દેશભક્તિની આ રીતે હિંદુ પ્રજાએ યોગ્ય કદર કરી છે. અને આપણા દેશના વીરપુરૂષોની પંક્તિમાં તેને અગત્યનું સ્થાન આપ્યું છે. પરંતુ આપણા દેશમાં રાજા માનસિંહના ગુણોની હજી સુધી યોગ્ય કદર થઇ નથી. એ પણ એક ઉંચા પ્રકારનો દેશભક્ત હતો, એ વાત હજી સુધી સ્વીકારાઇ નથી, એટલુંજ નહિ પણ હાલના કેટલાક નવલકથા તથા નાટકો લખનારાઓએ તો તેને એક અધમ, સ્વાર્થી અને દેશદ્રોહી પુરૂષ તરીકે ચીતર્યો છે,-તેઓનું કહેવું એમ છે કે માત્ર પોતાનો સ્વાર્થ સાધવાને તેણે અકબરનું દાસત્વ સ્વીકાર્યું, તેને લગનમાં પોતાની બ્હેન આવી, તેનો માનીતો સરદાર થઇ પ્રતાપ જેવા દેશભક્ત વીર પુરૂષ સામે લડી દેશદ્રોહીનું કલંક પોતાને માટે પ્રાપ્ત કર્યું; પરંતુ રાજા માનસિંહના ચારિત્ર્યની આ તુલના બરોબર નથી. એ પણ એક દૂરઅંદેસી અને કાર્યદક્ષતાવાળો દેશભક્ત હતો. અને એણે જે જે કાર્યો કર્યાં છે તે દેશનું ભલું કરવાના શુભ હેતુથીજ કરેલાં છે. માત્ર પ્રતાપ અને તેના સ્વદેશાભિમાનના સ્વરૂપમાંજ તફાવત હતો. બંનેની રાજનીતિનાં દ્રષ્ટિબિંદુ જુદાં હતાં. દેશનું ભલું શેમાં છે તે સમજવાની બંનેની બુદ્ધિમાં મોટો ફેર હતો. 'યા હોમ કરીને પડો', એ સિદ્ધાંત પ્રતાપનો હતો. એથી ઉલટું વિવેક બુદ્ધિ તથા દેશની પરિસ્થિતિ ધ્યાનમાં લઇ તે મુજબ કાર્યો કરી દેશનું હિત સાચવવું એ ગુણો રાજા માનસિંહમાં પ્રધાનપદે હતાં.

મહારાણા પ્રતાપ તથા રાજા માનસિંહના રાજકીય દ્રષ્ટિબિંદુ સમજવાને હિંદુસ્તાનના તે કાળના ઇતિહાસની કેટલીક બાબતો સમજવી જરૂરની છે. મહમદ પેગંબ-

બરના સમય પછી મુસલમાન પ્રજામાં એક જાતનું મહાન આત્મબળ ઉત્પન્ન થયું. પોતાની શક્તિ ઉપર તેમને અત્યંત શ્રદ્ધા બેઠી. આખી દુનીઆમાં મુસલમાની ધર્મનો ફેલાવો કરવો અને મુસલમાની રાજ્ય સ્થાપવું એ પોતાને ઇશ્વર તરફથી સોંપાયલું કર્તવ્ય છે એમ દરેક મુસલમાન સમજવા લાગ્યો.

આવી દૃઢ શ્રદ્ધાથી મુસલમાન ખલીફાઓ ટુંક સમયમાં પૃથ્વીનો ઘણો ભાગ જીતી શકયા. આખો પશ્ચિમ એશિયા, મીસર દેશ, તથા યુરોપનો કેટલોક ભાગ મુસલમાન લોકોએ પોતાના બાહુબળથી કબજે કરી લીધો. હિંદુસ્તાન ઉપર પણ મહમદ કાસમે પહેલવહેલી સ્વારી આઠમા સૈકાની શરૂઆતમાં કરી. મહમદ કાસમના સમ્રયથી તે સોળમાં સૈકામાં બાબરે હિંદુસ્તાન ઉપર ચડાઈ કરી ત્યાં સુધીમાં આપણા દેશમાં હિંદુ મુસલમાનો વચ્ચે અગણિત વિગ્રહો થયા. આ દરેકમાં મુસલમાનો વિજયી થયા. હિંદુઓ પાસેથી મુસલમાનોએ હિંદુસ્તાન દેશ લઇ લીધો, તેમનાં પવિત્ર ધર્મક્ષેત્રો અપવિત્ર કર્યાં, હિંદુ સ્ત્રીઓને જોર જુલમથી પકડી મુસલમાનોએ પોનાત જનાનખાનામાં દાખલ કરી દીધી અને આવા ઘણા પ્રકારના હિંદુઓ ઉપર જુલમ કર્યા; તોપણ આવા ભયંકર જુલમની સામે હિંદુઓ પોતાનું રક્ષણ કરી શકયા નહિ. કોઇ કોઇ સમયે દિલ્હીની મુસલમાન પાદશાહી નબળી પડી ગઇ, ત્યારે દિલ્હીની ગાદી એક મુસલમાન કુટુંબની પાસેથી બીજા મુસલમાન કુટુંબે પડાવી લીધી. આમ મુસલમાનોના માંહોમાંહેના કુસંપના સમયમાં પણ હિંદુઓ પોતાના દેશની સ્વતંત્રતા પાછી મેળવી શકયા નહિ. હિંદુસમાજની કઇ ખામીને લીધે તેમની છેક આવી દુર્દશા થઇ એ પ્રશ્ન ઘણો વિચારવા જેવો છે. પરંતુ આપણા હાલના વિષય સાથે એને સીધો સંબંધ નહિ હોવાથી એ વિષયની ચર્ચાનો આ લેખમાં સમાવેશ કરવામાં આવ્યો નથી.

મુસલમાનો પાસેથી હિંદુસ્તાન દેશ જીતી લઇ ફરીથી એને સ્વતંત્ર બનાવવાનો છેલ્લામાં છેલ્લો પ્રયાસ રજપુતોના તે સમયના ઉત્તમ પ્રતિનિધિ રાણા સંગે બાબરના સમયમાં કર્યો હતો. ફત્તેપુર સીક્રી આગળ હિંદુઓ અને મુસલમાનો વચ્ચે દારૂણ યુદ્ધ થયું. શરૂઆતમાં સર્વને એમજ લાગતું હતું કે આ યુદ્ધમાં હિંદુઓનો વિજય થશે. અને જો હિંદુઓનો વિજય થયો હોત તો આજે આપણે હિંદુસ્તાનના ઇતિહાસનું સ્વરૂપ તદ્દન બદલાયલુંજ જોવત. પરંતુ દૈવને આ વાત ગમતી આવી ન હતી. છેક છેલ્લી ઘડીએ માત્ર નજીવા દેખાતા કારણને લીધેજ મુસલમાનોએ હિંદુઓ પાસેથી વિજયવાવટો છીનવી લીધો. સ્વતંત્ર હિંદુસ્તાનમાં આમ હિંદુ રાજ્ય સ્થાપવાનો રજપુતોનો છેલ્લામાં છેલ્લો પ્રયાસ નિષ્ફળ ગયો. અને હિંદુઓની સર્વ આશા નષ્ટ થઇ જવાથી તેમનામાં એક ભયંકર નિરાશા વ્યાપી રહી.

ફતેપુર સીક્રીના યુદ્ધ પછી ત્રીસ વર્ષે મહાન અકબર પાદશાહ દિલ્હીની ગાદીએ બેઠો હિંદુસ્તાનમાં વસતી વિધવિધ જાતોને એકત્ર કરી દઇ તેમની એક પ્રજા બનાવવી, તથા આખા હિંદમાં એક સામ્રાજ્ય સ્થાપવું એ અકબર પાદશાહની મહત્વાકાંક્ષા હતી. તેની આ આકાંક્ષા સંપૂર્ણરીતે પાર પડે એટલા માટે

હિંદુસ્તાનની રાજવ્યવસ્થામાં હિંદુ—મુસલમાન, જીતાએલી-અને જીતનાર પ્રજા એવા જે ભિન્ન ભાવો હતા તે દુર કરવાનો, અકબરે આરંભ કર્યો. આપણે જીતાએલી પ્રજા છીએ, અને આપણા ઉપર પરધર્મી લોકો રાજ્ય કરે છે એવું વારંવાર હિંદુઓને સુચવતો જજીઆવેરો નામનો જે કર તેમની પાસેથી લેવાતો તે એકદમ અકબરે બંધ કર્યો. પોતાના ઉપર પરદેશી લોકો રાજ્ય કરે છે, અને પોતે પરદેશી અને પરધર્મી લોકોથી જીતાએલી પ્રજા છે, તે વાત હિંદુઓ તદ્દન ભુલી જાય, અને પોતાના પ્રજાકીય રાજ્યમાંજ વસે છે, એવો તેમને ખ્યાલ આવે, એટલા માટે રાજ્યના નાના મોટા તમામ હોદ્દાઓ અકબરે હિંદુઓને માટે તદ્દન ખુલ્લા કરી દીધા.

માત્ર ત્રીસ વર્ષ ઉપર ફતેપુર સીક્રી આગળ લડયા હતા તેજ રજપુતોના પુત્રો અને પૌત્રોને અકબરે પોતાના વિશ્વાસુ સલાહકારો, પ્રધાનો, પોતાના લશ્કરના સેનાધિપતિઓ, પ્રાન્તોના સુબાઓ બનાવ્યા. એટલુંજ નહિ પણ માત્ર મુસલમાનીજ વસ્તીવાળા કાબુલ દેશ ઉપર એક હિંદુને સુબો બનાવી રાજ્ય કરવા મોકલ્યો.

જીતાએલી પ્રજા ઉપર આટલો બધો વિશ્વાસ અને આવી ઉદારતા બતાવવાનો દાખલો જગતના ઇતિહાસમાં કોઇ પણ સ્થળે જોવામાં આવ્યો નથી. આટલાજ માટે જગતના નામીચા રાજ્યકર્તાઓ ઑગસ્ટસ સીઝર, ઑલ્ફ્રેડ, શાર્લમેન ચૌદમો લુઇ અને નૅવેરનો હેન્રી એ સર્વના કરતાં જગતના ઇતિહાસમાં અકબરને ઉચ્ચ સ્થાન આપવામાં આવે છે.

અકબરની આ ઉદાર રાજનીતિ હિંદુઓને એકંદરે લાભકર્તા છે કે નુકશાનકર્તા છે તે સંબંધમાં તે સમયના હિંદુઓમાં બે પક્ષ પડયા.

એક પક્ષનો નાયક જોધપુરનો રાજા માનસિંહ હતો, અને બીજા પક્ષનો નાયક મેવાડનો રાણો પ્રતાપ હતો. માનસિંહના પક્ષનું માનવું એમ હતું કે આપણે અકબરની રાજનીતિ સ્વીકારવી, અને અકબરને એના મહાન કાર્યમાં મદદ કરવી. એ રાજનીતિ સ્વિકાર્યા સિવાય હિંદુ પ્રજાનો ઉદય કદી પણ થવાનો નથી. આ રાજનીતિ સ્વીકાર્યામાંજ હિંદુ પ્રજા અને હિંદુસ્તાનનો ઉદ્ધાર છે. એ સિદ્ધાંત ઉપર માનસિંહને એટલી બધી દ્રઢ શ્રદ્ધા હતી કે જે એ રાજનીતિની વિરૂદ્ધ આચરણ કરે તે હિંદુ પ્રજા તથા હિંદુસ્તાન દેશનો શત્રુ છે એમ માનસિંહ પ્રમાણીકપણે માનતો, અને એવાઓની સામે યુદ્ધ કરીને પણ તેમનો નાશ કરવો એ દેશસેવા કરવા બરોબર છે એમ તે સમજતો. મુસલમાનો અકબરની આવી ઉદાર રાજનીતિની વિરૂદ્ધ થાય એ તો સ્વભાવિકજ છે, કારણ કે અકબરની આવી ઉદાર રાજનીતિથી લાંબા કાળથી ભોગવેલા એમના રાજકિય હકો જતા રહેવાના, પરંતુ હિંદુઓ આ રાજનીતિની સામે કેમ થઇ શકે, તેનાં કારણો પણ એના ખ્યાલમાં આવી શકતાં નહોતાં. અકબરની રાજનીતિ સ્વીકાર્યામાંજ હિન્દુ પ્રજાનું કલ્યાણ છે, એવી માનસિંહની દ્રઢ આસ્થા હોવાથીજ તેણે

એ રાજનીતિ સંપૂર્ણ રીતે સફળ કરવામાં અકબરને સહાય કરી હતી–અકબરની સેવા સ્વીકારી હતી–અને પોતાના જાતભાઈઓ સામે તથા મુસલમાનો સામે યુદ્ધ કર્યાં હતાં. આ સઘળામાં તેનો ઉદ્દેશ કાંઇ પોતાનો અંગત સ્વાર્થ સાધવાનો નહતો.

રાજા માનસિંહનું એમ નક્કી માનવું હતું કે મુસલમાનો હવે હિંદુસ્તાન દેશમાં સ્થાયી વસેલા છે, તેમને દેશમાંથી કહાડી મૂકી ફરી પાછું સ્વતંત્ર હિંદુ રાજ્ય સ્થાપવું, એ તદ્દન અશક્ય છે. તો પછી દૈવે મોકલેલી પરિસ્થિતિ સ્વીકારી, એ પરિસ્થિતિમાં દેશનો ઉદય શી રીતે થાય, તેનાં સાધનો શોધી કાઢી, તે મેળવવા પ્રયાસ કરવો એ દરેક દેશભક્તનું કર્તવ્ય છે.––અને તેમાંજ ખરૂં દેશાભિમાન રહેલું છે. ઉતાવળા થઇ, યાહોમ કરી પડવું અને દેશના અગણિત વીર પુરૂષોનો નાહક નાશ કરાવવો એ કાંઇ ઉંચા પ્રકારની દેશભક્તિ નથી. દેશનું કલ્યાણ થતું હોય તો મરતાં પાછી પાની કાઢે એવો કાયર પુરુષ રાજા માનસિંહ ન હતો. જીવતા રહીને પણ દેશસેવા થઇ શકે છે, દેશને કાજે જીવતા રહી સગાવહાલાના મેણાં સાંખી છેવટે દેશદ્રોહીમાં ખપીને પણ દેશકલ્યાણને માટે પ્રયાસ કરવો એ રાજા માનસિંહની દેશભક્તિની કસોટી હતી. ડહાપણ અને કાર્યદક્ષતા એ પણ શૌર્યનાં અતિ ઉપયોગી ભાગો છે એમ રાજા માનસિંહની સમજ હતી. મુસલમાનોને દેશમાંથી હાંકી કહાડી શકાય એમ નથી તો એવા નિરર્થક પ્રયાસની પાછળ પરાક્રમી વીર પુરૂષોના જીવ આપવા એ એક જાતની ઘેલછા છે.

પરદેશી લોકોનું રાજ દૈવે આપણે માટે નિર્માણ કરેલું છે, તો તે રાજ્યને આપણે માટે વધુ લાભકર્તા બનાવવાનો પ્રયાસ કરવો તેજ જાતનું દેશાભિમાન તે સમયને માટે યોગ્ય હતું. મુસલમાન પાદશાહ અકબર પોતેજ હિંદુઓને જીતાએલી પ્રજા તરીકે ગણવા માગતો નથી, જીતાએલી ને જીતનાર પ્રજાનો ભિન્નભાવ કાઢી નાખી બંનેને એકત્ર કરવાનો પ્રયાસ અકબર પોતેજ કરે છે, તો તેનો આ પ્રયાસ ફળીભુત કરવાને દેશભક્ત હિંદુઓએ અકબરને સહાય શા માટે ન કરવી?

અકબર પોતેજ અત્યંત ઉદારતાથી આપણુને કહે છે કે તમારા ઉપર પરદેશી લોકોનું રાજ્ય નથી, પરંતુ તમારૂં પોતાનુંજ પ્રજાકીય રાજ્ય છે, એમજ સમજો, અને તેને વધુ પ્રજાકીય બનાવવાને મને સહાય કરો, મારા ઉપર વિશ્વાસ રાખો, હું તમારા ઉપર વિશ્વાસ રાખવાને તૈયાર છું. સામ્રાજ્યના સલાહકાર થાઓ, મંત્રીઓ થાઓ, સામ્રાજ્યના જુદા જુદા પ્રાંતોના સુબાઓ થાઓ, સામ્રાજ્યના લશ્કરના સેનાધિપતિઓ થાઓ,—ન્યાત, જાત, તથા ધર્મના ભેદ રાખ્યા સિવાય સર્વને તેમની યોગ્યતા પ્રમાણે સામ્રાજ્યમાં ઉચ્ચ પદ્દીઓ આપવા હું તૈયાર છું, તો તે સ્વીકારો, ને દેશમાં જે આ ન્યાત, જાત અને ધર્મની વિરોધતા છે તે કહાડવાના મારા પ્રયાસમાં મને સહાય કરો. આપણા બંનેમાં વધુ હેત પ્રીત થાય, તે માટે અરસપરસ લગ્ન કરવાનો રિવાજ પણ આપણે શરૂ કરી આપણા દેશમાં હિંદુ મુસલમાનનું સંપૂર્ણ ઐક્ય કરીએ; માટે તમારા દિલમાંથી સર્વ કપટ, ભિન્નભાવ તથા મારે માટે

અવિશ્વાસ કાઢી નાંખી મને સહાય કરો, અકબરની આવી ઉદાર અને પ્રેમાળ માગણી એટલાજ પ્રેમ અને ઉદારતાથી રાજા માનસિંહ અને તેના પક્ષના રજપુતોએ સ્વીકારી, અને અકબરની રાજનીતિ ફળીભૂત કરવામાં તેઓએ કેવી ઉપયોગી અને કીમતી સહાય આપી એ વાત તો હિંદુસ્તાનના ઈતિહાસમાં જગજાણીતી છે.

રાણા પ્રતાપની રાજ્યકીય માન્યતા આથી તદન જુદાજ પ્રકારની હતી. એનું દ્રઢ માનવુ એવું હતું કે મુસલમાનોનું પરદેશી અને પરધર્મી રાજ્ય હિંદુઓને મન કદી પણ પ્રજાકિય રાજ્ય થઈ શકેજ નહિ, અને આથી કરીને તે અકબરને હિંદુ પ્રજાનો કટ્ટામાં કટ્ટો શત્રુ ગણતો હતો. હિંદુઓ જો એની લાલચમાં લપટાઇ એણે પાથરેલી કપટ જાળમાં ફસાયા તો તેઓની અધોગતિ સંપૂર્ણ થવાની; જ્યાં સુધી મુસલમાન પાદશાહો હિંદુઓના ખુલ્લા શત્રુઓ તરીકે રહેતા, રાજ્યના હોદ્દાઓમાંથી તેમને બાતલ રાખતા, અને જજીઆવેરા જેવા કરો નાખી તેઓ જીતાએલી અને પરતંત્ર પ્રજા છે તેનું તેમને નિરંતર ભાન કરાવતા ત્યાં સુધી હિંદુઓનું સ્વમાન જાગ્રત રહેતું; અને તેથી મુસલમાનો સાથે લડી પોતાના માથા ઉપરથી પરતંત્રતાનું કલંક દુર કરવા તેઓ નિરંતર પ્રયાસ કર્યા કરતા હતા. પરંતુ અકબર તો પોતે હિંદુઓનો મિત્ર છે, એવું બહાનું કાઢી, એમને એવી તો કપટજાળમાં ફસાવશે કે હિંદુઓમાંથી શૌર્ય અને આત્મગૌરવ હંમેશને માટે જતા રહેશે. ગમે તેટલાં મીઠાં મીઠાં વચનો તે કહે, તોપણ પરદેશી અને પરધર્મી અકબર વાસ્તવિક રીતે હિંદુઓનો મિત્ર થઇ શકેજ નહિ, એના રાજ્યને હિંદુઓ પ્રજાકીય રાજ્ય માની શકેજ નહીં એ તો હંમેશને માટે હિંદુ પ્રજાની સ્વતંત્રતા નષ્ટ કરનારા તરીકે રહેવાનોજ. એની આ દેખીતી ઉદાર રાજનીતિનું તાત્પર્ય એટલુંજ છે કે ખોટી આશાઓ આપી, હિંદુઓને તેમના આત્મગૌરવનું વિસ્મરણ કરાવવું, દેશમાં સ્વતંત્ર હિંદુ રાજ્ય સ્થાપવાના પ્રયત્ન કરતા તેમને સદાને માટે અટકાવવા, તથા તેમનામાં બે પક્ષ પાડી તેમને માંહે માંહે લડાવવા.

રાણા પ્રતાપ અને રાજા માનસિંહ એ બંનેમાંથી કોની માન્યતા સત્ય હતી તે પુરેપુરૂ તપાસવાનો ઇતિહાસે આપણને પ્રસંગજ આપ્યો નહિ. મહાન અકબરની ઉદાર રાજનીતિનું રહસ્ય તેની પછીના ઓછી બુદ્ધિવાળા અને ઓછી ઉદાર વૃત્તિવાળા બાદશાહો સમજી શકયા નહિ. અને તે સમયના પાદશાહો પાસે એટલી બધી ઉદારતા અને સમજ શક્તિની આશા પણ આપણાથી કેવી રીતે રાખી શકાય ? મનુષ્ય જાત સર્વત્ર એકત્ર છે, જીતનાર કે જીતાએલી પ્રજાનો ભિન્નભાવ સત્ય નથી પણ માત્ર કૃત્રીમ છે એ ઇતિહાસનું મહાન સત્ય અકબર પાદશાહના સમય પછી ચાર સૈકા થયાં ત્યારે દુનીઆ હમણાજ સમજવા લાગી છે. પરંતુ જે મહાન અકબરના મગજમાં આવા ઉદાર વિચારો આટલા બધા વહેલા ઉદભવ્યાં અને જે માનસિંહના સમજવામાં આવી ઉદાર રાજનીતિનું રહસ્ય એકદમ આવી ગયું, તે બંનેની મહત્તા તથા દીર્ઘ દ્રષ્ટિ એમના પ્રયાસની નિષ્ફળતાથી કદી પણ કમી થતી નથી.

પ્રાણલાલ કીરપારામ દેસાઈ.

# રોશન.

---

રાત્રીના બે વાગ્યા હશે. હું મ્હારી રૂમમાં એક આરામ ખુરશીપર "સરજરી" ના પાનાં ઉથલાવતો પડયો હતો. આખા દિવસનું સખ્ત કામ અને કંટાળાભરી "વૉર્ડસ ડયૂટી" અને તે ઉપરાંત 'લેકચર 'નો ત્રાસ-મુંબાઇની ગ્રાન્ટ મેડિકલ કૉલેજના જતરડામાં તણાયા વગર બીજાને આવવો મુશ્કેલ છે. આંખમાં ઉંઘ આવતી હુતી. બ્હાર નીલ આકાશમાં ચંદ્ર પ્રકાશતો હતો. તેનું ઝાંખુ તેજ બારીમાંથી અંદર આવતું હતું.

કૉલેજ પાસે નથી વ્હેતી ધીર સમીર સરિતા કે નથી થાતાં સાગરનાં ગાન; નથી લીલી હરિયાળીથી છવાએલ ટેકરીઓ-કે નથી કોયલ મેનાના આહ્લાદજનક સાદ. ધૂમ્રદાનથીજ રાચતું રીચર્ડસન ક્રુડાઝનું કારખાનું ચંદ્રતેજમાં ન્હાતું છતાંયે અંધકારમય દેખાતું હતું. કર્ણાટકીનાં ગંદા ઉપહારગૃહો અને મેલા હલવાઇઓની દુકાનોમાં હજુ ઝાંખા દીવા બળતા હતા.

નિદ્રાના બળે કે અન્ય શક્તિયે કરી મ્હારી આંખો વધારે ને વધારે મીંચાવા લાગી અને હું નિદ્રાદેવીને ખોળે વિરમ્યો.

+ × × +

હજી પાંચેક મીનીટ થઈ ન્હોતી ત્યાં તો મ્હારે કાને માણસનાં પગલાંનો અવાજ સંભળાયો. હું ચમકયો. મારી ન્હાની સરખી કોટડીમાં ચોરને ચોરવા જેવું કાંઇ ન્હોતું, તેથી ખુરસીપર પડયાં પડયાંજ બંધ આંખે મેં પૂછ્યું—કોણ ?

ઉત્તર ન મળ્યો. આંખ ઉઘાડી જોવા ઘણાયે યત્ન કર્યાં પણ નિષ્ફળ. કોઈ મ્હારી વધારે ને વધારે પાસે આવતું મ્હને લાગ્યું.

દાકતર ! ગભરાઓછો ? હા. હા. હા.-ગભરાઓ ત્હેમાં નવાઇ શી ! મ્હને જોઈ હવે કોણ ગભરાતું નથી !

મ્હેં બોલવા ઘણાયે પ્રયત્નો કર્યા પરંતુ વ્યર્થ. હું ઓળખી શકયો હતો કે એ સાદ—મધુર મોહક સ્નેહ દ્રવતો-કોઇ સુન્દરીનો હતો.

દાકતર ! સાંભળશો ! મ્હારી કર્મકથા ! હા-હા-હા- ત્હમે કંટાળો છો કંટાળો ત્હેમાં શી નવાઈ ! હવે કોણ મ્હારી વાતો સાંભળતાં કંટાળતું નથી ?—નહીં-નહીં- ત્હમારે મ્હારી વાત સાંભળવી પડશે. મ્હોટી ફી આપનારો દરદી આવે છે ત્યારે કેવા આનંદ-ઉલ્લાસથી ત્હેની કંટાળાભરેલી વાતો કલાકના કલાક સાંભળ્યા કરો છો ?

• હા. મ્હોડું ફેરવો છો? ત્હમારો શો વાંક! હવે કોણ મ્હને જોઇ મ્હોડું ફેરવતું નથી?

સાંભળો, દાકતર! પ્રભુ–બદલો આપશે! દુઃખીની કથા–કર્મકથા સાંભળો.

હા. આજ ઓરડી! આજ–આજ જગ્યા! વર્ષો પર અહીંઆં હુ રહેતી હતી. બધું સાંભરે છે. આંખ આગળ અરિસા માફક સર્વ તરે છે.'

ખીલતી-સૌન્દર્યમયી–ન્હાની રોશનનાં હાસ્ય અને રૂદનથી આ ઓરડી ગાજી રહેતી હતી. ત્હમારા ટેબલનું સ્થાન તે મ્હારૂં રમત-ગમતનું ઘર હતુંઃ

દાકતર! આ હાડપીંજરમાં આંખના ખાડા છે. તે જોતાં ત્હમે કહી શકશો કે એક વખત પ્રેમભીની, તીરછી રસયુક્ત દૃષ્ટિ ફેંકનારાં નયન ત્હેમાં ચમકતાં હતાં!

આ મુખનાં હાડકામાં એક વખત સુન્દરીનું રસીલું વિલોલ હાસ્ય વિલસ્યું હતું!

નહીં–નહીં-દાકતર, ત્હમે માનતા નથી! ખરે-કેમ માનો! હવે તે કોણ માને એમ છે! –કેટલો ફેરફાર!

દાકતર! આ હાડપીંજરમાં અદુષિત–અકલુષિત–રસભર્યું–માનવજીવન વ્હેતું હતું. મ્હારા વાઝીસનું ગુલાબ પમરતું હતું.

દાકતર! આજે હાથનાં હાડકાં શું જોતા હતા–પાંસળીઓ શીદ ગણુતા હતા. જાણો છો? સ્હમજ પડે છે? એ માંસલ હાથ જય્હારે મ્હારી તસતસતી ચોળીની બાંયથી દબાઇ વ્હેતાં લોહીયે ગુલાબી બનતા ત્યારે જગ્ત આખાંને હું નમાવી શકતી.

નવયૌવને ખીલતી દેહકળીને ત્હમે સ્પર્શનાર કોણ? ત્હમારૂં દીલ ચાહે તેમ મ્હને ફેરવનાર કોણ?

બળું છું. વેર આગે બળું છું! ત્યારે બોલાતું ન્હોતું–ખુદાયે સર્વ શકિત હરી લીધી હતી. નહીંતો ત્હમને–ત્હમારા માસ્તરને–સહુને બતાવત કે પ્રેમભરી રસ–બાળાના–યૌવનને હાથ કેમ લગાડાય?

હા. મ્હારા વાઝીસ-વાઝીસ–ત્હારી માલેકીની ચીજને આ પાષાણુ હૃદયીઓ દમે છે–ડસે છે.

ઓ પાપી! પત્થરની પ્રતિમૂર્તિ! સાંભળ. સાવચેત થઇ સાંભળ. લાંબા ઝુલ્ફાં ગરદન પર પથરાઇ નીચે પડતાં, ગૌર લલાટ પ્રદેશને અર્ધ ચંદ્રાકારે આચ્છાદતાં. રસલોલ ઓષ્ટોમાંથી ચમકતી દંતાવળીની હારો, ગરદન પરની સફેદ મણકાની માળા, મ્હારો આસમાની રંગનો તસતસતો ઝબ્બો, પીસ્તાઇ રંગની સપાટ,–એ સર્વેની છબી–મૂર્તિ હું આજ બારીએ ઉભી રહેતી.

× + × ×

અરે! શા માટે મ્હારે ત્હમારા ઉપર આવું સખ્ત થવું જોઇએ?

નહીં–નહીં-દાકતર! માફી ચાહું છું. સાંભળો, દયા કરી સાંભળો?—

હું મ્હારી દાદી સાથે આંહીં રહેતી હતી. મ્હારૂં વય ખીલતા ગુલાબ માફક પમરતું હતું. મ્હારો વાઝીસ–સ્હામે બરાબર સ્હામે રહેતો હતો. તે દાક્તર હતો–દાકતર થવાનો હતો. અમારી બન્ને જણની રસદૃષ્ટિઓ ઘણીવાર અહીંઆં ઉભાં ઉભાં સંધાતી–સ્નેહનાં હાસ્ય ઝીલાતાં! તથાપિ અમારાં હૃદય શુદ્ધ હતાં–અમારાં વર્તન અદૂષિત રહ્યાં હતાં.

એક રાત્રે વર્ષાદ ધોધમાર પડતો હતો. આખોયે દિવસ તે તેવોજ પડશે: હતો. તેમાં બેદરકારીથી ફરવા માટે મ્હને રાત્રીયે સપ્ત તાવ આવ્યો. ધીમે ધીમે તાવ વધતો ચાલ્યો. વૃદ્ધ દાદી હવે ધીરજ રાખી શકી નહિ. તે દાકતરને તેડવા માટે બ્હાર નીકળી. તે જાણતી હતી કે સ્હામેના માળામાં ઘણાયે ચોપડી સાથે માથું ઝીકતા બેઠા હશે. ત્હેને બહુ ચાલવું ન પડયું. ખુદાની મ્હેરબાનીએ મ્હારો વાઝીસ ત્હેને મળ્યો. દાદીએ ત્હેને સર્વે વાત કહી. ઘણા દિવસથી મળવાની–જોવાની ઇચ્છા તૃપ્ત થવાની આશાએ વાઝીસ અમારે ત્હાં આવ્યો.

મ્હારી દાદીએ મ્હને ખાટલામાં ઓરાડી સૂવાડી હતી. મ્હેં દાકતરને જોવા આંખ ઉઘાડી. મેં તિરસ્કારની દૃષ્ટિ નાંખી. શા માટે તિરસ્કારની દૃષ્ટિ તે કહેતી નથી– કહેવા માંગતીયે નથી. મ્હારા વાઝીસના હૃદયે પણ ક્ષોભ થયો. પણ દાકતર! દાકતરોનાં હૃદયમાં લોહી નથી–પણ રંગેલ પાણી વહે છે.

વાઝીસે કહ્યું નાડ જોવી પડશે.

દાદીએ વાંકાં વળી મ્હારો હાથ બ્હાર કહાડયો. વાઝીસને અંધારાં આવવા લાગ્યાં. ગોરા, ધગધગતા, ગુલાબી માંસલ હાથપર તેણે આંગળાં મૂકયાં. તેણે મ્હારી નાડી જોઈ હશે કે કેમ તે તો પરવરદિગાર જાણે પણ મ્હેં તો તેના હૃદયની નાડી બરાબર પારખી હતી.

દાકતર! દાકતરોને કેટલા હક છે, કેટલી છુટ છે ત્હેનો કાંઇ ખ્યાલ છે? મુગ્ધાના મુગ્ધ હૃદયને સ્પર્શી શકો છો, રસરાજ્યના માલિક બની શકો છો! વાઝીસે થરમોમીટર મ્હારો હાથ ઉંચો કરી ગોઠવ્યું. ગોઠવતાં મ્હારા ઉરને ત્હેનો હાથ અડકયો. લોખંડ પર જેમ ચકમક ઘસાય અને અગ્નિ ઝરે તેમ પ્રચંડ અગ્નિ તાવ–ઝાળ સાથે બળવા લાગ્યો–ભડભડવા માંડયો, મ્હારી દેહકળીને દમવા લાગ્યો– ડસવા લાગ્યો.

દવા આપી વાઝીસ ગયો. ખુદાની રહમે સ્હવાર થતાં તાવ ઉતર્યો. હવે વાઝીસ મ્હારે ત્હાં આવી શકતો; હવે ત્હેનો હક થયો છે. દાદી સ્હામે થઇ શકે એમ નથી. અમારા બન્નેના હૃદયમાં તિરસ્કાર, મોહ અને આખર સ્નેહતંત્ર તણાવા લાગ્યાં. હવે હું વાઝીસ કાલેજ જતો ત્હારે બારીએ ઉભી ઉભી ત્હેની મુખમુદ્રા નિહાળતી અને ત્હેના સહીસલામત પાછા ફરવા માટે પ્રાર્થના કરતી. મ્હને મ્હારા જીવનમાં આશા–ઉલ્લાસ ઉભરાતાં લાગતાં. બપોર સ્હાંઝ ગમે ત્હારે હું મ્હારાં

લાંબાં ઝુલફામાં ગુલાબ–ચંપો પરોવતી–બદામી રંગનો બારીક અબ્બોપહેરતી–આસમાની સપાટ પ્હેરી બારીએ કલાકના કલાક મ્હારા વાઝીસના વિચારમાં મશગુલ ઉભી રહેતી હતી. ઘડીકમાં હું દાક્તર થતી–તેને દર્દી બનાવતી–ઘડીક હું દર્દી થતી તો તેને દાક્તર થવાને હક્ક આપતી. ગમે તેમ હો પણ અમો બન્નેને દર્દ હતું–દિલ દર્દ થયું હતું. કેટલાક વખતથી થયું હતું.

બારી પાસે ઉભાં રહેતાં સ્નેહનાં સમણાં આવતાં અને ચુંબનોનો રસ અનુભવતી.

દાક્તર! ઉંઘ આવે છે?–કહું છું–મ્હેરબાન, આજે ઉંઘાશે નહીં. વાત સાંભળવીજ પડશે. મ્હારે તે પૂરી કરવી પડશે.

વખતના વ્હેવા સાથે મ્હારા વાઝીસની પરીક્ષા આવી. તેને દરરોજ પરિક્ષામાં જતી વખત–સારાં શુકન થાય તે માટે હું ખુદાની અર્જ ગુજારતી.

એ વાતને થોડા દહાડા થઈ ગયા. એક સ્હાંઝે હું ને મ્હારી દાદી અમારા રૂમમાં–આ–આજ રૂમમાં બેઠાં હતાં. ત્હાં તે આવ્યો. મ્હારી દાદીએ ત્હેને આવકાર આપી એક ખુરશીપર બેસાડયો. તેના હૃદયના ભાવ ત્હેના મુખ ઉપર તાદ્દશ હતા. તે ઘણું કહેવા આવ્યો હતો. તે કહેવા ઘણા પ્રયત્નો કરતો હતો પણ ફોગટ. તે અડધો કલાક લગભગ બેઠો પણ તે બોલી શકયો નહિં. હું પણ કાંઇ બોલી નહિ. જીવનને આંગણે રમતા મદનવિવશ–સ્નેહભર્યાં હૈયાને કાંઇ કહેવાનું ન હોય ત્યહારે જીવનના હોલવાતા દીપને તો શુંજ કહેવાનું હોય !

વાઝીસ આખર ઉઠતાં બોલ્યોઃ– "અમ્મા ! આજે દેશ જાઉં છુ".

મ્હારી દાદીએ કહ્યુંઃ–"હા. જી. જાતે હો! કભી આને વાલાં." વાઝીસ બોલ્યો નહિ. તે સાંભળવા કયાં ઉભો રહ્યો હતો કે જવાબ આપે. મરેલાં હૃદયના શા માટે જીવતાં હશે. ખુદાને ત્હાં તેઓ માટે જગ્યા છે કે નહિ! દાકતર શું કહો છો? કહો–કહો દાક્તર! કોને જોતાં ત્હમારી નાડી વેગભરી ધબકે છે, તમારાં નયનો ચમકે છે, ઉલ્લાસ આનંદની ઉષા તમ દેહે પ્રગટે છે...દાકતર! તમે ઉંઘો છો? તમારે ઉંઘવું છે? ચાલો મ્હારી વાત ત્યહારે હું જલદી પૂરી કરી નાંખુ. દાક્તર! આજ પાંત્રીસ વર્ષ પ્હેલાં હું આમજ માણસો સાથે બેસી વાતો કરતી અને તેજ તીવ્ર ઈચ્છા મ્હારાં હૈયાંને હલમલાવે છે.

વખત જતાં મ્હને માલૂમ પડયું કે મ્હારો વાઝીસ પાસ થયો છે. અને હેની અહીં આવવાની આશા થોડી છે, ઘણી થોડી છે. દાકતર! જે પાંસળીઓ આજે તમે ગણુતા હતા તે પાંસળીઓપર મ્હારૂં ખીલતું યૌવન વિરાજતું હતું, હેમાં દુઃખની ચંત્રણા ધમધમવા લાગી. હું જવાળા જીરવી શકી નહિ. હા. હા. રાતે એક અંધારી રાતે હું નીકળી–અને ચાલી–ખુદા–પરવર–દેગારને આશરે ચા...લી.

શિયાળાની સખ્ત ઠંડીમાં ધ્રુજતી, ઉન્હાલાના પ્રખર તાપમાં બળતી અને ચોમાસાના ધોધમાર વર્ષાદમાં ભીંજાતિ હું પેશાવર આવી.

સ્હાંઝ પડવા આવી હતી. અખરોટના વનમાંનો પવન ધીરો વાતો હતો. આ ફુતાબ બદામડી પાછળ સંતાતો હતો. વાઝીસની ફકીરી લીધેલી રેશનને ખુદાની રહેમે આખર વાઝીસ મળ્યો.

દાકતર! વિચાર આવે છે, મગજ ખ્યાલ કરી શકે છે? કદી પ્રેમથી ત્હમારૂં હૃદય તલપ્યું છે? તલસ્યું છે? ધડકયું છે? નહીં-નહીં-એ વાત કહેવાય તેવી નથી. અનુભવ વગર સ્હમજી શકાય તેમ નથી.

મ્હારૂં લાંબાં ઝુલ્ફાવાળું માથું, મ્હારૂં કરમાયલું વદનકમલ મ્હારા વાઝીસની પ્હોળી છાતીમાં ભરાયું. સૂકાયલા ગાલપર એક ચુંબન-મ્હારા વાઝીસનું હૃદય આલિંગન. હું એની હતી-ઘણાકે વખત થયાં હું એની હતી. તે મ્હારો હતો-ઘણાક વખત થયાં તે મ્હારો હતો. પણ આજે જગતની દ્રષ્ટે અમે એકમેકનાં થયાં. પણ પાપી, દગાખોર, ઇર્ષ્યાથી ભરપૂર જગત તે સાંખી શકયું નહિ. આ અમારી પ્હેલી મુલાકાત હતી. ખુદાજ જાણતો હતો કે તે છેલ્લી છે.

"મ્હારા ચશ્મોની રેશની રેશન" ચુંબન લઇ તે અગાડી કહેવા જતો હતો ત્યાં સણસણાટ કરતી ગોળી આવી. મ્હારા વાઝીસ અને-મ્હારૂં વક્ષઃસ્થળ વીંધી-ચીરી-ફાડી-ચાલી ગઇ.

**"પ્રેમીઓની પ્રથમ મુલાકાત તેમની કબર થઇ."**

સ્હવાર થવા આવી હતી. હું આંખ ઉઘાડી શકયો. બારણાપર અવાજ સંભળાતો હતો. રેશન તો નથી ત્હેની ખાતરી કરવા આંખ બરાબર ચોળીને ઉઘાડી જોયું. તે નથી ત્હેની ખાતરી થતાં બારણાં ઉઘાડયાં તો ગમપ્યો ચ્હા લઇ આવ્યો હતો તે પી કપડાં પ્હેરી કૉલેજ જવા નીકળી પડયો. નીચે ભૈયાને કેહેતો ગયો કે-"દુપેરકુ હમ ખોલી ખાલી કરેંગે".

આશ્ચાર્યચકિત ભૈયો જોતોજ રહ્યો અને હું મ્હારૂં સ્ટેથોસકોપ હવામાં ફેરવતો રાતના બનાવને ભૂલવા મથતો કૉલેજના કંપાઉન્ડમાં દાખલ થયો.

M



# સુરતની સાહિત્યપરીષદ્‌નું પ્રદર્શન.

મેના અન્તમાં સાહિત્યપરિષદનું પાંચમું અધિવેશન સુરતમાં થયું હતું. સાથે હસ્તલેખો, મુદ્રિતગ્રંથો, ચિત્રો અને પુરાણી ચીજો વગેરેનું પ્રદર્શન પણ ભરવામાં આવ્યું હતું. લગભગ ૧૫૦૦ હસ્તલેખોનો સંગ્રહ થયો હતો. આથી જૈન અને હિન્દુ ગુજરાતી સાહિત્યનો, જૂદા જુદા શતકમાં સંખ્યા, ભાષા તથા વિષયનાં દૃષ્ટિબિન્દુથી મુકાબલો કરવાનું, સુરતમાં કયા કયા કવિઓ લોકપ્રિય હતા તે જાણવાનું, કયા કયા કવિના કયા કયા ગ્રંથો ખાસ લોકપ્રિય થયા હતા તે પ્રદર્શનમાં આવેલી પ્રતોની સંખ્યા અને રચ્યાની સાલપરથી જાણવાનું, ખાસ સુરતમાં અને સુરત જીલ્લામાં કયા કયા કવિઓ થઇ ગયા છે—તેમનાં કયા ગ્રંથો પ્રસિદ્ધ અને કયા ગ્રંથો અપ્રસિદ્ધ છે–તે જાણવાનું, સુરતમાં રચાયલા કે લખાયલા ગ્રંથોની સાલ પરથી સુરતના ભૂતકાળના ચોકકસ સમયનિર્દેશ જાણવાથી સુરતની ઉત્પત્તિને લગતી દંતકથાઓની શોધનસમીક્ષા કરવાનું, ગુજરાતી ભાષામાં અર્વાચીન ગદ્યના જન્મ પૂર્વે કેવું ગદ્ય લખાતું હતું તે જોવાનું, પ્રસિદ્ધ ગ્રંથોની રચનાની સમીપની લેખિત પ્રતો જોવાનું અને તેથી હાલમાં પ્રચલિત પ્રતોના પાઠો તપાસવાનું અને ક્ષેપક અંશ પેસી ગયો હોય તો તે જોવાનું, પ્રાચીન ગુજરાતી સાહિત્યની સમૃધ્ધિ નિહાળવાનું, લોકશિક્ષણ માટે આપણાં પૂર્વજોએ કરેલા પ્રયત્નોનું માપ કાઢવાનું બની આવે એવું હતું. ગ્રંથો શતકવાર ગોઠવવામાં આવ્યા હતા.

વડોદરામાં ૧૯૧૨માં ચોથા અધિવેશન થયા પછી ગુજરાતી ભાષામાં જે ગ્રંથો પ્રકટ થયા હોય તેમનો બને તેટલો સંગ્રહ કરવા પ્રયત્ન થયો હતો. આ વિભાગમાં આશરે ૨૩૦ ગ્રંથો ચોપાનીઆ વગેરે હતાં. બે અધિવેશનના અંતરાળમાં ગ્રંથપ્રસિદ્ધિ તો આથી અનેક ગણી હતી. સમયના સંકોચને લીધે પરિષદ વખતે એમનું અવલોકન રજૂ ન્હોતું કરી શકાયું. પરંતુ પુસ્તકો નજરે જોવાનો–ગુજરાતી ભાષામાં પ્રગટ થતા સારા ગ્રંથો અને ચોપાનીઆ એક સ્થળે જોવાનો પ્રસંગ ઘણાને પ્રાપ્ત થયો હતો. આ ગ્રંથસંગ્રહમાં સ્વામી અખંડાનંદે પ્રગટ કરેલાં સસ્તાં પુસ્તકો અને ભાવનગરની આત્માનંદ જૈન સભા તરફથી પ્રકાશિત ગ્રંથોની સંખ્યા મ્હોટી હતી. આ સંગ્રહથી ગ્રંથોનું દર્શન થઇ શકે છે, ભાતભાતની છપાઇ અને બંધામણી નજરે જોવાઇ શકાય છે અને ગુજરાતી ભાષામાં કયા કયા વિષયના કેવા કેવા ગ્રંથો રચાય છે તે પણ જોઇ શકાય છે.

પ્રાચીન વસ્તુઓ નાના પ્રકારની હતી. તામ્રલેખો હતા. અણહિલવાડના સોલંકીઓએ લાટદેશ કયારે સર કર્યો તે ધમડાછાના બે તામ્રપત્રોપરથી જણાયું. લાટના ચૌલુકય કીર્તિરાજનું તામ્રપત્ર હજૂ અપ્રકાશિત છે. રાષ્ટ્રકુટ કક્કરાજનું તામ્રપત્ર પ્રગટ

થએલું છે. એક તામ્રપત્ર ઉકેલી શકાયું નહોતું. ખંડિત મૂર્તિઓના લેખો, ભાંગેલા શિલાલેખ વગેરે પણ હતા. સિક્કાઓ મ્હોટી સંખ્યામાં હતાં. અંગ્રેજી રીતરિવાજના પ્રવેશ પહેલાં સુરતના શ્રીમંતોમાં—હિંદુ, જૈન, મુસલમાન, પારસી શ્રીમંતોમાં કેવા કિમ્મતી અને કેવી તરેહનાં કપડાંનો વપરાશ હતો તે પ્રદર્શનમાં રજૂ થયેલાં કેટલાંક વસ્ત્રોથી જણાતું હતું. ચીનાઇ વાસણોનો સંગ્રહ દર્શનીય હતો. એના જે પારખ હોય છે તે ખરી ચીજ હાથ આવે છે તો મ્હોં માંગ્યું મૂલ આપી ખરીદે છે. સુરત મૂળે મ્હોટું બંદર હતું તેથી અને હજૂ પણ ત્યાંના મુસલમાનો સફરી હોવાથી વિવિધ ભાતના અને આકારના ચીનાઇ વાસણો સુરતમાં મળી આવે છે. પીતળના વાસણો, મૂર્તિઓ વગેરેનો પણ સંગ્રહ હતો. રોજના વપરાશની ચીજો પણ આપણા પૂર્વજો કેવી રમ્ય બનાવતા તેનો ખ્યાલ આથી આવતો. મૂર્તિ-વિદ્યાના અજ્ઞાનને લીધે તે ઓળખવાનું બની શક્યું નહોતું. આપણે ત્યાં અંગ્રેજી પ્રભાવ વિનાની ચિત્રકલા કેવી પ્રચલિત હતી તે ચિત્રો અને સચિત્ર હસ્તલખોથી જોઇ શકાતું હતું. છેલ્લા બાજીરાવ પેશ્વાના સોબતી ત્રિંબકજી ડેંગલેએ ગાયકવાડના એલચી ગંગાધરશાસ્ત્રીનું ખુન કર્યું હતું અને પરિણામે પેશ્વાઇ ખોઇ હતી, તે શાસ્ત્રીની સુરતમાં હવેલી છે. આ હવેલીના એક ઓરડાની ચારે ભીંતો ચિત્રોથી ભરેલી હતી. આ ચિત્રોમાંના કેટલાંક આવ્યાં હતાં. રૂતુઓનાં, માસનાં, રાગરાગણીનાં, રાશિઓનાં, શૃંગારનાં ચિત્રો હતાં. એક જૈન દિગંબર પંડિતની પોતાને હાથે ચીતરેલી તસ્વીર હતી. સચિત્ર ગ્રંથોમાં જૈન ગ્રંથો વિશેષ પ્રમાણમાં હતાં. સુરતના દિગંબર જૈનોના પુસ્તકો અને ભાવનગરના શ્વેતાંબર જૈન પ્રમચંદ રતનજીના પુસ્તકો ખાસ આકર્ષક હતાં ધાર્મિક ગ્રંથો તેમજ રાસાઓનાં ચિત્રો સુંદર હતાં. શકુનાવળીમાં જાનવરોનાં ચિત્રો આબે-હુબ હતાં. ચિત્ર દ્વારા આખી કથા કહેવાનો પ્રયત્ન થએલો લાગતો હતો. ઓખાહરણ ચંડીપાઠ અને ભગવદ્‌ગીતા એટલા સચિત્ર હિન્દુ ગ્રંથો હતા. આ સર્વેની કલમ ઉંચા પ્રકારની નહોતી પણ સુરત તરફ આ કલાઓને કેવું પોષણ મળતું હતું તે એથી જણાતું હતું. સોનેરી સાહીથી જૂદી જૂદી ભોંયપર લખેલા અક્ષરોવાળા હસ્તલેખો રમણીય હતા. સાહી અને રંગનો જેબ જાળવવા દેશી બનાવટના ભાત ભાતના રેશમી કકડાઓ દરેક પાનાપર ઢાંકવામાં આવ્યા હતા. અનાયાસે આપણે ત્યાં પૂર્વે કેવું રેશમી કાપડ બનતું તે જોવાનું આથી બની આવ્યું હતું.

ગુજરાતમાં હાલમાં જૂના પ્રકારની ચિત્રકળા નાબૂદ થએલી લાગે છે, તેમ નવી ચિત્રકળા હજૂ ખીલી નથી. મનુષ્યોની તસ્વીર ચીતરવા ઉપરાંત કંલ્પિત પ્રસંગો ઘણા ઓછા પ્રમાણમાં ગુજરાતી ચિત્રકારો ચીતરે છે. જે જુજ પ્રસંગો એમના ચિત્રપટપર જન્મ પામે છે તે અંગ્રેજી કે દક્ષિણી ચિત્રોનાં નિર્જીવ અનુકરણ હોય છે. ગુજરાતી સૌન્દર્ય, શરીરગઠન, પહેરવેશ, વાતાવરણ, ભૂપ્રદેશ, જાનવરો વગેરેને સ્થાને સર્વ પરદેશી હોય છે. કલા પ્રજાના જીવનમાંથી જન્મતી નથી એટલેજ આવી રીતે આપણાં રસની ક્ષતિ થાય છે અને આપણા સ્વદેશનાં ગૌરવનું ખંડન થાય છે. અર્વાચીન કાલમાં બંગાલી સાહિત્ય ઉચાં પ્રકારનું છે. જે રાષ્ટ્રીય ચેતને એ સાહિત્યનો

ઉદ્ભવ કર્યો છે તેણેજ બંગાલામાં ખાસ ચિત્રકલાને આવિર્ભૂત કરી છે. હિંદી અને મરાઠી સાહિત્ય જેવું આર્વાચીન ગુજરાતી સાહિત્ય વિપુલ કે સમૃધ્ધ નહીં હોય પણ સરસ્વતીચંદ્ર જેવા એક ગ્રંથથી અને અર્વાચીન કવિતાથી ગુજરાતી સાહિત્ય એ બન્ને સાહિત્યથી સરસુ છે. જે પ્રજા. ગોવર્ધનરામ અને ન્હાનાલાલ ઉત્પન્ન કરી શકે છે તે પ્રજાની અનુપમ સૌંદર્યભાવના ચિત્રદ્વારા હજુ આવિર્ભાવ પામી નથી. રજપૂત અને મુસલમાની રાજ્યકાલે જે પ્રજાએ મંદિરો અને મૂર્તિઓની રચનાથી ગુજરાતને કલાનું ક્રીડાંગન બનાવ્યું હતું તે પ્રજા શું રસશૂન્ય થઈ છે?

ગુજરાતમાં બેજ રસિક નગરો છે—, સુરત અને જામનગર. ગમે તે પ્રકારે પોતાની રસિકતા અખોવન રાખવાનો ગોવર્ધનભાઇનો સુરતને પુણ્ય આદેશ છે. આ આદેશને વશ થઇ સુરત પરિષદના કાર્યવાહકોએ પરિષદના પ્રસંગે ગુજરાતની ચિત્ર કલાને ગુજરાતી સ્વરૂપ આપવા મંગલાચરણ કર્યું છે. પ્રયાસ પ્રથમ, સમય ઓછો, જાહેરાત જૂજ, ભાવના નવી એટલે મ્હોટા પ્રમાણમાં નવી ઢબનાં ચિત્રો નહોતાં આવ્યાં. છતાં સરસ્વતીચંદ્રની જૂદા જૂદા ચિત્રકારોની ચિત્રાવલિ જોવાનું ભાગ્ય ન્હાનું સૂનું નહોતું. 'ગુર્જરસુંદરી' નું ચિત્ર પ્રદર્શનમાં ચિત્તાકર્ષક હતું. ભાવનાનો જન્મ થયો છે એટલે ઉજ્વલ ભવિષ્યનાં કિરણો ફુટવા માંડયાં છે.

પ્રદર્શનની દર્શનક્રિયાનો આરંભ સચીનના નવાબસાહેબે કર્યો હતો. સુરતના રાજવંશીને હાથે—અને ભારતવર્ષની ચિત્રકલાને પોષવા મુસલમાનોએ આપેલા આશ્રયના સંસ્મરણ રૂપે જાણે એ મુબારક હાથે સુરતનું પ્રદર્શન ઉઘડે એમાં પણ ઉચિતતાજ હતી. રાજવંશીઓના આશ્રય વિના કલા પોષણ પામતી નથી. ગુજરાતનો બે તૃતીયાંશ જેટલો ભાગ દેશી રાજાઓને આધીન છે. એ સ્વરાજ્યમાં નવીન ચિત્રકલા ઉત્તેજન અને આશ્રય મેળવો.

વડોદરા રાજ્યના પ્રધાન ગુજરાતી રાજપુરૂષ રા. રા. મનુભાઇ નંદશંકરે પ્રદર્શન સંબંધી પ્રાસ્તાવિક ભાષણ કર્યું હતું. એમની મધુરવાણી, વિદ્વતા અને પ્રતિષ્ઠાનો પ્રભાવ ઓરજ પડયો હતો. ભારતવર્ષના પ્રાચીન કલાવિધાનના સ્વરૂપોનો નિર્દેશ કરી અર્વાચીન સમયમાં પાશ્ચાત્ય પ્રભાવથી રવિવર્માનું જે ચરણ પ્રકટ થયું છે તેની સમાક્ષા કરી હતી અને બંગાળાના રાષ્ટ્રીય ચરણનો અંગુલિનિર્દેશ કર્યો હતો.

જે કોમે ગુજરાતી સાહિત્ય અને કલાના પોષણ માટે અખૂટ દ્રવ્ય વાપર્યું છે જેમના ઉત્તેજન અને આશ્રય નીચે જન્મ પામેલાં સાહિત્ય અને કલાના આદર્શો આજે જગતમાં ગુજરાતને ગૌરવ અપાવે છે તે કોમના-જૈન ઝવેરી રા. રા. જીવણચંદ સાકરચંદે પ્રદર્શનનો વૃત્તાંત વાંચી આ રસસત્રના કાર્યક્રમને એક રીતે ઉચિત અને સફલ બનાવ્યો હતો.

રસિક કલાની જનની પણ સુંદરીઓ છે. સુરતના આ રસસત્રને પહેલું ઉત્તેજન પન્નાના નામદાર મહારાણી સાહેબે ( ભાવનગરના રાજકુંવરી સાહેબ ) આપ્યું હતું. તેમની સાથે ગુજરાતી હિંદુ બેરોનેટ, ગુજરાતી હિંદુ ન્યાયમૂર્તિ ( હાઈ કોર્ટના ન્યાયાધીશ ) અને બીજા ગુજરાતી રાજકુમારો અને શ્રીમંતોએ ચાંદ આપી સમભાવ દર્શાવ્યો હતો તે ઉપરથી ગુજરાતના રૂડા ભવિષ્યની આશા આપણને સચેતન રાખો એટલી વાંછનાથી વિરમું છું.

રણજીતરામ વાવાભાઇ.

પણા.

# ગુજરાતમાં નવજીવન.

ગુજરાતમાં નવજીવન છે?

નવજીવન એટલે વિદ્વતા કે રસિકતા નહિ; પણ આપણા દેશમાં સંચાર પામતા નવયુગમાં ખીલતું અને નવયુગને સિદ્ધ કરતું નવું જીવન. જેમ મનુષ્યના શરીર તથા બુદ્ધિને ચૈતન્યમય આત્મા પોષે છે તેમ સમાજની સર્વ પ્રવૃત્તિઓ ત્હેના મૂળ રૂપ ભાવનાથી સમૃદ્ધ અને સફલ બને છે. વિરાટ સ્વરૂપમાં ઇંદ્રિઓ, મન, બુદ્ધિ વગેરેના દેવોનું આવાહન થયું; છતાં પરમાત્માના દિવ્ય શ્વાસ શિવાય તે અચેતન રહ્યું. તેમ પ્રજાની વિચાર તથા ચારિત્રની સર્વ શક્તિઓ જમાનાની પ્રભાવશાલી ભાવના શિવાય જડ–મૃતપ્રાય રહે છે. એવી ભાવના, એવું નવજીવન ગુજરાતમાં દૃષ્ટિગોચર થાય છે?

નવયુગની શરૂઆત હમણાંજ થાય છે તો પછી નવી ભાવનાને પરિપક્વ દશામાં જોવાની આશા રાખવી વ્યર્થજ ગણાય. પણ ત્હેની તૈયારી કરવા માટે આપણા ઉત્તમ લેખકો અને કાર્યકર્તાઓ નવજીવનની દૂરથી ઝાંખી કરી, પોતે ત્હેનો અવતાર બનવાનો અને ગુજરાતને તે શીખવવાનો યુગધર્મ આચરે છે? મ્હોટા વૃક્ષરૂપે નહિ તો ન્હાના અંકુરરૂપે નવચેતનનું દર્શન ગુજરાતમાં થાય છે?

દુર્ભાગ્યે, ગુજરાતમાં નવજીવન—બીજદશામાં પણ—નથી; મ્હોટા મહાસાગરમાં એક ન્હાના તરંગરૂપે ક્વચિત્ નજરે પડે છે. છતાં જાગૃતિનો ભાસ કરાવે એવાં ઘણાં લખાણો અને હીલચાલો દેખાય છે અને તેથીજ એમ ઘણીવાર કહેવામાં આવે છે કે ગુજરાત ઘણું ચેતનમય બન્યું છે. અલબત, આવો વિચાર પણ આપણને જીવન્ત પ્રજા બનાવવામાં કંઇક અંશે સાધનભૂત થાય; પણ તે સાથે એ પણ દેખીતુંજ છે કે સાધ્યના અભાવની ઉંડી સમજ એ ત્હેની સિદ્ધિનું પ્રથમ પગથીયું છે. આપણે અંધકારમાં વસીએ અને છતાં પ્રકાશમાં રહેવાનો ભ્રમ રાખીએ એ કરતાં વધારે શોકજનક સ્થિતિ શી હોઇ શકે?

સાહિત્ય ગુજરાતની પ્રધાન પ્રવૃત્તિ છે અને ગુજરાતનાં મ્હોટાં નામ સાહિત્ય સાથે જોડાયાં છે માટે તે તરફ પહેલી નજર ફેરવીશું. સાહિત્ય એક રીતે લોકોના જીવનના પ્રતિબિમ્બરૂપ છે તો બીજી રીતે તે પણ પ્રજાજીવન ઉપર ઉપર સચોટ છાપ મારે છે. આમ કાં તો પ્રજાના ભાવો ભાવનાઓ અને સંસ્થાઓ–એક ફોટો· ગ્રાફર તરીકે નહિ પણ એક ચિત્રકારની રીતે–તે ચીતરે છે અથવા ફીરસ્તાની ઉન્નત પદવી ધારણ કરી ભવિષ્યનાં સોનેરી સ્વપ્નાંથી

વિકસાવે છે. સાહિત્યના ઘણા પ્રકાર છે એ ભૂલી જવાનું નથી; છતાં ત્હેનાં બધાં અંગો આ ભવ્ય હેતુ સાધે ત્યારેજ તે જીવન્ત કહેવાય. હવે, ગુજરાતનું સાહિત્ય–અને ત્હેના ખંડ રૂપ કાવ્યો, નાટકો અને નવલ કથાઓ તરફ દૃષ્ટિ કરો અને તપાસો કે દેશમાં મચી રહેલી વિરોધી ભાવનાઓ, આશાઓ—જીવનનાં તરંગોનો જંગ ત્હેમાં કેટલે અંશે દૃષ્ટિગોચર થાય છે? ક્યાં છે ત્હેમાં આધુનિક જીવનનો અસંતોષ અને અશાન્તિ—ક્યાં ઘૂમે છે ત્હેમાં મનુષ્યત્વ અને કર્મયોગની, સ્વતંત્રતા અને રાષ્ટ્રીયત્વની હલમલાવતી ભાવનાઓ–ક્યાં દેખાય છે ત્હેમાં સૈકાંઓથી સહન કરેલી રાજકીય અને સામાજીક અધોગતિની પ્રતીતિ–ને ક્યાં ઉછળે છે ત્હેમાં લાગણીભરી કલ્પનાનાં અને જળહળતા વિચારના ઉંચાં પૂર? અને આ તત્વો એકંદર ત્હેમાં જડવાની આશા ન હોય તો દેશનું ભવિષ્ય–જેને માટે આગેવાનો માર્ગ દર્શાવે અને યુવાનો પોતાના જીવનપર્યન્ત સર્વસ્વનો ભોગ આપે તે આશાપ્રદ ભવિષ્યના સોનેરી વર્ણોની તો ત્હેમાં આશા જ શી?

ગુજરાતમાં પ્રસિદ્ધ સાહિત્યકારો થયા છે અને હાલ પણ થોડા છે, જેઓ વખતોવખત પોતાની કૃતિઓ બ્હાર પાડી ગુર્જર સાહિત્યના સાંકડા, શાન્ત સરોવરમાં બે ચાર તરંગો ઉપજાવે છે. ત્હેમને બધાને એકજ ટીકા ન લાગુ પડી શકે; છતાં એમ તો બેધડક રીતે કહી શકાય કે વર્તમાન વસ્તુસ્થિતિ કે ભવિષ્યની કલ્પનાનો સાહિત્યમાં પ્રમાણમાં, નહિ જેવોજ ભાસ જોવામાં આવે છે–એટલે સુધી કે ત્હેમાંનો કેટલોક ભાગ પ્રાચીન આર્યાવર્તમાં લખાયો હોત તો આપણે આશ્ચર્ય ન પામત. બીજી પાસથી કેટલાંક તત્વો આપણને ઉપર ઉપરથી નવાં દેખાય છે તે ખરી રીતે સત્વ કરતાં રૂપનાં જ વધારે હોય છે. ઉત્તમ લેખકો ત્હેમના શિરોમણિરૂપ રા. ગોવર્ધનરામ સુદ્ધાન્ત–જ્યારે વિચાર કે કલ્પનાનાં ઉંચા શિખરો ઉપર ચ્હડે છે ત્યારે પણ તેઓ વર્તમાન કે ભવિષ્ય કરતાં ભૂતકાળનો આપણને વધારે પરિચય કરાવે છે–અને ક્વચિત્ અજાણપણે આપણને ભૂતકાળની મોહિનીમાં નાંખી ભવિષ્ય તરફ પ્રમાણ કરતાં અટકાવે છે. નવા યુગના ચમકારા દેશમાં સાઠ સીત્તેર વર્ષથી થાય છે છતાં સ્વ. નર્મદાશંકર, સ્વ. હરિલાલ હર્ષદરાય ધ્રુવ વગેરે કેટલાક રમણીય અપવાદો શિવાય લગભગ બધા લેખકોની કૃતિમાં તોફાની વર્તમાન કે આશાજનક ભવિષ્ય કરતાં શાન્ત સ્થિર ભૂતકાળની છાયા વધારે પ્રતીત થાય છે. જુના વિચાર અને જીવનની પ્રથામાંથી ત્હેમનું મન મુક્ત નહિ થએલું હોવાથી અર્વાચીન હિન્દનાં મંગલગીત ગાવાને બદલે પ્રાચીન હિન્દનું પૂજન કરવામાં ત્હેમને વધારે રસ પડે છે. આથીજ માસિકોમાં શાસ્ત્રીય અને સાક્ષરી વિષયોની મધ્યકાળના તર્કવાદીઓના જેવી લાંબી ચર્ચાઓ; આથીજ ગુજરાત અને હિન્દની આધુનિક સ્થિતિ તરફ ભયાનક તટસ્થતા અને ત્હેની ક્વચિત્ થતી ચર્ચાઓમાં ઉત્સાહની ન્યૂનતા અને અસત્ય શાન્તિની પ્રતીતિ; આથીજ કવિતા, નવલકથાઓ વગેરેમાં જીવન્ત ભાવનાઓ કરતાં નિશ્ચેતન ભાવો અથવા નિષ્ફળ કલ્પનાઓની વધારે પ્રધાનતા; અને આથીજ સાહિત્યપરિષદ્, ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી જેવી સાહિત્યની હીલ-

ચાલોમાં પણ ૧૯૧૫ ને બદલે ૧૮૫૦ નું જુનું વાતાવરણ. દરેક ગુજરાતીએ વિચાર કરવાની જરૂર છે કે આવી જર્જરિત પુરાણી સાહિત્યપ્રવૃત્તિ ગુજરાતને નવયુગમાં આગળ ચ્હડાવશે કે પાછળ રાખશે?

સાહિત્યથી બીજે નંબરે ગુજરાત સમાજસુધારાને માટે અભિમાન ધરાવે છે માટે હવે તે તરફ દષ્ટિ ફેરવીએ. સમાજસુધારો એટલે અમુક વર્ગનો કે અમુક જ્ઞાતિનો નહિં પણ આખી સમાજનો સુધારો. ઉપરાંત સુધારાની પ્રવૃત્તિ જનસમાજના ગંભીર દોષ સુધારવાને થવી જોઇએ ત્હેની સાથે જનસમાજને તિરસ્કારનાં વચનોથી કે સુધરેલી ગાળોથી વિરોધી બનાવે એવી ન હોવી જોઇએ. જણાવતાં ઘણી દીલગીરી થાય છે કે ગુજરાતમાં જે જરા સુધારાની હીલચાલ જોવામાં આવે છે તે ઉપર જણાવેલા દોષથી હજી દૂષિત રહેલી છે અને સમયના ક્રમમાં જે રાષ્ટ્રીય સ્વરૂપ ત્હેણે ધારણ કરવું જોઇએ તે સ્વીકારાયું નથી. પરિણામે જ્યારે સુધારાવાળા લોકોની ખામીઓ ઉપર ગંભીર ટીકાઓ કરે છે ત્યારે તેઓ સુધારવાને બદલે ખીજાઇને સુધારો અને ત્હેના હીમાયતીઓ ઉપર સખત નિન્દા વર્ષાવે છે. પણ સંસારસુધારાનો જુસ્સો જે એક વખતે ધગધગતા અંગારાની માફક સળગતો હતો ત્હેના ઉપર ઘણે ઠેકાણે ડહાપણની રાખ વળી ગઇ છે એટલે તે અમુક મંડળમાં જ સમાઇ રહે છે અને બ્હારની દુનિયાને નથી સુધારતો કે નથી ખીજવતો. હાલના કેળવાયલા ગુજરાતીઓનો મ્હોટો ભાગ-જે આ બન્ને વર્ગથી અલગ રહે છે-તે કંઇક સમાધાનીભરેલા સુધારાની અભિલાષા દર્શાવે છે. ત્હેમાંના કેટલાક સુધારાના નામ નીચે પોતાની જુની વૃત્તિઓ અને અચકાતો સ્વભાવ સંતાડે છે, ત્યારે બીજા કંઇક નવી ભાવનાઓના હીમાયતી હોવા છતાં જ્ઞાતિમંડળ જેવાં સહેલાં સાધનો મારફત સ્હેજ સુધારો કરી ઘણો સંતોષ માને છે. આ સ્થિતિનું શોકજનક પરિણામ-જેને માટે સંક્રાન્તિકાળને બધો દોષ દેવામાં આવે છે-તે એ છે કે સુધારાને અંગે નહિ જેવીજ હીલચાલ ગુજરાતમાં નજરે પડે છે. આપણને સ્વભાવિક રીતે પ્રશ્ન થાય છે કે સુધારાનો સવાલ પોતાનો કર્યો હોય એવો કોઇ આગેવાન ગુજરાતમાં કેમ નથી અને દુનીયાની હરીફાઇમાં આપણને પાછળ ખેંચી રાખનાર ગંભીર અનર્થો જોઇ યુવાનોનું લોહી કેમ ઉકળતું નથી? ઇતિહાસ અને સમાજશાસ્ત્રના આધુનિક વિદ્યાર્થીઓ સુધારાને કેવળ પ્રેમ અથવા ધર્મની નહિ પણ સામાજીક અને રાષ્ટ્રીય દૃષ્ટિથી કેમ જોતા નથી અને તે વિષે હિંમતભરી જુસ્સાદાર ચર્ચાઓ કેમ નથી કરતા? સાધાનપણે સુધારા કરવાની સલાહ આપનાર મહાપુરૂષો ભૂલી જાય છે કે કોઇ પણ પ્રજા સેંકડો વર્ષની જડતા વીજળીક પ્રભાવાળા વિચારો શિવાય દૂર કરી શકતી નથી અને સામાજીક વિકાસ-જેમાં વિધવાવિવાહ કે જ્ઞાતિભંગજ નહિ, પણ સમાજબંધારણના બધા સવાલો સમાય છે—તે દેશોન્નતિના અંગરૂપ હોવાથી રાષ્ટ્રીયત્વનો વિરલ મંત્રજ સુધારાની હીલચાલને ફતેહમંદ બનાવી શકે.

આર્થિક, સ્થાનિક, રાજકીય વગેરે બીજા સવાલો વિષે ગુજરાતમાં એટલું થોડું સાંભળવામાં આવે છે કે તે વિષે કંઇ પણ કરવાનો દાવો ગુજરાત

ભાગ્યેજ કરી શકે. કવિતાના લલકારમાં દેશના ભુખમરાની બુમ ભાગ્યેજ સંભળાય છે; સાહિત્ય અને જોડણીની ચર્ચામાં રાજકીય ઉન્નતિના ગંભીર સવાલો ભાગ્યેજ ધ્યાન ખેંચે છે. ગામોમાં મ્યુનિસિપાલીટીઓ અને તે સાથે લોકસંઘની સત્તા ઘણી નિર્બલ છે અને અમલદારી પૂર જોસમાં મ્હાલે છે. રાષ્ટ્રીય જીવનના કેન્દ્રરૂપ આ વિષયમાં ગુજરાત ચંચુપ્રવેશ પણ ક્યારે કરશે—ત્હેમાં વિચારો અને હીલચાલો ઉપજાવવા ગુજરાતનું લોહી ક્યારે ધબકશે?

ગુજરાતની આખી સ્થિતિનો આમ તરસાળો કાઢતાં શું જણાય છે? ગુજરાતના અગ્રણીયોનો મ્હોટો ભાગ સાક્ષર, અને ગુજરાતની મ્હોટામાં મ્હોટી પ્રવૃત્તિ સાહિત્યની એટલે પ્રજાજીવનની બાકીની બાબતોમાં ત્હેનું લગભગ મીંડું; અને જે વિષે કંઇ પ્રવૃત્તિ ન થાય તે વિષે સાક્ષરો લખે પણ શા માટે—લખવાનો તુચ્છ વિચાર પણ શા માટે કરે? પ્રાચીન ભાવનાઓમાં કે સ્વરચિત તરંગોમાં વિહાર કરતાં ત્હેમનાં મન નીરસ આધુનિક જીવનપ્રવાહ તરફ શા માટે વળે? ખરેખર, તેમની દુનીયામાં કાવ્ય અને શબ્દરચનાના કઠિન સવાલો ઉપર એવી દારૂણ ચર્ચા ચાલે છે કે હાલની દુનીયાનો વિચાર કરવાનો ત્હેમને અવકાશ પણ કેમ મળે? દેશમાં દાવાનળ છો સળગે–ત્હેમની રસિક સ્વસ્થતા તો કાયમજ રહેશે.

આટલું વાચકને સમજાવવાને બસ થશે કે જે નવચેતનાથીજ ગુજરાતનો અને દેશનો ઉદ્ધાર થવાનો સંભવ છે તે–બીજની દશામાં પણ–હાલ દીસતી નથી. છતાં માનવાને કારણ છે કે સમસ્ત ગુજરાતમાં નહિ તો ત્હેના કોઈ કોઇ ખુણામાં નવયુગનાં પ્રતાપી બીજ નંખાયાં છે અને દુનીયા અને હિંદના બીજા ભાગોનાં સંબંધથી તે વિકાસ પામી ગુજરાતનાં નિર્જીવ જીવનને નવું સ્વરૂપ આપશે. વળી, ગુજરાતમાં–ગરીબડી છતાં ગરવી ગુજરાતમાં–આખા હિંદની માફક પ્રાચીન કાલથી આધ્યાત્મિક ઉત્સાહ અને ભાવનાત્મક શક્તિ ઉતરી આવ્યાં છે તે પણ ભવિષ્યની ઉન્નતિની આશા આપે છે. ગુજરાતમાં શકયતાઓ અદ્‌ભુત છે અને થોડા વખતમાં સંસારના મહા નિયમને અનુસરી સત્યરૂપે પ્રકાશશે એવી આપણી શ્રદ્ધા છે. આપણને સંપૂર્ણ વિશ્વાસ છે કે નિરૂત્સાહી ગુજરાત ઉત્સાહી બનશે અને આળસુ ગુજરાત પ્રવૃત્તિમાં પૂર જોમથી ઝંપલાવશે; ગરીબડું બ્હીકણ ગુજરાત ત્હેના વડા પુત્ર મી. ગાંધીની માફક આશ્ચર્ય કારક પરાક્રમોથી દેશને ચકિત કરશે; નવયુગનું દિવ્ય ચેતન ગુજરાત ઝીલશે અને પોતાના જીવનનાં સર્વ અંગોમાં તે ઉદારપણે રેલાવશે. ગુજરાત આમ સમસ્ત રાષ્ટ્રનું જીવન્ત અંગ—રાષ્ટ્રીય બનશે અને રાષ્ટ્રીય ઉન્નતિના ભગીરથ સમારંભમાં માનભરેલું સ્થાન લેશે.

ઈન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક.

# મ્યુનીસીપલ કાર્યભારમાં વેપાર કેટલે દરજ્જેઈષ્ટ છે?

મ્યુનીસીપેલીટીઓના વહીવટનો કે કાર્યભારનો ઇતિહાસ લખવાનો અથવા સમાજના અંગનું તે એક નાનકડું પણ અગત્યનું અંગ છે એવું દર્શાવવાનો અગરતો ભવિષ્યમાં તેની ખીલવણી કેવા પ્રકારની અને કેવી રીતે થશે તે વિષે અનુમાન કરવાનો આ લેખનો હેતુ નથી. દુનીઆનાં કેળવાએલા અને સુધરેલા દેશોમાં મ્યુનીસીપેલીટીઓએ કરવાનાં કાર્યો, તેનો વિસ્તાર અને જોખમદારીઓ ચાલુ રીતે વધતાંજ જાય છે એ વાત આ વિષયના કોઇપણ અભ્યાસીને સહજ નિરીક્ષણ કરવાથી સમજવામાં આવશે. લંડન, પેરીસ, કલકત્તા કે મુંબઈ જેવાં વેપાર ધંધામાં અને કેળવણીમાં આગળ વધેલાં લાખોની વસ્તીવાળાં રાજ્યનગરોમાં રોજની જરૂરી વસ્તુઓ અને સગવડો કેવી રીતે પુરી પાડવી તે પ્રશ્ન કાંઇ થોડી અગત્યનો નથી. સ્વચ્છ પીવાલાયક પાણી સારા મજબુત રસ્તાઓ, રાત્રિએ શહેરની અંદર રોશની, ખુલ્લી જગ્યાઓ, બાગબગીચાઓ, તંદુરસ્તીના નિયમપર બાંધવામાં આવેલાં રહેવાલાયક ઘરો, આવવા જવાના વ્યવહાર માટે ટ્રામગાડીઓ, ખાવાપીવાની વસ્તુઓ નીરોગી અને સારી મળે તેવી દેખરેખની વ્યવસ્થા-આ અને એવાં અનેક કાર્યો હાલના જમાનામાં મ્યુનીસીપેલીટીઓને હસ્તક રાખવામાં આવે છે.

ઉપર જણાવ્યા પ્રમાણે પ્રજાની જરૂરીઆતો, સગવડો, મોજમજાઓ અને સુખશાન્તિનાં સાધનો પુરાં પાડવાના હેતુથી મ્યુનીસીપેલીટીઓ સ્થાપવામાં આવે છે. પણ તેમ કરવા માટે ખર્ચ ઘણું થાય એ દેખીતું છે અને મોટાં શહેરોમાં તો તે ખર્ચ લાખો અને કરોડોની ગંજાવર રકમ જેટલું થાય છે ત્યારેજ ફકત સાધનો ત્યાંના રહીશોને મળી શકે છે. આ ખર્ચ તે સાધનોના લાભ લેનારાઓ પાસેથી એક યા બીજી રીતે વસુલ કરવા માટે તે સ્થળની મ્યુનીસીપેલીટી જુદી જુદી જાતના કર તથા વેરાઓ નાંખે છે. પાણીનો વેરો, મોટરગાડીપરનો વેરો, ઘરનો વેરો, વિગેરે વેરાઓથી મુંબઈની પ્રજા સારી રીતે પરિચિત છે. બજારમાં જેમ કોઇ ચીજ વસ્તુ લેવા ઇચ્છનારને તેની કિંમત આપવાં તૈયાર રહેવું જોઇએ તેમ મ્યુનીસીપેલીટી તરફથી મળતી સગવડોનાં પણ નાણાં આપવાં જોઇએ એ સ્પષ્ટ છે. વેપારી વસ્તુની કિમત લે છે. મ્યુનીસીપેલીટી વેરો લે છે. વેપાર નાના પાયાપર કે મોટા પાયાપર ચલાવવા માટે નાની મોટી પેઢીઓ અગર કંપનીઓ હોય છે. મ્યુનીસીપલ વહીવટ માટે શહેરની વસ્તીના પ્રમાણમાં નાનાં મોટાં મંડળો ઉભાં કરવામાં આવે છે. આ દૃષ્ટિએ જોતાં મ્યુનીસીપેલીટીઓ વેપાર કરતી મોટી સંસ્થાઓ જેવી છે.

જ્યાં મ્યુનીસીપલ વહીવટની ખીલવણી હજી પુરી થઈ નથી હોતી ત્યાં ઉપર જણાવેલાં બધાં સાધનો મ્યુનીસીપેલીટી પોતે પુરાં પાડતી નથી પણ મોટી કંપનીઓને

સોંપે છે. મુંબઇ શહેરમાં ગેસની રોશની કરવાનું કામ અને ટ્રામ્વેનું કામ મ્યુનીસી પોલીટીની દેખરેખ નીચે નફા માટે વેપાર કરતી કંપનીઓને હસ્તક સોંપવામાં આવેલું આપણે જાણીએ છીએ. પણ ઘણા અનુભવીઓનો એવો મત છે કે તે કાર્યો મ્યુનીસીપલ મંડળો જાતેજ કરે તેમાં વધારે લાભ સમાએલો છે. ખાનગી કંપનીઓ પોતાના ભાગીદારોના લાભ માટે ઉભી કરવામાં આવે છે અને શહેરના રહીશોના લાભ કરતાં પોતાના ભાગીદારોના લાભ પર તે વધારે લક્ષ આપે તેમાં તેને દોષ આપી શકાશે નહિ. દાખલા તરીકે મુંબઇ જેવાં મોટાં શહેરને સારૂં સ્વચ્છ પીવાનું અને વાપરવાનું પાણી પુરતા જથામાં પુરૂં પાડવાની યોજના પર વિચાર કરીએ. કોઇ ખાનગી વેપારી પેઢી કે કંપનીને તે કામ સોંપવામાં આવે તો લોકોને પાણી પુરૂં પાડવું તેના પર લક્ષ આપવા કરતાં પોતાના ભાગીદારોને દશ ટકા વહેંચી આપવા પર વધારે લક્ષ આપે. પાણી આપવું એ તો પોતાના લાભના માત્ર એક સાધનરૂપ ગણે અને પરિણામે મુંબઈમાં હાલમાં પાણીનો જે વેરો છે તેમાં વધારો થાય એ ચોક્કસ સમજવું. વળી ગરમીના વખતમાં કે બીજાં કારણોને લીધે પાણીનાં રોદડાં ચાલે ત્યારે પ્રજાની ફરીઆદ પર જોઇએ તેટલી ઝડપથી ખાનગી વેપારી કંપનીનું ધ્યાન ખેંચવાનું બની શકે નહિ. પણ તેમ કરવાને બદલે પાણી પુરૂં પાડવાનું કામ મ્યુનીસીપેલીટી પોતેજ કરે તો સ્થિતિ બદલાઇ જાય. એકતો પાણીના કામમાં કોઇનો ખાનગી લાભ સમાએલો હોયજ નહિ અને ભાગીદારોને વહેંચણી આપવાના વ્યાધિને સ્થાનજ મળે નહિ. તેથી સારૂં પાણી થોડે ખરચે મળે. વળી મ્યુનીસીપેલીટીનો વહીવટ લોક પ્રતિનિધિઓ મારફતે ચાલતો હોવાથી તેનો અધિકારી વર્ગ, તે વહિવટ જેમ બને તેમ વધારે લોકપ્રિય બનાવવાને આતુર રહે એ દેખીતું છે; કારણ કે પોતાની રોજીનો આધાર લોકોની પ્રીતિ અને અનુમતિ મેળવવામાંજ સમાએલો છે એમ તેઓ સારી રીતે સમજી શકે. લોકોને જે કાંઈ ફરી-આદનું કારણ હોય તે વગર વિલંબે અને અસરકારક રીતે અધિકારી વર્ગને કાને પહોંચાડી દાદ મેળવી શકાય. આ પ્રમાણે પોતાની સ્થાનિક જરૂરીયાતો થોડે ખરચે વગર વિલંબે અને સુવ્યવસ્થિત રીતે પુરી પાડવા માટે સુધરેલા દેશોનાં મ્યુનીસીપલ મંડળો પોતેજ તેવાં કાર્યો કરવાનો સાહસ માથે ઉઠાવે છે અને તેટલે અંશે વેપારી મંડળો બની જાય છે. ગ્રેટ બ્રિટન, ફ્રાંન્સ, જર્મની અને અમેરીકામાં આવી રીતનો મ્યુનીસીપલ કારભાર દિનપ્રતિદિન વધારે લોકપ્રિય થતો જાય છે. કારણકે પોતાની જરૂરીઆતો, ઉપર જણાવ્યા પ્રમાણે મેળવવા ઉપરાંત લોકોને પોતાની આત્મશક્તિ ખીલવવાનો અને સ્વાવલંબન શીખવાનો સારો પ્રસંગ મળે છે.

શહેરના રહીશોને સસ્તાં ભાડાંના તંદુરસ્ત ઘરો બંધાવી આપવાં એ મ્યુની-સીપલ કાર્યભારનું મુખ્ય અંગ ગણવામાં આવે છે. મોટાં શહેરોમાં મકાનના માલેકો ભાડુતોની સગવડ અને તંદુરસ્તી કરતાં ઘરનું ભાડું મેળવવા તરફ પોતાની દૃષ્ટિ રાખે છે અને તેથી તંદુરસ્તીના નિયમ જળવાય તેવાં ઘરો થોડાં હોય છે. ગરીબ અને મધ્યમ વર્ગના લોકોને મોટા શહેરોમાં રહેવાના સંબંધમાં ઘણી મુશીબતો

ટ્રામવે ચલાવવામાં રોકાએલાં હોય છે તેમને પુરતો પગાર મળે છે અને ટ્રામવેના સંબંધમાં લોકોની ફરીયાદો પર તુરત ધ્યાન આપવામાં આવે છે. બીજાં ઘણાં સ્થળોએ ટ્રામવે કંપનીઓના હાથમાંથી તે કામ લઇને મ્યુનીસીપેલીટીઓને સોંપવાની તૈયારીઓ થાય છે. બ્રીસ્ટલ શહેરમાં મ્યુનીસીપલ મત ધરાવનારાઓએ ત્રણ હજારની બહુમતીથી ગઇ તા. ૧ મે ૧૯૧૫ થી ત્યાંનો ટ્રામવે કાર્યભાર મ્યુનીસીપેલીટીના હાથમાં સોંપવાનો ઠરાવ ગયે વર્ષે કર્યો હતો.

યુરોપ ખંડના સમુદ્ર કિનારે આવેલાં શહેરો અતિશય સુંદર છે. કુદરતી સૌંદર્ય ઉપરાંત તેઓને સ્વચ્છ રાખવાને ઘણો ખર્ચ અને મહેનત કરવામાં આવે છે. જાહેર બગીચાઓ નાટકશાળાઓ અને બીજા મોજમજાહના સાધનો ત્યાંની મ્યુનીસીપેલીટીઓ પોતાને ખરચે બાંધે છે અને તેથી તે શહેર તરફ મુસાફરોનું ખેંચાણ ઘણું થાય છે. બ્રાઇટન, બોર્નમથ, બ્લેકપુલ વિગેરે દરીઆ કિનારે આવેલાં નગરોની સ્વચ્છતા અને સૌંદર્ય ખરેખર મનમોહક છે. હજારો મુસાફરો આવી ત્યાં આરામ તથા મોજ મેળવે છે, અને ખુશીથી પૈસા ખરચે છે. અને તેથી શહેરને સુંદર બનાવવા પાછળ થએલા ખર્ચનો બદલો મ્યુનીસીપેલીટીને સીધી અને આડી રીતે મળી રહે છે, આ મ્યુનીસીપેલીટીઓ બહારગામના વર્તમાનપત્રોમાં પોતાના શહેરની તંદુરસ્તી ત્યાંની આબોહવા અને બીજી સગવડોની જાહેરખબરો છપાવે છે, અને મુસાફરોને ખેંચે છે. મ્યુનીસીપેલીટીઓનો આ સાહસ શહેરની આબાદીમાં આરોગ્યમાં અને કીર્તિમાં વધારો કરે છે ઉપરાંત ત્યાંના વતનીઓપર કરનો બોજો કમી કરે છે, કારણ કે બહારગામથી આવતા મુસાફરો મારફતે તેમને ઘણી આવક થાય છે.

સ્વીટર્ઝલાંડના એક શહેરની મ્યુનીસીપેલીટીએ લોકોના નૃત્યના શોખને ઉત્તેજન આપવા માટે એક સાથે સો જોડાં નાચી શકે તેવો એક સારો હોલ બંધાવ્યો, એની બહાર નાનું સરખું ઉદ્યાન પણ રાખ્યું, પુરતી રોશની ખાવાપીવાના જરૂરજોગાં સાધનો પુરાં પાડયાં અને દરેક જોડાં દીઠ બે આનાની ફી લઇ સૌ કોઇને નાચવાની છુટ મુકી. આ નૃત્યશાળા ઘણી લોકપ્રિય નીવડી અને તહેવારના દિવસોએ તેનો ઘણો લાભ લેવાવા માંડયો અને મ્યુનીસીપેલીટીએ કરેલો ખર્ચ વળવા ઉપરાંત સારી ઉપજ થવા લાગી. આ નૃત્યશાળાની નકલો સ્વીટર્ઝલાંડ ઉપરાંત બીજા ઘણા દેશોમાં થઇ છે એ તે સાહસની જરૂરીઆત પુરવાર કરવાને બસ છે.

વેપાર કરતી મ્યુનીસીપેલીટીઓમાં બ્રીસ્ટલ શહેરની મ્યુનીસીપેલીટી ઘણી સાહસીક છે. તેણે સેંકડો એકરોની જમીન ખરીદી લોકોના લાભ માટે તેનો ઉપયોગ કર્યો છે. ખુલ્લાં મેદાનો જાહેર વપરાશ માટે રાખી ત્યાં સંગીતની ગોઠવણ કરી છે, તરવા અને નહાવાનાં ઘણા સ્થાનો સસ્તી કિમતે ઉભાં કર્યા છે, સસ્તાં ભાડાંના ઘરો બાંધ્યા છે અને વધારે બાંધ્યા કરે છે. અને ટ્રામગાડીઓ પોતાને હસ્તક લેવાનો ઠરાવ કર્યો છે. દર વર્ષે ગરીબ લોકોને ઓછામાં ઓછા ત્રણ લાખ ખાણાં પુરાં પાડી તેઓનો અભ્યાસ ચાલુ રાખવામાં સાધન રૂપ થઇ પડવા ઉપરાંત પ્રજાની બીજી કેટલીક સેવા તેણે

બજાવી છે. પણ આખા ગ્રેટબ્રીટનમાં બંદરની ગોદીની માલીકી મ્યુનીસીપેલીટીના હાથમાં હોવાનો દાખલો માત્ર બ્રીસ્ટલજ છે. ત્યાં હાલમાં ત્રણ ગોદીઓ છે અને ત્રણે મ્યુનીસીપેલીટીની મીલકત છે. તે બાંધવા પાછળ નવ કરોડ રૂપીઆનો ખર્ચ થયો છે અને તેથી એક નમુનેદાર ગોદી બાંધી શકાઈ છે. ત્યાં મોટામાં મોટાં વ્હાણો આવી શકે છે અને એક સાથે ઘણાં રહી શકે છે. જે સગવડો આપવામાં આવે છે તેના પ્રમાણમાં વહાણો પાસેથી લેવામાં આવતી ફી ઓછી કરી શકાય મ્યુનીસીપેલીટીએ એવો કાયદો કર્યો છે કે ગોદીમાં કામ કરતા કોઈપણ મજુરને દર અઠવાડીએ ઓછામાં ઓછા બાવીશ રૂપીઆનો પગાર મળવોજ જોઇએ. ગોદીની ઉપજ એટલી મોટી છે કે તેથી શહેરના કેટલાક કર અને વેરામાં ઘટાડો કરવાનું બની શકયું છે. એક વર્ષમાં તે શહેરના વતનીઓ પાસેથી મ્યુનીસીપેલીટીએ કર પેટે આગલા વર્ષ કરતાં છ લાખ રૂપીઆ ઓછા લીધા હતા. મ્યુનીસીપલ વેપારની ફતેહમંદીનો આ એક નાદર નમુનો કહી શકાય.

ઉપર આપેલા કેટલાક દાખલાઓ પરથી જોઇ શકાશે કે આગળ વધેલા દેશોમાં લોકોની સ્થાનિક જરૂરીઆતો મ્યુનીસીપેલીટી મારફતે પુરી પાડવા તરફ લોકોની વલણ ઢળતી જાય છે. મ્યુનીસીપલમંડળ લોકોના પ્રતિનિધિઓનું બનેલું હોવાથી લોકો માટે જે લાગણીથી કાળજીથી અને ખંતથી તે કામ કરે તેવું ખાનગી આસામીઓ કરે એ બનવાજોગ નથી. અધિકારી વર્ગ લોકોના અંકુશ નીચે હોવાથી લોક લાગણીને માન આપે તેટલું માન પોતાના લાભ માટે કામ કરતી વેપારી કંપનીઓ આપે નહિ એ ચોકકસ છે. વળી પોતાનું કામ લોકો પોતેજ કરે તેમાં અનેક પ્રકારના લાભ સમાએલા છે જેનું સવિસ્તર વર્ણન કરવાનું સ્થાન અત્રે નથી. આ બાબતનો અભ્યાસ કરી તેપર વિચાર કરતાં એમ જણાય છે કે વખતના વહેવા સાથે મ્યુનીસીપેલીટીઓ પોતાની હકુમતની બાબતોમાં વેપારી મંડળો બનશે અને તેમ કરવાથી તે કામ સારૂં સ્હેલું, સસ્તુ અને મનગમતું થઇ શકશે. પણ મ્યુનીસીપેલીટીઓ આવા સાહસો પુર-ફતેહ સાથે અને લોકોની ઇચ્છાનુસાર બજાવી શકે તે માટે એટલું તો જરૂરનું છે કે મ્યુનીસીપલ મંડળોમાં લોકોનો અવાજ પુરતી રીતે સંભળાવો જોઇએ. જે મંડળમાં લોકોના પ્રતિનિધિઓ વધારે તે મંડળ વધારે ફતેહમંદ થયા વિના રહે નહિ. એટલું તો નહિ પણ તેવા મંડળોમાં લોકોના પ્રતિનિધિ શિવાય બીજા કોઇને સભ્યપણાનો હકજ મળવો નહિ જોઇએ. મુંબઇની મ્યુનીસીપેલીટીના ૭૨ સભાસદોમાંથી સાઠ ઉપરાંત કર ભરનારાઓ તરફથી ચુંટી કાઢવમાં આવે નહિ ત્યાં સુધી મુંબઇના ગરીબ અને મધ્યમ વર્ગની દાદ સંભળાવાની નથી, અને ત્યાં સુધી મુંબઇની મ્યુનીસીપેલીટી વેપારી સાહસો સારી રીતે ખેડી શકશે નહિં. તેટલા પ્રતિનિધિઓ કર ભરનારાઓ ચુંટી કાઢવાને હકદાર થાય તેવી લોકલાગણી જાગૃત કરવાની ખાસ અગત્ય છે. અને તેવી લોકલાગણી હસ્તીમાં લાવવા માટે કેળવણીનો પ્રસાર હાલના કરતાં બહુ મોટા પાયાપર થવો જોઇએ. મ્યુનીસીપલ વેપારના ફતેહમંદ વહીવટનો મૂળ પાયો મ્યુનીસીપાલ મંડળની લોક નિયંત્રિત સ્થિતિ છે. અને તે સ્થિતિ લોકોમાં

જાહેર જુસ્સાના પરિણામે આવેછે. પણ જાહેર જુસ્સો પ્રજાના સઘળા વર્ગોની કેળવણી વિના આવતો નથી. મ્યુનીસીપલ કાર્યભારની ખીલવણી માટે ઉત્સાહ ધરાવનારાઓને પોતાની ઉમેદ પાર પાડવાની હોય તો તેનું પહેલું પગથીઉં કેળવણીજ છે.

જમનાદાસ માધવજી મહેતા.

---

# સામળશાનો વિવાહ.

પ્રિય વાચક! જરા ધીમેથી ઉપરનું નામ વાંચી સાક્ષરતાની સીડીએ ચ્હડી મહાકાવ્યની આશા રાખતો હોય, કવિરત્ન નરસિંહના પુત્રનો ઇતિહાસ સાંભળવા તલસતો હોય, ભક્તિનો સ્વાદ ચાખી ઇશ્વરનું નામ સાંભળવા ઉલ્લાસ થયો હોય-તો મ્હારો લેખ વાંચવો બંધ કરી દે. મ્હારે સાક્ષરમાં ગણાવું નથી-ગરીબ બિચારા શબ્દોનું સત્યાનાશ વાળવું નથી; કવિ થઇ રવિ ન પ્હોંચે તેવાં અંધારામાં જવું નથી; ભકત થઇ, સ્વર્ગે જઇ, તેત્રીશ-કોડ દેવતાઓને જોઇ અહોનીશ નમસ્કાર કરી ટાંટીયા તોડવા નથી. મ્હારે તો એક સાદી વાત કહેવી છે. શું નરસિંહ મ્હેતાના પુત્રે પુણ્ય કરેલાં અને મ્હારા સામળશાએ ગુનેહગારી? નહિંજ. આ તો પ્રજાસત્તાના દિવસો છે. ગરીબ ભિખારી ઉમરાવના સરખો છે, દારૂ પી લથડતા મજુરોની વિચારશક્તિ પરથી ગ્લેડસ્ટનોની લાયકાત નક્કી થાય છે. તો શા સારૂ મ્હારા સામળશા નહિં? ગયા મહા મહિનામાં હું મુંબાઇથી અમદાવાદ જતો હતો. શું કામે તે કહેવામાં સાર નથી. ગાડીમાં મ્હારી સાથે એક મ્હારો જુનો મિત્ર બેઠો હતો. કયાં સુધી તો અગ્હે ટોળટપ્પાં માર્યા-પાન ચાવ્યાં-જુની નવી સંભારી હસ્યા. મ્હારો મિત્ર રૂની દલાલી કરતો હતો એટલે લબ્બાશમાં કાંઇ ઉતરે એવો ન્હોતો. ધીમે ધીમે આગગાડી -સ્ટેશન પાસે આવવા લાગી એટલે મ્હારાં મિત્રમાં જાદુઇ ફેરફાર થવા માંડયો. બગલાની પાંખ જેવું પ્હોળી કોરનું અમદાવાદી ધોતીયું, કડકડતો કશવાળો અંગરખો, કસબીકોરનો દુપ્પટો, અને લાલ કુસુંબી પાઘડી ધીમે ધીમે નીકળ્યાં, અને ગાંડાભાઈના શરીરપર ચ્હડવા માંડયાં.

"કેમ ગાંડાભાઇ! સાપ કાંચળી ઉતારે તેમ તમે પણ"—

"હા ભાઈ!—ગામના શેઠ સામળશાના લગ્ન છે. ત્હેનો હું આડતીયો એટલે કાંઇ છુટકો છે? ચાલો તમે પણ." "કોણ હું!" અચંબાથી મ્હેં પુછયું "હું તો તમ્હારા શેઠને ઓળખતોયે નથી. તેનું નામતો આજે સાંભળ્યું."

"ત્હેમાં કાંઇ નહિ. શેઠે તો બધાને કહ્યું છે કે મિત્ર મંડલ સહિત આવજો. ચાલો તો ખરા, જરા મોજ આવશે. અમદાવાદમાં એટલું બધું શું કામ છે?"

"નારે! કામતો કાંઇ નથી. પણ નકામાં પારકે ઘેર—"

" અરે પારકું શું અને પોતાનું શું ભલા માણસ ! ક્યાં લાંબી વાત છે ? આજે સાંઝના ગોધાં લગનછે. લગન જોઇને સવ્હારે જજો. " "ગોધાં" લગન શું હશે તે હું વિચારમાં હતો એટલામાં —નું સ્ટેશન આવ્યું, અને ગાંડાભાઇને તેડવા માણસો આવ્યા.

" રણછોડભાઇ ! ના મ્હારા સમ ! અમ્હારા શેઠને ખોટું લાગશે " ગાંડાભાઇએ કહ્યું. આખરે મ્હેં પણ હા કહી અને વગર ન્હોતરે સામળશાના લગ્નનો લ્હાવો લેવા ઉતર્યો.

પોટલાં ઉતાર્યાં અને અમ્હે સ્ટેશન બહાર નીકળ્યા. " આ ગાલ્લી તમ્હારે ન્હારૂં, હાંકે " કહી તેડવા આવનાર માણસે એક ન્હાનું, ઉઘાડું, ગાડું દેખાડ્યું. તેમાં ચાર જણ તો બેઠેલા હતા; અમ્હે બે, તેમજ ગાડીવાળો કયે ખુણે બેસીશું એ મ્હને વિચાર થયો. આખરે અમ્હે સાત જણ ગમે તેમ સિંચાયા. ગાડીવાળાએ હાથમાં પરોણી લઇ, બળદીયાનું પુંછડું આમળી "ત્હારો પાળતો મરે" ની શુભાશીષોથી ગાડું હંકાર્યું. સંકડાઇને બેઠા એતો ઠીક, પણ અવારનાર રસ્તાની ખુણીયો આવતાં અમ્હે એક એકના ખોળામા જઇ પડતા, અને નાકપર સરી પડતી પાઘડીયો મહા મુશ્કેલીયે સીધી કરતા.

આખરે મહેમાનો ઉતારવાની વાડી આવી અને અમ્હારી ' ગાલ્લી ' ઉભી રહી. અમ્હને ત્યાં ઉતારી ગાડીવાલો ચાલ્યો ગયો; અને અમ્હને તેડવા આવનાર તો અંતર્ધ્યાન થઇ ગયો હતો. એટલે, બન્ને હાથમાં પોટલા લઇ ચારે બાજુએ આવકાર દેનારની વાટ જોતા, કઇ દિશામાં જવું ત્હેનો નિરાકરણ કરવાની શક્તિ વગર અમ્હે ઉભા. અવારનવાર વાડીમાંથી કોઇ અબોટીયું પ્હેરી, તો કોઇ પાઘડી પ્હેરી, જતું આવતું; પણ કોઇ ઓલખીતું નીકળ્યુંજ નહિ.

" ગાંડાભાઇ - આમ તપ ક્યાં સુધી કરવું છે? મ્હારા તો હાથ રહી ગયા. ચાલો તો ખરા અંદર. " "હા ચાલો" કહી મ્હને ન્હોતરી આણી, માનભંગ થયેલા ગાંડાભાઇ અને હું વાડીમાં પેઠા. વાડીમાં પેસતાં નીચેના ખંડમાં એક હીંચકાપર, છ સાત ગ્રહસ્થો હા–હા–હો–હી કરતા બેઠા હતા અને ગાયન ગાતા હતા. ચાર પાંચ જણ ભોયપર પથારી પાથરી બપોરની નિદ્રાને માટે તૈયારી કરી રહ્યા હતા. ત્યાં અમ્હે પોટલાં મૂકયાં અને કોઇક નવરો ખૂણો ખોળવા માંડયો. બાજુની ન્હાની ઓરડીમાં પાંચ જણનો સામાન પડયો હતો; ઉપર માળપર વીશેક ગ્રહસ્થો–કોઇ ગપ્પા મારતા તો કોઇ ઝોકકા ખાતા–પડયા હતા. વાડીમાં જાણે કિલ્લાં ઉભરાતાં હોય તેમ લાગતું. એક માણસ સુવે એટલી પણ જગ્યા મળવી કઠણ લાગી.

આખરે અમ્હે પાછા નીચેની ઓરડીમાં આવ્યા. અમે આમ તેમ ફરતા, પણ કોઇને પુછવાની પરવા ન્હોતી.

" ગાંડાભાઇ ! અહીયાં તો બધાજ મ્હારા જેવા ભાડુતી લાગે છે. " " હા ભાઇ !" ગાંડાભાઇ બીચારા શું બોલે. ?

"ત્યારે એક કામ કરીયે. આ ઓરડીમાંજ ધામાં નાખીયે. બધાજ ભાડુતી છે એટલે કોઇ પુછનાર નથી." કહી મ્હેં એકની પથારી, બીજાની ટ્રંક, ત્રીજાની ઝોરણી ઉંચકી એક ખુણામાં નાખ્યાં, અને જગ્યા કરી. ચપોચપ બ્હાર બેઠેલા ગ્રહસ્થો આવ્યા, અને અમ્હારી હિંમત જોઇ, અમ્હને વધારે હક્કદાર ધારી રસ્તો કરી આપ્યો. પછી મ્હેં અને ગાંડાભાઇએ મસલત કરી, અને પેટની પરોણાગત માટે પણ આજ કાયદો લગાડલો શરૂ કર્યો. એક જણને પકડયો, થોડે દૂર રસોઇની તજવીજ હતી ત્યાં તેને લઇ જવા કહ્યું, સ્હામું કુવાપર નાહ્યા અને જમવા બેઠા. પચ્ચીશ જમી ગયેલાની જગ્યાપર, ઉંકડા ઉંકડા, સારો મજેનો ટાઢો ભાત, શી વસ્તુ છે તે ન સ્હમજાય એવી આછી પાણી જેવી દાળ, માથાના વાળ ઉભા થાય એવું તીખું શાક અને ગંધાતા ઘીથી લચપચતો લાડુ ખાઇ, અમે પરવાર્યા પછી ગાંડાભાઇ મ્હને શેઠ પાસે લઇ ગયો.

સામળશા જાડા, વૃદ્ધ, કાળા અને ગોળમટોળ ગૃહસ્થ હતા. પરસેવો અને પીઠીના મિશ્રણથી જાણે વાર્નિશ દીધું હોય એવા લાગતા. ઘરેણાના ગાંસડા ઠાળવી એમની ડોક, હાથ, અને કાન શણગારવામાં આવ્યા હતા. તેના મ્હોંપર સુખ દેખાતું હતું, કારણકે હાથમાં આરશી લઇ મુછો તપાસતા હતા. હમણાંજ હજામ એમની મુછોને કુલપ લગાવી ગયો હતો.

"ઓહો! કોણ ગાંડો!–આવની ભાઇ ત્હારીજ ખોટ હતી."

"નાજી! એમ તે હોય. હું તો ખરોસ્તો. આ મ્હારા મિત્ર રણછોડભાઇ"

"પધારો પધારો! સારાં માણસો છે ક્યાં દુનિયામાં! આ વખતે પ્રભુની મ્હેર છે. ગઇ વખત હું પરણ્યો–આ કીલાની માને–ત્યારે તો બાર જણ પણ ન્હોતા. એતો જીવ્યા કરતાં જોયું ભલું." જેમ ડૉક્ટર જુના દર્દીની વાત કરે તેવી બેદરકારથી જુની સ્ત્રીને સંભારતાં શેઠ બોલ્યા.

"ખરી વાત છે શેઠ સાહેબ! લગ્ન સાંજના છે?"

"અરે આ સમરથ જોષિને તો કહી કહીને થાક્યો. દર વખતે આમને આમ વાર તે કેટલી."

સમરથ જોષિ ઘરડા ઘુવડ જેવા દૂર બેઠા બેઠા દક્ષણા ગણતા હતા તેમણે ઉંચું જોયું. "શેઠ! એ તે કાંઇ મ્હારા હાથમાં છે. તોપણ, હવે ફરી વખત જોઇ લઇશ. આ વખતે ભૂલ થઇ તે થઇ."

"કેમરે સમરથ. આ પાંચમા વહુ તો આણીયે છીયે. હજી કેટલું બાકી છે.?"

"હવે યજમાનરાજા એમ બોલીયે નહિં. લલાટે લખ્યા લેખ તે કાંઇ મિથ્યા થાય." જરા હસતાં સમરથ જોષિ બોલ્યાં.

એટલામાં બ્હાર સુરતથી મંગાવેલું "બેંડ" આવ્યું અને અગ્હે કલાકને માટે રજા લીધી.

"ગાંડાભાઇ! શેઠને કેટલાં થયાં.?"

"પચાશ કે ઉપર એક બે. કાંઇ વધુ નથી. એમના બાપ સાઠ વર્ષે ઘોડે ચ્હડયા હતા."

હજુ સામળશાએ બાપની સરાસરી કરી ન્હોતી; તો સવાઇ તો કયાંથીજ.? પણ હાલની સ્ત્રોને, ન કરે નારાયણ, અને કાંઇ થાય તો બાપદાદાની આબરૂના રક્ષણાર્થે સવાઇ કર્યા વિના આ શેઠ રહે એમ લાગતું ન્હોતું.

"વહુની શી ઉમ્મર છે?" મ્હેં પુછ્યું.

"હશે પાંચ છ વર્ષની. અહિંયાના દેસાઇની છોકરી છે. કુટુંબ ઘણું ખાનદાન ને આગળ પડતું છે." "એમ" કહી હું ચુપ રહ્યો.

વાડીયે આવી અમ્હે કપડાં બદલ્યાં. હું પણ જરા દોપટ્ટો બોપટ્ટો અડાવી શેઠના માનમાં શણગારાયો અને પાછા અમે હવેલીયે ગયા. ત્યાં વરઘોડાની ધામધૂમ ચાલી રહી હતી. કોઇ નાટક કંપનીની હરરાજીમાં ખરીદેલા, કટાઇ ગયેલી જરીના પહેરવેશમાં શોભતા વાજાંવાળાંઓ ગમે તે ભ્હાને વધારેમાં વધારે કાન ફોડે એવો ઘોંઘાટ પેદા કરી, પોતાની હુશીયારી દેખાડતા હતા. બીજી તરફ સ્વદેશી બેંડ હતું. આઠ દશ તાસાંવાળાં તાનમાં વગાડતા હતા; બે હીજડા બે ત્રણ શરણાઇના તીણા અવાજે ફાવે તે તાલમાં નાચતાં હતાં. લોકોની ઠઠ તે તરફ વધારે જોઈ મ્હને લાગ્યું કે આપણો સ્વદેશપ્રેમ હજુ ચુસ્ત છે—આપણુંજ સંગીત આપણે ગમે છે. એટલામાં એક પાસે ઉભેલો ગૃહસ્થ બોલ્યો "શેઠે ઠીક કર્યું. ચાળીશ ગાઉથી તો હીજડા બોલાવ્યા છે." શાબાશ! શેઠની હવેલી આગળ ન્હાના સરખા ચોગાનમાં-આવી સૂરપૂર્ણ હવામાં-દરેક ઘર આગળથી નીકળતી, બદબો મારતી ગંગા જમનાઓ આગળ પડોશીના ઓટલા પર અમ્હે બેઠા. શેઠ કાંઇ ક્રિયા કરતા હોય એમ લાગ્યું, કારણકે બ્રાહ્મણોના થોડી થોડીવારે "હો–હા–હાઃ" ના અવાજો આવતા હતા. ધર્મ પ્રમાણે શેઠ લગ્ન કરવા લાયક થઈ ચૂકયા એવી ખાત્રી થાય તેટલા પૈસા મળ્યા એટલે ક્રિયા પૂરી થઇ જણાઈ. થોડા ઘણા પુરૂષો હતા તે બહાર નીકળ્યા અને વરરાજાના ઘોડાને બોલાવ્યો.

ઘોડો મહામહેનતે ખોળી કાઢયો હોય એમ લાગતું. સીકંદરનો "બ્યૂસેફેલસ," નેપોલીયનના જગજાહેર ધોળા ઘોડાને, લાયકાતમાં શરમાવે એવો આ હતો. ડોન કવીકઝોટના "રોઝીનાન્ત" થી પણ ચ્હડતો લાગ્યો. તેને આંખ એક હતી, અને જીર્ણતાને લીધે લટકતા હોઠોમાંથી સતત લાળ ટપકતી. તેની ખાંધે સાજ અને પગે ઘુઘરીઓ હતી, પણ 'આ પળે મરૂં કે બીજી પળે મરૂં' એવો ઇરાદો તેની કાઠી, અને તેની ઉભા રહેવાની ઢબ પરથી લાગતું. થોડી ઘણી માખીઓ પણ બીચારાને પજવતી; છતાં દ્રઢતાથી—શાન્તિથી—સ્થિરતાથી સામળશા જેવાનો ભાર વહેવાના ઉત્સાહના ગર્વમાં જાણે, એક પૂરી દેખતી આંખ મીચી, તે ઉભો. શેઠ આવ્યા. મ્હોડામાં પાનનો ડુચો, આંખમાં કાજળના બીલાડા, ભુગોળની ભવ્યતાવાળું પણ જરીના જામાપાઘડીમાં જગમગતું શરીર, મ્હોડા પર ખૂંપ અને હાથમાં નારીયેળ! શું સૌંદર્ય, શી છટા! પરદેશીઓને કહીયે કે આવો અને જુવો. છે જ્મ્હારે ત્યાં આવો કળાનો આદર્શ? ગમે તેવા પણ અમે શ્રેષ્ટ, તે શ્રેષ્ટ.

શેઠ ઓટલાની કોરપર ઉભા–ઘોડાને ઓટલાની કોર પાસે આણ્યો. પણ ક્યાંતો શેઠનું સ્વરૂપ જોઇ કાંઇ કાલકામાતાના સ્મરણથી ઘોડો ચમક્યો હોય–કે ક્યાંતો જાનવરની લગ્નની પવિત્ર ભાવનાની દૃષ્ટિથી શેઠના કૃત્યને ઠપકો આપી, સુધારાનો હિમાયતી થયો હોય–કે ક્યાંતો પોતે સન્યસ્ત અવસ્થામાં આવી રહ્યા હોઇ શેઠને પણ તેમ સૂચવતો હોય: ગમે તે કારણ હોય પણ જ્યાં શેઠ ઓટલા પરથી પગ ઉંચકે, કે ઘોડો ફૂં કરે, ડોકી હલાવે, કે ખાંધ ખંખેરે. શેઠ તો બીચારા જ્યારે જ્યારે પરણવા જતા ત્યારેજ ફક્ત ઘોડે બેસવાનો મ્હાવરો રાખતા હોવાથી ઘોડાની આ દલગબાજીથી બ્હી તરત પગ પાછો ખેંચતા. શેઠે એક વાર–બેવાર–ત્રણવાર–સાતવાર મહાન, ભગીરથ પ્રયત્ન આ ઘરડા ઘોડાને પલાણવા કર્યા; પણ હતા ત્યાનાં ત્યાં! આખરે બે જણે અશ્વરાજને મ્હોડા આગળથી ઝાલ્યો, બે જણ પુછડાંની તપાસ રાખવા પીઠ આગળ ઉભા રહ્યા અને શેઠને કહ્યું " ચાલો શેઠ! હવે ફીકર નથી "

લોકો બધા એકીટશે જોઇ રહ્યા. અર્જુને મત્સ્ય વિંધ્યું ત્યારે પણ આટલી એકાગ્રતા દ્રુપદ રાજ્યદરબારે નહિ દેખાઇ હોય. બેફીકર થવાનાં વચનોથી હિંમત બે હાથે પકડી. અરે હા! પણ બન્ને હાથમાં તો નારિયેળ હતું.—શેઠે પગ ઉઠાવ્યો હંમેશ કરતા વધારે—અને મૂકયો અશ્વરાજની વૃદ્ધ પીઠે. પણ જાત ઘોડાની અને તેમાં પુરાણો, પછી પુછવું શું! તરત ફરી ગયો–મ્હોડું શેઠ તરફ કર્યું–કાન ઉંચા કર્યા. શેઠ ગભરાયા –જીવ બ્રહ્માણ્ડની લગો લગ જઇ પ્હોંચ્યો–પાછળ હઠયા–હાથ છોડી જીવ બચાવવા નારિયેળ જતું કર્યું–પાછળ હઠતાં એકદમ પાઘડી ભીતમાં અથડાઇ–ખસી–આગળ આવી– પડી ગઇ. વરરાજા તાજનષ્ટ થયા. લોકોમાં હાહાકાર કે પછી હહ–હકાર વ્યાપ્યો. શેઠે ઉંચું જોયું—દયાર્દ્રતાથી લોકો તરફ જોયું—તિરસ્કારથી ઘોડા તરફ જોયું—ગૌરવથી કિચડમાં પડેલી પાઘડી સ્હામું જોયું—ઠપકામાં, બીજાશમાં આકાશ તરફ—ઈશ્વર સ્હામું જોયું. કોણ જાણે શું દેખાયું પણ એકદમ તેમના હોઠ ખેંચાયા અને આટલી મેદનીમાં પ્હોંચે એવો સૂર તેમના ગળામાંથી નીકળ્યો.

" એં—એં—એં. "

લોકો બધા વિંટાઇ વળ્યા. ઘણાં ખરાએ મ્હોડે રૂમાલ કે બેશ દીધો. મ્હને લાગ્યું કે તે શરમમાં હોવું જોઇએ. શેઠ કેમ રડયા તે કોઇ સમજ્યું નહિં. શેઠે રડતે રાગે કહ્યું કે " ફીલાની બા સાંભરી." પછી મહા મહેનતે શેઠને ઠીક કર્યા અને ચાર મજબુત સાજનીયાઓએ ઉંચકી અશ્વરાજ પર બેસાડયા. મ્હને ઘોડાને દેશબુદ્ધિ થઇ હોય એમ લાગ્યું. તેની આંખો ઘડપણના પાખંડથી ભરેલી લાગી.

શેઠને ઘરડે ખભે, નીકળતાં નીકળતાં, વળી એક તરવાર મુકી. રખે ઘોડા પરથી પડી જાય—કે મ્યાનમાંથી નીકળી તરવાર વાગે—કે હાથમાંથી નારિયેળ સરી જાય એવી અનેક ફીકરમાં વરરાજા કેમ કરતા બેઠા. આખરે બેંડના અવાજથી અને હીજડાના નૃત્યથી તાલબદ્ધ થઇ વરઘોડો નીકળ્યો.

આખરે અમ્હે વ્હેવાઇને ઘેર આવ્યા. વ્હેવાઇનું ઘર જરા નીંચાણમાં હતું એટલે ત્યાં જતા પહેલાં ઢોલાવ ઉતરવાનો હતો. તાસાંવાળા તાનમાં, હીજડાઓ ગાનમાં–અમે

સાજનીયાઓ ગુલતાનમાં ઢોલાવ ઉતર્યા;-ઉતર્યા અને પાછા ફર્યા. ઉપર ઢોલાવ શરૂ થાય ત્યાં-કોઇ પર્વતપર ફીરસ્તો ઉભો હોય તેમ, શેઠ અને એમનો ઘોડો-ઠમકીને ઉભા હતો. ઘોડો બળવો કરવાની તૈયારી કરતો, હોય તેમ જાણે તેના મનમાં તે કરવાનો સર્વાનુમતે ઠરાવ થયો હોય તેમ, નિશ્ચલતાથી, એકજ પગ ઢોલાવપર મૂકી-દુનિયાને દબાવતો, શેઠને ગભરાવતો, ઉભો હતો. અરે ઘોડા! જમાનાની અસર તારાપર પણ!

બે ચાર જણ દોડી ગયા, અને ઘોડાને પકડી ખેંચવા માંડયો. પણ તે વળી એકનો બે થાય? શેઠ કહે કે ઉતરી પડું. લોકો કહે વળી એમ તે ઉતરાય? બે ત્રણ જણે લગામ ઝાલી, અને એકે પાછળથી બે ત્રણ સપાટા ઘોડાને જડાવી દીધા. ઘોડો હિંમત હાર્યો-બળવાનો ઇરાદો છોડયો. ત્યાગવૃત્તિથી-માર ન સહન થવાથી, તેણે, ગતિ સ્વીકારી. ડગલાં લીધાં એક, બે, ત્રણ; ઉપર શેઠ ગભરાયા-ઢોલાવને લીધે ઘોડાની ડોકપર નમ્યા; ઘોડાના આગળા પગ ધ્રુજ્યા તેણે જોખમદારી છોડી-તેના આગલા બે પગ મરડાયા-વળ્યા;-અને ગુરૂત્વાકર્ષણના પ્રભાવે તે સર્યો; નીચે અગ્હે ઉભા હતા ત્યાં એ અને ડોકે વળગેલા શેઠ એમ ઝપાટાબંધ ઉતર્યા-આખરે નીચે અટકયા. સ્વાર્થી સાજનીયાઓ જોઈ રહ્યા—મદદે દોડતા પહેલાં આ દૃશ્ય ફરી નહિં જોવા મળે તેવા વિચારે તેને હૃદયમાં ઉતાર્યું. આખરે શેઠને ઉચક્યા અને હવે વ્હેવાઇનું ઘર આવ્યું હતું એટલે પગેજ તે ત્યાં પ્હોંચ્યા.

વરરાજા પ્હોંકાયા-વ્હેવાણો રીસાઇઓ-અને આપણા પુરાણા શિરસ્તાઓ મુજબ વરરાજા ચોરીમાં પધરાયા. ન્હાનું સરખું, પાનેતરમાં વીટાલેલું ઢીમચું હોય તેવી કન્યાને તેના મામા ઉંચકી લાવ્યા અને ચોરી સ્હામું બેસાડી. શ્લોક પર શ્લોક ભણાવા માંડયા; દૂર, જ્યાં હું ઉભો હતો ત્યાં સમરથ જોષિ તપેલામાં જોઇ ઘડી ગણતા હતા અને ગમે તે ગમે તે શ્લોકની લીટીઓ ભેગી કરી શેઠને "સાવધાન" કરતા હતા. મ્હને જોષિની સ્થિતિ વિચિત્ર લાગી. ત્હેમની આંખમાં જુદુંજ કાંઇ તેજ હતું-અને ત્હેમની જીભ જરા લથડાતી. મ્હને લાગ્યું કે જોષિ બુવાએ "વિજ્યા" ની આરાધના કરી હતી. દૂર એક લીલા પાણીનો ભરેલો હોય એવો લોટો જોઇ ખાત્રી થઈ. પ્રસંગની મહત્તાના માનમાં અને મહાદેવ પ્રસન્ન કરવાના સ્તુત્ય હેતુથી, જોષિજી ચકચૂર થયા હતા. મ્હેં પાણીથી ભરેલા તપેલામાં-જે તરફ જોષિ એકી નજરે જોઇ રહ્યા હતા તે તરફ જોયું-પાણી પર કાંઇ ન્હોતું. જોષિ જોતા હતા ખરા-પણ ઘડી માંડીજ ન્હોતી. ભાંગની ધૂનમાં કાલ્પનિક ઘડીઓજ ગણતા. આખરે જોષિએ થાલી લીધી-વગાડી-વાજાં વગડયા-સામળશા સજોડ થયા—તેમની હોંસ પુરી પડી.

થોડી વારે જગ્યા થઇ એટલે હું ચૌરી પાસે ગયો. કન્યા ઉંઘી ગઈ હતી. અને તેની મા તેને ખોળામાં લઈ બેઠી હતી. સપ્તપદી, અમ્હારા શાસ્ત્રના કહેવાતા અમર કોલ, જેની મહત્તાપર અમારા લગ્નની પવિત્રતાનો બૂરજ ચણાયાછે તેનો વારો આવ્યો. મ્હને ધાર્મિક લાગણીઓએ પૂનિત કર્યો. હું તો આઠ વર્ષે પરણ્યો હતો અને ઘરવાળી હજુ તેની તેજ હતી એટલે તે વખતની મ્હારી શી લાગણીયો હતી તે

મ્હને યાદ ન્હોતી; મ્હને આજે અનુભવ થયો. પાટલા નીચે હાથ મુકી-ટેકવી, શેઠ ઉઠયા; કન્યા કેમે કરી જાગીજ નહિ આખરે તેની મા ઉઠી-હાથ માં દીકરી લીધી-અને શેઠની સાથે ચોરીની આસપાસ ફરી. આખરે અમ્હારી પવિત્ર સપ્તપદીઓ પૂરી થઇ.

લખવાનું હજુ બહુ છે; પણ સ્થલનો અભાવ છે. હું બ્હાર નીકળ્યો તો જાણે ભીલડીઓ, નીશામાં ગાળો ભાંડતી હોય તેમ, લુગડાંની કે અવાજ કે ચાળા કે શબ્દોની મર્યાદા અને છટા રાખ્યા વિના—દરરોજ વ્હેંત આઘું હોડી, ડાહી ઠકરાણી ગણાવા ધીમે ધીમો બોલતી સ્ત્રીઓ—ગાઇ રહી હતી. બહુ જોવાની હવે મ્હારામાં અભિલાષા રહી ન્હોતી. અમે વાડીએ ગયા અને રાતની ગાડીનો વખત થયો એટલે મ્હેં ગાંડાભાઇની રજા લીધી કે "હવે તો હું જઇશજ."

"પણ રણછોડભાઇ! શેઠને મળીને જાઓ. નહિં તો તેને ખોટું લાગશે. કાલે મ્હને વઢશે."

"ઠીક ભાઇ" કહી હું પાછો વ્હેવાઇને ત્યાં આવ્યો. શેઠની ભાળ પુછી તો મ્હને જણાવવામાં આવ્યું કે માતાના ઓરડામાં વર કન્યા પૂજા કરે છે. લોકો જમણની ખટપટમાં હતા એટલે ઘર સૂનું લાગતું. હું દેખાડેલા ઓરડા તરફ ગયો અને ત્યાં જઇ જોયું અને ઉભો:—

ભીતને રંગી, માતા કરી, તેની પૂજા કરવા અને ભટનું ત્રભાણું ભરવા, ચોખા અને ઘઉંના ઢગલા મારેલા હતાં. સ્હામું શેઠ અને નવા શેઠાણી—અત્યારે જાગતાં હતાં—બેઠાં હતાં; ગોર કાંઇ લેવા બહાર ગયા હોય એમ દેખાયું.

હું અંદર પેસવા જતો હતો અને ઠમકયો-મર્યાદાનો બાધ આવ્યો. શેઠ સંવનન (wooing) કરતા હતા-ધીમે ધીમે છ વર્ષની કોડીલી કન્યાનો ઘુમટો તાણતા હતા. પેલી અંદરથી "ખીખી-" કરી હસતી હતી. હું જોઇ રહ્યો. કોણ કહે છે કે આપણે ત્યાં સંવનન નથી? હું તો ચિત્રવત્ થઇ ઉભો-જોયાજ કર્યું. શેઠે ઘુમટો કહાડયો ને તેમની ઝીણી, ઘરડી આંખે કટાક્ષ મારી. શેઠ ધીમે રહી શેઠાણીની હડપચી અડકવા ગયા; તેણે કહ્યું "ના—હિ." અને જરા આઘી ગઇ; શેઠ જરા પાસે ગયા-શેઠાણીએ ધમકી દીધી "બાને બોલાવીશ." શેઠ હિંમત હાર્યા નહિં-"હવે બેશની" કહી હાથ લંબાવ્યો, શેઠાણીને ગલીપચી કરી, શેઠાણીનો તીણો ઘાંટો ગાજી ઉઠયો.-

"ઓ બા! બા! આ ડોસો મ્હને મારે છે."

\+ \+ \+

શું કહું? મ્હેં-રણછોડે, રણ છોડયું; હું મૂગે મ્હોડે ન્હાઠો. જતાં જતાં બૈરાંઓનો બેશી ગયેલો પણ દૂર સંભળાતો સ્વર આવ્યો "એ વર નહિં પરણે, નહિ પરણે." "અમ્હે જીત્યારે જીત્યા."

ઘનશ્યામ વ્યાસ.

# પુસ્તકપરિચય.

"ધી આર્યસમાજ" (અંગ્રેજીમાં) લેખક શ્રી લાલા લજપતરાય. કિંમત રૂ. ૨ા.

લોંગમેન એન્ડ કંપનીએ પ્રગટ કરેલું આ પુસ્તક એ હિન્દી વિષયોપર લખાયલાં અંગ્રેજી પુસ્તકોમાં આગળ પડતું સ્થાન લેશે એમ જણાય છે. આપણા પરમ-દેશભકતની કલમ અને જુસ્સો, જે સંસ્થાને તેમણે પોતાની ગણી પોતાનું સમગ્ર જીવન અર્પ્યું છે ત્હેનો વિષય, એટલે પરિણામ અસરકારક અને સુંદર થાય તેમાં નવાઈ જેવું નથી. વિનાશકો કરતાં પૂજકોજ વસ્તુનું રહસ્ય સારી રીતે જાણી શકે–જોન્સનને બોસ્વેલજ પૂરેપૂરો સમજે–ગ્લેડસ્ટનને મોર્લીજ; એટલે શ્રી લજપતરાયની કલમેજ સ્વામી દયાનંદની આબેહુબ છબી ચીતરાય. છતાં લેખકે પોતાની હંમેશાની શાન્ત અને સાદી રીતે ઘણાજ આછા રંગ પૂરી–બને ત્યાં સુધી બીજાનાજ રંગો સ્વીકારી–ચીત્રને ખરેખરૂં પ્રેરક કર્યું છે. વિદેશી પ્રેક્ષક, અને તટસ્થ રહેલા વિવેચકનું દૃષ્ટિબિન્દુ પણ નજરે ચ્હડે છે; અને છતાં ભકતની ભકિત, હિન્દુનો સ્વધર્મ પ્રત્યે પ્રેમ તે તેમાંથી ખસ્યાં નથી.

આર્યસમાજની પ્રવૃત્તિઓ પણ તેજ શાન્ત અપક્ષપાતથી વર્ણવી, આ પ્રતાપી સંસ્થાની ઉત્તર હિન્દુસ્થાનમાં શી સ્થિતિ છે તેનો ખ્યાલ વાચકને આપ્યો છે. અને ચોપડીનો મૂળ ઉદ્દેશ તો આર્યસમાજપર મૂકાતા રાજદ્રોહના આક્ષેપનો સત્યકથનથી સંહાર કરવાનો હોય એમ લાગે છે. છતાં, અજાણ્યુ માણસને તેમાંથી જ્ઞાન મળ્યા વિના રહે નહિ; તેમ આપણા જેવા પ્રાંતમાં જ્યાં આર્યસમાજની પ્રવૃત્તિ ઘણી મંદ છે ત્યાં આ પુસ્તક ખાસ ઉપયોગી થઈ પડશે એમાં સંશય નથી.

છેલ્લાં સો વર્ષ થયા આપણા દેશમાં ચાલતી ચળવળોમાં હઝારો સંસ્થા પેદા થઇ છે, હઝારો પુરૂષોએ પોતાનો મહામંત્ર આ દેશના ઉદ્ધાર અર્થે બહાર પાડયો છે.

રાજા રામમોહન રાયે વૈદીક એકેશ્વર વાદમાં માનતા છતાં યૂરપના સંબંધથી વધતી કેળવણી પર શ્રદ્ધા રાખી; કેશવચંદ્ર સેને હિન્દુત્વને ખ્રીસ્તી સ્વરૂપ આપી પશ્ચિમ અને પૂર્વના ભેદો તોડવાની હોંસ ધરાવી હતી; સ્વામી વિવેકાનંદે હિન્દુ-તત્વજ્ઞાનના પુનર્જીવનથી દેશ સચેતન થશે એમ આશા રાખી હતી; નેશનલ કોંગ્રેસ રાજકીય ફરીયાદો સાથે બેસી કરવાથીજ ઉદ્ધાર માને છે; સોશીયલ કોન્ફરન્સ બુદ્ધિવાદી જ્ઞાનેજ આપણને સુધારવા મથે છે.

એ બધા મતોથી કાંઇ હાલ ફેરફાર થયો છે—સારો તેમજ ખોટો. પણ જો કોઇએ દીર્ઘ દૃષ્ટિએ જોયું હોય કે આ દેશના બાવીશ કરોડ હિંદુઓમાં એકધર્મી રાષ્ટ્રીયતા છેજ–તે રાષ્ટ્રીયતા ધર્મમાર્ગે ખીલવવાથીજ આ દેશનો ઉદ્ધાર થશે—અને તે માટે હિન્દુધર્મને નવું સ્વરૂપ અર્પી તેને વિજયવાન, આગળ પડતો, દુનિયા જીતતો ધર્મજ કરવો એ પહેલું કર્તવ્ય છે, તો તે સ્વામી દયાનંદ સરસ્વતીજ છે. સો વર્ષે પાછા આપણે હિન્દુ યુનિવર્સીટી–હિન્દુ સભા તરફ વળીયે છીએ; પ્રાશ્ચાત્ય જ્ઞાનથી અણજાણ્યુ દયાનંદે ૫૦ વર્ષપર તેવી યોજનાઓને સફળ કરી હતી. જેઓ ધાર્મિક

૬

ગુસ્સા વગર તેત્રીશ કરોડ અજ્ઞાન માણસોના ઉદ્ધારની આશા રાખે છે તેમને કાર્યની મહત્તાનું ભાન નથી—રાષ્ટ્રકારની ભવ્ય કલ્પનાશક્તિની જરા પણ પ્રસાદી નથી. પાશ્ચાત્ય કેળવણી અને સંસ્કૃતિથી આપણે બુદ્ધિપ્રધાન થઇ ગયા છીયે અને વિચારની ઘટમાળમાં કાર્યદક્ષતાનાં ઠેકાણાં નથી. અને પ્રજાજીવન સચેતન કરવા જે ઐક્ય જોઇએ, જે આપણી રગોમાં ફરતી ભાવનાઓ થવી જોઇએ તે આપણા લોકોમાં એકતાનતા આવ્યા વિના કદી પણ આવે નહિં. અને તે એકતાનતા આપણી હિન્દુ સંસ્કૃતિના પુનર્જીવન વગર આવવાની નથી. આપણા દેશના દેવો તેજ આપણને ઉદ્ધારશે; પરદેશી તે પુતલાંજ.

સ્વામી દયાનંદના જીવનના આશય માટે નીચે પ્રમાણે લેખક લખેછે (પા. ૨૫૧):—

"ધાર્મિક બાબતોમાં દુનિયા જીતવી એ તેની નેમ હતી! પણ તે જાણતો હતો કે આ ભગીરથ કામ અહિંયાંથીજ શરૂ કરવું જોઇએ. અને તેના સ્વદેશબાંધવોને આ જ્ઞાનની વધારે જરૂર હોવાથી પહેલાં અનુયાયીઓ તેમાંથીજ મેળવવા જોઇએ. તેથીજ તેણે નિશ્ચય કર્યો કે હિંદુઓને તેમનું હિંદુત્વ પાછું આપવું જોઇએ એટલુંજ નહિ પણ તેમને બીજા દબડાવનારાઓ રહામે હિંદુત્વનું સંરક્ષણ કરતા શીખવવું જોઇએ + + તે હિન્દુ વિચારો તમોગુણી મટી રજોગુણી થાય, નામર્દાઇ છોડી શક્તિ સેવા સ્વીકારે, અને હંમેશાં રણમાં પાછાં પગલાં ભરતાં વિજયી વિરોની હાક શીખે તે તેને જરૂરનું દેખાણું × ×..."

લેખક આર્યસમાજ શું કરવા ઇચ્છે છે તે જણાવતા આગળ લખેછે કે.

"આર્યસમાજનું લક્ષ્ય લોકોના વિચારમાં અને જીવનમાં સદંતર ફેરફાર કરવાનો છે. વેદના વિચારો, અને વેદના જીવન ઉપર આધાર રાખી નવું રાષ્ટ્રીય ચારિત્ર્ય ઉપજાવવું એ તેનું લક્ષ્ય છે... હિન્દુ ધર્મ તે માત્ર હિન્દુ રીવાજના રક્ષક તરીકે નહિ પણ હિન્દુ ચારિત્ર્યને સજીવ કરનાર તરીકે થવો જોઇએ × ×"

આ વિચારો અને આશયો કોને ખરાબ લાગે–તેનાથી કયા હિંદુમાં નવું જીવન નહિ આવે?

શ્રી લજપતરાયે આર્ય સમાજની પ્રવૃત્તિઓ લંબાણથી દર્શાવી છે તેના પર વિવેચન કરતાં જરા લાંબુ થઇ જાય. પણ આર્યસમાજનું નામ દેતાં બે સંસ્થાઓ તો યાદ આવ્યા વિના રહેતી નથી. એક દયાનંદ એંગ્લો વેદીક કૉલેજ. બંગાલમાં રાષ્ટ્રીય કેળવણીનો વિચાર થયો તે પહેલાં,—જ્યારે અંગ્રેજી પદ્ધતિ અને વિચાર આપણા શ્વાસને–પ્રાણ હતા ત્યારે–જ્યારે પાદરીઓએ મગજમાં ઘાલેલાં ભૂતોની સત્તા નીચે આપણે આપણું બધુંજ તુચ્છ માનતા હતા તે દુઃખમય દિવસે દયાનંદની પ્રતિભાએ પ્રેરેલા આદર્શોથી ૧૮૮૫ માં આ કોલેજ સ્થપાઇ, અને જે જરૂરીયાતો આપણને હાલ લાગે છે તે ખરા સ્વરૂપમાં તેના અનુયાયીને જણાઇ. ડી. એ. વી. કૉલેજની સ્થાપના વખતે બહાર પડેલી યોજનામાંથી લેખક નીચેના શબ્દો ટાંકે છે (પા. ૧૮૦)

"કેળવણીના સારામાં સારા લાભો ત્યારેજ સધાય કે જ્યારે તે રાષ્ટ્રીય કેળવણી થાય ત્યારે એમ દરેક વિચારશીલ માણસને લાગશે. મનુષ્યની બુદ્ધિને સતેજ કરવી, અને સારી અને તંદુરસ્ત કસરતથી કેળવવી તેજ કળવણીનો હેતુ છે એતો નિઃસંશય છે. અને જ્યારે આ હેતુ પાર પડે ત્યારે કેળવણી સારી ગણાય.........પણ માણસ પોતાને માટેજ જીવતોજ નથી પણ જે સમાજમાં તે રહે છે, અને જેનો જન્મથી, રહેવાસથી અને ઐતિહાસીક કારણોથી તે સભ્ય છે તે સમાજના ભલા માટે તે જીવે છે. આનું નામ રાષ્ટ્રીયતા. × × × તેથી ખરૂં જોતાં કેળવણીની પદ્ધતિ એવી જોઇયે કે જેથી વ્યક્તિઓનાં સામાન્ય

રાષ્ટ્રીયતા સાથનાં બંધનો દૃઢ થાય + + + અને તેથી આ સંસ્થાનો મુખ્ય હેતુ એવો છે કે રાષ્ટ્રીય માતૃભાષા અને ભાષાઓનો અભ્યાસને ઉત્તેજન મળી કેળવાયલા અને બીનકેળવાયલા વર્ગનું એકીકરણ થાય, સંસ્કૃતના અભ્યાસથી નૈતિક અને ધાર્મિક તત્વોનું જ્ઞાન વધે, નિયમિત જીવનથી સારી અને સબળ ટેવો પડે; અંગ્રેજી સાહિત્યનુ જ્ઞાન વધે; અને વિજ્ઞાનશાસ્ત્રના જ્ઞાનના પ્રકાશથી દેશની આર્થિક સંપત્તિ સુધરે " × × +

બીજી સામાજીક સંસ્થા "ગુરૂકુળ" ની છે. પાશ્ચાત્ય કેળવણીનાં કેટલાંક તત્વોએ આપણા રાષ્ટ્રીય સંસ્કાર ભ્રષ્ટ કર્યા છે; વિલાસનો અને સ્થૂલ સુખોનો શોખ જે કેલવણીથી પેદા થાય છે તે આપણી સંસ્કૃતિમાં ઉદ્ભવેલા અભ્યાસીઓની ખાનાખરાબી કરે છે; શોખ અને મોજના સાધનોના આકર્ષણે ત્યાગનો અભાવ ઉસન્ન થઇ, ભીષ્મ, એકાગ્ર, પ્રચંડ ચારિત્ર્ય થવા પામતાં નથીઃ—આ સત્યો જોવાં, અને તેને દૂર કરવા એક દૂષણહિણુ સંસ્થા સ્થાપી થોડી બુદ્ધિનાં પણ ભગિરથ કર્તવ્યપરાયણતા વાળા. રસહિણા પણ ભાવનાવાળા નરરત્નો પેદા કરી, દેશની દાઝે તેમને પલકમાં પ્રાણ આપવા તત્પર કરવા–તે કાંઇ મહાત્મા મુનશીરામ અને તેના ગુરૂ સ્વામી દયાનંદની મહત્તાનો ન્હાનો સૂનો દાખલો નથી. અમ્હને ખાત્રી છે કે ગુરૂકુળોના અભ્યાસીઓ જ્યારે સારા જથ્થામાં બ્હાર પડશે ત્યારે જરૂર દેશને મગરૂબીનું કારણ મળશે અને હિન્દુ સંસ્કૃતિ ફત્તેહમંદીથી ફેલાશે.

આર્ય સમાજ હિન્દુ અજ્ઞાન જનસમાજને સુધારવાનું પ્રથમ સાધન છે એતો લોકો કબૂલ કરતા જાય છે. અને વેદના વારામાં હિન્દુ સંસ્કૃતિ જન્મ પામી ત્યારથી તેના નેતાઓ અને અગ્રેસરોના-વિશ્વામિત્ર, કૃષ્ણ, બુદ્ધ, અને શીવાજી જેવાના વર્ગમાં સ્વામી દયાનંદનું સ્થાન ઘણું ઉંચે રહેશે એ નિસંશય છે. એ ઘણી શોક કરવા જેવી બાબત છે કે તેના ઉત્સાહી અનુયાયી શું મહાન કામ ઉત્તરમાં કરી રહ્યા છે તેનો ખ્યાલ આપનાર પુસ્તક આપણી ભાષામાં નથી. જો તેનો ખ્યાલ આવે તોજ આપણે સમજ પડે કે ધર્મને નામે ચાલતી બીજી પ્રવૃત્તિઓ કરતાં દયાનંદે આરમ્ભેલી પ્રવૃત્તિ કેટલી ઉંચા પ્રકારની છે.

ક.

---

# નોંધ

### પાંચમી સાહિત્ય પરિષદ્

પક્ષવાદની તીખી તકરારો હજી પતી ન હતી અને પ્લેગનો દાવાનલ તરતજ શમ્યો હતો તે વખતે પરિષદ્નું કામ નિર્વિઘ્ને પુરૂં થયું અને પહેલાંની બેઠકોના અને ગુજરાતની સ્થિતિના ધોરણે સફળ થયું, એ માટે સુરતના કાર્યકર્ત્તાઓનો અને પરિષદ્ના વિદ્વાન પ્રમુખનો આપણે આભાર માનવાનો છે. છતાં પરિષદ્ એ કેવલ જનસમાજની નહિ પણ કેળવાએલા વર્ગની અને વિદ્વાન સાક્ષરોની હીલચાલ છે; અને આથી અમને પૂછવાની જરૂર લાગે છે કે પરિષદ્ હજી પ્રાચીન—મધ્યકાલના અવશેષ જેવી કેમ લાગે છે, અને નવા જમાનાના જે ભાવનાતરંગો જગતમાં અને કંઇક અંશે

દેશમાં ફરી વળ્યા છે ત્હેના ચમત્કારિક સ્પર્શથી પરિષદનું નિર્જીવ હાડપિંજર કેમ સજીવન થયું નથી? જે વખતે ધર્મના જેવી અપાર જુસ્સાથી ભરેલી અને પ્રચંડ વિચારોથી ગર્જતી હીલચાલોની દેશને જરૂર છે તે વખતે ગુજરાત મોડું મોડું સાહિત્ય પરિષદ્જ ભરે એ આપણને શરમભરેલું છે. પરન્તુ સાહિત્યમાં પણ વિચારોની નહિ પણ ભાષા અને વ્યાકરણની ચર્ચા કરવામાં આવે, નિબંધો, ગુજરાતે રચવાના પ્રભાવશાળી પુસ્તકો વિષે નહિ પણ ભૂતકાલના કમનસીબ ગ્રંથો વિષેજ લખાય—કમીટીઓ હવેના સાહિત્યની સુધારણા માટે નહિ પણ પાછલા સાહિત્યની શોધખોળ માટેજ નીમવામાં આવે-અને આ સ્થિતિમાં જરા પણ સુધારો કરવાની દરખાસ્ત સાંભળતાં આગેવાનોના મનમાં ભયંકર શંકાઓ ઉત્પન્ન થાય, એ સ્થિતિ દયાજનક છે. જમાનો જ્યારે વિચારોના પ્રચારની અને અન્તરના ખરા આવેશથી લખાતાં સાહિત્યરત્નોની માગણી કરે છે ત્યારે ત્રણ વર્ષે ત્રણ દિવસ હાસ્યજનક જલસો થાય-એ વાત હવે અસહ્ય બનતી જાય છે. કાં તો પરિષદ્ જમાનાનાં સત્વોથી સોહાવી જોઇએ, નહિ તો પરિષદ્ બંધ થવી જોઇએ—જેથી ત્હેની કબર ઉપર વધારે સારી સંસ્થા ઉત્પન્ન થઇ શકે.

પરિષદ્ વિષે આ અમારો સામાન્ય અભિપ્રાય છે; પરન્તુ ગઇ બેઠકમાં જે એક બે આશાજનક તત્વો જણાયાં હતાં ત્હેની નોંધ લેતાં અમને ઘણો આનંદ થાય છે. યુવાનો નવા યુગના અવતારરૂપ છે અને ત્હેમની પહેલાનાં કરતાં વધારે સહાય માગી ત્હેમને પરિષદ્ સાથે હમેશને માટે જોડવાનું માન સૂરતની છેલ્લી બેઠકને ઘટે છે. કહેવાની જરૂર નથી. કે યુવાન લેખકમંડળે અસરકારક સહકારથી આ તકનો ઉત્તમ ઉપયોગ કર્યો છે અને ડહાપણુથી ગુંગળાતી પરિષદ્માં કંઈ તાજો ઉત્સાહ દાખલ કર્યો છે. બીજું ગંભીર પગલું ગઇ પરિષદે લીધું છે—જેનું માન ઘણે ભાગે યુવકવર્ગને ઘટે છે અને જેને માટે ત્હેમને પ્રમુખ સાહેબ તરફથી નરમ ઠપકો મળ્યો હતો—તે પરિષદને સ્થાયી સ્વરૂપ આપવાનો ઠરાવ હતો. બંધારણ શિવાય કોઇ પણ સંસ્થા એ સંસ્થાજ નથી અને બંધારણ વડેજ કંઇ પણ સંગીન કાર્ય થઇ શકે એ પ્રાથમિક સૂત્ર પરિષદને ગળે—આટલું મોડું પણ ઉતર્યું એ જોઇને અમને સંતોષ થાય છે.

પ્રમુખનું ભાષણ.

પરિષદમાં ખરાં વિદ્વત્તાભર્યાં ભાષણો બે હતાં; એક પરિષદના પ્રમુખનું અને બીજું રા. મનુભાઇ નંદશંકર મહેતાએ પ્રદર્શન ખુલ્લું મૂકવા સચીનના નવાબને વિનંતિ કરતાં આપેલું ભાષણ. રા. મનુભાઇના ભાષણ વિષે બીજે ઠેકાણે લખવામાં આવ્યું છે. પ્રમુખે આરંભમાં પરિષદના હેતુ વિશે ચર્ચા કરી, પછી આપણી ભાષા તથા સાહિત્યનો વિકાસ ત્હેમણે વર્ણવ્યો અને અંતમાં પરિષદના કાર્યપ્રદેશને અંગે કેટલીક વ્યાવહારિક સૂચનાઓ કરી. ત્હેમણે એકંદર જે કહ્યું છે તે ઘણું યોગ્ય છે; પરન્તુ કેટલાક અગત્યના વિષયો ટુંકામાં ત્હેમણે પતાવ્યા છે અથવા બીલકુલ ચર્ચ્યા નથી. આધુનિક સાહિત્યમાં રસ અને વિદ્વત્તાની ખામી જોઇ તેઓ તે વિષે ઘણો

અસંતોષ દર્શાવે છે. પરન્તુ તેજ સાહિત્યમાં એવી ભાવનાઓ કે વૃત્તિયો નથી કે જે વધારે પ્રભાવથી લેખિનીમાં ઉતરતાં સાહિત્યમાં નવો યુગ પ્રવર્તાવે? લેખકો શકિતહીન હશે; પણ અર્ધ ઉઘડેલાં વિચારો-વિચારો નહિ તો વિચારની શકયતાયો ત્હેમનાં અસમર્થ લખાણોમાં નજરે પડતી નથી કે જે ભવિષ્યને માટે ઘણી આશાઓ આપે. આ સવાલોનો રા. નરસિંહરાવ ઉત્તર આપતા નથી, અને ભવિષ્યના સાહિત્યની દૃષ્ટિથી તો ત્હેમનું ભાષણ આથી પણ વધારે અસંતોષકારક લાગશે. પ્રજાજીવન અને રાષ્ટ્રીય ભાવનાઓ વિષે છૂટાછવાયાં સૂચનો હોવા છતાં સાહિત્યમાં કાલબળે પ્રવર્તવાની અને લેખિનીની સમગ્ર શકિતથી પ્રવર્તાવવાની લાગણીઓ અને વિચારો વિષે ત્હેમણે કંઇજ કહ્યું નથી. અમે ઇચ્છીએ છીએ કે જે પાશ્ચાત્ય સાહિત્યના રા. નરસિંહરાવ રસિક અભ્યાસી છે ત્હેની રીતિ અનુસાર ત્હેમણે ભાષાની ચર્ચાને ગૌણ સ્થાન આપી, હિન્દના તેમજ દુનીયાના જુદા જુદા ભાગોમાં મચી રહેલી સાહિત્યપ્રવૃત્તિઓનું આકર્ષક ચિત્ર આપ્યું હોત અને દૂરથી ઘોર ગર્જન કરતા ભવિષ્યના ભાવનાસાગરનું આપણને ગંભીર ભાન કરાવ્યું હોત.

**બે સૂચનાઓ.**

સાહિત્યપરિષદ્ જેમ એક સાહિત્યની મ્હોટી પ્રવૃત્તિ છે તેમ ગુજરાતની તે પહેલી સાર્વજનિક હીલચાલ છે. આથી કેવલ વિદ્વાનોનેજ નહિ પણ સામાન્ય સંસ્કારી જનોને ત્હેમાં રસ પડી સકે તે માટે કેટલાક ફેરફાર કરવાની જરૂર છે. એક એ છે કે સમસ્ત પરિષદમાં સામાન્ય વિષયને લગતા-સમજાય એવા નિબંધો વંચાવા જોઇએ અને કઠિન લેખો જૂદા વિભાગમાં વંચાવા જોઇએ. ગઇ પરિષદ્‌માં આ યોજના કરવામાં આવી હતી; અને તે કંઇક નિષ્ફળ થઇ એનું કારણ વ્યવસ્થાની ન્યુનતાજ હતી. આ સાથે એ પણ જોવાની જરૂર છે કે પરિષદ્‌માં વાંચવાના લેખો કેવળ સારા નિબંધો જ ન હોવા જોઇયે. પણ રસદાર ભાષણો તરીકે વંચાઇ શકવા જોઇએ. સારા સારા વકતાઓને નિર્ણિત વિષયો ઉપર મુખથી ભાષણ કરવા દેવામાં આવે એ પણ ઇષ્ટ છે.

ગઇ બેઠકમાં ફરજીયાત કેલવણી સંબંધમાં નરમમાં નરમ ઠરાવ પણ રજુ ન થઇ શકયો તેથી "ગુજરાતી કેલવણી પરિષદ્" સ્થાપવાનો સવાલ કેટલાંક મંડળોમાં ચર્ચાયો હતો. અમે આ દરખાસ્તને ઉત્સાહપૂર્વક વધાવી લઇયે છીએ અને ઇચ્છીએ છીએ કે આવતી પરિષદની બેઠક વખતે કેલવણીપરિષદ્ પણ તેજ સ્થળે ભરાય.

આવતી પરિષદ્ ભરૂચમાં ભરવાની જે દરખાસ્ત પરિષદમાંઅને છાપાંમાં ચર્ચાઇ હતી ત્હેની સ્હામે કંઇ પણ વાંધો હોઇ શકે નહિ. ભરૂચ આમંત્રણ આપે છે, ગુજરાતનું તે એક પ્રસિદ્ધ શહેર છે; ત્યાં જાહેર જુસ્સો અને શકિત છે તો પછી ત્યાં પરિષદ્ કેમ ન ભરાવી જોઇએ.?

**જ્ઞાતિપત્રતંત્રીપરિષદ્.**

સુરતમાં સાહિત્યપરિષદ્ વખતે ન્યાતના પત્રોના તંત્રીઓ એક સંમેલનમાં મળ્યા હતા અને જુદી જુદી ન્યાતમાં પ્રગટ થતાં પત્રોમાં કોઇ રીતે ઐક્ય સાધવાના સ્તુત્ય

હેતુથી ત્હેમણે વિચાર ચલાવ્યો હતો. અમ્હારી જાણ પ્રમાણે ન્યાતના જુદાં જુ પત્રો કુલ ૨૦૦૦૦ ગ્રાહકોની મ્હોટી સંખ્યામાં વ્હેંચાય છે; તો તેમાં કોઇ પણ તરેહ એક મત આવે અને તે દ્વારા ન્યાતની છિન્ન ભિન્ન પ્રવૃતિઓમાં સમાજનું ભ કરવાની શકિત આવે તો તે આવકારદાયકજ થઇ પડે. ન્યાતની ન્હાની પ્રગતિ દેશને નુકશાનકર્તા છે—ન્યાતનો ગર્વ વધારી સમાજની એકતા થતી અટકાવે છે. દ ન્યાતનાં ચોપાનીયાંમાં એક આદર્શ આવે તો જરૂર તે ચોપાનીયા પરથી એક કલ દૂર થાય એમ અમ્હારૂં ધારવું છે. જ્ઞાતિ સંસ્થાઓ મારફત દેશનો ઉદ્ધાર કરવાની ઇચ્છ વાળાઓનો ઉત્સાહ પ્રશંસાપાત્ર છે; ફક્ત તેમ બનવુંજ અશક્ય છે. ન્યાતો જ બેઠી છે–જાય છે, અને તે પ્રયાણ જે સ્હેલું કરી આપે તેજ ન્યાતનો સેવક એ કહેવાની ફરજ પડે છે.

સંયુકત પ્રાંતોની પરિષદ્.

ઇન્ડીયા ઑફીસની સંમતિથી આપણા ગવર્નર જનરલે સંયુકત પ્રાંતોના લેફ્ટનં ગવર્નરને સહાય આપવા માટે "ઍક્ઝીક્યુટીવ કાઉન્સીલ" સ્થાપવાનો ઠરાવ કર્ હતો; પરન્તુ ઉદાર સુધારાઓની સ્હામે પડવા માટે ઇતિહાસમાં મશહુર થના ઉમરાવોએ તે ઠરાવ યુદ્ધના અંત સુધીમાં અમલમાં ન મૂકવા નિશ્ચય કર્યો, એટલુંજ નહિ પણ અનેક ભાષણો દ્વારા આપણા દેશીઓનું ઉદ્ધતપણે અપમાન કર્યું. લૉ મૅકડોનલ–જેમને આ સુધારો ફાંસવા માટે વધારેમાં વધારે માન ઘટે છે—ત્હેમ જણાવ્યું કે સંયુકત પ્રાંતોના કોઇ મ્હોટા વર્ગે આવી સભાની માગણી કરી નથી અ કેળવાએલા હિન્દીઓની બધી ઇચ્છાઓ સંપૂર્ણ રીતે સંતોષાએલી છે; લૉર્ડ કર્ઝન પોતાના હિન્દી અનુભવનો દુરૂપયોગ કરીને કહ્યું કે કાઉન્સીલની મદદ શિવાય એકજ અમલદારનો અમલ હિન્દમાં વધારે જરૂરનો છે.

ઉમરાવોનું આ વર્તન અને વિચારો કેવલ અન્યાયી અને હાનિકારક છે એમ સંયુકત પ્રાંતની પ્રજાને દર્શાવવાની જરૂર હતી અને આપણને જોઇને ઘણો સંતો થયો છે કે તે સમસ્ત પ્રજાએ અનેક જાહેર સભાઓથી અને છેવટે એક ખાસ પ્રાન્તિક પરિષદ્ મેળવીને અમીરોના ચુકાદા સ્હામે મજબૂત પોકાર કર્યો છે. આથી સંશયાત્મક અમલદારોને તેમજ વિરૂદ્ધ થનાર ઉમરાવોને ખાત્રી થવીજ જોઇએ કે આ સુધારો મુઠ્ઠીભર આગેવાનોના મગજનું કેવલ સ્વપ્ન ન હતું પણ સમસ્ત પ્રજાની ખરેખરી માગણી હતી. તેમજ મી. મદન મોહન માલવીયા સત્કાર કમીટીના પ્રમુખ હતા અને રાજા સર મહમદ અલીખાન પરિષદ્ના પ્રમુખ હતા એ જણાવે છે કે આ સુધારા વિષે હિન્દુઓ અને મુસલમાનો વચ્ચે કંઇ મતભેદ નથી એટલુંજ નહિ પણ તેઓ એકે અવાજે તેની માગણી કરે છે. અને એક માણસ કરતાં પાંચ માણસ મ્હોટા પ્રાંત ઉપર વધારે સારી રીતે રાજ્ય કરી શકે એ લૉર્ડ કર્ઝન શિવાય સર્વે એકદમ જોઇ શકે છે.

અનર્થમાંથી પણ અર્થ કવચિત પ્રાપ્ત થાય છે. તે પ્રમાણે જે પ્રાંતને કાઉન્સીલ આપવાની દરખાસ્ત નામંજુર કરવામાં આવી ત્હેણે હવે પરિષદમાં લેફ્ટનંટ ગવર્નરને

બદલે ગવર્નર-ઇન-કાઉન્સીલની માગણી કરી છે અને તે સંબંધમાં મજબુત હીલચાલ કરવાને પરિષદને એક સ્થાયી "લીગ" નું સ્વરૂપ આપવામાં આવ્યું છે. "વેટો બીલ" પસાર કરીને ઇંગ્લંડની પ્રજાએ ઉમરાવોને છેવટે અંકુશમાં આણ્યા છે. અમારી ખાત્રી છે કે થોડા વખતમાં આ લીગનો અને ત્હેની સાથે હિન્દની પ્રજાનો અવાજ છ હજાર માઈલ ઓળંગી ઉમરાવોના કાનમાં ગાજશે અને લગભગ એકજ વર્ષમાં બે સારા સુધારાનું ખુન કરવાની જે તક ત્હેમણે લીધી છે તે ફરીથી તેઓ લેવાની હિમ્મત ધરશે નહિ.

મહેસુલનો ઠરાવ.

સને ૧૯૧૩-૧૪ ના મ્હેસુલ ખાતાના રીપોર્ટ વિષે મુંબઇની સરકારે જે ઠરાવ થોડા વખત ઉપર બ્હાર પાડયો હતો ત્હેમાં એક બે બાબતો આપણું ખાસ ધ્યાન ખેંચે છે. જે જીલ્લાઓમાં જોઇતો વરસાદ ન પડયો ત્યાં પણ તંગી નજીવીજ હતી અને જ્યાં ઢોરોનો રોગ ફાટી નીકળ્યો હતો ત્યાં થોડાંજ ઢોરો મર્યાં હતાં એ વાતો ઉપર અમે નજર ફેરવી જોઈએ છીએ. પરન્તુ જે વાત આવા રૂપાળા રીપોર્ટથી પણ ઢાંકી ઢંકાતી નથી તે એ છે કે દેશમાં સંપૂર્ણ શાન્તિ, રસાલ જમીન અને સુધરેલી રાજપદ્ધતિ હોવા છતાં પણ વરસાદની સ્હેજ અછત પડતાં ખેડુતો ભુખમરાની અણી ઉપર કેમ આવી જાય છે? મ્હેસુલની રાજનીતિમાં કે ખેડુતોની સ્થિતિમાં એવું શું છે કે જેથી સારાં વર્ષમાં ખેડુતો કંઈ પણ બચાવી શકતા નથી અને ચાતકની માફક ત્હેમના જીવનની દોરી અસરંગી વાદળાંઓ અને મેઘરાજની અનિશ્ચિત કૃપા ઉપર લટકે છે? રીપોર્ટના એકંદર ઘણા સારા વર્ષમાં પણ સોલાપુર, પુના અને સતારાના થોડા ભાગ કમી વરસાદથી દુખી ગયા એનું શું કારણ? આ સવાલો ઘણા હિન્દીઓએ પૂછ્યા છે; પણ જયાં સુધી ત્હેનો સ્પષ્ટ ઉત્તર મળે નહિ અને સુધારાઓ અમલમાં મૂકાય નહિ ત્યાં સુધી તે ફરી ફરીને પૂછવાની જરૂર છે.

તગાવીની લોનમાં ઓછી રકમની જરૂર પડી હતી એના કારણ તરીકે તે વર્ષનો સારો વરસાદ, સહકારી મંડળીઓનો વધારો અને વર્ષે પાંચ રૂપીયાથી ઓછું મ્હેસુલ આપનારને તે તગાવી ન આપવાની પદ્ધતિ—એ છે. અમે દીલગીર છીયે કે ત્રીજા કારણમાં જે ફેરફાર સૂચવવામાં આવ્યો છે ત્હેને અમે આવકાર આપી શકતા નથી. અમે ઇચ્છાએ છીએ કે ખેડુતોને સરકાર પાસેથી તગાવી લઇ ખેતી ચલાવવાની અને જીવનનો નિર્વાહ કરવાની જરૂર ન પડે. પણ જ્યાં સુધી તે જરૂર કાયમ છે અને સરકારે ત્હેને સ્વીકારી છે ત્યાં સુધી જે ગરીબ ખેડુતોને ત્હેની વધારેમાં વધારે જરૂર છે ત્હેમને સરકારની મ્હેરબાનીમાંથી કેમ બાતલ કરવામાં આવ્યા છે તે સમજી શકાતું નથી. મહેસુલનાં ભરણાં એક વર્ષ સુધી મુલતવી રાખવામાં અને જરૂર પડે ત્યાં માફ કરવામાં જે ઉદાર પધ્ધતિનો પ્રયોગ કેટલેક ઠેકાણે કરવામાં આવ્યો છે તેનો લાભ આવા નિરાધાર ખેડુતોને પણ મળવોજ જોઇતો હતો.

મુંબઇમાં મોસ્લેમ લીગ.

આ વર્ષે મૉસ્લેમ લીગને મુંબાઇમાં આમંત્રણ આપવા માટે મી૦ ઝીણાએ મુંબાઇના કેટલાક મુસલમાન આગેવાનોની સહીથી ઑલ-ઇન્ડીયા મૉસ્લેમ લીગને એક પત્ર મોકલ્યો હતો; પરન્તુ પછીથી કેટલાક ગૃહસ્થોએ પોતાની સહી ખેંચી લીધી છે

તેથી મુંબાઇમાં કોંગ્રેસની સાથેજ હેની બેઠક ભરવા વિષે ઘણી ચર્ચા ઉત્પન્ન થઇ છે. લીગને નોંતરવાની જવાબદારી મી૦ ઝીણાએ લેવી જોઇતી હતી કે નહિ તેમજ પોતાની સહી ભુંસવાની હિમ્મત કરનાર ગૃહસ્થોએ, મુસલમાન કોમને હાસ્યજનક સ્થિતિમાં મૂકવામાં ડહાપણ વાપર્યું છે કે નહિ એ અમારે મન નજીવી બાબતો છે. કોંગ્રેસની સાથે લીગની બેઠક આ વર્ષે અને હમેશાં થવી જોઇએ કે નહિં એજ ખરો પ્રશ્ન છે, અને અમારો એવો દૃઢ અભિપ્રાય છે કે આપણી જુની રાષ્ટ્રીય સંસ્થાની સાથેજ આ નવી મુસલમાન સંસ્થાની બેઠક થાય હેમાંજ મુસલમાનોનું, હિન્દુઓનું અને આખા હિન્દનું શ્રેય રહેલું છે. જે દેશમાં પોતે સૈકાઓથી--કોઇ વખતે રાજા તરીકે, કોઇ વખતે પ્રજા તરીકે—વસ્યા છે તે દેશમાં બ્રીટીશ સામ્રાજ્ય નીચે બીજા દેશબંધુઓ કરતાં પોતાનો સ્વાર્થ જુદો સમજી, ખાસ હક અને ખાસ પદવીની માંગણી કરવી એ હેમને મુબારક છે-હવે હેમને પોતાની જુદી પ્રવૃત્તિમાંથી વારવા એ ઘણું મોડું છે. પરન્તુ જયારથી લીગની જાહેર બેઠકે લગભગ કોંગ્રેસના જેવાજ "બ્રીટીશ સત્તા નીચે સ્વરાજયની" માગણી કરી અને કરાંચીની કૉંગ્રેસમાં મુસલમાનોએ મ્હોટી સંખ્યામાં હાજરી આપી ત્યારથી એમ આશા રાખવામાં આવી છે કે લીગ કૉંગ્રેસની જોડે બને ત્યાં સુધી એક પગલે ચાલશે. કૉંગ્રેસની સાથે લીગની બેઠક ભરવાનું પગલું ઘણું આવકારદાયક છે. તેથી મુસલમાનો, ધર્મબંધુઓ તેમજ દેશબંધુઓ સાથે પણ કંઇકવધારે ઐક્ય સાધશે-પોતાની સ્વચ્છંદી જુદાઇમાં મ્હાલતી મુસલમાન કોમ્ રાષ્ટ્રીય વહેણમાં વધારે વહેતાં શીખશે.

**ઇસ્લામી થયેલા હિન્દુઓ.**

થોડા દિવસપર અમ્હે દૈનિક વર્તમાનપત્રોમાં ખેદથી વાંચ્યું કે કે કેટલાક હિન્દુઓએ આગાખાની ધર્મમાં વટળી જઇ મુસલમાની નામનો સ્વીકાર કર્યો છે. આર્યમાતાના તનુજો બુદ્ધ અને શંકરનો વારસો સ્વીકારી, પાછળથી જનનીત્યાગ કરે એ હૃદયભેદક છે; તેમનું આર્ય, સંસ્કારી મગજ કેમ જુદે ખોળે આશ્વાસન સ્વીકારી શક્યું તે સમજ નથી પડતી. આવા પ્રસંગોએ આપણે વિચાર આવે છે કે હિન્દુઓમાં આર્યત્વના બંધનો કેમ શિથિલ થઇ ગયાં છે.? ગમે તેની જોડે ફરવું, ખાવું, ગમે તે પહેરવું એ વાત જુદી છે. હિન્દુ સંસ્કૃતિ તે સ્વીકારવા ખુશી હતી, અને ખુશી છે; પણ હિન્દુ સંસ્કૃતિનું મહાન બંધન-આપણાં શાસ્ત્રો જેને "ધર્મ"ને નામે પુરાણા વખતમાં ઓળખતા હતા તે છોડવું ! આપણા ઇતિહાસ, આપણી ભાવના, આપણા આદેશોએ દર્શાવેલા ધર્મમાં-નિયમમાં મરવું તેજ સાર્થક—આ બીચારા ઉંધે રસ્તે રહડેલા સ્ત્રીપુરૂષોની સ્થિતિ દયાજનક છે; સમય જતાં સુધરી સ્વમાતાને ચરણે ફરી નમશે એવી અમને ખાત્રી છે. છતાં એટલું કહ્યા વગર ચાલતું નથી કે હિન્દુધર્મ, અને રીતરીવાજોનાં બંધનો આપણે ત્યાં છે, પણ વિદેશી કેલવણીથી આર્યસંસ્કાર ઘણી વખત જીવનમાંથી સરી જાય છે; અને પરિણામે જ્યારે ધર્મપરથી શ્રદ્ધા અને રીતરિવાજો તરફ માન ઉઠી જાય છે એટલે આર્યત્વ-હિન્દુત્વ છોડવા મન તલસે છે. આ નબળાપણું સ્વદેશીય સંસ્કારને પોતાના, અને ઉચ્ચ નહિં માનવાનું કારણ છે. યૂરોપની પ્રજાઓ બીજી વસ્તુઓ નજરમાં આવે તેમ કરે છે; પણ સંસ્કૃતિ-કલ્ચર-

નામદાર વાઈસરૉયની કારકીર્દીમાં વધારો.

આપણા લોકપ્રિય વાઈસરૉય લૉર્ડ હાર્ડીંજને હિંદમાં આવતા માર્ચ સુધી કાયમ રાખવાનો બ્રીટીશ સરકારનો ઠરાવ જાણી આપણને અત્યંત હર્ષ થયો છે. હેમણે હિન્દનું રાજ્યતંત્ર હાથમાં લીધું ત્યારે હેમની પાસેથી ઘણી મ્હોટી આશાઓ રાખવામાં આવી હતી અને એમ કહેવામાં અતિશયોક્તિ નથી કે તે ઘણે અંશે પાર પડી છે. બંગાળાના ભાગલાના સવાલનો હેમણે સંતોષકારક નીવેડો આણ્યો અને દીલ્હીના ઇતિહાસપ્રસિદ્ધ શહેરને રાજ્યનગરીની મ્હોટી પ્રતિષ્ઠા પાછી સોંપી; દક્ષિણ આફ્રીકામાં અગણિત દુઃખ સહન કરતા હિંદીઓનું કરૂણાજનક રૂદન હેમણે સાંભળ્યું અને પોતાની અપાર સહૃદયતા અને અદ્‌ભુત રાજ્યકૌશલ્યથી હેમના સંતાપનું સમાધાન કરાવ્યું; હેમણે પોતાની સભાના કેટલાક સભાસદોના મત વિરૂદ્ધ સંયુક્ત પ્રાંતોમાં ઍક્ઝીક્યુટીવ કાઉન્સીલ સ્થાપવાનો ઠરાવ કર્યો અને જ્યારે હેનો અમલ ઉમરાવોની સભાએ અટકાવ્યો ત્યારે વડી ધારાસભામાં જાહેર રીતે ઉમરાવોના વર્તન સ્હામે હેમણે મજબૂત વાંધો ઉઠાવ્યો અને તે સુધારો છેવટે સિદ્ધ થશે એમ મજબૂત ખાત્રી આપી; અને ઉપરાંત કેલવણી, નહેર ખાતું વગેરે ઉપયોગી ખાતાઓમાં વધારે ને વધારે રકમો આપીને તેમજ સામાન્ય રીતે પોતાના સમભાવજનક વર્તનથી હેમણે આપની પ્રજાની દૃઢ પ્રીતિ સંપાદન કરી છે. બ્રીટનને જે વખતે લૉર્ડ હાર્ડીંજ જેવા કુશળ રાજપુરૂષોની ઘણી જરૂર છે તે વખતે હિન્દની અરજને માન આપી બ્રીટીશ સરકારે હેમને આટલો વખત કાયમ રાખ્યા છે એ માટે હિન્દ હમેશાં આભારી રહેશે.

હિંદમાં રણસામગ્રી ઉપજાવવાનો ઠરાવ.

લગભગ એક મહિના ઉપર જ્યારે મી. લૉઇડ જ્યોર્જે દારૂગોળા વિષે માન્ચેસ્ટરમાં પોતાનું પ્રસિદ્ધ ભાષણ કર્યું ત્યારથી ઘણાં વર્તમાનપત્રોદ્વારા હિન્દે, બ્રીટીશ સામ્રાજ્યને મદદ કરવાના હેતુથી દારૂગોળાની પેદાશમાં પોતાનો ફાળો આપવાની મરજી દેખાડી હતી. ત્યાર પછી ઈંગ્લૅંડ અને હિંદની સરકારે આ બાબત ઉપર ઘણો ગંભીર વિચાર ચલાવ્યો છે અને રેલ્વે બોર્ડ અને કેટલાંક ખાનગી કારખાનાંના માલીકો સાથે તે વિષે ચર્ચા કરી છે; અને છેવટે આપણને જાણીને સંતોષ થાય છે કે બધાં રેલ્વેનાં કારખાનામાં અને કેટલીક ખાનગી મીલોમાં શૅલ બનાવવાનો ઠરાવ હિન્દી વજીરે જાહેર કર્યો છે. આ અણીને પ્રસંગે બ્રીટનને મદદ કરવાની અને મદમત્ત જર્મનીના સંહારમાં સામેલ થવાની જે ઉમદા તક હિન્દને મળી છે તેથી બન્ને દેશ વચ્ચે વધારે વિશ્વાસભરી મિત્રાચારી થશે અને અંતમાં તે બન્નેને લાભદાયી થશે.

મ્હૈસુરની આર્થિક પરિષદ્.

આ પરિષદની છઠ્ઠી બેઠક ગયા માસની આખેરમાં મ્હૈસુરના દીવાન સર વિશ્વેશ્વરાયાના પ્રમુખપણા નીચે મળી હતી અને મ્હૈસુરની આર્થિક ઉન્નતિ વિષે તેણે ઘણી સંગીન ચર્ચા કરી હતી. જાણવાની ખાસ જરૂર છે કે આપણી સામાન્ય પરિષદોના

માફક આ કેવળ ઠરાવો પસાર કરવા મળતી નથી પણ સરકારી નાણાંના મ્હોટા ખર્ચે અમુક અમુક હુન્નર ઉદ્યોગની યોજના વિષે તપાસ કરવાને મ્હોટા વિદ્વાનોની કમીટી નીમી, તે કમીટીની સુચનાઓને વ્યાવહારિક સ્વરૂપ આપવાને ચોકકસ નિર્ણય કરે છે. સર વિશ્વેશ્વરાયાના ભાષણ ઉપરથી જણાશે કે ગયા વર્ષમાં ઔદ્યોગિક શિક્ષણની યોજનાઓ, "પેપર પલ્પ"નો ઉદ્યોગ, સુતરની મીલનો વધારો, દીવાસળીનો હુન્નર-આ વિષયો ઉપર તપાસ અને પ્રયોગો કરવાને કમીટી નીમવામાં આવી હતી અને ત્હેનાં રીપોર્ટ ઉપરથી તે દરેકના સંબંધમાં ચોકકસ પગલાં લેવાના ઠરાવ કરવામાં આવ્યા છે. આપણે તરતજ જોઇ શકીશું કે આ પરિષદ્‌ની સફલતાનો આધાર ત્હેની યોજનાની નવીનતા ઉપર નહિ પણ ત્હેના ધનના સાધન ઉપર જ છે અને બ્રીટીશ હિન્દુસ્તાનમાં રાજા અને પ્રજા વચ્ચે આટલો સહકાર ન હોવાથીજ આપણી પરિષદ્ આવું કાંઇ કરી શકતી નથી. અમે ઇચ્છીએ છીએ કે ખેતીવાડીના વિકાસ માટે જેમ બ્રીટીશ સરકારે ખાસ ખાતું ઉઘાડી તેમજ વાર્ષિક પરિષદ્ ભરી પ્રયત્નો આદર્યા છે તેમ ખેતી જેટલાજ ઉપયોગી નવા અને જુના અનેક હુન્નર ઉદ્યોગો વિષે પણ તે સંગીન શરૂઆત કરશે.

હિન્દની આર્થિક ઉન્નતિ કેવાં સાધનોથી સધાશે? સર વિશ્વેશ્વરાયા આ પ્રશ્નનો જવાબ નીચેના સ્મરણીય શબ્દોમાં આપે છેઃ—

આમ ખેતીવાડી અને હુન્નરો એક બીજા ઉપર આધાર રાખે છે. હુન્નર અને વેપારના વિકાસને અનુકૂલ થાય એવું વાતાવરણ ધીમે ધીમે ઉત્પન્ન થવું જોઇએ. મુસાફરીની સગવડો ઉપર ખાસ ધ્યાન આપવું જોઇએ. રેલ્વે અને રસ્તાઓનો વધારો થવો જોઇએ અને ગામડાંઓ વચ્ચે આવેલા ગાડીના રસ્તા મજબૂત બનાવવા જોઇએ. કોઇ પણ ગામ કે શહેર એવું ન હોવું જોઇએ કે જેમાં હાલની વેપારી પદ્ધતિએ ચાલતી હોટેલ કે ધર્મશાળા ન હોય. આપણાં શહેરોની વસ્તી જે હાલ કુલ વસ્તીના દસમા ભાગ જેટલી છે તે ત્હેના પાંચમા ભાગ જેટલી વધારવી જોઇએ. શહેરોના વિસ્તાર માટે યોજના થવી જોઇએ અને વેપારનાં "સબર્બ" અને કારખાનાંની જગ્યા નવા આવનાર માટે તૈયાર રાખવી જોઇએ. દરેક શહેરમાં ખેતી અને વેપારની વસ્તુઓ તેમજ હુન્નરના સંચાઓ અને "પ્લેન્ટ" દેખાડવા માટે સ્થાયી સંગ્રહસ્થાન હોવું જોઇએ. પુસ્તકશાળા, વાંચનગૃહ અને માહીતી મેળવવાનાં સ્થાન પણ ખાસ જરૂરનાં છે. એક એવું શહેર ન હોવું જોઈએ કે જ્યાં અર્ધો ડઝન ઉદ્યોગો ન હોય; એક એવું ગામડું ન હોવું જોઇએ કે જ્યાં એક કે વધારે ગામડી હુન્નર ન હોય.

# નવજીવન

અને

# સત્ય.

જુનું પુસ્તક ૫ મું.
નવું પુસ્તક ૧ લું. ઑગસ્ટ ૧૯૨૫. અંક ૨ જો.

## નવજીવન.



આષાઢ માસ આવ્યો છે. ક્રૂર અને દુષ્ટ ઉન્હાળાએ દ્વેષબુદ્ધિથી કચડી નાંખેલી સૃષ્ટિ ચૈતન્યમાસના પ્રચંડ પવન અને જબરજસ્ત ઝાપટાંઓના વેગથી જાગૃત થવા લાગી છે. શાંત અને નિર્મળ આકાશ મેઘના વૃંદોથી ઉભરાઇ ગર્જી રહ્યું છે; ઘોર અંધારી રાત વીજળીના ચમકારાઓથી ચમકી રહી છે. અત્યાર સુધી સુસ્ત થઇ પડી રહેલાં સાગર અને સરિતાઓ નવજીવનની ચંચળ ઉર્મીઓથી ઉછળવા લાગ્યાં છે. ચૈતન્યહીન થઇ ગયલા શુષ્ક કાળા ડુંગરાઓ હરીઆળા થઇ જીવતા જાગતા થઇ ગયાછે. જંગલો અને ખેતરો, વાડીઓ અને બગીચાઓ નવજીવનના ઉત્સાહથી પ્રેરાયલાં લીલાંછમ વસ્ત્રથી વિલસવા લાગ્યાં છે. નવ ચૈતન્યથી ઉમંગ પ્રાપ્ત કરી જુઇ, જાઇ, કેતકી, ચંપા આદિ પુષ્પો અવનવી અભિલાષા પરીપૂર્ણ કરવાની આશામાં પોતાનું અંતર્ગત માધૂર્ય સ્વચ્છંદે પ્રકટાવવા લાગ્યાંછે. નવીન સૃષ્ટિમાં દૃષ્ટિગોચર થતી નવી ભાવનાઓમાં શ્રદ્ધા રાખી આનંદ પામતાં પક્ષીઓ મનુષ્યને સ્વધર્મનું સ્મરણ કરાવવા, સ્વધર્મ પ્રવર્તાવવા માધૂર્યથી પણ દૃઢતાથી હાક મારવા લાગ્યાં છે. ત્યારે શું આ

હાક સાંભળી મનુષ્યના હૃદયમાં નવી નવી આશાઓ નવી નવી અભિલાષાઓના અંકુરો નહી પ્રકટ થાય ? જે સમયે સ્થાવર જંગમ સમસ્ત સૃષ્ટિ નવજીવનના ઉષ્ણ રૂધિરથી ધબકી રહી છે તે સમયે શું માનવહૃદય એવું સદંતર શુષ્ક, નિરૂત્સાહી, નિર્માલ્ય, નિર્જીવ થઇ ગયું છે કે તે જડતા ગ્રહી પાષાણવત્ નિશ્ચલ થઇ પડી રહેશે? શું ત્હમને સ્થિતિની અનુકૂળતા નથી? શું ત્હમારામાં શક્તિ નથી? તો ત્હમે કપાળે હાથ દઈ દૈવનો વાંક કાઢી બેસી ન રહેશો. ત્હમારી આસપાસ નજર નાખો. કાંટાની ઝાડીઓ ઉપર પણ વેલીઓ ચઢી સુંદર પુષ્પો વિકસાવી રહી છે; ઉકરડે પડેલા ગોટલાઓમાંથી પણ આમ્રના અંકુરો ફુટી નીકળ્યા છે. કોયલને રાગ છે પણ રૂપ નથી, કમળને રૂપ છે પણ ગંધ નથી. એટલાજ વાસ્તે અમે કહીએ છીએ કે દૈવનો દોષ કાઢી બેસી ન રહેશો, પણ આત્મબળની પરીક્ષા કરવા કાર્યનો આરંભ કરો, કૌસ્તુભ મેળવવા યત્ન કરો, લક્ષ્મી પ્રાપ્ત કરવા ઉદ્યમ કરો. અમીરસ હાથ કરવા સમુદ્રનું મંથન કરો. તેમ કરતાં કદાચ હલાહલ ઝેર પણ નીકળશે પણ તે ધારણ કરવા મહાસમર્થ મહાદેવ નીકળી આવશેજ એવી અચળ શ્રદ્ધા રાખી ત્હમારૂં કાર્ય અડગ હિમ્મત અને અપૂર્વ ધૈર્યથી ચલાવ્યાજ જાઓ. તો અમારી ખાત્રી છે કે જે મહાન શકિતએ બીજમાંથી વૃક્ષ બનાવ્યું છે, જે સર્વવ્યાપક શકિતએ સ્થાવર જંગમ સૃષ્ટિને ચૈતન્યથી ધબકતી બનાવી છે, જે અક્ષય શકિતએ સૂર્ય ચંદ્ર તથા નક્ષત્રોને અમિત પ્રભાવથી સતત તેજોમય બનાવ્યાં છે તે અગાધ શકિત ત્હમારા હૃદયમાં અમોઘ બળ પ્રેરી, ત્હમારી આશાઓ અને અભિલાષાઓ સફળ કરી, ત્હમારૂં કાર્ય સિદ્ધ કરી, ત્હમારા જીવનને ઉજ્જ્વલ યશસ્વી બનાવશે.

X.

---

# ૧ રાષ્ટ્રીય સાહિત્ય.

* "સાહિત્યનું પુસ્તક કેવળ કલ્પનાનો વિલાસ નથી, કે કોઇ ઉશ્કેરાયલા મગજનો તરંગ નથી; પણ તે સમકાલીન રીત રીવાજોનો ઉતારો છે, અને બુદ્ધિનો એક પ્રકારનો નમુનો છે. એવું ધારવામાં આવ્યું કે સાહિત્યના ગ્રંથ ઉપરથી પાછલાં સેંકડો વર્ષ સુધીની, મનુષ્યની લાગણીઓ અને વિચારોની રેખા દોરી શકાય. એવો પ્રયત્ન કરવામાં આવ્યો અને તે સફળ થયો."

ટેઇનનો ઇંગ્રેજી સાહિત્યનો ઇતિહાસ.

---

૧. પાંચમી સાહિત્ય પરિષદમાં વંચાએલો નિબંધ.

* "It was perceived that a work of literature is not a mere play of imagination a solitary caprice of a heated brain, but a transcript of contemporary manners, a type of a certain kind of mind. It was concluded that one might trace from monuments of literature the style of man's feelings and thoughts for centuries back. The attempt was made, and it succeeded."

Taine's History of English Literature.

યુરોપમાં અઢારમી સદી જેમ વ્યક્તિસ્વાતંત્ર્યનો જમાનો હતો, તેમ ઓગણીસમી સદી એ રાષ્ટ્રીયત્વનો યુગ હતો. પહેલી ભાવનાનું વધારેમાં વધારે ગંભીર પરિણામ ફ્રેંચ રેવૉલ્યુશન બન્યું; પણ જ્યારે ૧૮૧૫ માં વૉટર્લૂના ઇતિહાસ-પ્રસિદ્ધ રણક્ષેત્ર ઉપર યુરોપની પ્રજાઓએ તે હીલચાલનું અને તેના રાક્ષસી પ્રતિનિધિનું શમન કર્યું, ત્યારે તોપની ગર્જનાઓ અને રૂધિરની નદીઓમાંથી "શાશ્વત ફીનીક્સ" ની માફક રાષ્ટ્રીયત્વની ભાવના ઉદય પામી. યુરોપમાં સુધારાની આગેવાની કરનાર ફ્રાન્સે બે ત્રણ વાર પોતાના રાજાઓનું સિંહાસન ડોલાવ્યા પછી છેવટે પ્રજાસત્તાક રાજ્ય સ્વીકાર્યું. વેપારી અને રાજ્યકુશળ ઇંગ્લાંડમાં પણ પ્રજાકીય જુસ્સો પ્રસર્યો, જેથી ત્રણ રીફોર્મ બીલ પસાર કરી તેણે મધ્યમ અને મજુર વર્ગના લોકોને રાજકીય હક આપ્યા. ઈંગ્લાંડ અને રૂશિયાની સહાયથી ગ્રીસે તુર્કસ્તાન સામે બંડ ઉઠાવ્યું, અને છેવટે તેની જુલ્મી ધુંસરી ફેંકી દઈને સ્વતંત્ર બન્યું. પરંતુ જે બે દેશોમાં નવી ભાવનાએ વીજળીક ત્વરાથી અજબ પરિવર્તન કર્યું તે તો ઇટાલી અને જર્મની હતા. અંદરના વિરોધો અને પરદેશી શત્રુઓની સામે થઈને બંને દેશોએ લગભગ એકજ સમયે રાષ્ટ્રીય એકતા પ્રાપ્ત કરી. નેપોલીઅનના ફુત્કારથી જાગેલું ઈટાલી બે ત્રણ નિષ્ફળ પ્રયત્નો પછી ઓસ્ટ્રીયાથી સ્વતંત્ર બન્યું, અને જર્મનીએ સૈકાઓથી પોતાના ઉપર પડતી ઓસ્ટ્રીઆની ઝેરી છાયાને દૂર કરી. અને ઓગણીસમા શતકના છેલ્લા ભાગમાં સ્લાવ કોમની જે રાષ્ટ્રીય હીલચાલ જાગી છે, તેણે હાલનો રણયજ્ઞ મચાવ્યો છે.*

રાષ્ટ્રીય ભાવના પ્રવૃત્તિમય યુરોપની માફક ચિન્તનશાલી એશિઆએ પણ ઓગણીસમા અને વીશમા સૈકામાં સિદ્ધ કરવા માંડીછે, એ એજ જણાવે છે કે તે અમુક દેશ કે ખંડની નહિ, પણ આખા યુગની ભાવના છે. થોડા સમયથી તુર્કસ્તાન અને ઈરાને જાગૃતિનાં આશાજનક ચિન્હ દેખાડયાં છે, અને જગતમાં વધારેમાં વધારે રૂઢીપૂજક ચીને મંચુ રાજ્યને જોતજોતામાં નિર્મૂલ કરી પ્રજાસત્તાક રાજ્ય સ્થાપ્યું છે. જો આ દેશોની

* "That work (the characteristic work of the nineteenth century) consisted in the revelation of the potent force of Nationality as a principle of unification and a principle of disruption. Liberated by the French Revolution and the Napoleonic wars that principle found its most conspicuous illustration, in the unification of Germany and Italy; in the quickening of dead bones in the provinces subject to the rule of the Turks; and above all perhaps in the movement towards the political unification of the British race scattered in a hundred homes throughout the world."

The Remaking of Modern Europe.

J. A. R. Marriot.

યુરોપમાં અઢારમી સદી જેમ વ્યક્તિસ્વાતંત્ર્યનો જમાનો હતો, તેમ ઓગણીસમી સદી એ રાષ્ટ્રીયત્વનો યુગ હતો. પહેલી ભાવનાનું વધારેમાં વધારે ગંભીર પરિણામ ફ્રેંચ રેવોલ્યુશન બન્યું; પણ જ્યારે ૧૮૧૫ માં વૉટર્લૂના ઇતિહાસપ્રસિદ્ધ રણક્ષેત્ર ઉપર યુરોપની પ્રજાઓએ તે હીલચાલનું અને તેના રાક્ષસી પ્રતિનિધિનું શમન કર્યું, ત્યારે તોપની ગર્જનાઓ અને રૂધિરની નદીઓમાંથી "શાશ્વત ફીનીક્સ" ની માફક રાષ્ટ્રીયત્વની ભાવના ઉદય પામી. યુરોપમાં સુધારાની આગેવાની કરનાર ફ્રાન્સે એ ત્રણ વાર પોતાના રાજાઓનું સિંહાસન ડોલાવ્યા પછી છેવટે પ્રજાસત્તાક રાજ્ય સ્વીકાર્યું. વેપારી અને રાજ્યકુશળ ઇંગ્લાંડમાં પણ પ્રજાકીય જુસ્સો પ્રસર્યો, જેથી ત્રણ રીફોર્મ બીલ પસાર કરી તેણે મધ્યમ અને મજુર વર્ગના લોકોનેમ રાજકીય હક આપ્યા. ઇંગ્લાંડ અને રૂશિયાની સહાયથી ગ્રીસે તુર્કસ્તાન સામે માનવ-ઉઠાવ્યું, અને છેવટે તેની જુલમી ધુંસરી ફેંકી દઇને સ્વતંત્ર બન્યું. પરંતુ ... પણ દેશોમાં નવી ભાવનાએ વીજળીક ત્વરાથી અજબ પરિવર્તન કર્યું તે તો ઈટાલી ને કોટિનાં જર્મની હતા. અંદરના વિરોધો અને પરદેશી શત્રુઓની સામે થઇને ... એવી છાપ લગભગ એકજ સમયે રાષ્ટ્રીય એકતા પ્રાપ્ત કરી નેપોલીઅનના ...
ઈટાલી એ ત્રણ નિષ્ફળ પ્રયત્નો પછી ઓસ્ટ્રીયાથી સ્વતંત્ર બન્યું, અને ... ઓથી પોતાના ઉપર પડતી ઓસ્ટ્રીઆની ઝેરી છાયાને દૂર કરી ... રીતે મહાભારત શતકના છેલ્લા ભાગમાં સ્લાવ કોમની જે રાષ્ટ્રીય હીલચાલ ... સજી ધાર્મિક જુસ્સાથી રણયજ્ઞ મચાવ્યો છે.*

... ધારણ કરનાર પ્યુરીટનોનું ... રાવે છે. કાલિદાસ અને ભવભૂતિ

રાષ્ટ્રીય ભાવના પ્રવૃત્તિમય યુરોપની માફક ચિ. ઉત્તમ કાવ્યો અને નાટકોમાં પણ ણીસમા અને વીશમા સૈકામાં સિદ્ધ કરવા માંડી અનુસરનાર-તેજ અને પ્રતાપને બદલે કલા ખંડની નહિ, પણ આખા યુગની ભાવનામેલી અને વધારે અસ્ત થવાનાં ચિન્હો દર્શાવતી તિનાં આશાજનક ચિન્હ...છું. તેવીજ રીતે શેક્સપીઅર સોળમા સૈકાની ઈંગ્લીશ પ્રજાનો રાજ્યને જીતજીતામાંડના પ્યુરીટન યુગનો, ડેઇન્ટી મધ્યકાલીન ઈટાલીનો, રૂસો સ્વતંત્ર-

———

...રનાર ફ્રાંસનો અને શીલર રાષ્ટ્રીય ભાવનાથી સળગતા જર્મનીનો ...ધ હતો. જનસમૂહના હૃદયમાં જે લોહી વહેતું હતું, તેજ તેમની ...વળકતું હતું; વિદ્વાનોના મંડળોમાં અને લોકોના સંઘમાં જે લાગણીઓ ..., તે તેમના મગજમાં ઉછળતી હતી. પ્રજાની નાડ તેમણે પારખી, ...લમથી તેમણે પ્રજાજીવન ચીતર્યું અને પ્રજાએ તે ચિત્રો પારખી પોતાનાં ...ત્યકારોએ પ્રજાને ઓળખી સાહિત્ય રચ્યું, પ્રજાએ સાહિત્યકારોને ઓળખ્યા, ...ત્યને સ્વીકાર્યું.

... એ લેખકો ખરા રાષ્ટ્રીય આગેવાનો છે, તો સાહિત્યનો ઇતિહાસ એ ખરો ઇતિહાસ છે. મનુષ્યનું ખરું જીવન એ તેના શરીરનું નહિ, પણ મનનું-મનુ- ખરો ઇતિહાસ એ તેના વ્યાવહારિક સંયોગોનો નહિ, પણ તેના માનસિક રોનો. રાજ્યોનાં પરિવર્તન, ઉમરાવોના કલહ, લશ્કરના રણજંગ, એ અલબત્

ઇતિહાસજ છે. પરંતુ સામાન્ય જનસમુદાય કુટુંબમાં અને ન્યાતજાતમાં, ગામડાંઓનાં ચોરામાં કે શહેરના, બજારોમાં, પંચની સભાઓમાં કે મહાજનના મંડળોમાં, કેવું જીવન ગાળે છે, કયા વિચારો અને ભાવનાઓ તેમના જીવનને પ્રેરે છે અને પ્રફુલ્લ બનાવે છે, એ જ્યાં સુધી સમજાયું નહિ ત્યાં સુધી પ્રજાનો ઇતિહાસ અપૂર્ણજ કહેવાય. આ ઉપયોગી માહિતી આપણને સાહિત્યજ આપે છે. સૈકાઓની રાત્રિમાં તારલાની માફક ચમકતા લેખકો પોતાની દિવ્યપ્રભા લોકજીવન ઉપર વર્ષાવતા હોવાથી તેમના પુસ્તકોમાંથી ઘણો વાસ્તવિક ઇતિહાસ ઘડી શકાય. હોમર અને એરીસ્ટોટલથી માંડી બાયરન અને ગીટી સુધી યુરોપના મોટા લેખકોના ગ્રંથો વાંચતાં આપણી દૃષ્ટિસમીપ યુરોપનો માનસિક ઇતિહાસ તાદૃશ થાય છે. યુરોપના કરતાં પણ આપણા દેશને અને ખાસ કરીને તેના અર્વાચીન યુગને આ હકીકત વધારે લાગુ પડે છે; કારણ કે યુરોપમાં સાહિત્ય અને રાજ્ય વચ્ચે જે નિકટ સંબંધ સચવાયો છે તે મુસલમાનોના હુમલા પછી આપણા દેશમાં તુટી ગયો છે. તે પછી અનેક દેશી અને પરદેશી રાજાઓના રાજ્યભાર નીચે આપણો દેશ ચગદાયો, અને હિન્દુ પ્રકૃતિ અને ગામડાની પંચાયતોને ધન્ય છે કે આપણી પ્રજાએ પોતાનું કંઈ પણ વ્યકિતત્વ સાચવી રાખ્યું. પુરાણના કાળમાં પણ જે કાંઇ સત્વ હિન્દુસમાજને શોભાવતું હતું તે પણ ક્રમે ક્રમે નષ્ટ થયું, અને તેથીજ રજપૂતોના રાસા અને રામદાસનાં દાસબોધ શિવાય જુલમના મર્મભેદક પોકારો કે સ્વતંત્રતાનાં કાલ્પનિક ગીતો આપણને સાહિત્યમાં જડતાં નથી. પરિણામે જે ધાર્મિક, નિરાશ, અને નિર્બળ જીવન આપણા લોકોએ ગાળ્યું છે, તેનું સ્પષ્ટ દર્શન સાહિત્યમાં આપણને થાય છે. પહેલા અરસામાં નરસિંહ મહેતા અને મીરાંબાઈએ ગુજરાતમાં, ચંડીદાસ અને વિદ્યાપતિએ બંગાળામાં, તુકારામ અને નામદેવે દક્ષિણમાં, અને તુલસીદાસે ઉત્તર હિન્દુસ્તાનમાં ધર્મની અને ખાસ કરીને ભક્તિમાર્ગની કવિતા ગાઇ. એ યુગ કેવળ ધાર્મિક શ્રદ્ધાનો હતો. પછીથી કવિની કલ્પનાને અને મનુષ્યના જીવનને ધર્મની સીમાઓ સાંકડી લાગી, અને ગુજરાતમાં પ્રેમાનંદ અને સામળે, અને બંગાળામાં મુકુંદરામ અને રામપ્રસાદે સાંસારિક વાર્તાઓ રચી. ઓગણીસમા સૈકાની શરૂઆત સુધીમાં જે બીજા લેખકો થયા, તેમણે નિર્ધન અને પરાધીન સ્થિતિને કંઇક રસમય બનાવવાને માટે એજ દીશાઓમાં ગ્રંથ રચ્યા હોય તેમ જણાય છે. ઇંગ્રેજી કેલવણીના પ્રચારથી સમગ્ર હિન્દના સાહિત્યમાં નવો યુગ શરૂ થયો છે, અને ફરીથી રાષ્ટ્રીય સ્થિતિ અને સાહિત્ય વચ્ચે સંબંધ નિકટ બને છે. ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર અને બંકીમચંદ્ર ચેટરજી, નર્મદાશંકર અને ગોવર્ધનરામ એ પશ્ચિમના સંસ્કારોથી સુધરતા અને મુંઝાતા હિન્દના પ્રતિનિધિઓ છે.

આમ આપણે જોયું કે ઉત્તમ સાહિત્ય સર્વત્ર રાષ્ટ્રીય તત્વથી ભરપૂર છે; અને છતાં આ વાતની પ્રતીતિ ત્યારેજ થાય છે, કે જ્યારે આપણે સાહિત્યનું અવલોકન રાષ્ટ્રીય દૃષ્ટિથી કરીએ છીએ ત્યારે. ઓગણીસમા શતક પહેલાં વેદ અને મહાભારત, શેકસપીઅર અને મીલ્ટને, જનસમાજનાં હૃદય ઉપર ઉંડા સંસ્કાર પાડ્યા છે; અને પ્રસંગે

પ્રસંગે પ્રજાઓને જુસ્સાદાર અને વેગવતી બનાવી છે. છતાં તેનું રાષ્ટ્રીય સત્વ તે વખતે સંપૂર્ણ રીતે સમજાયું હતું એમ ભાગ્યેજ કહી શકાય. રાષ્ટ્રીય સાહિત્યનું ખરૂં રહસ્ય તે સાહિત્ય કરતાં પણ રાષ્ટ્રીય દૃષ્ટિમાં રહેલું છે, અને આ જમાનામાં રાષ્ટ્રીય ભાવના પૂજાતી હોવાથીજ રાષ્ટ્રીય સાહિત્યને ઘણું પ્રાધાન્ય મળ્યું છે. સાહિત્યમાં રાષ્ટ્રીય તત્વોની માફક જનસમાજની વિવિધ ભાવનાઓ અને વૃત્તિઓના તરંગો દૃષ્ટિગોચર થાય છે. પરંતુ પહેલાના યુગમાં જે લાગણી ઘણીમાંની એક હતી, તેને હવે એક એવી જીવન્ત ભાવનાનું પદ મળ્યું છે, કે જે વિચાર અને જીવનના સમગ્ર ક્ષેત્ર ઉપર સંપૂર્ણ સત્તા ભોગવે. કુદરતે મનુષ્યમાં ઘણી વૃત્તિઓ અને લક્ષણો મુકેલાં છે; પણ તે બધાં એકજ વખતે સિદ્ધ થતાં નથી-થઇ શકેજ નહિ. નિરવધિ કાલસાગરના જુદા જુદા તરંગો અમુક અમુક ભાવનાઓને-કોઈ વખતે ધાર્મિક તો કોઈ વખતે સાંસારિક, કોઇ વખતે વ્યકિતત્વની તો કોઈ વખતે રાષ્ટ્રીયત્વની ભાવનાઓને-પોતાની મગરૂબ ટોચ ઉપર ઝીલે છે, અને આપણા જમાનાએ રાષ્ટ્રીય ભાવનાને તારવી કાઢેલી હોવાથીજ આપણે તે દૃષ્ટિથી સાહિત્ય તરફ નજર કરીએ છીએ.

તે દૃષ્ટિ તે કઇ? રાષ્ટ્રીયત્વમાં સ્વદેશાભિમાનનો સમાવેશ થાય છે, પરંતુ તેનો અર્થ વધારે વિશાળ છે. તેમ દેશના મહાપુરૂષોને માન આપવું, કે ઐતિહાસિક સ્થળોને ગંભીરભાવથી નીરખવાં, એમાંજ રાષ્ટ્રીયત્વ સમાતું નથી. ઇતિહાસ અને સાહિત્યે જમાનાઓથી જમાવેલાં પડળોને તોડીને રાષ્ટ્રીયત્વ ઉંડું ઉતરે છે-લોકધર્મ અને સમાજસંસ્થાઓની પણ પેલીમેર તે જુએ છે-સમાજનાં કહેવાતાં લક્ષણો અને સ્વભાવથી પણ તે સંતોષ પામતું નથી. પણ જ્યારે સમાજના અંતર્ગત હૃદયને-આશા અને લાગણીથી ધબકતા હૃદયને તે નીહાળે છે અને ન્હાય છે ત્યારેજ તે સંતુષ્ટ બને છે. તે ઉંડું અંતઃકરણ (genius of the nation) સમાજના મૂળ તત્વરૂપે સમજાય છે; ધર્મ, ઇતિહાસ, સાહિત્ય એ ગૌણ લેખાય છે અને મૂળતત્વની પ્રતીતિ કરાવે છે એટલે અંશે તે રાષ્ટ્રીયત્વને પ્રિય છે. રાષ્ટ્રીય ભાવના જેણે ધર્મ રૂપે સ્વીકારી છે, એવો રાષ્ટ્રભકત પોતાના દેશ અને દેશ સાથે સંબંધ ધરાવતી સર્વ વસ્તુઓને-વ્યકિતઓને તેમજ સંસ્થાઓને, નીરસ તત્વજ્ઞાનને તેમજ રસિક કવિતાને, સુંદર કુદરતને તેમજ ઐતિહાસિક અવશેષોને, ઉભરાતા અંતઃકરણના મસ્ત ઉત્સાહથી ચહાય છે. કહેવાની જરૂર નથી કે વર્તમાન વસ્તુસ્થિતિને કેવલ છુટી અને અલગ નહિ પણ તેના ભૂતકાળ અને ભવિષ્યના સંબંધમાંજ તે નીહાળે છે. જે માતૃભૂમિનું પોતે સંતાન છે ત્હેને સદ્ભાગ્યના શિખર ઉપર ચ્હડાવનાર, કે ચડતી પડતીના કાળચક્રમાં ઝંપલાવનાર ભૂતકાળને તે ગંભીર ભાવથી પૂજે છે; તેમ તેના અણદીઠા પણ આશાજનક ભવિષ્ય ઉપર તે પોતાના ઉત્સાહી હૃદયને ટેકવે છે. ઐતિહાસિક ખંડેરોથી માંડીને ચમત્કારી વીરપુરૂષો સુધી અને પુરાતન કાળના અંધકારમાંથી નીકળતા દેશના આરંભકાળથી માંડીને ભાવભરી કલ્પના સૂચવે તેવી દૂરની ભવિષ્ય રેખાઓ સુધી દેશને સંપૂર્ણ રીતે ન્હાનાર દેશભકતનોજ એ આવેશભર્યો ઉદ્ગાર છે, કે

जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी ॥

રાષ્ટ્રીય દૃષ્ટિથી સાહિત્યનું અવલોકન કરવા વિષે એક શબ્દ બોલવાની જરૂર છે. પ્રથમ તો સાહિત્યને રાષ્ટ્રીય વર્ણ આપવા માટે એ જરૂરનું છે, કે સાહિત્ય અને લોકજીવન વચ્ચે સંબંધ બારીકાઈથી તપાસવો જોઇએ, અને પ્રજાની ચ્હડતી પડતી તથા આશાનિરાશાના પડઘા સાહિત્યમાં સંભળાવા જોઇયે. પણ આટલુંજ બસ નથી. પ્રો. ટેઇન જેવો પરદેશી વિદ્વાન ઈંગ્લાંડના સાહિત્યમાં ઈંગ્રેજોનાં પ્રજાકીય લક્ષણો ગમે તેટલી સૂક્ષ્મતાથી પારખે; તોપણ ઈંગ્લાંડનો કયો સાચો પુત્ર તે ઇતિહાસથી સંતોષ પામશે? પોતાની સમાજનાં જે ચિત્રોથી ત્હેનું હૃદય ઉછળશે, ત્હેનું તાદૃશ પણ ભાવહીન વર્ણન તે ઇતિહાસમાં વાંચશે; જે કવિઓનાં કાવ્ય વાંચતાં તેની નાડી ધબકશે તેનું વિદ્વત્તાભર્યું પણ નીરસ વિવેચન તે ઇતિહાસમાં તેને દેખાશે. આ ઉપરથી જણાશે કે સાહિત્યની ખરી સમાલોચના તેજ ગણાય કે જે મમતાભરી દેશભક્તિથી કરવામાં આવે. સમાજ અને સાહિત્યનો નિકટ સંબંધ સમજાવો જોઇયે એટલુંજ નહિ, પણ તે સમાજ અને સાહિત્ય મારાં છે, એ ભાવ દીપી નીકળવો જોઇયે. જે શુષ્ક વિદ્વાનોને આવા અવલોકનમાં સત્યનું સ્ખલન થતું લાગે, ત્હેમનો ભાવહીન અભ્યાસ અને નિર્જીવ વિદ્વતા ત્હેમને મુબારક છે. તેમણે સમજવાની જરૂર છે, કે સર્વજ્ઞાનનું સ્વરૂપ આપણા મનથીજ ઘડાય છે, અને પોતાનાથી જુદી દૃષ્ટિએ જોનારને આંધળો અથવા કાંણો કહેવો, એ મનની સંકુચિતતા સૂચવે છે. વધારામાં હમે પૂછીશું કે આપણા કુટુંબીઓ અને સ્નેહીઓ તરફ આપણે આર્દ્રભાવથી જોઈયે છીયે તેથી શું તેમના વિષે આપણા અભિપ્રાયો અસત્ય કે એકમાર્ગી હોય છે? જેમ આપણા સ્નેહીઓના તેમ આપણી જનસમાજના સદ્ગુણોને આપણે સાતમે આકાશ ચડાવીએ તેમ તેના દોષને પણ આપણે જોઇ શકીએ અને તે દૂર કરવાને પ્રયત્ન કરીએ—પણ તટસ્થ મનુષ્યના થંડા શબ્દોથી નહિ પણ સ્નેહીના મમતાભર્યાં વચનોથી. આ કહેવાની ખાસ જરૂર એટલાં માટે છે કે ગુજરાતી સાહિત્ય પ્રમાણમાં ઓછું વિકસેલું હોવાથી તે વિષે જરાપણ ઉત્સાહ દર્શાવવો એ કેટલાક મંડળોમાં પાપરૂપ ગણાય છે. પરંતુ તેઓ ભુલી જાય છે કે તે જેવું છે તેવું આપણા પૂર્વજોનું—આપણું છે; અને તેનું રાષ્ટ્રીય દૃષ્ટિથી અવલોકન કરી ગુજરાતના ઇતિહાસપટ ઉપર ઝમકતા થોડા દીપને જાજવલ્યમાન કરવા એ આપણો પવિત્ર ધર્મ છે.

આટલું સાહિત્યમાં રાષ્ટ્રીય દૃષ્ટિ વિષે. પણ જો આપણે ફરીથી યુરોપના ઓગણીસમા શતક તરફ દૃષ્ટિ કરીશું, તો આપણને જણાશે કે, પાછલા સાહિત્યનું અવલોકન કરીનેજ લેખકો સંતોષ પામ્યા ન હતા. અને સંતોષ પામે પણ કેમ? જે યુગનો મહામંત્ર રાષ્ટ્રીયત્વ હતો, તે યુગના સાહિત્યને પાને પાને તે મંત્ર આલેખાય એમાં શી નવાઇ? આપણે સ્મરણમાં રાખવું જોઇયે કે તે સમયમાં ઘણાં રાજ્યોનાં પરિવર્તન થયાં, અને ઘણી પ્રજાઓ સ્વતંત્ર બની. આ ગંભીર હીલચાલોમાં સાહિત્ય કેટલે અંશે સહાયભૂત થયું, તે ઇતિહાસના વાચકો જાણે છે. લેખકોને કેવળ હૃદયના ઉભરા કાઢવાના નહોતા; તેમને પ્રજામાં રાષ્ટ્રીય ચેતન જગાડવાનું હતું, અને રાષ્ટ્રીય ઉન્નતિ સાધવાની હતી. રાષ્ટ્રીય એકતા અને રાષ્ટ્રીય મહત્તાના ધ્વનિ પ્રજાના મનમાં ગજાવવામાં નથી રાખી

તેમણે લેખનચાતુર્યની મણા, કે નથી દાખવી તેમણે જુસ્સાની કમીના! અનેક વિભાગોમાં તુટી ગયેલા દેશને એકત્ર બનાવવા અને મધ્યકાળની જડતામાંથી મુકત કરી તેને શકિતમાન અને આત્માભિમાની બનાવવા, તેમણે એક પાસથી ઈતિહાસના ભવ્ય ભંડાર ખાલી કર્યો અને બીજી પાસથી પોતાના પ્રભાવશાલી મગજનું અખુટ ધન તેમણે ખુટાડયું. હેમની કલમમાંથી વર્ષો સુધી ચેતનમય અગ્નિ ઝર્યો, અને હેના તાપથી પ્રજા સફાળી ઉઠી,—કદી પણ ન ઉંઘવાને હમેશને માટે જાગી.

આ જાદૂઇ અસરનું રહસ્ય જોવું બહુ મુશ્કેલ નથી. લેખકોએ પોતાના દેશને ઘણી કંગાળ અને પતિત સ્થિતિમાં જોયો. પણ રાજ્યની સત્તાથી ન ડરીને અને લોકોના નિરુત્સાહથી ન ગભરાઇને હેમણે રાષ્ટ્રીય ભાવનાને પોતાના ધર્મરૂપે સ્થાપી. તે ભાવનાનો પ્રચાર કરવા તેમણે ઈતિહાસના સ્મરણીય પ્રસંગો અને વીરનરોનાં જીવનચરિત્રોને કવિતા, નાટક, નવલકથા વગેરે સાહિત્યનાં અનેક રૂપમાં ઉતાર્યાં. તેમ બીજા દેશના ઈતિહાસમાંથી પણ જે કાંઇ ઉત્તેજક અને પ્રોત્સાહક વસ્તુ હેમને મળી, તે તેમણે પોતાની મર્મભેદક લેખિનીમાં ઉતારી. જ્યારે ઐતિહાસિક હકીકત તેમને અપૂર્ણ લાગી ત્યારે હેમણે પોતાની કલ્પનાનો આશ્રય લીધો. ભવિષ્યનાં દિવ્ય સ્વપ્નોને આકર્ષક રંગોમાં ચીતરી, અને હયાત વસ્તુસ્થિતિ સાથે તેનો વિરોધ દર્શાવી હેમણે પ્રજામાં અસંતોષ અને આવેશ વધારી મૂકયાં. ભયંકર રણક્ષેત્રો અને નિર્જન મ્હેલોમાંથી નીકળતું મર્મદારક સંગીત હેમણે દેશબંધુઓને સંભળાવ્યું. આકાશના નક્ષત્રોમાં અને સમુદ્રનાં તરંગોમાં, પર્વતની ઉંડી ગુફાઓમાં, અને હેની પાસે વહેતા શાન્ત જળાશયોમાં દેશની મહત્તાના ભણકારા હેમણે લોકોને સંભળાવ્યા. આમ નિબંધો અને પત્રો, ભાષણો અને ઉપદેશો, કવિતા અને સંગીત, એ બધાથી તેમણે જે કર્યું તે વિસ્તારથી વર્ણવવા અમે માગતા નથી. જેમના હૃદયમાં એક મ્હોટો વિચાર જન્મ્યો છે, તે તેઓ કેવી રીતે પ્રસારશે, તે કહી શકાતું નથી. પણ એટલું તો નિ:સંશય કે પોતાની હેતુસિદ્ધિને અર્થે તેમણે ભૂતકાળમાં અવનવા વિષયો અને વિવિધ લેખનપદ્ધતિઓ યોજી છે, તેમ ભવિષ્યમાં પણ યોજશે.

આમ રાષ્ટ્રીય સાહિત્ય ઉત્પન્ન કરવાને સાહિત્યનું રાષ્ટ્રીય દૃષ્ટિથી અવલોકન કરવાની, અને રાષ્ટ્રીય જ્યોતિ જગાવે એવું નવું સાહિત્ય ઉત્પન્ન કરવાની ઘણી જરૂર છે. આપણા સાહિત્યમાં આ કાર્ય કેટલે અંશે થયું છે, એ વિચાર કરતાં સર્વ દેશભકતોને ખેદ થયા શિવાય રહેશે નહિ. રોમેશચંદ્ર દત્તના "પ્રાચીન સંસ્કૃતિનો ઈતિહાસ" (*History of the Ancient Civilisation*) અને "બંગાળાનું સાહિત્ય," (Literature of Bengal) ની હારમાં શોભે એવું ગુજરાતી સાહિત્યનું કયું દિગ્દર્શન આપણી પાસે છે કે જે વાંચતાં ગુજરાત અને ગુજરાતીઓ માટે અભિમાન ઉત્પન્ન થાય? અને જો આમ અવલોકનમાં રાષ્ટ્રીય દૃષ્ટિનો પ્રયોગ કરવામાં આવ્યો નથી, તો દેશાભિમાની હૃદયના ઉકળતા ઉદ્ગારો સાહિત્યમાં દૃષ્ટિગોચર કયાંથીજ થાય? જે એક બે મુખ્ય અપવાદો છે, તે આ શોચનીય શૂન્યતાને

વધારે પ્રકટ કરે છે. ગુજરાતના જે બે યશસ્વી લેખકોનું† આપણે વારંવાર સ્મરણ કરીએ છીએ, તેમણે-એકે રસિક સંવાદોમાં અને બીજાએ સશક્ત ગ્રંથોમાં આપણી સમાજના ઘણા સિદ્ધાંતો સમજાવ્યા છે. છતાં ત્હેમના સમયમાં પણ સુરેન્દ્રનાથ બેનરજી જેવા વક્તાઓની જીભમાંથી અને બંકીમચંદ્ર ચૅટરજી જેવા લેખકોની કલમમાંથી દેશાભિમાનનો જે જુસ્સો વહેતો હતો, તે તેમના ચિન્તનશીલ મગજને સ્પર્શ કરવા અસમર્થ નીવડયો, અને પરિણામે તેમનાં આકર્ષક અને સુંદર લખાણોમાં પણ રાષ્ટ્રીય ચેતનનો પાસ જોઇએ એવો લાગતો નથી.

પરંતુ જે મહાન કાર્ય ગુજરાતના પાછલા લેખકોએ કર્યું નથી, તે ગુજરાતનું નવું લેખકમંડળ હાથ ધરશે. નવા સૈકાનું પ્રભાત થતાં નવું જીવન દેશમાં સ્ફુર્યું છે, અને ગુજરાત તે જીવન આતુરપણે ઝીલેછે. રાષ્ટ્રીય આવેશથી પ્રેરાયલા ગુજરાતીઓ ગુજરાતની કમજોર છતાં બુદ્ધિશાળી અને વ્હેમી છતાં વ્યાવહારિક પ્રજાને પોતાની ગણી ચહાશે, અને ગુજરાતી સાહિત્યકૃતિઓને ચોમેર જામેલા અંધકારમાં પ્રકાશતા થોડા દીવા ગણી તેને માટે મગરૂર થશે. ગુજરાત તથા હિન્દના ઇતિહાસનાં ઉજ્જ્વળ પાનાં ઉઘાડી પ્રજાને ફરીથી મહત્વાકાંક્ષી અને મહાન તેઓ બનાવશે,—લાગણીભર્યા વિચારોથી અને પ્રોત્સાહક કલ્પનાથી હિન્દના ઉદયનો દિવસ સમીપમાં લાવશે !

ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક.

## સાદાં જીવનની ભાવનાઓ.

હાલમાં થોડા વખતથી દેશના જુદા જુદા ભાગમાં સાદા જીવનની ભાવનાઓ વિષે ચર્ચાઓ થતી જોવામાં આવે છે. આ સ્વભાવિક છે કારણ કે પશ્ચિમના મુલકોમાં પણ આ જમાનાની વધતી જતી સ્થૂલ ભાવનાઓની સ્હામે અભાવ થવાથી "સાદું જીવન"—એ બુમ ચાલી રહી છે. યૂરોપના પૈસાદાર અને અમીરી કુટુમ્બનાં સ્ત્રી પુરૂષોને જે માનસિક અને શારીરિક શાન્તિ સુધરેલાં શહેરમાં મળી શકતી નથી તે શાન્તિ કેરો પાસે સહરાનાં રણોમાં કે રેતીનાં ડુંગરોમાં શોધવા તેઓ જાય છે. આપણા દેશમાં સાદા જીવનને છોડી દઇ અતિશય મોજશોખ તરફ પ્રયાણ કરવાનો એટલો બધો ભય નથી કારણ કે આપણા લોકો ગરીબ છે તેમજ આપણા ધર્મ અને સમાજના સ્થાપકોએ પણ આપણા જીવન ઉપર સાદાઇની છાપ એટલી ઉંડી બેસાડી છે કે તે નીકલી જવાનો ભય નથી. તોપણ જેમ એક તરફ ત્રાજવું ન ઢળવું જોઇએ તેમ બીજી તરફ પણ તે ઢળવા દેવું ન જોઇએ. અતિ સ્થૂલતા અને જડતાની સ્હામે જેમ સાવધ રહેવાની જરૂર છે તેમ અતિશય સાદાઇ તરફ પણ ઢળી જવામાં નુકશાન રહેલું છે. આવી જાતની સાદી જીંદગીની ભાવનાઓ ઉપર આપણા દેશના એક વિદ્વાને ગયે વર્ષે એક લેખ લખ્યો હતો ત્હેનો મ્હેં પ્રસ્તુ-

† સ્વ. ગોવર્ધનરામ, અને સ્વ. મણીલાલ.

સ્તર વાળ્યો હતો. તે પછી શ્રીયુત્ ગાંધીએ આ દેશમાં આવી સાદા જીવનની ભાવનાઓ વિષે કેટલાક વિચારોનું પ્રતિપાદન કર્યું છે તેમ હ્લેમણે હાલ "સત્યાગ્રહાશ્રમ" નામનું આશ્રમ ખોલેલું છે, હ્લેમાં તે ભાવનાઓનો પ્રયોગ કરવામાં આવશે એમ ધારવામાં આવે છે. શ્રીયુત્ ગાંધી જેવા પુરૂષના વિચારો સ્હામે કંઇ પણ ટીકા કરવી એ ધૃષ્ટતા તો ગણાય; પણ મ્હારો નમ્ર અભિપ્રાય છે કે એ વિચારો હાલના સમયને અનુસરતા નહિ હોવાથી આપણી પ્રગતિને હાનિકારક થવાનો સંભવ છે. આવી સમજથી ઉપર જણાવેલા વિદ્વાન ગૃહસ્થને મ્હેં લખેલો પ્રત્યુત્તર થોડા સુધારા વધારા સાથે હું અત્રે વાચકો સમક્ષ રજુ કરૂં છું:

ભાઇ.

સાદા જીવનની ભાવનાઓ વિષે ત્હમારો લેખ વાંચ્યો. તે લેખ ત્હમારી હમેશની વિદ્વતા અને બુદ્ધિપ્રાબલ્યથી ભરપુર છે પણ હ્લેમાં કેટલાએક એવા મત છે કે જે મ્હારા અભિપ્રાય પ્રમાણે આપણા દેશને તથા દેશબંધુઓને ઘણું નુકશાન કરે એવા છે. તે માટેજ હું તે મત તરફ ત્હમારૂં ધ્યાન ખેંચવાની તથા તે બાબત કેટલીક સૂચનાઓ કરવાની આ તક લઉં છું.

૧. ત્હમારો મૂળ સિદ્ધાંત એવો લાગે છે કે આપણું-એટલે હિન્દુસ્થાનનું પ્રાચીન સામાજીક બંધારણ હાલના પાશ્ચિમાત્ય બંધારણ કરતાં વધારે ચઢીયાતું હતું. આ બે બંધારણોમાંથી કયું સારૂં અને કયું ખોટું એ એવો સવાલ છે કે જે વિષે બધા એકમત ભાગ્યેજ થઇ શકે. હું પોતે તો એમ ધારૂં છું કે દુનીયાની જુદી જુદી પ્રજાઓનાં બંધારણ જુદી જુદી પરિસ્થિતિથી બનેલાં હોય છે અને હ્લેમાંથી કોઇ પણ બંધારણ સર્વોત્તમ છે એવો દાવો કરી શકાય નહિં. ત્હમે ફક્ત આપણા બંધારણમાંજ શ્રેષ્ઠતા જુઓ છો અને પાશ્ચિમાત્ય બંધારણને નર્કના ખાડા સમાન ગણો છો એ શું વ્યાજબી છે? કોઇ પણ બંધારણ સારૂં છે કે ખોટું હ્લેની મૂળ કસોટી એ છે કે તે બંધારણથી પ્રજામાં જીવન છે કે નહિ. હ્લેની રગોમાં હિંમત, ન્યાયબુદ્ધિ, સ્વતંત્રતા અને દેશાભિમાન ઉછળે છે કે નહિ. પશ્ચિમની પ્રજાઓમાં ખોડખાંપણ છે (અને તે કઇ પ્રજામાં નથી!) પણ ત્હમારા જેવા ઇતિહાસવેત્તા કદી પણ એમ કહી શકે કે આ સર્વ ગુણો હ્લેમનામાં નથી! પશ્ચિમની પ્રજાઓમાં ઘણી વાર નિર્દયતા જોવામાં આવે છે. (હાલજ બલ્ગેરીયાનો દાખલો લ્યો.) બીજા દુર્ગુણો પણ હ્લેમનામાં નજરે પડે છે. પરન્તુ હ્લેમનામાં ઉછળતું ગેબી ગર્જન કરતું જીવન છે, અસંકુચિત સ્વતંત્રતાનો જુસ્સો છે. ક્ષયથી પીડાતો માણસ બીજા ઉપર કદી જીત મેળવી શકેજ નહિં તેજ પ્રમાણે ગ્રેટ બ્રીટન જે બીજી પાશ્ચિમાત્ય પ્રજાઓમાં અગ્રસ્થાન ભોગવે છે તે જો કેવળ દુર્ગુણોથી દૂષિત હોત તો હિન્દુસ્થાન જેવા મ્હોટા દેશ ઉપર તે કદી રાજ્ય ચલાવી શકત નહિં. ત્રીશ કરોડની વસ્તી ઉપર આટલા વર્ષથી રાજ્ય ચલાવવાને શકિતમાન થયું છે તે ક્ષયરોગની નીશાની નથી પણ શ્રેષ્ઠ બળ અને સારા સામાજીક બંધારણનુંજ ચિન્હ છે.

× × × × ×

૨. ત્હમારો મૂળ ક્રોધ ઇંગ્રેજી કેળવણી સામે લાગે છે. એ તો નિઃસંદેહ જ છે અને ત્હમે પણ તે કબૂલ કરોછો કે ઇંગ્રેજી પ્રજાની ચડતીનાં મૂળ કારણોમાં ઇંગ્રેજી ભાષા છે. તે સાહિત્યથી ત્હેનામાં સ્વતંત્રતા, ઉત્સાહ, ન્યાય, નીડરતા વગેરેનું રોપણ થયું છે. આપણા દેશનું સાહિત્ય ભૂલી ન જવું જોઈએ એ વાત ખરી છે. પણ ઇંગ્રેજી જેવું પ્રભાવશાળી સાહિત્ય આપણાં બાળકો-હિન્દની ભવિષ્યની પ્રજા શીખે ત્હેમાં શો અનર્થ હોઇ શકે? જ્યારથી મૅકૉલેની રાજનીતિથી-(જે ત્હમે વખોડી કાઢોછો) ઇંગ્રેજી કેળવણીનો પ્રસાર આ દેશમાં થયો ત્યારથી નવા જીવનની શરૂઆત થએલી છે. આ નવાં જીવનના મૂળ તત્વો તે સ્વતંત્રતાનો જુસ્સો, ન્યાયની વૃત્તિ અને ઉત્કર્ષની અભિલાષા છે.

૩. સંતોષ એ આપણા જુના જીવનનો મૂળ બોધ હતો. શ્રી કૃષ્ણે ભગવદ્‌ગીતામાં મર્દાનીભરેલા કર્મયોગનો જે બોધ કર્યો હતો તે ભૂલી જઇ આપણા લોકોએ નિર્બળતાથી અને ભીરૂતાથી. સંતોષનો મંત્ર પકડી રાખ્યો છે. આથી જ એક વખતે સ્વર્ગસ્થ સ્વામી વિવેકાનંદે શોચ બતાવ્યો હતો કે જ્યારે પશ્ચિમની પ્રજાઓએ ઈસુ ખ્રીસ્તનાં સંતોષના સિદ્ધાન્તોને વીસારી દઇ પ્રવૃત્તિનાં સિદ્ધાન્તો ગ્રહણ કર્યાં છે ત્યારે આપણા લોકોએ શ્રી કૃષ્ણનાં પ્રવૃત્તિનાં સિદ્ધાંતો વીસારી દઇ સંતોષનો મંત્ર સ્વીકાર્યો છે. આપણે ઘણી અધોગત સ્થિતિમાં છીએ તે વખતે પ્રજાને સંતોષનો બોધ આપવો એ મ્હોટું પાપ છે. સંતોષ એ દુર્બળ મનુષ્યોનો આશ્રય-આશ્વાસન છે. પોતાની દુર્બળતા આ કહેવાતા સંતોષની પાછળ તેઓ ઢાંકે છે. આપણા લોકો જેઓ આજે સેંકડો વર્ષોની પરાધીનતા ભોગવી નિર્બળ થઇ ગયા છે તથા સામાજીક બંધારણની ખામીઓને લીધે જેઓ ગુલામી જીવન ગાળે છે ત્હેમને સંતોષ કરતાં પ્રિયતર એક પણ સિદ્ધાન્ત નથી. આવા લોકોને ત્હેમના મૂળ અસાધ્ય રોગમાંથી મુક્ત કરવાને બદલે તે રોગમાં સડવા દેવા-એ ત્હમારો સિદ્ધાન્ત છે. સંતોષના ઉપદેશથી, ઉત્કર્ષ માટે જે કંઇ ઉત્સાહ હશે તે નષ્ટ થશે, અને હાલની સ્થિતિને જ શ્રેષ્ઠ માની આપણા ચીનાઇ બેદીઓ આલસમાંજ મસ્ત રહેશે. સાત્વિક સંતોષનો ઉચ્ચ આદર્શ લોકો નહિ સમજે, તેઓ પાશવ સંતોષમાંજ જીવન સમાપ્ત કરશે.

ત્હમે લખો છો કે ઇંગ્રેજી કેલવણીથી આપણા દેશની સામાજીક અને ધાર્મિક સંસ્થાઓ ઉપર ધિક્કાર ઉત્પન્ન થાય છે. આમ કહેવું એ તદન ભુલભરેલું છે. ખરી રીતે આપણા પુરાતન ઇતિહાસ શાસ્ત્ર, સમાજ વગેરે વિષે જે શોધખોલો થઇ છે તે ઇંગ્રેજી કેલવણીનેજ આભારી છે. એક વખત એવો હતો કે જ્યારે ઇંગ્રેજી કેલવણીની શરૂઆતમાં કેટલાક ઇંગ્રેજી ભણેલાઓ પોતાના દેશ તથા દેશબંધુઓ તરફ તિરસ્કારથી જોતા. હાલ એ વખત ચાલી ગયો છે અને ઇંગ્રેજી ભણેલાઓ ઉલટું વધારે જુસ્સાથી અને વધારે ઉત્સાહથી પોતાની માતૃભૂમિને ચ્હાય છે. આના દાખલા સેંકડો છે, પણ હું એકજ દાખલો આપું અને તે શ્રીયુત્ ગાંધીનો. આ મહાન વીર ઇંગ્રેજી કેલવણી પામેલા

હિન્દીઓના નમુના રૂપ છે. દાદાભાઇ નવરોજી, રાનડે, બેનરજી, તિલક, માલવીયા, ફીરોઝશાહ, ગોખલે વગેરે દેશભકતોએ જે દેશસેવા બજાવી છે.તે કેટલા અભણ લોકો બજાવશે ? સેંકડો દેશાભિમાની નરોના બ્હોળા વિચારો આ કેલવણીને લીધેજ છે. આ દેશની પ્રજા જે સેંકડો વિભાગોમાં વ્હેંચાઇ ગયેલી હતી ત્હેને નવજીવનથી એકત્ર કરી પ્રજા તરીકે દુનીયા સન્મુખ ઉભી કરવાને શક્તિમાન કરનાર મુખ્ય તત્વ ઇંગ્રેજી કેલવણીજ છે.

૫. ત્હમારો ઇંગ્રેજી કેલવણી સ્હામે જેટલો તિરસ્કાર છે તેટલોજ બલ્કે ત્હેથી પણ વધારે હાલના જમાનાના સાંચાકામ સ્હામે છે. આવી જાતનો અભાવ પાશ્ચિમાત્ય દેશમાં પણ કોઇ કોઇ વાર જોવામાં આવે છે. પણ તે કંઇક કૃત્રીમ રસિકતાથી, કંઇક ખોટાં આર્થિક કારણોથી હોય છે. આવા અભાવ માટે હવે અવકાશજ નથી. દુનીયા સાંચાકામમાં એટલી બધી આગળ વધેલી છે અને દરેકે દરેક હાજત માટે સાંચાકામ એટલી વપરાશમાં આવે છે કે ત્હેની સ્હામે બાથ ભીડવી એ વજ્રની ભીંત સ્હામે ભટકાવા સરખું છે. ત્હેમાં પણ આપણા લોકોની સ્થિતિ જૂદી છે. આપણી આર્થિક રાજનીતિ પાશ્ચિમાત્ય પ્રજાઓની માફક આપણા હાથમાં નથી. દાખલા તરીકે અમેરીકાએ પોતાના હુન્નર ઉદ્યોગો માટે "ટેરીફ" ની એવી જબરી દીવાલ બાંધી દીધી હતી કે યુરોપની કોઇ પણ પ્રજા તે દીવાલમાંથી પોતાનો માલ દાખલ કરી શકતી નહિ. હવે જ્યારે અમેરીકાના લોકો પુરતા શક્તિવાન થયા છે ત્યારે ત્યાંના હાલના પ્રમુખ ડૉ. વિલસને તે આયાત જકાત ઓછી કરવાની દરખાસ્ત મુકી છે. "ફ્રી ટ્રેડ"—પ્રતિબંધ વગરનો વેપાર સારો કે "પ્રોટેકશન"–પસંદગીની રાજનીતિ સારી એ બતાવવાની મ્હારી નેમ નથી. હું તો ફક્ત એટલુંજ જણાવવા માગું છું કે પશ્ચિમની પ્રજાઓને પોતાને મનપસંદ આર્થિક રાજનીતિ સ્વીકારવાની પૂર્ણ છૂટ છે જે આપણે અહીંયા નથી. હવે જો આવી રીતની છૂટ આપણા દેશમાં નથી તો સાંચાકામ વિરૂદ્ધ બોલવું અને ફક્ત હાથના ઉદ્યોગને ખીલવવાનું કહેવું તે આપઘાત સમાન છે. હાલ વખત એવો છે કે જે કાપડ મીલોમાં ન વણાતું હોય તેજ હાથથી વણવામાં આવે છે. પણ ધારો કે હિન્દુસ્થાનના બધા દેશી મીલવાળાઓ ઠરાવ કરે કે પોતાની સાંચાકામથી ચાલતી મીલો બંધ કરી ફક્ત હાથની સાલોજ દાખલ કરવી, તો શું અસર થશે ? બીજેજ વર્ષે ત્હેમે જોશો કે ઇંગ્લંડના આગેવાન કારખાનાંવાળાઓ પોતાની મીલો અહીંયા ખોલશે અને હાથથી બનતા કાપડ કરતાં ઘણો સસ્તે ભાવે પોતાનો માલ વેચશે. આપણા દેશીઓના હાથમાં જે ઉદ્યોગો આવતા જાય છે તે નાશ પામશે અને હાથના ઉદ્યોગો પણ સાંચાકામ સામે ન ટકી શકવાથી નાશ પામતાં આપણી સ્થિતિ ખરેખર દુઃખદાયક થશે. ખેતીવાડીની બાબતમાં પણ સાંચાકામની જરૂર છે અને જ્યાં સુધી તે દાખલ નહિ થાય ત્યાં સુધી ખેડુતોની સ્થિતિ ગરીબ રહેવાની. હું કબુલ કરૂં છું કે વધારે ને વધારે સાંચાકામ દાખલ થવાથી પૈસો થોડા લોકોના હાથમાં એકઠો થાય છે અને ઘણા માણસોને ત્હેમની ગુલામગીરી કરવી પડે છે. પણ આનો ઉપાય તમે કહો છો તેમ

સાંચાકામને બંધ કરવામાં નથી પણ એવી વસ્તુસ્થિતિ ઉત્પન્ન કરવામાં છે કે જેથી દરેક મજુર અને દરેક ખેડુત હાથથી ઉદ્યોગ કરતો હોય તેટલોજ સ્વતંત્ર રહી શકે. આવી વસ્તુસ્થિતિ અસંભવિત નથી. વીજળીક બળનો જ્યારે મોટા પ્રમાણમાં ઉપયોગ થશે ત્યારે તે દરેક ઘરમાં અને દરેક ઝુંપડામાં લઇ શકાશે અને પછી હાલ જર્મનીમાં શીયાળાંમાં થાય છે તેમ ઘેરઘેર દરેક કુટુમ્બ પોતાનો સ્વતંત્ર ધંધો ચલાવી શકશે. હજુ આપણા દેશમાં સાંચાકામ જોઇએ તેટલું દાખલ થયું નથી, તેથી દુનીયાના બીજા દેશોની હરીફાઇમાં ટકવું હોય તો સાંચાકામની મુળ જરૂર છે. આવે વખતે ત્હમારા જેવા સુજ્ઞ મનુષ્યો સાંચાકામને વખોડી કાઢે એ હું તો આપણા દેશનું કમભાગ્યજ માનું છું.

+ + + +

૬. બંદુક વગેરે વાપરતાં ન્હાનાં છોકરાંઓને શીખડાવવાની સ્હામે પણ આપ અણગમો દર્શાવો છો પણ તમે વીસરી જાઓ છો કે પશ્ચિમ દેશોમાં ન્હાનપણથી જ બાળકોને લશ્કરી તાલીમ આપવામાં આવે છે, અને તેથી જ તે છોકરાઓમાં પ્હેલેથી જ બહાદુરી અને શૂરાતનનો જુસ્સો આવે છે. આ જુસ્સો કંઇ લડાઇને માટે જ જરૂરનો નથી પણ નિર્દોષને બચાવવામાં અને આત્મસંરક્ષણાર્થે તથા સ્વમાનાર્થે પણ ઘણો ઉપયોગી છે. ટુંકમાં હું એટલુંજ કહીશ કે આ જુસ્સા વિના જીવનની સફળતા જ નથી. પશ્ચિમના દેશોમાં "બૉય સ્કાઉટ"ની હીલચાલ આ હેતુથીજ યોજવામાં આવી છે અને મુંબઇ સરકારે આપણા ઇલાકામાં ત્હેની શરૂઆત કરી છે એ ઘણું ઇષ્ટ છે.

૭. મ્હને આશ્ચર્ય સાથે અજાયબી ઉત્પન્ન થાય છે કે ત્હમે પોતે પરદેશગમનના ફાયદા જોયા છે છતાં ત્હમે ત્હેની વિરૂદ્ધ લખો છો. પરદેશ જવાથી કેટલાક ઉછાંછલા જુવાનીયા બગડી જાય છે પણ તેથી કંઇ એમ સિદ્ધ થતું નથી કે પરદેશગમન સર્વ રીતે નુકશાનકારક છે. આપણા દેશભાઇઓ તથા ભગિનીઓને સેંકડો વર્ષની નિદ્રામાંથી જગાડવાં હોય, ત્હેમને ત્હેમના પોતાના તથા દેશના ઉત્કર્ષ માટે ચેતન આપવું હોય તો પરદેશગમન એ સૌથી શ્રેષ્ઠ ઉપાય છે. આપણે ત્યાં જુદી જુદી સ્થિતિને લીધે ટુંકા વિચારો અને સ્વાર્થબુદ્ધિ જોવામાં આવે છે તે પરદેશના સ્વતંત્ર વાતાવરણથી ચાલતાં થશે અને જનસમાજમાં સાચો સુધારો આગળ વધશે. પરદેશગમનની સ્હામે આપના જેવા સજ્જનો થશે તો જુના વિચારવાળાઓનું જોર વધશે અને સુધારાનું ધીમેથી ફરતું ચક્ર વધારે મંદ રીતે ફેરવશે.

૮. મારે આટલું લખવાની જરૂર પડેલી છે કારણ કે હું મ્હારા મનથી નિઃસંશય માનું છું કે તમે દર્શાવેલા વિચારોથી આપણા સુષુપ્તિ અવસ્થામાં પડેલા જાતભાઇઓને ફાયદા કરતાં નુકશાન વધારે થશે. દરેક દેશને અને તે દરેક દેશની દરેક વ્યક્તિને—પછી તે પુરૂષ હો કે સ્ત્રી હો—પોતાના આત્માની ખીલવણી કરવાનો હક છે અને આવી

જાતની ખીલવણી ત્હમે કરેલી સૂચનાઓથી અટકશે એવું મ્હારૂં માનવું છે. ફરીથી હું આપનું ધ્યાન ખેંચું છું કે આપણા દેશની સ્થિતિ વિચિત્ર પ્રકારની છે, અને એવી સ્થિતિમાં પશ્ચિમના દેશો તરફથી કોઈ શિક્ષણ મળે તે તુચ્છકારી કાઢવું તથા ફક્ત "જુનું તે સોનું" એમ માનીને બેસવું તે મ્હને યોગ્ય લાગતું નથી. આપણાં હજારો ભાઈબ્હેનો જ્યારે અંધારામાં પડેલાં છે અને જ્યોતિ માટે વલખાં મારે છે ત્યારે તે અંધકાર ચાલુ રાખવા માટે પ્રયાસ કરવો તથા તે જ્યોતિ દૂર રાખવી તે એક દ્રોહ સમાન છે. મ્હને આવી ખુલ્લી ભાષા માટે માફ કરશો; પણ ત્હમારા વિચારોથી નુકશાન થશે એમ માનીનેજ મ્હેં આ લાંબો જવાબ લખ્યો છે.

જયસુખલાલ કૃષ્ણલાલ મહેતા.

---

# હજામપરિષદ્.



ભગવાનજી રાત નામના અસલ મોટા કુળવાન, પણ પાછળથી ચવેણામાં તૂટવાથી છપ્પનીઆ બનેલા, અને પોતાને સમજુમાં ખપાવતા એક હજામ ગઈ તા૦ ૩૧ મી મે ને સોમવારને દિવસે સુરત ખાતે નાનપરામાં પારસીઓની હજામત કરી, કેટલાક ગ્રાહકો પાસેથી બાકીના પૈસા ઉઘરાવી, પવિત્ર તાપી નદીના તટપર લટાર મારી, સ્વચ્છ હવા લેતા, વિચારના વમળમાં ગુંચવાતાં, અને ટપટપીઆમાં કેવા પ્રકારનાં સુધારાને સ્થાન છે તે વિષે મગજ કસતા કસતા, પોતાને ઘેર જતા હતા. માર્ગમાં સરકારી હાઈસ્કુલ આવતાં, તેનાં ચોગાનમાં બંધાયલા મંડપમાંના તાળીઓના ગડગડાટ અને હર્ષનાદે તેમનું લક્ષ ખેંચ્યું; અને હજામબુદ્ધિ તથા જન્મના ચટપટીઆ સ્વભાવે આ ધાંધલનું કારણ શોધવા તેમને મંડપ તરફ હડસેલ્યા. ભગવાનજી રાતે માથે કસુંબી, અમદાવાદી પાઘડી પહેરી, ખભે ખેસ ઓઢયો હતો, એટલે મંડપના દરવાજે ઉભેલો સ્વયંસેવક, તેમને એકાદા અમદાવાદી સાક્ષર ધારી માન આવકાર આપી, મંડપમાં લઈ જઈ, માંચડા પર બેસાડી આવ્યો. ભગવાનજી રાત પ્રથમ તો પોતાને મળેલા આવી જાતના સત્કારથી ગુંચવાડામાં પડયા, પણ મૂળ હેતુ પાર પાડવા માટે હિંમત રાખી ત્યાં બેશી રહ્યાં; અને ખભે ભેરવેલી કોથળીને કોઈની નજર ન લાગે તે માટે તેને દુપટ્ટો ઓઢાડયો. થોડી વારમાં તો તેમની ચપળ અને શોધક બુદ્ધિને જણાઈ આવ્યું કે જે માંચડા પર ચઢી બેસવાનું તેમને માન મળ્યું હતું તે ગુજરાતી સાહિત્યપરિષદ્નો મંડપ હતો. સુરત ખાતે અગાઉ ભરાયલી અનેક જ્ઞાતિપરિષદ્નો તેમને પરિચય હતો, અને તેમાં વારંવાર થયલા ઉન્નતિના' પુકારો તેમના કાન સાથે અત્યાર સુધી અથડાયા કરતા હતા, અને સાહિત્યપરિષદ્માં પણ પાછો તેનો ધ્વનિ સંભળાતા તેમનામાં નવું ચેતન આવ્યું હોય તેમ એકદમ જાગૃત થઈ ત્યાંથી ઉઠી પોતાને ઘેર જવા નિકળ્યા.

"આપણે હજામો પણ આવી પરિષદ્ ભરી આપણી ઉન્નતિ કેમ ન કરી શકીએ?" એ વિચારે તેમને ચકડોળે ચઢાવ્યા. એ વિચારમાંને વિચારમાં તેઓ ઘેર આવી પહોંચ્યા ત્યાં સુધીમાં તો પરિષદ્ ભરવા સંબંધીની અનેક યોજનાઓ તેમના મગજયંત્રમાં પરિપકવ થઇ ચૂકી હતી. વાળુપાણી કરી ભગવાનજી રાતે નિયમ પ્રમાણે હુકકો ગગડાવવા માંડયો. થોડીવારે તેમનાં ગૃહદીપિકાએ આવી તેમની પાસે સ્થાન લેતાં ભગવાનજીએ પરિષદ્ ભરવાની વાત અને યોજના તેમને કહી સંભળાવી. તેમની સમક્ષ હજામપરિષદ્ ભરવાની યોજના રજુ થતાં તેમણે તેને ટેકો આપી કેટલીક સલાહ પણ આપી. ભગવાનજી આથી ઉત્તેજીત થઇ પોતાના બીજા જ્ઞાતિબંધુઓ પાસે દોડયા અને તેમણે પણ પરિષદ્ ભરવાની વાતને ટેકો આપ્યો. પરિણામમાં હજામપરિષદ્ ભરવાનો ઠરાવ થયો.

ભગવાનજી રાતે તે પછી જૂદા જૂદા ગામના હજામોના પંચ અને પટેલો પર હજામપરિષદ્ ભરવા વીશે પત્રો લખ્યા, તો કેટલેક ઠેકાણે રાતોરાત ખેપીઆ દોડાવ્યા, તો વળી દૂર દેશાવર તારના સંદેશા મોકલ્યા. અંતે તેમને તેમના શ્રમનો બદલો મળ્યો. દરેક ગામના હજામોએ પરિષદ્ ભરવાની હિલચાલ તરફ પોતાની પસંદગી દર્શાવી. ભગવાનજી રાતે સુરતમાં પણ પોતાની જ્ઞાતિના પંચની સભા બોલાવી, સ્વાગત મંડળના સભાસદો તથા મંત્રીઓની ચુંટણી કરી, અને પરિષદ્ માટે ભગવાનજી આટલો બધો શ્રમ લેતા હોવાથી સ્વાગત મંડળે તેમને પોતાના પ્રમુખ તરીકે પસંદ કર્યા. પ્રથમ તો આ સ્વાગત મંડળે પરિષદ્ ભરવા માટે જૂદી જુદી જ્ઞાતિના આગેવાનો પાસે જઇ વાડી મેળવવાની માંગણી કરી પણ તેમને 'વાવડી ચસકી' ગણી, હસી કહાડવામાં આવ્યા. અંતે થોડે ખર્ચે હોપ પુલની નીચે, ઢોળાવવાળા મોટા ચોતરાપર પરિષદ્ ભરવાનો ઠરાવ થયો.

આ પરિષદ્ તે પછી થોડે દિવસે ઉપલે સ્થલે મળી. તેમાં ભાગ લેવા માટે આજુબાજુના ગામોમાં રહેતા હજામો મોટા પ્રમાણમાં ઉતરી પડયા હતા; આથી કેટલાક ગામોમાં તો હજામોની હડતાલ પડી હોય તેવો મામલો થઇ પડયો હતો. 'અમે સુરતીજનોના તમે સુરતી મહેમાન' જેવી લુખ્ખી સુકી મહેમાનગીરી નહતી. પરિષદ્‌માં પધારેલા પ્રતિનિધિઓએ ઉન્હાળાના દિવસો ચાલતા હોવાથી બહારજ સુવાનું પસંદ કર્યું હતું, અને તે માટે ભગવાનજી રાતના ઘર આગળના મોટા ચોગાનમાં અને બીજે ઠેકાણે યોગ્ય વ્યવસ્થા કરવામાં આવી હતી. તેમના ખાવાપીવા માટેની પણ સર્વ ગોઠવણ સંપૂર્ણ હતી, છતાં કેટલાક હજામ બંધુઓ એવા તો ઉત્સાહમાં આવી ગયા હતા કે પરિષદ્ સાંગોપાંગ ઉતરે તે પછી ભોજન કરવાનું પણ લીધું હતું.

દિવસે હજામોને કામધંધે જવાનું હોવાથી પરિષદ્ માટે રાત્રિનો સમય વધુ અનુકુળ ધારવામાં આવ્યો હતો. રાત અજવાળી હતી, છતાં પરિષદ્‌નાં માનમાં અને ભાડુતી ભાષણો વાંચવા માટે થોડીક મસાલો ચેતાવવામાં આવી હતી; પરંતુ તે હજામોની પોતાનીજ હોવાથી તેનો ખર્ચ પરિષદ્‌ને માથે પડયો નહતો. પ્રમુખ માટે ઉંચું આસન

જોઇએ એવા વિચારથી તેમને બેસવા માટે ઢોળાવપર ગોઠવણ કરવામાં આવી હતી; અને બેઠક માટે ખુરશી કે માંચડાને બદલે હજામ ભાઇઓએ પોતપોતાની કોથળીઓ આણી હતી, અને તેને આસનરૂપે ગોઠવી, તે પર કોથળીમાંના કકડાઓ પાથરવામાં આવ્યાં હતાં રાત્રિના ૧૨ વાગ્યા સુધીમાં તો આખો ચોતરો હજામ પ્રતિનિધિઓ અને અભ્યાગતોથી ભરાઇ ઉભરાઇ જતો હતો. દરેક પ્રતિનિધિને ભગવાનજી રાત લાંબે હાથે, ઉજળે દુપટે, કસુંબી પાઘડીવાળું અને તેલ ચોળવાથી ચકચકતું બનેલું માથું નમાવી, આવકાર આપતા હતા. પરિષદ્‌ના આગળથી નક્કી કરેલા પ્રમુખ, ચક્રમપુરવાળા નરોત્તમ રાત, આવો પહોંચતાં તેમને હાજર રહેલાઓએ તાળીઓના ગડગડાટ અને ટપટપીઆના ટપટપાટથી વધાવી લીધા હતા. તે પછી તડાકાદેવીને બકરાનો ભોગ આપી પરિષદ્‌નાં કામનો આરંભ કરવામાં આવ્યો, અને અસ્ત્રાની પૂજા કરવામાં આવી. ત્યારબાદ દેવીને પ્રિય એવી મદિરાનું પાન કરાવવામાં આવ્યું.

ભગવાનજી રાતે તે પછી પરિષદ્‌માં પધારેલા પ્રતિનિધિઓ અને પ્રેક્ષકોને “ નરેણી દેવીનો જય ” ના ઘોષનાદ વચ્ચે આવકાર આપતાં જણાવ્યું હતું કેઃ—

હજામ પ્રતિનિધિબંધુઓ અને અન્ય ગૃહસ્થો,

આજની આ મહાન અને અનુપમ પરિષદ્‌માં ભાગ લેવા માટે આપ સર્વ બંધુઓ અતિશ્રમ વેઠી, આપણા ધંધાનું કામ પડતું મૂકી, અને આ મોસમને વખતે ધંધામાં ખોટ વેઠી, આપણી જ્ઞાતિની ઉન્નતિ માટે, અત્રે પધાર્યા છો તે માટે સ્વાગતમંડળ તરફથી હું આપનો ઉપકાર માની આપને અત્રે અંતઃકરણપૂર્વક આવકાર આપું છું. આપ સર્વ બંધુઓને માહિતી તો હશે કે આ જમાનામાં આપણો ધંધો પડી ભાંગવા માંડયો છે. કારણ કે ઇંગ્રેજી ભણેલાઓએ પોતાને હાથે પોતાની દાઢી મૂંડવા માંડી છે, તેમણે પોતાને માથે ચટિયાં પટિયાં વધારવા માંડયાં છે તેથી રડયા ખૂટયા સુવાનોની ઘરાકી ઓછી થઇ છે. બંધુઓ, આવી સ્થિતિ જો લાંબો સમય ચાલુ રહે તો આપણો ધંધો તદ્દન પડી ભાંગે અને આપણે તેમજ આપણાં બાળબચ્ચાં ભૂખે મરીએ તો તેમાં કંઇ આશ્ચર્ય પામવાનું નથી. આથી આપણે જાગૃત થઇ આપણો ધંધો અને પ્રતિષ્ઠા તેમજ આપણા ધંધાનો મોભો તેમજ આબરૂ જાળવી રાખવાનાં પગલાં ભરવા જોઇયે. વાણીઆ, બ્રાહ્મણ, ઢેડ, ચમાર અને ભંગીઆ પોતાની પરિષદો ભરી રહ્યા છે, સાક્ષરોની પરિષદ્ થોડા સમય પરજ અત્રે મળી ગઇ છે, તો આપણે કેમ સુસ્ત થઇ બેસી રહેવું ? બીજી જ્ઞાતિઓ કરતાં આપણે કંઇ ઉતરતા છિયે ? સાક્ષરો કરતાં આપણી બુદ્ધિ શું ઉતરતી છે ?

અસલ આપણે કોણ અને હાલની સ્થિતિએ કેવી રીતે આવી પહોંચ્યા તેના ઇતિહાસથી તો સર્વ બંધુઓ માહિત હશેજ, છતાં જો કોઇ બંધુઓને તેની ખબર ન હોય તો મારે જણાવવું જોઇયે ,કે આપણે અસલ સૂર્યવંશી ક્ષત્રિય ( સાંભળો,

સાંભળોના પુકારો અને તાળીઓના અવાજો ) હતા. ગૃહસ્થો, આમ તાલી પાડી, કાયર બની, હવે આપણે બેસી રહેવાનું નથી; પણ આપણી તે સ્થિતિ પ્રાપ્ત કરવાનો આપણે પ્રયત્ન કરવાનો છે. પૂર્વે આપણે સૂર્યવંશી ક્ષત્રિય અને "તડાકા" દેવીના મહાન ભકત હતા. એક વેળા આ દેવીએ આપણા પૂર્વજોની ભકિતથી સંતુષ્ટ થઇ બીજે દિવસે પ્રભાતે વરદાન લેવા આવવાની આજ્ઞા કરી. તેઓ હાલના જેવા અડગ-પાંસળી કે લાલચુ ન હતા, પણ રાજવંશી, (તાળીઓ) ખરા રાજવંશી હતા. તેઓ દેવીના વરદાનની ઝાઝી દરકાર કર્યા વિના હંમેશના નિયમ પ્રમાણે મોડા ઉઠયા અને તેથી દેવીને મંદિરે વખતસર જઇ પહોંચ્યા નહિ. દેવી આથી રાહ જોઇ બેસી રહ્યાં અને કોપાયમાન થયાં. આપણા પૂર્વજોએ પ્રભાતમાં મોડા ઉઠી દેવી પાસે જઇ વરદાન માંગ્યું, ત્યારે દેવીએ ક્રોધાયમાન થઇ કહ્યું કે "જાઓ, મૂર્ખાઓ, તમને આપવાનું વરદાન મેં બીજાને આપી દીધું છે. તમે હવે તો મારાં મંદિરની આજુ બાજુ તપ કરતાં ઋષિઓની જટા બહુ વધી પડી છે તે કાપી નાંખો." આ સાંભળી આપણા પૂર્વજો-માંના એકનું લોહી ઉકળી આવ્યું. તેણે દેવીનો વધ કરવા માટે કમ્મરે લટકાવેલી તરવાર પર હાથ મૂકયો. તે પર દેવીની દૃષ્ટિ પડતાં તેમણે વધુ ક્રોધાયમાન થઇ શ્રાપ દીધો કે " આ તમારી તરવાર કોઇને મારવા નહિ, પણ માથાં મૂંડવાના ઉપયોગમાં આવશે." દેવી સામે તરવાર ઉગામવાની હિંમત કરનારા શુરવીર રાજવંશના પુત્રો, આ હજામતના ધંધા અને અસ્રાની ઉત્પત્તિને એક બીજા સાથે કેવો સંબંધ છે તે આ પરથી તમે સારી પેઠે સમજી શકશો. દેવીના શ્રાપથી આ ધંધો આપણને પ્રાપ્ત થયો છે છતાં બીજી જ્ઞાતિના યુવકો તે પોતાને હાથ કરવાની બાજી રમે છે તો તે સંબંધી આપણે વખતસર જાગૃત થઇ આપણા હિતનું રક્ષણ કરવાની અગત્યતા છે, અને આપણી આ પરિષદ્‌નો હેતુ પણ તેજ છે. અંતમાં હું આપ સર્વેને એક વાર ફરીથી હર્ષભર્યો આવકાર આપું છું. (તાળીઓ).

કતારગામવાળા નાવી બેચરે તે પછી એવી મતલબની દરખાસ્ત મૂકી કે આપણી ઉન્નતિ કરવા માટે ભરવામાં આવેલી આ પરિષદ્‌નું પ્રમુખપદ આપણી જ્ઞાતિના હીરા, વીરા, અને જ્ઞાતિ કલ્યાણ અને પ્રતિષ્ઠા માટે મરી પીટતા આપણી જ્ઞાતિના તોરા, વાળંદ નરોત્તમ રાત (તાળીઓ) ને આપવું. પોતાની દરખાસ્તના ટેકામાં બેચર-ભાઇએ વિવેચન કરતાં જણાવ્યું કે આપણા મુરબ્બી અને ખાને આબાદ—એક અવાજ બોલી ઉઠયો "પણ બોલે બરબાદ." ( શરમ શરમના પોકારો )

અત્રે સભામાં ઘોંઘાટ મચી રહ્યો પણ ભગવાનજી રાતે સમયસૂચકતા વાપરી કાતરના કટકટાટ કરી સર્વને શાંત પાડવા અને સભાનું કામ આગળ ચલાવવાની આજ્ઞા કરી.

બેચરભાઇએ પોતાનું ભાષણ આગળ ચલાવતાં જણાવ્યું કે આવા એક લાયક ગૃહસ્થની ઓળખાણ કરાવવાની આવશ્યકતા નથી કારણ કે આપણી હજામ-

સૃષ્ટિના એક છેડાથી બીજા છેડા સુધી તેઓ સુપ્રસિદ્ધ છે. તેઓ મોટા કુળવાન છે, તેમના પૂર્વજોના સમયથી તેમના વડિલો તેમજ તેઓ પોતાને ત્યાં સારો નરસો પ્રસંગ આવતાં ભારે ખર્ચ કરતાં આવ્યા છે. તેમની કીર્તિ આથી ચોગમ કસ્તુરીની માફક પ્રસરી રહીછે અને તેમાં નરોત્તમ રાતે ગયે વર્ષે પોતાના પુત્રની વહુને સીમંત પ્રસંગે પકવાનનાં ચાર જ્ઞાતિ ભોજનો કરી ઓર વધારો કર્યો છે. વળી એ પ્રસંગે તેમણે ૮૪ ગામના હજામ બંધુઓને પોતાને ત્યાં નોતર્યાં હતાં અને ઢેણુ તથા ઢેણુજનનું મોટું દબદબાભર્યું સરઘસ કહાડયું આવ્યું હતું. પરોણાઓને રીઝવવા માટે ૩ દિવસ અગાઉથી તો નાનખટાઇ બેંડ હાજર રાખવામાં હતું. તેમનુ કુળ એવું ખાનદાન છે કે તેમને જોતજોતામાં એકેક પર ચાર ચાર સ્ત્રીઓ મળી શકેછે. આ કુળની નામના નરોત્તમ રાતે એટલી બધી વધારી મુકીછે કે તેમના વડીલ પુત્રને માટે ચાર ધણીઆણી હૈયાત હોવા છતાં પાંચમીની તૈયારી ચાલેછે કારણકે પિંડદાન આપી સ્વર્ગનો માર્ગ દેખાડનાર પુત્રરત્ન તેને પ્રાપ્ત થયો નથી. આવા એક ગૃહસ્થને પરિષદનું પ્રમુખપદ આપવામાં હજામ જ્ઞાતિ પોતાનેજ માન આપે છે.

રણછોડ રાતે ઉપલી દરખાસ્તને ટેકો આપી જણાવ્યું કે નરોત્તમ રાત મોટા કુટુંબના છે એટલુંજ નહિ પણ મોટા કુટુંબવાળાઓના સંબંધમાં પણ આવ્યા છે. તેમના ગામમાં કોઇને ત્યાં અતિથિ આવે છે ત્યારે તેમની પગચંપી કરવા જવાનું માન હજુ પર્યંત તેમને મળે છે. ગામમાં લગ્ન પ્રસંગે સરઘસ નિકળતાં વરરાજાના ઘોડા આગળ મશાલ લઈ ચાલવાનો તેમના પૂર્વજોનો વંશપરંપરાનો હક ગામ લોકોએ હજુ ચાલુ રાખ્યો છે. હજામત કરવામાં તેમનો હાથ એટલો બધો હલકો છે કે ગામના શેઠ શાહુકારો, પટેલ હવાલદાર તેમજ બીજા અમલદારો હજામત કરાવવા માટે તેમનેજ બોલાવી મંગાવે છે.

ગુમાન રાતે અનુમોદન આપતાં જણાવ્યું કે નરોત્તમ રાત વૈદક વિદ્યામાં અને વાઢકાપમાં પણ ઘણા કુશળ છે. ઉંટ જેવા ઉંચા પ્રાણીઓના રોગની ચિકિત્સા કરી તે મટાડવાથી તેઓ *ઉંટવૈદ્યને નામે પણ સુપ્રસિદ્ધ છે.* નરેણી અને અસ્રાથી તેમણે કરેલા વાઢકાપ એટલા બધા ફતેહમંદ નિવડયા છે કે વિલાયતી ડોકટરોએ તેમની અદેખાઇ કરી, લાગવગ ચલાવી 'મેડિકલ રજિસ્ટ્રેશન એકટ" પસાર કરાવ્યો છે.

દરખાસ્ત તે પછી તાળીઓના ગડગડાટ વચ્ચે પસાર થઇ હતી, અને નરોત્તમરાત ગજગામિનીની ચાલે પોતાને માટે કોથળીઓ ગોઠવી બનાવેલા આસન પર જઈ વિરાજ્યા. નરોત્તમ રાત તે પછી ભાષણ કરવા ઉભા થતાં હાજર રહેલાઓએ તેમને હર્ષથી વધાવી લીધા હતા. તેઓ પોતાનું ભાષણ લખેલા કાગળમાંથી વાંચતા ન હતા પણ મોંઢેથી કડકડાટ બોલતા હતા એટલે હાથના ચાળા અને હાવભાવથી પોતે શું કહેવા માંગતા હતા તેની શ્રોતાઓ પર સારી અસર થતી હતી. ભાષણ સાંભળવાને તલ્પી રહેલાઓનું ધૈર્ય ન ખૂટાડતાં તેમણે છૂટા બંધ ભાષણ કરતાં જણાવ્યુ હતું કેઃ—.

**દવી સામે તરવાર ઉગામવા તૈયાર થયલા રાજવંશી હજામોના વંશજો,**

મારૂં કુળ કીર્તિ, પ્રતિષ્ઠા, નામના અને યોગ્યતા જોતાં તમારી આ પરિષદ્‌નો પ્રમુખ થવા માટે સર્વ પ્રકારે હુંજ યોગ્ય છું તે વિષે તો કોઇ પણ કાળે બે મત હોઇ શકેજ નહિ, અને તેથી મારા જેવા લાયકને લાયક માન મળ્યું તો તે માટે મારે તમારો ઉપકાર માનવાની કંઇ પણ અગત્યતા નથી. બંધુઓ, આવી જાતની પહેલી પરિષદ્‌ ભરવા માટે કેટલાકો ભગવાનજી રાતને મોટું માન આપવા નિકળ્યા છે પણ ખરૂં જોતાં એ માન તેમને નહિ પણ મનેજ ઘટે છે, કારણકે પરિષદ્‌ ભરવાનો મૂળ વિચાર મારા ફળદ્રુપ અને ઉદ્યોગી ભેજામાં ઉત્પન્ન થયો હતો અને તે મેં આંદોલનથી તેમના પર મોકલી આપ્યો હતો. વળી, ગૃહસ્થો, મેં જો આ પરિષદ્‌ના પ્રમુખ થવાનું પહેલી તકે પણ આનાકાની કે કાલાવાલા કરાવ્યાં વગર કબૂલ કર્યું ન હોત તો તમને બીજો મારા જેવો લાયક પ્રમુખ શોધતાં કેટલી અડચણ પડત તેનો ખ્યાલ કરીને પણ પરિષદ્‌ને અન્તે મારો ઉપકાર માનવાનું કે તે પછી મને માનપત્ર અર્પણ કરવાનું તમારૂં કર્તવ્ય છે. હવે મૂળ મુદ્દાપર આવતાં મારે જણાવવું જોઇએ કે આપણો ધંધો પડી ભાંગવાના કેટલાક કારણો ભગવાનજી રાતે તમારી સમક્ષ દર્શાવ્યા છે, પણ સંગીન કારણો તેઓ પોતાની ટુંકી બુદ્ધિને પરિણામે જણાવી શકયા નથી તે જણાવીશ જે પરથી તમે જોશો કે મારી શોધકબુદ્ધિ હું બાળ વયમાં પરણેલો હોવા છતાં કાટ ખાઇ ગઈ નથી.

બંધુઓ, આપણા ધંધાની અવનતિનું મુખ્ય કારણ વિધવાઓ હવે શણગાર રાખવા લાગી છે તે છે. પહેલાં જેમ વિધવાઓ—ગમે તેવી કુલીન અને યુવાન કે બાળ વિધવા–ગમે તેટલી ઉમર છતાં વિધવા થયા પછી દર અઠવાડિયે નિયમિત રીતે આપણાં ધંધાનો આશ્રય લેતી હતી તે હવે તેમ કરતી નથી. તેમણે હવે વાળ રાખવા માંડયા છે અને કેટલીકો તો પુનર્લગ્ન કરી ફરી પરણી જાય છે. તેમની સ્થિતિમાં આવો ફેરફાર થવાથી આપણા ધંધાને મોટો ધોકો પહોંચ્યો છે. વળી વિધવાઓ વાળ રાખે એ ધર્મવિરૂદ્ધ હોવા છતાં કોઇ સનાતની વર્તમાનપત્ર તેની સામે વાંધો ઉઠાવી લડત ચલાવતું નથી એ તેમના સનાતન ધર્મ માટેના અભિમાનને જેટલું શરમાવનારૂં છે તેટલુંજ આપણા ધંધાને હાનિ પહોંચાડનારૂં છે. ગૃહસ્થો, વિધવાઓએ ફરી પરણવું ન જોઇયે તેના ધડારૂપ થઇ પડવા અને આપણી જ્ઞાતિને વાણીઆ બ્રાહ્મણની જ્ઞાતિની ઉચ્ચ પંક્તિ પર લાવવા માટે આપણે આપણી પોતાનીજ જ્ઞાતિમાંથી વિધવાઓને નાતરે જવાનો રિવાજ છે તે પણ હિંમતથી બંધ કરવો ઘટે છે. વળી વિધવાઓ અસલની સ્થિતિ પર પાછી આવે, તેઓ પોતાનાં કેશનું નિયમીત ફર્જીયાત વપન કરાવે અને તેઓ ફરીથી પરણતી અટકે તેવો કાયદો ઘડવા માટે આપણે સરકારને વિનંતિ કરવી જોઇયે. વળી જો બધી વિધવાઓ સુધારાવાળાની કપટજાળમાં ફસી સનાતન ધર્મની રીતિનીતિ વિરૂદ્ધ તેમના પંથમાં વટલી પુનર્લગ્ન કરશે તો આપણી કમાણી પર કાપ પડશે કારણ કે

હાલમાં આપણે જેટલી હજામત કરીએ છીયે તેનો લગભગ અર્ધ ભાગ જેટલી તો વિધવાઓની હોય છે. આ પ્રશ્ન સનાતન ધર્મના હિમાયતી એકાદા પત્રએ ઉપાડી લેવો ઘટે છે અને જો કોઈ પત્ર એ સવાલ ઉપાડી આપણા હકનું રક્ષણ કરે તો તેને ઉત્તેજન આપવા ખાતર દરેક હજામ બંધુ તેની એકેક પ્રત ખરીદવા ચૂકશે નહિ તે વિષે તો મને કંઇ પણ શંકા નથી.

આપણી જ્ઞાતિના કેટલાક અક્કલના આંધળા અને હૈયાના ફૂટેલાઓએ ભાણે ખપતી જ્ઞાતિની કન્યા આપણી જ્ઞાતિમાં લાવવાની અને ગામની કન્યા પરગામ આપવાની હિલચાલ ઉપાડી છે; પરંતુ આ મૂર્ખ માણુસોને કયાંથી ખબર હોય કે બીજી જ્ઞાતિ કે તડની કન્યા આપણી જ્ઞાતિ કે તડમાં આવવાથી આપણું મૂળ, શુધ્ધ અને શુરવીર લોહી ભ્રષ્ટ થશે? બીજા ગામવાળાઓની ચિંતા કરવાનું આપણે પ્રયોજન નથી. મનુષ્ય સ્વભાવજ પ્રથમ પોતાનો સ્વભાવ અને હિત સાધવાનું વલણ ધરાવનારો છે અને એ વલણને ખોટી રીતે અટકાવી આડે રસ્તે વાળવું તે મોટું પાપ છે. જ્યાં કન્યાની છતને લીધે છોકરીઓ ઉભરાઇ જતી હોય ત્યાં દરેક પુરૂષે એક પર બીજી, ત્રીજી અને વધુ છત હોય તો મારી માફક ચોથી સ્ત્રી કેમ ન પરણવી? (તાળીઓ) અસલના રાજાઓ, અરે આપણા શ્રી કૃષ્ણ પરમાત્મા ૧૬૦૦૦ રાણીઓ સાથે પરણ્યા હતા. બંધુઓ, આ પરથી તમે જોઇ શકશો કે આ સંબંધી શાસ્ત્ર તેમજ ઇતિહાસ આપણા પક્ષમાં છે. આપણા ગુંચવાડાનો નિકાલ આ પ્રમાણે શાસ્ત્રોજ કહાડેછે તો આપણે તેનો આશ્રય કેમ ન લેવો?

વળી કેટલાકો તરફથી સમસ્ત હજામપરિષદ્ ભરવાની અને તેમાં બીજી કોમના હજામોને ભેળવવાની વાતો થતી પણ મેં અત્રે આવ્યા પછી સાંભળીછે. પણ બીજી જ્ઞાતિ કે કોમના હજામો આ પરિષદ્‌માં જોડાય તે કોઇપણ રીતે ઇચ્છવા યોગ્ય નથી કારણકે તેથી આપણી કીર્તિ અને મોભ્ભાને હાની થવાનો ભય રહે છે. બીજા હજામોને આપણાથી દૂર રાખવા માટે એવો માર્ગ ગ્રહણ કરવો કે તેઓ આપણી સાથે ન મળતાં પોતાની મેળેજ આપણાથી દૂર રહે. આ માર્ગ એ છે કે આપણાં કરતાં તેમની બોલી ચાલી, રીત રિવાજ અને રહેણી કરણી જૂદી છે એમ જણાવી તેમને જાહેર પ્રજાની દૃષ્ટિમાં ઉતારી પાડવા અને આપણે તેમના કરતા વધુ કુળવાન, બુદ્ધિશાળી અને ડાહ્યા છીયે એવું જણાવી તેમને નિંદવા આપણી જ્ઞાતિની ઉન્નતિ માટે આ ઉપાયો કાર્યસાધક અને રામબાણ છે. તેમનો ઉપયોગ કરી અમલમાં મૂકવાનું કામ તમારૂં છે. આટલા પ્રયાસ પછી આપણી જ્ઞાતિ તેની અસલ કીર્તિ મેળવશે તે વિષે કોઈને પણ શક હોઇ શકે નહિ આ પરિષદ્ તેનો આ હેતુ પાર પાડે એવું ઇચ્છી હું તેને દરેક પ્રકારની ફત્તેહ ઇચ્છું છું. (તાળીઓ.)

પ્રમુખનાં ભાષણને અંતે વિષય સંમીતીની નેમણુંક થઇ અને તે પછી પહેલા દિવસનું કામ પૂરૂં થયું. અંતમાં કેટલાક હજામ હરિભક્તોએ તાળ મૃદંગ સાથે "કીડી બાઇ ચાલ્યાં સાસરે"નું ભજન ગાઇ શ્રોતાઓનાં મનરંજન કર્યાં.

છેક મળસ્કે પ્રમુખને ઉતારે વિષય સમીતીની સભા મળી. સમિતીમાં જો કે લાયકાત કે ધોરણ તપાસ્યા વગર ગમે તેનાં સંખ્યાબંધ નામો ઘુસાડી દેવામાં આવ્યા હતાં, છતાં સમીતીની સભામાં તો ગણ્યા ગાંઠયા આસામીઓએજ હાજરી આપી હતી. આથી બધો મામલો ઘર ખટલા જેવોજ હતો. છતાં કેટલાક ઠરાવો વિષે એટલી બધી ગરમા ગરમ તકરાર ચાલી હતી કે મ્યાનમાંથી અસ્ત્રા નિકળે કે કોથળીમાંથી ટપટપીઆં કૂદી એક બીજાને ભેટી પડે તેવો પ્રસંગ ઉભો થયો હતો પણ ભગવાનજી રાતની સમયસૂચક્તા અને ડીબેલ બુદ્ધિથી બધું અંતમાં સમાધાનીથી પસાર થયું હતું. આ સમાધાની કોઇ પણ રીતે પરિષદને શરમાવનારી કે તેના આગેવાનોને નીચું જોવાડનારી ન હતી. પણ તેથી ઉલટી રીતે હજામ બુદ્ધિની પરિપકવતાનું સાક્ષાત દર્શન કરાવનારી હતી.

કેટલાક ટેલીયા બ્રાહ્મણોની ભલામણથી પરિષદના આગેવાનોએ બીજે દિવસે સનાતન ધર્મ વિષે વ્યાખ્યાન આપવાનો ઠરાવ કર્યો, અને બ્રાહ્મણ વ્યાખ્યાનકારની શોધમાં ધોળે દિવસે દિવો લઇ નિકળવા છતાં સુરતમાંથી તો તેમની અભિલાષા પુરી પાડે તેવો કોઇ વીરલો મળી આવ્યો નહિં. આનાં અનેક કારણો કલ્પાતાં હતાં. કેટલોકો કહેતાં કે બ્રહ્મદેવોએ સ્વધર્મની રક્ષા અને વર્ણાશ્રમની જાળવણી માટે પાકશાસ્ત્રનો ધંધો લીધો છે. થોડાક મનુષ્યો એવી વાતો કરતા દેખાતા હતા કે રેલ્વે સ્ટેશનોપર બ્રાહ્મણના હાથનું બ્રાહ્મણીઆ પાણી પી હિન્દુઓ હિન્દુજ રહી સનાતન ધર્મ સાચવી શકે તે માટે સ્વધર્મને ખાતર તેમણે પખાલીનું કામ કરવા માંડ્યું છે; તો વળી કેટલાકનું એવું પણ માનવું હતું કે નદીપર ન્હાવા જતાં લોકોના કપડાં અને જોડા સાચવી અને તેમ કરી આડકતરી રીતે ચોરોના ચોરીના ધંધાને ફટકો લગાવી રાજા તથા પ્રજાની સેવા કરવાની તેમણે પ્રતિજ્ઞા લીધી છે. અંતે આજુબાજુનો એક ગામમાંથી એક ધર્માભિમાની નર નિકળી આવ્યા ખરા. તેમને કોઇ તરફથી ધર્મધુરંધર અને સદ્ધર્મભાસ્કરની પદ્વી મળી હતી કે કેમ તેની કોઇને ખબર ન હતી પરંતુ તેઓ તથા તેમના મિત્રો તો તેમનાં નામ આગળ એ શબ્દો લખતા હતા. જ્ઞાતિએ તેઓ કુંભાર હતા, પણ નાનપણમાં સહેજસાજ ઇંગ્રેજી અને સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરવાથી નાના ગામની ટુંકી જ્ઞાતિમાં મોટી ખ્યાતી પામ્યા હતા. બધા ધંધા કરી પરવાર્યા પછી તેમણે સનાતન ધર્મનો ઝુંડો પકડયો હતો.

પરિષદની બેઠક બીજે દિવસે મળતાં આરંભમાં ઉપર ઓળખાવેલા ધર્મ ધુરંધર સદ્ધર્મભાસ્કર ધના ભગત આવી પહોંચતાં હજામ બંધુઓએ તેમને ટપટપીઆંના ટપટપાટ વચ્ચે ભારે માન આપ્યું હતું. પ્રમુખે તેમને સનાતન ધર્મ વિષે વ્યાખ્યાન આપવાની વિનંતિ કરતાં ધના ભગતે "હાય, હાયરે હિંદુપણું જાય હાલ્યું, કોટ પાટલુને ઘર ઘાલ્યું રે હાય હાયરે" નાં મંગળાચરણથી વ્યાખ્યાનનો આરંભ કર્યો. 'વૉલંટરી લિટરેચર' ના તેઓ ખાસ અભ્યાસી હોવાથી વચ્ચે વચ્ચે છૂટથી તેમણે તેનો ઉપયોગ કરી, સનાતન ધર્મની તેમની વ્યાખ્યા

પ્રમાણે સદ્ધર્મ સમજાવી, તેથી વિરૂદ્ધ ચાલનારાઓને ગાળો દીધી, સુધારકોને વગોવી બાળલગ્નની હિમાયત કરી, પોતાની જ્ઞાતિમાં વિધવાવિવાહની છૂટ હોવા છતાં વિધવા પુનર્લગ્નનો નિષેધ જણાવ્યો. અંતમાં તેમણે હિંદુ સમાજને જાગૃત થઇ સ્વધર્મનું રક્ષણ કરવાનો બોધ આપી સુરતી મહાજનને ધર્માભિમાનના તેના જુસ્સા માટે શાબાશી અને અભિનંદન આપ્યું.

તેમના આગ્રહથી પરિષદમાં તે પછી એવી મતલબનો ઠરાવ રજુ થયો કે 'આર્ય સમાજિસ્ટોનો ધર્મ' પાળનારાઓ વિષે ઘટતાં પગલાં ભરવા મહાજને જૂદી જૂદી જ્ઞાતિઓને ચેતવણી આપી છે તેને આ પરિષદ અનુમોદન આપી, હિંદુ ધર્મ અને સમાજના રક્ષણ માટે તેણે ભરેલાં એ સમયસૂચકતાવાળાં પગલા માટે તેને શાબાસી આપી, એવી સૂચના કરે છે કે સ્વામીનારાયણ રામાનંદી શ્રી શ્રેયઃ સાધક અધિકારી વર્ગ, કબીર, નાનકશાહી, વામમાર્ગ અને કાચલી આ પંથનો સનાતન ધર્મમાં સમાવેશ થાય છે કે કેમ તે નકકી કરવું. આ પરિષદ વળી મહાજનનાં લક્ષ પર એ વાત પણ લાવવા માંગે છે કે વિધવાઓ શ્રૃંગાર રાખે છે તે પણ સનાતન ધર્મની નીતિ રીતી વિરૂદ્ધ છે માટે વિધવાઓ શ્રૃંગાર ન રાખે તે માટે જૂદી જૂદી જ્ઞાતિઓને સૂચના કરવાની આવશ્યકતા છે.

પ્રમુખે પોતે આ ઠરાવ રજુ કરી જણાવ્યું કે સુરતની કોઈ પણ જ્ઞાતિ હજુ મહાજનનાં આ ધર્મરક્ષક પગલાને ટેકો આપવા બાહેર પડી નથી એ સનાતન ધર્મને શરમાવનારૂં છે. સનાતન ધર્મનું રક્ષણ કરવાનો આપણો ધર્મ છે. આર્ય સમાજિષ્ટનો ધર્મ પાળનારા સામે ભરાયલાં પગલાથી આપણે ખુશી થવાનું મુખ્ય કારણ એ છે કે એ લોકો વિધવાલગ્નને ઉત્તેજન આપનારા છે અને તેથી આપણા ધંધાને હાની પહોંચે છે. આપણી સૂચના જો મહાજન સ્વીકારે તો તેથી સનાતન ધર્મનું રક્ષણ થયા ઉપરાંત આપણો સ્વાર્થ પણ સચવાય તેમ છે.

નવસારીવાળા નાથુ રાતે તે પછી એવી મતલબનો ઠરાવ રજુ કર્યો કે આ પરિષદ્ સરકારને એવી અર્જ કરે છે કે વિધવાવિવાહની છૂટ બક્ષનારો કાયદો રદ કરવો અને હવે પછી બનતી તાકીદે એવો કાયદો ઘડવો કે જેથી દરેક વિધવાને દર અઠવાડીયે નિયમીત રીતે ફરજીયાત પોતાનું શિરમુંડન કરાવવું પડે.

નાથુ રાતે પોતાની દરખાસ્તના ટેકામાં લંબાણ વિવેચન કરતાં જણાવ્યું કે વિધવાવિવાહ એ સનાતન ધર્મની વિરૂદ્ધ છે એ તો સનાતન ધર્મના અભિમાનરૂપ વર્તમાનપત્રોએ અત્યાર અગાઉનું પુરવાર કરી આપ્યું છે. આથી વિધવાઓ ફરી પરણે તે સામે અટકાવ મૂકવો જોઇએ. વળી વિધવાઓનો શ્રૃંગાર તેમને અનીતિને પથે ચઢવા માટે લલચાવે છે વળી આપણે પોતાને પણ તેથી ઘણી ખોટ જવા માંડી છે સરકાર કહે છે કે તે નાની કોમો અને જ્ઞાતિઓનું પણ હિત

સોચવે છે તો આપણી જ્ઞાતિનું આ હિત સાચવાની આપણે તેને વિનંતી કરવી જોઇયે. વિધવાપણું એ પેલે અવતાર કરેલાં કર્મનું ફળ છે અને જે ફળ ઇશ્વરની ઇચ્છાથી વિધવાને ચાખવાં પડતાં હોય તેની વચ્ચે આવવામાં પાપ છે.

છગન છનમને અનુમોદન આપતાં જણાવ્યું કે જે જ્ઞાતિઓનાં પુનર્લગ્ન થતાં નથી તે જ્ઞાતિઓ ઉચ્ચ ગણાય છે. વાણિયા બ્રાહ્મણ ઉચ્ચ જ્ઞાતિના છે કારણ કે એ જ્ઞાતિઓમાં વિધવાઓનાં પુનર્લગ્ન થતાં નથી. તો આપણે પણ ઉચ્ચ જ્ઞાતિમાં ખપાવવા માટે આપણી જ્ઞાતિમાંથી પુનર્લગ્ન અને નાતરાંનો રિવાજ બંધ કરવો જોઇયે.

મત લેતાં ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.

નરોત્તમે રાતે તે પછી એવી મતલબનો ઠરાવ રજુ કર્યો હતો કે આપણા ઋષિ મુનીઓ પ્રાચીન કાળમાં મોટી જટ્રાઓ રાખતા હતા અને રાજાઓ પણ માથે ચોટલા વધારતાં હતા એવું સાહિત્ય પરિષદ્‌ના પ્રદર્શનમાં તે સમયના રજુ થયલાં ચિત્રો પરથી દેખાય છે. તેથી તે સમયના બધા લોકો જટા અને ચોટલા રાખતા હશે એવું સહજ અનુમાન થાય છે, પણ એજ પ્રદર્શનમાં રજુ થયલા પાછલાં જમાનાના જૈન મુનીઓના ચિત્રો પરથી માથાં મુંડાવી નાખવાનો રિવાજ પણ દેખાય છે, તો જટા અને ચોટલા પરથી એકદમ મુંડન કરાવવાનો અને તે પછી ધારી રખાવાનો અને હાલમાં ચેહરો કઢાવવાનો અને વાળ તથા ચટિયાં પટિયાં રખાવવાનો રિવાજ કેવી રીતે નિકળ્યો તે સંબંધી શોધ ખોળ કરનારો નિબંધ ગુજરાતી સાહિત્યપરિષદ્ મારફતે મંગાવવો.

નરોત્તમ રાતે દરખાસ્તના ટેકામાં લખાણથી વિવેચન કરી જણાવ્યું કે આપણા સાક્ષર બંધુઓ શબ્દોની મૂળ જોડણી, ભાષાના હાલના પ્રચલિત શબ્દો, મૂળ કઈ ભાષાના અને તેમણે હાલનું રૂપ કેવી રીતે પકડયું તે સંબંધી પ્રશંસાપાત્ર શોધખોળ ચલાવી રહ્યા છે, તો આપણું આ કામ પણ તેમનેજ સોંપેલું યોગ્ય ગણાશે. સાહિત્ય પરિષદ્ સનાતન ધર્મની રૂઢિને અનુસરી કંઇ નવીન દિશામાં ગતિ ન ફેરવતાં બધી જૂની જૂની વાતો અને વિગતો પાછળ ભમ્યા કરે છે તેને આપણા ઠરાવથી સારો ખોરાક મળશે. મારા મત પ્રમાણે દેવીના શ્રાપને લીધે આપણી તરવારો અસ્ત્રાનાં રૂપમાં ફેરવાઇ ગયા પછી માથાં મુંડવાનો રિવાજ નિકળેલો દેખાય છે. તે પહેલાં બધાજ માથે જટા રાખતા હશે. આ એક શોધ ખોળને લગતો પ્રશ્ન છે અને તેને ઉકેળવા માટે આપણે પરિષદ્ જેવા વિદ્વાનોના મંડળની મદદ માગી છે તો આશા છે કે તેઓ આ યોગ્ય કામ માટે લાયક સહાય આપવા ચૂકશે નહિ.

મોરાર હજામે ઠરાવને ટેકો આપી જણાવ્યું કે શોધક બુદ્ધિવાળા સાક્ષરોની કદર થતી નથી એવું કહેનારને આપણા આ ઠરાવથી જબરો ફટકો પડશે. આ ઠરાવથી આપણે સાક્ષરોને ઉત્તેજન આપેલું ગણાશે.

મત લેતાં ઠરાવ પસાર થયો હતો.

રાંદેરવાળા રત્ના રાતે તે પછી એવી મતલબનો ઠરાવ રજુ કર્યો હતો કે બંને બાજુના થોભિયાના કટ એક સરખા રાખવામાં, ચુડી ઉતારવામાં, વાળ કાપવામાં અને ગોળ નકશીદાર રીતે નખ લેવામાં કેવી 'એન્જિનીઅરિંગ સ્કિલ'નો સમાવેશ થાયછે તે વિષે આવતી સાહિત્યપરિષદ્‌માં એક નિબંધ વાંચવાની અમદાવાદવાળા અંબાઇદાસ રાતને આ પરિષદ્ ભલામણુ કરેછે.

રત્ના રાતે ઠરાવના ટેકામાં જણાવ્યું કે સાહિત્ય પરિષદ્‌માં ઘરની બાંધણી અને સેત્રંજની રમતો વિષે નિબંધો વાંચવાનો સમય આવી પહોંચ્યો છે તો આપણે પણ આપણાં ધંધામાં સમાયલી 'એન્જિનીઅરિંગ સ્કિલ' વિષે લોકોને માહિતગાર કરી જણાવવું જોઇએ કે અમારો ધંધો કંઇ જેવો તેવો નથી. આપણે થોભિયા બરાબર કાપીએ છિયે અને એન્જિનીઅરો રસ્તા પરથી પાણી બરાબર પસાર થઇ ગટરમાં જાય તેવા ઢોળાવ રાખેછે તેમની માફક આપણે ઢોળાવવાળા ચૂડી ઉતાર વાળ કાપીએ છિયે તેમાં કંઇ જેવી તેવી એન્જિનીઅરિંગ બુદ્ધિનું કામ નથી. દરેક વિદ્યા અને શાસ્ત્ર વિષે ઋષિમુનીઓએ પુસ્તકો લખ્યાંછે છતા આપણા ધંધા વિષે એક પણ પુસ્તક લખવાની તેમની મહાન મતિ ચાલી નથી. એજ દર્શાવે છે કે આપણો ધંધો દેવતાઇ છે. અને તેમાં આપણા સિવાય કોઇની બુદ્ધિ ખુંચે તેમ નથી.

મુંબઇવાળા ચંદુ રાતે તે પછી એવી મતલબનો ઠરાવ રજુ કર્યો કે શનિવાર મંગળવાર અને અમાસને દિવસે કેટલાક લોકો વહેમમાં ખેંચાઇ હજામત કરાવતા નથી તેથી તે વહેમનું પ્રબળ ઓછું કરવા માટે આ પરિષદ્ સર્વ હજામ બન્ધુઓને એવી ભલામણ કરે છે કે એ દિવસોએ હજામત કરાવનારાઓ પાસે અર્ધો દર લેવો. વળી એ દિવસે હજામત કરાવવામાં નુકસાન કે પાપ નથી તે વિષે પ્રજામત કેળવવા માટે એક સુંદર રસીલો ઇનામી નિબંધ આવતી સાહિત્યપરિષદ્ દ્વારા માંગવો.

ઠરાવના ટેકામાં ચંદુ રાતે જણાવ્યું કે આ દિવસોએ લોકો હજામત કરવતા નથી તેથી આપણને એ દિવસે કંઇજ વકરો થતો નથી અને બીજે દિવસે આપણું કામ વધી પડે છે. આથી આપણને ઘણો કંટાળો આવે છે. સંસારસુધારકો પણ આ ઠરાવથી જોઇ શકશે કે વહેમો અને ખોટી રૂઢિઓ સામે લડત ચલાવવાની આપણી લાગણી તેમના જેવીજ તીવ્ર છે, પરંતુ સનાતન ધર્મની હુણાહુણ થાય તેવાં કોઇપણ પગલાંની અમે વિરૂદ્ધ છિયે.

ભાઇબા વાળંદે વધુ ટેકો આપી જણાવ્યું કે આ ઠરાવથી સાહિત્યપરિષદ્‌ને પણ ઉત્તેજન મળશે. અને આપણા જેવી લાગવગ વાળી જ્ઞાતિનો ટેકો મળશે. વિદ્યાવિલાસી અને રસિક સાક્ષરોની બુદ્ધિ કસવાની-પણ આ ઠીક તક છે. સાક્ષરો

અને વિદ્વાનોની કદર નથી એવું કહેનારાઓએ જાણવું જોઈએ કે કામ કરનાર અવગણના થતી નથી.

તેપછી કેટલુંક વિવેચન થયા બાદ મત લેતાં ઠરાવ પસાર થયો હતો.

નડીયાદ વાળા નગીન નાવીએ તે પછી એવી મતલબનો ઠરાવ મૂકયો હતો આ પરિષદ્ બાળલગ્નને ટેકો આપી મોટી ઉમરે થતાં લગ્નો વખોડી કહાડે છે વળી તે વધુમાં એવી પણ ભલામણ કરે છે કે જ્યાં કન્યાની છત હોય ત્યાં એક પુરૂષે એક કરતાં વધુ સ્ત્રીઓ પરણવી.

ઠરાવના ટેકામાં તેમણે જણાવ્યું કે અષ્ટ વર્ષે ભવેદ્ ગૌરી એ શ્લોક પ્રમાણે આઠ વર્ષે છોકરીઓને પરણાવી દેવાની શાસ્ત્રમાં સ્પષ્ટ આજ્ઞા હોવા છતાં સુધારકો મોટી થયે છોકરીઓને પરણાવવાની કેમ હિમાયત કરે છે તે સમજી શકાતું નથી. નાનપણમાં લગ્ન થવાથી છોકરા છોકરી એક બીજાના ઘાડા પરિચયમાં આવવાને લીધે તેમનો સંસાર સુખમય બને છે. અમેરિકનો પણ આપણા બાળલગ્નના રિવાજને વખાણે છે. આપણા ધંધાની દૃષ્ટિએ પણ બાળલગ્નથી આપણને લાભ છે. છોકરીઓ મોટી વય સુધી કુંવારી રહેવાથી સ્વછંદી બને છે અને તેથી માઠાં પરિણામ આવે છે. એક ઉપર અનેક સ્ત્રીઓ પરણવાનો રિવાજ આપણા દેશમાં પરા પૂર્વથી ચાલતો આવ્યો છે અને આપણા જેવી કેટલીક ઐતિહાસિક અગત્યતા ધરાવનારી જ્ઞાતિઓ અને રાજાઓમાં તો તે હજુ પણ પ્રચલિત છે.

ભગલા હજામે ઠરાવને ટેકો આપી જણાવ્યું કે સુધરેલી સ્ત્રીઓ પણ જેની એક સ્ત્રી જીવતી હોય તેવા પુરૂષ સાથે પરણવાને અચકાતી નથી કે તેમાં પાપ સમજતી નથી. સુધારકોની કેળવાયળી પુત્રીઓનું લક્ષ પણ ધીમે ધીમે આ દિશા તરફ વળવા માંડયું છે. યુરોપીઅન સ્ત્રીઓ પણ હવે આ રિવાજની ખૂબી સમજવા લાગી છે. મહારાજાની ધણી રાણી જીવતી હોવાં છતાં યૂરોપની સ્ત્રી રાણી તરીકે તેમની સાથે પરણી છે. યુરોપમાં હાલ ચાલતા ભયંકર વિગ્રહને લીધે પુરૂષોની સંખ્યા ત્યાં ઘટી જશે અને સ્ત્રીઓની સંખ્યા વધી જશે. તેનો નિકાલ એક અમેરીકન વર્તમાપત્રકાર એવી રીતે કહાડવા ઇચ્છે છે કે ત્યાંના અકેક પુરૂષે એક કરતાં વધુ સ્ત્રીઓ સાથે પરણી જવું. ગૃહસ્થો, આ પરથી તમે જોઈ શકશો કે આપણા આ ઠરાવમાં કંઈ પણ વિચિત્રતા નથી.

મત લેતાં ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.

તે પછી કેટલાક પરચુટણ ઠરાવો થયા બાદ વડોદરાવાળા વારાણુસી વાળંદે પ્રમુખનો ઉપકાર માનવાની દરખાસ્ત મૂકી તેના ટેકામાં જણાવ્યું કે પ્રમુખ ડાવકા, ઠરેલ અને માન આબરૂવાળા ઉપરાંત એક વિદ્વાન પણ છે તે તેમના ભાષણ પરથી દેખાય છે. આથી હવે પછીની એકાદિ સાહિત્યપરિષદ્ અગર કોઈ બીજી પરિષદ

તેમની વિદ્વતાની કદર કરે તો તેમાં આશ્ચર્ય પામવાનું નથી. પરિષદનું કામ તેમણે જે કુનેહથી પાર પાડયું છે તે માટે તેમને ખરેખર ધન્યવાદજ ઘટે છે.

આ દરખાસ્તને યોગ્ય ટેકો મળતાં તે તાળીઓના ગડગડાટ વચ્ચે પસાર થઇ હતી.

પ્રમુખે તે પછી પોતાના મનાયલા ઉપકાર માટે વળતો આભાર માનતાં જણાવ્યું કે આપણી પરિષદે પરદેશગમન અને જ્ઞાતિવરા વિષે ઠરાવો પસાર કર્યા નથી તેથી કેટલીક ગેરસમજુતી ઉભી થવાનો ભય છે. પરંતુ તે સંબંધી સૂચવ્ કરવાનું કે આ ઠરાવો વિષે વિષય સમીતીમાં ગરમાગરમ તકરાર થઇ હતી પરંતુ તે નાપસંદ બનાવ અત્રે કોઇએ ખુલ્લો કર્યો નથી એ આપણી બુદ્ધિની પરિપકવતાનું પરિણામ છે આપણે પરદેશગમનની વિરૂદ્ધ છિયે એટલે તે સંબંધી ઠરાવ કરવાની અગત્યતા નથી. તારના આ જમાનામાં ત્યાં જઇ ધર્મની હુબા હુબ કરવાની અગત્યતા નથી. વેપાર વણજ સંબધી તારના સંદેશાઓનો આશ્રય લેવાથી ત્યાં જવાની માથાકુટ ઓછી થાય છે. વળી વિદ્યા ભણવા માટે ત્યાં જવાને બદલે તેવી પાઠશાળાઓ અત્રે સ્થાપવાનો સરકારને કેમ ન આગ્રહ કરવો? મરણ પ્રસંગે તથા અધરણીના જ્ઞાતિવરા આપણી જ્ઞાતિ છૂટથી કરતી હોવાથી તે વિષે પણ આપણે ઠરાવ કર્યો નથી. જ્ઞાતિવરા કરવાથી જ્ઞાતિના ધનવાનો અને ગરીબો એકી પંક્તિએ બેસી જમે છે, એક સામાન્ય પ્રસંગે જ્ઞાતિજનો મળી શકે છે અને તેથી જ્ઞાતિમાં ઐક્યતા વધે છે. વળી સ્ત્રીઓને પણ એ પ્રસંગે ફેશનવાળા સુંદર કપડા પહેરવાની તક મળે છે અને તેથી વેપાર અને હુન્નર ઉદ્યોગને ઉત્તેજન મળે છે જ્ઞાતિવરા કરવાથી પૈસા એક ઠેકાણે પડી ન રહેતાં એકના હાથમાંથી બીજાના હાથમાં જાય છે આથી અર્થશાસ્ત્રની દૃષ્ટિએ પણ દેશને લાભ છે, વળી 'બાપનું બારમું અને બૈરીનું અધરણી' કંઇ વારંવાર આવતું નથી એટલે એ પ્રસંગોએ તો અનેક અગવડો વેઠી, ઘર ગીરો મુકી, વ્યાજે નાણાં કઢાડી કે પેટે પાટા બાંધી જ્ઞાતિભોજન કરવું જોઇયે. પશ્ચિમના લોકોનું જે સારૂં અનુકરણિય હોય તે ગ્રહણ કરવાને આપણે તૈયાર છિયે તેથી મારે એક સૂચન કરવાનું કે વિલાયતના હજામો નખ લેતા નથી તેથી આપણે પણ તેમને પગલે ચાલવા વિષે વિચાર કરવો ઘટે છે. વળી એક વધુ સૂચન કરવાનું કે 'વાવડી ચસકી' (તાળીઓ)ની મૂળ ઉત્પત્તિ કેવી રીતે થઇ તે વિષે પણ આપણે શોધખોળ ચલાવવી જોઇયે.

અંતમાં હું એકવાર ફરી સર્વનો ઉપકાર માની જણાવું છું કે જ્ઞાતિની કોઇ પણ પ્રકારની સેવા કરવા અને ખાસ કરીને આવા મેળાવડાઓનું પ્રમુખ સ્થાન લેવા હું હમેશ ઉત્સુક છું તો આશા છે કે ભવિષ્યમાં મારી એ મુરાદ પુરી પાડશો (તાળીઓ).

• ત્યારબાદ નરેણીદેવી અને તડાકા દેવીના જયના ઘોષનાદ કરવામ

આવતી પરિષદ ક્યાં ભરવી તે હવે પછી જાહેર કરવાનું ઠરાવવામાં આવ્યું છે અને તે સંબંધી દરેક સત્તા મંત્રીઓને આપવામાં આવી છે.

પરિષદના અંતમાં પરિષદ માટે ખાસ રચાયલું "મારૂં નામ ભગલો હજામ"નું ઉસ્તાદી ગાયન ગાઇ ભગવાનજી શેઠે બધાની વાહવાહ મેળવી હતી.

તે પછી પ્રમુખ, ભગવાનજી શેઠ અને પરિષદ માટે ખુશાલીના પોકારો કરી સભ્યો વિખેરાવા માંડયા હતા.

નારદ.

# શોશ્યલીઝમ.

સામાજીક સુધારાને લગતા પ્રશ્નો—વર્ણાશ્રમપ્રતિબંધ, લગ્ન રિવાજો, સ્ત્રી સ્વાતંત્ર્ય, કેળવણીનો પ્રચાર—આપણા દેશમાં આજકાલ કેળવાયલા વર્ગનું ખુબ ધ્યાન ખેંચી રહ્યા છે. પરંતુ એ પ્રશ્નો ગમે તેવા ગંભીર હોય તો પણ તેની ચર્ચામાં તેને લગતા મૂળ તત્વોનું રહસ્ય વિચારવામાં આવ્યું હોય એવું ક્વચિતજ જણાય છે. લગભગ દરેક સામાજીક દુરાચારનું મૂળ આર્થિક કારણોમાં દેખાય છે; અને તેથીજ ઈંગ્લંડ વિગેરે પાશ્ચાત્ય મુલકોમાં જે પ્રશ્નો સામાજીક સુધારાના સામાન્ય નામ તળે ઓળખાય છે તે સર્વ કેવળ આર્થિક દ્રષ્ટિએજ ચર્ચાય છે. ચર્ચાએ અત્યારે એવું સ્વરૂપ લીધું છે કે વિચારશીલ પુરૂષોને માત્ર અમૂક રિવાજ કે અમૂક કાયદાની કલમજ વાંધા ભરેલી જણાતી નથી. સમગ્ર સમાજની રચના—સમાજનાં મૂળ અને સ્તંભરૂપ કાયદા ઉપર આઘાત થાય છે. જેઓ આધુનિક સમાજ રચનાને સર્વોત્તમ ગણે છે, જેઓ તેને દૈવદત્ત માની તેમાં ફેરફાર કરવામાં પાપ સમજે છે, અથવા જેઓ સ્વાર્થને લઇ તેને અપૂર્ણ અને દોષયુક્ત માનવા છતાં તેનો બચાવ કરવા મથે છે તેઓ પણ ચાલુ સમાજ બંધારણમાં રહેલી અનેક ખામીઓ તરફ આંખ આડા કાન કરી શકતા નથી. તેમ કરવાથી, એવી ખામીઓ છેજ નહિ એમ કહેવાથી તેમનો એક પણ અર્થ સરે તેમ નથી. એકજ વખતે; એકજ દેશમાં, બાહ્યપણે સર્વાંશે સમાન દેખાતી બે વ્યકિત પૈકી એકને ખાવાને ખોરા બટાટા પણ ન મળે, અને બીજાને અનેક જાતનાં પકવાન્ન ખાવાથી અજીર્ણ થાય, એકને પહેરવાને એક લીંગરૂં પણ નહિ, રહેવાની એક ઝુંપડું પણ નહિ, જીંદગીની મોજ માણવા એક પળની પણ નવરાશ નહિ, અને બીજાને દરેક

જાતની બેહદ સંપત્તિ જોઇ કયો માણસ એ રચનાને સંપૂર્ણ માને ? અને જ્યાં લોકો પ્રયત્ન—પ્રાબલ્યમાં બહુ શ્રદ્ધા ધરાવતા હોય, અને દૈવદત્ત સૃષ્ટિ રચનામાં વિશ્વાસ મૂકી આળસ અંગીકાર કરે નહિ ત્યાં આ કૃત્રીમ અસમાનતા ટાળવા માટે યોજનાઓ ઉભી થાય એ પણ આશ્ચર્યજનક નથી.

આવી જાતની અસમાનતા કેવળ ખાનગી મિલકત અને વારસાને લગતા વૃદ્ધિ કાયદાનું પરિણામ છે, અને એજ કાયદાને બળે પ્રતિદિન ઉત્તરોત્તર પામે છે, એમ માની જે લોકો ખાનગી મિલ્કત કહાડી નાંખવા માગે છે તેમને સોશ્યલીસ્ટ કહેવામાં આવે છે. તેમનાં સિદ્ધાન્તો અનેક છે, અને કોઇ વાર પરસ્પર વિરોધી પણ લાગે છતાં તેમને સર્વને એક સાધારણ નામ–સોશ્યલીઝમ આપવામાં આવ્યું છે, કારણકે સર્વ સોશ્યલીસ્ટોનો મૂળ ઉદ્દેશ તો એકજ હોય છે. માત્ર તે સંપાદન કરવાની વિધિમાં તફાવત હોવાથી તેમના વિભાગ પાડવામાં આવે છે. એ કે "દ્રવ્યોત્પતિ અને વ્હેંચણી કરવામાં આધુનિક સમાજ અસંકુચિત હરિફાઇ અને સ્વાર્થપરાયણતાનું બળ સ્વીકારે છે, તે હાનિકારક છે. દરેક વ્યક્તિ પોતાનો સ્વાર્થ બરાબર સમજી શકે નહિ, અને કદાચ સમજે તો પણ અસમાન વર્ગોની હરિફાઇમાં તે મેળવી શકે નહિ આ કારણસર પ્રજાએ સ્વીકારેલી અથવા પ્રજાએ નીમેલી એક સંસ્થાએ—કે જે સંસ્થાને પ્રજાના દરેક મનુષ્યનું હિત એક સરખુંજ વ્હાલું હોય તેણે–દ્રવ્યોત્પત્તિ અને દ્રવ્યવિભાગ રચવાનું માથે લેવું જોઇએ. પ્રજાની સર્વાનુમતે નીમાયલી, અથવા સર્વપ્રિય, સર્વસ્વીકૃત જો કોઇ પણ સંસ્થા હોય તો તે રાજસંસ્થા છે પ્રજાની વતિ અને પ્રજાના હિતાર્થે રાજસંસ્થાએ દ્રવ્યોત્પત્તિનાં સર્વ સાધનો પોતાને સ્વાધીન કરવાં જોઇએ. અને તે કામમાં ભાગ લેનાર દરેક વ્યકિતને તેની શકિત અનુસાર, અથવા તેની જરૂરિયાત અનુસાર, ઉત્પન્ન કરેલા દ્રવ્યનો ભાગ વ્હેંચી આપવો. દ્રવ્યવિભાગ નિષ્પક્ષપાતપણે કરવામાં આવે તો આજે દેખાતી અસહ્ય અસમાનતાનો સ્વતઃ નાશ થાય." આ મૂળ ઉદ્દેશમાં દરેક સોશ્યલીસ્ટ સામેલ થાય છે, પછી તે કમ્યુનિસ્ટ હો, કલેકટીવીસ્ટ હો કે કોઓપરેટીસ્ટ હો. સોશ્યલીસ્ટ વર્ગના દરેક વિભાગના જુદા જુદા સિદ્ધાન્તોનુ અહિ અવલોકન કરી શકાય તેમ ન હોવાથી, તેમના આ સર્વ સામાન્ય, સર્વમાન્ય સિદ્ધાન્ત પરજ ધ્યાન આપીશું.

આજે જે દેશો હુન્નર ઉદ્યોગને શિખરે પહોંચ્યાછે તેમનો આર્થિક ઇતિહાસ તપાસતાં એક આશ્ચર્યજનક ઐક્યતા મળી આવેછે. એટલું તો સ્પષ્ટ જણાયછે કે દરેક ઉદ્યોગની રચના કાલાનુક્રમે ઘણીવાર ફેરવાઇછે. હિંદુસ્તાનના પછાત રહેલાં ભાગોમાંજ રચના આજે પણ દેખાય છે તે એક સમયે દરેક યુરોપીય પ્રજામાં પ્રચલિત હતી. દરેક કારીગર પોતાને જોઇતા પદાર્થો મેળવી, પોતાનાજ ઓજારો વડે, પોતાનાંજ ઘરમાં રહી માલ બનાવે, અને બનાવ્યા પછી પોતે જાતેજ બજારમાં જઇ, ઘરાક શોધી તે વેચી આવે, ત્યારે દરેક સુતાર, લુહાર, મોચી કે ઘાંચી પોતાનો અને પોતાનોજ સેવક, પોતેજ વેપારી અને પોતેજ કારીગર બને છે. પરંતુ જેમ હુન્નરની સૂક્ષ્મતા

વધતી ગઇ, જેમ જેમ ઓજારોમાં ફેરફાર થતા ગયા, અને માલ તૈયાર કરવામાં લાગતો સમય વધી ગયો તેમ તેમ આવી જાતની સ્વતંત્રતા ચાલુ રાખવા દરેક કારીગર અશક્ત થતો ગયો. ધંધાને લગતી સર્વ જરૂરિયાતો—ઓજાર મકાન—પદાર્થો તેનાથી પુરી પાડી શકાઇ નહિ; અને જ્યારે તે બીજાજ વર્ગના લોકો પુરી પાડવા લાગ્યા ત્યારે ધનિક વર્ગનો કૅપીટલીસ્ટનો—જન્મ થયો. આ નવા વર્ગનું પ્રાબલ્ય જ્યાં સુધી દરેક કારીગર પોતાનાંજ મકાનમાં પોતાનાજ ઓજારથી કામ કરતો હતો ત્યારે જણાતું નહિ. પરંતુ જ્યારથી વણકરને વણવા માટે જોઇતી શાળને બદલે સંચો નીકળ્યો, અને તે સંચો ધણી પોતાના મકાનમાં ગોઠવી વણકરોને કામે બોલાવવા લાગ્યો, જ્યારે માણસની નજરની બારીકી, હાથની કારીગીરીની જરૂર રહી નહિ, જ્યારે સંચાની નિયમિતતા, સૂક્ષ્મતા, વધતી ગઇ, ત્યારે દરેક કારીગર પોતાનીજ મેળે, પોતાનાજ ઘરમાં, પોતાનીજ પદ્ધતિથી કામ કરવા અશક્ત થયો અને તેને બદલે ધનિકના કારખાનામાં, તેણે ગોઠવેલા સંચાવડે તેણે સૂચવેલી પદ્ધતિ અનુસાર, તેણે નીમેલા આગેવાનની કળા પ્રમાણે કામ કરવાની જરૂર પડી—ફરજ પડી. ત્યારથી કરનાર વર્ગ કારીગર મટી મજૂર બન્યો, અને જોકે અત્યારે તે વર્ગનું માન સાચવવા માટે તેમને કામદાર વર્ગ કહેવામાં આવે, તો પણ ધનિક વર્ગના મનમાં, અથવા કારખાનાની ભાષામાં તો તેઓ મજૂર પણ નથી રહ્યા. તેઓ માત્ર હસ્ત ( *Hands* ) રૂપેજ ઓળખાય છે.

કારખાનાના જન્મ પછી સંચાની ઉત્પત્તિને અંગે કારખાનાનું કદ અને બળ દિન પ્રતિદિન વધતાં ચાલ્યાં. કૅપીટલીસ્ટનું જોર પણ એજ પ્રમાણમાં વધતું ગયું, અને કારીગરો, કામદારો, મજુરો કે હસ્તો ગમે તે નામથી ઓળખાય તેનું માન ઘટતું ચાલ્યું. પરંતુ કારખાનાનું કદ વધારવામાં બહુ ફતેહ મળી ખરી, તોપણ આખરે હરકતો આવવા લાગી અને છેવટે તો સીમા પણ આવી ગઇ. એટલી સીમા આવવા પછી પણ ધનિક વર્ગ પોતાનું બળ વધારવાની અનેક યુક્તિઓ કરવા લાગ્યા. એક કારખાનું કદ ન વધી શકે તો અનેક કારખાના એકત્ર કરવાથી ધનિકનું બળ વધારી શકાય અને તે તત્વાનુસાર અમેરીકન ટ્રસ્ટ અને જર્મન કાર્ટેલનો અવતાર થયો. વળી કારખાનાં એકત્ર કરવામાં ફક્ત એકજ જાતનાં—એકજ ધંધાનાં કારખાનાં હોય એવી કાંઇ અગત્ય રહી ન હોતી. ધનિક વર્ગ પોતાના ધનને બળે અનેક જાતનાં કારખાનાં-રેલ્વે કંપની, તાર કંપની, સોના, રૂપા, લોખંડ, કોલસાની ખાણોની કંપની સ્ટીમરોની કંપની, બૅન્કો વિગેરે આ નાના વેપારને લગતાં સર્વ સાધનો એકત્ર કરી શકે. પરિણામ એ કે અમેરીકા કે જર્મની જેવા દેશમાં જ્યાં ટ્રસ્ટ, સીન્ડીકેટ કે કાર્ટેલોનું બળ અસીમ છે, ત્યાં દ્રવ્યોત્પત્તિનાં સાધનો અત્યારે પણ વ્યક્તિઓની હરિફાઇને લીધે—સ્વાર્થપ્રબળતાને લઇને થોડાજ પુરૂષોના હાથમાં એકત્ર થઇ ગયા છે.

જ્યારે ધનિકો આ પ્રમાણે પોતાનું બળ વધારતા ગયા ત્યારે કામદાર વર્ગ પણ પોતાની નિર્બલતા, પરતંત્રતા, નિર્માલ્યતા જોવા લાગ્યા અને એ નિર્બળતા

દૂર કરવા એકત્ર થવા લાગ્યા. ઐક્ય એજ બળ છે એ સૂત્રાનુસાર કામદારોની મંડળીઓના અને સમયાનુસાર, રાજકીય સુધારાને લઇને, તેમજ પ્રાથમિક કેળવણીના પ્રસારને લીધે કામદારો પોતાની સ્થિતિ જોવા લાગ્યા. અને તેને સુધારવાના પ્રયત્નો કરવા લાગ્યા. દરેક ધંધાના કામદારો એકત્ર થવા લાગ્યા, અને અત્યારે સર્વ ધંધાના કામદારો પણ પરસ્પર મળી એકજ સિદ્ધાન્ત એકજ માર્ગ એકજ ઉદ્દેશ પર આવવા પ્રયત્ન કરે છે અને કેટલેક અંશે સફળ પણ થયા છે.

આ બધા સંજોગોને લીધે પાશ્ચાત્ય મુલ્કોમાં ઔદ્યોગિક સમાજની સ્થિતિ અત્યારે અનન્ય છે. દ્રવ્યોત્પત્તિનાં સાધનો બહુજ થોડા માણસોના હાથમાં આવી ગયાં છે. અને તેમને દૂર કરી—બદલો આપીને અથવા બદલો આપ્યા વિના—રાજસંસ્થા પ્રજાના સેવક તરીકે, પ્રજાના પ્રતિનિધી, વિશ્વાસુ ટ્રસ્ટી તરીકે સહજ આ સર્વ સાધનો સર્વ મિલ્કત હાથ કરી શકવા સમર્થ છે. બીજી તરફથી કામદાર વર્ગનું જોર વધી ગયું છે અને તેમની મુશીબતોનો ચિતાર, દ્રવ્યવિભાગમાં સમાયલો અન્યાય અને અસમાનતાનો દેખાવ, રાજપુરૂષો જોઇ કમકમે છે. તે અરસામાં કેટલાક તત્ત્વજ્ઞાનીઓએ આ સર્વ દુઃખનાં મૂળ કારણોનું પૃથક્કરણ કરી વિવેચન કરી સૂચનાઓ કરી છે-શાસ્ત્રાનુસાર માર્ગ બતાવ્યા છે. અત્યાર સુધી ચાલતી આવેલી સમાજરચના ત્યજી નવીજ રચના ગોઠવવી એ અભિપ્રાયનું બળ અત્યારે એટલું વધ્યું છે કે ફ્રાન્સમાં, જર્મનીમાં અને છેવટે ઇંગ્લંડમાં મિ. લૉ. જ્યોર્જની આગેવાની હેઠળ તે સૂચના અનુસાર અખ્તરા પણ કરવામાં આવે છે. અહિં તે સર્વ અખ્તરાનું વર્ણન કે અવલોકન અસ્થાને છે પણ એ સર્વ અખ્તરાનું સારાંશ, અથવા બીજા શબ્દોમાં કહીએ તો શાસ્ત્રયુક્ત ( scientific ) સોશીઆલીઝનું ( Collectivism ) નું સંક્ષિપ્ત વર્ણન અને નિરીક્ષણ કરવાની અગત્ય છે.

દ્રવ્યોત્પતિનાં સાધનો અને પરસ્પર વ્યવ્હારના વાહનો વ્યક્તિઓની પરસ્પર હરિફાઇને લીધે, તથા ઔદ્યોગિક જરૂરિયાતોને લીધે અત્યારે પણ થોડાજ માણસોમાં સમાઈ રહ્યા છે. ખાનગી સાહસથી ખાનગી બુદ્ધિથી એટલું તો અત્યાર સુધિમાં સ્પષ્ટ સાબિત થઇ ચૂક્યું છે કે આજના અતીવ વિસ્તીર્ણ કારખાનાઓ પણ નીયમસર, ક્રમવાર ચલાવી શકાય. એક વખત એક કાયદો કીધો કે પછી જેમ સડકપર-પાટાપર આગગાડી ચાલી જાય તેમ નિર્વિઘ્ને કારખાનું ગમે તેવું મોટું હોય, ૧૦૦ કામદારનું કે ૧,૦૦,૦૦૦ કામદારનું હોય તોપણ તે ચાલી શકે. રાજકીય વ્યવસ્થા સામે આગળ જે આવી જાતનો મોટો વાંધો ઉઠાવવામાં આવતો હતો તે હવે રહેતો નથી. અત્યારે પણ દરેક દેશમાં ટપાલનું જંગી ખાતું રાજકામદારો સફાઇથી અને સહેલાઇથી ચલાવી શકે. તેથી થતા લાભો, આર્થિક કરકસર તો દરેક વિચારશીલ પુરૂષ વગર કહ્યે જોઇ શકે છે. પ્રજાના હિત માટેજ હોવાથી આ ખાતું જેટલું કામ કરે છે તેટલાજ પ્રમાણમાં દામ માંગે છે અને નફાની બહુ આશા રાખવામાં આવતી નથી, અને કામના પ્રમાણમાં દામ હોવાથી કામદારોની

સ્થિતિનો પણ પૂરતો વિચાર કરવામાં આવે છે. આ એકજ દ્રષ્ટાંતથી એટલુંજ ચોક્કસ જણાય છે કે ઔદ્યોગિક વ્યવસ્થામાં હરિફાઈથી આગળ આવેલા આજના રાજપુરૂષો ખાનગી સાહસિક પુરૂષોને બુદ્ધિમાં કે દૂરદર્શીપણામાં હઠી દે તેવા નથી. અને સાથે જ્યારે ક્રુપ જેવા કારખાનાનો વિચાર કરીએ ત્યારે લાખો કામદારને કામ આપનાર કારખાનાને પણ અગાઉથી ઘડી રાખેલા ધારાસર ચલાવવામાં બહુ મુશ્કેલી દેખાતી નથી. માટે રાજસંસ્થાએજ દ્રવ્યોત્પત્તિનાં સાધનો એકત્ર કરી, પોતાના હાથમાં લઈ, પ્રજાના હિત માટે તે ચલાવવાં. ધનિકના પ્રાબલ્યથી અત્યારે પરિણામ એ આવ્યું છે કે ધનિક અને મજુર વર્ગ વચ્ચેનો કલેષ અતિશય વધી ગયો છે. વર્ગવિરોધનું પરિણામ ભવિષ્યમાં શું આવશે તે તટસ્થપણે કહી શકાતું નથી; પરંતુ સોશીઆલિસ્ટ બુદ્ધિથી જોતાં વર્ગવિરોધ તો આનંદજનક છે. કારણ અત્યારે ધનિકોના પ્રાબલ્યથી ઉત્પાદક વર્ગ કામદાર વર્ગ—પોતાની કૃતિથી—પોતાના કામથી ન્યારો થઈ ગયો છે. વળી જે સંજોગો નીચે કારખાનામાં કામ કરવામાં આવે છે તે દિન પ્રતિદિન વધારે સખ્ત, વધારે અન્યાયી બને છે, કારણ કે આજના મહા વિસ્તીર્ણ ઉદ્યોગની રચના ગોઠવનાર Directors of industry અને કામદાર વર્ગ પરસ્પર સમાગમમાં આવી શકતા નથી, અને તેથી પરસ્પરની જરૂરિયાતો તેમજ સંકુચિત બળનો અનુભવ કરી શકતા નથી. આને લીધે કામદારનો પગાર ઘટે છે, બૈરાં છોકરાંને પણ કામ કાચી વયે કે દુસ્તર સ્થિતિમાં કરવાની ફરજ પડે છે; નાનો ધનસંગ્રહ મોટા ધન સંગ્રહમાં લેવાઈ જાય છે, અને દીવસાદીવસ ઉદ્યોગિક સમાજના નેતાઓ—માલીકો સંખ્યામાં ઘટતા જાય છે. ઔદ્યોગિક નેતાઓ અને કારખાનામાં સાથે મળેલાં મજૂરો વચ્ચે વર્ગભેદ આવી રીતે ઉદ્ભવે છે, અને કામદાર વર્ગ પોતાની સંખ્યાને બળે નેતાઓને ઉખેડી નાંખવા—દ્રવ્યોત્પતિનાં સાધનો લઇ લેવા—મથે છે. આ પ્રયત્નમાં ધીરે ધીરે શાંત યોજનાઓથી સફળ થવું, કે પ્રચંડ, ઉગ્ર તાત્કાલિક બળે વિજય મેળવવો તે સંબંધી હજુ સોશીઆલિસ્ટો એકમત નથી. પરંતુ એટલું તો બધાએ કબૂલ કરે છે કે આવું કરવા વિના દ્રવ્યની અસામાનતા અને તેથી ઉદ્ભવતી બીજી અનેક અસમાનતાનો અંત આવવાનો નથી.

આ સિદ્ધાન્તના વિરોધીઓ પણ એટલું તો આવશ્ય કબૂલ કરશે કે એ અખ્ત્યાર કરવાથી સમગ્ર સમાજની આર્થીક સ્થિતિમાં ઘણો લાભકારક ફેરફાર થવા સંભવે છે. દ્રવ્યોત્પતિનાં સાધનોનો બ્હોળામાં બ્હોળો ઉપયોગ કરવો હોય તો આ માર્ગ લેવોજ પડે છે. અત્યારે દરેક વ્યક્તિ પોતાને ફાવતી રીતે દ્રવ્યોત્પતિમાં ભાગ લેતી હોવાથી પ્રજાને જુમલે શક્તિમાં અને વખતમાં ઘણું નુકસાન ખમવું પડે છે. જ્યાં એકજ દુકાનથી ચલાવી શકાય ત્યાં અત્યારે દશ દુકાન હોય છે. જો દ્રવ્યોત્પતિ કરવાનું બંધારણ એક બિન્દુથીજ નિર્માણમાં આવે, તો કેટલી શક્તિનો દુર્વ્યય થતો અટકે ? ટપાલ ખાતાનો એકજ દ્રષ્ટાંત આ દલીલનું સત્ય બતાવવા બસ છે. વળી ઉદ્યોગના પરિણામે ઉત્પન્ન થતા દ્રવ્યનો સમાજને આજ મળે છે તેના કરતાં ઘણો

મોટો ભાગ સમાજને હિસ્સે આવશે; કારણુ કે વચવગરીઆ જે નફો આજ ખાઇ જાય છે તે નફો પછી સમાજનેજ ભાગે આવવાનો. આ બે લાભ ઉપરાંત એટલું પણુ ઉમેરવું જોઇએ કે હાલને સમયે જે એક ધંધામાં કોઇવાર અઢળક પેદાશે, અને બીજામાં વાખ વાખી જેવું હોય છે તે પણુ દ્રવ્યોત્પત્તિ જો રાજ તરફથી નિર્માણુ કરવામાં આવે તો નાબુદ થાય. કારણુકે જે સ્થાને બહુ ઉત્પત્તિ હોય તે સ્થાને રાજસત્તાથી અટકાવી જ્યાં અછત હોય ત્યાં વધારો કરી શકાય. એનું પરિણામ એટલું તો ચોક્કસ કે અમુક ધંધાના કામદારો ભૂખમરો વેઠે અને અમુક બીજા ધંધામાં ચમન ઉડાવાય એવું ન બને. આજ કારણુસર એટલું પણુ માની શકાય કે સોશીઆલીસ્ટ રાજસત્તા પ્રજાના હિતમાં—ભવિષ્યની પ્રજાના હિત ખાતર—આજે સ્રીયો અને કાચી વયનાં બાળકો પાસે જે કામ લેવામાં આવે છે તેમ થતું અટકાવશે, અને તેથી ભવિષ્યની પ્રજાની ઉત્પાદક શકિત વધારશે.

આ સર્વ લાભો જમે પાડમાં નોંધવામાં કોઇ પણુ ના પાડતું નથી. પણુ સોશીઆલીસ્ટના વિરૂદ્ધ મતવાળા એમ જણાવે છે કે જમે પાડ ઉપરાત એક ખાતે પાડ પણુ છે. રાજસત્તાએ નિર્માણુ કરેલા ઉત્પાદક બંધારણુથી દેશની શકિત અને વખતનો અસ્થાને વ્યય થતો અટકે એ કબુલ. પરંતુ રાજસત્તાનાજ હાથમાં બધું હોવાથી અત્યારે ખાનગી સાહસથી જે નૂતન શોધો થઇ દ્રવ્યોત્પત્તિનાં સાધનોમાં વધારો કરવામાં આવે છે તે થતો અટકશે. કારણુકે રાજપુરૂષોમાં શોધકશકિતની હમેશ અછત હોય છે. જ્યાં સુધી પ્રયોગ કરવામાં ન આવે ત્યાં સુધી આ દલીલ કેટલે અંશે ખરી છે તે કહી શકાય નહિ. જો એક શાખામાં સોશીઆલીસ્ટ સિદ્ધાન્તો કબૂલ રાખો, અને અન્ય સર્વ સ્થળે આધુનિક ખાનગી સાહસનું બળ જાળવી રાખો તો કુદરતીપણે રાજપુરૂષો પછાત રહેતા દેખાય. પણુ જો સમગ્ર સમાજ સોશીઆલીસ્ટ બંધારણુરૂપ રચાય, જો ખાનગી સાહસને અત્યારે મળતા અસમાન બદલાનો સમૂળો નાશ કરવામાં આવે, તો પછી પ્રજામાં શોધકશકિત પણુ લય પામે એમ મનાતું નથી. અને જો પ્રજામાં શોધકશકિત રહે, તો પછી માત્ર ખાનગી સાહસનું બળ ઓછું થયું છે તેથી કાંઇ એ શકિતનો ઉપયોગ થતો અટકે નહિ. એડિસનની બુદ્ધિ આજનાજ સમાજમાં કામ કરે અને સોશિયાલીસ્ટ સમાજમાં લય થઇ જાય એમ માની શકાતું નથી. વળી આજસુધીમાં થયલી દરેક શોધખોળનો ઇતિહાસ વાંચીએ તો કેટલા શોધકો પોતાની શોધનું ફળ પોતાનીજ જીંદગીમાં ભોગવી શકયા દેખાશે. આજ તો વાવે કોઇક અને લણે કોઇક બીજા એવો ન્યાય છે અને સોશીઆલીસ્ટ સમાજમાં તો શોધકોને થોડો ઘણો બદલો તો જરૂર મળવાનો. શોધકવર્ગનો મોટો ભાગ અસંતોષી નહિ પણુ નિઃસ્પૃહી હોય છે. અને ઘણાકો તો શોધના શોખથીજ—નહિ કે બદલાની આશાથી પોતાના કામમાં મચ્યા રહે છે.

સોશીઆલીસ્ટ સમાજ સામે આ સૌથી મોટામાં મોટો વાંધો છે. તે ઉપરાંત બીજા વાંધા કહાડવામાં આવે છે, પણુ તે વાંધાનું બળ એટલું હોતું નથી. દાખલા

તરીકે હરીફાઇ વિના ઉદ્યોગના નેતા શોધવા મુશ્કેલ થઇ પડશે એમ ઘણી-વાર જણાવવામાં આવે છે. પણ હરિફાઈ કાંઇ એકજ જાતની હોતી નથી. આજે કદાચ દ્રવ્યની આશાથી લોકો પોતાનું સર્વ બુદ્ધિબળ વાપરવા તૈયાર થતા હોય તો સોશીઆલીસ્ટ સમાજમાં બીજી કોઇ આશાથી, બીજા કોઇ પ્રેરક તત્ત્વથી લોકો તેટલુંજ કામ કરવા આતુર રહે. જ્યારે નાઇટનો ઇલકાબ-નાઇટનો વર્ગ બહુ માન ભરેલો ગણાતો ત્યારે તે ઇલકાબ મેળવવા, તે વર્ગમાં દાખલ થવા લોકો કેટલો ભોગ આપતા, કેવી કેવી આપણી નજરે મૂર્ખાઇઓ કરતા તે દરેક ઇતિહાસવેત્તાને વિદિત હશે. અને એવુંજ કોઈ પ્રેરકતત્ત્વ સોશીઆલીસ્ટ સમાજમાં નહિ. નીકળે તેમ માનવાની જરૂર નથી.

રાજનીતિને અંગે સોશીઆલીસ્ટ સમાજ સામે જે વાંધો કહાડવામાં આવે છે તેમાં કાંઇક વધારે બળ જણાય છે. કોઇપણ એક રાજ્ય, એકાએકપણે આ પદ્ધતિ અખ્ત્યાર કરતાં અચકાય એ તદન સંભવિત છે. અને એમ ધારો કે સર્વ રાજ્યો એક સમયે આ પદ્ધતિ અખ્ત્યાર કરે તો પણ પરસ્પરવ્યવહારમાં મિત્રરાજ્ય અને શત્રુસત્તા વચ્ચે ફેર નહિ કરવામાં આવે એમ માનવાનું કારણ નથી. પણ આ મુશ્કેલી એટલી બધી જોરાવર નથી કે જેથી સોશીઆલીસ્ટ સિદ્ધાન્તોનો સમૂળો નાશ થાય. સોશીઆ-લીસ્ટો એમજ માને છે. આજ રહેલું પ્રતિસ્પર્ધિપણું પછી નહિ રહે. સુધરેલો સમાજ પુરૂષનું પશુત્વ ભૂલી જશે અને મનુષ્યત્વ સ્વીકારી તેને અનુસાર વર્તશે.

સોશીયાલીસ્ટ સમાજ સામે અત્યાર સુધી બતાવાતા વાંધામાં સ્વાર્થદ્રષ્ટિ અથવા ડરપોકપણાનું જોર બહુ જણાય છે. ફક્ત એકજ ખરો વાંધો છે. અને તે એ કે જે ઉદ્દેશ સોશીઆલિસ્ટોને પ્રિય છે તે દ્રવ્ય વ્હેંચણીમાં સમાનતા મેળવવાનો છે. અને તે મેળવી શકાશે કે નહિ એ ચોક્કસ નથી; બાકી દ્રવ્યોત્પત્તિમાં તો એ સિદ્ધાન્તના સત્યની કોઈ ના પાડી શકવાનું નથી.

ખુશાલચંદ તલકશી શાહ.

---

# હિંદી ઉદ્યોગો અને રેલ્વે રાજ્યનીતિ.

---

હાલમાં ચાલતા મહાયુદ્ધના સમયમાં દેશી ઉદ્યોગોને ઘણો લાભ થયો જોઇએ એમ માનવામાં આવે છે. આ સંબંધી છેલ્લાં એક વર્ષથી બહુ લખાયું છે, પરંતુ હજી સુધી કોઇ પણ ઉદ્યોગને અમુક લાભ થયો છે એમ કહી શકાશે નહીં. વ્યાપારી, ઔદ્યોગિક, અને સમગ્ર આર્થિક દ્રષ્ટિએ જોતાં લડાઇ શરૂ થયા પછીનાં વર્ષમાં હિંદુસ્તાનને દુનીઆના બીજા દેશોની માફક—જો કે યુરોપીય દેશો કરતાં દૂર હોવાથી કાંઇક

થોડું—નુકશાન ખમવું પડયું છે. આ ઉપરથી એટલું તો સિદ્ધ થાય છે કે લડાઇ ચાલે તેટલા સમયમાં દેશના જૂના ઉદ્યોગોનો પુનરોદ્ધાર અને નવા ઉદ્યોગની સ્થાપના ની આશા રાખવી એ "આગ લાગે ત્યારે કુવો ખોદવા" બરોબર છે.

આપણી ઔદ્યોગીક શિથિલતાનાં કારણો ઘણા ઉંડા છે અને જ્યાં સુધી તેને માટે યોગ્ય ઉપાય યોજાય નહીં ત્યાં સુધી આપણા ઉદ્યોગોને વિદેશી મુડી અને કારીગરની મદદ વિના ચાલવાનું નથી. હાલનું આપણું ઔદ્યોગીક જીવન પાશ્ચાત્ય પ્રજાઓના સંસર્ગને લીધે કેટલુંએક ઉત્તેજીત થયું છે; પરંતુ હજુ પણ આપણા વ્યાપારી અને ઔદ્યોગીક વર્ગની અને અન્ય પ્રજાઓની ઉદ્યોગ સાધવાની પદ્ધતિમાં ઘણો ફેર છે; આ ફેર દૂર કરવાને સામાન્ય કેલવણી ઉપરાંત ઔદ્યોગીક અને વ્યાપારી કેલવણી સંગીન રીતે આપવાની જરૂર છે. સંગીન અને સંયોજીત ઔદ્યોગીક કેલવણી વિના હાલમાં યુનીવર્સીટીમાંથી બહાર પડતા સાહિત્ય, કવિતા, અને સ્વચ્છ કપડાંના શોખીન શિક્ષિત વર્ગની પાસેથી વીસમી સદીના મહાન ઔદ્યોગીક યુદ્ધોમાં મદદની આશા રાખવી વ્યર્થજ છે. આપણા મજુરો, મુડીવાળાઓ, વ્યાપારીઓ, અને વિજ્ઞાનકોવિદો (experts) બીજા દેશોની સાથે હરિફાઇમાં ઉતારવાને જોઇએ તેટલા સશકત નથી. પ્રત્યેક નવા કાર્યમાં આવશ્યક ખંત, સાહસ, પ્રમાણિકતા, ઉદ્યોગોનું વાસ્તવિક જ્ઞાન, તે સઘળાના અભાવ ઉપરાંત આપણા મુડીવાળાઓની ભીરૂતા, સંપૂર્ણ તપાસ કર્યા વિના નવા ઉદ્યોગોમાં ઝંપલાવવાની અધીરાઇ, અને કેટલાએક રાજકીય કારણોને લીધે આપણા ઔદ્યોગીક વિકાસની ગતિ ઘણી ધીમી છે. તે છતાં પણ છેલ્લાં પચાસ વર્ષમાં હિંદુસ્તાનમાં સ્થપાયેલાં નવા ઉદ્યોગોનો ઇતિહાસ જોતાં તેમનું ભવિષ્ય નિરાશાજનક છે એમ નહીં કહી શકાય. દેશપ્રકૃતિ અને આબોહવા અનુકુળ હોવાથી બીજા દેશો કરતાં મજુરી માણસદીઠ સસ્તી હોવાને લીધે સુતરાઉ કાપડ, જયુટ, ચ્હા, કોફી, વિગેરે કેટલીએક વસ્તુ બનાવવામાં આ દેશને લાભ થતો જાય છે. તે ઉપરાંત એવા કેટલાએક ઉદ્યોગો છે કે જેમને જરા બહારની મદદ મળે તો વિદેશી હરિફાઇ સાથે ફતેહથી ઉતરી શકે. દાખલા તરીકે કાગળ, કાચ અને દીવાસળી બનાવવાના ઉદ્યોગોને કાચા અથવા બનેલા માલની આવજા માટે રેલ્વેના નુરમાં ફાયદો કરી અપાય તો ઘણું ઉત્તેજન મળે; અને સારી રીતે ચલાવવામાં આવે તો આ નવા ઉદ્યોગો વિદેશી હરિફાઇ સામે હમેશને માટે ટક્કર ઝીલી શકે.

રેલ્વે અને દેશી ઉદ્યોગોના સંબંધનો વિચાર કરવાની સાથે રેલ્વેનો વહીવટ રાજ્ય તરફથી અથવા કંપનીઓના હાથે થવો જોઇએ તે સવાલ ઉપસ્થિત થાય છે. હિંદુસ્તાનમાં કુલ ૩૪,૦૦૦ માઇલ રેલ્વે છે તેમાંથી ફકત ૯૦૦૦ માઇલ શિવાય બધી રાજ્યની માલીકીની છે; પરંતુ ૨૫,૦૦૦ માંથી ૭,૨૦૦ માઇલ જેટલીજ રેલ્વે રાજ્ય તરફથી ચલાવવામાં આવે છે. બાકીની ૧૮,૦૦૦ માઇલની રેલ્વેઓ ખાનગી બ્રીટીશ કંપનીઓને ચોકકસ સરતે ચલાવવા દેવામાં આવે છે. આ રેલ્વેઓમાં કુલ

મુડી પાંચ અબજ, અઠાવીશ કરોડ રૂપીઆ જેટલી રોકાયેલી છે તેમાંથી પાંચ અબજ જેટલી મુડી તો આપણી સરકાર તરફથી કઢાએલી છે; એટલે કે બાકીની ફક્ત અઠાવીસ કરોડ જેટલી મુડી કંપનીઓ તરફથી મેળવેલી છે અને તેઓના હાથે સરકારની મીલકતની રેલ્વેનો મ્હોટો ભાગ ચલાવવામાં આવે છે. આ કામને માટે દરેક રેલ્વેને પોતાના કરાર પ્રમાણે ચોખ્ખા નફામાંથી કેટલોએક ભાગ આપવો પડે છે. છેલ્લાં ત્રણેક વર્ષની સરેરાશ લેતાં રેલ્વેના નફામાંથી દરવર્ષે એંસી લાખ રૂપીઆ આ કંપનીઓને તેમની મહેનતના બદલામાં આપવામાં આવે છે. આ કંપનીઓ ઘણું કરીને ઈંગ્લંડમાં સ્થપાયેલી હોય છે અને તેમનો વહીવટ લંડનમાં રહેતા ડીરેક્ટરોના હાથે થાય છે. હવે આ કંપનીઓને હાથે થતો રેલ્વેનો વહીવટ ચાલવા દેવો કે બધી રેલ્વે સરકારે પોતાના હાથમાં લઇને પોતે વહીવટ કરવો એ સવાલ છેલ્લા ત્રણ ચાર મહીનામાં બહુ ચર્ચાયો છે. આ પ્રશ્ન ઘણો ગૂઢ છે અને તેનો નિર્ણય કરવાને સરકાર તરફથી ખાસ તપાસ શરૂ થઈ છે; તે છતાં પ્રશ્નનો અગત્ય જોતાં બન્ને બાજુના વિચારોની આર્થિક દૃષ્ટિએ સ્વતંત્ર તુલના કરવી જરૂરની લાગે છે. તેની સાથે કંપનીના અથવા સરકારના વહીવટથી દેશી ઉદ્યોગોને કેટલો લાભ થઇ શકશે તે પણ જોઇશું.

ગયા એપ્રીલ માસમાં આ સંબંધી હિંદી લેજીસ્લેટીવ કૌન્સીલમાં ઉપયોગી વિવેચન થયું હતું. તે ઉપરાંત હિંદી રેલ્વેના કામકાજ અને વહીવટના સંબંધી નીમાયેલા સ્વતંત્ર કમીશનર મરહુમ મી. થોમસ રોબર્ટસનના રીપોર્ટ (૧૯૦૩) ઉપરથી ઘણું જાણવાનું મળે છે.

સરકારના હાથેજ બધી રેલ્વેનો વહીવટ થવો જોઇએ એ મતને પુષ્ટિ આપનાર વિચારોમાં મુખ્ય નાણાં સંબંધી છે. તે અને બીજાં કારણો હવે આપણે વિગતવાર તપાસીશું.

(૧) "કંપનીઓના હાથમાંથી વહીવટ લઇ લેવાથી દર વર્ષે તેમને આપવા પડતા ૮૦ લાખ રૂપીઆનો બચાવ રાજ્યનેથાય." છેલ્લાં થોડાં વર્ષોથી હિંદી સરકારની નાણા સંબંધી સ્થિતિને રેલ્વે તરફની કમાણીથી ઘણું બળ મળેછે; અને અફીણની આવક ઓછી થઇ જવાથી આવી આવક ઘણી લાભકર્તા અને આવશ્યક છે. આ ઉપરાંત કેટલીએક કંપનીઓને કરારનામા પ્રમાણે ત્રણથી ચાર ટકા સુધીની વ્યાજની ગેરન્ટીમાં અમુક રકમ આપવી પડે છે તે પણ બચશે.

આની વિરૂધ્ધમાં એમ કહેવામાં આવેછે કે સરકારના હાથે વહીવટ થતી રેલ્વેના કરતાં ખાનગી કંપનીઓ પોતાનો વહીવટ વધારે સસ્તો ચલાવી શકે છે. અને કંપનીઓને અપાતા નફાનો બચાવ થાય તો સરકારી વહીવટને લીધે વખતે એકંદર નુકશાન પણ જાય અને તેનો બોજો હિંદી કર ભરનારાઓને વેઠવો પડે. વળી આ નફાનો કેટલોએક ભાગ તો કંપનીઓની મુડી ઉપર વ્યાજ તરીકે આપવો પડેછે; અને તેટલી મુડી સરકારને ઓછી રોકવી પડે છે.

ગમે તે રીતે પણ જો આ નુકશાન સમજવામાં આવે તો તેને દૂર કરવાને ઉત્તમ રસ્તો સરકારને હાથે વહીવટ કરવાનો છે એમ નહીં કહી શકાય. કારણકે આજ રેલ્વે કંપનીઓ હિંદમાં રજીસ્ટર થયેલી હોય, તેના ડીરેકટરો આ દેશમાંજ રહેતા હોય, અને તેના શેરહોલ્ડરો અને મુડી પણ આ દેશનીજ હોય તો આવી કંપનીઓના હાથે ચાલતી રેલ્વેઓ દેશના ઔદ્યોગીક અને આર્થિક વિકાસને માટે ઘણી ફળદાયી નીવડે; કારણકે એક કરતાં વધુ હાથે રેલ્વે ચલાવવામાં આવે તો વાસ્તવિક પ્રતિસ્પર્ધાના લાભ મળવાથી માલ લઇ જવાના નુરમાં ઘટાડા અને ઉતારૂઓને માટેની સગવડમાં સુધારો થવાના સંભવ છે. બીજા દેશોની સાથે સરખાવતાં આપણા દેશની રેલ્વેનો વહીવટ હજુ સુધી જોઇએ તેવો સસ્તો નથી. દરેક માલ ગાડાની ટ્રેનમાં કેટલાએક અંતર સુધી જોઇએ તેટલો માલ ભરાતો નથી અને તે માલ આકર્ષવાને લાયક માણસો ( Traffic canvassers ) રાખતા નથી; વળી એન્જીન જેટલો ખેંચી શકે તેટલો માલ ટ્રેનમાં ભરવામાં આવતો નથી; આવા બીજા કારણોને લીધે માલ લઇ જવાનું ખર્ચ વધારે આવે છે અને તેથી રેલ્વેનો નફો ઓછો થવા ઉપરાંત વેપારીઓને ભારે નુરના દર આપવા પડે છે. આવા પ્રકારની બેકાળજીને વહીવટની એકહથ્થુ રીતિથી ઉત્તેજન મળે છે અને તે અટકાવવાને જુદી જુદી કંપનીઓનો વહીવટ આવશ્યક છે.

( ૨,) "હાલની પદ્ધતિથી પ્રતિસ્પર્ધી રેલ્વે કંપનીઓના પોતાના સ્વાર્થની ખાતર વ્યાપારને નૈસર્ગિક માર્ગથી ઉલટે માર્ગે લઇ જવાના પ્રયત્નોથી વ્યાપાર, ઉદ્યોગ અને ખેતી એ સર્વેને નુકશાન થાય છે, બધી રેલ્વેનો વહીવટ સરકારના હાથે થાય તો આ નુકશાન થતું અટકે." દાખલા તરીકે ઇસ્ટ ઇન્ડીઅન રેલ્વે કંપની પોતાના સ્વાર્થની ખાતર બધો નિકાશનો વેપાર કલકત્તાનાં બંદર મારફત થાય એવી ગોઠવણ રાખે છે, કાનપુરની પાસેના જીલ્લાઓમાંથી કેટલોએક માલ મુંબઇ સસ્તો મોકલી શકાય પણ મુંબઇ આવતા પહેલાં થોડાએક માઇલ ઇસ્ટ ઇન્ડીઅન રેલ્વે લાઇન ઉપર થઇને આવવું પડતું હોવાથી અને આટલા ટુંકા અંતરને માટે ભારેમાં ભારે નુર ( Block Rates ) રાખવાથી ઘણોખરો વેપાર કલકત્તા માર્ગે થાય છે. ત્યાં પણ રેલ્વેનું નુર વધારે હોવાથી તેમજ કેટલાએક માલનો ભાવ સારો નહીં ઉપજવાથી, વચલા વેપારીઓ પોતાનો સ્વાર્થ સારી રીતે સમજતા હોવાથી, આખરે ખેડુતોને અને મુંબઇના ઉદ્યોગોને નુકશાન થાય છે. તેવીજ રીતે મુંબઇની રેલ્વેઓ પોતાના સ્વાર્થની ખાતર માલ કરાંચી, કલકત્તે, અથવા મદ્રાસ જતો અટકાવે છે અને તે તરફનાં ખેડુતો અને ઉદ્યોગોને પરોક્ષ રીતે નુકશાન પહોચાડે છે પરંતુ બધી રેલ્વે સરકારના વહીવટમાં હોય તો અને સઘળી કમાણી એકજ ધણીને મળતી હોય તો આ વ્યર્થ હરિફાઇ દૂર થાય અને ખેડુતો તેમજ ઉદ્યોગોને લાભ થાય.

હવે આ સંબંધી એટલું કહી શકાય કે કોઇપણ જાતની હરિફાઇ વિના પ્રગતિ થવી અશક્ય છે. દાખલા તરીકે એમ કહેવાય છે કે આવી હરિફાઇ ન હોત તો

ઉતારૂઓની સઘવડને માટે જુદી જુદી જાતની ગાડીઓ બંધાવવા અને તેનો ઉપયોગ જોવા માટેના અખતરા થઇ શકત નહીં. પ્રત્યેક જાતની પ્રતિસ્પર્ધામાં લાભ અને હાનિ સમાયેલાં હોય છે પરંતુ આખરે સરવૈયું કાઢતાં લાભ વધારે રહે છે એતો એક સાધારણ સિદ્ધાંત છે. કંપનીઓના વહીવટમાં ખામીઓ દૂર કરવાને ઉપાયો લેવા અશક્ય નથી. કંપનીઓના કરારનામામાં સુધારો કરીને આવી રીતના હાનિકારક નુર ( Blocr Rates) ની પદ્ધતિ દૂર કરી શકાય, અને હરિફાઇના લાભ જળવાય.

૯ (૩) "રાજ્ય તરફથી બધી રેલ્વેનો વહીવટ થાય તો દેશી ઉદ્યોગો અને દેશની અંદરના વેપારને લાભ થાય." કંપનીઓ પોતાના સ્વાર્થ અને લોભને લીધે દેશી ઉદ્યોગો અને વેપારની વિરૂદ્ધ કામ કરતા ખચકાતા નથી. દેશી ઉદ્યોગોની મ્હોટામાં મ્હોટી ફરીયાદ વિદેશી હરિફાઇ છે. ઘણા વર્ષો સુધી મ્હોટા જથ્થામાં માલ બનાવવાની ચાલાકીને લીધે વિદેશી માલ સસ્તો હોય છે તેમજ દરિયા માર્ગે સસ્તા નુરનો લાભ મેળવવાથી હિંદી રેલ્વેઓ તરફથી પણ બંદરથી દેશની અંદર માલ લઇ જવાને માટે મળતા સસ્તા નુરને લીધે, બધા હિંદી બજારોમાં વિદેશી માલ ઘણો સસ્તો વેચાય છે, અને તેની હરિફાઇમાં હિંદી માલ ટકી શક્તો નથી. લાકડાં સંબંધી અગવડતા અને કારીગરીમાં સ્હેજ ખામી હોવાને લીધે આ દેશમાં બનતી દીવાસળી મોંઘી પડેછે. જે ભાવે દીવાસળી હિંદી બંદરોમાં પડછે તે ભાવે દેશના કેટલાએક કારખાનામાં બનાવી શકાય છે; પણ કારખાનાથી દૂરના શહેરમાં મોકલવાને નુર વધારે આપવું પડેછે. એક તુરંગી દાખલા તરીકે મુંબઇથી અમદાવાદ વિદેશી યા દેશી માલ મોકલવાનું જે નુર હોય તેનાં કરતાં અમદાવાદથી મુંબઇ અથવા અમદાવાદથી વલસાડ સુધીનું વધારે નુર આપવું પડેછે. આ અને આવા પ્રકારની આપણા ઉદ્યોગો અને વેપારને નડતી બીજી અડચણો બધી રેલ્વેઓ સરકારના વહીવટમાં હોયતો દૂર થઇ જાય એમ એક માન્યતા છે. ( અપૂર્ણ )

શુકદેવ શર્મા

---

# પુસ્તક પરિચય.

"હીસ્ટરી ઑફ ઈંડીયા" ( હીન્દનો ઇતિહાસ ) લેખક રા. વામન સોમનારાયણ દલાલ બી. એ. ઋગ્વેદના વારાથી માંડીને બૌદ્ધમત ઉદ્ભવ્યો ત્યાં સુધી. ૧૯૧૪.

એક અંગ્રેજી કવિ ઉર્મિઓના ઉલ્લાસમાં લખી ગયો છે "ઓ ઇશ્વર ! કાળ અને સ્થલના અંતરનો વિનાશ કર, અને બે પ્રણયીઓને પાસે લાવ." જ્યારે જ્યારે આર્યાવર્તના ભૂતજીવનનો ખ્યાલ મનમાં આણીયે—જ્યારે આપણું હાલનું ક્ષુદ્ર જીવન વીસરી, આપણે છોકરાં બાર વર્ષે પરણાવશું કે તેર વર્ષે, ન્યાતી આજે તોડશું કે જમાડશું એક ડીગ્રી વધારે મેળવશું કે ઓછી, રાજ્યના તાબેદાર થઇશું કે કૉંગ્રેસમાં ઠરાવ મુકશું,

આવી આવી અનેક બહાદુરીઓની વિસ્મૃતિ કરી આપણે 'કલ્પનાના તરંગે બેસાઈ વેદના વારાની વાતો વિચારીયે ત્યારે એમ થયા વિના રહેતું નથી કે સમયાન્તરને સંહારી તે ભવ્યતા પાછી મેળવાય તો કેમ? એક ફેરા સહેજે આપણે ઓકસસનો કલ-દ્રુપ કીનારો છોડી, ઉછળતા ઉત્સાહ માટે સ્થાન ખોલતા આર્યવીરોની વિજય હાકો આ ભૂમિમાં સાંભળીયે—એક ફેરા વિશ્વામિત્ર, વસિષ્ઠ જેવા ઋષિઓએ ગઇ રાતે બનાવેલાં તાજા સુકતો વડે ઇંદ્ર, ઉષા, અને સિંધુને સંબોધતા જોઇએ—એક ફેરા પરશુરામની વિજયપતાકોનો આશ્રય લઇ ધરણીને ધ્રુજાવતા અખિલ વિશ્વમાં ફરી આવીએ—એક ફેરા હિન્દુસંસ્કૃતિના સત્વ સમિા જનકના દરબારમાં હિન્દુચારિત્રના કર્મયોગને પ્રત્યક્ષ થતો ભાળીયે-ફરી એકવાર ભીષ્મની ભવ્યતા સામાન્ય બનાવે એવા અપૂર્વ પુરૂષોત્તમની પાછળ હસ્તિનાપુરના હિન્દુસામ્રાજ્યની મહત્તા અનુભવીયે; આ સ્વપ્નપરંપરા મન આગળ કોને નહિ ખડી થાય? પણ બીજી પળે જાણે મેરૂશિખરથી ગબડયા હોઇએ એમ આપણા તરફ જોઇએ છીયે-આ તે વીરોના પુત્રો, તેમના વારસાના અધીકારીઓ, તેમની મહત્તાના માલીકો-જેમને જીંદગી છે પણ જીવન નથી, જેમને ભૂતકાળ છે પણ વર્તમાન નથી, જેમને માણસાઇ છે પણ મર્દાઇ નથી—જેમની આશાઓ જ્યાં ત્યાંથી વર્ષો વીતાવવામાં સમાઇ છે; જેમને ભૂતકાળ માટે પ્રેમ નથી—તે સમજવાની શકિત નથી-તેને અનુસરવાનું મીઠું નથી. તે ભૂતકાળના દિવ્ય રંગો ફરી દીપાવી, તેને સાહિત્યમાં સજીવન કરવાની તસ્દી લેવી એ કૃતઘ્નો પુત્રોને શરમભરેલું લાગે એ સ્વાભાવિકજ છે. કોઇક દત્ત, કોઇક કુન્તે કાંઇક મથેછે—નહિંતો અંગ્રેજી વિદ્વાનોને બાપની આબરૂ સાચવવાનું સોંપી બાકીના બધા રોમ અને ગ્રીસના ઇતિહાસો શીખવા મંડી પડ્યા છે. પિતૃસ્મરણ છોડવું એ તો અધમતા-પણ પરઘેર સોંપી આવવું તેને માટે કયો શબ્દ વાપરીશું?

આવા કલંકમાંથી મુકત થવાના પ્રયાસ માટે રા. વામન સામનારાયણ દલાલને અભિનંદન આપવું જોઇએજ. એક ન્હાના, રૂપાળા પુસ્તકમાં તેમણે આર્યો હિન્દમાં આવ્યા ત્યાંથી તે 'મહાભારતના અંત સુધીનો ઇતિહાસ આપવાની કોશેશ કરીછે, અને તેમાં નવી શોધને તેમજ પુરાણની, વાર્તાઓને સ્થાન આપવા પ્રયત્ન કર્યો છે. તે પ્રયત્ન માટે અભિનંદન આપી રહ્યા પછી અમ્હારી અસંતોષની લાગણી બ્હાર કહાડયા વિના રહેવાતું નથી—રહીં શકવું ન જોઇએ. ગુજરાતી ગૃહસ્થના પ્રયત્નને ઉત્તેજન આપવું અમ્હારી ફરજ છે; પણ આ ઇતિહાસની ગણના ઇતિહાસના સાહિત્યમાં શી છે, તે ન કહેવું એ પણ અમ્હને ગુન્હા જેવું લાગે છે.

આપણી ઇતિહાસની ભાવના ઘણે ભાગે બદલાઇ ગઇ છે. પહેલાં ફક્ત રાજ્યપુરૂષોની કારકીર્દી અને તેની સંવતોમાંજ ઇતિહાસ સમાપ્ત થઇ જતો. પણ જેમ જેમ નવા જમાનાની સત્તા સાહિત્યપર બેસતી ગઇ તેમ તેમ ઇતિહાસની બનાવટ પણ બદલાતી ગઇ. પ્રજાઓનું ઇતિહાસમાં સ્થાન, સંસ્થાઓની સમયપર અસર, પ્રગતિના વલણની દિશા; આ બધી વસ્તુપર વધારે ધ્યાન અપાતું ગયું. તેમાં દૃષ્ટિ-

બિન્દુઓ પણ અનેક થતાં ગયાં. કાર્લાઇલ સમયપ્રવાહમાં સમયવીરોનેજ પ્રાધાન્ય આપે છે; બકલે લોકોના વલણને ઇતિહાસ માને છે; એકટન જેવા એક કે બે તત્ત્વની ખીલવણી તેજ તવારીખ એમ ધારે છે; અને રોમેશચંદ્ર દત્ત જેવા લોકોને પસંદ પડે એવી ન્હાની, રસમય ચોપડી લખીજ પોતાની કૃતકૃત્યતા સફલ થઇ સમજે છે. આ બધા જુદા જુદા આદર્શોમાં નીચેની ત્રણ પંક્તિઓ સ્હેલાઇથી પડે છે.

૧. જે ઇતિહાસકારો ફકત સત્ય બનાવો દર્શાવી ભવિષ્યની પ્રજાના જ્ઞાન માટે મ્હોટી મ્હોટી શોધોને લોકો આગળ રજુ કરે છે તે પ્હેલી પંક્તિમાં છે. વિચારને આઘે રાખી, કલ્પના શકિત કે ભાવને તિરસ્કારી, જુના જમાનાની રહેણી કરણીના પુરાવા ટાંકવાનો આ પ્રયત્ન હમેશા ઘણો મુશ્કેલીભર્યો હોય છે. શીકકાઓની શોધ, લેખોના તરજુમા, સાહિત્યનો અભ્યાસ આજ એટલા આગળ વધી ગયાં છે કે એક ન્હાના દેશના ઈતિહાસ પાછળ જીવન અર્પવાની જરૂર પડે છે. લોર્ડ અંકટને જાહેરમાં મૂકેલો અર્વાચીન યુરોપનો ઇતિહાસ આ ભાવના પ્રમાણે લખાયો છે; અને જુદા જુદા વિષય પર ઉંડા અભ્યાસીઓના પ્રયત્નની ગુંથણીથી તે પુસ્તકો અમૂલ થઇ પડ્યાં છે. હિન્દુસ્થાનનો આવો ઇતિહાસ લખવો એ સ્હેલ નથી. હજુ શોધો પૂરેપૂરી થઇ નથી; લેખોના અર્થનો નિર્ણય થયો નથી; સાહિત્ય અને લોકકથાનો અભ્યાસ જોઇએ તેવો થયો નથી. અને તેમાં આ વિશાળ દેશનાં વિવિધ રાજ્યો, અગણીત પ્રજાઓ, અનેક ભાષાઓ, અને હઝારો રાજ્યોની ઉથલપાથલો પર વિવેચકની તીક્ષ્ણ નજરથી જોવું અને તેમાંથી ઐતિહાસીક બનાવોની તારવણી કહાડવી એ બનવું ઘણું કઠણ છે. વીન્સેન્ટ સ્મીથે થોડાક આપણા ઇતિહાસના વિભાગ માટે આ કર્યું છે, અને એનો પ્રયત્ન બીજાઓને ઉત્તેજનદાયક થઇ રહ્યો છે.

૨. બીજી પંક્તિના ઇતિહાસનો નેમ ભૂત સમયને સજીવન કરવાનો હોય છે. સત્ય વસ્તુને આધારે ઇતિહાસ રચી તેમાં રસિકતા અને ભાવને વધારે પડતું સ્થાન આપવામાં આવે છે; અને મનુષ્યજીવન ભાવપ્રાધાન્ય હોવાથી આવા ઈતિહાસની અગત્યતા ભવિષ્યની પ્રજાની કેલવણીને માટે હોય છે. દુનિયામાં કયાં કયાં પુસ્તકો ચીરંજીવ થઈ પડયાં છે તેની જો નોંધ રાખીયે તો આપણને ખાત્રી થશે કે જે પુસ્તક ફકત જ્ઞાન કરતાં પણ તેમાં ભાવનું મિશ્રણ કરે તેજ અમર થઈ શકે છે. કાર્લાઇલનું ફ્રેન્ચ રેવોલ્યૂશન કે મેકોલેનો ઇંગ્લંડનો ઇતિહાસ રસમયતા અને ચિત્રની અદ્દભુતતા સાચવી ખરા બનાવોનો ગમે તેમ મચડે તોપણ અમર સાહિત્ય તરીકે તેજ પંકાવાનાં. લોકો મરેલાંના હાડપીંજર જોવા માગતા નથી; પણ તે જીવતા હતા ત્યારે કેવા હતા તે જોવા માગે છે. અને સજીવન વિદ્યા જે જાદુગર વધારે જાદુથી કરી શકે તેજ ભવિષ્યની પ્રજાને પ્રિય થઇ પડે છે. પણ આ જાદુ માટે શૈલીનો પ્રભાવ અદ્દભુત જોઇએ, કલ્પનાશક્તિમાં સર્જકતા આબેહૂબ જોઇએ, અને કઇ રીતે તે ચિત્ર રજુ કરવું છે તેની દૃષ્ટિ અસ્ખલિત જોઇએ.

૩. ત્રીજા પ્રકારના ઇતિહાસો એક રીતે યોગની દૃષ્ટિથી લખાયેલા હોય છે. ઇતિહાસના બનાવોની પરંપરા કયા નિયમોને આધારે થાય છે, કયાં કયાં તત્વો ખીલવે છે, કઇ કઇ દિશામાં વહે છે આ બધું જોઇ તે બધાનું સ્પષ્ટિકરણ કરવું એ ઉચ્ચામાં ઉંચો ઐતિહાસીક સાહિત્યનો પ્રકાર છે એ નિઃસંશય છે. જર્મનમાં શ્લેગલ વિગેરેની "ફીલોસોફી ઑફ હીસ્ટરી" લેકીના "બુદ્ધિવાદ તથા લોકશાસનના" ઇતિહાસો વીગેરે આ જમાનામાં પ્રગટ થતા અનેક ઇતિહાસો આ દૃષ્ટિબિન્દુની અગત્યતા સિદ્ધ કરે છે.

આ ત્રણે પ્રકાર એક ઇતિહાસમાં ભેગા કરવાનું ભગીરથ કામ ઘણું ફત્તેહમંદીથી હજુ થઇ શક્યું નથી. ગીબ્બન જેવાની મહત્તા કેટલેક અંશે આ એકીકરણ કરવામાંજ સમાયેલી છે પણ આપણા હિન્દુસ્થાનના ઇતિહાસો આ પ્રકારના અત્યાર સુધી થતાજ ન્હોતા. કારણકે પરદેશી ઇતિહાસકારો આપણા છોકરાંઓને આપણી હલકાઇ, આપણી હારો, અને આપણી અબળતા શીખવવાના હેતુથીજ લખતા હોય એમ કાંઇ લાગતું હતું. અને તે સ્વભાવિક છે. તેઓ સત્તાના શાણપણમાં આપણને નીર્જીવ લેખે; આપણા ભૂતકાળ માટે તેમને પ્રેમ હોઇ ન જ શકે એ પણ ખરૂં; આપણી રાષ્ટ્રીય પ્રભા તેઓ ન સમજે એ તો ચોક્કસજ, એટલે છેલ્લા બે પ્રકારના ઇતિહાસો તેમની કલમેથી લખાય એ આશા રાખવી પણ નીરર્થક. અને તે કામ આપણેજ શિર રહે એ વાસ્તવિક છે, તેમજ લાભદાયકજ છે.

રા. દલાલના ઇતિહાસનો આ ત્રણ પ્રકારોમાં કયો પ્રકાર છે તે નિર્ણય કરવો જરા કઠણ કામ છે. એ ગૃહસ્થે પોતાનો ઉદ્દેશ નીચેના શબ્દોમાં મૂકયો છેઃ—

"મ્હારે અહિંયા જણાવવાની જરૂર છે કે કોઇ મ્હારો નવો સંપ્રદાય (theory) રજુ કરવાનો દાવો હું કરતો નથી, પણ હિન્દના લોકોનાં અસલી જમાનાથી ચાલ્યા આવતા ઇતિહાસ સંબંધી શું શું નવી શોધો થઇ છે તેની ટુંકી અને સંયુક્ત કથા વાચક આગળ મૂકવી એ મ્હારો હેતુ છે."

આ હેતુ વધતે અંશે પાર પડયો છે એમ અમે કહી શકતા નથી તેથી અમે દીલગીર છીયે. નવી શોધો વિષે લખતાં તેઓએ જો પાના નીચે તેનાં પ્રમાણો આપ્યાં હોત તો વાચકને વધારે સ્હેલાઇથી રા૦ દલાલના પ્રયત્નનો, અને એમ્હના વિશાળ અભ્યાસનો લાભ મળી શકત; અને ભવિષ્યના લેખકને મદદરૂપ થઇ પડત. આવતા ભાગોમાં એ પ્રમાણે રા. દલાલ કરશે તો તેમના ઇતિહાસની કિંમત લોકોની નજરમાં વધશે એમ અમ્હને ખાત્રી છે.

બીજા પ્રકારમાં આ પુસ્તક આવી શકે એમ નથી. રા. દલાલનો અંગ્રેજી પરનો કાબુ જોઇએ તેવો સમૃદ્ધિવાન કે તેમની કલ્પના શક્તિ જોઇએ તેવી સબળ દેખાતી નથી. તેમ વધારે શોચનીય તો એ છે કે એક હિન્દુ તરીકેનું અભિમાન અદૃષ્ટ રાખી ઇતિહાસને રાષ્ટ્રીય સ્વરૂપ આપ્યું નથી. પહેલા બે દોષો સ્વાભાવિક છે. છેલ્લો દોષ આપણી કૃત્રિમ, અરાષ્ટ્રીય યુનીવર્સીટી કેલવણીનો છે; તેને માટે કોઇનો વાંક કહડાય એમ નથી. પાનાં પછી પાનાં અમ્હે ફેરવ્યાં—સુદશ સગર, પરશુરામ,

રામ અને ભીષ્મનાં પરાક્રમો વર્ણવેલા જોયા—વેદના ઋષિઓની ઉપનિષદ્‌ના કર્તાઓની, કપિલની, પતંજલીની કૃતિઓ વાંચી પણ નહિ ઉછળી લેખકની ઉર્મિઓ અને નહિં ગાજ્યા તેઓ હિન્દના વિજયવન્ત ગૌરવને જોઇ; અને અમ્હે પણ "ડેવીડ સીંકલેર" કે એવા કોઇ શુષ્ક પુસ્તકનો વિભાગ વાંચતા હોય તેમ નિરાશામાં, ભાવના અભાવમાં ચોપડી પૂરી કરી. રા. દલાલે પ્રસ્તાવનામાં લખ્યું છે એમ નહિ કરતાં જો તેમણે હિન્દુ આર્યાવર્તનાં કાંઇક તત્વો તારવવાનો પ્રયત્ન કર્યો હોત તોપણ કેટલેક અંશે પુસ્તક વધારે આકર્ષણ્ કરત. કયાં તત્વ ખીલવવા હિન્દુસંસ્કૃતિ ઉદ્ભવી, કયા નીયમોને આધારે તે સમાજનાં પરાક્રમો આટલાં ચિરંજીવી થયાં, કઇ ભાવના પાછળ આમ હિન્દુસમાજ મથતો હતો, અને શી ભાવના પેદા કરી શકયો, દુનિયાની બીજી પ્રાચીન સંસ્કૃતિઓમાં આપણી સંસ્કૃતિનું સ્થાન શું, તેની અગત્યતા શી હતી વિગેરે રસમય પ્રશ્નોના થોડાં ઘણાં નિવારણ માટે અમે રા૦ દલાલ જેવા અભ્યાસી અને ઉત્સાહી લેખક પાસે આશા રાખી હતી; અને ભવિષ્યના ભાગોમાં તે આશા ફળશે એવી અમને ખાત્રી છે. અમ્હારી જાણ પ્રમાણે ગુજરાતમાં આ પહેલો મ્હોટો પ્રયાસ આ પ્રકારનો છે. અને બીજ રૂપે આ ભાગ આશાજનક છે. પણ બધાં કરતાં પહેલાં લેખકે મિથ્યા ડરને દૂર ફેંકવો જોઇએ. લેખક મટી કવિ,—વૈદિક અર્થમાં—દ્રષ્ટા થવું જોઇએ; અને દૃષ્ટિમર્યાદા વિશાળ કરી, નવી સૃષ્ટિ પેદા કરતા હોય એટલી સૃજકશકિત આણી હિન્દુ મહત્તાનું સૃષ્ટિમાં શું સ્થાન છે તે દર્શાવવા ભગીરથ પ્રયત્ન કરવો જોઇએ. ન્હાના ઇતિહાસલેખકોના નિર્જીવ નિયમોની અવગણના સાધવી જોઇએ. ભૂતકાળના ભવ્ય ભણકાર તેના કાનમાં વાગવા જોઇએ. તે ભણકાર પરથી એવું ભૂતકાળનું આર્યાવર્ત સરજાવવું જોઇએ કે જેથી વાચક જોઇ શકે કે આજ તે આર્યજનની કે જેના ભૂતકાળની મહત્તા અપ્રતીમ હતી—જેનું વર્તમાન અવનીના ઇતિહાસમાં અદ્ભુત છે—અને જેનું ભાવી ભવિષ્યના સોનેરી પાના પર અમરઅક્ષરે લખાયેલું છે કે જ્યારે તે સૃષ્ટીની સામ્રાજ્ઞી થઇ ઇતિહાસનું જીવન કેલવશે. ક.

**વેપાર અને આંકડાઓઃ**—લેખક મી. ડી ઈ. વાચ્છા પાનાં ૯૩, કીંમત રૂ. ૧.

આપણા પરમ દેશભક્ત મી. વાચ્છાએ જુદે જુદે વખતે લખેલા અને વાંચેલા ચાર લેખોનો આ સંગ્રહ છે-(૧) હિન્દના વેપારનો ઇતિહાસ, (૨) વેપારનું શાસ્ત્ર, (૩) હિન્દના અર્થશાસ્ત્રના અભ્યાસ વિષે છૂટક વિચારો અને (૪) આંકડાનો અભ્યાસ. પહેલા લેખમાં ઋગ્વેદના વખતથી માંડીને અર્વાચીન કાલ સુધીના હિન્દના વેપારનો સંક્ષિપ્ત મુદ્દાસર ઇતિહાસ આપવામાં આવ્યો છે. ફ્રી ટ્રેડની ઇંગ્રેજી રાજનીતિથી વેપારને થએલા ફાયદા મી. વાચ્છાએ ગણાવ્યા છે; ત્હેના ગેરફાયદા પણ સંક્ષિપ્તમાં ત્હેમણે જણાવ્યા હોત તો ઠિક થાત. બીજા લેખમાં મી. વાચ્છા પ્રો. એશ્લી અને પ્રો. માર્શલના શબ્દો ટાંકી પુરવાર કરે છે કે હિન્દમાં વેપારશાસ્ત્રના અભ્યાસની અને ત્હેને અંગે યુનિવર્સિટીમાં તે શાસ્ત્રની "ફેકલ્ટીની"ની ખાસ જરૂર છે. અમને ધાસ્તી છે કે મી. વાચ્છાએ આ આખા લેખમાં ઔદ્યોગિક કેલવણી અને વેપારી શાસ્ત્ર વચ્ચે જોઇએ તેટલો ભેદ પાડયો નથી અને "વેપારની ફેકલ્ટીથી" હિન્દની ઔદ્યોગિક ઉન્નતિ થશે એમ માની લેવામાં આવે છે. વેપારનો ખરો આધાર ઉદ્યોગ છે અને ઉદ્યોગની ખીલવણી માટે એપ્લાઇડ કેમીસ્ટ્રીની તથા ઔદ્યોગિક શિક્ષણનીજ મ્હોટી સંસ્થાઓની જરૂર છે. કોણ માનશે કે મુંબાઇમાં "કમર્શીયલ કોલેજ" ઉઘડવાથી આપણા ઉદ્યોગોનો જરા પણ વિકાસ થશે?

ત્રીજા લેખમાં અર્થશાસ્ત્રના અભ્યાસ વિષે અને ચોથામાં આંકડાઓના પરિચય ઉપર જુસ્સાભર વિવેચન કરવામાં આવ્યું છે. અમે સર્વેને આ આખા પુસ્તકનો ધ્યાનથી અભ્યાસ કરવા વિજ્ઞપ્તિ કરીએ છીએ.

**ચેતનકર્મ ચરિત્ર**—સસ્તી જૈનગ્રંથમાલાનો પ્રથમ મણકો. લેખક જીવણલાલ ઠસનલાલ કાપડીયા. પાના. ૨૧૦, કીંમત આના ૪.

ગુજરાતમાં સસ્તા સાહિત્યના પ્રચાર માટે જે અનેક પ્રયત્નો થાય છે હેમાં આ એક ઉમેરાય છે અને ત્હેને અમે આવકાર આપીએ છીએ. પંચેન્દ્રિય નામની હિન્દી કવિતાને આધારે આ ચોપડી લખવામાં આવી છે. પાત્રોનાં નામ દ્વિઅર્થી છે એટલે આ ચરિત્ર જૂના વખતની નૈતિક વાર્તાઓં (એલેગરી) નું સ્મરણ કરાવે છે.

**નડીયાદ હિન્દુ અનાથ આશ્રમનો ૧૯૧૩-૧૪ સુધીનો વાર્ષિક રીપોર્ટ.** પ્રકાશક રા. ગોકળદાસ દ્વારકાદાસ તલાટી ઑનરરી સેક્રેટરી.

અનાથાશ્રમનો આવો સુન્દર રીપોર્ટ બ્હાર પાડવા માટે અને ત્હેમાં વર્ણવેલું આવું સંગીન પરોપકારી કાર્ય કરવા માટે આશ્રમના કાર્યવાહકોને અમે ધન્યવાદ આપીએ છીએ. રીપોર્ટમાં એ વાત અમારૂં ખાસ ધ્યાન ખેંચે છે કે વર્ષની ઉપજ ઉપજ લગભગ રૂ. ૬૪૦ ની—અર્થાત્ મહીને રૂ ૫૦ જેટલી હોવા છતાં તેઓ ૮૮ અનાથોને પાલવામાં દર મહીને આશરે રૂ. ૯૦૦ નો ખર્ચ કરી શકે છે. અલબત આ મ્હોટી ખોટ ત્હેમને મળતાં દાનથીજ ભરાય છે; પરન્તુ અચળ શ્રદ્ધા અને અસાધારણ ઉત્સાહને બળે ચાલતી આવી સંસ્થા તો ગુજરાતમાં અપૂર્વજ છે.

આશ્રમને અંગે ઉદ્યોગશાળા ઉઘાડવાની યોજનાને અમે વધાવી લઇએ છીએ. આ સંસ્થાને ઉદાર સહાય આપવા અમે સર્વેને વિનંતિ કરીએ છીએ.

---

# નોંધ.

## પંદરમી પ્રાન્તિક પરિષદ્.

કૉંગ્રેસ એ પ્રજામતનું સ્વતંત્ર તંત્ર છે. પ્રાન્તિક પરિષદ્ એ કૉંગ્રેસની ન્હાની સહીપણી છે અને ત્હેને પગલે ચાલવા બંધાએલી છે. આથી જેટલે અંશે પ્રાન્તિક પરિષદ્ પ્રજાના હકની કાયદેસર હીલચાલ ચલાવી શકે તેટલે અંશે તે સફલ. પુનામાં મળેલી પ્રાન્તિક પરિષદ્ આ દૃષ્ટિથી સફલ હતી ?

અમને ઉત્તર મળશે કે યુદ્ધના સમયમાં રાજકીય હકોની ઉશ્કેરનારી ચર્ચાઓ કરવાને આ પરિષદ્ ભરવામાં આવી ન હતી; પરન્તુ અમારા મત પ્રમાણે પરિષદ્ની આ જ મ્હોટામાં મ્હોટી ચૂક હતી. ઇંગ્લંડમાં હોમરૂલ અને સફ્રેજની પ્રતાપી હીલચાલો બંધ થઈ એ આપણી નિર્બલ હીલચાલો બંધ કરવાનું ભાગ્યેજ કારણ કહી શકાય. એક પત્રકારે કહ્યું હતું તે પ્રમાણે હિન્દીઓ ઇંગ્રેજ પુરૂષો જેટલા પાવરધા નથી-ઇંગ્રેજ સ્ત્રીયો જેટલા પણ નથી. કૉંગ્રેસનાં ભાષણો દરરોજ થાય અને કૉંગ્રેસના ઠરાવો દરરોજ પસાર થાય તો પણ ઇંગ્લંડના એક પ્રજાકીય "ડૅમોન્સ્ટ્રેશન" જેટલી ત્હેની અસર ન થાય. આવો ભેદ છતાં અનુકરણબુદ્ધિથી આપણા ઝાંખા અગ્નિને હોલવી દઇ આત્મવિનાશક શાન્તિમાં સ્થિર થવું એ આપણા લોકોનેજ દીપે !

જેઓ એમ માને છે કે પ્રજાની નહિં પણ રાજ્યની દૃષ્ટિથી આ પરિષદ્ સફલ હતી ત્હેમની પણ ભૂલ છે. આપણાં લોકપ્રિય ગવર્નર લૉર્ડ વીલીંગ્ડન અને ત્હેમનાં માયાળુ પત્ની આ સભામાં પધાર્યાં અને ત્હેમણે આ સંસ્થાને રાજ્યની અનુમતિ આપી તે માટે આપણે ત્હેમનો આભાર માનવાનો છે. સંપૂર્ણ અને દૃઢ રાજ્યભક્તિનાં ઠરાવો તાળીયોના ગડગડાટથી પસાર થાય એ પણ યોગ્યજ હતું. પણ શું રાજ્યને આ પરિષદથી કંઇ સંગીન સહાય મળી? હજારો રૂપીયાના મ્હોટા ખર્ચે આપણે સુન્દર મંડપ બાંધ્યો; સ્વાગત કમીટીના પ્રમુખ મી. આપ્તેએ પરિષદના કાર્યની ચર્ચા કરતાં વધારે વખત આટલાં વર્ષના આળસનો લંગડો બચાવ કરવામાં કાઢયો; પ્રમુખ મી૦ વાડીયાએ લડાઈના કારણ અને વૃત્તાન્તનો વર્તમાનપત્રમાંથી સાર આપ્યો અને ઈંગ્લંડને મદદ કરવાના સાધનોના વિવેચન કરતાં જર્મનો ઉપર તિરસ્કાર વર્ષાવવામાં વધારે સમય લીધો. સર રામકૃષ્ણ ભાંડારકરે ૧૮૫૦-૬૦ ના વારાના ઇંગ્રેજી રાજ્યના લાભ વર્ણવ્યા તેથી રાજ્યને ટેકો મળ્યો કે સર નારાયણ ચંદાવરકરે, રવીંદ્રનાથ અને ગો.ખલે, યુદ્ધનો દાવાનલ અને હિન્દીઓના આત્મત્યાગ-એ સર્વનો ખીચડો કર્યો તેથી? અને જો મી. શાસ્ત્રી અને મી. પીટીટનાં ગૌરવભર્યાં ભાષણો તે પછી ન થયાં હોત તો રાજ્યભક્તિના ઠરાવની મશ્કરીજ થાત. અમારી ખાત્રી છે કે આપણા નરકેસરી સર ફીરોઝશાહ મહેતા આ પરિષદમાં હાજર હોત તો આવું શોચનીય દૃશ્ય આપણે ન જોવત. આવી લુખ્ખી, નિર્માલ્ય રાજ્યભક્તિના શબ્દોને બદલે પ્રજાતત્ત્વવાળી મર્દાનીભરેલી રાજ્યભક્તિની પ્રૌઢ ગર્જના આપણે સાંભળી હોત. રાજ્યને સહાય ખરા પુરૂષો જ આપી શકે, દહીં દૂધમાં પગ રાખનાર બનાવટી માણસો નહિ. જે વખતે હિન્દી પ્રજાએ અને રાજાઓએ કરોડો રૂપીયા સામ્રાજ્યને ચરણે સમર્પ્યા છે અને દૂર દેશાવરમાં હજારો હિન્દીઓ પોતાનું લોહી રાજ્યસેવામાં અર્પણ કરે છે તે વખતે આવી પરિષદ્ ભરી ન હોય તો પણ શું?

પરિષદે કાંતો કોંગ્રેસનો ખરો રસ જમાવવો હતો, કે કાંતો કોઇ રાજ્યભક્તના પ્રમુખપણા નીચે રાજ્યસેવાનો વિચાર કરવો હતો. કૉંગ્રેસ અને પરિષદ્ના અમે દૃઢ હીમાયતી હોવા છતાં અમને સમજાતું નથી કે આ પરિષદ્ કોને માટે ભરવામાં આવી હતી!

### એકત્ર કૉંગ્રેસનો પ્રશ્ન.

અમારા વાચકોના જાણવામાં હશે કે ભુપેન્દ્રનાથ બસુ; સુરેંદ્રનાથ બેનરજી અને મીસીસ ઍની બીસન્ટે "ઍક્સ્ટ્રીમીસ્ટ" પક્ષ સાથે સમાધાન કરવાને ગયે વર્ષે હીલચાલ કરી હતી અને ત્હેને પરિણામે સમાધાનની સંપૂર્ણ વ્યવસ્થા કરવા મદ્રાસ કૉંગ્રેસે એક કમીટી નીમી હતી. આથી સ્વાભાવિક છે કે તે પક્ષના મ-થક-રૂપ પુનામાં પરિષદ્ ભરાય ત્યારે કૉંગ્રેસને પગલે સમાધાનનો ઠરાવ પસાર કરવાની હીલચાલ થાય. આવી હીલચાલ પરિષદ્માં થઇ હતી પરન્તુ તે નિષ્ફળ ગઇ હતી. અત્યાર સુધીમાં ખુલ્લું થયું છે કે આપણા પૂજ્ય આગેવાન મી૦ ગાંધીએ જ આ સવાલમાં મુખ્ય ભાગ લીધો હતો અને છેવટે ત્હેમનીજ સલાહથી તે શ-માવી દેવામાં આવ્યો હતો.

અમે આ પરિણામ માટે ઘણા દીલગીર છીયે, કારણ કે અમે માનીએ છીએ કે મદ્રાસ કૉંગ્રસના ઠરાવને ટેકો આપવાનું કામ તો આ પરિષદથી બની શકત. પરન્તુ આથી પણ વધારે દીલગીરતો અમે પૂનાના પક્ષવિરોધોથી છીએ. સઉ સમજે છે કે હાલ પરસ્પરવિશ્વાસ ઉપરજ આ સવાલના નિરાકરણનો આધાર છે; કારણ કે કૉંગ્રેસમાં આવીને મી. તીલક ફરીથી સૂરતનું નાટક ભજવશે એવો અવિશ્વાસ ન હત તો સમાધાન હાલ ક્યારનું થઇ ગયું હોત. પરન્તુ વિશ્વાસને બદલે ભયંકર શંકાઓ કૉંગ્રેસપક્ષમાં સામ્રાજ્ય ભોગવે છે. પછી नास्ति मूलं कुतः शाखा ।

કાંતો આપણે સમાધાન કરવું છે કે કાંતો આપણે તે નથી કરવું. જો સમાધાન કરવું હોય તો આપણાં પત્રોએ પરિષદ્ પહેલાં અને પછી વિનાકારણ સ્હામા પક્ષ ઉપર પ્રહાર કરવાની જરૂર ન હતી; તેમજ મી. આપ્ટે અને મી. વાડીઆએ મી. બાપટીસ્ટાની માફક સુલેહનો વાવટો ફરકાવવાને બદલે વૈરાગ્નિ પણ સળગાવવાની જરૂર ન હતી. જો સુલેહ ન કરવી હોય તો આ તૈયારી યોગ્ય છે; પરન્તુ તો પછી બ્હારથી સમાધાન માટે ફોકટ પ્રયત્નો દેખાડવા એ યોગ્ય નથી. બાકી, સરકાર આગળ આ મહારથીઓને પોતાનો જુસ્સો ખાલી કરવાની તક ન મળી તેથી ત્હેમણે પોતાના જાતભાઇઓને ત્હેની પ્રસાદી આપી હોય તો કોણ જાણે !

અમારો અભિપ્રાય એવો છે કે આવો અનુની અવિશ્વાસ આપણા પ્રાન્તમાં—અને ખાસ કરીને પુનામાંજ છે—જ્યાં ખરેખરા સ્વદેશાભિમાની અને ઠરેલ પુરૂષો પણ સ્હામા પક્ષ સ્હામે અંગત લાગણીઓથી ઉકળી જાય છે. પરન્તુ બીજી પાસથી મદ્રાસ અને બંગાળામાંનો કૉંગ્રેસ પક્ષ ઉચ્ચસ્વરે સમાધાનની માગણી કરે છે. બંગાળાની પ્રાન્તિક પરિષદે એક્સ્ટ્રીમીસ્ટ અને મોડરેટનો ભેદ નાબુદ કર્યો છે એ આનો પ્રત્યક્ષ પુરાવો છે. ન્હાનું બાલક પણ સમજી શકશે કે આ મ્હોટા પક્ષો એકત્ર બની સાથે સાથે દેશસેવા કરે એજ હાલ આવશ્યક છે. આ વાત આવતી કૉંગ્રેસ પહેલાં આપણે સંમજી જઇશું તો સારૂં; નહિ તો જે આપણે રાજીખુશીથી નહિ કરીએ તે સમગ્ર હિન્દનો રાષ્ટ્રીય જુસ્સો આપણને કમને કરાવશે.

## પરિષદ્ના ઠરાવો.

જે ઠરાવ ન થયો તે જોયા પછી જે ઠરાવો પરિષદે પસાર કર્યા તે તરફ દૃષ્ટિ ફેરવીએ. એકજ ઠરાવ સાચા ભાવથી રજુ કરવામાં આવ્યો હતો અને તે મી. ગોખલેના અવસાનનો. ત્હેમનાં ગુરૂપત્ની મીસીસ રમાબાઇ રાનાડેએ હૃદયદ્રાવક લાગણીથી મી. ગોખલેની અનુપમ નમ્રતા અને અસાધારણ દેશભક્તિની પ્રશંસા કરી. મી. ગાંધીએ શાન્ત ગંભીર સ્વરે, રાજકીય હીલચાલમાં ધાર્મિક જુસ્સો પ્રવર્તાવવાની સભાજનોને પ્રેરણા કરી. ત્હેમણે જણાવ્યું કે આપણે ઠરાવોથી સરકારને અરજ કરવા આવ્યા છીએ અને કરીશું પણ તે સાથે એ ઠરાવોના સંબંધમાં આપણે જે કરવાનું છે તે જો આગ્રહપૂર્વક કરીશું તોજ પ્રજાને લાભ થશે.

બાકીના મુખ્ય ઠરાવો રેલ્વે અને મછવાઓની અગવડો વિષે અને ખેતીવાડી, તંદુરસ્તી અને સહકારી મંડલીઓની સંસ્થાઓના પ્રસાર વિષે હતા. આ વિષે થયેલાં ભાષણોમાં ન્હોતો ખરો પ્રજાકીય ઉત્સાહ કે ન્હોતી તે ઠરાવોની ઉંડી સમજ. અમને લાગે છે કે ઘણા સુધરેલા શહેરીઓ કરતાં કેટલાક અણઘટ ગામડીઆનાં વચનોમાં વધારે ભાવ હતો; પણ તેઓ પોતાના કામનો વૃત્તાંતજ આપી શકે, કર્તવ્યની મ્હોટી દિશાઓ સૂચવી શકે નહિ.

## મુંબાઇની ધારાસભા.

આ વર્ષનું બજેટ એ "વૉર બજેટ" છે. તેથી કુલ મહેસુલમાં લગભગ દશ લાખનો અને કુલ ખર્ચમાં આશરે ૫૧ લાખનો ઘટાડો આંકવામાં આવ્યો છે. અને આને અંગે કેલવણીનો ખર્ચ એક કરોડ, બે લાખને બદલે ૭૬ લાખ થશે–એટલે ૨૬ લાખ બચ્યા. "પબ્લીક વર્કસ" ખાતામાં ૧૬½ લાખનો અને "મેડીકલ" ખાતામાં ૧૭ લાખનો બચાવ થશે; પણ પોલીસ ખાતું આ ઝટકામાંથી બચી જાય છે એટલુંજ નહિ પણ ત્હેના ખર્ચમાં ૫ લાખનો વધારો થશે!

આવા તાત્પર્યનું બજેટ કંઇક સુધારા વધારા સાથે ધારાસભામાં મૂકાયું એટલે આપણા સભાસદોએ પોતપોતાની સૂચનાઓ રજુ કરવા માંડી. મી૦ ગોડ્બોલેએ "પબ્લીક્ વર્ક્સ"ની વકીલાત કરી, મી૦ કામટે કેલવણીનો પક્ષ ઉઠાવ્યો, મી૦ રમણભાઇએ સ્ત્રી કેલવણીના હક રજુ કર્યા, મી૦ પારેખે તાડીના કરનો ઘટાડો માંગ્યો, મી૦ લલ્લુભાઇ સામળદાસે ઉદ્યોગોના વિકાસ વિષે તપાસ કરવા કમીટીની આવશ્યકતા જણાવી, અને ઘણા સભાસદોએ સર રીચર્ડ લૅમ્બનાં ઘણાં વખાણ કર્યાં. બધી ચર્ચા એકંદર ઘણી વિવિધ હતી છતાં નિષ્ફળ હતી. દરેક સભાસદ પોતપોતાની જુદી માંગણી કરે તો કાંઇજ ન મળે પણ તેઓ એકે અવાજે એકજ મુદ્દો રજુ કરે તોજ સરકારને ત્હેની ગંભીરતાનું ભાન થાય. ચુંટાયલા બિનઅમલદારી સભાસદોએ પહેલેથી ભેગા મળી આ હેતુથી નિર્ણય કરવાની જરૂર છે; બાકી હાલની માફક પોતાનો કક્કો ખરો કરવા મથશે તો આપણી માંગણીઓ કોણ જાણે કયારે એ પાર પડશે!

પરન્તુ જો કોઇ એક મુદ્દો આખી ચર્ચાના જાળમાંથી તરી આવતો હોય તો તે કેલવણી અને પોલીસ ખાતાના ખર્ચનો છે. મી૦ કામટે યોગ્ય રીતે પૂછ્યું કે વડી સરકાર તરફથી કેલવણી ખાતાને મળેલી રકમના ખર્ચના વિગતવાર આંકડા કેમ આપવામાં આવ્યા નથી?—અને જે વખતે કેલવણીના ખર્ચનો આવો મ્હોટો ઘટાડો કરવાની જરૂર પડી તે વખતે પોલીસ ખાતા ઉપર ખાસ મહેરબાની કેમ કરવામાં આવી? સરકારી સભાસદોએ એકે અવાજે ઉત્તર આપ્યો કે જાનમાલનું રક્ષણ કેલવણી કરતાં વધારે ઉપયોગી છે—ખાસ કરીને લડાઇના આ સમયમાં. આ દલીલોના અર્થ અમે ખરેખર સમજી શકતા નથી. હિન્દુસ્થાનમાં લડાઇ ચાલતી નથી—ચાલવાનો સંભવ પણ નથી. પંજાબ બંગાલાના જેવી અશાન્તિ પણ આ ઇલાકામાં નથી તેમ લડાઇને લીધે વધારે ખૂન કે ચોરી અહીંયા થવાનું સૂચન પણ કરવામાં આવ્યું નથી. પણ લડાઇ એ દાવાનલ છે; ત્હેમાંથી અને ત્હેને નામે જેટલો અનર્થ થાય તેટલો ઓછો.

## મી. પટેલના ઠરાવો.

ગઈ ધારાસભાનો વધારેમાં વધારે આશાજનક બનાવ મી. પટેલના ઠરાવો હતા અને લોકલ બોર્ડ અને મ્યુનિસિપાલીટી સંબંધે હિમ્મતપૂર્વક ચાર સુધારા રજુ કરવા માટે ત્હેમને આપણાં અભિનંદન ઘટે છે. ત્હેમણે સરકારને સૂચવ્યું કે (૧) જે જીલ્લા લોકલબોર્ડ પચીસ વર્ષથી વધારે જુનાં હોય ત્હેમાં ⅔ જેટલા સભાસદો ચુંટાયેલા હોવા જોઈએ. (૨) પચીસ વર્ષથી વધારે જુનાં તાલુકા અને જીલ્લા લોકલબોર્ડને પોતાના પ્રમુખ નીમવાની સત્તા આપવી. (૩) લોકલબોર્ડનું મહેસુલ વધારવાનાં સાધનોનો વિચાર કરવા માટે એક કમીટી નીમવી અને (૪) દરેક સીટી મ્યુનિસિપાલીટીને પોતાનો પ્રમુખ નીમવાનો હક આપવો. જેઓ "ડીસેન્ટ્રેલીઝન કમીશને" સ્થાનિક સ્વરાજ્યના સંબંધમાં કરેલી સૂચનાઓ જાણતા હશે અને જેમણે તે વિષે વડી સરકારનો ઠરાવ હમણાંજ વાંચ્યો હશે ત્હેમને આ સૂચનાઓ ઘણીજ આવશ્યક લાગશે. લોકલબોર્ડ અને મ્યુનિસિપાલીટીઓ, કલેકટરો અને મામલતદારોની છાયા નીચે ઉગી શકેજ નહિ અને ત્હેમનાથી તે સંસ્થાઓ સ્વતંત્રજ થવી જોઇએ એ આ સૂચનાઓનો સ્પષ્ટ હેતુ છે.

વડી સરકારે પોતાના ઠરાવમાં પ્રાન્તિક સરકારોનેજ આ સુધારાઓ કરવાની સંપૂર્ણ સત્તા આપી છે એટલે ત્હેમની આગળજ આ દરખાસ્તો યોગ્ય રીતે રજુ થઈ શકે. છતાં પણ નવાઇની વાત છે કે સરકારે આ સૂચનાઓ તરફ સંપૂર્ણ દીલસોજી દર્શાવ્યા પછી ત્હેમાં ગંભીર ફેરફાર કરીનેજ તે મંજુર કરી—જેથી એ સૂચનાઓની નહિ પણ એ સૂચનાઓનો વિચાર કરવાનીજ સરકારને ભલામણ કરવામાં આવી. કાંતો સરકારે આ સૂચનાઓનો સ્વીકાર કરવો હતો અથવા ત્હેનો વિચાર કરવાને એક કમીટી નીમવી હતી. આ કંઇ ન કરતાં પોતાના ખાતાના જીલ્લા અમલદારોની તપાસ ઉપર જ તે મુલતવી રાખવામાં સરકારે સઉને નિરાશ કર્યા છે.

## હિન્દ અને વિગ્રહ.

જે વખતે આપણી પ્રાન્તિક પરિષદ્ રાજભક્તિના ઠરાવોથી જ સંતોષ પામે છે અને આપણી ધારાસભા સરળમાં સરળ સૂચનાઓને સીદ્ધી રીતે સ્વીકારતી નથી તે વખતે ઇંગ્લંડમાં હિન્દને માટે જુસ્સાદાર વકીલાત કરવામાં આવે છે. "રૉયલ કોલોનીયલ ઇન્સ્ટીટયુટ" આગળ "હિન્દ અને વિગ્રહ" ઉપર ભાષણ આપતાં સર ફ્રાંસીસ યંગહઝબન્ડે હિન્દી સીપાઇઓથી ઇંગ્લંડને મળેલી અપૂર્વ સહાયનું વર્ણન કરી યુદ્ધ પછીની રાજવ્યવસ્થા વિષે નીચે પ્રમાણે કહ્યું હતું:—

એવી ઉંડી લાગણીઓ ઉશ્કેરાઇ છે અને આશાઓ જાગૃત થઈ છે, એટલો નવો પ્રકાશ પડયો છે અને નવો અનુભવ મળ્યો છે કે, યૂરોપ અને ઇજીપ્ટ, તુર્કસ્તાન અને મેસોપોટેમીયા, પૂર્વ આફ્રીકા અને ચીનથી પાછા ફરતા માણસો વધારે વિશાલ દૃષ્ટિબિન્દુથી જોશે અને વધારે ગંભીર માંગણીઓ કરશે. અને હિન્દની પ્રજા આ મ્હોટા બનાવોને દૂરથીજ નીરખવાથી નહિ પણ ત્હેમાં ભાગ લેવાથી પહેલાંના કરતાં કંઇક જુદીજ થશે. બધું ફરીથી ચાલે પડતાં જરા વખત લાગશે અને જ્યારે તેમ થશે

ત્યારે તે પહેલાં જેવું નહિ રહે. એક નવીજ રચનામાં તેમને ગોઠવવાની જરૂર પડશે, અને ન નવા સંયોગોમાં સ્થિર થવામાં કંઇક અસંતોષ અને અશાન્તિ થવાનાંજ. આ ક્રિયા કંઇ સહેલી નહિ લાગે; અને ઘણાજ ગુંચવાડાભરેલા અને બારીક સવાલો અત્યારેજ દૃષ્ટિમર્યાદામાં તરે છે. લશ્કરમ કમીશન માટે માંગણીનું દબાણ વધારે જોરથી કરવામાં આવશે; અને જેઓ આવી રાજભક્તિથી અ આવી સારી રીતે લડયા છે ત્હેમને તે આપવાં એ ઘણું ન્યાયભરેલું અને આવશ્યક પણ લાગે છે.

આથી પણ વધારે મુશ્કેલ સવાલ સંસ્થાનોમાં હિન્દીઓના પ્રવેશનો છે. લડાઈ પહેલાં પણ તે પ્રશ્ન ઘણો બારીક હતો; હવે લડાઇ પછી તે કેટલો વધારે બારીક થશે ? સામ્રાજયના રક્ષણમાં હિન્દે જ્યારે આવો આગળ પડતો ભાગ લીધો છે તે વખતે સામ્રાજયના કોઇ પણ ભાગનાં દ્વાર ત્હેની સ્હામે બંધ કરવામાં આવે તો તે કેટલું અસંતુષ્ટ થાય !

સામ્રાજયની રાજસભાઓમાં વધારે ચોકક્સ સ્થાન, પોતાની રાજ્યવ્યવસ્થામાં વધારે હીસ્સો, સામ્રાજયના શહેરી તરીકે એકંદર વધારે ઉંચી પદવી, હથીયાર ધારણ કરવાનો અને "વોલંટીયર" થવાનો હક, વધારે સરખી સામાજીક સ્થિતિ–આ બધી વસ્તુઓની માગણી કરવાંમાં આવશે. અને જે રાજ્યોએ આપણને આટલી મદદ આપી છે તેઓ પણ સામ્રાજ્યના તંત્રમાં વધારે આગળ પડતો અને વધારે અસરકારક ભાગ લેવાની ઇચ્છા સ્વાભાવિક રીતે રાખશે.

લડાઇ પછી પોતાના રાજ્યતંત્રમાં વધારે ભાગ લેવાને હિન્દીઓ વધારે ને વધારે જોરથી માગણી કરશે એમ આપણે આશા રાખીશું; પણ આ સવાલનો નીવેડો આણતાં આપણે આ વાત બરાબર ધ્યાનમાં રાખીશું કે હિંદી પ્રજાના આગેવાનોની તેમજ લોકોના મ્હોટા સમૂહની ઇંગ્લંડ સાથે સંબંધ તોડી નાંખવાની ઇચ્છા, આશા કે મહત્વાકાંક્ષા નથી. આ માંગણીઓથી તેઓ ઇંગ્લંડનો સંબંધ તોડવાની નહિ પણ સ્વરાજ્યનીજ માગણી કરે છે. સ્વરાજય ત્હેમને જોઇએ છે; પણ સ્વરાજય સામ્રાજયની અંદર, ત્હેની બ્હાર નહિ.

આપણા ઇંગ્લંડના મિત્રો જયારે યુદ્ધ પછીની આપણી માગણીઓ ચર્ચે છે ત્યારે આપણે ત્હેને સ્પષ્ટ રીતે કેમ ન મૂકી શકીએ? સર વીલિયમ વેડરબર્ને એક પત્રદ્વારા આપણી કૉંગ્રેસને સૂચના કરી હતી કે ત્હેણે હિન્દની માગણીઓનો અને ખાસ કરીને સ્વરાજયના બંધારણનો એક વિગતવાર ખરડો કરવો. મુંબઇની કોંગ્રેસ આ સૂચના ધ્યાનમાં લેશે?

## પબ્લીક સર્વીસીસ કમીશન.

સર વીલીયમ વેડરબર્ન ન્યુ સ્ટેટ્સમેનમાં પત્ર લખી સીવીલ સર્વીસના સંબંધમાં કેટલીક અગત્યની સૂચનાઓ કરે છે.

કમીશનની તપાસમાં યૂરોપીયન સીવીલીયન, અને કેલવાએલા હિન્દીઓ વચ્ચે હરીફાઇનો સવાલ દુર્ભાગ્યે ઘણોજ આગળ પડયો છે. મી. વેડરબર્ન જણાવે છે કે ખરી રીતે આ ત્રણ દૃષ્ટિથી તપાસાવો જોઇએ-(૧) હિન્દની પ્રજાની, (૨) કેલવાએલા હિન્દીઓની અને (૩). ઇંગ્રેજ સીવીલીયનોની. હિન્દના લોકોની પહેલી જરૂર એ છે કે "પબ્લીક સર્વન્ટ્સ" એ ખરેખર હિન્દના સેવક જ હોવા જોઈએ—ત્હેના શેઠ નહિ. ઇંગ્લંડમાં એવો નિયમ જ છે કે "સીવીલ સર્વીસ"ના અમલદારોએ રાજકીય પદવી મેળવવાની આશા રાખ્યા શિવાય, પોતાના ખાતાના ઉપરી થવામાં જ સંતોષ માનવો જોઇએ. આ નિયમ હિન્દમાં પણ પળાય તો, ગવર્નરની અને વાઇસરૉયની સભામાં વડા ગુમાસ્તા થવાને લાયક માણસો નહિ પણ યોગ્ય રાજપુરૂષો જ આવી શકે. ઉપરાંત, "પબ્લીક સર્વન્ટ્સ" ના

પગાર "બજાર ભાવે" અ કાપ, અને હિન્દને બરાબર ઓળખનાર હિન્દીઓના હાથમાંજ મ્હોટે ભાગે આ નોકરી રહે—એ લોકોની દૃષ્ટિથી ઘણું જ ઇષ્ટ છે (૨) કેળવાયલા હિન્દીઓની દૃષ્ટિથી તો સ્પષ્ટ જ છે કે પોતાના દેશની બધી જગ્યાઓ માટે ત્હેમનો મજબુત હક છે (૩) "યૂરોપીયન સીવીલીયનોએ હિન્દની ઘણી સેવા બજાવી છે પરન્તુ ફર્યાદ વ્યક્તિઓની સ્હામે નહિ પણ આખી પદ્ધતિ સ્હામે છે, અને જો નોકરીના લાભ ઓછા કરવામાં આવે તો ત્હેમને કંઇક બદલો આપવો જોઇએ

હાલની પદ્ધતિને સુધારવાના ત્રણ વ્યાવહારિક માર્ગ વૅડરબર્ન સૂચવે છે (૧) "ઓગીસ સર્વીસ'ના ધોરણ ઉપર આ સર્વીસ રચાવી જોઇએ, અર્થાત ઇંગ્લં. અને હિન્દમાં એક સરખી પરીક્ષાઓ લેવી જોઇએ અને "બજાર ભાવે" પગારની આંકણી થવી જોઇએ (૨) વૉઈસરૉય અને ગવર્નરને પોતાની કારોબારી સભા માટે કોઇ પણ પરિપક્વ અનુભવના માણસો પસંદ કરવાની છૂટ હોવી જોઇએ (૩) આ નવી સરતે નોકરી ન કરવા ઈચ્છનાર સીવીલીયનોને યોગ્ય પેન્શન આપવું જોઇએ

આવતી કૉંગ્રેસ આ પ્રશ્નનો પણ વિચાર કરી આવી કોઈ વ્યાવહારીક માગણીઓ કરે એ ઘણું જરૂરનું છે

---

# નવજીવન

અને

# સત્ય.

જુનું પુસ્તક ૫ મું.
નવું પુસ્તક ૧ લું.

સપ્ટેમ્બર ૧૯૧૫.

અંક ૩ જો.

---

૧

## હાલના યૂરપનો આરમ્ભ.

---

છેલ્લાં બસો વરસ થયાં દુનિયાનો ઇતિહાસ તે યૂરપનો ઇતિહાસ ગણાય છે. એક મહાન વિંધ્યાચળની પેઠે તેની સત્તા અર્વાચીન ઇતિહાસપ્રદેશમાં પડી છે. આજે ત્યાં મચી રહેલા યુધ્ધના પડઘા ચારે દિશામાં લોકોને કંપાવે છે, ભવિષ્યમાં શું થશે તે વિચારો પ્રેરે છે, અને દુનિયાના ભવિષ્યનો આધાર યૂરપની આ લડાઈના પરિણામ પર રહેશે. આ યુદ્ધની વાતો સાંભળતાં સ્વાભાવિક વિચાર થાય છે કે જે નાટકની સમાપ્તિ અત્યારે ભજવાઇ રહી છે તેની રંગભૂમી શી રીતે તૈયાર થઇ-તેની સામગ્રીઓ કેવી રીતે ભેગી થઇ?

જ્યારે અર્વાચીન યૂરપ ઉપરથી પહેલો પડદો ઉપડયો ત્યારે તેની સ્થિતિ વિચિત્ર હતી. પ્રજા દુઃખમાં-અજ્ઞાનમાં ભાર વહેતી હતી. રાજ્યમાં તેમનો હિસાબ ન્હોતો, રાજ્યનીતિમાં તેમને માટે કદર ન્હોતી, રાજાઓને તેમના તરફ ફરજો ન્હોતી. ગરીબાઇ

અને પરાધીનતામાં તેઓ સડતા હતા. ફ્યૂડલ સીસ્ટમનો અસ્ત થયો હતો, છતાં ત્હેનો આભાસ ચારેગમ દેખાતો હતો. ઉમરાવો ઘણી ખરી જાગીરોના માલીકો હતા, ગ્હાય તે કરવાને સત્તા અને શક્તિવાલા હતા અને પ્રજા ઉપર જુલમ કરવાને અધિકારી પોતાને માનતા. રાજાઓ હતા પણ નામનાજ-ખરૂં જોતાં, ઉમરાવોના મુખી; એટલે ત્હેમની મહેરબાનીથીજ સત્તા ભોગવતા. દેશમાંનો પૈસો, રાજ્યની સારી સારી નોકરીઓ માંહ્યોમાંહ્ય વ્હેંચી લેવામાં આવતી. શા માટે લોકોને માટે દરકાર હોય? તેઓ 'પાણીના વ્હેનારા અને લાકડાના કાપનારાજ' હતા; એક રીતે ગાર્ડ્સેસની માફક માલમીલક્ત હતા. તેવીજ રીતે થોડાક અપવાદો શિવાય તે વખતની મહાન ધાર્મિક સંસ્થા-કેથોલીક ચર્ચ-જુલમ ગુજારતી. મઠો ભરચક દોલત હાથ કરતા, તેનાથી સાધુઓ અને સાધ્વીને અધમતાનાં સાધનો પૂરાં પાડતાં અને ઉમરાવોના જુલમને ધર્મને નામે માફી બક્ષતા. કોઇક વખત આ સંસ્થા ગરીબોની વારે ધાતી-પણ અપવાદ રૂપેજ.

યૂરપમાં આ રીતે બધે અંધારૂં હતું. મનુષ્ય જીવનમાં તેનો ફાલો આપવા તે તૈયાર નહોતું; નવી સંસ્કૃતિ પેદા કરી દુનીઆ પર દોર ચલાવવાની શક્તિ તેનામાં નહોતી. ફક્ત એક બે કિરણોનો ઉદ્ભવ થયો હતો; પણ કોઇને ખબર ન્હોતી કે એ કિરણોએ આપેલી આશા ભવિષ્યની સોનેરી સવ્હાર ઉગાડશે. મધ્યકાલના યૂરપની પદ્ધતિનું સંરક્ષણ કરનાર કેથોલીક ચર્ચ હતું. ત્હેણે મનુષ્યની બુદ્ધિને અંધશ્રદ્ધાની બેડીઓ પહેરાવી હતી. પણ માર્ટિન લ્યૂથર આવ્યો, યૂરપના ગુંગળાવતા વાતાવરણમાં બુદ્ધિસ્વાતંત્ર્ય આણ્યું, અને માનવ માત્રને વિચાર કરવાના સ્વતંત્ર અધિકાર માટે યુદ્ધ શરૂ કર્યું હતું. ઇંગ્લંડમાં ઓલીવર ક્રોમવેલે તે અધિકારને રાજકીય સ્વરૂપ આપ્યું હતું. ત્યાં સુધી લોકો રાજાને ઇશ્વરનો અવતાર માનતા; તેની સત્તા દૈવી માની, તેની સ્હામું થવું તે પાપ ગણતા. આ જુની રચનાની પવિત્રતા ક્રોમવેલે તુચ્છ પૂરવાર કરી. ઇંગ્લંડના બધા મહાપુરૂષોમાં ક્રોમવેલનું સ્થાન ન્યારૂંજ છે. જુની પદ્ધતિ, જુનો અંધકાર, જુની ગુલામગીરીની મૂર્તિરૂપ થઇ રહેલું સિંહાસન, તેને મન નિર્માલ્ય હતું. તેના ઉંડા, બહાદુર હૃદયમાં ખાત્રી હતી કે રાજા એ પ્રજાને માટે, પ્રજાના હક સાચવવા માટે છે. આ વિચાર હાલ સ્હેલો લાગે છે; તે વખતે નવો, ભયંકર, પ્રલયકારક લાગતો. પણ ક્રોમવેલ રૂદ્રનો અવતાર હતો. જુની સૃષ્ટિ સંહારવાનું જરૂરી કામ તેને કરવાનું હતું. અડધી ઉમર તેણે સાદા શાન્ત જીવનમાં ગાળી હતી, છતાં અણીને વખતે તે યોદ્ધો, મુત્સદ્દી, અને મહારાજા થઇ શક્યો.

ધર્મના પુનર્જીવનથી લોકો સંતોષાયા નહિ; ધર્મ તે તેમને મન જુની દુનીઆનો રક્ષક હતો. અને જે બુદ્ધિસ્વાતંત્ર્યે ઇંગ્લંડમાં પ્રજાસત્તાક રાજ્ય સ્થાપ્યું તેણે બીજે બધે વિવેચક અને વિનાશક બુદ્ધિ પ્રેરી. કશું પણ પવિત્ર માનવું એ મુર્ખાઇ ગણાઇ. ઇશ્વર, ધર્મ, રાજા, સમાજ બધાં જુના જીવનની શૃંખલારૂપ હતાં. પ્રજાએ

બધાં બંધનો તોડવા માંડયા. મશ્કરી, કટાક્ષ, અને તિરસ્કારના શસ્ત્રો વડે સાહિત્યે મારો શરૂ કર્યો. વોલ્ટેયરે એમ કહ્યું મનાય છે કે "બાર મહાત્માઓ (apostles) એ ખ્રીસ્તી ધર્મ યૂરપમાં આણ્યો; હું એકલો તેને કહાડી મૂકીશ." સ્વીફ્ટે માણસ જાત સાથે વેરભાવ કેલવી દરેકે દરેક સંસ્થાને ધીક્કારવા યોગ્ય સાબીત કરી. લોકોએ આસપાસનું દુઃખ જોવા માંડયું અને તેમને ખાત્રી થઇ કે આ દુઃખનું કારણ સામાજીક અને રાજકીય સંસ્થાજ છે. માણુસ જન્મથી સુખી છે, સ્વતંત્ર છે. સંસ્થાઓ, રાજાઓ કૃત્રિમ બંધનોથી ગુલામગીરી આણે છે. કેન્ટ જેવા તત્વજ્ઞાનીમાં આ જુસ્સાએ વિવેચક શકિત પ્રેરી અને તેણે ઉંડા ઉતરી, જ્ઞાન વસ્તુ શું છે તેની શોધ કરવા માંડી અને માણુસના જ્ઞાનની મર્યાદાઓ નકકી કરી. ઘણાઓ કાયદા અને રાજ્ય શા માટે ઉદ્ભવ્યાં, તેને તાબે શા માટે થવું એ પ્રશ્નો વિચારવા મંડી ગયા.

અજાયબ જેવું તો એ છે કે આ સ્થિતિ લાવવા માટે રાજાઓ જોખમદાર છે. બાહોશ રાજાઓને ઉમરાવોની ગુલામગીરી પસંદ નહિં પડી. તેમને એમ લાગ્યું કે લોકોને સુખ આપવાથી પૈસો વધશે અને પોતાની સત્તા દૃઢ થશે; વધતા જ્ઞાનના પ્રકાશે તેમની રાજનીતી બહોળી કરી. આ બાબતમાં પહેલું પગલું રશીયાના મહાન પીટરે લીધું. તેના વખત સુધી રશીયા જંગલી દેશ તેમજ યૂરપની સંસ્કૃતિની મર્યાદા બહાર ગણાતો. તે પશ્ચિમ યુરપમાં રહ્યો, અને ત્યાંની રીતભાત અને નીતિ મોસ્કોના જંગલી વાતાવરણમાં લઇ ગયો રશીયાની જંગલી જડતા પર યૂરોપીય સુધારાનું પૉલીશ આપ્યું. બીજો એવોજ રાજા મહાન ફ્રેડરીક થઇ ગયો. તે વખતના સુધારાનો તે સેવક હતો; સામાન્ય લોકોની માફક જુની સંસ્થાઓ સામે હસતો, તેમને ધિક્કારતો. વોલ્ટેયરનો મિત્ર હતો અને પોતાના રાજ્યમાં ફ્રાન્સનો સામાજીક સ્વચ્છંદ અને ભાવ લાવવા મથતો. પ્રશીયા ત્યાં સુધી જુના, પડી ભાગેલા હોલી જર્મન સામ્રાજ્યનો પ્રાન્ત હતો; તેણે તેને લડાયક દેશ બનાવ્યો, અને જુના જર્મન સામ્રાજ્યના ખંડેરને જમાનદોસ્ત કરવા માંડયું. ઇંગ્લાંડમાં ત્રીજો જ્યોર્જ રાજા આ બધાથી ઓછો બુદ્ધિશાળી અને ભાવનાશાળી હતો; તોપણ વાતાવરણની શકિતને આધીન થઇ તેણે પણ ઉમરાવોની સત્તા તોડી.

પણ વિલાયતમાં તે પહેલાં એક બીજા મહાન નરે—જે રશીયામાં પીટર અને પ્રશીયામાં ફ્રેડીકે ન કરી શકયા—તે કર્યું. તે વિલીયમ પીટ. સામાન્ય કુટુંબમાં જન્મી, બુદ્ધિ અને પ્રભાથી તે ઉમરાવોનો પણ સરદાર થઇ શકયો. લોકોની સત્તાનો તે પ્રતિનિધિ હતો. કોઇની સ્વાદારગી, ખુશામત કે રાજ્ય ખટપટ તરફ ત્હેનો તીરસ્કાર અડગ હતો. સાત વર્ષના મહાન યુદ્ધ વડે તેણે અંગ્રેજી સામ્રજ્યનો ડંકો ચારે દિશામાં વગડાવ્યો; લોકોના વિચારોને રાજ્યનીતિમાં સ્થાન આપી પ્રજામાં સ્વમાન અને જોખમદારી આણી; મરતાં મરતાં જ્યારે પ્રધાનોના જુલમથી કંટાળી ઉત્તર અમેરીકાએ સામ્રાજ્ય સ્હામુ બળવો કર્યો ત્યારે જાહેરમાં પોતાનો હર્ષ તેણે બતાવ્યો. વીલયમ પીટ—મહાન 'કૉમનર'—એ ઇંગ્લંડના સામ્રાજ્યનો સ્થાપક છે; તેની સારામાં સારી ભાવનાને મૂર્તિમાન કરનાર વિરલો નર છે.

પણ તે વખતનાં યૂરપનું મધ્ય બિન્દુ ફ્રાન્સનું પાટનગર પેરીસ હતું. ફ્રાન્સની ભાષા સુધરેલી દુનિયાની ભાષા હતી–તેની રીતભાત લોકેલોકમાં આદર્શ આચરણ મનાતી–તેના રાજાઓના રોપનું અનુકરણ કરવામાં બધા મ્હોટપ સ્હમજતા. ત્યાંનું રાજ્યતંત્ર ૧૪મા લૂઈએ સરજાવ્યું હતી. રાજા અસ્પર્શ્ય, સર્વશક્તિમાન, સર્વ સત્તાનું મૂળ મનાતો. ઉમરાવોના અધિકારો વિશાળ અને અખંડિત, ગણાતા. પ્રજાએ આ બેના ચર્ણની રજ હતી—તેમના સુખનું માત્ર સાધન હતું. લોકોની જીંદગી, રાજ્યનો પૈસો, એ બન્ને રાજાએ વ્હોરેલા નકામા યુદ્ધ પાછળ અને તેની રાખોનો શોખ સંતોષિવા વપરાતાં. ખુશામતીયાના એક શબ્દે, મ્હોટા મ્હોટાની નિર્દોષ જીંદગી જેલમાં પૂરી થતી. ૧૪ મા લૂઈએ આ રીતીને વજ્ર બનાવી હતી–તેમાં ફેરફારને માટે સ્થાન રાખ્યું ન્હોતું. તેના નબળા વારસોના હાથમાં પણ તે વજ્ર પીગળ્યું નહિં. લોકોની બૂમરાણ, વિદ્વાનોના કટાક્ષો પણ તેના પર જરા અસર કરી શકયા નહિં. પ્રકાશના મધ્ય સ્થાનમાં તેના કિરણો પ્રસારવાને અવકાશ ન્હોતો.

આ પ્રમાણે યૂરપનું જીવન હતું, બધા આશાવાન હતા, આવતા પ્રલયના ઘુઘવાટાના કાંઇક સ્વર સાંભળી રહ્યા હતા. આધુનિક જીવનનાં મહાન તત્વો જુના કોટોમાં પડતી ફાટો કયારે વધે અને તેનો વિનાશ કયારે થાય તેની વાટ જોતાં હતાં. સમાજ, સ્વાતંત્ર્ય માટે તલસતો હતો, નવી ભાવનાઓ સિદ્ધ થવા મથતી હતી–નવાં બાલકો તે ભાવનાના અસ્પષ્ટ ભણકારા સાંભળી આતુર હૃદયે નવાં યુગને આદરવા તૈયાર હતા.

(અપૂર્ણ)

ક. મા. મુનશી

---

# હિંદી ઉદ્યોગો અને રેલ્વે રાજ્યનીતિ.

---

( અનુસંધાન અંક ૨ નો પૃષ્ઠ ૮૮ )

હવે પરદેશથી આવતો બનેલો માલ બંદરથી દેશની અંદર લઇ જવા માટે તેમજ કાચો માલ દેશની અંદરથી નિકાશ કરવા માટે બંદર સુધી લઇ જવા માટે નુરના દર સસ્તા રાખવામાં આવે તેના માટે વેપારી દૃષ્ટિએ રેલ્વેનો બચાવ એમ કરવામાં આવે છે કે માલ જો મ્હોટા જથ્થામાં અને લાંબે સુધી મોકલવામાં આવે તો તેનું ખર્ચ રેલ્વેને ઓછું પડેછે. એટલે માલ જો ઓછા જથ્થામાં ચઢાવવાનો અથવા તો બહુ લાંબે લઇ જવાનો ન હોય તો નુરના દર વધારે રાખવા પડે છે. આમાં કેટલેએક અંશે સત્ય છે. પરંતુ આર્થિક દૃષ્ટિએ જોતાં રેલ્વેના નુરનો દર, માલ લઇ જવાના ખર્ચ (cost of operation) ના કરતાં ઓછો ન હોય તો પણ વેપાર ખમી

શકે' તેના કરતાં વધારે (what the traffic will bear) ન હોવો જોઇએ. કારણ કે નુર એકદમ વધારે હોય તો વેપારીઓને માલ મોકલવામાં નફો નહીં રહેવાથી તે વેપાર બંધ પડે, અને ઉદ્યોગની હાનિ થવા ઉપરાંત રેલ્વેની કમાણીને પણ ધોકો પહોંચે. આ બધી દૃષ્ટિએથી વિચાર કરતાં હાલની રેલ્વેની ઉદ્યોગો તરફની રાજ્યનીતિમાં ફેરફાર કરવાની જરૂર છે. પણ રેલ્વેનો વહિવટ સરકારના હાથમાં જવાથીજ આ ફેરફાર થઇ શકશે એમ કહી શકાશે નહીં. હમણાં પણ સરકારી રેલ્વે ઉપર કંપનીઓની રેલ્વે કરતાં દેશી ઉદ્યોગ અથવા વેપારને ખાસ ઉત્તેજન મળે છે એમ કહી શકાશે નહીં. ઉલટું કોઇ પણ ધંધો એક હાથ (Monopoly) થવાથી અને ખાસ કરીને રેલ્વે જેવા ધંધામાં હરિફાઇ દૂર થવાથી નુરના દર ઓછા થવાનો સંભવ અને દેશના ઉદ્યોગોનો આ સંબંધી લાભ થવાનો સંભવ ઘણો ઓછો છે. પ્રજાના લાભને માટેની રાજ્યવ્યવસ્થામાં પણ પ્રજામત સાચવવો સરકારને કઠિન થઇ પડે તો પછી વિદેશી વેપાર અને દેશી ઉદ્યોગો જેવી ગુંચવણીવાળા સવાલમાં સરકારી રેલ્વે ઉપર પ્રજાનું દબાણ કેટલું અસરકારક થઇ પડશે તેનો અંદાજ અત્યારે થઇ શકે તેમ નથી. પરંતુ રેલ્વે કંપનીઓ સાથેના કરારનામામાં સરકારને આવી બાબતોમાં વચ્ચે પડવા માટે વધારે સવળતા રાખવામાં આવે તો સરકાર વેપારીઓની ફરિયાદ અને કંપનીઓના વર્તનને માટે સ્વતંત્ર ન્યાય આપી શકે.

(૪) "કંપનીના ડીરેકટરો ઇંગ્લંડમાં રહીને હિંદી રેલ્વેનું કામકાજ કરે તેના કરતાં હિંદમાંજ રહેનારા સરકારના અમલદારોના હાથે રેલ્વેનો વહીવટ વધારે અસરકારક થઇ પડે." વળી રેલ્વેના મ્હોટા અધિકારીઓ હિંદમાંજ હોય તો પ્રજામત અને ઉદ્યોગોના લાભ પ્રમાણે વહીવટ થવાની આશા રાખી શકાય.

પરંતુ રેલ્વે એ રાજ્યનું એક વેપારી ખાતું છે, અને પાંચ અબજ કરતાં વધારે કિંમતની મીલકતની વ્યવસ્થા સરકારી અમલદારોનાજ હાથે કરકસરથી અને નફા સાથે ચલાવી શકાય એ અસંભવિત છે. રાજ્યે એક ઉદ્યોગ તરીકે રેલ્વેમાં મ્હોટી મુડી રોકી છે અને તેમાં સારૂં વળતર ન મળે તો રાજ્યને અને કર ભરનારાઓને તેટલું નુકશાન છે. દેશમાં કંપની અને સરકારી રેલ્વેના વહીવટ સાથે ચાલતા હોવાથી એક બીજાને હરિફાઇનો સારો લાભ મળે છે; કંપનીઓના ડીરેકટરો ઇંગ્લંડમાં હોવાથી એટલો પણ લાભ થાય છે કે વાનપ્રસ્થ થયેલા હિંદી અને બીજી રેલ્વેના અમલદારોના અનુભવનો લાભ તેમને મળે છે. હવે જો આ કંપનીઓના વહીવટની સાથે હરિફાઇ દૂર થઇ જાય તો સરકારી રેલ્વેના વહીવટમાં એક પ્રકારની શિથિલતા આવ્યા વિના રહે નહીં. હિંદી સરકારે બતાવેલા યુરોપીય અનુભવવાળા મી૦ રૉબર્ટસનના અભિપ્રાય પ્રમાણે પણ રેલ્વે જેવું વ્યાપારી ખાતું સરકારી અધિકારીઓના હાથે કરકસરથી ચલાવી શકાય નહીં. સરકારી ખાતાઓમાંથી બીનલાયકાતવાળા માણસોને બરતરફ કરવામાં નડતી મુશ્કેલી, સરકારી નોકરીમાં અપાતા પેન્સનથી રેલ્વેના નફા ઉપર પડતો બોજો, સરકારી અધિકારીઓની વારંવાર બદલી થવાથી રેલ્વેની નીતિમાં

સાતત્યનો અભાવ ( absence of continuity of policy ) સાધારણ સરકારી નોકરોના કાયદા પ્રમાણે રેલ્વેમાં જોઈતા વિશિષ્ટ જ્ઞાનવાળા અમલદારોના પગાર નક્કી કરવામાં પડતી અડચણો, સરકારી નોકરોની પદ્ધતિ સાથે વેપારી સંસ્થાઓમાં આવશ્યક પોતીકી જોખમદારીનો અભાવ, વેપારીઓ સાથેના સંબંધમાં અને ખાસ કરીને વેપારી સાથેની તકરારમાં સરકારથી ન્યાય આપતાં નિષ્પક્ષપાત સચવાવાની અશક્યતા; આ સર્વેનો વિચાર કરતાં અને રેલ્વેનો વહીવટ વ્યાપારી દૃષ્ટિથી રાજ્યને માટે નફો મેળવવાનો છે તે યાદ રાખતાં, બધી રેલ્વે સરકારને હાથે સોંપાય તેના કરતાં કંપનીઓના વહીવટના ફળરૂપ વાસ્તવિક પ્રતિસ્પર્ધાના ઉત્તેજક સંસર્ગથી વધારે લાભ થશે એમ લાગ્યા વિના રહેતું નથી.

નીચે ઉતારેલા ૧૯૧૩–૧૪ ના આંકડા ઉપરથી લાગશે કે બધી રેલ્વેઓની કમાણી સરખી હોતી નથી; કમાણી ઉપર કેટલા ટકા ખર્ચ હોય છે તે જોતાં સરકારી કરતાં ખાનગી કંપનીઓનો વહીવટ રાજ્યની મીલકત માટે કેટલાએક અંશે વધારે લાભકારક છે.

| | રેલ્વેનું નામ. | દર અઠવાડીએ દર માઇલ દીઠ કમાણી. | કમાણી ઉપર ખર્ચના ટકા. |
|---|---|---|---|
| | બેંગોલ નાગપુર રેલ્વે ... ... | ૩૦૩ | ૪૮·૮૭ |
| | બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વે ... | ૭૨૧ | ૪૯·૦૩ |
| | ઈસ્ટ ઇન્ડીઅન રેલ્વે ... ... | ૭૮૯ | ૩૯·૮૧ |
| | મદ્રાસ. સ. મ. રેલ્વે ... ... | ૨૮૧ | ૫૫·૯૧ |
| | જી. આઇ. પી. રેલ્વે ... ... | ૬૬૪ | ૬૦·૩૧ |
| સરકારી રેલ્વે | ઈસ્ટ બેંગોલ સ્ટેટ રેલ્વે ... | ૪૬૦ | ૫૫·૬૪ |
| | નોર્થ વેસ્ટર્ન રેલ્વે ... | ૪૨૩ | ૫૭·૬૩ |
| | આઉધ રોહીલખંડ રેલ્વે ... | ૨૮૩ | ૪૮·૯૨ |

ઇસ્ટ ઇંડીઆ રેલ્વેને ફળદ્રુપ પ્રદેશ, મોટા જથામાં લાંબે સુધીનો નિકાશ અને આયાત વેપાર, કોલસાની ખાણોની સમીપતા વિગેરે કારણોથી ખર્ચ ઘણો થોડો આવે છે, પરંતુ લગભગ સરખા પ્રદેશમાંથી પ્રસાર થતી ઈસ્ટર્ન બેંગોલ સ્ટેટ રેલ્વેનું ખર્ચ આશરે દોઢ ગણું છે. આના બીજા કેટલાએક કારણો હશે પરંતુ એકંદર જોતાં હરિફાઇથી આ ખર્ચ ઓછું થઇ શકે ખરું. હિંદી રેલ્વે ઉપરના નુર બીજી બધી વિગતો સરખાવતાં બીજા દેશો કરતાં ભારે છે. તે વાસ્તવિક હરિફાઈ શિવાય ઓછાં થઇ શકે નહીં.

હિંદુસ્તાનમાં રેલ્વેના નુરના દર કેટલા વધારે છે તે વિષે જણાય છે કે ૧૯૦૩ માં આપેલા મી. રોબર્ટસનના અભિપ્રાય પ્રમાણે ઇંગ્લીશ અને હિંદી રેલ્વેના નુર લગભગ સરખા છે; પરંતુ હિંદુસ્તાન અને ઇંગ્લંડમાં રેલ્વે બાંધવાનું અને ચલાવવાનું ખર્ચ જોતાં અને એકંદર બધી સરખામણી કરતાં હિંદુસ્તાનમાં ઉતારૂઓનું ભાડું

અને માલનું નુર ઈંગ્લંડના કરતાં છઠ્ઠા ભાગ જેટલું હોવું જોઇએ. આ સંબંધી વધારે લખતાં મી. રોબર્ટસને ભલામણ કરી હતી કે ઉતારૂઓની ટીકીટોના દરમાં ૧૮ થી ૪૦ ટકા જેટલો ઘટાડો થવો જોઇએ. તેમજ સાધારણ માલના નુરમાં ૩૦ થી ૬૦ ટકા જેટલો ઘટાડો થવો જોઇએ. નુરમાં આટલો ઘટાડો કરવાને માટે રેલ્વે ચલાવવામાં કરકસર, રેલ્વેને માટે વેપાર (traffic) મેળવવાને કુનેહ, અને નવા ઉદ્યોગોને માટે સગવડ આપીને તેમનું અને પોતાનું કલ્યાણ સાધવામાં તત્પરતા એ સઘળી જરૂરીઆતો જોતાં સરકારી વહીવટનાં કરતાં કંપનીનો વહીવટ વધારે લાભકારક થઇ પડશે. હાલની કંપનીઓના વહીવટ સામે ફરીયાદ કરવાને દેશી વેપારીઓને ઘણી વખત કારણ મળે છે; વળી આપણે જોઇ ગયા તેમ કંપનીના વહીવટ માટે એંશી લાખ રૂપીઆ ખુલ્લી રીતે આપવા પડે તે અરૂચિકર છે પરંતુ બીજી કેટલીએક દૃષ્ટિએ જોતાં કંપનીના હાથનો વહીવટ આવશ્યક છે. કંપનીના વહીવટની વિરૂદ્ધ જે કાંઈ કહેવાય છે તે જો કંપનીના ડીરેકટરો અથવા શેરહોલ્ડરો હિંદમાં રહેતા હોય તો દૂર થઇ શકે તેમ છે. રેલ્વે કંપનીઓ હિંદુસ્તાનમાં રજીસ્ટર્ડ થાય અને તેના શેરો લેવાને હિંદીઓને સારી તક આપવાની ગોઠવણ થાય તો કંપનીના વહીવટની મ્હોટી ખામીઓ દૂર થઇ શકે. આ સંબંધી હિંદી સરકાર તરફથી કેટલીએક સગવડો કરી આપવામાં આવી છે અને તે પ્રમાણે ૧૯૧૩-૧૪ ના વર્ષમાં ૩૪૧ માઇલ જેટલી રેલ્વે ૨૨૪ લાખની દેશી મુડીમાંથી બંધાઇ હતી; આ દેશમાં તેવા પ્રકારનું સાહસ વધતું જાય અને હિંદી રેલ્વેમાં દેશી મુડીનું પ્રમાણ વધતું જાય અને તેના વહીવટમાં હિંદી પ્રજામતની અસર વધારે લાગતી જાય તો રેલ્વેનાં નુર સસ્તા થવા ઉપરાંત દેશી ઉદ્યોગોને લાભ મેળવવાના સાધનો વધારે મળશે. બીજા દેશોના કરતાં આ દેશના વિસ્તારના પ્રમાણમાં રેલ્વેના માઇલનું પ્રમાણ ઘણું ઓછું છે; અને તે રેલ્વે વધારવામાં હિંદી મુડી અને હિંદી સાહસ વધતા જતા પ્રમાણમાં ભાગ લે તે સર્વ રીતે ઇષ્ટ છે. હાલમાં બ્રાંચ લાઇનો માટે આ દેશમાં રજીસ્ટર્ડ થયેલી કંપનીઓને મુડી ઉપર ૩½ ટકાથી ૪½ ટકા સુધીની ગેરંટી સરકાર તરફથી અપાય છે, તેવીજ મદદ વધારે સહેલાઇથી મળે અને ન્હાની લાઇનને બદલે મ્હોટી (trunk lines) લાઇન ઉપર પણ હિંદી મુડી અને હિંદમાં રજીસ્ટર્ડ થએલી કંપનીઓને સવલત આપવાની જરૂર છે હાલની કંપનીઓની સાથેના કરારનામા પુરા થયા પછી નવી કંપનીના શેરો હિંદી બજારમાં ખુલ્લા મુકાય અને થોડા પણ હિંદી ડીરેકટરો નીમાય તે ગોઠવણ સ્હેલાઇથી થઇ શકે; અને થોડા પણ હિંદી શેરહોલ્ડર અને ડીરેકટરોના તત્ત્વવાળી નવી કંપનીઓ સ્થપાય તેમાં ઘણો લાભ છે. આવી ગોઠવણની માગણી હિંદી રેલ્વેઓને સરકારી વહીવટમાં મુકવાની માગણી કરતાં વધારે ફાયદાકારી થઇ પડશે.

સરકારી અને કંપનીના વહીવટના સંબંધમાં કાંઇ પણ નિર્ણય થતાં સમય લાગશે. તે દરમ્યાનમાં દેશી ઉદ્યોગોને શો લાભ મળી શકે તે વિચાર કરવાની જરૂર છે. લડાઇને લીધે હિંદી રેલ્વેની કમાણી ઓછી થઇ છે અને માલની આવજાવ (Traffic) ઓછી થઇ જવાથી ખર્ચનું પ્રમાણ વધારે આવે છે. આવે પ્રસંગે નવા

ઉદ્યોગોને મદદ આપીને કાચો માલ સ્હેજ સસ્તા દરે લઇ જઈને ઉદ્યોગને લાભ આપવા ઉપરાંત બનાવેલો માલ લઇ જવાથી કમાણીમાં વધારો કરી શકે. દાખલા તરીકે કાગળ, કાચ અને દીવાસળી બનાવવાના ઉદ્યોગને આવે પ્રસંગે સારી મદદ કરી શકાય. કાગળ બનાવવાને માટે કાચો માલ ઘણે દૂરથી લાવવો પડે છે; જ્યાં સુધી કાગળ બનાવવાનો માવો (Pulp) આ દેશમાં બને નહીં ત્યાં સુધી તો જુના ચીથરાં, ઘાસ અને બાંબુ એવી વસ્તુમાંથી કાગળ બનાવવા પડશે. આવા માલ લઇ જવા માટે ખાસ સર્ગવડ આપવાની જરૂર છે. કારણકે આવા હલકી કીંમતના માલ ઉપર વધારે નુર પોષાય નહીં. હાલના દર વેગનના દર માઇલ દિઠ સાડાત્રણથી ચાર આનાનો ભાવ આપવો પડેછે, તે ભાવ બીજા માલ કરતાં ઓછો હોવા છતાં, ઘાસ વેગનમાં જગ્યા વધારે રોકતું હોવાથી આ ભાવ વધારે પડેછે; એટલે કે આઠ ટનને માટે દસ પંદર ટનનો ભાવ આપવો પડેછે. હવે આવા ઉદ્યોગને માટે નુર ઓછું કરવામાં આવે તો રેલ્વેને નુકશાન જવાનો સંભવ નથી. ૧૯૧૩–૧૪ના રેલ્વેના બોર્ડના રીપોર્ટ (પાનું ૪૨૮) પ્રમાણે ભરેલી એક વેગન એક માઇલ ખેંચી જવાનું સરેરાસ ખર્ચ જુદી જુદી રેલ્વે માટે ૧૧ થી ૨૯ પાઇ આવેછે; તે છતાં સાધારણ માલ લઇ જવાની સરેરાસ કાઢતાં દર વેગનપર' માઇલ દીઠ ૧૨ થી ૨૫ પાઇ જેટલો નફો રહેછે. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે કેટલાએક ખાસ પ્રકારના કાચા માલને માટે નુર ઘટાડવાને ઘણું સ્થાન રહેછે; રેલ્વેને નુકશાન થયા વિના પોતાના સરેરાસ ખરાજતની ગણત્રી જેટલું નુર રાખે તોપણ તેમાં આપણા ઉદ્યોગોને લાભ છે. વળી કેટલીએક વખતે સરેરાસ ખરાજત કરતાં પણ થોડાએક માલ ઉપર ઓછું નુર રાખવા છતાં માલ લઇ જવાનું બીલકુલ બંધ થાય તેના કરતાં ફાયદો પડે. બીજા દેશો કરતાં આપણા રેલ્વેની વહેવાર (traffic) વધારવાની અને આકર્ષવાની કુનેહ ઘણી ઓછી છે; રેલ્વે રીપોર્ટના આધારે આપણે જાણી શકીએ છીએ કે માલગાડીમાંથી સરેરાસ ૩૦ ટકા ડબ્બાઓ ખાલી જાય છે. આવા ખાલી વેગન પાછા જાય તેના કરતાં તેમાં કોઇ પણ પ્રકારનો કાચો માલ સસ્તા દરે પણ મોકલી અપાય તો નવા ઉદ્યોગો તેમજ રેલ્વેનું હિત જળવાય. આ ઉપરાંત કાચો માલ લઇ જવાને સસ્તા દર રાખવાથી નવા ઉદ્યોગની સ્થાપના થતી હોય તો બનાવેલો માલ લઇ જવાની કમાણી વધે તેમજ બીજા માલની આવજા વધવાથી તેમજ ઉતારૂઓની સંખ્યા વધવાથી રેલ્વેને અનેક રીતે લાભજ થાય છે. તેથી નવા ઉદ્યોગોને નુરમાં ફાયદો કરી આપવા ઉપરાંત બીજી સવળતા કરી આપવામાં રેલ્વેનું પણ હિત સમાયલું છે. આ વસ્તુસ્થિતિ મી. રોબર્ટસને પોતાના રીપોર્ટમાં સચોટ રીતે દર્શાવી છે અને આ મહાયુદ્ધના સમયમાં તેની ખાસ જરૂર છે એવી ભલામણ કરનારો ઠરાવ સરકારના રેલ્વે બોર્ડ તરફથી થોડાએક સમય થયાં બહાર પડયો છે. દેશી ઉદ્યોગોને આથી કેટલો લાભ થાય છે તે રેલ્વેના અધિકારીઓની કુનેહ અને નવા ઉદ્યોગોના ચાલાકોના આગ્રહ ઉપર આધાર રાખશે; પરંતુ તેઓ થોડા પણ ઉદ્યોગને મદદ કરવાની તક જવા નહી દે એમ આશા રાખીશું.

શુકદેવ શર્મા.

# પ્રિયંવદા અને પોસ્ટકાર્ડ.

આજ કાલ પ્રિયંવદા માસિક પત્રિકાના સંપાદક બાબુ નંદકિશોર સાથે મારે સારૂં બને છે, દિવસમાં ઓછામાં ઓછું એક વખત તેને મળ્યા સિવાય મને ચેન પડતું નથી. હું નંદકિશોરને અંતઃકરણથી ચાહતો હોવાથી મારે પ્રતિદિન તેને ત્યાં જવું પડે છે. તેનો એવો તો સારો સ્વભાવ છે કે તેની સાથે મારે વિવશ થઇ સ્નેહ રાખવો પડે છે. તેનામાં વિનય, દયા અને આડંબરની ન્યૂનતા એટલી બધી છે કે જેથી તેને જોતાંજ હૃદયમાં એક તપસ્વીની મૂર્તિ અંકિત થઇ જાય છે. રાતદિવસ તેને લખવા વાંચવા સિવાય અન્ય કંઇ કામ નથી. રાતદિવસ તે તરફ ધ્યાન હોવાથીજ તેણે પ્રિયંવદાને—એક સાધારણ શ્રેણીની પત્રિકાને—થોડાજ સમયમાં એક ઉચ્ચ શ્રેણીની પત્રિકા બનાવી દીધી છે. નંદકિશોરના નિબંધો અને વાર્તાઓ વાંચવા માટે ઘેર ઘેર ઘણાં સ્ત્રીપુરૂષો પ્રતિમાસ પ્રિયંવદાની પ્રતીક્ષામાં ઉત્સુક રહેતા હતા. વચમાં વચમાં કેટલાક તેને ઘેર જઇ તેની સાથે સાહિત્ય સંબંધી આલોચના પ્રત્યાલોચના કર્યા કરતા હતા, અને કંઇ કંઇ નવી વાત શીખી ઘેર જતા હતા.

પ્રતિદિનના નિયમાનુસાર હું પણ એક દિવસે નંદકિશોરને ઘેર ગયો. નંદકિશોરનાં લગ્ન થયાં નથી. તેના મકાનમાં બીજા કોઈ પણ પરિવારના માણસો રહેતાં નથી, તેથી તેના ખાનગી આવાસમાં હું બેધડક જતો હતો. નંદકિશોરના ટેબલની બીજી બાજુએ બેસતાંજ તે દિવસે મારી નજર એક ફોટોફ્રેમ પર પડી—જે સોનારૂપાની કીમતી નકશીના નમુના રૂપ હતું. આટલા બધા કીમતી ફોટોફ્રેમમાં નંદકિશોરે કોનું ચિત્ર મુક્યું છે, એ જાણવાની મને ઉત્કંઠા થઇ. મેં તેને પૂછ્યું "કેમ સાહેબ, આ કોનું ચિત્ર છે?"

નંદકિશોરે શરમાઇ જઇ કહ્યું "એ ચિત્ર નથી."

"ત્યારે શું છે?"

મારા આ પ્રશ્નથી નંદકિશોરે આસ્તે રહીને જવાબ આપ્યો "ભાઇ, એ બીજું કંઇ નથી, પણ મારી બેવકુફી છે."

તરતજ ઉઠી મેં એ ફ્રેમ ઉપાડી જોયું. ત્યારે મને માલૂમ પડયું કે તે ફ્રેમમાં કોઇનો ફોટો નથી તેમજ કોઇ રંગીન ચિત્ર પણ નથી; પણ માત્ર ટપાલમાંથી આવેલો એક પોસ્ટ કાર્ડ છે! આ જોઇ મને ઘણું આશ્ચર્યજનક લાગ્યું. આ પોસ્ટ કાર્ડમાં કોઇ એવી પ્રેમગોષ્ઠિ પણ નથી અને કંઇ એથી વધારે આત્મીયતા પણ માલૂમ પડતી નથી. એ જોવાથી માત્ર એજ માલૂમ પડે છે કે કોઇએ એક અપરિચિત મનુષ્યને પોતાના કામ માત્રની એકાદ વાત લખી છે અને તે નીચે પ્રમાણે છે:—

શ્રીયુત્ પ્રિયંવદા-સંપાદક મહાશયની સેવામાંઃ-

માન્યવર,

સવિનય નિવેદન કે કાર્તિક માસની પ્રિયંવદા મને મળી. પણ તેમાં ૭૦૪ પૃષ્ઠ પછી તરતજ ૭૧૦ પૃષ્ઠ છે. વચમાંના પૃષ્ઠ નથી, અને અંતમાં ૭૨૮ થી ૭૩૬ સુધીના પૃષ્ઠો બેવાર આવ્યા છે, તેથી "સોનાની કંઠી" નામક વાર્તા અધુરી રહી ગઇ છે. તેમાં જેટલાં પૃષ્ઠો નથી તેટલાં કૃપયા મોકલી અનુગૃહીત કરશો. ઇતિ.

નિવેદિકા,

પ્રિયંવદા દેવી.

c/o બાબુ રઘુનંદન પ્રસાદ,

ડેપ્યુટી કલેકટર,

ગ્રાહક નં૦ ૪૭૬૫. અલહાબાદ.

મેં હસીને કહ્યું—"આટલા બધા ગ્રાહક અને ગ્રાહિકાઓ હોવા છતાં પણ તમારો ૪૭૬૫ નંબરની એક વિશેષ ગ્રાહિકા તરફ આટલો બધો પક્ષપાત કેમ છે? આ પ્રશ્નનો જ્યાં સુધી ઉત્તર નહી આપો ત્યાં સુધી હું તમારો કેડો મુકનારજ નથી."

નંદકિશોરે લજ્જાથી હસતા હસતા કહ્યું "કંઇ નહી, માત્ર એક ભ્રમણાજ છે. એ વિષે તમે જે કંઇ વિચારી રહ્યાછો તેવું કાંઇ નથી."

મેં ઘણાજ આગ્રહથી કહ્યું "એમાં જે કાંઇ રહસ્ય છે તેજ હું જાણવા માંગું છું. પ્રિયંવદા સાથે તમારે શો સંબંધ છે?"

નંદકિશોર વિચારમાં પડયો. થોડીવાર સુધી નીચું જોઇ વિચાર કરવા માંડયો. પછી તેના જીવનની કરૂણાકથા આવી રીતે કહેવા લાગ્યોઃ—

પ્રિયંવદા મારી સગી નથી. પ્રિયંવદા મારૂં સર્વસ્વ છે. જે વખતે મારા શરીરમાં જવાની ખીલતી હતી અને મારા માથે કોઈ નહોતું ત્યારે કેવળ પ્રિયંવદાને જોઇ હું મને પોતાને ભાગ્યશાળી સમજતો હતો.

જે દિવસે પ્રિયંવદા સાથે મારી પહેલવહેલી નજર મળી હતી, તે દિવસની સ્મૃતિ અહાહા! ઘણીજ સુંદર છે. વૈશાખ માસમાં સંધ્યા સમયે એક ફુલવાડીના એક ક્યારા આગળ એક બાલિકા ઉભી રહી ફુલ તોડતી હતી, બાગમાં તાજું પાણી છાંટેલું હતું, સુગંધીદાર સમીરની ધીમી ધીમી લહેરો આવતી હતી; તે બાલિકા પણ ફુલના જેવીજ સુંદર લાગતી હતી, તે ચૌદ વર્ષની બાલિકા

વસન્તની ચૌદ ફુલની માળા જેવી લાગતી હતી. તે બાગમાં તે અપરિચિત બાલિકાએ જે નિર્દોષ હાસ્યથી 'મારા તરફ જોયું' હતું, તે સર્વ સ્મરણ કરી આજે પણ મારૂં હૃદય ટુકડે ટુકડા થઇ જાય છે.

તેની સાથે વાતચીત કરવાનો પ્રસંગ આવતાં પણ વાર લાગી નહીં. તેનું મકાન મારી બ્હેનના મકાનની સાથેજ હતું, તેના કુટુંબીઓ સાથે મારી બ્હેનને ઘરજેવું હતું. અને હું પણ ભણવા માટે મારી બ્હેનને ઘેર બાંકીપુરમાં રહેતો હતો.

હું જ્યારે બહુ નાનો હતો ત્યારે મારી માતા મને મુકી સંસારમાંથી ચાલી ગઇ; ત્યાર બાદ એન્ટ્રેન્સ પાસ કર્યા પહેલાં મારા પિતાશ્રી પણ સ્વર્ગધામની યાત્રા કરવા ગયા હતા. પિતાશ્રીના મરણ બાદ વાચવા લખવાનો અને ખાવા પીવાનો કોઇ પ્રબંધ રહ્યો નહીં તેથી એન્ટ્રેન્સમાં પાસ થયા બાદ મારી બ્હેન મને તેને ઘેર લઇ ગઇ; અને ભણવાનો પણ પ્રબંધ ત્યાં કરી આપ્યો. મારા બનેવી બાંકીપુરમાં વકીલાત કરતા હતા અને પ્રિયંવદાના પિતા બાબુ જગન્નાથ તે સમયે ત્યાંના સબ જજ હતા.

પ્રિયંવદાની ફુલવાડી તરફની એક ઓરડીમાં મારા લખવા વાંચવાનો અને રહેવાનો પ્રબંધ થયો હતો. વાંચતાં વાંચતાં જ્યારે એકાએક એકાદ ગુલાબના ફુલનો જાળી વાટે માર પડતો ત્યારે હું તે દ્વારા બહાર જોતો ત્યારે પ્રિયંવદા તેનું મોઢું ફેરવી બાડી આંખે મારા તરફ જોતી હતી; અને તેની દેહલતા વાયુતાડિત પુષ્પલતાની માફક હાલતી હતી.

કોઈ કોઇ વખત અકસ્માત્ પ્રિયંવદાના હાસ્યની માફક જુઇનાં ફુલો મારા પુસ્તક પર આવી પડતાં હતાં જે અક્ષરને ઢાંકી દઇ મને વાંચવા દેતા નહોતાં. કોઇ કોઇ વખત તો તે મારી પાછળ આવીને મારી બન્ને આંખો તેના કોમળ હસ્તથી દબાવતી હતી અને ખડખડ હસી પડતી હતી; તે વખતે હું કહેતો "એ રમેશ! આ સારૂં નહીં, મારી આંખો ઉપરથી હાથ ઉપાડી લો." બસ, આટલું બોલતાની સાથેજ હસતી હસતી આગળ આવી પ્રિયંવદા કહેતી હતી "જુઓ, કેવા છેતર્યાં છે? હું છું કે રમેશ છે?" તોપણ આવી રીતે પ્રતિદિન હું પ્રિયંવદાને ઓળખી કાઢવામાં ભુલ કરતો હતો, તોપણ તેના હાસ્યમાં કદિપણ કોઇ જાતની ઉણપ આવતી નહી!

મારા ઉપર પ્રિયંવદાનો સ્નેહ વધારે હોવાનું એક બીજું કારણ હતું. તે એકે પ્રિયંવદાને માસિકપત્ર તથા ઉપન્યાસો વાંચવાની ટેવ હતી. તેના કૃપણ સબજજ પિતા માસિકપત્ર રૂપિયા ખરચી મંગાવવા એ પૈસા પાણીમાં નાંખવા જેવા માનતા હતા, અને આ ચૌદ વર્ષની બાલિકાને ઉપન્યાસ વાંચવા દેવાનું તેમને પસંદ નહોતું. તેનું કારણ શું હતું તે તો પરમાત્મા જાણે પરંતુ હું તો ઉત્તમોત્તમ માસિકો હમેશાં તેને વાંચવા આપતો હતો. આવી રીતે આનંદપૂર્વક હમારૂં એક વર્ષ વ્યતીત થયું.

જે વખતે હું બી. એ. કલાસમાં હતો તે વખતે મેં સાંભળ્યું કે પ્રિયંવદાના વિવાહની વાતચીત થઇ રહી છે. મારા હૃદયમાં કોણજાણે શાથી એકાદ આઘાત થયો હોય એમ મને લાગ્યું. મેં વિચાર કર્યો કે પ્રિયંવદાના વિવાહ કરવા માટે એ લોકોને આટલી બધી 'લગની કેમ લાગી' છે? પણ હિસાબ કરી જોતાં માલુમ પડયું કે એ વખતે 'પ્રિય' ની ઉમ્મર સોળ વર્ષથી વધારે હતી. હવે બાબુ જગન્નાથપ્રસાદ વિવાહ કર્યા સિવાય એક ઘડી પણ ચલાવે એમ નહોતું. આ સર્વ વાતો સાંભળી મારા હૃદયના એક ખુણામાંથી એવો શબ્દ સંભળાવા લાગ્યો કે જેવો દુકાળમાં કંગાળો પાસેથી તેમનો આહાર લઈ લેવાથી થાય છે.

હવે પહેલાંની માફક પ્રિયંવદા મારા ઉપર ફુલોનો વરસાદ વરસાવતી નહોતી, હવે પાછળથી સંતાતી આવી મારી આંખો દબાવતી નહોતી. પહેલાંની એ પ્રિયંવદા હવે વિવાહની સંભાવનાથી ગંભીર થઇ ગઇ છે.

એક દિવસે મેં પ્રિયવંદાને હસતાં હસતાં પૂછયું "પ્રિય, શું તારા વિવાહનું નક્કી થયું?"

પ્રિય, એકવાર મારા તરફ જોઇ આંખમાં આંસુ લાવી, ત્યાંથી ચાલી ગઇ. હું અત્યંત શરમાયો, મને ઘણું લાગી આવ્યું અને નિરાશ ચહેરે પાછો આવ્યો. ત્યારબાદ કદિપણ પ્રિયંવદા પાસે તેના વિવાહ વિષે કાંઇપણ પુછવાની મેં હિંમત કરી નહીં.

વિવાહ તો પ્રિયંવદાનો થશે પણ દિવસનું સઘળું કામ અને રાતનો આરામ એક વખત નષ્ટ થઈ ગયું. હવે પ્રિયની સાથે સહજમાં ભેટ થાય એ અસંભવિત થઇ ગયું. ઘણા વિચાર કર્યા બાદ મેં મારા નાનપણના સાથી રામલોચનનું શરણ લીધું.

રામલોચને બાબુ જગન્નાથપ્રસાદની સાથે ગામગપાટા મારી પૂછયું "પ્રિયના વિવાહનું નક્કી થયું કે નહીં?"

બાબુ જગન્નાથપ્રસાદે તેના ઉત્તરમાં કહ્યું "નારે ભાઈ, તમારા જાણવામાં કોઈ સારો પાત્ર છે? તમે કૉલેજમાં ભણોછો એટલે તમને ઘણા છોકરાઓ સાથે ઓળખાણ હશે. તેમાંનો કોઈ સારો બતાવો તો સારૂં."

રામલોચને કહ્યું "મારો પરમ મિત્ર નંદકિશોર ઘણો સુશીલ અને ભણેલગણેલ ચતુર છોકરો છે, તેની સાથે પ્રિયંવદાનો વિવાહ કરો તો કેમ?"

બાબુ જગન્નાથ ચોંકી બોલી ઉઠયો "કોણ? શું, એ તો નહીં કે જે તેના બનેવીને ઘેર રહે છે? તેથી સારૂં તો એજ કે છોકરીના હાથપગ બાંધી જળમાં નાંખી દઉં."

આટલું કહી બાબુ જગન્નાથપ્રસાદે નિરાદરપૂર્ણ હાસ્ય કરી એ વાત ત્યાંથીજ અટકાવી.

તોપણ રામલોચને કહ્યું "કેમ, નંદકિશોર જાતે તો ખરાબ નથી ને? તેની ચાલચલણ ઘણીજ સારી છે, બુદ્ધિ પણ ઘણી તેજ છે. બી. એ. માં પાસ થયા પછી સરકારી નોકરી ક્યાં જતી રહેવાની છે? અને વળી વકીલની પરિક્ષા પાસ થયા બાદ તેની અને તેના બનેવીની સહાયતાથી વાત કરતાંની સાથે એક પ્રસિદ્ધ વકીલ થઇ જશે અને પછી ખીસાં પણ તર થશેજ."

ફરીથી બાબુ જગન્નાથપ્રસાદ નિરાદરથી હસી બોલ્યા "મને શેખચલ્લીના વિચારો પસંદ નથી; તેથી તો ઉત્તમ એજ છે કે કોઇ ડેપ્યુટી મેજીસ્ટ્રેટ અથવા કોઇ નામાંકિત વકીલ શોધી કાઢી તેની સાથે પ્રિયંવદાનો વિવાહ કરવો, અને નંદકિશોરને કહી દેવો કે જેથી તે ભણવામાં ચિત્ત લગાડે."

ત્યાર બાદ મારા વિષે બીજી કોઇ વાતચીત થઇ નહી. પરંતુ આ વાત જાણી બન્ને ઘણી વખત સુધી મનમાં આલોચના પ્રત્યાલોચના કરતા રહ્યા. હું તો શરમનો માર્યો મરણતુલ્ય થઇ ગયો. હવે પ્રિયંવદાના દર્શન પણ દુર્લભ થઇ પડયાં. આજ સુધી મેં તેને એક દિવસ પણ એવું નહોતું કહ્યું કે હું તને ચાહું છું. આજ એ વાત ખુલ્લી થઇ ગઇ.

૩

એક દિવસે એક નવો ડેપ્યુટી મેજીસ્ટ્રેટ રાહુનું રૂપ ધારણ કરી પ્રિયંવદાનો ગ્રાસ કરવા આવ્યો. તેના કપાળમાં ચંદન, ગળામાં રૂદ્રાક્ષની માળા, એક હાથમાં માળા અને તર્જનીમાં અષ્ટધાતુની વીંટી જોઇ હું સમજી ગયો કે એ ડેપ્યુટી સાહેબ પ્રિયંવદાના માલિક થનાર છે.

વિવાહને દિવસે સંધ્યા સમયે હું બાબુ જગન્નાથપ્રસાદના મકાને જઇ જાનૈયાની સેવા અને ભોજન વિગેરેમાં સહાયતા કરતો હતો. બાબુ જગન્નાથપ્રસાદે કહ્યું "મારા સુવાના ઓરડામાં એક શેતરંજી પડી છે તે લાવી અહીં પાથરી આપો."

હું એકદમ દોડતો બાબુ જગન્નાથપ્રસાદના સુવાના ઓરડામાં ગયો. પ્રિયંવદા ત્યાં બની ઠણી વિવાહની પ્રતીક્ષા કરતી બેઠી હતી. તેના આગળની બે શમેદાનમાંની બે બતીઓની સોનેરી રોશની તેના મોઢા ઉપર પડી તેના સૌંદર્યમાં વધારો કરતી હતી.

પ્રિયંવદાએ એક વખત ઉંચું જોઇ મારા તરફ જોયું; જોતાંજ તેની આંખોમાંથી આંસુની ધાર વહેવા લાગી.

૪

ત્યાર બાદ મેં શું કર્યું? મને કાંઇ પણ યાદ નથી. રામલોચને મને બૂમ મારી કહ્યું "નંદકિશોર, જગન્નાથ બાબુ તમને શોધે છે; ચાલો."

હવે મને ભાન આવ્યું. જોયું તો મને અજાયબી લાગી કે હું મારા ઓરડામાં ક્યાંથી? ઘણી મહેનતે મેં આંસુ અટકાવી કહ્યું "તેમને જઈ કહો કે મને તાવ આવ્યો છે, તેથી આ વખતે હું ત્યાં જઈ શકીશ નહી."

રામલોચને તેનો હાથ મારા માથા ઉપર મૂક્યો અને એક ઉંડો શ્વાસ લીધો; પછી તે પણ ચુપચાપ ચાલ્યો ગયો.

બીજે દિવસે વરકન્યાને વિદાય કરવામાં આવ્યાં. હું પ્રિયને જોઈ હિંમત રાખી શકીશ નહીં તેથી હું તેને ઘેર ગયો નહીં. મારા દરવાજામાં ઉભો રહ્યો—એવી ધારણાથી કે જ્યારે પ્રિય મારા મકાન આગળથી જશે ત્યારે હું તેને જોઇશ અને પછી હું મારા ખાનગી ઓરડામાં જઇ રડીશ.

થોડી વાર બાદ વાજાં વાગ્યાં અને જગન્નાથ બાબુના મકાન આગળથી એક ગાડી નીકળી. ગાડીના બારણાં એવી રીતે ઢાંકવામાં આવ્યાં હતાં કે જાણે અદાલતમાંથી કોઇ કેદીને લઇ જતા હોય. મારી આંખો આગળથી પ્રિયંવદા અસ્ત થઇ ગઇ તોપણ હું તેને જોઈ શક્યો નહીં.

બહુ મહેનત કરવા છતાંએ જ્યારે હું હિંમત રાખી શક્યો નહીં ત્યારે લાચાર થઇ મેં કેટલાક દિવસ બાદ પ્રિયંવદા ઉપર કાગળ લખ્યો. જેની પાસે એક પણ દિવસ પ્રણયની વાત કહેતાં જીભ ઉપડી નહોતી તેના ઉપરના પત્રમાં પણ તે વાત લખી શક્યો નહીં પત્રમાં તેના હાથનો લખેલો પત્ર મેળવવાની આશાથી માત્ર એક કુશળ પ્રશ્નનો પત્ર લખ્યો. પરંતુ તે પત્રનો કાંઇ પણ પ્રત્યુત્તર મળ્યો નહીં. એક દિવસ જગન્નાથ બાબુએ મને બોલાવી એક પત્ર આપ્યો, અને કહ્યું "આ વાંચો." હું એનો મતલબ સમજી શક્યો નહીં. ડરતાં ડરતાં કવરમાંથી પત્ર બહાર કાઢતાંજ જોયું કે તે પ્રિય ઉપર લખેલો પત્ર હતો, તેની સાથે લગાડેલો એક બીજો પત્ર હતો. મારી ચારે બાજુ અંધકાર વ્યાપી ગયો. મારા હાથમાંથી તે પત્ર પડી ગયો. જગન્નાથ બાબુએ કરડા અવાજે કહ્યું "વાંચો." કળથી ચલાવવામાં આવતી લાકડાની પુતળી માફક હું પણ તે પત્ર ઉપાડી વાંચવા લાગ્યો. તેમાં પ્રિયવંદાના સ્વામીએ લખ્યું હતું:—

"સેવામાં કોટિશઃ પ્રણામ.

એક નંદકિશોર નામક કોઇ વ્યક્તિએ મારી સ્ત્રી ઉપર પત્ર લખ્યો છે. તેને પૂછતાં માલૂમ પડ્યું કે નંદકિશોર આપનો પાડોશી છે. કોઈ અન્ય પુરૂષ મારી સ્ત્રી ઉપર પત્ર લખે તે જોવા હું ખુશી નથી. આપ તે વ્યકિતને બોલાવી સારી રીતે સમજાવશો. ફરીથી આમ કરશે તો હું તેને કોર્ટમાં ઘસડીશ. ઈતિ."

રઘુનંદન પ્રસાદ.

પત્ર વાંચી મેં વિચાર કર્યો કે પ્રિયંવદાનો સ્વામી હાકેમ છે. કદાચ તે મને સપડાવે પણ ખરો. મનમાંજ હવેથી પત્ર લખવાના સોગંદ લીધા, અને પત્રને જગન્નાથ

બાબુ પાસે મૂકી હું ધીમેથી તેમની સામે નીચું મોઢું કરી બેસી ગયો, જગન્નાથ બાબુએ બન્ને પત્રોના ટુકડા કરી ફેંકી દીધા, અને મને કહ્યું "નંદકિશોર, આ સારૂં નહી. આમ કરવાથી પ્રિય પર તેનો સ્વામી વહેમાય. આવું ફરીથી કરશો નહી. હું રઘુનંદન ઉપર પત્ર લખી દઉં છું."

હું લજ્જાનો માર્યો પાણી પાણી થઇ ગયો અને જેમ તેમ કરી ઘેર ગયો. આવીજ જાતની લજ્જાને અંગે એક દિવસે માતા જાનકીએ પૃથ્વીને માર્ગ આપવાની વિનંતિ કરી હતી. મારા કાનમાં એજ ગુંજારવ કરવા લાગ્યું "એવું કરવાથી પ્રિય ઉપર તેનો સ્વામી સંદેહ કરશે." હાય! આવી કુબુદ્ધિ મારા હૃદયમાં કેમ જાગી?

૫

આ બનાવને આજે અગીઆર વર્ષ થઇ ગયાં. ત્યારબાદ મેં બી. એ. અને એમ. એ. ની પરીક્ષાઓ પસાર કરી. મારા બનેવીએ બહુ સમજાવ્યા છતાં પણ મેં વકીલાત કરવાનો વિચાર માંડી વાળ્યો અને આ પ્રિયવંદા પત્ર આજકાલ કરતાં આઠ વર્ષથી ચલાવું છું. રાજા રામચંદ્રે સોનાની સીતા બનાવી હતી, અને મેં મારી બાપીકી માલ મીલકત વેચીસાટી આ કાગળની પ્રિયંવદાની પ્રતિષ્ઠા કરી છે. મેં મારી બધી બુદ્ધિ, વિદ્યા, શક્તિ અને અર્થ એનીજ સેવામાં સમર્પણ કર્યું છે. પ્રિયંવદા માસિકપત્ર વાંચવાનું બહુ પસંદ કરતી હતી, પછી શા માટે હું તેની પ્રિય સામગ્રી માટે મારૂં સર્વસ્વ અર્પણ ના કરૂં?

જ્યારે તેના ઉપર પત્ર લખવાનો રસ્તો બંધ થઇ ગયો, ત્યારે વિચારતાં વિચારતાં એ ખ્યાલ આવ્યો કે—તેનાં નામ ઉપરથી એક પત્રિકા પ્રકાશિક કરી તેના ઉપર મારી મર્મકથા લખી ચારે બાજુ મોકલીશ. કોઇપણ વખત મર્મકથા પ્રિયંવદાની આંખ તળે અવશ્ય આવીજ જશે. તે દિવસથી વાર્તાના બહાને મારી મર્મકથા લખવી એ મારૂં કામ થઇ પડ્યું. ભકત પુજારીની માફક દેવતાને માટે અર્ઘ્ય નૈવેદ્ય આપે જાય છે પણ તે નથી જાણતો કે તેથી દેવતાનું ચિત્ત દયાર્દ્ર થાય છે કે નહીં. તન, મન, ધનથી માત્ર એજ પ્રયત્ન કરતો હતો કે કોઇપણ રીતે 'પ્રિયંવદા' એવી માસિકપત્રિકા થઇ જાય કે કોઇપણ ઘર પ્રિયંવદા સિવાય રહે નહી. આ કામ એ હું એવી આશાથી કરતો હતો કે આવી રીતે મારી પુજાનું અર્ઘ્ય એક દિવસે મારા દેવતાના ચરણોમાં પહોંચી જાય.

કોઇ કોઇ વખત અંતઃકરણ ઉદાસીનતાથી છવાઇ જતું હતું, કોઇ પણ કામમાં ઉત્સાહ રહેતો નહોતો, અને મને પોતાને સર્વત્ર નિરાવલંબન લાગતું હતું. પ્રિયંવદા મારી પાડોશણ હતી તે વખતે અમે બન્ને નાની ઉમ્મરનાં હતાં; તેથી હું તે સમયનું કાઇ પણ સ્મરણચિન્હ રાખી શકયો નહી. તે વખતે એવું કાંઇ ચિન્હ રાખવાની જરૂર પણ માલૂમ પડતી નહોતી. પરંતુ હવે તો તેના વિના મારૂં જીવન નિઃસાર થઇ ગયું—તેના હાથનો લખેલો એક પણ પત્ર હોત તો તે જોઇ હું મારા હૃદયને શાંત કરત.

એક દિવસે મેં મારી બ્હેનને પૂછયું "બ્હેન, પ્રિયંવદા તમારા ઉપર કાગળ નથી લખતી ?"

બ્હેને કહ્યું " ના, હું એ પણ જાણતી નથી કે પ્રિયંવદા કયાં રહે છે ?"

પણ હું તો જાણું છું કે પ્રિયવંદા કયાં રહે છે. કારણ કે પ્રત્યેક અઠવાડિએ સરકારી ગેઝેટ વાંચી પ્રિયંવદાના સ્વામીની બદલીની ખબર રાખવી એ મારા આવશ્યક કામોમાંનું એક હતું. મેં જરા આમતેમની વાતો કરી કહ્યું " પ્રિયંવદાનો પતિ હાલ અલહાબાદમાં રહે છે તેના ઉપર કાગળ લખોને."

બ્હેન મોહું ચઢાવી બોલી " જ્યારથી એ બધા અહીંથી ગયા છે ત્યારથી તેણે મારા ઉપર એક પણ પત્ર લખ્યો નથી તો હું તેના ઉપર કેમ લખું ? મારાથી તે કામ નહીં થાય."

હવે હું બોલી શકયો નહીં. ભલે તેઓ મારી સંભાળ ના લે પણ મારે તે લોકોની સંભાળ રાખવી એ મારૂં પ્રધાન કર્તવ્ય છે. એ વાત હું બ્હેનને કેવી રીતે સમજાવું ? મારે મારા હૃદયની નિરાશા દબાવી સંતુષ્ટ રહેવું પડયું. મારૂં આ દુઃખ કોઈની પાસે પ્રકટ કરવાનું મને ઉચિત લાગ્યું નહિ.

એક દિવસે મારા મેનેજરે આ પત્ર મને બતાવ્યો, અને મારી પાસે પ્રિયંવદાને મોકલવા માટે ખુટતાં વાનાં માગ્યાં.

એ પત્ર હાથમાં લઇ થોડીવાર તો હું કંઇ બોલી શકયો નહીં. એજ પ્રિયંવદાના હાથદસ્કત છે. તે મારા પત્રની ગ્રાહિકા છે. મને ખબર નથી કે તે કયારે મારા પત્રની ગ્રાહિકા થઇ. ગ્રાહક થવાનો પત્ર મારી નજર તળે આવ્યો નહીં હશે, કદાચ મેનેજરે ફાડી પણ નાંખ્યો હશે, અથવા તેને રદ્દી પાનામાં ફેંકી દીધો હશે. તેથી હું તે પત્રનો આદર કરી શકયો નહીં. આજ ભાગ્યવશાત્ એક બીજું પોસ્ટકાર્ડ મારા હાથમાં આવ્યું. આજે મારી સર્વ સાધના સફળ થઇ, આજે મને મારી પુજાનું ફળ મળ્યું. તે વખતે મેં મેનેજરને કહ્યું " ફોર્મ મોકલવાની જરૂર નથી; એક પ્રિયંવદાની કૉપી પોકેટમાં બંધ કરી મારી પાસે મોકલો; હુંજ શરનામું કરી આપીશ."

અસ્તુ. તેજ દિવસે ૪૭૬૫ નંબરની ગ્રાહિકાના નામનું લેબલ મેં મારા હાથે લખ્યું અને તેજ દિવસથી તે અપરિચિતાના હાથે લખાયેલ આ પોસ્ટ કાર્ડને મારૂં સર્વ હાસ્ય અને રૂદન આપી હું તેને મારી આંખો સમક્ષ રાખું છું.

પરીખ.

# મુસલમાન કાળ પૂર્વેનો હિંદનો ન્યાયકારભાર.

ઉપોદ્ઘાત.

હિંદની ન્યાય આપવાની સ્વદેશી પદ્ધતિ વપરાસમાંથી જતી રહ્યાને આજે લગભગ એક હજાર વર્ષ થઈ ગયાં છે. તેથી તે સારી હતી કે માઠી હતી, હાલની અંગ્રેજી રાજ્યની પદ્ધતિ સાથે તે સરખામણીમાં ઉતરી શકે એવી હતી કે નહોતી તે બાબત સામાન્ય જનસમૂહ તદ્દન ઉદાસી હોય એ સ્વાભાવિક છે. પરંતુ વિદ્યાવિલાસીઓ માટે તો અંગ્રેજી અમલની લગભગ શરૂઆતથી આ દેશને લગતી તેમજ દુનીઆના બીજા બધા દેશોને લગતી સર્વ પ્રાચીન બાબતોમાં એક નવીજ જાતનો રસ પેદા થયો છે અને તે તેની ઐતિહાસિક અથવા વિદ્યા માટેની ઉપયોગિતાને લગતો છે. તે કાળથી યુરોપીય ભાષાશાસ્ત્રીઓએ સંસ્કૃતગ્રંથોનો અભ્યાસ કરવા માંડ્યો અને હિંદને સદ્ભાગ્યે જેમ જેમ જ્ઞાનની વૃદ્ધિ થતી ગઇ, અનુભવ વિસ્તાર પામતો ગયો, અને અગાઉથી બાંધી બેઠેલા અભિપ્રાયોનું સ્ખલન થતું ગયું તેમ તેમ હિંદના લોકો માટે તેમને ભાવ ઉત્પન્ન થતો ગયો. અને *તારતમ્ય શબ્દશાસ્ત્ર અને તારતમ્ય પૌરાણિક કથા શાસ્ત્રના સ્થાપનથી પાશ્ચિમાત્ય વિદ્વાનોને હિંદનું સાહિત્ય અને ચારિત્ર્ય સમજવામાં કાંઇ થોડો લાભ થયો નહોતો. હવે દુનીઆ જાણે છે કે જો કે પશ્ચિમ ગોલાર્ધ તરફથી પૂર્વ ગોલાર્ધને પુષ્કળ જ્ઞાન મળ્યું છે ને હજી મળવાની આશા છે, છતાં તે સર્વનું મુળ બંધારણ ઘણેખરે ભાગે પૂર્વ તરફથી મેળવેલી વિદ્યા ઉપરજ છે; અને તેમાં મુખ્ય આપણો હિંદ દેશ છે. પરંતુ હજી જોકે એમ કબુલ કરવામાં આવે છે કે હિંદના વિદ્વાનો વિચારશક્તિને એટલે સુધી ખીલવી શક્યા હતા કે બીજા દૂર દેશના લોકો તેમની માનસિક વિદ્યાઓની અપૂર્વતાથી આકર્ષાઈને અહીં આવી ગ્રહણ કરી જતા હતા, છતાં દુનીઆના ચાલુ વ્યવહારમાં ખાનગી તેમજ જાહેર જીવનમાં જે જે પ્રશ્નો ઉપસ્થિત થાયછે તે તે પ્રશ્નોનો તેઓ સંતોષકારક રીતે નિર્ણય કરી શક્યા હતા કે નહીં તે વિષયમાં હજી ઘણા લોકોના મનમાં સંશય ઉત્પન્ન થતો હોય એમ લાગેછે અને આ દેશના વતનીઓને તે વિષે ખરી માહિતી મળે તો એક જાતની સ્વાભાવિક સંતોષ અને સ્વાભિમાનની લાગણી તેમના હૃદયમાં ઉદ્ભવે તથા પરદેશીઓ આપણો ખરો પ્રાચીન ઇતિહાસ જાણે તો તેથી તેમના હૃદયમાં પણ આપણે માટે માનની લાગણી ઉત્પન્ન થાય એ બનવાજોગ છે; તેથી ઉપલી જાતનો સંશય જેમના મનમાં હોય તે તેઓને કાઢી નાંખવાનું પુરતું પ્રમાણ મળે તે હેતુથી હિંદ ઉપર મુસલમાની હુમલાઓની શરૂઆત થતા પહેલાંનાં ૪–૫ સૈકા અગાઉ લખાયલાં હિંદુ ધર્મશાસ્ત્રો ઉપરથી હિંદની ન્યાય આપવાની સ્વદેશી પદ્ધતિનું ટુંકમાં વર્ણન કરવા ધારૂં છું.

* Comparative philology and Comparative mythology.

પરંતુ પ્રસ્તુત વિષય શરૂ કરતા પહેલાં પ્રાચીન હિંદુ કાયદાઓની વિશેષતા વિષે બે બોલ બોલવાની જરૂર છે. પ્રજા પોતેજ એકત્ર મળીને

આગમ

પોતાને પાળવામાટે કાયદાઓ ઘડે અને રાજ્યકારભારીઓ તેનો વાસ્તવિકરીતે અમલ કરે તે માટે તેને જોઇતાં નાણાં વિષે મંજુરી આપવાની સત્તારૂપ અંકુશ તેમના ઉપર રાખે, એવા વિચારો આ ભૂમિના લોકોના મગજમાં કદી આવ્યા હોય એમ જણાતું નથી. એ તો માત્ર ગયા એક બે સૈકાથી પશ્ચિમ તરફના માલ અને માણસો સાથે પૂર્વ તરફની વિશેષ મૂલ્યવાન સંસ્કૃતભાષા અને તત્વજ્ઞાનના બદલામાં આ દેશમાં આવેલાં છે. પરંતુ તે ઉપરથી એમ સમજવાનું નથી કે અહીં કાંઇ કાયદાઓ હતાજ નહીં, અને બધો વ્યવહાર જોહુકમી પ્રમાણેજ ચાલતો, કિંવા રાજ્યકર્તાઓ પોતાના સ્વાર્થથી દોરાઇને જે કાયદાઓ કરતા તેનોજ અમલ થતો અને પ્રજા વર્ગની સામાજીક સ્થિતિ અને કાયદાકાનુનો વચ્ચે કોઇ જાતનો સંબંધ હતોજ નહીં. હિંદની સામાજીક સ્થિતિનું બંધારણ વર્ણાશ્રમના પાયા ઉપર હોવાને લીધે અને વિદ્યાનો પ્રસાર થવાનાં સાધનો ઘણાં થોડાં હોવાને લીધે કાયદાકાનુનો કરવાનું કામ તે વખતે બ્રાહ્મણ વર્ગના હાથમાંજ હતું. પરંતુ તે લોકો પણ પોતાની સ્વાર્થબુદ્ધિથી પ્રેરાઇને તે કરતા એમ જે કેટલાક પાશ્ચાત્ય વિદ્વાનો અને તેમના અંધ અનુયાયીઓ મનાવવા માંગે છે તેમ નહોતું. તેઓનું કર્તવ્ય માત્ર તદ્દેશીય આચારો એકત્ર કરીને તેને શાસ્ત્રીય સ્વરૂપ આપીને તે દેશના ધર્મશાસ્ત્ર તરીકે પ્રવર્તાવવાનું હતું. અલબત, અનાદિ કાળથી ચાલતી આવેલી આર્યોની વર્ણાશ્રમની પદ્ધતિ વિરૂદ્ધ કોઈ આચાર માલુમ પડે તો તેને અશાસ્ત્રીય ઠરાવી દેવામાં તેઓ અચકાતા નહીં. પરંતુ વ્યવહારની બાબતમાં તે તે દેશના રિવાજો કાયમ રહેવા દઇ તેનો અમલ કરાવવાનો રાજ્યકર્તાઓનો ધર્મ છે એમ તે લોકો સમજાવતા.

આર્યધર્મનું મૂળ બંધારણ માનવધર્મશાસ્ત્ર કે જે આર્યો આ દેશમાં દાખલ થયા પછીનો શિષ્ટાચારોનો સૌથી પુરાણો સંગ્રહ છે એમ આજ લગીમાં હસ્તગત થયેલાં સર્વ ધર્મશાસ્ત્રો, ઇતિહાસપુરાણો, વગેરે ઉપરથી જણાય છે, તે ઉપર છે. તે પુરાતન ગ્રંથમાં મહાભારતમાં જણાવ્યા પ્રમાણે ૧,૦૦,૦૦૦ અધ્યાય* (શ્લોકો) હતા. તે કાળક્રમે સંક્ષિપ્ત થતાં થતાં સુમતિના પુત્ર ભ્રગુના હાથમાં આવ્યું ત્યારે તેમાં ૪,૦૦૦ શ્લોકો રહ્યા હતા. અને વળી હાલ જે ગ્રંથ મનુસ્મૃતિ તરીકે ઓળખાય છે તેમાં ઇ. સ. ૯ મા સૈકામાં મેધાતિથિએ તેના ઉપર ભાષ્ય લખ્યું ત્યારથી ૨૬૮૫ શ્લોકો છે. પૂર્વ ભાષાશાસ્ત્રી ડૉ. બૂલરના* અભિપ્રાય પ્રમાણે ઇ. સ. પૂર્વે ૨ જા સૈકાથી તે ઇ. સ. પછી ૨ જા સૈકા લગીના વખતમાં હાલની સ્મૃતિ રચાયલી હોવી જોઇએ. ત્યાર પછીનો જે બીજો ગ્રંથ

* મહાભારત. ૧૨-૫૯-૨૨.

* પૌર્વાત્ય ગ્રંથમાળા પુસ્તક ૩૩ મું (*Sacred Books of the East Series, Vol. XXXIII*) નારદ સ્મૃતિનો ઉપોદ્ઘાત પાનું ૧૬ મું.

સપ્રમાણ ગણવામાં આવે છે તે યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ છે. એનો રચનાર પોતે જણાવે છે કે અગાઉ આશરે વીશેક ધર્મશાસ્ત્રો રચાઇ ગયેલાં હતાં અને તેના ટીકાકાર વિજ્ઞાનેશ્વર જણાવે છે કે શાસ્ત્રીઓનાં નામની ત્યાં આવેલી યાદી પૂર્ણ નથી પણ માત્ર દૃષ્ટાન્ત રૂપજ છે તે ઉપરથી જણાય છે કે મનુના મૂળ ધર્મશાસ્ત્ર અને યાજ્ઞવલ્કય સ્મૃતિ વચ્ચે ઘણોજ કાળ વીતી ગયો હશે અને તે હાલની મનુસ્મૃતિ કરતાં પણ પાછળથી રચાયલી હશે, અને ડૉ. બુલર † તપાસ કરતાં એવા નિર્ણય ઉપર આવ્યો હતો કે તે ઇ. સ. પછી ચોથા સૈકામાં રચાયલી હોવી જોઇએ. તે શિવાયનાં જે બીજાં પુસ્તકો પ્રસ્તુત વિષયને માટે મહત્ત્વનાં છે તે નારદ અને બૃહસ્પતિની સ્મૃતિઓ છે. આમાંની પહેલી ડૉ. જૉલીના મત પ્રમાણે વહેલામાં વહેલી ઈ. સ. ચોથા સૈકામાં અને મોડામાં મોડી ઇ. સ. છઠ્ઠા સૈકામાં રચાયલી હોવી જોઇએ. અને બીજી છઠ્ઠા થી તે સાતમા સૈકા લગીમાં રચાયલી હોવી જોઇએ. કારણ કે મૃચ્છકટિક નાટકમાં ચારૂદત્તની ઉપરના તોહોમતની તપાસ કરવાની રીત, બૃહસ્પતિએ આપેલી રીત સાથે મળતી આવે છે.

ખરેજ, સંસ્કૃત ભાષામાં કાયદાને લગતાં પુસ્તકો સંખ્યાબંધ છે અને તે ધર્મસૂત્રો, શાસ્ત્રો અથવા સ્મૃતિઓ ટીકાઓ અને નિબંધો, એ ચાર વર્ગનાં મળી આવેછે; તેમાંથી પાછલાં બે વર્ગનાં પુસ્તકોમાંના જુનામાં જુનાં જે મળી આવ્યાં છે તે ઇ. સ. ૯૦૦થી અગાઉનાં નથી એમ માનવામાં આવેછે અને તેથી જે કાળમર્યાદા આપણે રાખીછે તેમાં ભાગ્યે કોઇકજ આવી શકે; તેમ સૂત્રોમાં જે અમુક વિષય આપણે ચર્ચવા માંગીએ છીએ તે વિષે નહીં જેવી માહિતી હોવાને લીધે આ વિષય માટે માત્ર સ્મૃતિઓ ઉપરજ લક્ષ રાખ્યું છે.

ધર્મ અને કાયદા વચ્ચેનો સંબંધ.

હવે કાયદાને ધર્મશાસ્ત્રોમાં કેટલા મહત્વની પદવી આપવામાં આવેછે તે વિષે સહેજ વિવેચન કરવાની જરૂર છે. આગળ જણાવ્યા પ્રમાણે હિંદની સામાજીક સ્થિતિનું બંધારણ વર્ણાશ્રમ ઉપર છે તેથી ન્યાય આપવાનો પ્રસંગ કયારે ઉપસ્થિત થાય, તે કેવી રીતે આપ્યો હોય તો વ્યાજબી ગણાય વગેરે બાબતોનો સમાવેશ ક્ષત્રીય વર્ણના ધર્મમાં થાય છે; પરંતુ વિવાહ જે આર્યધર્મશાસ્ત્રકારો પ્રમાણે વ્યવહાર અથવા કરાર નથી પરંતુ સંસ્કાર છે તેનું વિવેચન આ જગાએ નહીં પરંતુ દ્વિજ જાતિના સામાન્ય ધર્મમાં કરવામાં આવેલું છે. જોકે આમ દેખીતી રીતે વ્યવહાર ધર્મ સાથે મિશ્રિત છે છતાં વ્યવહારવિભાગ કોઇપણ જાતની મુશ્કેલી અથવા ઇજા સિવાય છૂટો પાડી શકાય એવો હોય છે. દાખલા તરીકે મનુસ્મૃતિના ૮ મા તથા ૯ મા અધ્યાયમાં, યાજ્ઞવલ્કયના ૨ જા અધ્યાયમાં, અને નારદ અને બૃહસ્પતિની આખી સ્મૃતિઓમાં વ્યવહાર સિવાય બીજા કોઇ વિષયનું વિવેચન નથી એટલુંજ નહીં પણ પહેલી બે સ્મૃતિઓના બીજા કોઇપણ ભાગમાં વ્યવહારનું નામ પણ નથી. માત્ર ઉપર જણાવ્યા પ્રમાણે વિવાહની વ્યવહારમાં ગણના કરવામાં આવતી નથી.

† મજકુર પુસ્તક પાનું ૧૭ મું. પ્રો. મેકડોનલનો સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ પાનું ૪૨૯.

હવે આપણે જોઇએ કે આ ગ્રંથોમાં તે કાળમાં અનુસરવામાં આવતી અથવા અનુસરવા માટે ઇષ્ટ ગણાતી ન્યાય આપવાની પદ્ધતિ વિષે શી શી માહિતી આપેલી છે.

**ન્યાય સત્તાધિકારીઓ.**

ત્યારે પ્રથમ, કયા કયા મનુષ્ય અથવા મનુષ્યગણો ન્યાય આપવાને અધિકારી ગણાતાં તે વિષે નારદ † કહે છેઃ—"કૂલો (ગામ લોકો) શ્રેણીઓ (વ્યાપારી મંડળો) તથા ગણો (જમાતો), રાજાએ નિમેલો અમલદાર, અને (? અથવા) રાજા (જાતે), એટલા વ્યવહારનો નિર્ણય કરવાની સત્તા ધરાવે છે, તેમાં દરેક આગલા કરતાં દરેક પાછલો ઉંચી પદવીનો છે."

બૃહસ્પતિ માત્ર પહેલા ચારજ ન્યાયસત્તાધિકારીઓ જણાવેછે અને રાજાને પોતાને ન ગણતાં સુચવે છે કે તે પોતાની જુદી ન્યાયસભા ભરતો નહીં પરંતુ તેનું કામ કરવા માટે કાંતો તે જાતે બેસતો કિંવા પોતાના કોઇ અમલદારની નિમણુક કરતો. આ બાબત તેણે એક બીજી જગાએ સ્પષ્ટ કરી આપીછે ત્યાં ‡ તે લખેછે કેઃ—

"રાજાએ જાતે કિંવા પ્રાધિવાક તરીકે કામ કરતા દ્વિજે ધર્મશાસ્ત્રના નિયમ પ્રમાણે કજીઆઓની તપાસ ચલાવવી ઇત્યાદી ઇત્યાદી."

અને તે મનુ* અને યાજ્ઞવલ્કયનો અભિપ્રાય કે જ્યારે રાજાને માથે કામનો બોજો ઘણો હોય ત્યારે તેણે વ્યવહારને લગતી તપાસનું કામ કોઇ વિદ્વાન બ્રાહ્મણને સોંપવુ, તેની સાથે બંધબેસ્તો આવે છે.

**ન્યાયસભાનું બંધારણ.**

પહેલા ત્રણ ન્યાયસત્તાધિકારીઓ જેને માટે સ્મૃતિઓ ઉપર નોંધી છે તે કરતાં કાંઇ વિશેષ માહિતી નથી, માટે તેમને પડતા મુકીને આપણે નિયમસરની ન્યાયસભા ઉપરજ લક્ષ રાખીશું. આ ન્યાયસભામાં માત્ર માન્યતા માટે હમેશાં રાજા અધ્યક્ષસ્થાનપર વિરાજતો પરંતુ ખરે ખરી રીતે એક અમલદાર જેને પ્રાધિવાક કહેતા હતા તે બેસતો હતો. સંસ્કૃત કાયદાના પંડિતોએ આ શબ્દની વ્યુત્પત્તિ વિષે ઘણા તર્કો કીધેલા છે. એક મત એવો છે કે પ્રાટ્ એટલે જે પક્ષકારોને પૂછે છે તે, + વિવાકઃ એટલે જે સભ્યોની સહાયતાથી હકીકત વિષે તપાસ કરે છે તે, એવી એની વ્યુત્પત્તિ છે. બીજી જે વ્યુત્પત્તિ સુચવાયલી છે તે એવી છે કે એ શબ્દનું પહેલું પદ ઉપર પ્રમાણેનું અને તેજ અર્થનું છે તથા બીજું પદ વદતિ એટલે ઉચ્ચારે છે, નિર્ણય કરે છે–ત્રીજી એવી કરવામાં આવે છે કે પ્રાક્ પ્રથમ વદતિ બોલે છે. આમાંની પહેલી એક નનામા શ્લોકને આધારે વિજ્ઞાનેશ્વરે આપેલી વ્યુત્પત્તિ વ્યાજબી લાગે છે. ઉપલા શ્લોક ઉપરથી એ વાત પણ સ્પષ્ટ થાય છે કે મનુ અને યાજ્ઞવલ્કયના અભિપ્રાય પ્રમાણે ન્યાયાધીશની

† નારદ. ૧–૭ તેમજ યાજ્ઞવલ્કય ૨–૩૦ તથા તે ઉપર વીજ્ઞાનેશ્વરની ટીકા.

‡ બૃહસ્પતિ ,૧–૨૮ તથા ૧–૨૪, મનુ– ૮–૯, યાજ્ઞવલ્કય. ૨–૩.

* યાજ્ઞ. ૨. ૩ ઉપર વિજ્ઞાનેશ્વરની ટીકા (વ્યંકટેશ્વર મુદ્રણાલય આવૃતિ) પાનાં ૧૦૮–૦૯ † પ્રહ. ૧–૧૨–૭ એક ધા. અ. પુસ્તક ૩૩ મું પાન. ૨૭૮ ની નીચેની.

પસંદગી બ્રાહ્મણ વર્ગમાંથીજ થતી. પરંતુ પાછળથી આ નિયમમાં એટલી ઢીલ મૂકવામાં આવી કે દ્વિજ જાતિમાં કોઇ પણ વિદ્વાન મનુષ્યની પસંદગી થઇ શકે; અને મનુસ્મૃતિનું અંગ્રેજીમાં ભાષાંન્તર કરનાર ડૉ. બર્નલ તો એટલે લગી કહે છે (ઘણે અંશે ભાષ્યકાર કુલ્લુકભટ્ટપર આધાર રાખીને) કે જો શુદ્રની પણ નિમણુંક કરવામાં આવી હોય તો તેણે આપેલો ચુકાદો પણ વાજબી ગણાતો. આ ઉપરથી એમ જણાય છે કે બ્રાહ્મણો સમયને માન આપીને પોતાનું પદ કેવી રીતે જાળવી રાખવું તે સારી રીતે સમજી શકતા હતા.

આ મુખ્ય ન્યાયાધીશને કજીઆઓની તપાસ કરવામાં મદદ કરવા માટે રાજા તરફથી બીજા કેટલાક માણસોની નિમણુક કરવામાં આવી હતી. તેઓ સભ્યો અથવા સભાસદો કહેવાતા. તે કેટલા નિમવામાં આવતા હતા તે બાબતમાં મતભેદ છે. મનુ કહે છે કે ત્રણ જોઇએ, યાજ્ઞવલ્કય કોઇ સંખ્યાનું નામ પાડતોજ નથી અને બૃહસ્પતિ કહે છે કે તેઓ ત્રણ, પાંચ કે સાત હોવા જોઇએ. આ ઉપરથી વિજ્ઞાનેશ્વર એવા નિર્ણય ઉપર આવે છે કે ઓછામાં ઓછા ત્રણ હોવા જોઇએ અને તેનું કારણ એ એવું દેખાડે છે કે યાજ્ઞવલ્કયના ૨. ૩. શ્લોકમાં सभ्यैः એ શબ્દ બહુવચનમાં હોવાને લીધે તે બે કરતાં વધારે તો હોવાજ જોઇએ. તેમની પસંદગી કરવામાં ઘણી સાવચેતી રાખવા માટે ધર્મશાસ્ત્રકારો બોધ કરે છે. અને તેને લગતી સુચનાઓ ધર્મશાસ્ત્રોમાં નિચે મુજબ છેઃ—

*"ધાર્મિક કૃત્યો કરનારા, અડગ સત્યવકતા, ગુણવાન, ક્રોધ અને લોભ રહિત, ધર્મશાસ્ત્રમાં પ્રવીણ એવા માણસોની રાજાએ સભ્યો તરીકે નિમણુક કરવી."

"જેઓ દેશના રીતરિવાજથી માહિતગાર ન હોય, અંધશ્રદ્ધાળુ હોય ધર્મશાસ્ત્રની અવગણના કરનાર હોય, તથા ઉન્મત્ત, ક્રોધી, લોભી અથવા આર્ત હોય તેવાની વ્યવહાર નિર્ણયમાં સલાહ લેવી નહીં," † "રાજાની ન્યાય કચેરીના સભાસદો, ધર્મશાસ્ત્ર અને લૌકિક આચારથી માહિતગાર, ઉદાત્ત, સત્યવકતા, તથા શત્રુમિત્ર સમાન ગણનારા હોવા જોઇએ."

આ સભ્યો નિયુકત હતા એટલે કે તેમને સોગંદ આપીને ન્યાયાધીશની સાથે જોડેલા હતા. આ શિવાય, ધર્મશાસ્ત્રનિપુણ બીજા ઘણા હિંદુ માણસો રાજ્યકર્તાઓની કચેરીઓમાં જતા હતા અને તેમની સંખ્યા કોઇ રીતે મર્યાદિત નહોતી. જોકે ન્યાયકચેરીમાં આવા માણસોએ જવું કે ન જવું તે દરેકની સ્વેચ્છાની વાત હતી. પરંતુ † નારદ કહે છે કેઃ—

"કાંતો ન્યાયસભામાં જવુંજ નહીં અથવા તો વ્યાજબી હોય તે કહેવું. જે માણસ મૂંગો બેસે છે અથવા ધર્મ વિરૂદ્ધ અભિપ્રાય આપેછે તે પાપી થાય છે. !"

---

* ખુડ ૧-૧૩, ૩૩, † નારદ ૩.૫-૬.

† નારદ ૩-૧૦-૧૧

" ન્યાયસભાના જે પુરૂષો મૂગા અને વિચારગ્રસ્ત બેસી રહે છે અને પ્રસંગ આવે બોલતા નથી, તે સર્વે હરામખોર છે. "

હિંદુ રાજાઓની ન્યાયસભાના બીજા અમલદારોમાં, હિસાબ તપાસનાર, લેખક અને બેલીફ એટલા હતા. એઓની લાયકાતો વિષે * બૃહસ્પતિ કહેછે કે:—

" વ્યાકરણ અને શબ્દકોષના પૂરેપૂરા માહિતગાર, ગણત્રી કરવામાં હોશીઆર, સત્યાગ્રહી, અને ભિન્ન ભિન્ન લેખનપદ્ધતિઓના જાણકાર એવા બે માણસોને રાજાએ હિસાબ તપાસનાર તથા લેખક તરીકે નિમવા."

" એક સત્યાગ્રહી માણસ, જે ન્યાયાધીશની આજ્ઞા પાળે એવો હોય, તેને, સાક્ષીઓ તથા વાદી પ્રતિવાદીને બોલાવી લાવવા તથા પોતાની રખવાળીમાં રાખવા માટે નિમવો."

‡ આ માણસો શિવાય હિંદુ ન્યાયસભાઓમાં બીજી જરૂરીઆત વસ્તુઓમાં, ધર્મશાસ્ત્રો, સુવર્ણ, અગ્નિ તથા જળ હતાં. અમાંનાં ધર્મશાસ્ત્રોમાંથી જય અથવા પરાજય એ નિર્ણય મળતો, સુવર્ણ અને અગ્નિ દિવ્ય આપવામાં ઉપયોગી થઇ પડતાં તથા જળ (અને અન્ન) જે માણસો ભૂખતરસથી પીડાતા હોય, તેમના કામમાં આવતાં.

† આવી રીતે બૃહસ્પતિના કહેવા પ્રમાણે ન્યાયકારભારનાં જે દશ અંગો હતાં તે, રાજા, તેનો પસંદ કીધેલો પ્રતિનિધિ (ન્યાયાધીશ) સભ્યો, ધર્મશાસ્ત્ર, હિસાબ તપાસનાર, લેખક, સુવર્ણ, અગ્નિ, જળ, અને બેલીફ, હતાં.

(અપૂર્ણ).

પ્રલ્હાદ ચન્દ્રશેખર દીવાનજી

# ગુજરાતને હવે કેવા યુવાનોની જરૂર છે?*

પ્રમુખ મહાશય અને મ્હારા દેશની આશાઓ,

" પૂના ગુજરાતી બન્ધુસમાજે " તમ્હારા સમક્ષ મ્હારા વિચારો રજુ કરવાનો જે પ્રસંગ મ્હને આપ્યો છે તે માટે હું તે સમાજનો તથા તે સમાજના પ્રમુખ પ્રો. બળવંતરાય કલ્યાણરાય ઠાકોરનો અન્તઃકરણપૂર્વક આભાર માનું છું. મ્હારા દેશની આશારૂપ યુવાનભાઇઓની મ્હોટી સંખ્યા આગળ " ગુજરાતને હવે કેવા યુવાનોની

* બૃહ. ૧-૧૪-૧૫., ‡ તે પુસ્તક ૧-૭. † તે પુસ્તક ૧-૪.

* " પૂના ગુજરાતી બન્ધુસમાજ " ની એક સભા આગળ તા. ૮-૮-૧૯૧૫ ને દિવસે રા. રણછોડરામ વાવાભાઇ મહેતાના પ્રમુખપદ નીચે આપેલું ભાષણ.

જરૂર છે" એવા વિષય ઉપર બોલવાનો પ્રસંગ મળે એ હું ખરેખર, મ્હારૂં મ્હોટું સદ્દભાગ્ય સમજું છું. બન્ધુઓ, મ્હારાં આ વચનોને માત્ર ઔપચારિક વિનય ન લેખશો, પરન્તુ લાગણીથી ઉભરાતા હૃદયના ઉદ્‌ગારરૂપ ગણજો. જે ભાવના હું હમણાં જ તમ્હારા સમક્ષ મૂકવા મ્હાઉં છું તે ભાવનાથી પ્રેરાઈને પ્રવૃત્તિ કરનાર આત્માને મ્હને અત્યારે થાય છે તેવી જ ભાવાર્દ્રતાનો અનુભવ આવા પ્રસંગોએ થાય એ, તમ્હે સ્હેલાઈથી સમજી શકશો.

બન્ધુઓ! પૂનામાં પ્રાન્તિક પરિષદ્‌નું સંમેલન લગભગ એક માસ ઉપર થયું ત્યારે તે પ્રસંગનો લાભ લઈને અત્ર આવેલા કેટલાક ગુજરાતી આગેવાન ગૃહસ્થોને તમ્હે આમંત્રણ આપ્યું હતું, અને પૂનામાં વસતા ગુજરાતી ભાઈઓ બ્હારગામથી આવેલા ગુજરાતી ભાઈઓને મળે એવો સુયોગ તમ્હે રચ્યો હતો. તે પ્રસંગને સર્વ રીતે ઉચિત એવો વિષય રા. ભાઈ રણજીતરામે ચર્ચા માટે પસંદ કર્યો હતો. "ગુજરાતમાં સાર્વજનિક જીવન" એવું તે વિષયનું શીર્ષક હતું. તમને સર્વને સ્મરણમાં હશે કે તે પ્રસંગે તમ્હારા સમક્ષ મ્હેં એક ભાવનાનું સૂચન કર્યું હતું. આજે ફરીથી તે ભાવના હું તમ્હારા સમક્ષ રજુ કરવા માગું છું, કારણ કે તે ભાવનામાં "ગુજરાતને હવે કેવા યુવાનોનાં જરૂર છે'' એ પ્રશ્નના ઉત્તરનાં બીજ રહેલાં છે. તે ભાવના અપૂર્વ અથવા નવી છે એવો મ્હારો દાવો નથી; મ્હારી વિજ્ઞપ્તિ એટલી જ છે કે હવે એવો સમય આવી પહોંચ્યો છે કે જ્યારે એ ભાવનાનો પ્રસાર આપણા ગુજરાતમાં સર્વત્ર થવાની જરૂર છે એટલું નહિ, પરન્તુ તે ભાવનાની સિદ્ધિ અર્થે વ્યકિતગત તથા સમાજગત પ્રયત્નપરમ્પરાનો પ્રારમ્ભ થવાની અનિવાર્ય આવશ્યકતા છે. તમ્હે અત્યારે જીવનને આંગણે ઉભા છો, તમ્હે અત્યારે તમ્હારા જીવનમન્દિરના પાયા નાંખો છો, તમ્હે અત્યારે તમ્હારા જીવનની ભાવનાઓની રૂપરેખાઓ આલેખો છો તેવા પ્રસંગે એ ભાવના તમ્હારા સમક્ષ મૂકાય, એ ભાવના તમ્હારી બુદ્ધિનો અને તમ્હારા હૃદયનો આદર પામે, અને એ ભાવના તમ્હારા સમગ્ર જીવનની પ્રેરણારૂપ બને, એ જોવા ગુજરાતનાં સર્વ હિતૈષી હૃદયો ઉત્સુક છે. એક બીજી બાબત. એ ભાવના અપૂર્વ અથવા નવી નથી એટલો જ દાવો હું નથી કરતો એમ નથી; હું એક બીજો દાવો પણ કરતો નથી. હું એવો દાવો સ્હેજ પણ કરવા નથી માગતો કે જે ભાવના હું મૂકીશ તે ભાવના મનુષ્યજીવનની ઉત્તમમાં ઉત્તમ ભાવના છે, કે તે ભાવના સમાન મનુષ્યજીવનની બીજી હિતકારક ભાવનાઓ નથી, કે તે ભાવનામા મનુષ્યજીવનનું સર્વસ્વ આવી જાય છે; મ્હારી વિજ્ઞપ્તિ માત્ર એટલી જ છે કે આપણા હિન્દુસ્તાન દેશની અને તે દેશના અંગભૂત ગુજરાત પ્રાન્તની અત્યારની સ્થિતિ એવી છે કે ત્હેમાં એ ભાવના આવશ્યકમાં આવશ્યક છે એટલું નહિ, પરન્તુ એ ભાવના મનુષ્યજીવનની ઉત્તમમાં ઉત્તમ ભાવનાની બાધક નથી પણ સાધક છે. અન્તિમ સાધ્યની સિદ્ધિની તરંગપરમ્પરામાં નિમગ્ન થઈ એ સાધ્યની સિદ્ધિમાં સાધનરૂપ નિકટ સાધ્યની ઉપેક્ષા કરવી એ આત્મઘાતક અન્ધતા છે. ઇતિહાસ ડિંડમ બજાવી બોધ દે છે કે વ્યકિતજીવનની

માફક પ્રજાજીવનમાં પણ એવા મહાપ્રસંગો આવે છે કે જ્યારે એક જ સાધ્ય સર્વ પ્રજાએ પોતાના સમક્ષ મૂકવું પડે છે, જ્યારે એક જ ભાવના સમસ્ત પ્રજાની પ્રેરણારૂપ બને છે, જ્યારે એક જ લક્ષ્ય સમગ્ર પ્રજાની પ્રવૃત્તિઓનું પ્રાબલ્ય થાય છે. અત્યારે ચાલતા મહાયુદ્ધના સમયનું સુધરેલી પ્રજાઓનું વર્તન આ કથનનું સત્ય સિદ્ધ કરનાર તાત્કાલિક દૃષ્ટાન્ત છે. હું જે ભાવના રજુ કરવા ઇચ્છું છું તે ભાવનાના સંબન્ધમાં આપણે સર્વેએ તેવા જ પ્રકારની એકાગ્રતા બતાવવાની છે.

બન્ધુઓ, તમ્હે પ્રશ્ન કરશો કે એ ભાવના કઇ? એ ભાવનાનું તમ્હારા સમક્ષ નિવેદન કરવામાં હું આપણા લોકોના પૂજાવિધિનો આશ્રયલઇશ. તમ્હે જાણો છો કે જે દેવનું આપણે આવાહન કરવાનું હોય છે તે દેવનું પ્રથમ ધ્યાન ધરવું પડે છે, જેથી તે દેવનું સ્વરૂપ ઉપાસકની કલ્પના સમક્ષ તાદૃશ રૂપમાં ખડું થાય. તો આપણે જે ભાવનાદેવીનું આવાહન કરવાનું છે તે ભાવનાદેવીનું આપણે પ્રથમ ધ્યાન ધરીએ, અને ત્હેમના સ્વરૂપની કલ્પના કરીએ. **સુધરેલી અને પ્રભાવશાલી પ્રજાઓમાં હિન્દી પ્રજાનું અગ્રેસર સ્થાન અને હિન્દી પ્રજામાં ગુજરાતનું ગૌરવાન્વિત પદ**: આ એ ભાવનાદેવીનો આત્મા. જરા એકચિત્ત થઇ આ સ્વરૂપમાં ભાવનાદેવીનું ધ્યાન ધરો અને એ દેવીનું તમ્હારા હૃદયમાં આવાહન કરો. અવધાનની તમ્હારી સર્વ શકિતઓને એકાગ્ર કરો અને બીજી અપ્રસ્તુત બાબતોથી તમ્હારા ધ્યાનને વિક્ષિપ્ત થવા ન દ્યો, બીજાં આવરણોથી તમ્હારી દૃષ્ટિને આવૃત થવા ન દ્યો. તમ્હારી કલ્પાનાના પટ ઉપર એ ચિત્રને આલેખો. શું એ ચિત્ર તમને મનોરમ લાગતું નથી? શું એ ચિત્ર તમ્હારાં સર્વ અંગોને આનન્દમય બનાવી દેતું નથી? શું એ ચિત્ર તમ્હારા હૃદયના ઉંડામાં ઉંડા ભાગોમાં કાંઇ અગમ્ય અનુભવ કરાવતું નથી? બન્ધુઓ! કરો એ ભાવનાદેવીનાં દિવ્ય દર્શન અને સફલ થશે જીવન તમ્હારૂં તથા તે દેશનું જેના તમ્હે સન્તાન છો.

પરન્તુ બન્ધુઓ, ધ્યાન અને આવાહન એ બેથી પૂજાવિધિનો પ્રારમ્ભ થાય છે, પૂર્ણાહુતિ થતી નથી. આપણા લોકોનો શબ્દપ્રયોગ એવો છે કે **आवाहयामि, समर्पयामि**।–હું આવાહન કરૂં છું, હું સમર્પણ કરૂં છું. ઉપાસ્ય દેવતા માટે ઉપાસક પોતાની શકિત પ્રમાણે સમર્પણ કરે એ આપણા લોકોના પૂજાવિધિનું આવશ્યક અને અગત્યનું અંગ છે; તો ઉક્ત ભાવનાદેવીનો સાક્ષાત્કાર સંપૂર્ણ થાય તે માટે જરૂરનું છે કે આપણે સર્વે ઉપાસકો યથાશકિત સમર્પણ કરીએ. ઉપાસકના સમર્પણ વિના ઉપાસ્યનું તર્પણ થઇ શકતું નથી, માટે આ સમર્પણની સામગ્રીનો વિચાર કરવો જરૂરનો છે. બીજી એક દૃષ્ટિથી પણ આ વિષે વિચાર કરવાની જરૂર બતાવી શકાય એમ છે. આપણી યુનિવર્સિટીની નવી યોજના પ્રમાણે જુદા જુદા વિષયો ઉપર એમ. એ. ના વિદ્યાર્થીઓ માટે વિદ્વાનો પાસે ભાષણો અપવાવામાં આવે છે. આ ભાષણો વિદ્યારસિકો માટે પણ ખુલ્લાં હોવાથી પ્રો. આનન્દશંકર બાપુભાઇ ધ્રુવ વેદાન્તના વિષય ઉપર જે વ્યાખ્યાનો આપે છે તે સાંભળવા હું જાઉં છું. ત્હેમાં એક વ્યાખ્યાનમાં એવું આવ્યું હતું કે કેટલીક હકિકતનું નિવેદન કરવામાં આવે છે ત્હેનો

આશય માત્ર હકિકતનિવેદનનો જ હોતો નથી, પરન્તુ તે ઉપરાંત કાંઇ ક્રિયા સૂચવવાનો હોય છે. દાખલા તરીકે "नदीतीरे पंच फलानि सन्ति, નદીકાંઠે પાંચ ફલ છે," એ વાક્ય માત્ર હકિકતકથનને માટે નથી, પરન્તુ "એ ફલ લઈ આવ" એવું એમાં સૂચન છે. એક શેઠ નોકરને એમ કહે કે "મ્હારે પાણી જોઇએ છિએ" તે ત્હેનો નોકર "શેઠને પાણીની જરૂર છે" એટલી વાતની નોંધ લે માટે કહેતો નથી, પરન્તુ નોકર જઈને પાણી લઇ આવે તેટલા માટે કહે છે. તેવી જ રીતે મ્હેં તમ્હારા આગળ આજે આ ભાવનાનું નિવેદન કર્યું તે આ ભાવનાનું નિવેદન કરવા માટે જ નહિ, એ ભાવનાનું શ્રવણ કરી તમ્હેં તેટલાથી જ સંતોષ માનો એટલા માટે નહિ, પરન્તુ તે ભાવનાનો આપણે સર્વેએ જીવનમાં પ્રયોગ પણ કરવાનો છે એવું સૂચન કરવાના હેતુથી.

પરન્તુ એ સમર્પણના સંબન્ધમાં હું બે વ્યાવહારિક સૂચનાઓ કરૂં તે પ્હેલાં જે સ્થિતિમાં આપણે કાર્ય કરવાનું છે તે વિષે કેટલુંક સામાન્ય કથન કરવું હું જરૂરનું ધારૂં છું. આપણા દેશની અન્દર કાંઇ પણ કાર્ય કરતી વખતે આપણે ધ્યાનમાં રાખવાનું છે કે હિન્દુસ્તાન દેશને સંસ્કૃતિની શરૂઆત તદ્દન નવેસરથી કરવાની નથી, કે હિન્દુસ્તાન દેશને—અંગ્રેજીશબ્દ રચનાનો પ્રયોગ કરીએ તો—તદ્દન કોરી સ્લેટ ઉપર લખવાનું નથી, કે હિન્દુસ્તાન દેશને ભૂતકાળ છે. હિન્દુસ્તાન દેશને પાશ્ચાત્ય સુધરેલા દેશોની પંક્તિએ પહોંચાડવાના ઉત્સાહમાં આ હકિકત ઘણા વીસરી જાય છે. એક બાજુથી જેમ હિન્દુસ્તાનને માત્ર ભૂતકાલ જ હોય અને વર્તમાનકાલ કે ભવિષ્યકાલ ન હોય એવી કેવલ રૂઢિરક્ષક દૃષ્ટિથી કેટલાક જુએ છે, તેમ બીજી બાજુથી હિન્દુસ્તાનને માત્ર ભવિષ્યકાલ જ હોય અને ભૂતકાલ ન હોય એવી સર્વાંશે ઉત્પાદક દૃષ્ટિથી કેટલાક જુએછે. આ બન્ને દૃષ્ટિઓ એકદેશીય છે અને તેથી એકલી સ્વયમેવ અધુરી છે. આપણું કાર્ય સમન્વયનું છે, એકદેશીય અનુકરણનું નહિ. પ્રાચીન અને અર્વાચીનના, પૌર્વાત્ય અને પાશ્ચાત્યના, ભૂત અને ભવિષ્યના સમન્વયનો સિદ્ધાન્ત આપણે સ્વીકારીએ તો આપણે માથે વ્યવહારમાં એક ફરજ આવી પડે છે. આપણા નવા સંસ્કારો, આપણું નવું વાતાવરણ, આપણી નવી સૃષ્ટિ આપણને આપણા કુટુમ્બમાં જ વિજાતીય બનાવી મૂકે છે. સરકારની સ્હામે ફરિયાદ કરતાં આપણા પ્રસિદ્ધ દેશભક્ત બાબુ સુરેન્દ્રનાથ બૅનરજીએ એક પ્રસંગે કહ્યું હતું કે "We are treated as out-landers in our own land— અમ્હારી પોતાની ભૂમિમાં અમ્હેં પરભૂમિના હોઇએ એવા પ્રકારનું વર્તન અમ્હારી સાથે રાખવામાં આવે છે." રાજકીય પ્રદેશમાં જેમ આ કથન સત્ય છે, તેમ સામાજિક પ્રદેશમાં પણ એ કથન લાગુ પડે છે. આપણા પોતાના લોકોના સમાજમાં—અરે, આપણા પોતાના કુટુમ્બમાં પણ આપણે 'વિજાતીય હોઇએ, પરકીય હોઇએ, એમ એક બાજુથી આપણા સ્નેહીસંબન્ધીઓને લાગે છે અને બીજી પાસથી આપણને પોતાને લાગે છે. સંસ્કૃતિઓના સંઘટ્ટન સમયે આવો અનુભવ સ્વાભાવિક છે, પરન્તુ સંક્રાન્તિસમયના જીવનની કલા આ વિજાતીયતાની લાગણી કમી કરવામાં અને સજાતીયતાની લાગણી વધારવામાં છે. સંસ્કૃતિભેદ ગમે તેવો હો, દૃષ્ટિભેદ ગમે તેવો હો, દિશાભેદ ગમે તેવો હો, પૂર્વજો ઉપર અનુજોનો વાત્સલ્યનો હક છે અને અનુજો

ઉપર પૂર્વજોનો સન્માનનો હક છે. જે પૂર્વજો પોતાના અનુજોને પોતાની પ્રતિકૃતિ પોતાની દ્વિતીયાવૃત્તિ, થવા ઇચ્છે છે તેઓ જેમ પ્રકૃતિમાં રહેલા પ્રગતિના તત્વનું અજ્ઞાન દર્શાવે છે, તેમ જે અનુજો પોતાના પૂર્વજોના અસ્તિત્વનો અનાદર કરે છે તેઓ પ્રકૃતિમાં રહેલા સાતત્યના તત્ત્વનું અજ્ઞાન દર્શાવે છે. આ સત્યની ઊંડી સમજ અને એ સમજ ઉપર આધાર રાખનાર જીવનકલા આવા સંક્રાન્તિસમયમાં અતિશય આવશ્યક છે. આ બાબત ધ્યાનમાં રાખવા અને તમને યોગ્ય લાગે તો જીવનમાં તે પ્રમાણે વર્તવા હું તમને વિજ્ઞપ્તિ કરૂં છું.

બન્ધુઓ, પ્રથમ મ્હેં તમ્હારા આગળ ભાવનાનું નિવેદન કર્યું, પછી તે ભાવનાની સિદ્ધિ કેવી વિશેષ પરિસ્થિતિમાં કરવાની છે ત્હેનું સામાન્ય કથન કર્યું, અને હવે તે ભાવનાની સિદ્ધિના સંબન્ધમાં બે વ્યાવહારિક સૂચનાઓ હું તમ્હારા આગળ સામાન્ય રૂપમાં રજુ કરીશ. તમોને કદાચિત્ એમ લાગશે કે ચોકકસ રૂપમાં વ્યાવહારિક સૂચનાઓની અત્યારે તો જરૂર છે, ભાવનાઓનાં અનિશ્ચિત નિવેદનોની નહિ. એક દૃષ્ટિથી આ લાગણી વાસ્તવિક છે, છતાં સમયના અભાવને લીધે તેમ જ એક વાર વિગતોમાં ઉતર્યા એટલે થોડેથી પતવી ભૂલભૂલામણીમાંથી બ્હાર નીકળવાની અશકયતાને લીધે, અત્યારે તો ઉકત ભાવના જ માત્ર તમ્હારા સમક્ષ સીધી રીતે મૂકી હું સંતોષ માનું છું અને તે ભાવનાના પ્રયોગની વિગતોમાં ઉતરવાનું કામ દરેક પ્રયોજકને પોતાને સોંપું છું.

હવે, પ્રથમ સામાન્ય સૂચના મ્હારે એ કરવાની છે કે સુધરેલી પ્રજાઓ જેને મનુષ્યજીવનનાં ઊંચાં સાધ્યો માનતી હોય તે સાધ્યોની સિદ્ધિની દૃષ્ટિથી હિન્દી પ્રજાએ શું કર્યું છે અને અત્યારે હિન્દી પ્રજા શું કરે છે ત્હેની વિગતવાર વ્યાવહારિક આત્મ-પરીક્ષા આપણે વારંવાર કરવી જોઇએ. દાખલા તરિકે સાહિત્ય અથવા ચિત્રકલા લ્યો. મનુષ્ય જીવનના એ ઊંચા પ્રદેશોમાં અન્ય સુધરેલી પ્રજાઓની પંક્તિમાં હિન્દી પ્રજા આવી શકે એમ છે? જગતની સાહિત્યસમૃદ્ધિમાં અથવા ચિત્રસમૃદ્ધિમાં હિન્દી પ્રજાએ કેટલું અર્પણ કર્યું છે? કેટલું કરે છે? અને કેટલું કરશે? જગતની પ્રજાઓની સિદ્ધિઓ સાથે જેમ હિન્દી પ્રજાની સરખામણી કરવાની છે તેમ હિન્દી પ્રજાની જુદી જુદી ઉપપ્રજાઓ સાથે ગુજરાતીઓની સરખામણી કરવાની છે. અફસોસની બાબત છે કે જેમ જગતની સુધરેલી મહાપ્રજાઓના સાર્વત્રિક સમારંભોમાં હિન્દુસ્તાનને સ્થાન મળતું નથી, તેમ હિન્દની ઉપપ્રજાઓના સમારંભોમાં ગુજરાત જોઇએ તેવું ગૌરવયુકત સ્થાન મેળવી શકતો નથી. હું કાંઇ આત્મનિન્દાનો અનુરાગી નથી, પરન્તુ સત્યકથન મ્હારી પાસે આત્મનિન્દા કરાવે તો ત્હેમાં મ્હારો દોષ નથી. તમ્હે કહેશો કે બંગાલ અને મહારાષ્ટ્ર પ્રાન્તો જ્યારે સ્વદેશીની બૂમો પાડતા હતા ત્યારે ગુજરાત પ્રાન્ત સ્વદેશી આચરતો હતો; તમ્હે કહેશો કે હિન્દુસ્તાનના ખૂણેખૂણામાં ગુજરાતીઓ વ્યાપારને અર્થે વ્યાપી ગયેલા છે; તમ્હે કહેશો કે ગુજરાત જેવો કૃષિકર્મમાં કુશલ હિન્દુસ્તાનનો બીજો પ્રાન્ત નથી. હું કબૂલ કરૂં છું તમારૂં કથન અને તે પણ અભિમાનથી; પરન્તુ પૂછું છું કે શું ગુજરાત હમેશાં હિન્દુસ્તાનનો વ્યાપારી જ રહેશે? શું ગુજરાત હમેશાં હિન્દુસ્તા-

નનો ખેડુત જ રહેશે ? શું ગુજરાત મનુષ્યજીવનનાં ઊંચાં સાધ્યોમાં બંગાળા અને મહારાષ્ટ્રની બરાબરી કદાપિ નહિ જ કરે ? બન્ધુઓ, જીવનનાં ઊંચાં સાધ્યોમાં ગુજરાતનું અર્પણ શૂન્ય છે એવું માનનારમાંનો હું નથી; પરન્તુ બાબુ રમેશચન્દ્ર દત્તના "Literature of Bengal–બંગાળાનું સાહિત્ય" એ નામના પુસ્તકનું છેલ્લું પ્રકરણ "ઓગણીસમા શતકનું બંગાળાનું બુદ્ધિજીવન" એ હું જ્યારે વાંચતો હતો ત્યારે બંગાળાના પ્રમાણમાં ગુજરાતે ઘણું થોડું કર્યું છે એવી લાગણી પ્રબલ રૂપમાં મ્હને થયા વિના રહી નહિ. *બીજા પ્રાન્તબન્ધુઓની સાથે સ્પર્ધાની દૃષ્ટિથી આપણે જોવાનું નથી,* પરન્તુ સહકારની દૃષ્ટિથી જોવાનું છે. હિન્દમાતાએ રાષ્ટ્રજીવનનો મહાયજ્ઞ આદર્યો છે; ગુજરાત તે સમારંભમાં રિક્તપાણિ–ખાલી હાથે–ન જાય, પરન્તુ ત્હેના ગૌરવને શોભતું અર્પણ કરે એ જોવા ગુજરાતનો કયો સુપુત્ર ઇંતેજાર નહિ હોય ? તો બન્ધુઓ, મ્હારી પ્રથમ સૂચના એ છે કે રાજકીય, આર્થિક, ધાર્મિક, સામાજિક, સાહિત્ય વિષયક, કલાવિષયક આદિ જીવનના સર્વ ઉન્નત પ્રદેશોમાં ગુજરાતનું ગૌરવ વધારે એવાં અર્પણો હિન્દમાતાને ચરણે ગુજરાતી બન્ધુઓએ કરવાં જોઇએ. ગુજરાત શક્તિહીન નથી, દૃષ્ટિહીન છે. ગુજરાત જોશે, ગુજરાત ધ્યાનમાં લેશે તો ગુજરાત અન્ય પ્રાન્તબન્ધુઓના સમાન અર્પણ જરૂર કરશે.

તમ્હે કદાચિત્ કહેશો કે જીવનનાં ઉચ્ચ સાધ્યોમાં અર્પણ કરવાનું સદ્ભાગ્ય કાંઇ સર્વનું હોઇ શકતું નથી, તો તેમ ન કરી શકે ત્હેને માટે શું નિરાશા જ છે? નહિ, બન્ધુઓ, નહિ. પ્રેમમય પ્રભુના રાજ્યમાં કોઇ જીવને માટે નિરાશા નથી. તો મ્હારી બીજી સૂચના એ છે કે જીવનના ન્હાનામાં ન્હાના વ્યવહારમાં પણ આપણે ઉક્ત ભાવનાથી પ્રેરાઇને વર્તવાનું છે. શિવમાનસપૂજામાં શિવને ઉદ્દેશીને કહેવામાં આવ્યું છે તેમ આપણે હિન્દમાતાને ઉદ્દેશીને કહેવાનું છે: यद्यत्कर्म करोमि तत्तदखिलं मातस्तवाराधनम्–હે માતા! હું જે જે કામ કરૂં છું તે બધાં ત્હારા આરાધન માટે જ છે. દાખલા તરિકે, તમ્હે અત્યારે વિદ્યાર્થી છો, અને પરીક્ષા પાસ કરવી એ તમ્હારૂં એક કર્તવ્ય છે. ઘણા સમય સુધી એવી માન્યતા અચલિત હતી કે ફર્સ્ટ ક્લાસમાં આવવું અથવા તો ઇનામ કે સ્કૉલર્શિપ મેળવવાં એ તો ગુજરાતીઓ કરી શકે જ નહિ. સદ્ભાગ્યે આ માન્યતા હવે દૂર થવા માંડી છે, અને ગુજરાતીઓ ઊંચે નંબરે વિજયી થવા માંડયા છે. જે ગુજરાતીઓ ઊંચે નંબરે પાસ થાય છે તે પોતે યશ સંપાદન કરે છે એટલું નહિ, પરન્તુ તેઓ ગુજરાતનું ગૌરવ વધારે છે. તેવી રીતે જીવનના બીજા વ્યવહારોમાં પણ જો ઉક્ત ભાવનાનો પ્રયોગ કરીએ તો આપણે ગુજરાતની તથા હિન્દની સેવા જ બજાવીએ છિએ એવી મ્હારી સમજ છે. કેટલાક એમ માને છે કે જીવનના સર્વ વ્યવહાર ત્યજી, દેશસેવાનું જીવનવ્રત લઇ, "સર્વન્ટ્સ ઑફ ઇન્ડિઆ સોસાઇટી" અથવા એવી કોઇ સંસ્થામાં જોડાઇએ તો જ દેશની સેવા કરી કહેવાય. બેશક, આપણા દેશની સંગીન સેવા માટે પોતાના સર્વસ્વનું રાષ્ટ્રને ચરણે સમર્પણ કરે એવા "**નૈષ્ઠિક દેશસેવકો**"ની આપણા દેશને અત્યંત જરૂર છે; પરન્તુ પોતાના પ્રાપ્ત નિત્ય વ્યવહારમાં દેશસેવાની

દૃષ્ટિથી કામ કરનાર "ગૃહસ્થ દેશસેવકોની" આપણા દેશને ઓછી જરૂર નથી. પોતાનું વ્યક્તિજીવન, પોતાનું કુટુમ્બજીવન, પોતાનું ધંધાજીવન દેશસેવાની દૃષ્ટિથી ગાળે એવા દેશજન ગૃહે ગૃહે ઉત્પન્ન થશે ત્યારે જ હિન્દુસ્તાન ઉદયની પરાકાષ્ઠાએ પહોંચશે. આ સંબન્ધમાં એક બીજી ગેરસમજ પણ દૂર કરવાજેવી છે. કેટલાક એમ માનતા લાગે છે કે જેઓ સરકારી નોકરી સ્વીકારે તેઓ દેશની સેવા કરી શકે જ નહિ. આ એક મ્હોટામાં મ્હોટી ભ્રાન્તિ છે એટલું નહિ, પરન્તુ આપણા સ્વાભાવિક હકનો જાણી જોઇને ત્યાગ કરવા સમાન છે. આપણા દેશની સરકારની નોકરી કરવી એ આપણો એક સ્વાભાવિક હક છે એટલું નહિ, પરન્તુ રાજ્યવહિવટના કાર્યમાં ઇતર દેશોના પુરૂષોની અમ્હે સમાન છિએ એવું વ્યાવહારિક રીતે સિદ્ધ કરવાની એક સોનેરી તક છે. જરૂરનું છે તે એટલું જ કે સરકાર એ દેશની સેવક છે અને સરકારી નોકરો પણ દેશના સેવક છે એ દૃષ્ટિનો સ્વીકાર થવો જોઇએ. સંક્ષેપમાં, મ્હારી બીજી સૂચના એ છે કે જીવનના ન્હાનામાં ન્હાના વ્યવહારથી માંડીને મ્હોટામાં મ્હોટાં કાર્યોમાં ઉકત ભાવના પ્રેરણારૂપ થવી જોઇએ. આ બે સૂચનાઓ સમર્પણવિધિના સામાન્ય સ્વરૂપનો ખ્યાલ આપી શકશે.

બન્ધુઓ, પ્રારમ્ભમાં આપણે પ્રશ્ન પૂછયો હતો કે "ગુજરાતને હવે કેવા યુવાનોની જરૂર છે?" સમગ્ર વ્યાખ્યાન ઉત્તર આપે છે કે ઉકત ભાવનાથી પ્રેરાયલા યુવાનોની ગુજરાતને જરૂર છે. પ્રશ્ન ઉલટાવીને પૂછી શકાય કે "ગુજરાતને હવે કેવા યુવાનોની જરૂર નથી?" ઉત્તર એટલો જ સ્પષ્ટ છે કે ઉકત ભાવનાની સિદ્ધિ શકય નથી એવા નિરાશાવાદી યુવાનોની ગુજરાતને જરૂર નથી. બન્ધુઓ, ફરીથી પ્રશ્ન પૂછું છું: "ગુજરાતને હવે કેવા યુવાનોની જરૂર છે?" તમ્હારો જવાબ જીવનથી આપજો, માત્ર શબ્દથી નહિ.

ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા.

---

# મુંબઈ ઇલાકાનો મ્યુનિસિપલ વહીવટ ૧૯૧૩—૧૪.

---

ગયા દોઢેક વર્ષમાં ઘણા બનાવોએ જીલ્લાઓની મ્યુનિસિપાલિટીના વહીવટ તરફ આપણું ધ્યાન ખેંચ્યું છે. સને ૧૯૧૪ ના પહેલા કાયદાની રૂએ ચીફ ઑફીસરથી પણ વધારે સત્તાવાળા મ્યુનિસિપલ કમીશનરની ઉત્પત્તિ થઇ અને એક લાખથી વધારે વસ્તીવાળાં શહેરો કમીશનરોને સોંપાયાં. તે વર્ષને વચગાળે અમદાવાદ મ્યુનિસિપાલિટી પાંચ વર્ષના સરકારી વહીવટ પછી ફરીથી પ્રજાને હસ્તગત કરવામાં આવી. આ વર્ષની શરૂઆતમાં ઘણે ઠેકાણે ઇલેક્શનની ધામધુમ ચાલી રહી હતી—જેના પડઘા હજી પણ સંભળાતા બંધ થયા નથી. ઉપરાંત નવા સભાસદોએ

શહેરના સ્વરાજ્યનું તંત્ર હાથ ધર્યું નહતું તે પહેલાં સ્થાનિક સ્વરાજ્ય વિષે ડીસેન્ટ્રેલીઝેશન કમીશને ઠરેલી સૂચનાઓને આટલે વર્ષે પચાવી, વડી સરકારે એક અગત્યનો ઠરાવ બ્હાર પાડયો છે-જેને ઘણાં પત્રોએ નિરાશાજનક ગણ્યો છે ત્યારે "વસન્ત"નાં પાનામાં એક સમર્થ વિચારકે ત્હેના કેટલાક સારા અંશો વીણી કાઢ્યા છે. છેવટે આપણી ધારાસભામાં મી૦ પટેલે મ્યુનિસિપાલિટી વિષે ઉપયોગી ઠરાવો પસાર કરાવી ત્હેમાં જોઈતા સુધારા તરફ આપણું વિશેષ ધ્યાન ખેંચ્યું છે.

વડી સરકારના છપકાદાર રેઝોલ્યૂશન ઉપર કે મી૦ પટેલની વ્યાવહારિક સૂચનાઓ ઉપર વિવેચન કરવાનો આ લેખનો હેતુ નથી; પણ હમણાંજ બ્હાર પડેલા ૧૯૧૩-૧૪ ના મ્યુનિસિપલ વહીવટના રીપોર્ટમાંથી કેટલાક જરૂરી મુદ્દા તારવી કાઢવાનોજ છે. લડાઇના સમયમાં આપણે સરકાર સાથે તકરારી વિષયો ન ચર્ચવાની રાજકીય સંધિ કરી છે; તે વખતે આ નિર્દોષ વિષયની ચર્ચા વિશેષે કરીને યોગ્યજ ગણાશે

## સ્થાનિક સ્વરાજય (?)

સ્વરાજ્ય એ આપણું પરમ સાધ્ય છે અને સ્થાનિક સ્વરાજય એનો મૂલ પાયો છે. લૉર્ડ રીપને સને ૧૮૮૨માં પોતાનો ચિરસ્મરણીય ઠરાવ બ્હાર પાડયો તે પહેલાં કેટલેક સ્થલે શહેરસુધરાઈ ખાતાનો વહીવટ કરવાને માટે સરકાર તરફથી નીમાયલા સભાસદોની કમીટીઓ સ્થાપવામાં આવી હતી. પરન્તુ શહેરના વહીવટમાં-બલ્કે આખા હિન્દી રાજ્યતંત્રમાં પ્રજાની ચુંટણીનો સિદ્ધાન્ત પહેલી વાર દાખલ કરવાનું મ્હોટું માન લૉર્ડ રીપનનેજ ઘટે છે. તેઓ પોતાના ઠરાવમાં અમર અક્ષરે લખી ગયા છે કે આ સુધારો કેવલ શહેરના વહીવટમાં પ્રજાને હક આપવાનેજ માટે નહિ પણ સમગ્ર રાજ્યતંત્રમાં ક્રમે ક્રમે ભાગ લેવાની પ્રજાની શક્તિને ખીલવવાને કરવામાં આવ્યો છે. ત્હેમની આશા કેટલેક અંશે પાર પડી છે કારણ કે ત્હેમના પછી લગભગ ત્રીશ વર્ષના અરસામાં આપણને લોકલબોર્ડમાં ઇલાકાની ધારાસભામાં અને વડીધારાસભામાં જુજ સભાસદો મોકલવાના હક મળ્યા છે, અને છતાં પણ આપણને વિચાર કરવાની જરૂર પડે છે કે શહેર, તાલુકા અને જીલ્લાના જે વહીવટને સ્વરાજયનું નામ આપવામાં આવે છે તે ખરેખર સ્વરાજ્ય છે? મ્યુનિસિપલ વહીવટમાં વધારે સત્તા કોની છે-રાજ્યની કે પ્રજાની? વળી, ઈંગ્લંડ, અમેરીકા વગેરે સુધરેલા દેશોની માફક આપણી મ્યુનિસિપાલિટીયો-અનેક બંધનો છતાં-પણ સશક્ત રીતે અને સ્વતંત્રપણે પોતાનું કાર્ય બજાવે છે? અને આ સર્વથી વધારે મ્હોટો પ્રશ્ન તો એ છે કે અમલદારોએ કે આપમતલબી માણસોએ ઉપજાવેલી નહિ પણ લોકસમૂહની ખરી જરૂરીયાતો મ્યુનિસિપાલિટીઓ પૂરી પાડે છે, કે પ્રજાના વજનદાર મતની સચોટ અસર મ્યુનિસિપલ વહીવટ ઉપર થાય છે? ટુંકામાં ન્હાના પાયા ઉપર જે પ્રજાતંત્ર "ડેમોક્રસી" ઉપજાવવાનો લૉર્ડ રીપનનો સ્તુત્ય અભિલાષ હતો તે આપણી મ્યુનિસિપાલિટીઓ સિદ્ધ કરે છે?

## મ્યુનિસિપાલીટીઓનું બંધારણ.

આ તપાસ કરવા માટે મ્યુનિસિપાલિટીઓના બંધારણ તરફ નજર ફેરવીશું. નીચેના કોષ્ટકમાં આપેલા અમલદારો અને સરકારી સભાસદોની સંખ્યા સાથે ચુંટાએલા સભાસદોની સંખ્યા સરખાવતાં આપણા "સ્થાનિક સ્વરાજ્ય" નું ખરૂં માપ જડશે.

| | સરકારી. | | | | |
|---|---|---|---|---|---|
| | અમલદારો. | સરકારે નીમેલા. | કુલ. | ચુંટાએલા. | કુલ. |
| ધોલકા ... ... | ૨ | ૬ | ૮ | ૮ | ૧૬ |
| નડીઆદ ... ... | ૧ | ૮ | ૯ | ૯ | ૧૮ |
| ગોધ્રા ... ... | ૪ | ૪ | ૮ | ૮ | ૧૬ |
| { ભરૂચ ... | ૨ | ૬ | ૮ | ૧૬ | ૨૪ |
| { અંકલેશ્વર ... | ૩ | ૩ | ૬ | ૬ | ૬ |
| { સુરત ... ... | ૩ | ૭ | ૧૦ | ૨૦ | ૩૦ |
| { વલસાડ ... ... | ૩ | ૫ | ૮ | ૮ | ૧૬ |
| થાણા ... ... | ૨ | ૮ | ૧૦ | ૧૦ | ૨૦ |
| સંગમ્નેર... ... | ૨ | ૫ | ૭ | ૫ | ૧૨ |
| લોનાવલા ... | ૪ | ૪ | ૮ | ૬ | ૧૪ |
| સતારા ... ... | ૩ | ૯ | ૧૨ | ૧૨ | ૨૪ |

અમદાવાદની મ્યુનિસિપાલિટી રીપોર્ટના વર્ષમાં સરકારને હસ્તક હતી માટે ત્હેની સંખ્યા આપવામાં આવી નથી. પરન્તુ આપણા (ઉત્તર) વિભાગમાં સારાં શહેરોની જે સંખ્યાઓ ઉપર આપવામાં આવી છે તે ઉપરથી જણાશે કે મ્હોટે ભાગે સરકારી અને બિનસરકારી સભાસદોનાં તાજવાં બરાબર સમતોલ રાખવામાં આવ્યાં છે. ભરૂચ અને સૂરત જેવા કોઇ જુજ શહેરોમાં પ્રજાના વધારે સભાસદો નીમાય છે તે ઉપરથી આખા જીલ્લા તરફ પક્ષપાતનો ભ્રમ ન થાય માટે ત્હેનાં બીજા શહેરના દાખલા આપવામાં આવ્યા છે. ઉપરાંત ઉપરની ટીપ ઉપરથી જણાશે કે જ્યારે સતારા જેવા સારા શહેરને યોગ્ય બંધારણ આપવામાં આવ્યું નથી ત્યારે લોનાવાલા અને સંગમ્નેર જેવા ગામોમાં સરકાર તરફ દાંડી નમેલી છે. વધારામાં જો આપણે ધ્યાનમાં લઇશું કે ઘણીખરી મ્યુનિસિપાલિટીને પોતાનો પ્રમુખ નીમવાની સત્તા હોતી નથી અને સરકારના મજબુત ઠરાવો છતાં ન્હાના મ્હોટા અમલદારો ચુંટણી ઉપર હજુ ઘણી અસર કરે છે તો બંધારણની બ્હારથી સમતોલ દેખાતી દાંડી કઇ બાજુ નમે છે તે સ્પષ્ટ રીતે જણાઇ આવશે. ક્યાં લૉર્ડ રીપનની ઉચ્ચગામી ભાવના અને ક્યાં હાલની નિરાશાજનક વસ્તુસ્થિતિ!

## મ્યુનિસિપાલિટીની સભાઓ.

બંધારણ જોયા પછી રીપોર્ટના વર્ષમાં ભરાએલી મ્યુનિસિપાલિટીની સભાઓ તરફ વળીશું તો આપણને એકંદર ઘણો સંતોષ થાય છે. ઘણીખરી મ્યુનિસિપાલિટીએ આખા વર્ષમાં દસથી વીશ વચ્ચે સભાઓ ભરી હતી; ત્હેમાંની એકંદર બે ત્રણ સભાઓજ સંખ્યાની ઓછપને લીધે બંધ કરવી પડી હતી—જ્યારે એવી ઘણી મ્યુનિસિપાલીટીઓ હતી કે જેને એક પણ સભા મુલતવી રાખવાની જરૂર પડી ન હતી.

દુર્ભાગ્યે આમાં એક–અને તે ઘણો ગંભીર અપવાદ માલૂમ પડે છેઃ સૂરતનો જ્યાં પર માંથી ૩૦ સભાઓ સંખ્યાને અભાવે મુલતવી રાખવી પડી હતી. સરકારની રાજનીતિ ઉપર આપણે જ્યારે ઉંચે સ્વરે ટીકા કરીયે છીએ તે વખતે આપણા કામમાં આપણે પોતે પાછળ જરા પણ ન હઠવું જોઈએ, વિશેષે કરીને એટલા માટે કે ત્હેનાં માઠાં પરિણામ તરતજ નીપજે છે. રીપોર્ટમાં સૂરતની મ્યુનિસિપાલિટીને સખ્ત ઠપકો આપવામાં આવ્યો છે એટલુંજ નહિ પણ ત્હેની સમસ્ત પ્રજાની મરજી વિરૂદ્ધ ત્હેને કમીશનરની ઝુંસરી પહેરાવવામાં આવી છે. લોકોએ જાહેર સભામાં મળી કમીશનરની નીમણુક સ્હામે ઠરાવ કર્યા પણ કલેકટર સાહેબે તે મુંબાઈની સરકારને મોકલવાની પણ તસ્દી ન લીધી! અમે આશા રાખીયે છીયે કે સૂરતની શોખીન પ્રજાને જાગૃત કરવાને આ શિક્ષા બસ થશે અને તે થોડા વખતમાં શહેર-સુધારા માટે આખા ઈલાકામાં પંકાશે.

સૂરત શિવાય બધાં ગામોએ આવી સ્થિર વ્યવસ્થાથી કામ કર્યું છે એ ત્હેમની વધારે હક મેળવવાની યોગ્યતા સૂચવે છે. મ્યુનિસિપલ વહીવટમાં બંધારણની ઉદારતા કરતાં પ્રજાની શકિત વધારે આગળ વધી જઈ સરકારને દરિદ્ર રાજનીતિ માટે ઠપકો આપતી હોય એમ લાગે છે. હક યોગ્યતાના પ્રમાણમાં અપાય એ તો યોગ્યજ છે પણ યોગ્યતાની સરખામણીમાં હકનું ધોરણ જરા ઉંચુંજ રહેવું જોઈએ, નીચું નહિ. પ્રજા જે હક માટે પૂરેપૂરી યોગ્ય હોય તે કરતાં ત્હેને વધારે હક મળે તો જ ત્હેની શકિત કેળવાય અને તે તેથી પણ વધારે હક માટે લાયક થાય. શરીરને બરાબર બંધ બેસે તે કરતાં જરા વધારે મ્હોટાં જ કપડાં જોઈએ, જેથી શરીરના વિકાસ માટે અવકાશ રહે. અમે ઇચ્છીએ છીએ કે ચીફ ઑફીસરો અને કમીશનરો નીમવાની ઉત્સુકતા સરકાર જરા નરમ પાડશે અને મ્યુનિસિપાલિટીઓ જે સ્વતંત્ર બંધારણ માટે લાયક થઈ છે તે ત્હેને ઉદાર હાથે આપશે.

## સરકારી ગ્રાન્ટ.

રીપોર્ટના વર્ષમાં ઇલાકાની મ્યુનિસિપાલિટીની આવક લગભગ ૧૫ લાખ જેટલી વધી હોય એમ જણાય છે. આ વધારામાં સરકારી ગ્રાન્ટનો લગભગ અડધો ફાલો જોઈને અમને ઘણો સંતોષ થાય છે. આપણા લોક ઘણાજ ગરીબ છે અને મ્યુનિસિપલ કરનો બોજો માણસ દીઠ રૂ. ૨–૫–૫ થી વધી રૂ. ૨–૮–૩ થયો છે એટલે મ્યુનિસિ-

પાલટીની આવકના વધારાની આશા લોકોના કર ઉપર નહિ પણ સરકારની ગ્રાન્ટ ઉપરજ રાખવી પડશે. આ માટે સરકારે જેમ ઉદાર રહેવાની જરૂર છે તેમ મ્યુનિસિપાલિટીએ વધારે ને વધારે માગણીઓ સરકારને કરવાની જરૂર છે. કેલવણી શહેર-સુધરાઇ, પાણી, ગટર વગેરે ખાતાની હારદોર યોજનાઓ દૂરદર્શીપણાથી ઘડી કહાડી સરકાર આગળ મ્યુનિસિપાલિટીઓ રજુ કરે અને ત્હેની ગંભીર અગત્યનું સરકારને વારંવાર ભાન કરાવે તોજ વધારે પૈસો ત્હેમના હાથમાં આવે. સરકારનાં રેલ્વે, પોલીસ, લશ્કર, પબ્લીક વર્કસ વગેરે ખાતાંઓ જેમ પોતપોતાનાં અમલદારો મારફત જોરશોર પૈસાની માગણી કરે છે તેમ ઇલાકાની મ્યુનિસિપાલિટીઓએ કરવાની જરૂર છે. અલબત, કલેકટરો, અને કમીશનરો હંમેશાં આ માગણીઓને ટેકો નહિ આપે–ક્વચિત્ એ માગણીઓ કરતાં પણ અટકાવશે. છતાં ઈંગ્લંડની પાર્લામેન્ટના જેવા અડગ નિશ્ચય અને અચળ હિંમતથી ત્હેમણે પોતાની માગણીઓની લડત કાયમ રાખવી. તોજ હાલની સંસ્થાઓ ખરેખરી મ્યુનિસિપાલિટીઓ બનશે—બાકી તો સરકારનાં બિન જવાબદાર ખાતાંજ રહેશે.

### કેલવણી.

પ્રજાની દૃષ્ટિથી જો કોઇ ખાતાં વધારેમાં વધારે અગત્યનાં હોય તો તે બે છે (૧) કેલવણી અને (૨) તંદુરસ્તી. શરીરને માટે જેમ તંદુરસ્તી જોઇએ તેમ મનને માટે કેલવણી જોઇએ. અમે આ બેની ઉપયોગિતાની સરખામણી કરવા માગતા નથી, પણ જ્યારે એકને માટે તાત્કાલિક ખર્ચ કરવાની જરૂર ન હોય અને બીજાની અત્યંત શૂન્યતા હોય ત્યારે બીજામાં વધારે ખર્ચ થવો જોઇએ. આ હકીકત કેટલેક અંશે આ ખાતાંને લાગુ પડે છે. વૉટર વર્ક્સ અને ડ્રેઇનેજ (ગટર વગેરે) શિવાય હિન્દુસ્થાન સૈકાઓ સુધી જીવી શકયું—જો કે સામાજીક કારણોથી નિર્બલ થયું. પણ કેલવણી શિવાય તે અધોગતિને પામ્યું અને કેલવણીમાં જેમ તે આગળ વધશે તેટલેજ અંશે તે બીજા દેશોની હારમાં ઉભું રહી શકશે. આવે વખતે જો બે ખાતાંને સરખી રકમ સરકાર તરફથી આપવામાં આવે તો પણ તે અયોગ્ય ગણાય. પરંતુ ઉપયોગિતાનું ધોરણ ઉલટાવી વધારાની લગભગ બધી રકમ પાણી અને ગટરો માટે જ આપવામાં આવે અને ત્હેનો જુજ ટકો જ કેલવણીખાતાને આપવામાં આવે ત્યારે આપણે શું કહીશું? રીપોર્ટના વર્ષમાં જ્યારે ૬ લાખ ૯૯ હજાર રૂપીયાની વધારે રકમ તંદુરસ્તી ખાતાને આપવામાં આવી ત્યારે કેલવણીની ગ્રાન્ટમાં ફક્ત ૪ હજારનો જ વધારો કરવામાં આવ્યો! આ ઉપરથી કોઇને સંશય થાય કે કેલવણીના સત્વર વિકાસ તરફ સરકાર નામરજી ધરાવે છે તો શી નવાઇ? સંશય ખોટો હશે; પણ ગ્રાન્ટની આવી વિષમ વ્હેંચણી શું કેવલ અચાનક જ હશે!

અમારી ફરીયાદ આટલેથીજ અટકતી નથી. જ્યારે રસ્તા, ગટર, પાણી શહેરનો વિસ્તાર વગેરે બાબતો રીપોર્ટમાં વારંવાર ચર્ચવામાં આવી છે ત્યારે કેલવણી વિષે ઘણી ટુંકી હકીકત આપવામાં આવી છે. નિશાળનાં મકાનો, શિક્ષકોના પગાર,

નવી નિશાળની સ્થાપના વગેરે મ્હોટા સવાલો વિષે છેક ભાંગીતુટી હકીકત આપવામાં આવી છે. અને મ્યુનિસિપાલિટીની જરૂરીયાતો વિષે સરકારી ઠરાવની અંતે જે ડહાપણભર્યું ભાષણ આપવામાં આવ્યું છે ત્હેમાં તો કેલવણીનું નામ પણ નથી! ફક્ત ઠંડી રીતે કહેવામાં આવે છે કે શહેરના ગીચ ભાગોમાં હવા અજવાળું આણવું અને રસ્તાઓ નીચે ગટરો મૂકવી એજ મ્યુનિસિપાલિટીની મ્હોટી જરૂરીયાતો છે-એક ઠેકાણે નહિ પણ ઘણે ઠેકાણે અને બધા વિભાગોમાં. આ ઉપરથી શું આપણે માની લેવું કે કેલવણી તો પૂરેપૂરી અપાઈ ગઈ અને ત્હેની ઉપર જોઈએ તેટલો ખર્ચ થઇ ચૂક્યો! અજ્ઞાનથી અંધકારમય થયેલા દેશમાં કેલવણીની આવી ઉપેક્ષા કરવાનો સરકારને શો અધિકાર છે?

કેલવણી ઉપર કરવામાં આવેલો કુલ ખર્ચ પણ આપણને નિરાશ કરે છે કારણકે ત્હેમાં પહેલાંના વર્ષ કરતાં ૧૦ હજારનો ઘટાડો થયો! સરકારે કેલવણીની ગ્રાન્ટમાં નહિ જેવો વધારો કર્યો ત્યારે મ્યુનિસિપાલીટીયે ત્હેનો ખર્ચ ઘટાડયો. સરકારે કેલવણીની અવગણના કરી એટલે મ્યુનિસિપાલીટી પણ પોતાનું કર્તવ્ય ભૂલી ગઇ! જે વખતે દર વર્ષે ગમે તેવી મુશ્કેલીઓ વચ્ચે આગ્રહપૂર્વક કેલવણી ઉપર વધારે ને વધારે રકમો ખર્ચવાની જરૂર છે તે વખતે આવી અવિચારી દરિદ્રતા દેખાડવા માટે સર્વ મ્યુનિસિપાલીટીએ પસ્તાવાની જરૂર છે.

## તંદુરસ્તી.

ઉપર જણાવ્યા પ્રમાણે તંદુરસ્તી એ બીજો એવો સવાલ છે કે જે ઉપર મ્યુનિસિપાલીટીએ ખાસ લક્ષ આપવાની જરૂર છે. તંદુરસ્તી માટે હાલના સંયોગોમાં બે વસ્તુઓની ખાસ જરૂર છે (૧) લોકોને સારૂ પાણી પુરૂં પાડવાની અને (૨) શહેરને સ્વચ્છ રાખવાની. પરન્તુ આ ઉપરથી એમ સમજવાનું નથી કે પાણીને માટે વોટરવર્ક્સ કરવાં જોઈએ અને સ્વચ્છતા માટે જમીન નીચે ગટરોજ મૂકવી જોઇએ. આપણા લોકો કુવા અને વાવ, તળાવ અને નદીનાં પાણી વાપરતા હતા, અને જ્યાં મળી શકે ત્યાં હજી પણ વાપરે છે. શહેર ઘણું મ્હોટું હોય અને લોકોને જુનાં સાધનોથી પાણી મળી શકતું ન હોય ત્યાં વૉટરવર્કસ યોજાય એ યોગ્યજ છે. પરન્તુ ઘણી એવી જગ્યાઓ હોય કે જ્યાં કુવાઓ સમરાવવાથી અને તલાવ વધારે ઉંડા ખોદાવવાથી ફરીથી પાણી મળી શકે. જ્યાં સુધી જુને રસ્તે આપણી સુખાકારી સચવાતી હોય ત્યાં સુધી નવા કીંમતી માર્ગો લેવાની આપણા ગરીબ લોકોને જરૂર નથી. અમે પૂછીશું કે રીપોર્ટમાં નવાં વોટરવર્કસ ઉઘાડવાનો જે છંદ નજરે પડે છે ત્હેમાં ઝંપલાવતા પહેલાં જુનાં સાધનોને સુધારવાનો વિચાર કરવામાં આવ્યો છે? પશ્ચિમના કીંમતી માર્ગમાં આપણાં શહેરને ઘસડતા પહેલાં જુને સાદે રસ્તે શહેરને સુખી કરવાના પ્રયોગ કરવામાં આવ્યા છે? રીપોર્ટમાં આ વિષે કંઇ જણાતું નથી એટલે અમને તો ગંભીર ધાસ્તી રહે છે કે જે લાખો રૂપીઆથી કેલવણી અને ઉદ્યોગનો ઘણો વિકાસ થઇ શકે તે કંઇક સાહસિકપણે ઘણે શંકાભરેલે રસ્તે વપરાય છે.

ડ્રેઇનેજ માટે તેજ પ્રમાણે. ગટર શિવાય, ખાળનાં પાણી વાવકુવાના પ્રવાહમાં ભળવાનો સંભવ રહે છે એ ખરૂં છે. પહેલું તો જે શહેરમાં નળ હોય ત્યાં ગટરની તાત્કાલિક જરૂર રહેતી નથી. કારણ કે નળને લીધે ગંદકી પાણીને અડકી શકતી જ નથી. પરન્તુ આથી વધારે અગત્યની બાબત એ છે કે શહેરની દરેક શેરી, દરેક પોળ અને દરેક ખુણો અતિશય સ્વચ્છ ન હોય બલ્કે ગલીયોમાં તો શું પણ સરીયામ રસ્તા ઉપર ઉકરડાના ઢગ ઉભરાતા હોય તે વખતે ગટર વડેજ શહેરને સ્વચ્છ કરવાનો વિચાર કરવો એ મ્યુનિસિપલ ગાંડપણ જ કહેવાય. અત્યારે પણ એવાં શહેરો નથી કે જ્યાં રસ્તા નીચે ગટરો હોવા છતાં તેજ રસ્તાઓ કચરાના ભારથી દબાતા હોય! તાત્પર્ય એજ છે કે પશ્ચિમના પવનમાં ઘસડાતા પહેલાં જે પ્રાથમિક ઉપાયો સહેલાઇથી લઇ શકાય તેજ લેવાની જરૂર છે. ગટરમાં લાખ્ખો રૂપીઆ ખર્ચનાર કેટલી મ્યુનિસિપાલીટીઓ આમ રસ્તા સ્વચ્છ અને સફાઇદાર રાખવાની પોતાની ગંભીર જવાબદારી સમજે છે? બાકી, ચીફ ઓફીસરોની સૂચનારૂપી હુકમો અને કલેકટરોની હુકમરૂપી સૂચનાઓને વિચાર વગર તાબે થવું એ તો આપણી તાબેદાર મ્યુનિસિપાલીટીઓને સુલભજ છે.

શહેરના ધીચ ભાગને સુધારવાનો જે પવન હાલ વાય છે તે વિષે એક શબ્દ લખવાની જરૂર છે. "શહેરને સુધારવા"નો ઘણો સહેલો રસ્તો શોધી કાઢવામાં આવ્યો છે. ઇન્જીનીયરો કાલ્પનિક ભૂમિતિના નિયમો પ્રમાણે શહેરની રચના કાગળ ઉપર ચીતરે છે અને તે પ્રમાણે શહેરને રચવાને, કોઇ ઠેકાણે રસ્તાની આસપાસનાં ઘર પાડવાની તો કોઇ ઠેકાણે નવો રસ્તો કરવા હારાદ્દોર ઘરને તોડવાની સલાહ આપે છે! મુંબાઇ જેવી અલબેલી નગરીને આવી કાપકુપથી સુશોભિત બનાવવા પ્રયત્ન થાય એ તો ઠિક. પણ બ્હારનાં ગરીબ શહેરો ઉપર આવું ગંભીર "ઓપરેશન" કરવામાં આવે એ તો મ્યુનિસિપલ ડહાપણની પરિસીમા! સદ્ભાગ્યે પ્રો. ગેડીસે આ સર્વજ્ઞ અમલદારોનો અહંકાર હલકો કર્યો છે અને અમદાવાદ જેવા શહેરમાં ખાડીયાનો લત્તો તોડવાની યોજનાને નાપસંદ કરી છે. અમે ઇચ્છીએ છીએ કે એન્જીનીયરો આ સવાલોનો વિચાર કરતાં પોતની સામાન્ય બુદ્ધિને ઘરેણે નહિ મૂકે અને ત્હેમની કીંમતી યોજનાથી ઘરવગરના થતા માણસોની સ્થિતિ ઉપર જરા વિચાર કરશે. આમાં પણ જીવનશાસ્ત્રના છેલ્લામાં છેલ્લા વિચારોને અમલમાં મૂકવાને બદલે સ્થલકાલને અનુસાર ઘટતી યોજનાઓ કરવા મ્યુનિસિપાલીટીઓ પ્રેરાય એ ઇષ્ટ છે.

## નવું વર્ષ.

રીપોર્ટના પછી એક વર્ષ વહી ગયું છે અને જો કે ત્હેનો રીપોર્ટ બ્હાર પડયો નથી તો પણ ત્હેમાં થએલા કેટલાક ફેરફારો આપણે જાણીએ છીએ. કેટલીક મ્યુનિસિપાલીટીમાં ચુંટાએલા સભાસદોની સંખ્યા વધી છે તો એક બેમાં નવા કાયદાને અનુસાર કમીશનરો નીમાયા છે. ગયા ઑગસ્ટ માસમાં યૂરોપમાં યુદ્ધ શરૂ થયું ત્હેની પણ મ્યુનિસિપલ ખર્ચ ઉપર ઘણી અસર થઇ હશે-કેટલી થઇ હશે એ જોવાનું છે.

મનાય છે. આપણી મ્યુનીસિપાલીટીઓ એવી સ્વતંત્રતા અને એવી શોભા ત્યારે જ પ્રાપ્ત કરે કે જ્યારે સરકાર હેને અમલદારોના બંધનમાંથી મુક્ત કરી હેના ઉપર દેખરેખ રાખવાનું જ કર્તવ્ય સ્વીકારે અને પ્રજા પોતાનું ગૌરવ અને સત્તા સમજી મ્યુનિસિપાલીટીનું સુકાન વધારે પ્રભાવથી અને વધારે શક્તિથી ચલાવે. જ્યાં સુધી તાલુકાના અને જીલ્લાના અમલદારોના જાદુઇ પ્રતાપથી આપણા સભાસદો ધ્રુજશે અને નાચશે, જ્યાં સુધી ચીફ્ ઑફીસરો અને કમીશનરોને મ્યુનિસિપાલીટીના સેવક નહિ પણ ધણી ગણવામાં આવશે ત્યાંસુધી, બીજા ગમે તેટલા સુધારા છતાં એ સંસ્થા નીચી ભૂમિકા ઉપર જ રહેશે. જેટલે અંશે ભવિષ્યમાં મ્યુનિસિપાલીટી વાણીયાના ડહાપણથી છતાં વીરની દૃઢતાથી એક પાસ અમલદારી તત્વોને વીખેરી પોતાનો પ્રતાપ સિદ્ધ કરશે અને બીજી પાસથી હાલના અટપટા સવાલોનું વિવેક-પૂર્વક નિરાકરણ કરશે તેટલે અંશે હેનાં ભવિષ્યના રીપોર્ટનાં પાનાં આશાવન્ત બનશે.

ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક.

---

# ઝાહીદેની લગ્નકથા

(૧)

બુનાર બાશી, સેલોનીકા પાસે,

તા. ૨૦ મી જુન ૧૯૦૪.

તમારી સખી તમ્હારોજ વિચાર કરતી હતી; પણ અઠવાડીયા થયાં તેના ઉપર સખ્ત નજર હતી અને તેથીજ તે લખી શકી નહોતી.

આજે, તે તમને તેની સાદી ટુંકી કથા—તેના લગ્નની કથા કહેવા ઇચ્છે છે. સ્તાંબુલમાં મ્હારી ભલી દાયાના ન્હાનકડા ઘરમાં, તમને યાદ હોય તો તમે ઝીનેબ અને મેલકની કથા સાંભળી હતી તેટલીજ સહૃદયતાથી આ પણ સાંભળશો.

મને જે અજાણ્યો મરદ મ્હારા ખાવિંદ તરિકે મ્હારા બાપે આપ્યો હતો, તે આંદ્રે, કાંઇ જાનવર કે દરદી નહોતો. એ ઉલટો એક ગોરો, દેખાવડો, સલુકાઇ

* પીએર લોટી નામના એક ફ્રેંચ લેખકની ડીસેચેન્ટેડ નામની નવલકથામાંથી આ પત્રોનું ભાષાંતર કરવામાં આવ્યું છે. જનાનાના જુલમથી ત્રાસેલી અને ફ્રેન્ચ વિદ્યાના સંસ્કાર પામેલી એક તુર્કીશ બાલા એક ફ્રેન્ચ લેખકને આ પત્રો લખે છે.

ભરેલી મીઠી-રીતભાતવાળો સરદાર હતો. અને હું તેને ચાહી શકતે. શરૂઆતમાં જોરજુલમથી માથે બેસાડેલા માલીક તરીકે હું તેને શાપ દેતી, પણ હવે તેની તરફ હું જરાપણ ધિક્કાર રાખતી નથી. છતાં, પ્રેમ-એ સમજે છે તેવો પ્રેમ હું કબુલ કરી શકું નહિં. એનો પ્રેમ કે જે માત્ર એક વાસનાજ હોઈ, મારા દીલની માલેકી મેળવવા તરફ આટલો બેદરકાર હતો.

અમો મુસલમાનોમાં, તમો જાણોછો કે એકજ ઘરમાં ઓરત મરદો એક બીજાથી કેટલા અલગ રહે છે. એ ધીમે ધીમે જતું રહે છે તે ખરૂં, અને હું પણ એવી કેટલીક નસીબવાળી ઓરતો જાણું છું કે જેઓ પોતાની જીંદગી ખરેખર પોતાના ખાવિંદ સાથેજ ગાળે છે. પણ અમ્હારા જેવાં સખ્ત રીતે મલાજો પાળનારાં જુનાં કુટુંબોમાં તેમ નથી. ત્યાં તો 'હેરમ' કે જ્યાં અમારે રહેવું જોઇયે, અને 'મેલા-મલીક' કે જ્યાં મરદો—અમ્હારા માલીક રહે, એ બન્ને તદ્દન જુદાં ઘર જેટલાંજ અલગ હોય છે. ત્યારે હું, અમ્હારાં વિશાળ બાદશાહી જનાનામાં, મ્હારા સાસુ, બે નણંદ, અને હુમ્દીની એક દુર્દાને નામની દૂરની તરૂણ બ્હેનની સાથે રહેતી હતી. એ બ્હેન ઘણી ખુબસુરત હતી. અલાબાસ્ટરના જેવો ગૌરવર્ણ, હીનાથી રંગેલા ચળકાટ મારતા તેના વાળ, સમુદ્ર તરંગશી ભુરી ભમક મારતી ત્હેની આંખો, અને તેની કીકીનું તેજ—એ બધું એવું હતું કે તેની સાથે કદી નજર પણ મેળવી શકાય નહિં.

હુમદી એક પૂરો દીકરો હતો, અને તેની ઓરતને કોઇ ચીજની ઉણપ નહોતી. મને એક જુના મ્હોટા મહેલનો આખો ભાગ આપવામાં આવ્યો હતો અને તેમાં મારે એકલીને માટે જુની ટર્કીશ રીતે સણગારેલા ચાર વિશાળ ખંડ હતા, કે જ્યાં હું મ્હારો દુઃખી કંટાળાભરેલો વખત કાઢતી; પણ મારા સુવાના ઓરડા માટે ફરનીચર પૅરીસથી આવ્યું હતું—અને તેજ મુજબ મારા ખાનગી બેસવાના ઓરડાને માટે પણ. આ ઓરડામાં મને મ્હારી ચોપડીઓ લઇ જવાની છુટ આપવામાં આવી હતી. અરે! મને યાદ છે કે અહીંઆ સુંદર રીતે પાલીશ કીધેલી ન્હાનકડી કબાટોમાં આ ચોપડીઓ ગોઠવતાં મને નીચેના વિચારો આવતાં કેટલું બધુ દુઃખ લાગ્યું હતુઃ કે જ્યાં મ્હારી ઓરત તરીકેની જીંદગી હમણાંજ શરૂ થઇ હતી, ત્યાંજ તે આખરે પૂરી થવાની હતી. અને જે કોઇ ચીજની હું આશા કરી શકું, તે સઘળી મને અત્યારે આપી દેવામાં આવી હતી તેટલીજ હતી. ત્યારે, લગ્ન તે આજ—ચુંબનો, આલીંગનો કે જે કદી પણ મ્હારા આત્માને સ્પર્શી શકે નહી,—એકાંતના, (Solitude) બંધીખાનાના લાંબા કલાકો—કોઇ પણ હેતુ કે રસ વિનાના—અને ત્યારપછી તે બીજા કલાકો કે જ્યારે મારે એક પૂતળીનો ભાગ ભજવવોજ જોઇએ!

મારો ખાનગી બેસવાનો ઓરડો વધુ સુખરૂપ કરી ત્યાં હુમદીને તેનો પુરસદનો વખત ગાળવા સમજાવવાને મેં મહેનત કરી હતી. હું છાપાઓ વાંચતી, મ્હેલ તથા

લશ્કરને વિષે વાતો કરતી, તેને જે બાબતમાં રસ પડે તે શોધી કાઢી તે વિષે બોલવા હું કોશેશ કરતી. પણ નહીં; એ તેના બાપદાદાથી વારસામાં મળેલા વિચારોમાં ખલલ કરતું એ હું સારી રીતે જાણતી. તે કહેતો "આ સઘળું સેલામલીકમાં મરદો સાથે વાત કરવા માટે ઠીક છે." મારી પાસે તો તે માત્ર સૌંદર્ય અને ઈશ્કજ માંગતો અને એ પણ તે એટલું બધું માગતો—ઘણુંજ માંગતો.

આવો પ્રેમ આપી શકે એવી તો એક દુર્દાનેજ હતી. અમ્હારા કુટુંબમાં સર્વે તેનું લાલિત્ય વખાણતા. તે નાચતી વાંસળી વગાડતી, કવચીતજ બોલતી, હમેશ હસતી અને તેનું હાસ્ય, કે જે તેના અણીયાલા દાંત દેખાડતું, તે એકી વખતે આશાજનક અને ઘાતકી લાગતું.

વારંવાર તે મ્હારે ત્યાં આવતી—પોતેજ કહેતી તેમ—મ્હારો વખત જાય તેટલા માટેજ. અરે! મ્હારી ચોપડીઓ, મ્હારો પીયાનો, મ્હારી નોટ બુકો મ્હારા કાગળો તરફ એનો કંઇ ધિક્કાર! તે હમેશાં એ સઘળાથી દૂર એક ટર્કીશ રીતે સણગારેલા ખંડમાં મને ઘસડી જતી અને એક કોચ પર લાંબી થઇ, બીડીઓ ફુંકતી એક અરીસા સાથે રમ્યાં કરતી. તે પરણેલી હતી, તરૂણ હતી, એટલે મને લાગ્યું કે હું તેને મ્હારૂં દુઃખ કહી શકોશ. પણ તેણે પોતાની પાણીદાર આંખો ખોલી, ખડખડાટ હસી પડી, કહ્યું "તને શેની ફરીયાદ હોઇ શકે? તું તરૂણ છે, ખુબસુરત છે, અને તું પ્યાર કરી શકે એવો તને ખાવિંદ છે!" "ના" મેં કહ્યું, "તે મ્હારો નથી, કારણકે મને તેના મતની, તેના વિચારોની જરા પણ ખબર નથી—" તેના વિચાર સાથે હવે શું કામ છે? તે ત્હારોજ છે ત્હારો એકલીનોજ" આ છેલ્લા શબ્દોની સાથે તેણે આંખોથી કંઇક દુષ્ટ ઇશારો કીધો.

હમદીની માને માટે એક ખરૂં દુઃખ તો એ હતું કે લગ્ન પછી વર્ષની આખરે મને બાળક નહોતું. તેણી કહેતી કે ખરેખર મને કોઇની નજર લાગી છે. પણ આવી કડવી નજર જાદુથી દૂર કરવા માટે પ્રખ્યાત થયેલા દરવીશો કે મસજીદો કે આરાઓ પાસે મને લઇ જવા દેવાની મેં સાફ ના પાડી. બાળક! ના, મને બાળક જોઇતું નહોતું. જો કમનસીબે અમને એક નાની છોકરી થઇ તો હું તેને કેવી રીતે ઉછેરત? અમારા પૂર્વની રીતે, દુર્દાનેની માફક જાણે કે જીંદગીમાં ગાયનો, આલિંગનો, ચુંબનો સિવાય બીજો કોઇ હેતુજ નહિં હોય તેમ? અથવા હમારી માફક ઝીનેબ, મેલક, અને મારી માફક, નિર્દયપણે અમારા દુઃખોને આધીન કરવા?

હું જાણું છું કે હમારૂં દુઃખ અનિવાર્ય છે તે તમો જોઇ શકોછો. અમો અને બેશક હમારા પછી તરતજ આવનારી સર્વે, માત્ર પગથીઓજ છીએ-અને એ પગથીઓ ચઢીનેજ છુટા થવાને મુસલમાન ઓરતોને માટે નિર્માણ થયેલું છે. પણ મ્હારા લોહીનું એક ન્હાનું પ્રાણી કે જેને હું મારા હાથમાં ઝોલાં ખવાડી રમાડું, તેને આ આત્મભોગને માટે નક્કિ થયેલી જીંદગી માટે જન્મ આપવાને મને મારામાં હીંમત ન લાગી.

આ વખતે, હુમદીને, પરદેશમાં કોઇ એલચી ખાતામાં સારી જગ્યા મેળવવાનો મજબુત ઇરાદો હતો. તેણે મને વચન આપ્યું કે 'હું તને મારી સાથે લઈ જઇશ, અને ત્યાં તું પશ્ચિમની ઓરતોની માફક રહેશે. આપણા વીયેનાના એલચીની ઓરતની માફક અથવા તો સ્વીડનમાંની શાહઝાદી એમીનાની માફક.' ત્યારે મને વિચાર આવ્યો કે પછી ત્યાં અમારા ન્હાનકડા ઘરમાં અમો એકલાજ હોવાથી, અમ્હારી ઝીંદગી જરૂર ઘણી ગાઢી થશે. અને મેં એમ પણ ધાર્યું કે પરદેશમાં એક ભણેલી, સંસ્કારી, સર્વે ચીજોથી માહીતગાર એવી ઓરતના ખાવિંદ હોવાથી તે પોતાને સુખી માનશે. કદાચ તે મારે માટે મગરૂર પણ થશે.

અને એ સઘળું સમજવાને હું કેવી ઉદ્યોગી થઈ ગઇ! ફ્રાન્સના મોટા રીવ્યુઓ, ત્યાંના સરસ છાપાઓ, ત્યાંની નવલકથાઓ, નાટકો વગેરે મેં સઘળું વાંચ્યું અને ત્યારથીજ આંદ્રે, હું તમને ખરેખરી રીતે ઉંડાણથી સમજવા લાગી. હું એક ન્હાની છોકરી હતી ત્યારે મેં મઝે અને અમારા પૂર્વના દેશો વિષેની તમારી ચોપડીઓ-માંની કેટલીક મેં વાંચી હતી. પણ મારી ઝીંદગીના આ અરસામાં મેં તે ફરીથી વાંચી, અને હું સંપૂર્ણ રીતે સમજી કે શા માટે અમારે મુસલમાન ઓરતોએ તમારો ખાસ ઉપકાર માનવાનો છે—અને શા માટે હમો બીજા ઘણાઓના કરતાં તમને વધારે ચાહીએ છીએ, એટલાજ માટે કે તમારી ઇસલામી ધર્મ વિષે સાચી તથા ઉંડી સમજને લીધે અમો તમારી સાથે કાંઇક ગાઢા આધ્યાત્મિક સંબંધથી જોડાએલા છીએ. અરે! અમ્હારો ઇસ્લામ, જૂઠો થઇ ગયેલો નહિ સમજાયેલો ઇસ્લામ, છતાં અમો તેને કેવી વફાદારીથી વળગી રહ્યાં છીએ, કારણ કે અમ્હારો ધમ એ કોઇં અમ્હારા દુઃખનું કારણ નથી! અમારો પયગમ્બર, જે ખોટો આત્મભોગ અમારા ઉપર નાખવામાં આવેલો છે તેને આધીન થવાનું એણે કંઇ ફરમાવ્યું નથી! બુરખો, કે જે તેણે અમને પહેલવહેલો આપ્યો, તે અમ્હારા બચાવ માટે હતો, નહિં કે એક ગુલામગીરીની નીશાની થવા માટે. કદી પણ અમો માત્ર અમારા માલીકની મોજ શોખના રમકડા થઇએ એમ તેણે ઇચ્છયું નહિં હોય. તે પહરેજગાર ઇમામ કે જેણે અમને અમારી પવિત્ર કીતાબ પઢાવી છે તેણે અમને એમ સાફ કહેલું છે. આંદ્રે તમો, પણ એમજ કહો; કુરાનના નામને ખાતર, અમો દુઃખીઆના વેરને ખાતર અરે, અમો તમને ચાહીએ છીએ તો અમારા પ્રેમને ખાતર—એમજ કહો.

તમારી પૂર્વને વિષેની ચોપડીઓ પછી મેં બીજી સઘળી પણ વાંચી તેનાં પાના-ઓનાં દરેક પર આસુંનું ટીપું પડ્યું છે. લોકોને પ્રિય થઇ પડેલા લેખકો લખતી વખતે, શું તેઓ જે આત્માની અનંત વિવિધતામાં તેમના વિચારો જઇ પડવાના છે તેનો વિચાર કરતા હશે? પશ્ચિમની સ્ત્રીઓ કે જેઓ તે દુનિયાં જૂએ છે, તેમાંજ પોતાની જીંદગી ગુજારેછે, તેઓના ઉપર લેખકે કરેલી અસર બેશક બહુ ઉંડી નહિ ઉતરતી હોય-પણ અમો, સદાને માટે જનાનામાં પુરાઈ રહેલીઓને માટે તો, જે દુનિયા હંમેશ સુધી અજાણી રહેવાની છે, તેનું પ્રતિબિંબ દેખાડનાર અરીસો

ધરનારા તમેજ છો. અને તમારે લીધેજ અમે તે જોઇ શકીએ છીએ. તમારે લીધેજ અમો તેનો સ્પર્શ કરી શકીએ છીએ. તેમાં જીવી શકીએ છીએ. જે લેખક અમને પ્યારો છે તે અમારૂં પોતાનું એક અંગ બની જાયછે તે તમો સમજી શકતા નથી ? દુનિયાપર બધે હું તમારી પાછળ પાછળ આવી છું; તમારે વિષે બોલતા છાપાઓની કાપલીઓથી મેં મારાં આલબમો ભરી નાંખ્યા છે. તમારે વીષે કહેવાની ઘણીએક ખરાબ વાતો મેં સાંભળી છે પણ મે તે કદી માની નથી. તમને મળ્યા પહેલાં ઘણા વખત પર તમો કેવા હશો તેનો મને બરાબર ખ્યાલ હતો. અને છેલ્લાં જ્યારે તમારી ઓળખાણ થઇ—પણ તે પહેલાંજ હું તમને ઓળખતી હતી—ત્યારે તમોએ મને તમારી છબીઓ આપી, પણ આંહ્રે, ઘણો વખત થયાં તે સઘળી મારી પાસે એક સાટીનની કોથળીમાં એક છુપા ખાનામાં પડી હતી......અને આ એકરાર પછી, તમે મને ફરીથી મળવા માંગશો ? ના, નહીંજ; આ ચીજો તો માત્ર જે દોસ્તને ફરીથી કદી જોવાનો નહીંજ હોય તેને એકલાનેજ કહી શકાય.

મારા ખુદા, મ્હારા લગ્નની ટુંકી કથાં, હું તેનાથી કેટલી દૂર ચાલી ગઇ!...... હું ધારૂં છું કે મારા લગ્નની મોટી મેજબાની પછીના શીયાળા સુધી હું આવી પહોંચી હતી. આ વર્ષે શીયાળો બહુ લાંબો હતો અને સ્તાંબુલ તો બે મહીના સુધી બરફથી ઢંકાએલું હતું. હું ઘણી ફીકી પડી ગઇ હતી—સુકાઇ ગઈ હતી. હુમદીનાં મા, એમીરે હાનુમ ઘણો વખત થયાં સમજી ગયાં હતાં કે હું સુખી નહોતી. મને લાગે છે કે તેઓ મને આમ ફીકી જોઇ ફીકરમાં પડી ગયાં હતાં, કારણ કે એક દિવસે હકીમોને બોલાવવામાં આવ્યા અને તેમની સલાહ મુજબ, મને બે માસ ટાપુઓ પર હવાફેર કરવા મોકલી દીધી. અહીં તમારી દોસ્ત ઝીનેબ અને મલેક પણ કેટલોક વખત થયાં આવી રહ્યાં હતાં.

અમારા ટાપુ અને ત્યાંની વસંતની મધુરતા તો તમો સારી રીતે જાણોછો. ત્યાંની હવામાં જીંદગીનો પ્યાર–પ્યારનો પણ પ્યાર સ્ફુરેછે. આ નિર્મળ હવામાં સુંદર સુગંધીદાર પાઇનો નીચે મારામાં નવું જીવન આવવા લાગ્યું. મ્હારી ઓરત તરીકેની જીંદગીની દુઃખદ યાદો, તેના ખોટા સૂરો–એ બધું પ્રેમની નાજુક વાસનામાં શમી ગયું.

મ્હારા ખાવિંદ પાસે આટલી ગુંચવાડાભરેલ અને આટલી ભીનાજી થવાને માટે હું મને ઘેલી ગણવા લાગી. આ હવા, આ એપ્રીલથી હું તદ્દન ફેરવાઇ ગઇ હતી. સાંજની સુંદર ચાંદનીમાં મ્હારા બંગાલાના સુંદર બાગમાં હું એકલી ફરતી. અને ત્યારે મારા હુમદી પાસેજ તેનો હાથ મારી કમર પર રાખી તેની માત્ર એક પ્રેમાળ કામીની થઇ રહેવાની ઇચ્છા સિવાય મને બીજી ઇચ્છા નહોતી—બીજું સ્વપ્ન નહોતું. જે ચુંબનો હું આપી શકી નહોતી તે માટેની દલગીરી, જે આલિંગનો મને ઠંડાળો આપતાં તે માટેની તીવ્ર આતુરતા હું હવે અનુભવવા લાગી.

નક્કી કરેલી મુદ્દત પહેલાં કોઇને ખબર આપ્યા વગર માત્ર મ્હારી બાંદીઓને લઇને હું એકલી સ્તાંબુલ ખાતે ઉપડી. જે વ્હાણમાં હું નીકળી હતી તેને કોઇક અડચણોની લીધે મોટી થવું પડયું અને તેથી છેક રાતના કીનારે આવી પહોંચ્યું– અને તમે જાણો છો કે અમો મુસલમાન ઓરતોને સુર્યાસ્ત પછી બહાર રહેવાનો હક નથી. હું રાતના લગભગ નવ વાગ્યા હતા ત્યારે ગુપચુપ અમારા મહેલમાં દાખલ થઇ. આ વખતે, હમદી, હમેશ મૂજબ સેલામલીકમાં તેના બાપ તથા દોસ્તો સાથે હોવો જોઇએ. મ્હારા સાસુ તો બેશક, કુરાન પઢવામાં મશગૂલ હોવાં જોઇએ. અને મારી પીત્રાઇ તો કોઇ હુંશીયાર બોદી પાસે પોતાનું ભવિષ્ય કહેવડાવતી હોવી જોઇએ.

આમ વિચાર કરતી હું સીધી મારા ઘર તરફ ચાલી– અને મ્હારા ઓરડામાં દાખલ થતાં જ દૂર્દાનેને મારા ખાવિંદના આલિંગનમાં જોઇ.

તમે કહેશો આંટ્રે, કે આતો બહુ સાધારણ વાત છે, પશ્ચિમમાં આવા બનાવ તો રોજ બને છે. અને મેં પણ આ સર્વે લખ્યું છે તે માત્ર હવે પછી જે કાંઇ લખવાનું છે તેને માટેજ.

(અપૂર્ણ.)

મનુ મર્ચન્ટ.

---

# પુસ્તક પરિચય.

ઇંગ્રેજ લોકોનો સંક્ષિપ્ત ઇતિહાસઃ—લેખક સ્વ. નવલરામ લક્ષ્મીરામ પંડયા. પાનાં ૩૮૨, કીંમત ૧—૪–૦.

"ઇંગ્રેજ લોકની ચ્હડતી શી રીતે થઇ તે વાતોનુંજ વર્ણન" કરવા માટે સ્વ. નવલરામે, શરૂઆતથી માંડીને ઇંગ્લંડનો ઇતિહાસ ન્હાનાં ન્હાનાં પ્રકરણોમાં "ગુજરાત શાળાપત્ર"માં આપવા માંડયો હતો, પરન્તુ કાળના અંતિમ અંતરાયથી તેઓ પહેલા જ્યોર્જના રાજ્યથી આગળ વધી શક્યા ન હતા. "નવલરામભાઇ જેવા સમર્થ પંડિત અને સાક્ષરે એમની ઉચ્ચ અને વિશિષ્ટ શૈલી અને શકિતના પરિપાકના છેલ્લા દાયકામાં પૂરી હોંશ અને કર્તવ્યબુદ્ધિથી રચવા માંડેલી આ કૃતિ"નો ગુજરાત શાળાપત્રની ફાઇલોમાંથી ઉદ્ધાર કરી ગુજરાત સમક્ષ તે મૂકવા માટે આપણે ગુજરાતી સાહિત્યપરિષદ્દની ભંડોળ કમિટિનો અને ખાસ કરીને પ્રો. બલવંતરાય કલ્યાણરાય ઠાકોરનો આભાર માનવાનો છે. ગુજરાતના એક પૂજ્ય સાક્ષરની લેખમાલા પહેલીજ વાર પુસ્તકના આકારે પ્રસિદ્ધ થાય અને તે પણ એક સમર્થ વિદ્વાનને હાથે જ એ ગુજરાતનું મ્હોટું સદ્ભાગ્ય છે.

ઇંગ્રેજો સ્વાતંત્ર્યદેવીના પૂજકો છે અને ઇંગ્લંડનો ઇતિહાસ એ સ્વતંત્રતાનો ઇતિહાસ છે. આથી એ દેશનો ઇતિહાસ, રાજાઓની કારકીર્દીના વર્ણન તરીકે નહિ પણ પ્રજાની ઉન્નતિની કથા રૂપેજ લખાવો જોઇએ અને સ્વ. નવલરામે આ દૃષ્ટિબિન્દુથીજ આ પુસ્તક રચ્યું છે એથી હ્‌નેની કિંમતમાં ઘણો વધારો થાય છે.

ઇંગ્લંડ લેખકની જન્મભૂમિ નથી તેથી મૅકોલે અને ગ્રીનના જેવા સ્વદેશાભિમાની ઉત્સાહથી તેઓ આ ઇતિહાસ ન લખે ન લખી શકે, એ સ્વાભાવિક છે. પરન્તુ સત્તરમા સૈકડા સુધીનાં પ્રકરણો વાંચતાં તો અમને એમ લાગ્યું કે લેખક પોતાનું પ્રજાકીય દૃષ્ટિબિન્દુ પણ સિદ્ધ કરી શક્યા નથી. લોકોની દૃષ્ટિથી હ્‌નેમણે રસદાર હકીકત ઘણી આપી છે; પણ લ્યુથરનો ધર્મોદ્ધાર કે જોનનો મેગ્નાચાર્ટા, વૉલેસનો પરાજય અને બ્રુસનો વિજય —એવા સ્મરણીય પ્રસંગો ઓલખતાં, નથી લેખકનો જુસ્સો ઉભરાતો કે નથી હ્‌નેમની કલમ ઉછળતી. મીલ અને સ્પેન્સર જે યુગને ખાસ પ્રિય હતા હ્‌નેના લેખક શાણપણે વિદ્યાર્થીઓને ઇતિહાસ સમજાવતા હોય એવી રીતે કેમ લખે છે એ અમને સમજાયું નહિ.

પણ "સત્તરમા સકાના પૂર્વાર્ધનો ઇતિહાસ લખતાં લખતાં એમની કલમ એમણે કલ્પેલી મર્યાદાઓ અવગણીને સ્વચ્છંદે વર્તી છે" બલ્કે ક્ષુદ્ર લેખકોની કૃત્રિમ સીમાઓ તોડી લેખક "પીટીશન ઑફ રાઇટસ" અને "સીવીલ વૉર"નાં વીરનાટકમાં પૂરજોસથી ઝંપલાવે છે. રાજા અને પાર્લામેન્ટ વચ્ચે લાંબો કલહ અને હ્‌નેનો દારૂણ અંત વર્ણવતાં લેખકે નથી રાખ્યું પ્રકરણોનું માપ કે નથી દાખવી ઉત્સાહની મણા! પ્રો. બળવંતરાયે આ ઉત્તમ ભાગ ઉપર-ઘણી સંભાળથી પણ-જરા રંદો ફેરવ્યો છે એ અમને ઘણું દુર્ભાગ્ય લાગે છે.

આ રસિક પ્રકરણોમાંથી કેટલાક જુસ્સાદાર નમુના અમે વાચકો આગળ રજુ કરીશું. પિમ વગેરે પાર્લામેન્ટના આગેવાનો ઉપર રાજાએ ધસારો કર્યો પણ નિષ્ફળ થઇ "ફીકે મોંહ પાછો વળ્યો." તે પ્રસંગે લેખક લખે છે કેઃ—

બસ! બહુ થયું! અધર્મની પરિસીમા આવી. પ્રજાએ બહુ ખમ્યું, રાજાની ઘડી ભરાઈ ચૂકી. અને પ્રજાએ ધીરજ છોડી મર્યાદા મૂકી "શું તું અમારા વીરબાલકોને મારવા ધારે છે?" એમ ચીસ પાડી સમસ્ત પ્રજા ચોંકીને વિકરાળ સિંહણની પેઠે રૂપ ઉભી થઇ; ને તેના અગ્નિરૂપ વિકરાળ ડોળા જોઇને જ રાજા તત્કાળ નાઠો. નાઠો તે પાછો રાજનગરમાં આવવા પામ્યો જ નહિ, સિવાય કે તે કાળે દિવસે કે જ્યારે મદોન્મત્ત વિજયી શૂર જોદ્ધાઓએ પકડી આણી એના કૃતકર્મોનો જવાબ મહા ભયંકર રીતે લીધો.

સ્વતંત્રતાના રણસંગ્રામમાં જીવનનું અર્પણ કરનાર હેમ્પડન અને પિમ વિષે લેખક લખે છે કેઃ—

હે હેમ્પડન! હે પિમ! તમે તો અમર કીર્તિ સંપાદન કરી સુખમાં સુતા છો! તમારી જન્મભૂમિને તમે સ્વતંત્રતાનું અમૂલ્ય સુખ આમ આપી ગયા છો. તે સંભારી અહોનિશ તે તમને આશીર્વાદ દે છે; રે, તમે મુવા નથી પણ યશસ્વી દેહે આખી દુનિયામાં સર્વકાળ જીવતાજ છો! તો પણ તમારૂં પરલોકગમન નોંધતાં ઇતિહાસની ગંભીર કલમ પણ આચકો ખાઇ અટકી પડે છે, અને લડાઇનું ઉપસંહાર રૂપ વર્ણન

કરવાની ઉતાવળમાં પણ તેને કંઈ થોભી તમારા ગુણાનુવાદ ગાયા વિના કળ વળતી નથી. વાંચનાર, તું પણ એક ક્ષણ થોભ અને આ પરમ પવિત્ર શૂરવિરોની કબર ઉપર બે ચાર આંસુ પાડ. એ આંસુ મહા પતિતપાવન છે અને સુફલદાતા હો !

હવે, વધારે લખી આ સુન્દર શબ્દોની અસર ભૂસવા અમે ઈચ્છતા નથી. આ ગ્રંથ ઘણી રસિક અને સરળ ભાષામાં લખાયો છે અને તે ધ્યાનથી વાંચવા અમે સર્વ ગુર્જરબંધુઓને વિજ્ઞપ્તિ કરીયે છીએ.

વડોદરા રાજ્યમાં કેલવણી (અંગ્રેજીમાં). લેખક રા. ઠાકોરલાલ રણછોડલાલ પંડયા બી. એસ. સી. (મુંબાઈ) એ. એમ. પી. એચ. ડી. (કોલંબીયા, અમેરીકા,) પાના ૧૭૯.

સુધરેલા દેશોના ઈતિહાસમાંથી રાષ્ટ્રીય ઉન્નતિનું કોઈ એક સાધન હમેશાં જડી આવતું હોય તો તે કેલવણી છે. તેમ આપણા દેશમાં પણ રાજા અને પ્રજા વચ્ચે જો કોઈ વિષય ઉપર વધારેમાં વધારે એકમત હોય તો તે કેલવણીના વિકાસનો છે. મતભેદ ફક્ત વિકાસની ગતિ વિષેજ છે. પ્રજા કહે છે કે હાલ કેલવણીનો વિકાસ કીડીને વેગે વધે છે અને તે વીજળીક ત્વરાથી વધારી મૂકવા માટે ચાંપતા ઉપાયો લેવા જોઈએ. રાજયના પ્રતિનિધિઓ કહે છે કે હિન્દ જેવા પછાત દેશમાં આથી વધારે વિકાસ અશકય છે—કવચિત્ અયોગ્ય પણ છે. આ ચર્ચામાં હિન્દની બ્હારનાં રાજયોના કેલવણીના ઇતિહાસ વ્યર્થ ગણવામાં છે કારણ કે હિન્દની કક્ષા તે દેશોથી ઉતરતી મનાય છે. પરન્તુ હિન્દની જ જમીન ઉપર રાજય કરતા અને, હિન્દનીજ વસ્તીથી ભરેલાં દેશી રાજયો સાથે હિન્દની સરખામણી ઘણા ન્યાયપૂર્વક કરી શકાય. ડૉકટર પંડયાએ "વડોદરા રાજયમાં કેલવણી" વિષે બ્હાર પાડેલા ઇંગ્રેજી પુસ્તકથી આ સરખામણી કરવાની આપણને ઘણી સારી તક મળે છે.

ડૉ. પંડયાએ પહેલા પ્રકરણમાં વેદના વખતથી માંડીને લોર્ડ કર્ઝનના જાણીતા યુનિવર્સિટી એકટ સુધી હિન્દનો કેલવણીનો ઇતિહાસ વર્ણવ્યો છે. બીજા પ્રકરણથી લેખક પોતાનો પ્રસ્તુત વિષય હાથ ધરે છે અને ત્યાંજ ત્હેમણે વડોદરામાં પ્રચલિત ફરજીયાત કેલવણીની હકીકત આપી છે. મી. ગોખલેએ ઈ. સ. ૧૯૧૦માં હિન્દમાં ફરજીયાત કેલવણીનો પ્રચાર કરવા વિષે નરમમાં નરમ બીલ વડી ધારાસભામાં રજુ કર્યું ત્યારે હિન્દને નાલાયકાતનું સર્ટીફીકેટ અમલદારો તરફથી આપવામાં આવ્યું હતું. પણ આપણને જાણીને આશ્ચર્ય થશે કે ત્હેની સત્તર વર્ષ પૂર્વે—સન ૧૮૯૩માં અમરેલી શહેર અને ત્હેનાં ફરતાં ૯ ગામો માટે પ્રયોગની ખાતર કેલવણી ફરજીઆત કરવામાં આવી હતી ! પ્રયોગ સફલ થયો અને રાજયના કેટલાક ભાગને સન ૧૯૦૬માં અને બાકીના ભાગને ૧૯૦૭માં ફરજીઆત કેલવણીનો કાયદો લાગુ પાડવામાં આવ્યો. એક ગામડું આ કેલવણી માટે લાયક છે કારણ કે ત્યાં "ગાયકવાડી" રાજય ચાલે છે; ત્હેની નેડાનેડ આવેલું બીજું ગામડું તે કેલવણી માટે નાલાયક છે કારણ કે ત્યાં યુનીઅન જેકનો સ્વતંત્ર વિજયી વાવટો ફરકે છે

કેલવણી ફરજીયાત કરી સર સયાજીરાવે સુધરેલા દેશોની સરખામણીમાં પોતાના રાજ્યને કેટલે ઉંચે મૂકયું છે તે નીચેના આંકડા ઉપરથી જણાશે.

| | દર સેંકડે પ્રાથમિક કેલવણી મેળવનારના ટકા. | પ્રાથમિક કેલવણી ઉપર દરેક જણ દીઠ ખર્ચ. |
|---|---|---|
| યુનાઇટેડ સ્ટેટસ | ૧૯–૮ | ૧૨ રૂપીઆ |
| ઇંગ્લંડ | ૧૮–૦ | ૭૩ ,, |
| સ્કૉટલેન્ડ | ૧૬–૪ | ૭ ,, |
| જર્મની | ૧૬–૪ | ૭ ,, |
| જાપાન | ૧૧–૦ | |
| રશીયા | ૫–૦ | |
| ફીલીપાઇન્સ | ૫–૦ | |
| વડોદરા | ૮–૧ (સન ૧૯૧૩–૧૪ માં ૧૦–૯) | ૩ (સન ૧૯૧૨–૩ માં ૩) |
| હિન્દ | ૧–૯ | ૧૬ |

નિશાળે જઈ શકે એ વયના છોકરાઓ અને છોકરીઓના કેટલા ટકા જુદાં જુદાં રાજ્યમાં નિશાળે જાય છે તે વિષે નિચેના આંકડા ૧૯૧૩–૧૪ ના વડોદરાના કેલવણીખાતાના રીપોર્ટમાંથી લેવામાં આવ્યા છે.

| | દર સેંકડે નિશાળની વયના છોકરાઓમાંથી નિશાળે ભણતા છોકરાઓના ટકા. | દર સેંકડે નિશાળની વયની છોકરીઓમાંથી નિશાળે જતી છોકરીઓના ટકા. |
|---|---|---|
| વડોદરા ૧૯૧૩–૧૪ | ૮૫ | ૭૮ |
| બ્રહ્મદેશ ,, | ૪૩ | ૧૧ |
| મુંબાઇ ,, | ૪૦ | ૮ |
| મદ્રાસ ,, | ૩૯ | ૮ |
| બંગાલા ૧૯૧૦–૧૧ | ૩૨ | ૪ |
| સંયુક્ત પ્રાંતો ,, | ૧૬ | ૧ |

આ આંકડા ખરેખર હૃદયભેદક છે. સુધરેલા દેશો તો શું પણ વડોદરા રાજ્યની સરખામણીમાં પણ આપણો કંઇ હીસાબ નથી. બ્રીટીશ સરકાર વાર્ષિક અને પંચવાર્ષિક રીપોર્ટમાં ગમે તેટલી જાતના આંકડા ઉપજાવે અને પાછલાં વર્ષના પ્રમાણમાં જરા આગળ વધવા માટે ગમે તેટલી સાબાશી માને તેથી આ આંકડાનો ઘા જરા પણ રૂઝાતો નથી. હેનો તો ઉપાય એકજ છે અને તે ફરજીયાત કેલવણી. વડોદરા

શાન્ત શીળો પ્રકાશ વર્ષાવવો—એ તો આપણા વયોવૃદ્ધ તપસ્વીજ કરી શકે. હેમનું જીવનચરિત્ર એ આ ઉગ્ર તપનો—યોગનો ઇતિહાસ છે અને હેનું મનન કરી જીવનને સોહાવવા અમે યુવકોને સૂચના કરીએ છીએ.

## હિન્દને માટે સ્વરાજ્ય.

જેમ વ્યકિતના વિકાસ માટે સ્વાતંત્ર્ય જરૂરનું છે તેમ પ્રજાની ઉન્નતિ માટે સ્વરાજ્ય આવશ્યક છે. છતાં વીસમા શતકની શરૂઆત પહેલાં દેશમાં એટલો અન્ધકાર હતો કે "સ્વરાજ્ય" શબ્દ આપણે હૃદયમાં જડયો નથી કે હોઠે ઉચ્ચાર્યો નથી. નવા સૈકાએ હિન્દને આત્મભાન કરાવ્યું—તે બીજી પ્રજાઓને લુંટવાનો માલ નથી તેમ ભૂગોળનો માત્ર આકાર નથી પણ ભૂતકાળની મહત્તાવાળો, ભવિષ્યની મહેચ્છાવાળો અને હાલ શકિત અને સ્વાભિમાનથી ઉછળતો રાષ્ટ્ર છે એમ હેને સમજાવ્યું. તેથી જ થોડા વર્ષમાં સ્વરાજ્યની માગણીનો ઘોષ ગાજ્યો અને તેથીજ હિન્દના દાદાએ ૧૯૦૬ માં જુની કૉંગ્રેસને સ્વરાજ્યનો નવો મંત્ર આપ્યો.

આમ છતાં આજ સુધી આપણે સ્વરાજ્યની ઝંખના જ કરી છે, હેની હિંમતભેર માગણી કરી નથી. આવી માગણી ઘણા વ્યવસ્થિત સ્વરૂપમાં કરવાની સૂચના આપણા વયોવૃદ્ધ મિત્ર સર વીલીયમ વેડરબર્ને થોડા માસ ઉપર કરી હતી—જો કે હેને આપણા અહીંયાના આગેવાનોએ જોઇયે તેવો આવકાર આપ્યો નથી. એક જ પ્રભાવશાલી વ્યકિત-જેણે હિન્દના રાજકીય જીવનમાં ગયા વર્ષમાં પ્રવેશ કરી જોતજોતામાં ઘણી ઉંચી પદવી સંપાદન કરી છે—હેણે પદ્ધતિસર હીલચાલ તે સંબંધમાં ચલાવી છે. મીસીસ એની બીસાન્ટે સંયુકત પ્રાન્તોની પ્રાન્તિક પરિષદ્‌ના પ્રમુખ તરીકે જે જુસ્સાદાર ભાષણ* આપ્યું હતું હેમાં સ્વરાજ્યની આછી રૂપરેખા હેમણે દોરી હતી; અને પછીથી "હિન્દ માટે સ્વરાજ્ય" એ વિષે ઇંગ્રેજીમાં એક પેમ્ફલેટ† બ્હાર પાડી હેનું વિસ્તારથી વિવેચન કર્યું છે. લડાઇના સમયમાં આ ચર્ચા કરવાની યોગ્યતા વિષે તે જણાવે છે કે સામાન્ય રાજકીય હીલચાલ હાલ બંધ થવાથી આપણે અંતિમ સાધ્યની સાંગોપાંગ રચના શાન્તિથી કરી શકીએ. આખા દેશના મૂળ આધાર રૂપે તે ગામડાને લખે છે અને તેથી ગામપંચાયતથી તે સ્વરાજ્યના તંત્રની શરૂઆત કરે છે. હેના જેટલાજ સ્વતંત્ર પાયા ઉપર રચાયેલા તાલુકા અને જીલ્લાનાં બોર્ડ, ઇલાકા માટે ઇંગ્લંડના ધોરણ ઉપર "પ્રાન્તિક પાર્લામેન્ટ" અને આખા દેશ માટે તેજ પ્રમાણે "રાષ્ટ્રીય પાર્લામેન્ટ"—આ મીસીસ બીસાન્ટની સ્વરાજ્યની ભાવના છે. પોતાના લેખની અંતમાં તે આ જુસ્સાદાર વાકયો લખે છેઃ—

ઇંગ્લેંડ! × + શું હમે જોઈ શકતા નથી કે જેમ હમને લાગે તેમ હમારા હિન્દી ભાઇઓને પણ સાલે? હમારા પોતાના દેશમાં પરદેશી માફક રહેવું, પરરાજ્યની મહેરબાનીથી મળેલા હક ભોગવવા, હમારી હલકાઇ હમેશાં માની લેવામાંજ આવે, હમારી શકિતઓ પારકાના તાજવામાં તોળાય-

* ન્યુ ઇન્ડીયા પોલીટીકલ પેમ્ફલેટ નં. ૨

† " નં. ૧.

રાજ્યમાં બીજી અગત્યની સંસ્થા ત્હેની ફરતી તેમજ સ્થાનિક પુસ્તકશાળાઓની છે અને તે ફરજીયાત કેલવણીથી ઘણી આવશ્યક બની હતી. સન ૧૯૦૮-૦૯ માં રૂ. ૩૦,૦૦૦ ની રકમ પુસ્તકશાળાઓના વિકાસ માટે આપવામાં આવી હતી તે પછી ત્હેનું એક જુદું ખાતું ઉઘાડવામાં આવ્યું છે. સન ૧૯૧૩-૧૪ ના કેલવણીના રીપોર્ટ પ્રમાણે હાલ કુલ ૩૬૨ પુસ્તકશાળાઓ છે.

"ડીપ્રેસ્ડ કલાસીસ" ની કેલવણી માટે વડોદરા રાજ્યે ખાસ પ્રયત્નો કર્યા છે. ત્રણચાર સભાઓ ભરી આખું વર્ષ ઉંઘતાં આપણાં લોકલ બોર્ડને શરણે તેઓ નથી. લગભગ પોણા બે લાખની કુલ વસ્તીમાંથી લગભગ ૧૬ હજાર જણ બલ્કે સેંકડે ૯ ટકા જેટલી એ વસ્તી નિશાળે ભણે છે.

આ પ્રમાણે ઔદ્યોગિક કેલવણી, સ્ત્રી કેલવણી, કીન્ડર ગાર્ટન વગેરે ઘણા વિભાગોમાં વડોદરાનું કેલવણી ખાતું જે અનેક સુધારા કરે છે ત્હેનું ડૉ. પંડ્યાએ સંક્ષિપ્ત વર્ણન આપ્યું છે. આખું પુસ્તક વાંચીને હૃદયમાં ઉતારવાની જરૂર છે.

---

# નોંધ.

---

## "હિન્દના દાદા"ની જયન્તિ.

પરમ દેશભક્ત દાદાભાઇ નવરોજીને ત્હેમની ૯૧ મી જન્મતિથિ (૪ સપટેમ્બર) નિમિત્તે અમે નમ્રપણે અભિનંદન આપીએ છીએ અને ઇચ્છીએ છીએ કે વસોવામાં વિરાજતા એ મહર્ષિ દીર્ઘાયુ ભોગવો!

થોડા વખત ઉપર ત્હેમને આપણા આગેવાન સર ફીરોઝશાહની સાથે ડૉકટરની ડીગ્રી મળી તે વખતે જ આપણે ત્હેમનું ગુણસંકીર્તન સાંભળ્યું હતું. છતાં પણ અમને લાગે છે કે જે વીરનરે પોતાનું જાહેરજીવન ૧૮૪૫ ના ઉઘડતા અંધકારમાં શરૂ કરી સને ૧૯૦૬ માં મધ્યાહનની તૈયારીઓ નીહાળતાં તે પુરૂં કર્યું, ત્હેમની સર્જક કલ્પનાશકિત અને અખુટ દેશભકિતનો હાલના વિદ્યાર્થીઓને ભાગ્યેજ ખ્યાલ હશે. જે વખતે બ્રીટીશ સરકારના રૂઆબદાર અમલને બદલે કંપનીનું વેપારી રાજ્ય ચાલતું હતું, ન્હોતી યુનિવર્સિટી કે ન્હોતું કેલવણી ખાતું, ન્હોતી મ્યુનિસિપાલિટી કે ન્હોતી ધારાસભા અને પ્રજા ભવિષ્યને બદલે ભૂતકાલ તરફ મુખ રાખી અંધકારમય જીવન ગાળતી હતી, તે વખતે દેશની સર્વદેશીય ઉન્નતિનું સોનેરી સ્વપ્ન રચવું, કેલવણી સમાજ, રાજ્ય વગેરેનાં સુધારાઓની દિશા નક્કી કરવી અને વર્ષો સુધી એકલે હાથે, અનેક નિરાશાઓ વચ્ચે કામ ચલાવવું—દેશની મધ્યરાત્રિમાં એક તારલાની માફક પોતાનો

શાન્ત શીળો પ્રકાશ વર્ષાવવો—એ તો આપણા વયોવૃદ્ધ તપસ્વીજ કરી શકે. હેમનું જીવનચરિત્ર એ આ ઉગ્ર તપનો—યોગનો ઇતિહાસ છે અને હેનું મનન કરી જીવનને સોહાવવા અમે યુવકોને સૂચના કરીએ છીએ.

## હિન્દને માટે સ્વરાજ્ય.

જેમ વ્યક્તિના વિકાસ માટે સ્વાતંત્ર્ય જરૂરનું છે તેમ પ્રજાની ઉન્નતિ માટે સ્વરાજ્ય આવશ્યક છે. છતાં વીસમા શતકની શરૂઆત પહેલાં દેશમાં એટલો અન્ધકાર હતો કે "સ્વરાજ્ય" શબ્દ આપણે હૃદયમાં જડયો નથી કે હોઠે ઉચ્ચાર્યો નથી. નવા સૈકાએ હિન્દને આત્મભાન કરાવ્યું—તે બીજી પ્રજાઓને લુંટવાનો માલ નથી તેમ ભૂગોળનો માત્ર આકાર નથી પણ ભૂતકાળની મહત્તાવાળો, ભવિષ્યની મહેચ્છાવાળો અને હાલ શકિત અને સ્વાભિમાનથી ઉછળતો રાષ્ટ્ર છે એમ હેને સમજાવ્યું. તેથી જ થોડા વર્ષમાં સ્વરાજ્યની માગણીનો ઘોષ ગાજ્યો અને તેથીજ હિન્દના દાદાએ ૧૯૦૬ માં જુની કોંગ્રેસને સ્વરાજ્યનો નવો મંત્ર આપ્યો.

આમ છતાં આજ સુધી આપણે સ્વરાજ્યની ઝંખના જ કરી છે, હેની હિંમતભેર માગણી કરી નથી. આવી માગણી ઘણા વ્યવસ્થિત સ્વરૂપમાં કરવાની સૂચના આપણા વયોવૃદ્ધ મિત્ર સર વીલીયમ વેડરબર્ને થોડા માસ ઉપર કરી હતી—જો કે હેને આપણા અહીંયાના આગેવાનોએ જોઇયે તેવો આવકાર આપ્યો નથી. એક જ પ્રભાવશાલી વ્યક્તિ-જેણે હિન્દના રાજકીય જીવનમાં ગયા વર્ષમાં પ્રવેશ કરી જોતજોતામાં ઘણી ઉંચી પદવી સંપાદન કરી છે—હેણે પદ્ધતિસર હીલચાલ તે સંબંધમાં ચલાવી છે. મીસીસ એની બીસાન્ટે સંયુકત પ્રાન્તોની પ્રાન્તિક પરિષદ્‌ના પ્રમુખ તરીકે જે જુસ્સાદાર ભાષણ* આપ્યું હતું હેમાં સ્વરાજ્યની આછી રૂપરેખા હેમણે દોરી હતી; અને પછીથી "હિન્દ માટે સ્વરાજ્ય" એ વિષે ઇંગ્રેજીમાં એક પેમ્ફલેટ† બ્હાર પાડી હેનું વિસ્તારથી વિવેચન કર્યું છે. લડાઇના સમયમાં આ ચર્ચા કરવાની યોગ્યતા વિષે તે જણાવે છે કે સામાન્ય રાજકીય હીલચાલ હાલ બંધ થવાથી આપણે અંતિમ સાધ્યની સાંગોપાંગ રચના શાન્તિથી કરી શકીએ. આખા દેશના મૂળ આધાર રૂપે તે ગામડાને લખે છે અને તેથી ગામપંચાયતથી તે સ્વરાજ્યના તંત્રની શરૂઆત કરે છે. હેના જેટલાજ સ્વતંત્ર પાયા ઉપર રચાયેલા તાલુકા અને જીલ્લાનાં બોર્ડ, ઇલાકા માટે ઇંગ્લંડના ધોરણ ઉપર "પ્રાન્તિક પાર્લામેન્ટ" અને આખા દેશ માટે તેજ પ્રમાણે "રાષ્ટ્રીય પાર્લામેન્ટ"—આ મીસીસ બીસાન્ટની સ્વરાજ્યની ભાવના છે. પોતાના લેખની અંતમાં તે આ જુસ્સાદાર વાકયો લખે છેઃ—

ઇંગ્રેજો ! × + શું ત્હમે જોઇ શકતા નથી કે જેમ ત્હમને લાગે તેમ ત્હમારા હિન્દી ભાઇઓને પણ સાલે? ત્હમારા પોતાના દેશમાં પરદેશી માફક રહેવું, પરરાજ્યની મહેરબાનીથી મળેલા હક્ક ભોગવવા, ત્હમારી હલકાઇ હમેશાં માની લેવામાંજ આવે, ત્હમારી શકિતઓ પારકાનાં તાજવામાં તોળાય—

---

* ન્યુ ઇન્ડીયા પોલીટીકલ પેમ્ફલેટ નં. ૨.

† " નં. ૧.

ત્હમે આ સ્થિતિ સહન કરી શકોજ નહિ. હિન્દમાં ત્હમારા કરતાં પણ વધારે ધીરજ છે. તે ત્હમારો સંબંધ તોડવા માગતું નથી; તે સામ્રાજ્યનું અંગ રહેવા માગે છે—પણ સ્વરાજ્ય ભોગવનાર પ્રજા તરીકેજ.

હિન્દને શું જોઇયે છે? બીજી કોઇ પ્રજા જે હકભેર માગે તો બધું હિન્દને જોઇયે છે. પોતેજ ચુંટેલા પોતાનાજ માણસોથી રાજ્ય ચલાવવું, પોતાની ઇચ્છા મુજબ પ્રધાનમંડળો નીમવાં અને તોડવાં—હથીયાર ધારણ કરવાં, પોતાનું લશ્કર, નૌકા અને સ્વયંસેવકો રાખવા,— પોતાનાં બજેટ રચવાં, પોતાની પ્રજાને કેલવણી આપવી, પોતાની જમીનમાં નહેરો મૂકવી,—પોતાની ખાણોને ખોદવી, પોતેજ સીક્કા પાડવા—પોતાની સીમાઓમાં પોતે સંપૂર્ણ સત્તા ચલાવવી—શહેનશાહની સત્તાને અધીન રહેવું અને સામ્રાજ્યની સભામાં સભાસદો મોકલવા.

આ વિગ્રહમાં કેટલાક કોલોનીએ ઇંગ્લંડને સહાય આપી તેથી હુમલાઇ જઇને મી. ઑનર લૉએ ત્હેમની માગણીઓ ધ્યાનમાં લેવાનું વચન પણ આપ્યું છે. હિન્દે ઘણી વધારે સેવા ઉઠાવી છે છતાં મી. ચેમ્બરલેને આપણા હકો વિષે એક શબ્દ પણ ઉચ્ચાર્યો નથી. આમ જ્યારે આપણી ઉપેક્ષા થતી હોય તે વખતે ખાસ જરૂરનું છે કે આપણે સ્વરાજય જેવા મ્હોટામાં મ્હોટા હકની માગણી સ્પષ્ટ અને આગ્રહયુકત શબ્દોમાં કરવી જોઇએ.

હિન્દને સ્વરાજ્ય મળશે? અમે આ વિષે વાણીઆશાઈ વિચાર કરવાની તેમ નિષ્ફળ કલ્પનામાં ઉડી જવાની ના પાડીયે છીએ. જો આપણને આપણામાં અને આપણા હકમાં શ્રદ્ધા છે તો તે હક આપણને મળશેજ. ડેનીયલ ઓકોનેલે આઈરીશ હોમરૂલની હીલચાલ ઓગણીશમા સૈકાની શરૂઆતમાં શરૂ કરી ત્યારે તેઓ જાણતા હતા કે ૧૯૧૪ માં હોમરૂલ બીલ પસાર થશે! લક્ષ્ય નિરંતર ધ્યાનમાં રાખો અને તે માટે કમર કસી નિરંતર પ્રયત્ન આદરશો તો સિદ્ધિ દૂર નથી.

## જીલ્લા કૉંગ્રેસ મંડલો.

પૂનાની પ્રાન્તિક પરિષદ્‌થી જો એક મ્હોટામાં મ્હોટો ફાયદો થયો હોય તો તે જીલ્લા કૉંગ્રેસ મંડલોનો વધારાનો છે. પરિષદ્ પહેલાં આખા ઇલાકાના ૨૬ જીલ્લામાંથી * ત્રણ જીલ્લાઓમાં જુની પદ્ધતિની જીલ્લા સભાઓ હતી અને ૧૨ જીલ્લાઓમાં કૉંગ્રેસ કમીટીઓ સ્થપાઇ હતી. પ્રાન્તિક પરિષદ્‌ના ચાલાકોએ ખેડા, નાસીક, બીજાપુર શોલાપુર, ધારવાર અને બેલગામ એ છ જીલ્લાઓમાં જીલ્લા કમીટીઓ સ્થપાવી છે. ગુજરાતમાં હવે ફકત પંચમહાલ જીલ્લામાં જ આ સંસ્થા ઉત્પન્ન થઇ નથી. હુમે ઇચ્છીએ છીએ કે આ ખોટ આવતી કૉંગ્રેસ પહેલાં પૂરાઈ જાય.

આમ કોંગ્રેસનું તંત્ર વધારે સ્થલોમાં વિસ્તાર પામે એ ઘણા સંતોષની બાબત છે; કારણ કે કોંગ્રેસની હાક દરેક જીલ્લાને ગામે ગામ અને તાલુકે તાલુકે વાગશે નહિ ત્યાં સુધી રાજકીય ઉન્નતિની આશા વ્યર્થ છે. પરન્તુ ડીસેમ્બરની આખરમાં કોંગ્રેસ માટે થોડા ડેલીગેટોનાં નામ વર્તમાન પત્રોમાં આપે અને તેથી પણ થોડાને

* મુંબાઇ, સુરત અને ભરુચ.

કોંગ્રેસમાં મોકલે તેથી હેનો હેતુ સધાતો નથી. પ્રાન્તની કે જીલ્લાની રાજસત્તાના વર્તનથી જે નુકસાન અને અગવડો થતી હોય તેને આગ્રહપૂર્વક હેણે પ્રકાશમાં લાવવી જોઇએ. કેળવણી અને તંદુરસ્તીની શોચનીય શૂન્યતા દર્શાવવી, મહેસુલના અમલદારોને ન્યાયાસન ઉપર બેસાડવાથી થતો અન્યાય દેખાડવો, આબકારી એકસાઇસ વગેરે ખાતાંથી જીલ્લાને થતો ત્રાસ જાહેરમાં આણવો, મ્યુનિસિપાલીટીઓ અને લોકલ બોર્ડ ઉપર સખ્ત નજર રાખી જરૂર પડે ત્યારે હેને જાગૃતિનો 'ડોઝ' આપવો—અને એકંદર જીલ્લાની સર્વ જાહેર બાબતોમાં પ્રજાના પ્રતિનિધિ બનવું એ જીલ્લા મંડળોનાં કર્તવ્ય છે. આ માટે ગણ્યાગાંઠયા સમજુ માણસો ભેગા મળી ઠરાવો પસાર કરી કે અરજીઓ મોકલે એજ બસ નથી; કોઇ પણ ગંભીર સવાલ ઉપસ્થિત થાય ત્યારે સંખ્યાબંધ ભાષણો અપાવવાં જોઇએ અને સ્થલે સ્થલે સભાઓ ભરાવવી જોઇએ. આપણાં પ્રજાકીય મંડળો પોતાનો ધર્મ નહિ બજાવે તો પછી આપણે શા હકથી સરકારનાં ખાતાંનો વાંક કાઢીશું?

જેમ પ્રાન્તિક કોંગ્રેસ કમીટીઓ પ્રાન્તિક પરિષદો ભરે છે તેમ જીલ્લા મંડલો કોંગ્રેસના બંધારણ અનુસાર જીલ્લા પરિષદો ભરે છે. પણ આપણા આખા ઇલાકામાં જ તે જવલ્લે ભરાય છે તો પછી આપણા અર્ધજાગૃત ગુજરાતમાં તો તે સંભળાયજ ક્યાંથી? અમને જણાવતાં સંતોષ થાય છે કે મદ્રાસ ઇલાકામાં બેલારી અને કોઇમ્બતુર જીલ્લાઓએ જુલાઇ માસની આખરમાં આવી જીલ્લાં પરિષદો ભરી હતી અને તે સાથે સામાજીક સુધારાની અને થીઓસોફીની પરિષદો પણ ભરાઇ હતી. દેશનાં જુદા જુદા ભાગમાં પ્રાતઃકાળનાં વાજીંત્ર વાગી રહ્યાં છે ત્યારે આપણે મોડા મોડા પણ ઉંઘમાંથી નહિ ઉઠીએ!

## મ્યુનિસિપલ કાયદાઓ.

ગયા વર્ષથી સરકારે મ્યુનિસિપાલીટીના સંબંધમાં એક એવી યોજના કરવા માંડી છે કે જેથી હેનું પ્રજાકીય તત્વ તદ્દન નાશ ન પામે તો પણ ઘણું મોળું પડી જાય. મુંબઇના કોર્પોરેશનને સાતમે આકાશ ચ્હડાવી હેની માફક જીલ્લાઓના મ્હોટા શહેરમાં મ્યુનિસિપલ કમીશનર નીમવાનો કાયદો સરકારે ગયે વર્ષે ઘડયો તે વખતે કેટલાક અનુભવી ગૃહસ્થોએ હેના અનર્થો તરફ ધ્યાન ખેંચ્યું પણ હેમને કોણ સાંભળે? ઘણી ચતુરાઈથી સરકારે મ્યુનિસિપાલીટીઓમાં ચુંટાએલા સભાસદોની સંખ્યા વધારી ત્યારે બીજી પાસથી કલેકટરના હોદ્દાના અમલદારને કમીશનર નીમ્યા. હેમની નીમણુક સરકાર કરે, ફકત હેમના પગારજ મ્યુનિસિપાલીટી આપે! આ રાજનીતિનો અમલ સંયુકત પ્રાંતો તથા મદ્રાસમાં પણ કરવા માટે કાયદાઓ પસાર કરવામાં આવનાર છે. કદાચિત આવતા વર્ષ સુધીમાં હિન્દનાં બધાં સારાં શહેરની મ્યુનિસિપાલીટીઓ સરકારના ખાતાં બની જશે!

મ્હોટાં શહેરોના વધતા જતા વહીવટમાં મ્હોટી સત્તાવાળા અમલદારની જરૂર તો પડે—પછી તેને સેક્રેટરી કહો કે "ટાઉન કલાર્ક" કહો કે કમીશનર કહો.

ત્હમે આ સ્થિતિ સહન કરી શકોજ નહિ. હિન્દમાં ત્હમારા કરતાં પણ વધારે ધીરજ છે. તે ત્હમારો સંબંધ તોડવા માગતું નથી; તે સામ્રાજ્યનુ અંગ રહેવા માગે છે—પણ સ્વરાજ્ય ભોગવનાર પ્રજા તરીકેજ.

હિન્દને શું જોઇયે છે? બીજી કોઇ પ્રજા જે હકભેર માગે તો બધું હિન્દને જોઇયે છે. પોતેજ ચુંટેલા પોતાનાજ માણસોથી રાજ્ય ચલાવવું, પોતાની ઇચ્છા મુજબ પ્રધાનમંડળો નીમવાં અને તોડવાં—હથીયાર ધારણ કરવાં, પોતાનું લશ્કર, નૌકા અને સ્વયંસેવકો રાખવા,— પોતાનાં બજેટ રચવાં, પોતાની પ્રજાને કેલવણી આપવી, પોતાની જમીનમાં નહેરો મૂકવી,—પોતાની ખાણોને ખોદવી, પોતેજ સીક્કા પાડવા—પોતાની સીમાઓમાં પોતે સંપૂર્ણ સત્તા ચલાવવી—શહેનશાહની સત્તાને અધીન રહેવું અને સામ્રાજ્યની સભામાં સભાસદો મોકલવા.

આ વિગ્રહમાં કેટલાક કોલોનીએ ઇંગ્લંડને સહાય આપી તેથી હુમલાઇ જઇને મી. બૉનર લૉએ ત્હેમની માગણીઓ ધ્યાનમાં લેવાનું વચન પણ આપ્યું છે. હિન્દે ઘણી વધારે સેવા ઉઠાવી છે છતાં મી. ચેમ્બરલેને આપણા હકો વિષે એક શબ્દ પણ ઉચ્ચાર્યો નથી. આમ જ્યારે આપણી ઉપેક્ષા થતી હોય તે વખતે ખાસ જરૂરનું છે કે આપણે સ્વરાજ્ય જેવા મ્હોટામાં મ્હોટા હકની માગણી સ્પષ્ટ અને આગ્રહયુકત શબ્દોમાં કરવી જોઇએ.

હિન્દને સ્વરાજ્ય મળશે? અમે આ વિષે વાણીઆશાઇ વિચાર કરવાની તેમ નિષ્ફળ કલ્પનામાં ઉડી જવાની ના પાડીયે છીએ. જો આપણને આપણામાં અને આપણા હકમાં શ્રદ્ધા છે તો તે હક આપણને મળશેજ. ડેનીયલ ઓકોનેલે આઇરીશ હોમરૂલની હીલચાલ ઓગણીશમા સૈકાની શરૂઆતમાં શરૂ કરી ત્યારે તેઓ જાણતા હતા કે ૧૯૧૪ માં હોમરૂલ બીલ પસાર થશે! લક્ષ્ય નિરંતર ધ્યાનમાં રાખો અને તે માટે કમર કસી નિરંતર પ્રયત્ન આદરશો તો સિદ્ધિ દૂર નથી.

## જીલ્લા કૉંગ્રેસ મંડલો.

પૂનાની પ્રાન્તિક પરિષદ્‌થી જો એક મ્હોટામાં મ્હોટો ફાયદો થયો હોય તો તે જીલ્લા કૉંગ્રેસ મંડલોનો વધારાનો છે. પરિષદ્ પહેલાં આખા ઇલાકાના ૨૬ જીલ્લામાંથી * ત્રણ જીલ્લાઓમાં જુની પદ્ધતિની જીલ્લા સભાઓ હતી અને ૧૨ જીલ્લાઓમાં કૉંગ્રેસ કમીટીઓ સ્થપાઇ હતી. પ્રાન્તિક પરિષદ્‌ના ચાલાકોએ ખેડા, નાસીક, બીજાપુર શોલાપુર, ધારવાર અને બેલગામ એ છ જીલ્લાઓમાં જીલ્લા કમીટીઓ સ્થપાવી છે. ગુજરાતમાં હવે ફકત પંચમહાલ જીલ્લામાં જ આ સંસ્થા ઉત્પન્ન થઇ નથી. હમે ઇચ્છીએ છીએ કે આ ખોટ આવતી કૉંગ્રેસ પહેલાં પૂરાઇ જાય.

આમ કોંગ્રેસનું તંત્ર વધારે સ્થલોમાં વિસ્તાર પામે એ ઘણા સંતોષની બાબત છે; કારણ કે કોંગ્રેસની હાક દરેક જીલ્લાને ગામે ગામ અને તાલુકે તાલુકે વાગશે નહિ ત્યાં સુધી રાજકીય ઉન્નતિની આશા વ્યર્થ છે. પરન્તુ ડીસેમ્બરની આખરમાં કોંગ્રેસ માટે થોડા ડેલીગેટોનાં નામ વર્તમાન પત્રોમાં આપે અને તેથી પણ થોડાને

* મુંબાઇ, સુરત અને ભરૂચ.

કોંગ્રેસમાં મોકલે તેથી હેનો હેતુ સધાતો નથી. પ્રાન્તની કે જીલ્લાની રાજસત્તાના વર્તનથી જે નુકસાન અને અગવડો થતી હોય તેને આગ્રહપૂર્વક હેણે પ્રકાશમાં લાવવી જોઈએ. કેલવણી અને તંદુરસ્તીની શોચનીય શૂન્યતા દર્શાવવી, મહેસુલના અમલદારોને ન્યાયાસન ઉપર બેસાડવાથી થતો અન્યાય દેખાડવો, આબકારી એકસાઈસ વગેરે ખાતાંથી જીલ્લાને થતો ત્રાસ જાહેરમાં આણવો, મ્યુનિસિપાલીટીઓ અને લોકલ બોર્ડ ઉપર સખ્ત નજર રાખી જરૂર પડે ત્યારે હેને જાગૃતિનો 'ડોઝ' આપવો—અને એકંદર જીલ્લાની સર્વ જાહેર બાબતોમાં પ્રજાના પ્રતિનિધિ બનવું એ જીલ્લા મંડળોનાં કર્તવ્ય છે. આ માટે ગણ્યાગાંઠયા સમજુ માણસો ભેગા મળી ઠરાવો પસાર કરે કે અરજીઓ મોકલે એજ બસ નથી; કોઇ પણ ગંભીર સવાલ ઉપસ્થિત થાય ત્યારે સંખ્યાબંધ ભાષણો અપાવવાં જોઇએ અને સ્થલે સ્થલે સભાઓ ભરાવવી જોઇએ. આપણાં પ્રજાકીય મંડળો પોતાનો ધર્મ નહિ બજાવે તો પછી આપણે શા હકથી સરકારનાં ખાતાંનો વાંક કાઢીશું?

જેમ પ્રાન્તિક કોંગ્રેસ કમીટીઓ પ્રાન્તિક પરિષદો ભરે છે તેમ જીલ્લા મંડલો કોંગ્રેસના બંધારણ અનુસાર જીલ્લા પરિષદો ભરે છે. પણ આપણા આખા ઇલાકામાં જ તે જવલ્લે ભરાય છે તો પછી આપણા અર્ધજાગૃત ગુજરાતમાં તો તે સંભળાયજ ક્યાંથી? અમને જણાવતાં સંતોષ થાય છે કે મદ્રાસ ઇલાકામાં બેલારી અને કોઇમ્બતુર જીલ્લાઓએ જુલાઇ માસની આખરમાં આવી જીલ્લા પરિષદો ભરી હતી અને તે સાથે સામાજીક સુધારાની અને થીઓસોફીની પરિષદો પણ ભરાઇ હતી. દેશનાં જુદા જુદા ભાગમાં પ્રાતઃકાળનાં વાજીંત્ર વાગી રહ્યાં છે ત્યારે આપણે મોડા મોડા પણ ઉંઘમાંથી નહિ ઉઠીએ!

## મ્યુનિસિપલ કાયદાઓ.

ગયા વર્ષથી સરકારે મ્યુનિસિપાલીટીના સંબંધમાં એક એવી યોજના કરવા માંડી છે કે જેથી હેનું પ્રજાકીય તત્વ તદ્દન નાશ ન પામે તો પણ ઘણું મોળું પડી જાય. મુંબઇના કોર્પોરેશનને સાતમે આકાશ ચ્હડાવી હેની માફક જીલ્લાઓના મ્હોટા શહેરમાં મ્યુનિસિપલ કમીશનર નીમવાનો કાયદો સરકારે ગયે વર્ષે ઘડયો તે વખતે કેટલાક અનુભવી ગૃહસ્થોએ હેના અનર્થો તરફ ધ્યાન ખેંચ્યું પણ હેમને કોણ સાંભળે! ઘણી ચતુરાઈથી સરકારે મ્યુનિસિપાલીટીઓમાં ચુંટાએલા સભાસદોની સંખ્યા વધારી ત્યારે બીજી પાસથી કલેક્ટરના ઓદ્ધાના અમલદારને કમીશનર નીમ્યા. હેમની નીમણુક સરકાર કરે, ફક્ત હેમના પગારજ મ્યુનિસિપાલીટી આપે! આ રાજનીતિનો અમલ સંયુકત પ્રાંતો તથા મદ્રાસમાં પણ કરવા માટે કાયદાઓ પસાર કરવામાં આવનાર છે. કદાચિત આવતા વર્ષ સુધીમાં હિન્દનાં બધાં સારાં શહેરની મ્યુનિસિપાલીટીઓ સરકારના ખાતાં બની જશે!

મ્હોટાં શહેરોના વધતા જતા વહીવટમાં મ્હોટી સત્તાવાળા અમલદારની જરૂર તો પડે—પછી તેને સેક્રેટરી કહો કે "ટાઉન કલાર્ક" કહો કે કમીશનર કહો.

પણ તે સરકાર તરફથી શા માટે નીમાવો જોઇએ તેજ અમારાથી સમજાતું નથી. ખરેખર, કમીશનરની સરકારી નીમણુકથી સ્થાનિક સ્વરાજ્યનું મૂલજ કપાઇ જતું હોય એમ અમને લાગે છે, કારણ કે શું સરકાર એમ ગંભીરપણે માને છે કે જીલ્લા મ્યુનિસિપાલીટીના સભાસદો કમીશનર જેવા મ્હોટા સરકારી અમલદારને દાબમાં રાખી શકશે? અને ન્હાની મ્હોટી સર્વ બાબતોમાં જો તેઓ મ્યુનિસિપાલિટીના સેવક તરીકે નહિં પણ શેઠ તરીકે વર્તી શકે તો પછી મ્યુનિસિપાલિટીનું નામ કાઢી ત્હેને કમીશનરનું સલાહ આપનાર મંડલ બનાવ્યું હોય તો પણ શું?

ચુંટાએલા સભાસદોના વધારાથી ન છેતરતાં, આપણે કમીશનરની સરકારી નીમણુક સ્હામે સખ્ત વાંધો લેવાની જરૂર છે. અમે ઇચ્છીએ છીયે કે શહેરોની "રેટ પેયર્સ એસોસીએશન" અને ચુંટાયેલા સભાસદો સાથે સાથે આ વિષે હીલચાલ કરે અને મ્યુનિસિપલ વહીવટના આ ગંભીર પોકળ તરફ સરકારનું ધ્યાન ખેંચે.

## લોકલ બોર્ડ કમિટી.

વડી સરકારના સ્થાનિક સ્વરાજ્ય વિષે ઠરાવાથી ઉત્તેજન પામી લોકલ બોર્ડની રચના તેમજ વહીવટના આખા સવાલ ઉપર તપાસ કરી રીપોર્ટ કરવા માટે મુંબઇની સરકારે એક કમિટિ નિમી છે, એ જોઇને અમને ઘણો સંતોષ થાય છે. વધારે સંતોષની બાબત છે કે આખી કમીટીના ૮ સભાસદોમાંથી ૪ સભાસદો દેશી છે. મી. સાઠે અને સી. પટેલ જેમણે બન્નેએ ગયે વર્ષે મ્યુનિસિપલ કમીશનરની નીમણુક વિરૂદ્ધ સીલેકટ કમીટીના સભાસદો તરીકે જુદી ડીસેન્ટીંગ મીનીટ લખી હતી, ત્હેમને પણ નીમવામાં આવ્યા છે એ યોગ્યજ છે. ગઇ ધારાસભામાંજ મી. પટેલે લોકલ બોર્ડની તપાસ માટે કમીટીની માગણી કરી હતી તે આટલી વ્હેલી સફલ થઈ એ પણ આનંદની વાત છે.

"લોકલ બોર્ડના સંબંધમાં સ્થાનિક સ્વરાજ્યનો વિકાસ નિરાશાજનક રીતે ધીમો થયો છે" એમ સરકાર પોતે કબુલ કરે છે. અમે આગળ વધીને કહીએ છીએ કે લોકલબોર્ડ સરકારનાં કેવળ ખાતાંજ છે, પ્રજાકીય સંસ્થાઓ નથી. અમે પછી બતાવીશું તે પ્રમાણે સરકારના સભાસદોની સંખ્યા હમેશાં ચુંટાએલા સભાસદો કરતાં વધારે હોય છે, અમલદારો ત્હેમાં પ્રમુખ બને છે, ત્હેની ઉપજ મ્હોટે ભાગે ગ્રાન્ટ તરીકે કે મ્હેસુલના એક આની ભાગ તરીકે સરકારી તીજોરીમાંથી આવે છે, ત્હેની સભાઓ વર્ષમાં સરેરાશ ત્રણ ચાર ભરાય છે અને તે પણ સરકારી મકાનમાંજ! લોકો ત્હેને કલેકટરનીજ સંસ્થા માને છે ત્યારે કલેકટર ઉપર પોતાના ખાતા જેટલી ત્હેની જવાબદારી હોતી નથી. પરિણામે બોર્ડ નથી રહેતાં પ્રજાનાં છતાં નથી ગણાતાં સરકારનાં; અને જ્યારે કોઇના ઉપર ત્હેનો બોજો ન હોય ત્યારે મરણની ગતિથી તે જાવે એમાં શી નવાઈ?

લોકલ બોર્ડમાં વધારે સભાસદો ચુંટાવા જોઇએ, બોર્ડનેજ પોતાના પ્રમુખ નીમવાનો હક આપવો જોઇએ, ત્હેના મહેસુલમા ઘણો વધારો થવો જોઇએ, અને એકંદર તે વધારે સ્વતંત્ર અને જીવન્ત થવાં જોઇએ. જે સંસ્થા ઉપર આખા જીલ્લાઓ અને તાલુકાઓની કેલવણીની ગંભીર જવાબદારી છે તે વધારે સારી સ્થિતિમાં આવે તોજ પ્રાથમિક કેલવણી માટે વધારે આશા આવે.

## હિન્દી ઉદ્યોગોને સરકારી આશ્રય.

બંગાલાની ધારાસભામાં દેશી ઉદ્યોગોને સરકારી આશ્રય આપવાનો મી૦ સુરેન્દ્રનાથ બેનરજીનો ઠરાવ સર્વાનુમતે પસાર થયો એ જાણી આપણને ઘણો સંતોષ થયો છે. લડાઇના સંજોગોમાં હિન્દમાં ઘણા નવા ઉદ્યોગોને ઉપજાવી શકાય અને સરકારે ત્હેની યોજનામાં સહાય આપવી જોઇએ એમ આપણે ઘણી વાર સાંભળ્યું છે. લોકમતને અનુસરીને બંગાળાની સરકારે મી૦ સ્વૅાનને આ વિષે રીપોર્ટ કરવાને નીમ્યા હતા અને ત્હેમણે પોતાના રીપોર્ટમાં સરકારને કેટલીક સૂચનાઓ કરી હતી. પણ એ સૂચનાઓ સ્વયમેવ સરકાર હાથ ધરતી નથી પણ તે ત્હેને ગળે ઉતારવાને કોઇની જરૂર પડે જ છે. મી૦ બેનરજીએ સરકારના અમલદારે સરકારને કરેલી સૂચનાઓ અનુસરવા સરકારને વિનતી કરી હતી અને સરકારે તેમ કરવા હા પાડી! ઉપસંહારમાં મી૦ બીટન બૅલે * લૅાર્ડ કર્માઇકલના રેશમી રૂમાલની વાત કરી સર્વનાં મનરંજન કર્યાં.

બંગાળાના ઉદ્યોગોને માટે મી. બીટન બૅલે જે યોજના રજુ કરી છે તે કાંઇક આશાજનક છે. ઉદ્યોગોનો "ડીરેકટર" જેને આ માટે ખાસ નીમવામાં આવે તે આખા પ્રાન્તમાં લોકોની સહાયતાથી તપાસ કરી જે નભી શકે તે ઉદ્યોગોના ન્હાનાં પ્રયોગો લોકોને દેખાડે અને ત્હેવા ઉદ્યોગો જેમને ઉઘાડવા હોય ત્હેમને લોન આપે એવી મી. બેલની યોજના છે. જો આ યોજના ઘણી ઉદારતાથી તેમજ સમભાવથી અમલમાં મૂકવામાં આવશે તો તેથી બંગાલાના ઉદ્યોગોને ઘણો લાભ થશે એ નિઃશંક છે. છતાં આથી આપણું પોતાનું કર્તવ્ય ઓછું નથી—બંગાળામાં તેમ અહીંયા. આપણા ઇલાકામાં એવા ડીરેકટર નીમાવાની થોડી વકી છે અને ડીરેકટર પણ ન્હાના ઉદ્યોગોનાજ પ્રયોગો કરી શકે. આપણને સગીન લાભ તો મ્હોટા ઉદ્યોગોજ આપી શકે અને ત્હેને માટે મ્હોટી મુડી અવશ્ય જોઇએ—જે સરકાર કોઇ દિવસ આપી શકે નહિ—આપે નહિ. આપણા ધનવાન વેપરીઓજ કોઇ સારા ઉદ્યોગની પસંદગી કરી તે પોતાની વ્યવહારિક ચતુરાઇથી ચલાવે તો હાલની તકનો લાભ લેવાય. જો તેઓ નહિ કરે તો કોઇ કરી શકશેજ નહિ. બાકી તે વિષે વ્યર્થ લાંબી ચર્ચાઓ કરવી અથવા સરકારને આશ્રય આપવા વારંવાર આજીજી કરવી એ વૃથા કાલક્ષેપ છે.

---

* લૅાર્ડ કર્માઇકલ એક જાતનો રેશમી રૂમાલ એડીનબરોથી લેતા હતા ત્હેની ત્હેમણે મદ્રાસમાં તપાસ કરાવી મદ્રાસથી જવાબ મળ્યો કે બંગાળામાં તે બનતો હશે એટલે બંગાળાના જુદા જુદા ભાગમાં ત્હેમણે તપાસ કરી પણ વ્યર્થ! છેવટે એડીનબરોથી પૂછ્યું ત્યારે ખબર પડી કે મુર્શીદાબાદના વણકરો તે બનાવે છે!

## ઈન્કમટેક્સનો ઠરાવ.

થોડા માસ ઉપર વડી સરકારે ધારાસભામાં એવો ઠરાવ મંજુર કર્યો હતો કે ઇન્કમ ટેક્સની આંકણી કરનાર અમલદારોને સહાય આપવા માટે બિનઅમલદારી ગૃહસ્થોનાં સલાહકાર બોર્ડની નીમણુક કરવી. પણ વડી સરકાર હમણાં એક ઠરાવ બ્હાર પાડી જણાવે છે કે ત્હેમણે જુદી જુદી સ્થાનિક સરકારની સૂચનાઓ મેળવી છે અને બોર્ડના ગૃહસ્થોને પોતાની આવક દેખાડતાં લોકોને અસંતોષ થાય એવી શંકા જણાવાથી મૂળ સૂચના મંજુર થઇ શકે એમ નથી. અમને આ શંકામાં બહુ વજન જણાતું નથી. બોર્ડમાં એક કે બે સારા ગૃહસ્થોને પસંદ કરવામાં આવે તો લોકો ખાસ વાંધો ન લે; બીજી પાસથી તેઓ અમલદાર ઉપર દેખરેખ રાખે તેથી ઘણો અનર્થ અને ઘણી જોહુકમી અટકે એમઅમે માનીએ છીએ. ગમે તેમ હોય તો પણ આવકની આંકણી કરનાર અમલદાર ઉપર કોઇ પણ જાતના અંકુશની તો જરૂર છેજ અને બોર્ડનો નહિ તો બીજો અંકુશ ખોળી કાઢવાની જરૂર છે.

## સર શંકર નાયરને અપમાન.

ચોથી ઑગસ્ટને દિવસે પ્રજાની રાજ્યભક્તિ દર્શાવવા લોર્ડ પેન્ટલેન્ડના પ્રમુખપણા નીચે જે સભા મદ્રાસમાં મળી હતી ત્હેમાં સર શંકર નાયર–જેઓ વડી સરકારની કારોબારી સભાના સભાસદ નીમાયા છે—તેઓ ભાષણ કરવાના હતા. સભા માટે ટીકીટો કાઢવામાં આવી હતી પણ સર શંકર નાયર જેવા જાણીતા માણસને ટીકીટની શી જરૂર! વખતસર તેઓ સભા આગળ ગયા એટલે ત્હેમને અંગ્રેજ વૉલંટીયરે અટકાવી ટીકીટ માગી; ટીકીટ ન હોવાથી ત્હેમણે પોતાની ઓળખ આપી પણ વ્યર્થ. તેઓ બીજે દરવાજે ગયા પણ ત્યાં પણ અંગ્રેજ અમલદારની એવીજ ઉદ્ધત વર્તણુંક! જ્યારે સંખ્યાબંધ ઇંગ્રેજ પુરૂષો અને સ્ત્રીઓ "હિન્દ"ની રાજ્યભક્તિ દર્શાવવા સભામાં ટીકીટ શિવાય દાખલ થયાં ત્યારે હિન્દના મ્હોટા આગેવાન અને સરકારના એક મ્હોટામાં મ્હોટા અમલદારને પાછા ફરવું પડયું! એક ઇંગ્રેજ અને બીજો હિન્દી!

સર શંકર નાયરને ટીકીટ ન મોકલવા અમે શરીફનો વાંક કાઢતા નથી–ઉલટું ત્હેમનો માફીનો પત્ર જોઈ અમે સંતોષ પામીએ છીએ. તેમ આ ખેદજનક અપમાન માટે જેઓ ખરેખરા ગુન્હેગાર છે-ઇંગ્રેજ વૉલંટીયરો–ત્હેમના ઉપર નિન્દા વર્ષાવવાની અમને દરકાર નથી. અમે એટલુંજ જોવા ઇચ્છીએ છીએ કે કોઇ હિન્દી સીપાઈને આવા ઇંગ્રેજ અમલદારનું આવું અપમાન કરવા માટે જે શિક્ષા આપવામાં આવે તે આ વૉલંટીયરોના ઉપર અજમાવાય. તે શિવાય ત્હેમનાં સાંકડાં મગજને નહિ સમજાય કે ચામડી શરીરની જ છે મનુષ્યની નથી.

## વીરમગામની જકાત.

વીરમગામ ઉપર જકાત લેવાની રીતિ ઘણી જ અમાનુષિક છે અને જકાત ખાતાને શરમરૂપ છે એ સમજાવવા દૃષ્ટાંતોની ભાગ્યેજ જરૂર છે. પણ જો જરૂર

ાય તો હમણાં જ એક તાજી ફરીયાદ સાંભળવામાં આવી છે. મુંબાઇના એક તારૂને વીરમગામ ઉપર લગેજમાં પડેલી પેટી દેખાડવા પોલીસે કહ્યું; તે પોતાનું મેઠ પોટકું લઇને પોલીસ સાથે ચાલ્યો. પોલીસે પોટકુ લેવા ના કહી ત્યારે ઉતાયે સમજાવ્યું કે પોટકામાં કીંમતી વસ્તુઓ છે. પોલીસે ગુસ્સે થઇને ત્હેને બે ધક્કા ાર્યા અને ઇંગ્રેજ પોલીસ અમલદાર આવ્યા પછી પણ ત્હેણે એક ધક્કો ાર્યો. અમલદાર આગળ ત્હેણે પોલીસની વર્તણુંક વિષે ફરીયાદ કરી ત્યારે ત્હેને એવી ન્હાની બાબત" ધ્યાનમાં ન લેવાની શીખામણ દેવામાં આવી. આ ધક્કાના મારથી ા માણસ પાંચ છ દિવસ માંદો રહ્યો.

અમે અહીંયા પોલીસની નિર્દયતા કે તે અમલદારની મૂઢતા વિષે વિવેચન કરવા ચ્છતા નથી. અમારો વાંધો આ જકાતની પદ્ધતિ સ્હામેજ છે. બંદર જેવી સગવડ રેલી જગ્યાએ જકાત લેવાને બદલે તે રેલ્વેના સ્ટેશન ઉપર લેવાય અને ત્હેને અંગે મગણિત મુશ્કેલીઓ વચ્ચે લોકોને કલાકો સુધી ખોટી થવું પડે એ રાજનીતિનું રિવર્તનજ છે. કાઠીયાવાડનાં રાજ્યો સાથે કોઇપણ પ્રકારનો બંદોબસ્ત કરીને આ જકાત સરકારે કાઢી નાંખવાની જરૂર છે; નહિ તો આ ન્હાની દેખાતી પણ ગંભીર ાબતમાં લોકોને હીલચાલ કરવાની જરૂર પડશે

## હિન્દ–ગરીબ કે ધનવાન?

"ટાઇમ્સ" (લંડન)ના એક લેખક ઉપર ટીકા કરતાં "ન્યુ સ્ટેટ્સમેન" હેન્દ તરફ પોતાનો મિત્રભાવ ફરીથી જણાવે છે. "ટાઇમ્સે" હિન્દની રાજ ભક્તિની પ્રશંસા કરી જણાવ્યું હતું કે સોના ચાંદીના અઢળક ભંડારમાંથી અને સ્ત્રીઓના કીંમતી જવાહીરમાંથી હિન્દીઓ વૉર લોન લઇ શકશે. પણ હિન્દને હેનો શો બદલો? એ વિચારને તે એટલું જ કહીને પતાવે છે કે "આપણે હેની સહાય ઉપકારથી સ્મરણમાં રાખીશું અને યોગ્ય વખતે ત્હેનો પૂરો બદલો ાપીશું."

આ સોના ચાંદી અને આ જવાહીર ટાઇમ્સની કલ્પનામાં જ ભમે છે એમ ન્યુ સ્ટેટ્સમેન" આંકડાઓથી પુરવાર કરે છે.

જ્યારે લડાઈ શરૂ થઈ ત્યારે હિન્દની પોષ્ટ ઓફીસ સેવીંગ બેંકમાં આશરે ૨૪½ કરોડ રૂપીઆ ાથવા દરેક માણુસ દીઠ ૧૨ આના હતા અને હાલ લગભગ ૧૪ કરોડ રૂપીયાં અથવા માણસ દીઠ ૭ આના છે. ા આંકડાઓ યુનાઇટેડ કીંગડમની સાથે સરખાવવાની જરૂર છે—જ્યાં દરેક માણુસ દીઠ પોષ્ટ ઓફીમાં રૂ. ૬૦ મૂકેલા છે. હિન્દ ધનનો ભંડાર નથી; તે દેશ ઘણો ગરીબ છે અને લોકો પોસ્ટ ાફીસ મારફત ડીપોઝીટ મૂકવાને તૈયાર હોવાને બદલે ઉલટા સેવીંગ્સ બેંકમાંથી પૈસા ઉપાડતા જાય . આ સંયોગોમાં પોતાની સ્ત્રીના ઘરેણાંને વૉર લોનમાં નાખવાનું કહેવું એ મૂર્ખાઈ ભરેલું છે.

અમારા દેશની ગરીબાઇ પુરવાર કરવામાં અમને આનંદ લાગતો નથી. પણ મજ્ઞાન પત્રકારો જ્યારે કપોલકલ્પિત માગણીઓ કરે ત્યારે ત્હેમની આગળ આંકડાનો કાશ કરવાની જરૂર પડે છે. બાકી હિન્દ અત્યારે પણ જે સ્વાર્થત્યાગ કરે છે ત્હેનો દલો આપવાનો "યોગ્ય સમય" ક્યારે આવશે તે તો કોણ જાણે!

શ્રીગણેશજી પ્રસન્ન.

આવી પહોંચ્યો !
આવી પહોંચ્યો ! !
અલબેલો
આવી પહોંચ્યો છે ! ! !



ઘણાં દીવસ થયા સુતો હતો !
હવે જાગ્યો છે ! !
જુનામાં જુનો અને
નીરદોશી છે ! ! !

## જાહેર ખબર આપું છું.

### વાંચો ! વાંચો ! ! વાંચો ! ! ! વાંચવામાં બહુ લાભ છે.

હવે તમારી ખાત્રી પુરેપુરી થઈ હશે મુંબઇના શોખીનો છે તેમ કદરદાન છે ! !
દગાથી દુર રહો, હલકો માલ ખરીદી ઠગાશો નહી. સરસાઇ માટે થોડા દીવસમાં જગજાહેર થયેલ

## મેસર્સ અલબેલા કીશોરનો બનાવેલો

# સાચા મોતીનો સુરમો.

કાળો તથા સફેદ તે આંજવામાં લેહુજતદાર અને ઠંડકમાં સૌથી સરસ અને ઊંચો દરજ્જો ધરાવેછે. અને આંખના તમામ રોગોને દુર કરી આંખોને અજબ તેજી આપે છે. તેથી તેનો ખપ દીવસે દીવસે વધતો જાય છે. એજ તેની સરટીફીકેટ છે.

દુહો:-વારી વારી શું શોભે છે હીરો, અલબેલા કીશોરનો મોતીનો સુરમો.
કેવો છે સુરમાનો રંગ, જાણે બગીચા ગુલાબની સુગંધ ॥ ૧ ॥

| | |
|---|---|
| નં. ૧ તો. ૦૧ કી. રૂ. ૨ | આ સુરમો આંખોના જાલા ફુલા, મોતીયા બીંદ, પાણી નીકળવું અને અનેક રોગોને દુર કરનાર છે. |
| નં. ૨ તો. ૦૧ કી. રૂ. ૧ | આ સુરમો આંખોના નજલા, પીળીઆ, કમળા અને ગરમીના રોગોને દુર કરી ઠંડક આપે છે. |
| નં. ૩ તો. ૦૧ કી. રૂ. ૦ાા | આ સુરમો ખાસ ઓરતોના માટે ઘણો ગુણકારી છે અને આંખોને તેજી બતાવે છે, અને ઠંડક આપે છે. |
| નં. ૪ તો. ૦૧ કી. રૂ. ૦ા | આ સુરમો નીરદોશી અને ગુણકારી છે. હમેશ લગાડવા સારૂ લાભકારક અને બહુ ઠંડો છે. |

આ ઉપર લખેલા પ્રમાણે કીંમત અને ગુણકારક છે આ અમારો અલબેલા કીશોર છાપનો સુરમો જોઈ તપાસી ખરીદશો. અને વેપારી ભાઈઓ અને ગ્રહસ્થ ભાઇને દઝન ઉપરાંત લેનારને સારૂ કમીશન આપવામાં આવશે, અને બહુ લાભ થશે. એક વખત મંગાવી ખાત્રી કરો; આજ મારી ભલામણ છે આ અલબેલા કીશોર છાપનો સુરમો મુંબઈમાં દરેક વેપારી અને કમીશન એજન્ટોને ત્યાં મલશે. આ અમારો બનાવેલો અલબેલા છાપનો સુરમો ઉપર લખ્યા પ્રમાણે ફાયદો ન થાય તો પૈસા પાછા આપીશું આજ મારી ભલામણ છે. અને એક આનાની ટીકીટ મોકલનારને સેંપલ મફત મલશે ત્યારે ખાત્રી થશે.

તમારા મિત્ર- **મેસર્સ અલબેલા કીશોર પારેખની કુંપની.**

કાલબાદેવી રોડ, મુંબઇ પોષ્ટ નં. ૨

# નવજીવન

અને

# સત્ય.

જુનું પુસ્તક ૫ મું.
નવું પુસ્તક ૧ લું.

નવેમ્બર ૧૯૧૫.

અંક ૫ મો.


## જીલ્લા અને તાલુકા બોર્ડ સંબંધ પ્રશ્નાવલી.

હોઇ શકે. સ્વરાજ્ય એ સદ્-રાજ્યનું ઉત્તમમાં ઉત્તમ સાધન છે એ સૂત્રનો આ રીતે થયેલો સત્કાર અને સ્વીકાર અત્યંત આદરણીય છે અને જે ઉદાર રાજ્યનીતિએ એ માર્ગ તરફ આપણી રાજ્યપદ્ધતિનું સુકાન ફેરવ્યું છે તે રાજ્યનીતિના અડગ સ્તંભરૂપ રાજપુરૂષોની આ દેશ માટેની ભલી લાગણીઓની આભાર સાથે આ પ્રસંગે નોંધ લેવી એ આ સંબંધમાં આપણું પ્રથમ કર્તવ્ય છે.

આ પ્રશ્નાવલી નાની છે પણ મુદ્દાના લગભગ બધા સવાલોનો તેમાં સમાવેશ થઇ જાય છે અને તેથી આ પ્રશ્નનો જવાબ આપતાં તાલુકા બોર્ડ અને જીલ્લા બોર્ડોની સંબંધમાં ઘણા ખરા પ્રશ્નોનો વિચાર કરવાનું બની શકે તેમ છે. આના સંબંધમાં એક મોટી અને અગત્યની બાબત ઉપર વાંચનારનું લક્ષ દોરવાની જરૂર છે. સમસ્ત રાજ્યતંત્ર જ્યાં સુધી નવીન પદ્ધતિ-લોકસહાયના ઉદાર સ્વીકારની પદ્ધતિ-ઉપર ન રચાય અને રાજ્યના મધ્યતંત્રમાં જ્યાં સુધી એ તત્ત્વનો સંપૂર્ણ સ્વીકાર ન થાય ત્યાં સુધી સીમાની સંસ્થાઓમાં નવી પદ્ધતિનો સ્વીકાર હમેશાં અપૂર્ણજ જણાવાનો. આટલા માટે આના સંબંધમાં એક કર્તવ્ય એ છે કે કેન્દ્ર સંસ્થામાંનોજ સ્થાનિક સ્વરાજ્યનો તંત્ર પ્રથમ લોકસહાયની પદ્ધતિ ઉપર મૂકીને પછી ધીમે ધીમે નીચે ઉતરાતું જવાય તો તે વધારે ઇષ્ટ છે એ વાત ઉપર યોગ્ય ભાર મૂકીનેજ આ પ્રશ્નો સંબંધે વિચાર કરવો. કારણકે જ્યાં સુધી કેન્દ્રસંસ્થા લોકસહાયના ધોરણ ઉપર રચાય નહિ ત્યાં સુધી જે એકરસતા સ્વરાજ્યના વિકાસને માટે આવશ્યક છે તે પ્રાપ્ત થવી મુશ્કેલ છે. પ્રાન્તની કેન્દ્રસંસ્થામાંના પ્રાન્તિક સરકારના પ્રધાનમંડળમાંના, સ્થાનિક સ્વરાજ્યના પ્રધાનને સહાયતા આપવા સારૂ જીલ્લા અને તાલુકા બોર્ડોના પ્રતિનિધિઓનું એક નાનું પણ કુશળ મંડળ સ્થપાય તો નવીન તંત્ર વધારે ફતેહમંદ થવાનો સંભવ છે. પરન્તુ આ પ્રશ્નની ચર્ચા આ પ્રસંગે અસંગત લાગે માટે અત્રે એ સંબંધી આટલું સૂચન કરીને વિરમવું યોગ્ય લાગે છે.

હવે આપણે પ્રશ્નો ઉપર આવીએ. તેમાં પ્રથમ પ્રકરણ ચૂંટણીનું છે. આમાં ચૂંટાયલા સભાસદોની સંખ્યા વધારે હોવી જોઇએ એ વાતમાં કાંઇ અંદેશો નથી. તે વિના અમને તો ચૂટણીનું તત્ત્વ કેવળ નિરુપયોગ લાગે છે. જ્યાં સુધી ચૂંટી કાઢેલા સભાસદોની બહુમતિ નથી ત્યાં સુધી તે સંસ્થાઓ પોતાની જવાબદારીનો અમલ કરવાની સ્થિતિમાં મૂકાતી નથી. તાલુકાનું કામ તે તાલુકાનું છે અને તાલુકાના માણસો તે જેવું કરે તેવું બીજું કોઇજ કરી ન શકે એ સામાન્ય સત્ય પ્રતિપાદન કરવાની જરૂર નથી. સરકાર નીમે તેમાં પણ તાલુકાનાજ માણસો આવે તે વાત ખરી પણ લોકને યોગ્ય લાગે તેવા જ માણસો ઉપર સરકારની પસંદગી ઉતરે તે નિશ્ચિત નથી. બીજી તરફ લોકના સભાસદોને વિચારમાં અને માહિતીમાં મદદ કરવા માટે રાજ્યના અધિકારીઓનું અને રાજ્યનિયુક્ત સભાસદોનું અમુક પ્રમાણ ઇષ્ટ છે એની અમે ના કહેતા નથી. પણ દરેક સંસ્થામાં તે સંસ્થા લોકાભિમત

છે એ વાતની ઉઘાડી સાબિતી માટે બહુ મત તો લોકનિયુક્ત સભાસદોનોજ હોવો જોઇએ.

ચૂંટણી કોમ પ્રમાણે કરવી કે નહિ એ બીજો પ્રશ્ન છે. અત્યંત દીલગીરીની વાત છે કે કાંઇ પણ કારણ ન છતાં આ પ્રશ્નાવલીમાં કોમનો સવાલ ઉભો કરવામાં આવ્યો છે. કોમ પ્રમાણે ચૂંટણી કરવાની ખરી રીતે કોઇ પણ સંસ્થામાં જરૂર નથી; એ વાત ઉપર આખો દેશ એકમત છે એમ કહીએ તો ચાલે. તો પણ જ્યાં કોઇ એક ચૂંટણીને પરિણામે કોઇ કોમ તદ્દન બાતલ થયેલી માલુમ પડે ત્યાં રાજ્યનિયુક્ત સભાસદોમાં તેના પ્રતિનિધિનો સમાસ કરવાની સરકારને સત્તા આપવાની ના નથી. જે વખતે રાજ્ય પોતાની સત્તા તદ્દન મૂકી દે તે વખતે આ સવાલ કોઇક કોઈક ઠેકાણે કદાચિત્ ઉભો થાય પણ ત્યાં તેના ખરા ઉપાય તરીકે ચૂંટણીની પદ્ધતિમાં બીજીજ તરેહના ફેરફારો કરવાની જરૂર પડશે. પરંતુ રાજ્ય સંસ્થાઓ માટેની ચૂંટણીઓમાં કોમનું તત્ત્વ દાખલ કરવું એ રાજ્યજીવનને અપાર નુકશાન કરનારૂં છે એવો આ દેશના રાજ્યતત્ત્વજ્ઞ પુરૂષોનો અટગ સિદ્ધાન્ત છે; અને તે સ્વીકારવાની અને તેને મજબૂતીથી વળગી રહેવાની સરકારને પણ અત્યંત જરૂર છે એમ અમારૂં માનવું છે. ચૂંટણીમાં કોમનું તત્વ દાખલ કર્યાથી અત્યંત અવ્યવસ્થા થશે, અને રાજ્યજીવનમાં જે એકરસતા સંપાદન કરવાની આવશ્યકતા છે તે વધારે ને વધારે દૂર જતી જશે. અમે આ બાબત ઉપર બહુ આગ્રહથી સરકારનું ધ્યાન ખેંચવા માગીએ છીએ અને આશા છે કે કોમી ચૂંટણીના તત્ત્વને જીલ્લા અને તાલુકા બોર્ડોના બંધારણમાં સ્થાન આપી ઇલાકાના લોકસમુદાયનો અનિવાર્ય અણગમો સરકાર પોતા ઉપર ખેંચી લેવાનું સાહસ નહિ કરે.

ત્રીજા પ્રશ્નના જવાબને માટે જરા વિશેષ વિચાર કરવાની જરૂર છે. એક પ્રશ્નમાં ખરી રીતે બે પ્રશ્નો છે. તાલુકા અને જીલ્લા બોર્ડોના પ્રમુખ બીનઅમલદારી ગૃહસ્થ જોઇએ કે અમલદાર; અને તે ચૂંટાવા જોઇએ કે નીમાવા જોઇએ. આનો એક તો ઉત્તર એ કે, અમલદાર પ્રમુખ નીમવો જોઇએ, અને બીન અમલદાર ચૂંટાવો જોઇએ. ચૂંટણી અને નિમણુંક એ બે જુદાંજ તત્ત્વો છે અને એનો સંકર એ જવાબદારીની સિદ્ધિને હાનિકારક છે. પરંતુ પ્રમુખ અમલદાર જોઇએ કે બીન અમલદાર ગૃહસ્થ જોઇએ એ પ્રશ્નના સંબંધમાં અમારા અભિપ્રાય પ્રમાણે તાલુકા બોર્ડોના સંબંધમાંતે. કોઇ પણ સ્થાયી નિયમ વખતે અનુકૂળ નહિ આવે. બધા તાલુકાઓની સ્થિતિ સરખી નથી. સ્થાનિક વ્યવસ્થાના પ્રશ્નોના ઉકેલને માટે જોઇતી માહિતી અને શક્તિવાળા સભાસદો બધા તાલુકાઓમાં મળવા કઠણ છે. એટલે જ્યાં મળી શકે તેમ હોય ત્યાં પસંદગીથી બીન અમલદાર, અને ન મળી શકે તેમ હોય ત્યાં નિમણુંકથી અમલદાર પ્રમુખ હોવા જોઇએ એવો ઉત્તર આપી શકાશે. સ્થાનિક સ્વરાજ્યના મોટા પ્રશ્નો માટે

લોકલ ગવર્મેન્ટ બોર્ડની વ્યવસ્થા હોય તો આ સવાલનું નિરાકરણ લોકેચ્છાનુસાર થઇ શકવામાં હરકત આવે નહિ.

તાલુકા બોર્ડો અને જીલ્લા બોર્ડોના, પરસ્પર સંબંધની બાબતમાં પણ એમ જણાય છે કે મંડલપ્રધાન રાજ્યપદ્ધતિમાં સ્વતંત્રતા આવશ્યક છે. જીલ્લા બોર્ડો તાલુકા બોર્ડને માગે ત્યારે સલાહ આપે, પણ છેવટનો નિર્ણય તાલુકા બોર્ડોના હાથમાં જ રહે એ વધારે ઇષ્ટ છે. શરૂઆતમાંજ તાલુકા બોર્ડોને લગામમાંથી મુક્ત કરવાની જરૂર છે. તાલુકા બોર્ડોની ગુંજાસ હલકી લાગે અને ઉપજ જ્ઞાન, શક્તિ, એ બધાને હીસાબે એ હલકી લાગે એ સ્વાભાવિક છે, તો તેમના કર્તવ્યપ્રદેશને માટે યોગ્ય મર્યાદાઓ સ્થાપો; પણ જેટલા ક્ષેત્રમાં તેમને હરવા ફરવાની છૂટ આપો તેટલામાં યોગ્ય પ્રમાણમાં સ્વતંત્રતા આપો. એ એક સિદ્ધાન્તથી આ બાબતના પ્રશ્નોનો ઉત્તર આપી શકાય. તાલુકા તાલુકાની સ્થિતિ રીતિની સંપૂર્ણ માહિતીવાળા "સ્થાનિક સ્વરાજ્ય બોર્ડના" હાથથી પ્રત્યેક બોર્ડને માટે જુદી જુદી વધતી ઓછી સત્તાઓ પ્રથમ યોજવામાં આવે, અને પછી ધીમે ધીમે તેમાં સુધારા વધારા થઇ છેવટ સંપૂર્ણ વિકાસ થઇ શકે એવી યોજના ઘડી શકાય તો તેથી વધારે સંગીન ફળ થાય તેવો સંભવ છે.

આ પ્રશ્નાવલીના નાણાં પ્રકરણી પ્રશ્નોને પણ ઉપરની વિચારસંગતિ કંઇક અંશે લાગૂ પડશે. કર વધારવાની સત્તા આપવામાં કંઈ હાનિ નથી, પરંતુ કરો વધારવાનું લોકનાજ મત ઉપર રખાય તો એ સત્તા આપવાનો કંઇ અર્થ છે. કર વધારવાની અથવા નવા કર નાંખવાની સત્તા આપી એટલે તે પ્રમાણે કરવાની તે બોર્ડોની ફરજ છે એમ મનાય છે તે ખોટું છે. વળી લોકો એમ પણ માને છે કે જમીન ઉપરનો કર જે અપાય છે તે એટલો ભારે છે કે પછી વધારે કર માગવો અથવા આપવો એ બની શકે તેવું નથી. કર વધારવાની સરકાર હિંમત કરી શકતી નથી તે કર વધારવાની ફરજ બોર્ડને માથે નાંખવામાં આવે એ કોઇ રીતે વાજબી ગણાશે નહિ. એટલુંજ નહિ પણ સરકાર જે કર અત્યારે ઉઘરાવે છે તે કર ઉપર પણ સ્થાનિક જરૂરીઓનો હક છે અને તે માટે તે કરનો યોગ્ય અંશ સરકારે તાલુકા બોર્ડો અને જીલ્લા બોર્ડોના હાથમાં મૂકવોજ જોઇએ.

પ્રાથમિક કેલવણીના સંબંધમાં જે પ્રશ્ન પૂછવામાં આવ્યો છે તેના ઉત્તરમાં એટલુંજ કહેવાનું કે આ સત્તા જીલ્લા બોર્ડોને અને સ્થાનિક મંડળોને આપવાનો વખત હવે બેશક આવ્યો છે. ખરી રીતે પ્રાથમિક કેલવણી તેમને સોંપી દેવી જોઇએ અને માધ્યમિક અને ઉંચી કેલવણી માટે તેમની સહાયતા સરકારે અંગીકાર કરવી જોઇએ. પ્રાથમિક, માધ્યમિક, ઉંચી, ઔદ્યોગિક, વૈજ્ઞાનિક, વગેરે સર્વ પ્રકારની કેળવણી માટે લોકમાં અસાધારણ ઉત્સાહ ઉત્પન્ન થયો છે; લોક તેને માટે યોગ્ય સ્વાર્પણ કરવા પણ તૈયાર છે. અને લોકાભિરૂચિને અનુસાર અને સંગીન વ્યવસ્થાને માટે આ મંડળો જવાબદાર થાય તો ક્રમે કરીને કેળવણી લોકકાર્યના

વિશાળ અને અખૂટ ધોરણ ઉપર વધારે આબાદ થવાના સંભવો જણાય છે એમ કહેવું એ અયોગ્ય નથી. કેળવણી આરોગ્ય અને ખેતીવાડીની આબાદી એ ત્રણ કાર્યોમાં સ્થાનિક મંડળોને તે યોગ્ય સલાહ અને મદદ સાથે યોગ્યતા પ્રમાણે અધિકારો આપવામાં આવે તો આ ત્રણે બાબતોમાં ઇષ્ટ વિકાસ ઘણો સત્વર થાય એમાં બે મત હોવાનો સંભવ નથી. કર નાંખવા વધારવાની સત્તા આપવામાં આવે તો ઇન્કમટેકસ આબકારી અને જંગલની મેહેસુલ ઉપર કર નાંખવાની રજા આપવી જોઇએ કે કેમ તે પ્રશ્નનો ઉત્તર જલદીથી આપી શકાય તેમ નથી. આબકારીની ઉપજમાં વધારો કરવાનું તાલુકાઓને સોંપવામાં આવે તો તેમાં કાંઇ હાનિ જોવામાં આવતી નથી; જંગલના મહેસુલના સંબંધમાં સ્થાનિક ખાતાંઓને વધારે હક આપવાથી તેમની કેટલીએક ફરિયાદો દૂર થશે અને તેમની પોતાની પાસે તંગી હશે તો કયાં અગાડી કરભાર સહન થઇ શકે તેમ છે તે વધારે સહેલાઇથી સમજી શકાશે. પ્રાન્તિક સરકારની ગ્રાન્ટ વધારવીજ જોઇએ એજ ઉત્તર પ્રશ્ન ૯ ના પેટા પ્રશ્નના ૪ ના જવાબમાં આપી શકાશે. ઉપરની ચર્ચામાં એવો ભાવાર્થ આવી ગયો છે, અને પ્રશ્નના ઉત્તરમાં તેનો જવાબ આપવામાં જરા પણ આનાકાની કરવાની જરૂર નથી. ગામડીઆઓની મહેનતમાંથી રાજ્ય કરોડો રૂપીઆ વર્ષો વર્ષ વસુલ કરે છે તો તેમની આબાદી માટે જોઇતું દ્રવ્ય તે ઉપજમાંથી અપાવું જોઇએ એ નિર્વિવાદ છે.

ધિ ઓનરબલ મિ સાઠેના સવાલોમાનો પહેલો સવાલ અગત્યનો છે. જીલ્લા અને તાલુકા બોર્ડો બિન અમલદારી ગૃહસ્થોના ઓછા રસને લીધે નિષ્ફલ થયાં છે એમ કહેનારાને સામો પ્રશ્ન એ કરવાનો છે કે તે રસ ઓછો શાથી છે તેનાં કારણો તમે તપાસ્યાં છે? પોતાનું આરોગ્ય-આ શબ્દમાં માનસિક, શારીરિક, અને સાંપત્તિક આરોગ્યનો પણ મેં સમાવેશ કર્યો છે-શેમાં રહેલું છે તેની પૂરી અને પાકી સમજણનો અભાવ, એ એક કારણ છે. તેનો ઉપાય અનુભવ અને કેળવણી છે તે જેમ જેમ અપાતાં જાય છે તેમ તેમ તે રસ વધતો જાય છે અને વધતો જશે એમ માનવાને કંઇ હરકત નથી. પરંતુ જેટલા અંશમાં આ સમજણ અને જ્ઞાન છે તેટલાં અંશમાં તેના વ્યાપાર માટે પૂરતો અવકાશ અને પૂરતી સગવડ નથી એ એક બીજું કારણ છે. આ લેખકનું એક એવું માનવું છે કે 'રાજ્યરસ' એ મનુષ્ય સ્વભાવનો સાર્વત્રિક રસ છે. "અહં" અને "મમત્વ" ની ભાવનાઓને પોષણ આપનાર અને વિકસાવનાર "રાજ્યરસ" ન હોય અથવા ઓછો હોય તો તેનાં કારણો બીજેજ ઠેકાણે તપાસવાની જરૂર છે. અને એક કારણ, એ રસની તૃપ્તિ થવાના અનવકાશનો અભાવ એ પણ છે. અને તેટલા માટે એ રસની તૃપ્તિને માટે અવકાશનો વધારો કરવો એ એનો ઉપાય છે. નવા તંત્રમાં જો તે રસનું પોષણ કરનારા સંયોગો ઉત્પન્ન થાય તો રસના અભાવને લીધે સ્થાનિક બોર્ડો નિષ્ફળ થશે એવો અમને જરા પણ ભય નથી. ઓ. મિ. સાઠેના ચોથા પ્રશ્નના સવાલનો જવાબ હકારમાંજ હોઇ શકે.

આ લેખને માટે પ્રથમથી નિર્માણ કરેલી લંબાઇની મર્યાદા પુરી થતાં આ પ્રસંગે અત્રેજ વિરમવું પડે છે. પરંતુ આટલી ચર્ચામાં મુખ્ય મુખ્ય મુદ્દાઓના જવાબો આવી ગયા છે. તોપણ કેટલાક અગત્યના પ્રશ્નોની ચર્ચા હજી બાકી છે; અને ખાસ કરીને એ. બી. પટેલના-જેમને આ સ્થળે આ લોકલ બોર્ડ કમિટી નીમવાનો પ્રસંગ લાવવા માટે ધન્યવાદ આપવાની અમે તક લઇએ છીએ-તેમના બધા પ્રશ્નોની ચર્ચા બાકી છે. પરંતુ તે માટે બીજો કોઇ પ્રસંગ લઇ આ પ્રશ્નાવલી નો બાકીનો ભાગ ફરીથી હાથમાં લેવા યત્ન કરીશું.

ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી.

---

# ઉત્ક્રાંતિ.

ઉત્ક્રાંતિ (Evolution) એટલે પ્રાણીઓનું અને વનસ્પતિનું જીવનના પહેલા પગથીઆમાંથી ઉંચે ચડવું, અને જૂદી જૂદી ક્રિયાઓ માટે જુદા જુદા અંગોનું ખીલવવું. દાખલા તરીકે અણુસીયું. તેને ચાલવા માટે પગ નથી, શ્વાસ લેવા માટે ફેંફસાં નથી, જોવા માટે આંખો નથી અને તેની જાતિમાં નર અને નારીનો ભેદ નથી. મનુષ્ય જાતિના પ્રાણીઓમાં આ બધું છે. તેથી મનુષ્ય અણુસીયા કરતાં વધારે ઉત્ક્રાંતિને પામેલાં છે.

### ઉત્ક્રાંતિ વિષે હેકલનો નિરેશ્વર વાદ.

જીંદગીની શરૂઆત વિષે હેકલનો મતઃ—થોડાંક અણુઓ અનુકૂળ પ્રમાણમાં સાથે મળ્યાં અને તેના રસાયણશાસ્રને અનુસરીને જીંદગીનો એક મૂળ રસ (Protoplasm) બન્યો. એવી રીતે જોગજોગે અણુઓના ઘણા સંયોગ થયા. પછી જીંદગીનાં તત્વ (Cells) ભેગાં થવા લાગ્યાં. આ તત્વોનાં અંગ બન્યાં અને તે અંગ જુદી જુદી ક્રિયાઓ કરવા લાગ્યાં. એકે પાચનક્રિયા માથે લીધી, બીજાએ શ્વાસ લેવાની ક્રિયા માથે લીધી ઇત્યાદિ. આપણે પૂછીશું કે શા માટે?

પછી એવી મૂળ વ્યકિતઓમાં એકાએક સજીવન રેડાયું, અને તેમાં જીંદગી આવી.

આ વ્યકિતઓ ખીલવા લાગી. આજુબાજુના સંજોગને લઇને અને વિકસનને લીધે આ પ્રાણીઓમાં બીજાં અંગો ઉત્પન્ન થવા લાગ્યાં. કીડા પછી જીવડાં, જીવડાં પછી ગોકળગાય જેવાં નરમ શરીરનાં પ્રાણીઓ, આ પ્રાણીઓ પછી કરોડવાળાં જાનવરો,

પછી માછલીઓ, માછલીઓ પછી પાણીમાં પૃથ્વી ઉપર રહી શકે એવાં દેડકાં જેવાં પ્રાણીઓ, પછી સાપો, પક્ષીઓ, આંચળવાળાં પ્રાણીઓ અને પછી ધીમે ધીમે વાંદરાં અને ગોરીલા થયાં. સુમાત્રામાં ગોરીલા એક રાતે ઝાડ પર સૂતા. સવાર થયું કે પૂછડીઓ ખરી પડી, અને એકાએક તેઓ ગૃહસ્થો થઇ પડ્યા!

## હેકલના નિરેશ્વરવાદનું બોપાળુ.

હેકલનો વાદ ખોટો છે; ન મનાય તેવો છે; કાલ્પનિક છે. જીવનશાસ્ત્રનો અભ્યાસી અથવા તો સાધારણ બુદ્ધિવાળો માણસ તે કબુલ કરી શકે નહિ. ત્યારે ઘણા માણસો તે વાદની તરફેણમાં કેમ છે?

મનુષ્ય જાતિનો સ્વભાવ છે કે ઝાઝાં માણસના ધોરી રસ્તાને મૂકી પોતાનો પ્રભાવ દેખાડવા તેઓ સર્વથી જૂદો માર્ગ ગ્રહણ કરે છે, અને પોતાનામાં કંઇ અલૌકિક કૌશલ્ય હોવાનો ડોળ કરેછે. આવાં અજ્ઞાન અને અર્ધ કેળવણી પામેલાં માણસો હેકલના વાદની તરફેણમાં છે.

## વસ્તુસ્થિતિ કેવી છે?

ભુસ્તરવિદ્યાની થોડીક બાબતોઃ—પહેલા પૃથ્વી વાયુઓની બનેલી હતી. વાયુઓ સાથે મળવાથી તેમનો ઉકળતો રસ થયો. એવી સ્થિતિમાં કોઇ પ્રાણી જીવી શકે નહિ. પછી પૃથ્વી પોતાની ધરી ઉપર ફેરા ફરવા લાગી. ગરમી ઓછી થતી ગઇ, અને પૃથ્વીનું પડ બંધાતું ચાલ્યું જેમ જેમ પૃથ્વી થંડી થતી ગઇ, તેમ તેમ તેના ઉપર ઘન પદાર્થોના થર બાઝવા લાગ્યાં.

આ પૃથ્વીની આજુબાજુ અવકાશમાં પાણીની વરાળ વાયુ રૂપે હતી. જ્યારે પૃથ્વી થંડી થઇ, ત્યારે આ બધી વરાળનું પાણી થયું, અને તે પૃથ્વીના પડ ઉપર પડ્યું. આપણે જાણીએ છીએ કે કોઇ પણ જીવતા પ્રાણીને પાણી વિના ચાલે જ નહિ જ્યારે પાણી આવ્યું, અને પૃથ્વીનો ગોળો થંડો પડયો, ત્યારે પૃથ્વી વસવા જેવી થઇ.

તોપણ પૃથ્વીનો વચ્ચગાળેનો ભાગ તો હજી ઉનો અને ઉકળતો હતો. અને તેથી જેમ જેમ પૃથ્વી થંડી થતી ગઇ, તેમ તેમ ઉકળતોઃ જથ્થો નાનો ને નાનો થતો ગયો. હવે પૃથ્વી ઉપર તો ઘણા જ થર જામ્યાં. પૃથ્વીના અંદરના ભાગની પૂરાયેલી ગરમીને ગમે ત્યાંથી રસ્તો તો કરવો જ જોઇએ, કારણ કે વાયુ થતાં આજુબાજુના પ્રદેશને વિકસાવે છે. તેથી કેટલેક ઠેકાણેથી પૃથ્વીનું પડ ફાટયું અને જ્વાળામુખી અને ધરતીકંપોનો જન્મ થયો; આથી જમીન ખડબચડી થઇ. પર્વતો અને ખીણો બન્યાં અને પાણી ઢોળાવવાળા માર્ગથી વહેવા લાગ્યું.

હવે પ્રાણીઓને જીવવા જેવી સ્થિતિ થઇ.

જીંદગી પૃથ્વી ઉપર કેવી રીતે આવી? પહેલાં તો આપણે જાણવું જોઇએ કે જીવનશાસ્ત્ર સાચીજ વાતનો વિચાર કરે છે અને આપણે પણ સાચી વાતનો વિચાર કરીએ તો આવું કંઇક અનુમાન બંધાય-સૃષ્ટિ અને જીવ વિષે આપણે કંઇ જાણતા નથી અને આ વખતનો ઇતિહાસ કોઇને મળી શકે એમ લાગતું નથી. તો પણ આપણે બધાએ તો વાત જાણીએ છીએ કે કોઇ પણ નિર્જીવ વસ્તુ ગમે તેવા પ્રમાણમાં હુશિયારમાં હુશિયાર રસાયણશાસ્ત્રી મેળવે, તો પણ તે તેનાથી જીંદગી ઉત્પન્ન કરી શકતો નથી. મનુષ્યમાં છે તે બધાં તત્વો એકઠાં કરે, તોપણ નિર્જીવ વસ્તુમાં જીવ આવી શકે નહિ.

તેથી જો આપણે સત્યને જ વળગી રહીએ તો વિજ્ઞાનશાસ્ત્રની દૃષ્ટિએ કહી શકીએ કે જીંદગી ક્યાંથી આવી તે આપણે જાણતા નથી.

જો વિજ્ઞાનશાસ્ત્રની પવિત્ર હદ ઓળંગી જઇએ અને ધર્મ અને ફિલસૂફી તરફ વળીએ અને સાધારણ બુદ્ધિથી જીંદગી વિષે તર્ક વિતર્ક કરીએ, તો આપણને ઘણાને લાગે છે કે જીંદગી ઉત્પન્ન કરનાર કોઇ મહાન શક્તિ હોવી જોઇએ.

## પૃથ્વીનો પુરાણો ઇતિહાસ.

દરિયાના તળીઆનું અવલોકન કરતાં તેમાંથી સૂકાયેલા કાદવનાં અને બીજા પદાર્થોનાં જૂદાં જૂદાં થર મળી આવેછે. પૃથ્વી ઉપરથી દરિયામાં જૂદી જૂદી વસ્તુઓ જૂદે જૂદે વખતે ઘસડાઇ ગઇ, તેનાં આ પડ છે.

તેથી આ પડ પૃથ્વીનાં જૂદા જૂદા વખતની સાબિતી આપે છે. આ થરોમાં પૃથ્વીનાં જૂનાં પ્રાણીઓનાં ચિહ્ન જોઇએ તો આપણે ખાત્રીથી કહી શકીએ છીએ કે જૂનાં વખતના પ્રાણીઓ હાલનાં પ્રાણીઓ જેવાં નહોતાં. જેમ જેમ આપણે નીચાં ને નીચાં થર તપાસતા જઇએ છીએ તેમ તેમ પ્રાણીઓનાં અંગ વધારે ને વધારે સાદાં થતાં જાય છે. દાખલા તરીકે હમણાના ઘોડાના અંગ કરતાં જુના વખતનાં ઘોડાઓના અંગ ઘણા ઓછા પ્રમાણમાં ખીલેલાં મળી આવે છે. આવી રીતે જૂનાં વખતનાં દરેક જાતનાં પ્રાણીઓ સાદાં છે.

આ જૂનાં પ્રાણીઓ માટે બે સિધ્ધાંત બાંધી શકાય.

૧. હમણાં આપણે જે પ્રાણીઓ જોઇએ છીએ તે બધાં એકજ જીંદગીના તત્વમાંથી (cell) જન્મ પામ્યાં છે. અને તે એકજ તત્વમાંથી ઉત્ક્રાંતિને પામ્યાં છે. અથવા તો તેની વિરૂદ્ધ.

૨. હમણાનાં દરેક પ્રાણીનાં કુટુંબ જુદાં જુદાં છે અને દરેક પોતપોતાના કુટુંબમાંથી ઉત્ક્રાંતિને પામ્યાં છે. વાઘ, સિંહ, બિલાડી વગેરે એક કુટુંબમાંથી ઉત્પન્ન થયાં; તે કુટુંબમાં ગાય અને ભેંસ નહોતાં; તે તો જુદા કુટુંબનાં હતાં.

## આગલા ચાર જમાના.

(૧) જુનો જમાનો (જીંદગી નહોતી) Azoic Period.
(૨) પહેલો જમાનો (સાદાં પ્રાણીઓ) Paleozoic Period.
(૩) વચલો જમાનો (મધ્યમ પ્રાણીઓ) Mesozoic Period.
(૪) નવો જમાનો (હમણાનાં પ્રાણીઓ) Neozoic Period.

પૃથ્વીનો પુરાણો ઇતિહાસ ઉપર પ્રમાણે ચાર જમાનામાં વહેંચી નાખવા આવ્યો છે. સાદા રૂપમાંથી હમણાના રૂપમાં ફેરવાતાં વનસ્પતિને અને પ્રાણીઓ ઘણાં વર્ષો લાગ્યાં છે. તેથી આગળનાં તળાવો અને દરિયાની અંદર પક્ષીઓ, સા અને માછલીઓ દટાઇ ગયાં છે અને હાલ પણ આપણને તેઓનાં હાડપિંજ મળી શકે છે. તેથી જુદા જુદા થરોમાં દટાઇ ગયેલાં પ્રાણીઓનું આપણે અવલોક કરીએ તો આપણને કયાંય એમ માલૂમ પડતું નથી કે વાંદરો ઘોડામાંથી ઉત્ક્રાંતિ પામ્યો હોય, પણ આપણને એમ માલૂમ પડે છે કે દાંત અને ખરીની બાબતમ આગલો ઘોડો હાલના ઘોડા કરતાં જુદો હતો. તેથી ઉત્ક્રાંતિ અનેક કુટુંબમાંથી થ હોય, એમ લાગે છે.

## હેકલનો મત કેવી રીતે ખોટો છે?

વિસ્તારથી ચર્ચા કરવા ચાલો આપણે વાંદરાનો દાખલો લઇએ. પૃથ્વીના જુના પડોમાં જે જે હાડપિંજર મળી આવે છે, તે તે અવલોકતાં કયાંય [illegible] માલૂમ નથી પડતું કે માણસ વાંદરામાંથી ઉત્ક્રાંતિને પામ્યાં હોય. વાંદરા જેવો [illegible] અથવા માણસ જેવો વાંદરો આ પડમાથી નહિ મળતાં હેકલ ભુસ્તર [illegible] અભ્યાસીઓને મૂર્ખ કહી ગાળો ભાંડે છે. પૃથ્વીના થરમાંથી જે જે [illegible] મળ્યાં છે તે વાંદરાનાં છે, અથવા માણસનાં છે પણ "વાંદરા-મનુષ્ય" [illegible] નથી.

બીજી સાબિતિઓ.

ચાર જમાનાનાં જૂદાં જૂદાં થરઃ—

૧. Azoic પૃથ્વી ઉકળતી હોવાને લીધે જીંદગી નહોતી.

| | |
|---|---|
| ૨. Paleozoic | ક Cambrian |
| | ખ Silurian |
| | ગ Devorian |
| | ઘ Carboniferous |
| | ચ Permian |
| ૩. Mesozoic | ક Triassic |
| | ખ Jurasic |
| | ગ Cretaceous |

૪. Neozoic—હાલનો જમાનો.

હવે આપણે કેમ્બ્રીયન થરનાં પ્રાણીઓ જોઇએ તો તે હજારો કુટુંબને લગતાં પ્રાણીઓ અનેક કુટુંબમાંથી જન્મ્યાં છે, તે સિદ્ધાંતને આથી ટેકો મળેછે.

કરોડ વગરના પ્રાણીઓ કેમ્બ્રીયન અને સીલ્યુરીયન થરમાંથીજ મળી આવે છે. ડેવોન્યન અને કાર્બોનીફેરસમાં માછલીઓ દેખાય છે. પર્મીયનમાં સાપ દેખાય છે. ટ્રાયસીક અને જ્યુરાસીકમાં પક્ષીઓ અને થોડાંક આંચળવાળાં પ્રાણીઓ માલુમ પડે છે. માણસ ક્રીટેશ્યસમાંજ પહેલી વાર દેખાય છે.

અનેક કુટુંબમાંથી પ્રાણીઓ ઉત્પન્ન થયાં છે, તે સિદ્ધાંત આડો આ એક મોટો વાંધો છે. માણસો છેલ્લે દેખાયાં અને પહેલાં કેમ નહિ? અથવા તો પક્ષીઓ સાપ પહેલાં કેમ નહિ ઉત્પન્ન થયાં અને સાપ માછલીઓ પહેલાં કેમ નહિ જણાયા? જીવનશાસ્ત્રીની દ્રષ્ટિએ આપણે કબૂલ કરવું જોઇએ કે આપણે તે જાણતા નથી. અને પોતાનું અજ્ઞાન કબૂલ કરવામાં ન્હાનપણ નથી. હવે આપણે ઉત્ક્રાંતિના ચાર કારણોનો તપાસ કરીએ.

૧ કુદરતની પસંદગી ( Natural Selection ).

ડાર્વિન નામનો પ્રખ્યાત વિજ્ઞાનશાસ્ત્રી કુદરતની પસંદગીને ઉત્ક્રાંતિના કારણ રૂપે જણાવે છે.

ધારોકે અમુક પ્રાણીઓ એક જંગલમાં રહે છે, અને તે ઘાસ ખાનારાં છે. કોઇ પણ કારણને લીધે ઘાસની તંગી પડે છે કે તેઓનો વિનાશ થાય છે.

ઘાસનો વિનાશ થતાં લાંબી ગરદનવાળાંજ પ્રાણીઓ ઉંચા ઝાડ ઉપરની વનસ્પતિ ખાઇ શકશે. બાકીનાં મરી જશે. અને તેવી જ રીતે જમાનાને અનુસરીને પ્રાણીઓમાં ફેરફાર થાય છે.

તેથી કુદરતના કોઇપણ હેરફેરમાં અથવા અણીને વખતે લાયકમાં લાયકજ જીવવા પામે છે.

ધારો કે કોઈ થંડા પ્રદેશમાં જવાળામુખી ફાટી નીકળે અને તે દેશમાં ઘણી ગરમી પ્રસરે. આવા સમયમાં જાડી ચામડીવાળાજ પ્રાણીઓ જીવી શકશે, અને બીજાં મરણ પામશે. લાયક પ્રાણીઓ જીવવાને લીધે અને બીજાં મરણ પામવાને લીધે કુટુંબમાં ફેરફાર થાય છે.

## ૨. સંજોગોને આધીન થવું. (Adaptation).

ધારો કે મેદાનમાં રહેતાં બધાં પ્રાણીઓને પહાડોમાં રહેવું પડે. હવે પહાડ ઉપરની હવા વધારે પાતળી છે, તેથી પ્રાણીઓએ તે સંજોગને આધીન થવું પડે છે, તેથી તેઓના અંગમાં ચોક્કસ ફેરફારો થવા જોઇએ.

ફેંફસાંઓમાં તે પાતળી હવા ઉપર જીવી શકવાનું બળ આવવું જોઇએ.

અથવા ધારો કે ઘણુંજ ઉના પ્રદેશનાં પ્રાણીઓને ઋતુના ફેરફારને લીધે થંડી હવામાં રહેવું પડે તો પાતળી ચામડીનું સ્થાન જાડી ચામડીને તેઓએ આપવું જોઇએ.

તેથી કુદરતના કોઇ પણ ફેરફારને લીધે અંગોમાં પણ વધતો ઓછો ફેરફાર થાય છે. ઉત્ક્રાંતિનું આ પણ એક કારણ છે.

## ૩. કૌટુંબિક લક્ષણો (Heredity )

માબાપનાં લક્ષણ છોકરાંઓમાં આવે છે તે કૌટુંબિક લક્ષણ કહેવાય છે. છોકરાંઓ કૌટુંબિક લક્ષણથી માબાપ જેવાં હોય છે.

આપણે સવાલ પૂછીશું કે માબાપનાં લક્ષણ છોકરામાં કેવી રીતે આવે છે?

અમુક પ્રાણીનો બાપ અને તેની મા એક બીજાથી બહુ અંશે જુદાં હોતાં નથી. જ્યારે આપણે આવાં મા બાપનાં છોકરાંને તપાસીએ ત્યારે આપણને માલૂમ પડે છે કે,

૧ કાંતો છોકરાં માને મળતાં હોય છે.

૨ અથવા બાપને મળતાં હોય છે.

૩ અથવા તેઓના સ્વભાવમાં મા અને બાપ બન્નેના સ્વભાવનું મિશ્રણ હોય છે. મા અને બાપ બન્નેના સ્વભાવમાં કોઇ અમુક લક્ષણ બહુ જ અળકી ન નીકળતું હોય તો ઘણું કરીને આમ બને છે.

### મેંડલ અને તેના ચેલાઓની શોધ ખોળ.

હવે એક બીજાથી જુદા પડતાં માબાપનાં છોકરાં કેવાં થાય છે, તે તપાસીએ. આની શોધખોળ મેંડલે કરી છે. ઇ. સ. ૧૯૦૦ સુધી મેંડલની શોધખોળ કંઇ બહુ અગત્યની ગણાતી નહોતી. પણ હાલના સમયમાં તે શોધખોળે અગત્યનું રૂપ ધારણ કર્યું છે.

પ્રયોગઃ—બે રંગવાળાં એકજ જાતનાં ઝાડનાં પુંકેસર અને સ્ત્રીકેસરને સાથે મેળવવામાં આવે છે. આ બે જુદા રંગનાં માબાપનાં છોકરાં આ ત્રણમાંથી કોઈ એક સ્વભાવનાં થશે.

૧. તે બધાં માને મળતા હોય.

૨. અથવા બાપને મળતાં હોય.

૩. અથવા મિશ્ર સ્વભાવનાં હોય.

ચણાના ઝાડને બે જાતનાં ફૂલ હોય છે. ધોળાં અને રાતાં ધારો કે ધોળાનાં પુંકેસર અને રાતાના સ્ત્રીકેસરને સાથે મેળવવામાં આવે તો તેથી ઉત્પન્ન થતો વંશજ વખતે ધોળો થાય, કે વખતે રાતો થાય, અથવા તો બન્ને મળીને ઘેરો થાય. આ ઘેરા ફુલના પુંકેસર અને સ્ત્રીકેસરને સંયોગ થાય તો તેના બીજમાંથી જે ઝાડ ઉત્પન્ન થશે, તેમાંથી અરધાં ઝાડ ઘેરાં જ થશે. બાકી અરધાં રહ્યાં તેમાંથી

$\frac{1}{2}$ દાદાની માફક રાતાં થશે. અને
$\frac{1}{2}$ દાદીની માફક ધોળાં થશે.

વળી $\frac{1}{2}$ રાતાં ફૂલવાળાં અને $\frac{1}{2}$ ધોળાં ફૂલવાળાં ઝાડ દાદા અને દાદીની માફકજ ચોકખાં રંગનાં થશે. રાતાનાં સ્ત્રીકેસર સાથે ધોળાનું પુંકેસર મેળવવાથી ધોળાં ઝાડ ઉત્પન્ન થશે.

પણ પેલાં $\frac{1}{2}$ ઘેરાં ઝાડોનો અન્યોન્ય સંયોગ થશે, તો તેઓ ૧: ૧: ૨ ના. પ્રમાણમાં રાતાં, ધોળાં અને ઘેરા ફૂલવાળાં ઝાડને જન્મ આપશે. ( અર્થાત્ તે ઘેરાં ઝાડમાંથી $\frac{1}{4}$ ધોળાં $\frac{1}{4}$ રાતાં અને $\frac{1}{2}$ ઘેરા ફૂલવાળાં ઝાડ ઉત્પન્ન થશે.)

મા અથવા બાપની અંદર જે શક્તિ બીજી શક્તિઓ કરતાં મોટા પ્રમાણમાં હોય, તે છોકરાંઓમાં આવે છે. અને બીજી નાની શક્તિઓ ક્ષીણતા પામે છે.

જ્યારે એક સરખાં ફૂલોનો અન્યોન્ય સંયોગ થાય છે, ત્યારે તેથી ઉત્પન્ન થતાં ઝાડ પોતાનાં અસલ ક્ષીણ થયેલાં લક્ષણ જણાવે છે.

### ૪ હેરફેર—વિચિત્રતા ( Variation )

જૂજ હેરફેરથી કંઇ નવું કુટુંબ ઉત્પન્ન થતું નથી.

કદમાં ઉંચાઇવાળું પ્રાણી નબળા પ્રાણીને જન્મ પણ આપે. એવી વિચિત્રતાનું કંઇ પણ કારણ મળતું નથી.

કેટલાંક ઝાડ એવા હેરફેરવાળાં થાય છે કે તેની અસર તે ઝાડના વંશજોમાં પણ આવે છે. એક અમુક ઝાડનાં બીઆં વાવવામાં આવ્યાં. તેમાંથી ઝાડ ઉગ્યાં. તે ઉગેલા ઝાડનાં બીઆં જુદી જુદી તરેહનાં હતાં—જો કે સંયોગ તો માંહોમાંહેજ થયો હતો.

આવી રીતે કોઇ કોઇ વ્યક્તિઓ એવી ઉત્પન્ન થાય છે કે તે પોતાના માબાપના જેવી હોતી નથી, અને તે વ્યક્તિઓ પોતાના વંશજો એવી મોટી સંખ્યામાં ઉત્પન્ન કરે છે, કે તેઓની એક જુદી જ જાતિ જન્મ પામે છે. આ સિદ્ધાંત ઉપરથી હિંદુસ્તાનમાં જુદા જુદા ઉંદરો કેમ છે તે સમજાવી શકાય. હિંદુસ્તાનના સાધારણ ઉંદર ઝાંખા ભુરા રંગના હોય છે. તોપણ કોઇ કોઈ ઠેકાણે આખા હિંદુસ્તાનમાં સફેદ પેટવાળા ઉંદરો મળી આવે છે. આનું કારણ શું?

કોઇ એક ભુખરા ઉંદરને ભોગજોગે સફેદ પેટવાળાં બચ્ચાં થયાં. આ સફેદ પેટવાળાં બચ્ચાંઓએ પોતાનો વંશ વધારવા માંડયો અને સફેદ પેટવાળા ઉંદર જ્યાં ત્યાં પ્રસર્યા.

આવી જાતનો ફેરફાર ઉત્ક્રાંતિનું કારણ છે.

હેરફેરના અને વિચિત્રતાના કેટલાક મુદ્દાઃ—

(ક) દરેક બનાવનું કારણ હોય છે (કેટલાક બનાવનાં કારણ મનુષ્ય જાણતાં નથી.)

(ખ) કારણ કામની પહેલાં અમલમાં આવ્યું હોય છે.

(ગ) જે કારણ આપણે જાણતા નથી, તેને માટે આપણે શબ્દ યોજીએ છીએ, જેમકે ગુરૂત્વાકર્ષણ.

(ઘ) જ્યારે આપણે કોઈ બનાવનું કારણ જાણીએ છીએ, ત્યારે આપણે તેને અટકાવી શકીએ છીએ.

વાંચનાર ! આપણે ઉત્ક્રાતિ શું છે, અને તેનાં કારણ કિયાં છે, તે જોયું. ઉત્ક્રાંતિ વિષે હેકલના પ્રખ્યાત વિજ્ઞાનની દૃષ્ટિએ બહુ ઓછું સાચ લાગે છે, તે પણ જોયું. જીવનશાસ્ત્રનો એક મોટો સિદ્ધાત છે કે જીંદગી જીંદગીમાંથી જ ઉત્પન્ન થઇ શકેછે, હમણાં આપણું જ્ઞાન છે, તેનાથી વિજ્ઞાનની રીતે પરમેશ્વર છે, એવું સાબિત થઇ શકતું નથી. પણ તે નથી, એવું પણ કારણ મળતું નથી.

વિજ્ઞાનશાસ્ત્રની રીતે નહિ, પણ સાધારણ મનુષ્ય તરીકે હું પરમેશ્વરમાં માનું છું કારણ કે એમ માનવું એ મને સગવડ ભરેલું લાગેછે. વિજ્ઞાનની દૃષ્ટિએ આપણે પરમેશ્વર સંબધી કંઇ નિર્ણય ઉપર આવી શકતા નથી. પણ તે છે, એવું માનવાનું આપણું વલણ થાય છે. ત્રિશંકુ માફક અર્ધદગ્ધ રહેવામાં પણ ભય છે, માટે મારી ધારણા પ્રમાણે માણસે પોતાના સિદ્ધાંત નક્કી કરી તે પ્રમાણે પૂર્ણ શ્રદ્ધાથી અનુસરવું એ સારૂં છે.

હાસમ હીરજી ચારણીઆ.

---

# કવિ દયારામ.

(અનુસંધાન ગતાંક પાનું ૧૦૯)

સ્ત્રીહૃદયની અસ્થિરતા હઠીલાઈ અને આતુરતા પણ દયારામ સારી રીતે બતાવે છે.

ગરબીમાં દયારામ એક હૃદય પાસે ગવડાવે છેઃ—

" હાવાં હું સખિ ? નહીં બોલુંરે કદાપિ નંદ કુંવરની સંગે;
મુને શશીવદની કહી છે રે ત્યારની દાઝ લાગી છે અંગે. હાવાં.

" He said my eyes were black and my brain black
And now I am remembered scorned at me:
I marvel., why I answered not again
But that's all one "

કવિનામાં જેટલી વર્ણન કરવાની અદ્‌ભુત શક્તિ છે તેટલીજ વિગતવાર દરેક બાબતને એ ઝીણવટથી વર્ણનમાં લઇ લે છે. એમણે આલેખેલું કોઈ તીર્થાટન કોઈ વરઘોડાનું કે કોઇ જમણવારનું વર્ણન વાંચો અને એ પરથી એમનામાં આવેલી સર્વગ્રાહક શક્તિ નજરે પડશેજ.

" બારી જાળીએ કોઈ અટારીએ, કોઈ ચઢી ગોરી ગોખ;
કોઈ છજે ઝરૂખે રાવટી, રામા ઉલી છે ગોખ.
જય જય વદો નાગ્નજિતી નાથની.

કોઇ વધાવતાં મોતીએ, કોઇ હેમ-પુષ્પ રસાળ;
રૂપ્યનાં કરી કોઇ નાખતા જય જય ભણે ન્હાનાં બાળ. જય૦
(નાગ્નજિતી વિવાહ)

રહે પ્રથમ શ્રીયમુના પુનિત જલ કર્યું શુદ્ધ સ્નાન,
શ્રી ગોકુલ મથુરા વૃન્દાવન ગિરિરાજ દરશ મહાન્.
(રસિકવલ્લભ.)

દાળ સણગના અંકુર અનુપ છે રે વસ્તુ ખાટી તીખી કોઇ ખાર,
ઉજ્વળ પાપડ પીરસ્યા સોહામણારે, જાણે પૂનેમ ચંદ્રાકાર;
સુંદર પીરસ્યા છે દૂર કમોદનારે પીળી દ્રમક દાળ તે માંહ
ગૌરીનાં ઘૃત લ્હેમાં તાવેલાં તર્તનાંરે એવા સ્વાદ મળે નહીં કયાંય.
(સત્યભામા વિવાહ.)

દયારામનો અનુભવ અને અનુભવશીલ એમનું કુમાશભર્યું પ્રેમાળ હૃદય જેમ જેમ એમની કૃતિઓમાં આપણે ઉંડા ઉતરીએ છીએ તેમ તેમ ઓરજ લાગે છે. કવિની પ્રેમભાવના કેટલી ઉંચી અને અસાધારણ કોટિની છે ! પ્રેમના એ બાહોશ પક્ષકારનો પ્રેમ કોણ કહેશે કે હલકી પ્રતિનો—અનીતિમિશ્રિત-છે ! નીચેની મનોરમ પંક્તિઓ શંકાવાદીની શંકાનું સમાધાન કરશે;

'વ્હાલા ' વ્હાલ સરીખું નથી કાંઇ મીઠું, અમૃત પણ એવું ના દીઠું,
હેત સ્વાર્થનું તે તો છે અછઠું—મ્હારા વ્હાલારે લાગોછો વ્હાલા
બીજી વસ્તુ સઘળી પ્રેમ તજે ત્હેને ભોગવ્ય પછી, સંતોષ વળે,
પ્રેમ રસ પીતા તૃષ્ણા ન ટળે—મ્હારા.

* * * *

સ્નેહ સુખ ન વાધેરે, દેખી દુઃખ નવ ઘટે,
જેમ વૃક્ષને વળગીરે વેલી તો ફરી ના લટે (પ્રેમ પરીક્ષા)

* * *

પ્રીતડીની રીત અતિ અટપટી ઓધવજી ! પ્રીતડીની૦
થવાનો ઉપાય પણ જવાનો જડે નહીં,
વજ્ર રહેણે જડી તે જડી—ઓધવજી !
પ્રીત ના કહેવાય તે તો સ્વાર્થ સ્હમજવો,
ચાર દિવસ પ્રગટીને મટી—ઓધવજી !

* * * *

સખિ ! હું તો જાણતી જે સુખ હશે સ્નેહમા,
હુ શું જાણું પ્રાણ પરવશ પડશે,
અગ્નિ ઉઠશે આખી દેહમા
રૂપને ગુણ સહુ તે ત્હેમા દેખે
મન માન્યુ જેનુ જેહમા

દયારામના કાવ્યોમા ચિત્રોનો અભાવ સદ્ગત નવલરામ જેવા વિવેચક જોઇ ગયા છે એ જરા વિસ્મયકારક છે ગુજરાતમા જેમ ઉત્તમ કવિઓની, જેમ ઉત્તમ વિવેચકોની, તેમ ઉત્તમ ચિત્રકારોની પણ ખોટ છે ઉત્તમ ચિત્રકારને આપણે પીંછી આપી નીચેના ચિત્રો પાડવા વિનવીએ —

"આવે ઉરગ પર બેશી શ્યામ,
નંદ યશોદા ગોપ ગોપી કહે વળી મ્હે બલરામ
મોર મુકુટ વિશાળ લોચન, છે શ્રવણ કુંડળ લોલ
કટિ પિતાંબર વેષ નટવર, નાચે ફણી પર હરિશ્રી અડોલ આવે
દેવતેની દુદુંભી વગાડે, સુમન સગણ વર્ષાય,
દયાનો પ્રિતમ વાર વાર બોલાવી, વ્રજ જન હર્ષે ફૂલાય આવે
ડોલે મુકુટ શિરપર હરિને, કુંડળ મંડિત ગંડ,
પીત વસન દામિની તનુ ઘનપર, તે પર સુરનો દંડ
ગોપાળ તાન નાચે ફણાપર એમ
નાગણીઓ દીનમુખે ઉચ્ચારે, મૂકો મૂકો મોરાર,
દયાના પ્રિતમ કાળીને દુઃખ નવ દો, ધરો અમ અમતા દુઃખ વગાર ગોપાળ
વાંકુ મા જોશો વરણાગિયા !
જોતામા કાળજામા કાંઇ કાંઇ થાય છે જીરે—વાંકું

* * * *

પ્રેમની પીડા તે કોને કહીએ હો મધુકર પ્રેમની૦' વગેરે

આવા આવા ભાવનાં વર્ણનો ચિત્રમાં ઉતારનાર પાશ્ચાત્ય ચિત્રકારો જેવા ચિત્રકા ગુજરાતમાં ક્યારે પાકશે ? નવીન યુગનો કવિ તો બાકી આવા ચિત્રકારની શોધ કરે છે

"ફૂલ ગુલાબી ત્હારી ઓઢણી ત્હેમાં છુપલા છાયા મોર;
ઢાળી દૃષ્ટે ત્હેને નિરખતા, એતો મુગ્ધ હૃદયના ચોર
હૃદયપટ તુજપર નર્તન્તા.

મરકલડાં મીઠા મુખનાં, મધુવદતા વદનના વિલાસ,
સ્નેહ ભૂખ્યા કોઇ સ્નેહીનું ઉંડું હૃદય ચોરી લે આશઃ
મનોગમ તે મુખના સન્દેશ.

વારી લે જરા વારી લે ત્હારા રમતા રસીલાએ ભાવ;
ખોટું હૃદયનું ખેંચવું ત્હેમાં લાડકડી ! નથી લ્હાવ.
પ્રભુનાં જો નયનો નિરખે.

શીલ્પીએ ઘડી રાજપુતળી, કાંઇ પૂર્યા ચિતારે મહીં રંગ;
તુજ હસતું વદન કોણ દોરશે ! પેલો રમ્ય હૃદય ઉછરંગ.
ગહન નયનોમાં ઝળહળતો ?"

(રા. ન્હાનાલાલ.)

દયારામનાં ચિત્રો શ્રમસાધ્ય નથી. ચિત્રકારને કવિ કરતાં વિશેષ શ્રમ લેવો પડે છે. દયારામનાં આ મનોગમ ચિત્રોમાં પાંડિત્યનું પ્રદર્શન છે? એમાં કેટલી સરલતા છે? કેટલું સૌન્દર્યભર્યું પદલાલિત્ય છે? ભાવલાલિત્ય અને પદલાલિત્ય હાથમાં હાથ રાખી કવિ કેટલાં સાંકળી નાંખે છે? એના શબ્દોની સુન્દર ફરસબંધીમાં દીપી ઉઠતા સુન્દર શબ્દો—પ્રીતલડી, મારગડો, રાતલડી, વાંસલડી, એટલડી (આશ), લોકડિયાં અને પનઘટ, મહીઆરી, પનિહારી વગેરે—આધુનિક સાહિત્યમાં ઉપહાસપૂર્વક જોવાતા શબ્દો—ઔચિત્યાનુસાર વપરાતાં કેવાં મધુર લાગે છે!

દયારામ ગુજરાતના, આપણા ગુજરાતી રાષ્ટ્રીયત્વના આપણા જીવનવિધાનના આપણી અભિલાષાઓના આદર્શમય કવિ છે. વૃજમહિમાના કાવ્યમાં એ ગુજરાતનું વ્હાલું વતન અને ચંડોપુરી (ચાંદોદ) ની જન્મભૂમિનો સાભિમાન ઉલ્લેખ કરે છેઃ—

"ગુણીઅલ ગુર્જર શુભ દેશ ત્યાંનો વતની જો;
દર્ભાવતીમાં કરી સેવ વલ્લભમતની જો;
ચંડાપુરી મહા પાવન જન્મની ભુમી જો;
નર્મદા નદી પવિત્ર ધુરથી ઘુમી જો."

ગુજરાતની એમના સમયની મૂર્તિ થવાના ગુણ એમનામાં હતા અને એજ ગુણોએ એમને રસિક હૃદયોના પૂજાપાત્ર કર્યા છે. આપણા ચારિત્ર્યના વિકાસમાં એમના ચારિત્ર્યનો વિકાસક્રમ આપણને ગુજરાતી—સાચ્ચા ગુજરાતી—થવાનો રસ આપે એમ છે. એમની લોકપ્રિયતા સૂચવે છે કે તેઓ લોકોના કવિ છે. આપણું ગુજરાત એકલું એમની દૃષ્ટિ આગળ પડી રહીને એમના કવિજીવનનું

સાક્ષીભૂત થયું છે એટલુંજ નહિ પણ સમસ્ત ભારતવર્ષનું લોહી એમની રગેરગમાં વહ્યું હતું એથી આપણે સાભિમાન કહી શકીએ કે એ આપણા એક રાષ્ટ્રીય મહાકવિ છે. ભારત વર્ષમાંની માતૃગિરા ગુર્જરીની એકલી સેવા એમણે કરી નથી પણ મરાઠી, હિન્દિ, પંજાબી, મારવાડી, ઉર્દુ, ફારસી આદિ બીજી ગિરાઓને એમણે—કોઇને થોડા તો કોઇને વધુ—ભક્તિકુકુંમના છાંટા નાંખ્યા છે. એમની વિશિષ્ટ વ્યક્તિના સંસ્કારી જીવનને એમણે ગુજરાતની ચાર દીવાલોમાં પૂર્ણ થવા દીધું નથી. એ ઉત્કૃષ્ટ જીવનની ઉત્કૃષ્ટ ભાવનાઓ એકલું ગુજરાત પોતાના જીવનમાં ગણી લે એવો એમનો માતૃપ્રેમ સંકુચિત નથી. પોતાના દેશીજનનાં એકલા હૃદય જાણીને નહીં બેશી રહેતાં એ હૃદયમાં પોતાને ગમતા પોતાના જીવનસુરો એમણે અનેક ભાષાઓની ભક્તિ કરી ગજવ્યા છે. અને હાલ આપણે આપણાં રાષ્ટ્રમંડળોમાં શું કરીએ છીએ? દયારામના હૃદયની પ્રેમ ભક્તિનું પાત્ર એમનાં "પુર્ણ પુરૂષોત્તમ શ્રીકૃષ્ણ" છે, આપણાં હૃદયો હાલ દૂર દુરનાં દેશીજનો પ્રતિનાં ભક્તિભાવથી ભીંજાય છે.

ગુજરાતના જીવન પ્રશ્નોને એકંદર રીતે પ્હોંચી વળે એવા આ કવિનાં અનુભવ, કલ્પનાશક્તિ સંસારજ્ઞાન અને સફલતા જે સાધનમાંથી ઉદ્ભવી આવ્યાં છે તે સાધન પ્રતિ આપણું લક્ષ ખેંચાયા વગર રહેતું નથી. નમાયું નબાપુ વંઠવાની તૈયારીપર આવી ગયેલું છોકરૂં સન્તસમાગમ અને સત્સંગના પ્રભાવથી જીવનદશાને કેવું પલટી નાંખે છે! એની સ્થિતિનું, એના ધર્મનું તીવ્રભાન થતાં સંસ્કારી હૃદય અને આત્મા કેવાં થનનાટ કરી મૂકે છે અને પ્રેયસ્થી શ્રેયસ્ પ્રતિ પ્રેમના કોઇ અલૌકિક લોહચુંબકથી આકર્ષાય છે! ઇચ્છારામ ભટ્ટજી નામના ડાકોરના એક સંસ્કારી સંતના સમાગમે એમના શિથિલ અભ્યાસને ઉત્તેજ્યો હતો. કવિની "ગુરૂશિષ્યસંવાદ" માંની પંક્તિઓમાંનું એમના અભ્યાસનું, શ્રુતનું કે પુસ્તકજ્ઞાનનું ભંડોળ વિચારવા જેવું છેઃ—

> "ચો વેદને ષટ્શાસ્ત્રને વળી, ભાખ્યા પુરાણુ સમસ્ત,
> ઉપનિષદ્ તો માત્ર બાવન સુણ્યાં મંત્ર રહસ્ય પ્રશસ્ત.
> ત્રિગુણભેદ પુરાણસ્મૃતિનો ને મહારામાયણ સાર,
> મહાભારત ઇતિહાસની પણ કથા કહી વિસ્તાર વગેરે વગેરે.

આવો વિશાલ વિદ્યાભ્યાસ ક્યાં અને ક્યાં હાલની ઉદરપોષણને પણ ન પ્હોંચી વળે એવી આપણી ઉંચી કેળવણી? ઉપયુક્ત વિષયો એકએક કવિની કૃતિઓમાં અહીંતહીં નજરને નોતરે છે. દયારામના કાવ્યોમાં સુરદાસ, નરસિંહ, પ્રેમાનંદ, ગિરિધરદાસ અને શામળ વગેરે કવિઓનો કાવ્યસુગંધ ઉડે છે. છતાં ગુજરાતના સર્વે કવિઓમાં કોમળ ભાવથી છલકાતી વાણી તો દયારામનીજ છે. આ સર્વેની સાથે દયારામને એક વિશિષ્ટ અંશ દ્રષ્ટિમાં લઇ સરખાવી શકાય. શામળ અને દયારામની તુલના અંગ્રેજી કવિ સ્કૉટ અને વર્ડ્ઝવર્થની તુલના જેવી કંઇક છે. એકમાં જેવી અસંસ્કારી ગ્રામ્યતા નજરે પડે છે તેવી બીજામાં સંસ્કારી સંસ્કૃતિ પ્રત્યક્ષ દીસી આવેછે.

૨

દયારામનું સાક્ષરજીવન ભાષાના વિકાસક્રમમાં અનેક જોઇતી સામગ્રી પૂરી પાડે છે. જો કે હિન્દિમાં છે, પણ શબ્દકોષ જેવું એક કાર્ય 'વસ્તુવૃંદ-દીપિકા' કવિએ રચ્યું છે. રસ, અલંકાર અને છંદશાસ્ત્રમાંયે કવિના ગ્રંથો છે, પણ હજી એમને છાપખાનામાં જવાનો વારો આવ્યો નથી. એમનું ગદ્ય પુરાણીઓની શૈલીનું છે છતાં સબળ છે. સંવાદનું ગદ્યાત્મક સાહિત્ય આપણે ત્યાં નહીં જેવું છે. એનું કાવ્યાત્મક સાહિત્ય દયારામની સમર્થ કલમ આપણને કેવું આપે છે?

"મારગડો મેલો મોહનલાલજી," ઓરો આવની સલુણા પ્રભુ શામળા જો, "સાચું માનની રૂપાળી રાધિકા જો" આદિ પંક્તિઓથી શરૂ થતી ગરબીઓ દયારામના સુન્દર સંવાદો છે. સઘળું કાવ્યસાહિત્ય વર્ણન, તત્ત્વ, પ્રકૃતિ અને સ્ત્રીપુરૂષનાં હૃદયોના ભાવ ચિતરતું અનુપમ લાગે છે. મીરાંની "જાણ્યું જાણ્યું હેત ત્હમારૂં જાદવારે લોલ" અને પ્રેમાનંદની "મ્હારૂં માણકડું રીસાવ્યું રે શામળીઆ" એ ભાવભરી ગરબીઓ વાંચો અને એના કરતાંયે વિશેષ સુરસ, લલિત અને મનોહર ગરબીઓ કે મીઠડાં દયારામનાં વાંચી એ સાથે સરખાવો.

આ પ્રવૃત્તિમય સાક્ષરજીવનમાં શ્રીમદ્‌ભાગવતને પગલે પગલે ચાલી એમના પ્રિય વલ્લભ સંપ્રદાયાનુસાર કવિ અનેક પુસ્તકો લખે છે. એ પુસ્તકોના વિષયાનુસાર ચાર વિભાગ પાડી શકાય: ભગવલ્લીલાના ગુણાનુવાદરૂપ, સિદ્ધાન્તાત્મક, ઉપદેશાત્મક અને પ્રકીર્ણ. ગમે તો દયારામના ખંડકાવ્યો પૈકી "દાણચતુરી" "પ્રેમપરીક્ષા" "રાધિકાનું સ્વપ્ન" "રાધિકા અને એની માતાનો સંવાદ" "રાસલીલા" અને "બાળલીલા" વાંચો; ગમે તો કાવ્યરસથી ટપકતી શૃંગાર, ભક્તિ નીતિ અને વૈરાગ્યની મનમોહન ગરબીઓ કે ઉંચી ભૂમિકા પરથી ઉપદેશેલાં અનુભવપૂર્ણ પદ અને કાફીઓ વાંચો, ગમે તો "મનમતિસંવાદ," "પ્રેમરસગીતા" "રાસપંચાધ્યાયી" "પડ્‌ઋતુ વર્ણન" "રસિકવલ્લભ," "કમલલીલા" "મુરલીલીલા" અને પ્રેમાનંદનું "સંસ્કારેલું ઉપાહરણ" વાંચો. ગમે તે વાંચો, પણ પ્રત્યેકમાં દયારામની વ્યક્તિ, એમની સમર્થ શૈલી, એમની મોહક શક્તિ ઊભરાઈ જતી ત્હમને જણાશે. ઇશ્વરલીલાને પણ ઘડી કોરાણે રાખી સંસારીઓને કવિ સ્ત્રીકેળવણીનું વ્યાખ્યાન આપવા મંડી જાય છે—સંસારસુધારકના ધીમા ઉપદેશનો સુર કવિ કહાડે છે ત્યારે આપણને એ વ્રજના કે કૃષ્ણના પક્ષપાતી કવિ વિષે નવાઇ લાગે છે. કવિની એ ઉપદેશાત્મક કવિતા કવીશ્વર દલપતરામજી કે શુર નર્મદની એવી જાતની કવિતા સાથે ઉભી રહી શકે એમ છે કે?

"સાંભળો ભગિની! માત! શિયળધર્મ ઉરે ધારીએ,
આ ભવસાગર સિંધુ વિશાળ શિયળહોડી નૌકે તારીએ.
સદા પ્રસન્ન પતિને રાખી જીંદગી અર્પણ કરે,
મનુષ્યદેહ ખળનો શિયળ પતિવ્રતથી ઉધ્ધરે.
લગ્નવિધિ મંત્રો ભણે બ્રાહ્મણ ઉચિત અધિકાર;

અગ્નિ સમક્ષ આપે પરસ્પર કોલ નર ને નાર
સ્ત્રીએ પતિને જાણવા સહુ સુહૃદશિરોમણિ જાણ;
પતિને અધિક નહીં સૃષ્ટિમાં કો તન, મન, ધન કે પ્રાણ
લગ્ને મગળ ગીતો મૂકી ભુંડા ગીત ગવાય,
અનુચિત કુવટા બાઝે મુખથી સભા સર્વ લજવાય

(અપ્રસિદ્ધ યુવતિશિખાખ્યાનમાંથી)

* * *

આવાજ ઉપદેશોના શ્રુતજ્ઞાનથી આપણુ ગૃહશિક્ષણ, શાળાઓ સ્થપાઈ ત્યાં સુધીમાં કંઇક સતેજ રહ્યુ હશે. કવિના સ્નેહશાસ્ત્રના સુંદર સુત્રો, યુક્તિ પ્રયુક્તિ, ઉલ્લાસ, સ્વતંત્રતા અને ઉંડું વ્યવહારજ્ઞાન જોવા એના અગાધ રસસાગરમાં ગહુ નહીં તો થોડાક ચંચુપાત કરી આ લેખને સમાપ્ત કરીએઃ—

વાંકુ બોલે તેથી વઢતા ન ફાવીએ જો,
સ્હામુ જોતા સ્નેહ પરખી લઇએ નેનમા જો
પાળી પ્રીત બાંધ્યા વિના ન રીસાવીએ જો,
દોષ દેખીએ પણુ મુખે નહીં લાવીએ જો.
સ્નેહી સગે પ્રાણુ ખેંચી નવ ઝાલીએ જો,
જેવો સમો તેવી વિધિ માફક ચાલીએ જો
વખત વીતી પછી વેચાતી મળે નહિ જો,
પય ન થાય કદાપિ જે થઇ ગયુ મઠી જો
હમો અબળા આતુર વચન મુખેથી ન સ્હાડીએ જો,
હૈડું દેખાડાતુ હોય તો દેખાડીએ જો,
સાવધાન પ્રીત પાળ જો કરુ કથી જો.
મોતી, મનને કાચ તુટ્યા સધાતા નથી જો.

(દાણચાતુરી)

* *

મૂગે સાકર ખાધીરે, મુગાને સ્વપ્ન થયુ;
સર્વે મન જાણેરે, બીજાને ન જાય કહ્યુ (પ્રેમપરીક્ષા)
છે અગમ પંથ સ્નેહનોરે ઓધવજી તે નથી દીઠો;
ત્યાં લગી જ્ઞાન ગોઠે રે. જોગ પણ છે મીઠો.
ત્હમારા તો હરિ સઘળેરે, અમારા તો એક સ્થળે,
ત્હમો રીઝો ચાંદરણેરે, અમો રીઝું ચંદ્ર મળે. (સદર)

* * *

ત્હમો છાના રહો સાધુ છો હુ જાણુ સાચાં બોલો છે ત્રેખુછ,
સાધુપણાની સાખ પુરે છે નાચન્તાં બેઉ નેણ, દહાપણુ રાખોજી

ધીકીએ ઢાકયાં રાતદિવસ અન્તરમાં;
ભુખ નિદ્રામાં નવ લહીએરે; હો મધુકર ? (ગરબી)

* * * *

નેનમાંથી નાથજી ! નીર સુકાણાં, હૈયામાંથી હેતલડાંરે ચોરાણાં;
કેશવરાય મનજી ક્યારે પોરાણાં, પ્રીતલડી જીવણજીની તોડી. (ગરબી)

* * * *

મુને રોમ રોમ વીંછી વળગિયા લાગી નખશીખ તાલાવેલ;
પ્રાણનાથજી પ્રભાતે પધારશે મ્હારા હૃદયમાં મારી સીલ કાળજું કોઇ કાપેરે. (૫દ.)

આવી આવી સુન્દર હિરાકણીઓ દયારામનાં કાવ્યોમાં સ્થળે સ્થળે ઝળકી રહી છે. જ્યાં સર્વે સુન્દર ત્યાં અમુક સારૂં છે એ કહેવું ભયભરેલું કહેવાય. પણ આટલું તો ખરૂં કે દયારામભાઇના આ મીઠા કાવ્યમહેરામણમાં જેમ જેમ ઉંડી ડુબકી મારીશું તેમ તેમ અમોલાં મોતન આપણને જડી આવશેજ. જોસફ એડિસનની સમર્થ ભાષા માટે અંગ્રેજીમાં જેમ કહેવાય છે તેમ દયારામભાઇને માટે આપણે કહિ શકીએ કે શુદ્ધ ગુજરાતી ભાષાપર પ્રભુતા મેળવવા ઇચ્છનારાઓએ આ દયારામની શુદ્ધ અને મીઠી સંગીતમય ગુજરાતીનું સદા પરિશીલન કરવું.

દયારામના કવન ઉપરથી સ્વ૰ કલાપીની માફક "દયારામ કવિ છે કે સ્નેહી" ? એ પ્રશ્ન પૂછાય છે અને પૂછાશે. એના પર ભાષ્યો અને ભાષ્યોનાં ભાષ્યો પણ કદાચ થશે. છતાં દયારામ એક સહૃદય રસિક સંગીતકાર, તત્વવેત્તા, ભક્ત, મહાત્મા અને દ્રષ્ટા છે. અને કવિ તો છેજ. અનેક પ્રજાનેતાઓના ગુણસ્થાન રૂપ દયારામના સ્થૂળદેહ કે કાવ્યદેહ પર અનુદારતા ભરી દૃષ્ટિ કોઇ અપવાદ સિવાય હવે પડતી નથી અને અનેક ગુણોના સમૂહોમાં એક દોષ જોવા આપણું ગુજરાત પ્રવૃત્તિશીલ રહે તો કહેવું પડે કે અનુદારતા ઉપરાંત ગુજરાતમાં એના નેતાઓ પ્રતિ સમભાવ કે ઉપકારવૃત્તિની મ્હોટી ખામી છે. દયારામની કીર્તિનદી નર્મદાની સતતધારા જેવી સદા સર્વદા અખંડ રહેવાની.

શંકરપ્રસાદ છગનલાલ રાવલ.

---

# હિંદુ યુનીવરસીટી.

તા. ૧ લી અકટોબર ૧૯૧૫ નો દિવસ ભારતવર્ષના શિક્ષણના ઇતિહાસમાં હમેશાં સુસ્મરણીય રહેશે. તે દિવસે હિંદુ યુનીવરસીટી બીલ પસાર થયું હતું અને હિંદુ યુનીવરસીટીનો જન્મ થયો હતો. પોતાના સંતાનોને કેળવણી આપવામાં સ્વતંત્ર વહીવટ કરવાનો હિંદીઓનો કુદરતી હક્ક છે એ સૂત્રનો સરકાર તરફથી પ્રથમજ સ્વીકાર કરવામાં આવ્યો હતો. હિંદુ યુનીવરસીટી એકટથી હિંદના શિક્ષણના ઇતિહાસનું નવું પ્રકરણ લખાવું શરુ થયું છે. આખરે કેળવણીના વિષયમાં સરકારના ઘણા અંકુશોવાળા પણ સ્વરાજ્યની ઝાંખી થવા માંડી છે. દેશોન્નતિનું એ એક શુભ ચિન્હ છે.

પ્રજાકીય જીવનના જૂદા જૂદા ક્ષેત્રોના વહિવટ અને વ્યવસ્થાની સર્વ સત્તા દીર્ઘકાળ સુધી અન્યપ્રજાના હસ્તમાં રહે એ સ્થિતિ કોઇ પણ ચૈતન્યવાળી પ્રજાને ગમતી નથી. જે પ્રજા બીજી પ્રજાને વર્ષો સુધી જીવનની સર્વ દીશાઓમાં આશ્રિતની અવસ્થામાંજ રાખે છે તે જગતૂના કલ્યાણના તથા પ્રગતિના માર્ગમાં મોટાં વિઘ્નો નાંખે છે. પોતાના ગૃહની ન્હાની મોટી બાબતનો સ્વતંત્ર રીતે વહિવટ કરવાનો તથા પ્રજાકીય જીવનના સર્વ ભાગોને રાષ્ટ્રિય ભાવનાઓથી રંગવાનો કુદરતી–માનુષી–હક્ક દરેક પ્રજાનો છે. દુર્ભાગ્યે હિંદે આ ખોયલો કુદરતી હક્ક હજી સુધી પાછો મેળવ્યો નથી. તથાપિ એ એક દેશોદયનું આશાભર્યું શુભ ચિન્હ છે કે 'હિન્દને સ્વરાજ્ય મળવું જોઇએ,' 'હિન્દ સ્વરાજ્યને લાયક થયું છે' એવો ગંભીર નાદ અત્યારે સર્વ સ્થળેથી સંભળાવા લાગ્યો છે. ખરેખર લોકશાસન વિના પ્રજાની મારફતે અને પ્રજાને હાથે ચાલતા રાજ્ય વિના, કોઇ પણ પ્રજાનો આત્મા જોઇએ તેટલો વિકસતો નથી. આ દેશની પ્રજાની કેળવણી વર્ષો થયાં સરકારના હાથમાં છે. કેળવણીનો સર્વ વહિવટ તથા તેની સર્વ સત્તા પોતાના હાથમાં આવે એવી પ્રજાની માગણી સ્વાભાવિક છે એટલુંજ નહિ પણ ભારતવર્ષના ઉદ્ધારને માટે આવશ્યક છે. જ્યાં સુધી આ દેશના સંતાનોની કેળવણી કેવા પાયા પર રચાવી જોઇએ તેના મૂળગામી સિદ્ધાન્તોનો નિર્ણય કરવાની, તથા કેળવણીની વ્યવસ્થા અને વહિવટ કરવાની તથા સરકારની તીજોરીમાં પ્રજા જે પૈસા ભરે છે તે વડે જ પ્રજામાં જ્ઞાનનો પ્રસાર કરવાનાં સાધનો યોજવાની સર્વ સત્તા પ્રજાને મળશે નહિ ત્યાં સુધી પોતાના સંતાનોને કેળવણી આપવામાં સ્વતંત્ર વહિવટ કરવાનો કુદરતી હક્ક સર્વાંશે હિંદીઓને મળ્યો છે એમ કહેવાશે નહિ. કેળવણીના વિષયમાં આવું સ્વરાજ્ય જ્યાં સુધી મળે નહિ ત્યાં સુધી આપણે આપણી માગણીઓ અને પ્રયત્નો ચાલુ જ રાખવાના છે. હમે હિંદુ યુનીવરસીટીને એટલા માટે આવકારદાયક ગણીએ છીએ

કે તેથી આપણા સંતાનોની કેળવણી આપણા હાથમાં રહેશે. કેળવણીના વિષયમાં સ્વતંત્ર વહીવટ કરવાના પ્રજાના કુદરતી હક્કના સ્વીકારમાં જ તેનું મહત્ત્વ સમાયલું છે. કેળવણીના વિષયમાં સંપૂર્ણ સ્વરાજ્ય મેળવવાના પ્રયત્નોનું આ પ્રથમ ફળ છે. મેહોમેડન યુનીવરસીટી પણ હવે અસ્તિત્વમાં આવે એવી હમારી પ્રાર્થના છે. જ્ઞાનનો પ્રકાશ આ દેશમાં જેટલો ફેલાય એટલો ઓછો છે. અને એ પ્રકાશની જ્યોતિ જેટલી પ્રજાને હાથે પ્રકટશે તેટલો દેશનો ઉદય સત્વર થશે. આ પ્રસંગે હિંદુ યુનીવરસીટી યોજનાના જીવનની ટુંકી કથા અસ્થાને નહિ ગણાશે.

સને ૧૯૦૪ ની સાલમાં બનારસના મહારાજાના પ્રમુખપણા નીચે હીંદુ યુનીવરસીટીની યોજનાનો જન્મ થયો હતો, પણ અનેક કારણોને લીધે ૧૯૧૧ નો સાલ સુધી તેની ગતિ ઘણી મંદ રહી હતી. ૧૯૧૧ થી ૧૯૧૫ સુધીના સમયમાં તે યોજનાએ વેગભર્યાં પગલાં ભર્યાં હતાં. આ દેશમાં વર્ષો થયાં સરકાર તરફથી જે કેલવણી આપવામાં આવે છે તેથી ઘણા લાભો થયા છે એવું હરકોઇ વિચારશીલ પુરૂષ સ્વીકારવાની ના પાડશે નહિ, પણ તેનું ખરેખરૂં મૂલ્ય આંકવામાં મતભેદ પડશે એ સ્વાભાવિક છે. હાલની કેલવણી ઐહિક છે, તેમાં ધર્મનું તત્ત્વ નથી એવી ફરિયાદ કેટલેક સ્થળેથી કરવામાં આવી હતી. ધર્મનું શિક્ષણ આપવું હોય તો સરકારથી સ્વતંત્ર સંસ્થા કહાડવાની જરૂર છે એ વિચાર વધારે ને વધારે પ્રસરતો ગયો. ઉપરાંત સ્વાભિમાનવાળી કોઇ પણ પ્રજા પોતાના સંતાનોનું શિક્ષણ લાંબો વખત સુધી અન્ય પ્રજાના હાથમાં રહેવા દેતી નથી. તેમ કરવું ઇષ્ટ નથી હાનિનો તેમાં સંભવ છે, કારણ કે મનુષ્ય માત્રમાં ગુઢ રહેલા દેશપ્રીતિ અને દેશસેવાનાં બીજો અન્ય પ્રજાના શિક્ષણથી જોઇએ તેટલાં વિકસતાં નથી એ અનુભવસિદ્ધ છે. આ અને આવા વિચારોને લીધે રાષ્ટ્રીય એકતાને પોષે, દેશભક્તિને સક્રિય બનાવે તથા જીવનને ધાર્મિક તત્ત્વોથી રંગે એવી સંગીન કેલવણી ભારતના સંતાનોને આપવી હોય તો તે આપવાનું કામ પ્રજા પોતે જ કરી શકશે એવી માન્યતા વધારે ને વધારે દૃઢ બનતી ગઇ. તેના પરિણામરૂપે શિક્ષણના થોડાક પ્રયોગો આ દેશમાં થયા, અને હિંદુ યુનીવરસીટીની યોજના ઉભી થઇ.

શરૂઆતમાં જ હિંદુ યુનીવરસીટીની યોજના પ્રતિ સુશિક્ષિત વર્ગના એક ભાગે સખ્ત નાપસંદગી બતાવી. આ યુનીવરસીટી આખા રાષ્ટ્રની–national–નહિ બને પણ તે તો માત્ર હિંદુ કોમને માટે જ સ્થાપાશે તેથી તે રાષ્ટ્રીય એકતાને પોષવાને બદલે તેને છિન્નભિન્ન કરશે એવો ભય દર્શાવવામાં આવ્યો હતો. દુર્ભાગ્યે આ દેશમાં ધર્મ, ભાષા, જાતિ અને પ્રાન્તના એટલા બધા તો ભેદો છે કે રાષ્ટ્રીય એકતા ઉત્પન્ન કરવાનું કામ ઘણું દુષ્કર છે. રાષ્ટ્રીય એકતાને માટે આ બધા ભેદનો નાશ કરવો જરૂરનો લાગે તો તેમ કરવાના બને તેટલા પ્રયત્ન આદરવા એ દરેક દેશભક્તનું કર્તવ્ય છે. પણ જે ભેદો અનેક કારણો અને પરિવર્ત્તનોને લીધે આ દેશમાં ઉત્પન્ન થયા છે તે આંખના પલકારામાં દૂર થઇ જવા શક્ય નથી. હિંદુ, મુસલમાન,

પારસી અને ક્રિશ્ચિયન સર્વ કોઇ નેશનલ યુનીવરસીટીમાં સાથે બેસીને શિક્ષણ લે એ દૃષ્ય જેટલું મનોહર છે તેટલુંજ દેશોન્નતિનું સાધક છે નેશનલ યુનીવરસીટી ઉભી કરવાની એવી એક યોજના ઘડવામાં આવી હતી પણ તે પગભર થાય તે પૂર્વેજ ભાંગી પડી હતી. જે વાત સ્મરણમાં રાખવાની છે તે એ છે કે રાષ્ટ્રીય એકતાને પોષે એવાં તત્ત્વોવાળું શિક્ષણ આપવું. એ સૂત્રને જો હિંદુ યુનીવરસીટીના જીવનમાં સર્વાંશે ઉતારવામાં આવશે તો રાષ્ટ્રીય એકતાનો ભંગ થવાનો જે ભય રાખવામાં આવે છે તે મોટે ભાગે દૂર થશે. ઉપરાંત શીખ અને મરાઠા રજપુત અને બંગાળી, ગુજરાતી અને કાઠિયાવાડી જૈન અને મુલતાની એકજ સ્થળે નિવાસ કરી શિક્ષણ લે તો તેથી જે હિંદુ ઐકતા ઉભી થશે તે રાષ્ટ્રીય એકતા પોષવામાં જેવો તેવો ભાગ ભજવશે નહિ.

મેહોમેડન યુનીવરસીટીની યોજનાને ફંડ ભેગું કરવામાં જે વિજય મળ્યો હતો તેની આડકતરી અસર હિંદુ યુનીવરસીટીની યોજના પર થઇ હતી, અને તેના ફંડમાં નાણાની રકમ સારી રીતે ભરાવા લાગી. સરકારની સાથે પત્રવ્યવહાર શરૂ થયો અને સેક્રેટરી ઑફ સ્ટેટે ડીનોમીનેશનલ યુનીવરસીટી સ્થાપવાની સંમતી આપી આ દેશની શિક્ષણની રાજ્યનીતિમાં એક મોટો ફેરફાર કર્યો. યુનીવરસીટી પર સરકારે કેટલો અંકુશ રાખવો એ બાબતપર થયેલો પત્રવ્યવહાર ઘણો નિરાશા ભર્યો છે. હિંદુ યુનીવરસીટીએ સરકારની સંમતિ પ્રાપ્ત કરવાને માટે સરકારના અંકુશો સ્વીકારવાની જે કિંમત આપી તે ઘણી વધારે પડતી છે અને તેથી તેના ગૌરવમાં ક્ષતિ થાય છે એમ કહેવાની હમને ફરજ પડે છે. પ્રથમ હિંદના વૉઇસરૉયને ચૅન્સેલરની પદવી આપવાની યુનીવરસીટીએ વિનંતિ કરી. પણ સરકાર તરફથી તે સ્વીકારવામા આવી નહિ. તેને બદલે સંયુક્ત પ્રાન્તોના લેફ્ટેનન્ટ ગવર્નરને ચૅન્સેલરની પદવી આપવી એવું સરકારે દર્શાવ્યું આ સૂચના તરફ સખ્ત નાપસંદગી બતાવવામાં આવી. તેનું પરિણામ એ આવ્યું કે યુનીવરસીટીને પોતાનો ચેન્સેલર પસંદ કરવાનો હક્ક મળ્યો ખરો પણ સંયુક્ત પ્રાન્તોના લેફ્ટેનન્ટ ગવરનરને વીઝીટર તરીકે ચેન્સેલરની સર્વ સત્તા મળી વાઇસ ચેન્સેલર જેના હાથમાં એક રીતે યુનીવરસીટીના વહિવટની અને શિક્ષણની મોટી સત્તા રહેશે તેની પસંદગી વીઝીટરની સંમતિ વગર થઇ શકશે નહિ. તથા વીઝીટર લેખિત સૂચનાદ્વારા અથવા હુકમદ્વારા યુનીવરસીટીના વહિવટમાં ઘણી રીતે અંકુશ મૂકી શકશે. ઉપરાંત વડી સરકારને યુનીવરસીટીના કાર્યક્રમમાં ફેરફાર કરવાની જે મોટી સત્તા આપવામાં આવી છે તે ખરેખર ભયભરેલી છે યુનીવરસીટીને પોતાના પ્રોફેસરો, શિક્ષકો અને પરીક્ષકો નીમવાનો સ્વતંત્ર હક્ક આપવામાં આવ્યો છે એ ખરૂં છે પણ વડી સરકારને યોગ્ય લાગે તો તેવા પ્રોફેસરો, શિક્ષકો અને પરીક્ષકોને દૂર કરવાની સંપૂર્ણ સત્તા મળી છે. એટલે આવી બાબતોમાં યુનીવરસીટીને સરકારની ઇચ્છા પ્રમાણે ચાલવું પડશે એ ભયમાં સત્યના ઘણા અંશો રહેલા છે. હમે ઇચ્છીએ છીએ કે આવા પ્રસંગો ઉપસ્થિત નહિ થાય અને યુનીવરસીટીનું જીવન સ્વતંત્ર રીતે વિકસે.

આ દેશમાં પ્રજા તરફથી શિક્ષણની જે સંસ્થાઓ કરવામાં આવી છે તે ત્રણ પ્રકારની રાજનીતિપર રચાયલી છે. સરકારથી સર્વ રીતે સ્વતંત્ર રહીને શિક્ષણની નવી પદ્ધતિ દાખલ કરનારી સંસ્થા–દ્રષ્ટાંત તરીકે આર્યસમાજનું ગુરૂકુળ. સરકારથી વહિવટમાં સ્વતંત્ર પણ સરકારની જે શિક્ષણ પદ્ધતિ પ્રમાણે શિક્ષણ આપનારી સંસ્થા–દ્રષ્ટાંત તરીકે ફરગ્યુસન કૉલેજ તથા લાહોરની ઍન્ગલોવેદિક કૉલેજ. (સરકારના કેટલાક અંકુશોવાળા) વહિવટની અને બીજી રીતની સ્વતંત્રતા સાથેની પોતાની ઇચ્છા પ્રમાણેની શિક્ષણપદ્ધતિ દાખલ કરનારી સંસ્થા–દ્રષ્ટાંત તરીકે હિંદુ યુનીવરસીટી. આ યુનીવરસીટીનાં ચાર વિશિષ્ટ લક્ષણોપર ધ્યાન ખેંચવાની ખાસ જરૂર છે અને તે નીચે પ્રમાણે:—

(૧) આ શિક્ષણ આપવાની યુનીવરસીટી છે. વિદ્યાર્થીઓને તેમાં ફરજીયાત નિવાસ કરવો પડશે.

(૨) આ યુનીવરસીટીમાં ધર્મનું શિક્ષણ આપવામાં આવશે. સરકારે ઘણી ડહાપણભરી રીતે ધર્મનું શિક્ષણ—હિંદુઓને માટે ફરજીયાત કરવાની સત્તા યુનીવરસીટીને આપી છે. યુનીવરસીટી સર્વ કોમોને માટે ખુલ્લી છે પણ ફરજીયાત ધર્મનું શિક્ષણ હિંદુઓને માટે જ રાખવામાં આવશે. જૈનોને માટે ફંડ પૂરતાં ધાર્મિક શિક્ષણની જૂદી વ્યવસ્થા કરવામાં આવશે. ક્રીસ્ચીયન મીશનરી શાળાઓ અને કૉલેજો કરતાં ધર્મની મતસહિષ્ણુતાની આ ઉદાર નીતિ નોંધ કરવા જેવી છે.

(૩) જાતિય સાહિત્ય, સંસ્કૃતિ અને સંસ્કારિતાના ખાસ અભ્યાસની વ્યવસ્થા.

(૪) પ્રજાનો પોતાનો તેના વહિવટમાં તથા શિક્ષણનીતિ નક્કી કરવામાં મોટો ભાગ.

આ રીતે હિંદુ યુનીવરસીટીનો જન્મ થયો છે.* સરકારની સંમતિ પ્રાપ્ત કરવામાં સ્વતંત્રતાનો કેટલો બધો ભોગ આપવો પડે છે તથા સાવધતાથી કેટલા ભગીરથ પ્રયાસો કરવા પડે છે તેનું હિંદુ યુનીવરસીટી સર્વદા સ્મરણ કરાવશે. પણ જગતમાં આપલેનો રાજ્યનીતિનો સ્વીકાર કર્યા વિના મહાન્ સંસ્થાઓ ઉભી થતી નથી તેમજ નભતી પણ નથી. હિંદુ યુનીવરસીટીને શિક્ષણના એક મહાન્ પ્રયોગ તરીકે તથા કેળવણીના વિષયમાં પ્રજાને સ્વરાજ્ય મળવું જોઇએ એ હકના સ્વીકાર તરીકે હમે વધાવી લઇએ છીએ. અત્યારે દેશભક્ત હિંદુઓનું કર્ત્તવ્ય એ છે કે યુનીવરસીટી સામેના વિરોધોને ભૂલી જઇ તેને બને તેટલી સફળ કરવાના પ્રયત્નો આદરવા. ભારતવર્ષના પુત્રો! એક મહાન્ સંસ્થાપર રાજ્ય કરવાનો ગંભીર પ્રસંગ અત્યારે પ્રાપ્ત થયો છે. તમારૂં શાસન એટલું ઉદાર અને કાર્યદક્ષ રાખજો કે તેથી માતૃભૂમિનું ગૌરવ વધે અને સ્વરાજ્યને માટેની તમારી લાયકાત સર્વ રીતે સાબીત થાય.

મનસુખલાલ આત્મારામ માસ્તર

* આ પ્રસંગે એના જન્મદાતાઓ ધી ઑન. મી૰ મદન મોહન માલવીયા, ડૉ. સુંદરલાલ તથા નામદાર દરભંગાના મહારાજાને હમે અંતઃકરણપૂર્વક અભિનંદન આપીએ છીએ.

# બંકિમચંદ્રની કૃતિઓ.

૧

## રજની.

આ નવલમાં ચાર જ પાત્ર છે. બંકિમચંદ્રની નવલોમાંથી એકેમાં વિવિધ પાત્રોની મોટી સંખ્યા કે અનેક ચિત્રવિચિત્ર તંતુમય કથાજાલ જોવામાં આવતી નથી એની કેટલીક નવલોમાં કંઇક ઐતિહાસિક વસ્તુ આવતું હોવાથી એને બંગાળાનો-હિન્દનો-સ્કૉટ કહેવામાં આવે છે ખરો, પરંતુ એમ તો આપણા "ધીરે ધીરે સુધારાનો સાર" શાંત રસે ગાઇ સંભળાવનાર દલપતરામને તમામ જામેલી સત્તાની સામે આત્માના પરમ ગૌરવનાં સનાતન ખંડનો વાવટો ભૂતળથી વ્યોમશિખર સુધી સ્થિર રોપનાર ઉચ્છૃંખલ વીરોના અગ્રણી મિલ્ટનની સાથે સરખાવવામાં નથી આવ્યા શું ? એવી સરખામણીઓનો અર્થ એટલો જ છે કે અંધ કવિઓમાં મિલ્ટનનું અને ઐતિહાસિક નવલકારોમાં સ્કૉટનુંજ નામ જગત્‌ને મ્હોંએ સૌથી પહેલું ચ્હડે છે. જેન ઑસ્ટેનની કૃતિઓ વિષે સ્કૉટે પોતે કહ્યું હતું: મારા ગાજવીજ, મારા શોરબકોર, એ બધું તો ઠીક પણ આ કલા તો ઓરજ છે. બંકિમની કલા પણ સ્કૉટ અને જેન ઑસ્ટેન એ બંનેનાથી તદ્દન જૂદા પ્રકારની છે સૂક્ષ્માતિસૂક્ષ્મ તંતુઓથી એ જે વેલ-બુટ્ટીનો અલંકાર હિંદુ સંસારના પટ ઉપર ઉપસાવે છે તે એટલો તો આછો, કોમલ, અને નાજુક હોય છે કે તે સામાન્ય દષ્ટાઓને કદાચ આકર્ષી પણ શકતો નહીં હોય-તેઓ કદાચ જોઇ પણ ન શકે એવો તે પારદર્શક હોય છે, જુવે તો પણ તેનો એમને મન કંઇ કીંમત ન વસે એવો તે સ્વલ્પ હોય છે-પણ જેને જેને તે આકર્ષે છે, તેઓ તેને જેમ જેમ વધારે લક્ષપૂર્વક જુવે છે, તેમ તેમ તેમા તેમને ચિત્તના સ્થાયી રાગોના પાકા રંગ, ચારિત્રવિકાસના સનાતન તત્વોનું ગંભીરનીરૂપણ, અને સદાચાર દુરાચારનો સામાન્ય મનુષ્યોને સમજવો પણ મુશ્કેલ પડે એવો પરમ દયાળુની સાથે સાથે અત્યંત દ્રઢ કલાન્યાય, એ ત્રણે એક બીજામાં સુંદર રીતે સાંકળી લીધેલાં જોવામાં આવે છે.

"રજનીમાં' કથા બહુ ઓછી છે, પાત્રો ચાર જ છે, અને વળી કર્તાએ દરેક મૂલ પ્રકૃતિ અને તેના વિકાસના નિરૂપણને માટે આધ્યાત્મિક પૃથક્કરણની પદ્ધતિ અને દરેક પોતાની આપવીતી જાતે કહેતો આવે તેમ તેમ નવલકથા ગુંથાતી જાય એ શૈલી સ્વીકારેલી છે. આથી કરીને 'કમલાકાંતેર દફ્તર,' 'કૃષ્ણકાન્તેર વિલ,' 'રાજસિંહ,' કે 'વિષવૃક્ષ' જેટલી પણ 'રજની' લોકપ્રિય નથી થઇ. ઇ. સ. ૧૮૭૬ માં એ 'બંગદર્શન' નામના બંકિમચંદ્રના માસિકમાં કટકે કટકે પ્રથમ પ્રકટ થઇ અને તે પછીને વર્ષે ઘણા સુધારા વધારા સાથે પુસ્તક રૂપે પ્રસિદ્ધ થઇ, ત્યારથી

આજ સુધીમાં એ આવી પદ્ધતિ અને શૈલી, છતાંયે આટલી પ્રસરવા પામી છે એજ કર્તાની પ્રતિભા અને વર્ણનશક્તિનો વિજય ગણવાનો છે.

વર્ણનોની રસિક મોહકતામાં તો આ નવલ એક ગદ્યકાવ્ય જેવી છે અને એની બીજી કોઇ કૃતિ કરતાં ઉતરે એવી નથી. રજની જન્માંધ હતી; છેક બચપણમાં એનાં માબાપ મરી જતાં એ બીચારી અત્યંત નિર્ધન અને ફુલ વેચવાનો ધંધો કરી મહાકષ્ટે પેટ પૂરતું પામનાર માસામાસીને પનારે પડી હતી; કુદરતે આપેલી શક્તિઓનો અંધાપાના કુદરતી એકાંતમાં વિકાસ થતાં જે શિક્ષણ મળે તે શુદ્ધ કુદરતી શિક્ષણ જ તે પામેલી હતી. પણ અંધાપાની કાચલીમાં સુરક્ષિત હોવાથી જ જાણે વધારે સ્પષ્ટ અને લોકોત્તર પ્રકાશવાળું જે સરલ ઉન્નત અને દૃઢ આંતર જીવન એ એકલી જ અનુભવતી હતી તેનું વર્ણન; ફુલોથી એને થતા આનંદોલ્લાસનું વર્ણન; શબ્દ, સ્પર્શ અને ગંધની એની તીવ્ર સંવેદનાનું વર્ણન; શબ્દબાણ અને સ્પર્શબાણથી એને એકાએક ઉદ્‌ભવેલા પ્રેમોન્માદનું વર્ણન; પોતાના એકાકીપણાના દુઃખનું વર્ણન; લવંગલતાના સંસારનું અને ચારિત્રનું એનું વર્ણન; હીરાલાલ સાથેના એના પ્રવાસનું વર્ણન; અને છેવટ એણે પોતાને તજી જતા હીરાલાલને પોતાના હાથમાંની લાકડી છૂટી મારી અને પછી જીવતા રહેવાની લૌતિક પ્રેરણા છંડાતી ન હતી તે છતાં ગંગાજીના જલમાં પોતે આગળ આગળ વધતી ચાલી તેનું વર્ણન; એ સર્વ ઉષાપ્રકાશમાં જાણે મૃદુ મૃદુ ગાનવહન કરતાં નિર્મલ પાણીના અવિનશ્વર ઝરણાંઓ છે. વળી ઝરણાંઓ જેમ પોતાની મેળે વાંકાચુંકા વળતાં જાય છે, તેમ એ દરેકમાં ઘટતે સ્થળે ઘટતા જ માપમાં હર્ષ, શોક, આશા, નિરાશા, સ્મિત, અરૂચિ, તિરસ્કાર, ક્રોધ, હાસ્ય, મુંઝવણ, દુઃખ અને મોહના વિકાર સળતા આવે છે. કરૂણરસની પરિસીમા કર્તાએ રજની ડુબતી હતી તે ઘડીના વર્ણનમાં મુકી છે. પણ તે એ બનાવના રજનીના પોતાના કથનમાં નહિ; સંન્યાસી શચીન્દ્રને યોગનિદ્રા આપી તેની ઉપર જે વ્યક્તિનો અજ્ઞાત પણ સૌથી વધારે પ્રેમ છે તે રજનીનાં—એ ડુબતી ક્ષણમાં જ દર્શન (આત્માની વિશ્વદૃષ્ટિ વડે) કરાવેછે. તે અનુભવના એના પોતાના પ્રથમ કથનમાં પણ નહીં, પણ પછી આ હઠ પ્રયોગથી હલાવી નાંખવામાં આવેલું મસ્તિષ્ક રોગાનુકૂળ સંસ્થિતિમાં આવી પડતાં ઉદ્‌ભ્રાંત થઇ જઇ બધો વખત એને એ પ્રત્યક્ષ દેખ્યા કરેછે તેના વર્ણનમાં—

"ઓચિતું મેં દીઠું કે ત્યાં આગળ ઉષાના ઉજ્જવલ વર્ણથી પૂર્વ દિશા પ્રકાશવા માંડે છે. અને એ ગંગાપ્રવાહની અંદર રેતીના આરા આગળ રજની ઉભી છે! રજની જળમાં ઉતરે છે. ધીરે, ધીરે, ધીરે! અંધ! છતાં વાંકી ભ્રમરવાળી; વિકળ છતાં સ્થિર; એ પ્રભાતની શાન્તિથી શીતળ બનેલી ભાગીરથીના જેવી ગંભીર, ધીર, તેમજ તે જ ભાગીરથીના જેવી અંતરમાં દુર્જય વેગ ધરાવનારી! ધીરે, ધીરે, ધીરે— જળમાં ઉતરે છે. દેખાવ કેવો સુંદર! રજની કેવી સુંદર! વૃક્ષ ઉપરથી આવતી નવા મહોરની ખુશબો પેઠે, દૂરથી સંભળાતા સંગીતના શેષભાગ પેઠે, રજની જળમાં ધીરે, ધીરે, ધીરે, ઉતરે છે! ધીરે, રજનિ, ધીરે! હું તને જોઉં. અગાઉ અવગણના કરી જોઈ નહોતી. હવે એકવાર સારી પેઠે જોઈ લઉં. ધીરે, રજનિ ધીરે!

મને મૂર્છા આવી.........દીઠી ફક્ત—એ મૃદુ મૃદુ નાદ કરતી ગંગા, અને એ ધીરે, ધીરે, જળમા ઉતરતી રજની ! આંખો મીંચી તો ફરી દીઠી, એ જ ગંગા અને એ જ રજની ! ફરી જોયું તો ફરી દીઠી એજ ગંગા અને એ જ રજની ! બીજી દિશાએ જોઉં છું તો ફરી એજ રજની ધીરે, ધીરે, ધીરે જળમા ઉતરે છે, ઉંચે જોઉં છું તો ઉંચે પણ આકાશવિહારિણી ગંગા ધીરે, ધીરે, ધીરે વહે છે, અને આકાશ વિહારિણી રજની ધીરે, ધીરે, ધીરે જળમાં ઉતરેછે બીજી તરફ મન વાળ્યું છતાં તે જ ગંગા અને તે જ રજની !"

પુરૂષપાત્રોમાં શચીન્દ્રના કરતાં વધારે મહત્ત્વનો અમરનાથ છે. ૧૮૭૦થી ૧૯૦૦ સુધીની ત્રીશીમાં સુશિક્ષિત બંગાળાના વિચારવાતાવરણમાં જે મોટો ફેરફાર વીવેકાનંદ, બંકિમચંદ્ર અને કેશવચંદ્ર સેન જેવા અગ્રણીઓના પ્રયાસથી થવા પામ્યો છે, તે ફેરફાર પહેલાંના એ બંને યુવાનો છે. બંને ગર્ભશ્રીમંત છે, બંને સુશિક્ષિત છે, બંને સ્વાર્થપરાયણ જડલાલસાઓના ઉપભોગનું ભરેલું જીવન ગાળે છે, એ ઉપભોગમાં બંને અતિ દક્ષ છે, એ ઉપભોગોથી બંને અતૃપ્ત છે ખરી શાંતિ, ખરૂં સુખ, ખરૂં જીવન શેમા હશે એ વિષે બંને પશુઓના જેવા મૂઢ છે. ઉદરપોષણની એકેને ચિંતા નથી, ને નમય હરે, મન ભરે, નીતિબળ વધારતું જાય, અને આત્માના સ્વાસ્થ્યનો સાક્ષાત્કાર વધારે વધારે સ્પષ્ટ કરાવતું જાય, એવું કંઇ પણ કર્તવ્ય એકેને જડતું નથી. પ્રેમની ભાવનાના ભકત છીએ એમ બંને કહેનારા છે, પણ તે કયો પ્રેમ? લિંગી (Sexual) પ્રેમ, શુદ્ધ પ્રેમ નહીં. વાર્તાની શરૂવાત પહેલાં થોડા વખત ઉપર જ શચીન્દ્રનું પ્રેમપાત્ર-એની પહેલી પત્ની-મરી ગઇ છે, પણ તેને પિતા, માતા, મોટો ભાઇ, અને સાવકી મા (લવંગલતા) છે, એટલે પિતાના કુટુંબજાલમા બંધાયેલો એ દિવસો ઠહાડે છે, પણ તેથી કંઇ એનું મન ઓછું ખાલી અને ચચલ ગણવાનું નથી. અમરનાથને કોઈ કુટુંબી છે નહી, અને જે બાલિકાના રૂપ ઉપર તે મોહ્યો હતો તે (લવંગલતા) ને એ પરણી શકતો નથી, એટલે એ દેશે પરદેશ ભટકયા કરે છે, પણ તેથી એનું મન વધારે ખાલી કે ચચળ ગણવાનું નથી. બંને નાસ્તિક, બંને સ્વાર્થપરાયણ, બંને કર્તવ્યમૂઢ, બંને વિહ્‌વલ, બંને એક ઝાડનાં પાન, એક જમાનાનાં બાળક, અને સંસ્કારી જળનાં માછલાં એ કારણથી અને એટલે દરજ્જે જ નીતિમાનઃ રાજકીય સ્વતંત્રતાના એ બંને ઉપાસક, આત્મીય પરતંત્રતાના પૂરેપૂરા નમૂના.

જે બાલાના રૂપ ઉપર પોતે મોહ્યા હતો તે લવંગલતા ઉમરમાં આવતાં બીજાને દેવાઇ, પણ અમરનાથ જેને પ્રેમ કહેતો હતો પણ જે રૂપોન્માદ માત્ર હતો, તેનો તે એવો તો ગુલામ થઇ ગયો હતો કે તેની નીતિબુદ્ધિ મારી જ ગઇ. લવંગલતા એના પિતાના ઘરમાં જે ઓરડામાં સૂતી હતી તેમાં એ મોડી રાતે ખાતર પાડીને પેઠો. લવંગે યુક્તિપ્રયુક્તિથી લોકો એકઠા કરી દીધા અમરે પ્હેરેલું પ્હેરણ મ્હોંએ ઓઢી લીધું એટલે કોઇ તેને પૂરેપૂરો ઓળખી ન શક્યું. પણ લવંગે તેના ઉઘાડા વાંસાના મધ્યમાં એક સળિયો લાલચોળ તપાવીને ચોર એવો બે અક્ષરનો ડહામ દીધો, અને એ ન્હાસી છૂટયો. પવિત્ર ધીર યુવતીની આબરૂના

જતનને પોતાનો પરમ ધર્મ ગણનારા લોકોએ એ વાત ત્યાં ને ત્યાં દાટી દીધી. અમરનાથ દેશવિદેશ ભટકતો થઇ ગયો; પણ એક મોટો લાભ તો એને તેજ ઘડીથી થઇ ગયો; એના ચંચળ મનમાંના અનીતિના અંકુર ઠહમાયા તે ઠહમાયાજ.

ઠહામ દેનારી લવંગલતા જ્યાં પરણી તે કુટુંબની આગલી પાછલી વિષે નવરો અને ભટકતો ફરતો અમરનાથ પૂરેપૂરો વાકેફગાર બને એ કુદરતીજ છે. એણે દસ્તાવેજી પુરાવા પણ એકઠા કર્યા. લવંગલતાનો પતિ જે માલમિલક્ત ભોગવતો હતો તે તેને એક વસિયતનામા ઉપરથી મળેલી હતી. પણ એ વસિયતનામામાં એ માલમિલકત મૂલ એક બીજા માણસને ને તેના વારસોને આપવામાં આવેલી હતી, એ બીજો ધણી નવારસ ગત થાય તો તે આને મળે એવું તેમાં સ્પષ્ટ લખાણ હતું, અને એ બીજો માણસ નવારસ ગત થયો છે એમ માની લેવાઇનેજ તે આના કબ્જામાં આવી હતી. એ બીજો ધણી ગત-થયેલો તો હતોજ. પણ અકસ્માત અમરનાથના જાણવામાં આવ્યું કે તેને તો એક જન્માંધ છોકરી હતી. અમરનાથે નિશ્ચય કર્યો કે એ આંધળી છોકરી જો જીવતીજ હોય તો તેને ગમે તે પ્રકારે ઢુંઢી કહાડવી. અમરનાથ પોતે તો આ વિષે એટલુંજ કહે છે કે નવરા જીવને ચાલો એક મોટું કામ ઇશ્વરે બતાવ્યું. જન્માંધ નિરાધાર છોકરીનું ભલું કરવા મથું એ શું મારા લાયકનું કામ નહી? પણ આમાં એના અંતરની વૃત્તિ શી હશે? શું એના દિલમાં પ્રગટ અપ્રકટ રૂપે લવંગલતા ઉપર વેર લેવાનો હેતુ લેશ પણ નહીં હોય? કર્તા આ વિષે કંઇજ કહેતો નથી. લવંગલતા પણ અમરનાથને એમના મેળાપોમાં આ પ્રકારનો જરાયે ઇસારો કરતી નથી. વાંચનારે અમરનાથની આ વખતની માનસિક સ્થિતિ, જેવી ઇચ્છા થાય તેવી કલ્પવી.

આવો નિશ્ચય કર્યા પછી કલકત્તે આવવા નીકળેલો અમરનાથ કલકત્તા પાસેના એક ગામમાં એક સગાને મળવા ગયો. અને સવારમાં ગંગાતીર ઉપરનાં જંગલમાં ફરવા ગયો ત્યાં એણે એક આંધળી યુવતીને એક નીચ જાતના પુરૂષના બલાત્કારમાંથી ઉગારી લીધી. આ ભલું કામ કરવા જતાં એ પેલા માણસના દાતરડાના ઘાથી ઘવાયો તો ખરુ, પણ એજ સ્ત્રી રજની નીકળી.

'રજની' ના હવે પછીની વાતના વિભાગમાં સામાન્ય વાંચનારને પૂરતો રસ પડતો જણાતો નથી. અને એની લોકપ્રિયતા ઓછી હોવામાં આ પણ એક કારણ છે. આ બાકીના વિભાગમાં વાંચનારને ગોટો લાગે છે, કર્તા લથડતો લાગે છે, અમરનાથ રજનીને પરણશે એમ કહેવાય છે, શચીન્દ્ર ઉપર રજનીને પરણીને મિલકત જ્યાંને ત્યાં રહે એમ વેતરવા દબાણ થાય છે પણ શચીન્દ્રને તે રૂચતું નથી, લવંગલતા અમરનાથનું જુનું જુનું પાપ ઉઘાડું કરતી નથી, રજની કોને પરણવું છે તે મ્હોંએ બોલતીજ નથી, પોતાની મિલકત લવંગલતાને આપી દેવાનું કહે છે, વગેરે સામસામાં શાં વહનો

અથડાય છે તે અધીર સામાન્ય વાંચનારથી કંઇ સ્પષ્ટ સમજાતું નથી. વાર્તા અધવચાળે આવે, પછી તેની ગતિમાં વત્તી વત્તી ત્વરા આવવીજ જોઇએ જે આ આપવીતી કથનની પદ્ધતિમાં કેવળ અશકય છે એ એ પદ્ધતિનો અક્ષમ્ય દોષ પણ છે.

કર્તાનાં લક્ષ્ય ત્રણ છેઃ રજનીના ચારિત્રનું નિરૂપણ, અમરનાથના ચારિત્રનો વિકાસ, અને લવંગલતાના ચારિત્રનો વિકાસ.

આપણે લવંગલતાના તંતુને પકડીને આખું ઉકેલીએ. યુવાવસ્થાનો કુદરતી મદ, આર્ય ગૃહિણીનું કુદરતી શીલ, રૂપ અને લક્ષ્મીની કુદરતી હાકમી, ઇશ્વરે આપેલો બુદ્ધિપ્રભાવ, અને એક વિરલ અનુભવની છાપથી બહુ ઉપસી આવેલી આત્મશ્રદ્ધા, એ ઉપરાંત આપણે લવંગલતામાં આરંભમાં શું જોઇએ છીએ? કંઇજ નહિ. આ દરેક એનામાં વિશેષ પ્રમાણમાં છે, અને આટલા બધાનો એનામાં સમન્વય છે, એ જ એની વિશેષતા. શચીન્દ્રની માતા હોવાનો ડોળ રાખે છે, નિર્ધન કન્યાઓને પરણાવી દેવાના ઉદ્યમ કરે છે. પણ એ માતૃત્વ ઉપર ઉપરનું છે. પણ પોતાની માની લીધેલી લક્ષ્મી બીજા માલેકની ઠરે છે, અને શચીન્દ્રને અસાધ્ય જેવો રોગ લાગુ પડે છે, એ બે ઘા ઉપરા ઉપર વાગતાં, એનું ચારિત્ર વિકસવા માંડે છે, અને એનામાં નિઃસ્વાર્થ પ્રેમ–પ્રેમપાત્રનું યથાશકિત ભલું (તેનું ઈપ્સિત ભલું, નહીં કે પોતાનું કપોલકલ્પિત ભલું) કરવામાં જ કૃતકૃત્ય થવું એ ભાવના અંકુર ફુટે છે. પોતે વર્ષોથી ભોગવતી આવેલી મિલ્કતની એકાએક વારસ ઠરેલી રજની ઉપર અકારણ પણ ઘણાને કુદરતી થઇ આવે એવી કોપ કે ઇર્ષ્યાની હલકી વૃત્તિ તેને થતી જ નથી. તેના ઉપર ખરેખરી દયા આવે છે. અમરનાથ રજનીને લાયક નથી જ એ બુદ્ધિ એ દયાનું પરિણામ છે. એ લગ્ન થાય અને મિલ્કત તેઓ કબ્જે લે એ ભવિષ્ય એને દુઃખકર લાગે છે, ને એથી કરીને પોતાના કુટુંબીઓને દુઃખ થાય તેને લીધે છે, માત્ર પોતાના સ્વાર્થને લીધે નથી. પરંતુ એ લગ્ન અટકાવવાને માટે પણ અમરનાથનું છિદ્ર જાતે રજનીને કહેવું એ તો એને નીચપણાનું કૃત્ય જણાય છે, અને એમ કરતાં એ ખંચાય છે. એમ કરવા લલચાય છે ખરી કે? એમ કરવાની એ અમરનાથને ધમકી આપે છે ખરી કે? કર્તાએ આ વાત બાંધે ભારે રાખી છે. છેવટ સુધી એ એમ કરતી નથી જ, એટલું જ સ્પષ્ટ છે.

પછી તો એના ઉપકારોથી દબાયેલી અને એની દયાથી આકર્ષાયેલી રજની લવંગની આગળ પોતાના હૃદયનો પડદો ઉઘાડી નાંખે છે. શચીન્દ્ર ઉપરનો પોતાનો નિઃસીમ પ્રેમ જણાવે છે, સાથે આંધળી બૈરીને તે કોણ પરણે એ પોતાની પ્રતીતિ અને તજ્જન્ય નિરાશા પણ જણાવે છે અમરનાથે પોતા ઉપર એવા મોટા ઉપકાર કરેલા છે કે એ ફરમાવશે તો પોતે એને શી રીતે ના કહી શકે, એ પણ જણાવે છે. પરંતુ શચીન્દ્ર અને એના વ્હાલાંઓનું પોતાથી બનતું ભલું કરવાની ખાતર

મિલ્કત તેમને આપી દેવા માગે છે એ પણ જણાવે છે, અને આવા ઠરાવ ઉપર એ આવી છે તેમાં આ પ્રકટ હેતુ ઉપરાંત બીજો અપ્રકટ હેતુ પણ રહ્યો છે. અમરનાથ એને પરણવાની ઇચ્છા કરે છે તે એની પોતાની ખાતર કે એની મિલ્કતની ખાતર? માટે (એ નિશ્ચય કરે છે કે) લાવને એ મિલ્કત જ આપી દઉં એટલે એ મોટો સંશય તો પતે. પછીની વાત પછી.

રજની અને અમરનાથના સમાગમથી લવંગ રજનીને અમરની અને અમરને રજનીના દૃષ્ટિથી જોતાં પણ શીખે છે. અમરનાથને વિષે એનો મત સુધરે છે. એના ઉપર ભાવ થતો આવે છે. અમરનાથને લવંગ, રજની અને શચીન્દ્રના સુખદુઃખનો નિર્મલ અનુભવ થતો જાય છે તેમ તેમ એની પ્રેમશક્તિ વિકસે પણ છે. દરમિયાન શચીન્દ્રના આત્માને તેના ઉપરના રજનીના અગાધ પ્રેમનું દર્શન કરાવાય છે આથી શચીંદ્રના દિલમાં રજની ઉપર પ્રેમ રોપાય છે. અને તે એવો દૃઢ મૂલ રોપાય છે કે તેને ઉગવા દેવામાં આવે તો જ શચીંદ્ર પાછો સાજો થાય. આમાં વાંધા કે વિરૂદ્ધતાનો સંભવ માત્ર અમરનાથ તરફથી હતો. રજનીના પ્રેમનું પાત્ર શચીંદ્ર છે એમ તેને રજનીએ કે લવંગે કહ્યું જ નહોતું. અમરનાથનો રજની ઉપર પ્રેમ કલ્પો તો તે એવો વિશુદ્ધ કલ્પો કે વગર કહ્યે અમરે રજનીનું હૃદય જાણી લીધું અને રજનીનું ખરૂં ભલું કરવાનો માર્ગ એને કુદરતી થઇ ગયો. ખરા પ્રેમમાં બે પ્રેમીઓ વચ્ચે એક પ્રેમપાત્ર માટે સ્પર્દ્ધા હોઇ શકે શું? પ્રેમપાત્ર પોતે એ બેમાંથી જેનું પ્રેમી હોય તેને તે એ બીજો સમર્પણ કરી જ દે. અથવા તો રજની ઉપર અમરનાથનો પ્રેમ તેને પોતાની કરવી એ રૂપનો નહતો; રજની, લવંગલતા, અને શચીંદ્ર એ ત્રણે ઉપર એને મત્રીભાવ થયો અને એ ત્રણેના સુખનો માર્ગ એણે લીધો, એમ કલ્પો. એણે પોતાની મિલકત પણ શચીંદ્રને આપી દીધી અને ચાલ્યો ગયો. લવંગલતાને એના ઉપર ભાવ થવા માંડયો હતો તે વધી ગયો. એટલે સુધી વધ્યો કે તે પ્રેમ જ કહેવો પડે. અમરનાથના પાપનું આ પ્રમાણે સંપૂર્ણ નિવારણ થઇ તે લવંગલતાના ચિદાકાશમાં પણ નિષ્કલંક બન્યો. વાંસા ઉપરનો ડ્હામ નિર્જીવ થઇ ગયો. આ દેહ ઉપર તો—આ ભવમાં તો—એ ડ્હામ રહેવાનો જ, પણ તેથી શું? કેવળ રૂઢિજ્ઞાની લવંગલતાને તો આ અનુભવાતો ભાવ માયારૂપ હતો, શબ્દ પ્રમાણસિદ્ધ ભવપરંપરા જ સત્ય હતી. અમરનાથ ઉપરના પ્રેમાંકુરને પણ તેણે આવતા ભવ માટે જ સ્થાન આપ્યું. "લોકાંતરે હું તમને જ વરીશ," એ લવંગલતાનું છેલ્લું વાક્ય જોકે આર્ય ગૃહિણીની પાતિવ્રત્ય ભાવનાને લીધે એ વાકયમાં પણ તેને આ લોકના પતિ તરફ બેવફાદારીનો સ્પર્શ લાગતાં, એ વાક્ય તેણે અધુરૂંજ રાખ્યું.

કર્તાએ વાર્તાનું જે છેવટ આણ્યું છે તેમાં વિજયી પ્રેમના પ્રકાશની પાછળ કરૂણરસની છાયા રહેવા દીધી છે. પણ એ છાયામાંથી એણે લવંગલતાને તો આ પ્રમાણે ઉગારી લીધી છે. પોતાના વૃદ્ધ સ્વામી ઉપર પોતાની ભક્તિ સંપૂર્ણ છતાં

એ ભક્તિ તે પ્રેમ નથી, એ પ્રમાણેનો અસંતોષ કર્તાએ એના દિલમાં ઉત્પન્ન કર્યો છે, પણ તેની સાથે મારા પ્રેમને માટે અમરનાથ ખરેખરૂં લાયક પાત્ર છે અને અમારા બેનો પ્રેમસંયોગ લોકાંતરે થવાનોજ એ પ્રકારની પ્રતીતિ પણ લવંગલતાના દિલમાં ઉત્પન કરીને કર્તાએ એને અશાન્તિમાંથી ઉગારી લીધી છે પરંતુ અમરનાથને કર્તાએ કરૂણ રસની છાયામાં જ રહેવા દીધો છે. . અમરનાથને ખરી શાંતિના બે માર્ગ. ખુલ્લા હતાઃ લોકાંતરમાં શ્રદ્ધાળુનો માર્ગ; સ્ત્રીપુરૂષના કે વ્યક્તિ વ્યક્તિના સ્નેહને મોહ ગણતા પણ સાથે પ્રાણીમાત્ર પ્રતિ દરેક પ્રાણીની યોગ્યતા પ્રમાણે મૈત્રી અને મુદિતાના ભાવવાળી બંધુતા વિકસાવવા મથતા ખરા સંન્યાસીનો માર્ગ. પરંતુ આમાંથી પહેલો માર્ગ અમરનાથને લાયકનો નહોતો, અને બીજા માર્ગને—ખરા સંન્યાસને—અમરનાથ પોતે લાયક નહોતો

રજની શચીન્દ્ર પરણ્યાં. પછી જન્માધ રજની દેખતી થઇ, અને એમનું સંસારસુખ પૂર્ણ કલાએ વિલસ્યું. પ્રેમની આગળ વાતોન્માદ હાર્યો એટલુંજ નહિ પણ કુદરત પણ હારી ગઇ.

કોઇ કહેશે, જન્માધ તે વળી દેખતી થાય? લોકાંતર કેવા? વળી યોગનિદ્રા—આત્માની વિશ્વદષ્ટિ-તેમાંથી પ્રેમ-બીજારોપણ-તેમાંથી ઉન્માદ—અને પ્રેમપ્રાપ્તિથી ઉન્માદશાન્તિ-એક પછી એક ગપાટા જ હાકયા છે. અરે હરિ, વળી એમ પણ કહ્યુ છે કે જગતમાં છૂપો પ્રેમ જ ઘણો છે, અને એકનો બીજા ઉપર પ્રેમ છે એવી બીજાની પ્રતીતિ થતાં તેનો પણ પહેલા ઉપર પ્રેમ થાય એવો પ્રેમનો સનાતન નિયમ છે. આ સર્વ વિષે એટલું જ કહેવું બસ છે, કે આ બધું કે એમાનું કંઇયે એક પણ વાંચનાર માને એવો કર્તાને લેશ પણ આગ્રહ છે નહીં. આ વિષે એણે જે લખ્યું છે તે એને ન્યાયની ખાતર ધ્યાન દઇને વાચવું ઘટે છે. એને આગ્રહ એટલોજ છે કે જ્ઞાન અનંત છે, અને આપણા જાણવામા અમુક ચીજ આવી નથી માટે તે હોઇ શકે જ નહિ, એ તો દલીલ નહિ પણ કેવળ મિથ્યાલાપ છે. આનો પ્રતિવાદ થઇ શકે છે-ધારો કે અમુક ચીજ આપણા જાણવામાં આવી નથી, છતાં તે હોઇ શકે, માટે તે ખરી જ છે, એ પણ દલીલ નહિ પણ કેવળ, મિથ્યાલાપ છે. હશે નવલકથા કે તેનું ટુંકુ અવલોકન આવા ગંભીર વિષયોની ચર્ચા માટે ઘટતું સ્થળ નથી, એ અભિપ્રાયમાં તો આપણે સર્વ એકમત થઇ શકીશું.

બલવંતરાય કલ્યાણરાય ઠાકોર.

---

# સંસ્થાનોમાં સ્વરાજ્ય.

સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનો જેવું બંધારણ મેળવવું એ મૂળથીજ કૉંગ્રેસનો ઉદ્દેશ હતો. પણ પહેલાં તે દૂરના સ્વપ્ન જેવો—વર્ષો પછી મેળવવાના એક કીંમતી રત્ન જેવો જણાતો. સન ૧૯૦૫માં સમગ્ર હિન્દ એક છેડાથી બીજા છેડા સુધી અસંતોષથી ખળભળી રહ્યું અને સમુદ્રમંથનથી તરી આવેલાં રત્નની માફક પ્રજાના હૃદયના ઉંડાણુમાંથી ઘણા અમૂલ્ય અભિલાષો બ્હાર તરી આવ્યા. દેશભક્તિ અને સ્વદેશીની ભાવનાઓ જે નિયમથી ચોમેર ઉછળી રહી તેજ નિયમથી સ્વરાજ્યનું ગંભીર સંગીત સંભળાવા માંડયું. સંસ્થાનોના જેવું બંધારણ એટલે—સામ્રાજ્યમાં—સ્વરાજ્ય એ વાત દીવા જેવી સ્પષ્ટ થઈ અને હિન્દના દાદાએ કલકત્તાની રાષ્ટ્રપરિષદને સ્વરાજ્યનો મંત્ર આપ્યો.

તે પછી નવ વર્ષ પસાર થઈ ગયાં; પણ સ્વરાજ્યના ઠરાવ વિષે મતભેદથી સુરતની કોંગ્રેસ તૂટી ત્યાર પછી તે વિષે પહેલાંનો ઉત્સાહ જણાયો નહિ. યૂરોપનો વિગ્રહ શરૂ થયો ત્યારે એમ લાગ્યું કે બધી રાજકીય હીલચાલ બંધ કરવી પડશે. સદ્‌ભાગ્યે ક્ષુદ્ર સંકાઓથી ન ગભરાતાં મદ્રાસની પ્રજાએ ગયે વર્ષે કોંગ્રેસ ભરી અને લોર્ડ પેન્ટલૅન્ડની હાજરીથી સરકારની સંમતિ મેળવી. છતાં તે વખતે પણ કોના ખ્યાલમાં હશે કે એક વર્ષમાં ફરીથી રાજકીય ઉત્સાહ આખા દેશમાં ઉભરાશે અને સ્વરાજ્યની ગંભીર ચર્ચાથી વર્તમાનપત્રો તેમજ રાજમંડલો ગાજી રહેશે? સર વીલીયમ વેડરબર્ને સ્વરાજ્યની યોજના ઘડવા આવતી કોંગ્રેસને સૂચના કરી, તેજ અરસામાં એની બેસન્ટે ભાષણોથી અને વર્તમાનપત્રોથી પોતાની હીલચાલ શરૂ કરી, અને છેવટે દાદાભાઇના પ્રમુખપણાં નીચે "હોમ રૂલ લીગ" ની સ્થાપના બ્હાર પાડી, આ બનાવોથી એક પછી એક બધાં પાત્રોએ—કોઇએ જરા કચવાટથી તો બીજાએ જરા ઉત્સાહથી—તે સવાલની ચર્ચા કરવા માંડી છે. અને અત્યારે જો કોઇ સવાલ રાજકીય વાતાવરણમાં વધારેમાં વધારે આગલ પડતો હોય તો તે એજ છે કે સ્વરાજ્યની માગણી વિષે કોંગ્રેસ શો નિર્ણય કરશે?

આ વખતે જો કેટલાક સ્વરાજ્યની માગણીની યોગ્યતા વિષે જુસ્સાદાર ચર્ચાઓ કરે છે તો બીજા—પ્રમાણમાં થોડા વિચારકો, સંસ્થાનોના બંધારણના વિકાસનું મનન કરે છે. સંસ્થાનોના જેવું બંધારણ મેળવવાનો કોંગ્રેસનો મુળથીજ અભિલાષ હોવા છતાં, કેનેડા અને દક્ષિણ આફ્રીકા, ઓસ્ટ્રેલીયા અને ન્યુઝીલાંડની રાજકીય ઉન્નતિ કેવી રીતે થઇ એ વિષે પ્રમાણમાં નહિ જેવીજ ચર્ચા થએલી જોવામાં આવે છે. પણ હવે આપણે સાધ્યની વધારે સમિપમાં આવ્યા છીએ—એટલે સુધી કે સ્વરાજ્યની સંપૂર્ણ યોજના દોરવાને પણ આપણે તૈયાર થયા છીએ. આમ

સ્વતંત્ર બંધારણ માટે આપણે ઘણાજ વધારે તત્પર થયા છીએ તેથીજ આપણે વિચાર કરીએ છીએ કે સંસ્થાનોએ સ્વરાજ્ય કેવી રીતે મેળવ્યું?

આ પ્રશ્ન અમને અત્યારે ઘણોજ મહત્વનો લાગે છે અને અમને જોઇને ખેદ થાય છે કે તે વિષે થોડીજ પાયાદાર ચર્ચા નજરે પડે છે. સંસ્થાનો અને હિન્દ એક મહાન્ સામ્રાજ્યના છત્ર નીચે છે એટલે રાજકીય સંબંધને લીધે આપણે ત્હેના ઇતિહાસનો પરિચય મેળવવો જોઇએ. ત્હેણે જે સ્વરાજ્ય પ્રાપ્ત કર્યું છે તે આપણે પ્રાપ્ત કરવાનું છે, ને આપણે ઘણા જુદા સંયોગોમાં છતાં તેજ સામ્રાજ્યમાં પ્રાપ્ત કરવું છે એ વિચારથી પણ સંસ્થાનોના સ્વરાજ્યનો વિકાસ આપણે નીહાળવો જોઇએ. અને આ બેથી પણ વધારે અગત્યનું કારણ અમને એ જણાય છે કે જે કાયદેસર પદ્ધતિથી અને જે ઐતિહાસિક ક્રમથી ત્હેમણે સ્વરાજ્ય સંપાદન કર્યું છે તે આપણને પણ રાજકીય પ્રવૃત્તિમાં ઘણાં ઉપયોગી થઇ પડશે.

અત્રે દરેક સંસ્થાનનો ઇતિહાસ તપાસવાને બદલે તે ઇતિહાસના કેટલાક સામાન્ય મુદ્દા જોઇશું. પ્રથમ તો આપણને આશ્ચર્ય સાથે જણાય છે કે શરૂઆતમાં સંસ્થાનોનું બંધારણ હિન્દ કરતાં વધારે સારૂં ન હતું. ઇંગ્લંડનાજ પુત્રો પરદેશ પરવર્યા હતા છતાં ઇંગ્લંડ ત્હેના ઉપર સબળ અંકુશ મૂકવાને પ્રયત્નો કર્યા હતા. શરૂઆતમાં સંસ્થાનોની વસ્તી ઘણી ન્હાની હતી અને આસપાસનો પ્રદેશ ઘણો જંગલી હતો એટલે એક ગવર્નર અને ત્હેના નીમેલા સભાસદોનું મંડળ એજ આખા સંસ્થાન ઉપર રાજ્ય ચલાવવાને યોગ્ય જણાયાં હતાં. યુનાઇટેડ સ્ટેટ્સનો એકજ અપવાદ હતો કારણ કે ત્યાંના રહેવાસીઓ માતૃભૂમિના રાજકીય જુલમથી કાયર થઇ દુરદેશમાં વસ્યા હતા અને ત્હેમણે ઈંગ્લંડનાજ ધોરણ ઉપર પોતાની રાજ્યસંસ્થા ઉપજાવી હતી. અને આ સ્થિતિનો ગેરલાભ ઇંગ્લંડને ત્યારેજ જણાયો કે જ્યારે ત્હેણે પોતાના બાલકો ઉપર પોતાનો ઉન્મત્ત અધિકાર વાપરવા પ્રયત્ન કર્યો અને જ્યારે રણસંગ્રામમાં વિજય મેળવી તે હંમેશને માટે ઈંગ્લંડથી સ્વતંત્ર થયાં.

આ અણધાર્યા અકસ્માતથી ઇંગ્લંડને કંઇક બોધ મળ્યો, જો કે સંસ્થાનોને તાબેદારને બદલે પોતાના ભાગીદાર સમજતાં ત્હેને લગભગ એક સૈકો વધારે લાગ્યો. ઈ. સ. ૧૭૮૩ ના વર્ષની સંધીથી તેર મ્હોટાં સંસ્થાનો ઇંગ્લંડથી સ્વતંત્ર બન્યાં. ત્યાર પછી કેનેડાનો સવાલ ઇંગ્રેજો અને ફ્રેંચ લોકોની હરીફાઇથી ઘણો ગંભીર બન્યો, અને સન ૧૭૯૧ ના કાયદાથી ત્હેનું કામચલાઉ સમાધાન થયું. કેનેડાના બે ભાગ પાડવામાં આવ્યા, અને દરેક ભાગમાં એક "પાર્લામેન્ટ" સ્થાપવામાં આવી. દરેક પાર્લામેંટની બે શાખા હતી,-એક મ્હોટી જે લોકોના મતથી ચુંટાતી અને બીજી ન્હાની જે ગવર્નરની પસંદગીથી નીમાતી. ઓસ્ટ્રેલીઆ અને ન્યુઝીલાંડમાં આટલી પણ ઉદારતા ઘણી મોડી દાખલવામાં આવી-વિશેષ કરીને એટલા માટે કે ત્યાં વસવાટ જરા મોડો થયો અને વસ્તી જરા જુજ હતી. આમ ૧૮૩૦-૪૦ માં કેનેડામાં પાર્લામેન્ટની એક સભા લોકોથી ચુંટાતી હતી પણ ત્હેનો પ્રધાનમંડળ ઉપર અંકુશ ન હતો અને ઑસ્ટ્રેલીયામાં તો ગવર્નરના એકની

એક સભાના બધા સભાસદો સરકારથી નીમાતા હતા. તે વખતે બન્ને સંસ્થાનોમાં "સ્વરાજ્ય"ની હીલચાલ પૂરજોસમાં ઉત્પન્ન થઇ. આપણે ધ્યાનમાં રાખવું જોઇએ કે તે વખતે પણ કેનેડામાં બીજા રાજકીય અને આર્થિક સવાલો પ્રજામાં અસંતોષ ઉત્પન્ન કરતા હતા—જમીનના, પાદરીઓની બક્ષીસના ( Clergy reserves) વગેરે—જેનું લોર્ડ ડર્હામના રીપોર્ટમાં ઘણા વિસ્તારથી વર્ણન કરવામાં આવ્યું છે. બીજી પાસથી ઑસ્ટ્રેલીઆમાં સભાના બધા સભાસદો સરકારથી નીમાતા હતા તો પણ ઇંગ્લંડના સ્વાતંત્ર્યપ્રેમી બાલકોએ સ્વરાજયની મ્હોટી માગણી કરવાની હિંમત કરી. સંસ્થાનોના ઇતિહાસનો આ બીજો સિદ્ધાન્ત છે; અને બધા ન્હાના સુધારા મેળવ્યા પછી પગલે પગલે સ્વરાજયની માગણી કરવા ઈચ્છનાર ડાહ્યા રાજપુરૂષોએ ત્હેનું ખાસ મનન કરવાની જરૂર છે.

જે માગણી સંસ્થાનોએ કરી ત્હેને માટે જોરશેર હીલચાલ કરવાનો ત્હેમનામાં પ્રતાપ હતો. બાર છ મહિને એક ઠરાવ કરીને તેઓ સંતોષ પામતાં નહિ પણ વર્તમાનપત્રો તેમજ સભાઓમાં, સંસ્થાનમાં તેમજ ઈંગ્લંડમાં ત્હેનું પુષ્કળ મંથન કરતા હતા. વખતો વખત અસંતોષની પરાકાષ્ઠા આવતાં હુલ્લડ થતાં અને યુનાઇટેડ સ્ટેટ્સની યાદગીરી ઘણી તાજી હોવાથી ત્હેના કારણોની શોધખોળ માટે કમીટીઓ વારંવાર નોમવામાં આવતી. કેટલાંક સંસ્થાનોમાં પ્રજાથી ચુંટાએલી રાજસભાઓ પણ સ્થાપવામાં આવી. પણ ખરી રસાકસીનો પ્રસંગ ઈંગ્લંડની માફક સંસ્થાનોમાં પણ ત્યારેજ આવ્યો કે જયારે પ્રધાનમંડળ—અને તે દ્વારા સમગ્ર રાજ્ય ઉપર—પાર્લામેન્ટના અંકુશનો સવાલ આવ્યો ત્યારે. સંસ્થાનોએ અરજીઓ ઉપર અરજીઓ મોકલી અને ઘણીએ વાર હાર ખાધી. પણ જેમ સંસ્થાનોનું બલ ધીમે ધીમે વધતું ગયું તેમ બીજી પાસથી ઈન્ગ્લંડ પણ ઈ. સ. ૧૭૮૩ નું રહસ્ય વધારે ને વધારે સમજવા લાગ્યું અને પરિણામે જુદા જુદા સંયોગોમાં અને જુદે જુદે વખતે સઉ મ્હોટાં સંસ્થાનોએ સ્વરાજ્ય મેળવ્યું. સંસ્થાનોનો પછીનો ઇતિહાસ ત્હેનાં "યુનીયન" નો છે, જેની સાથે આપણે સંબંધ નથી.

આ અવલોકનમાંથી આપણને ઘણો બોધ મળી શકશે. જે સ્થિતિમાં ઘણાં સંસ્થાનો ૧૮૦૦ અને ૧૮૩૦ માં હતાં ત્હેનાથી આજે હિન્દ બહુ જુદી સ્થિતિમાં નથી. અને ત્હેમણે હિમ્મત અને દૂરદર્શિપણાથી સ્વરાજયની જેવી લડત ચલાવી હતી ત્હેવી આપણે પણ મચાવવાની જરૂર છે. ત્હેમને જેમ ન્હાના સવાલો ઉપર લક્ષ આપવાની ઘણી લાલચો હતી તેમ આપણને પણ હાલ છે. પણ સ્વાતંત્ર્યના જે અનિવાર્ય જુસ્સાથી ત્હેમણે આ લાલચોની અવગણના કરી સ્વરાજયનું નિશાન તાકયું હતું તેમ આપણે પણ કરવું જોઇએ. આજે હિન્દ એક રીતે આખા સામ્રાજયના દરબાર સમક્ષ ઉભું છે અને સૈકાઓની પરાધીનતા પછી તે શું માગવાની હિંમત કરે છે ને તરફ સહુની દૃષ્ટિ વળી છે. અને તે જેટલે અંશે સ્વરાજયની પ્રતાપી માગણી કરશે તેટલે અંશે સ્વાતંત્ર્ય મેળવવાની પોતાની લાયકાત જગતને તે બતાવશે.

ઈન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક.

# ગૂજરાતનો શ્રેષ્ઠ કવિવર.

. થોડા દિવસપર નવસારીથી હું મુંબાઇ આવતો હતો. ભોગજોગે મ્હને એક એકાન્ત ડબ્બો મળ્યો એટલે મ્હે નીરાંતે સૂવાનો વિચાર કર્યો અને માથા નીચે પોટલી મૂકી, બગાસું ખાઇ, પગ પસારવાની તૈયારી કરી-એટલામાં વલસાડ આવ્યું, અને એક સૂકકો, જરા આધેડ વયનો, જરા બાંયેથી થીગડાંવાલો કોટ પહેરેલો અને ફ્રેકસ બ્હાર ગયેલાં ચશ્માથી સુશોભિત ગૃહસ્થ ગાડીમાં આવ્યો. પહેલાં તો મ્હેં ત્હેની દરકાર કરી નહિં, પણ ત્હેનો વિચાર અજાણ્યા રહેવાનો હતો નહિં. તે બીજે ખૂણે બેઠો, ખાંસી ખાધી, તપખીર સુંઘી, પાન કરવા લાગ્યો, આંખ પર ચશ્મા ગોઠવ્યાં અને બોલ્યો "કેમ મીસ્તર! ક્યાં રહેવું?" "મુંબઇ" મ્હેં કહ્યુ અને મૂંગો રહ્યો. આગલી રાતે હું ચાર પાંચ દોસ્તો જોડે મોડે સુધી જાગ્યો હતો એટલે આંખો ઘેરાવા આવી હતી. પણ મ્હારા સાથીની જીભને કળ વળે એમ ન્હોતું. ત્હેણે પહેલાં એક ચોપડી કહાડી અને કાંઇ ગણગણવા માંડ્યું. મ્હે સૂતાં સૂતાં જરા ઉંચા થઇ જોયું તો 'કલાપીનો કેકારવ' દેખાયો. હવે સાચું પુછો તો હું જરા કવિઓનો ભકત છું, સાક્ષર થવાનો આકાંક્ષી છું એટલે મ્હારા અન્તરનો સાક્ષરી કીડો જરા ચળવળી ઉઠયો. મ્હને આ રસિક પુરૂષની ઓળખાણ કરવાનું મન થયું. પણ એટલામા તેમણે એક નોટબૂક કહાડી અને ઝપાટાબંધ કાંઇ લખ્યું, પછી પોટલીમાંથી બીજી ચોપડી કહાડી અને તેણે પાછું કાંઇ ગણગણવા માંડ્યું. મ્હે જરા નજર કરી જોયું તો રા. નરસિંહરાવનો "નૂપુરઝંકાર" શું કહું ? સંભળાયો કે દેખાયો ? દેખાયો. પછી પાછું એણે કાંઇ લખ્યું, અને તરત દયારમનાં કાવ્યો કહાડી ગણગણવા માંડ્યું. હું જરા દિંગ થઇ ગયો—કયું ગુપ્ત સાક્ષર રત્ન મ્હારે સદ્‌ભાગ્યે મ્હારો સાથ કરી રહ્યું છે તે પારખવા એકે પગે થઇ રહ્યો; એટલે કે હું સૂતેલો હતો તે બેઠો થઇ ગયો, અને સ્હામે બેઠેલી વ્યકિતની મુખરેખામાં કાંઇ અણદીઠી ભવ્યતા, કાંઇ અણસૂઝતી રસિકતા ખોળવા માંડી.

"આપ ક્યાં જાઓ છો ?" મ્હેં ડરતાં ડરતાં પૂછ્યું. મ્હેં હજુ આપણા કવિવરોને કોઇ વખત જોયા ન્હોતા એટલે આ કયો મહાસાક્ષર-કયો ગુર્જરગિરાનો લાડકવાયો હશે તે વિચારતાં મ્હારા ક્ષોભની સીમા રહી નહિ. "મુંબાઇ." આંખો ઉંચ કર્યા વિના, ચપ ચપ નોટમાં લખતાં મ્હારા સાથીએ કહ્યું.

"આપ ક્યાં ઉતરવાના છો ?"

ડાબો હાથ ચેતવણી દેવા ઉંચો કરી લેખકે મ્હને થંભાવ્યો. સરસ્વતિનો કાંઇ પ્રસાદ ત્હેની કલમના અણીમાંથી ઉતરતાં અટકી જાય તેવે ભયે મ્હેં અ ક ક્ષા દાબી જીભ પકડી ત ાગી રહ્યો—નોટ ઉંચી મુકી-ચશ્માં જરા ઠીક કર્યાં અને મ્હારા તરફ ફર્યા.

"ઓલો! મિસ્તર. માફ કરજો. શું પુછતા હતા?"

"જી? એટલુંજ કે આપ કોઇ લેખક જણાઓ છો?"

"જરા જરા પ્રભુપ્રસાદથી સરસ્વતિની સેવા બજાવું છું." આહાહા! શી ઉત્તમ નમ્રતા-ત્હેમની આંખમાં શું અતેરૂં તેજ!

"આપ કવિતા લખો છો?"

"થોડી ઘણી-અંવારનવાર." જરા મ્હોં મલકાવી, બે ત્રણ ખુટતા દાંતો શિવાયની ઠઠ દંતાવલી દેખાડતાં કવિએ કહ્યું. મ્હારી ઉત્કંઠા વધી. શી લાભદાયક તક, શો વાર્તાલાપનો રસદાયી પ્રસંગ, શો આત્મોન્નતિ પ્રાપ્ત કરવાનો સરળ માર્ગ! મ્હારી છાતી ઉછળી રહી.

"આપ કલાપી વિષે શું ધારોછો?" મ્હેં હિંમત રાખી વાત શરૂ કરવા માંડી. મ્હારા સાથીનું નરકોરૂં જરા મ્હડયું. ન્હાની આંખોમાં તિરસ્કારનાં કિરણો ફુટવા લાગ્યાં. "ઠીક છે. ખોટો નથી."

"ત્યારે રા. નરસિંહરાવ કેમ છે?"

"ઠીકઠીક."

"ત્યારે આપ રા. ન્હાનાલાલની નવી પનીલ્લિકા પસંદ કરતા હશો."

"બધા ઠીક છે. પણ પૂરો એકે નહિ."

"હં!" મ્હારો પીત્તો ઉકળી આવ્યો. શું આટલો તિરસ્કાર! મ્હારા મનની લાગણી ડગમગવા લાગી. "ત્યારે ત્હમે પૂરો-શ્રેષ્ઠ કોને કહો છો?"

"એ સવાલ જરા અંગત છે."

"કેમ?"

"શ્રેષ્ઠતા તમે કોને કહો છે? એક જાતની ટેવ પડી જાય એટલે તે પ્રમાણે ધસધસ કરવું તેનું નામ શ્રેષ્ઠતા? પચ્ચાશ વર્ષે એક રીતે લખ્યા કરી સારા કહેડાવવું તેમાં વડાઇ? એતો રસ્તાનો ચાલનાર પણ કરે." મ્હારા સાથીની વાત મ્હારે ગળે ઉતરી, ત્હેની બુદ્ધિ માટે માન વધ્યું, પાછો નમ્ર બની હું પુછવા બેઠો "પણ ત્યારે આપ શ્રેષ્ઠ કોને મૂકોછો?" "કવિમાં શ્રેષ્ઠતા વિચારવું કઠણ કામ છે. પણ ખરો કવિ તો કયારે કહેવાય કે દરેક કવિતાની પદ્ધતિમાં એકકો ગણાય, દરેક રસ એકજ રીતની સરળતાથી ઉભરાવે, દરેક ખૂબીઓને કલમની અણીપર ધારે."

"ખરૂં" વિદ્વત્તાના દરિયામાં ડબકાં ખાતાં મ્હેં કહ્યું "પણ આપે મ્હારા સવાલનો જવાબ નહિં આપ્યો."

"નથી આપતો કારણ કે જવાબ આપતાં શરમાઉછું." મ્હારા સાથીના કર ·બીવાળા મ્હોંપર શરમના શેરડા પડ્યા. મ્હને કાંઇ સમજ પડી. ગુજરાતના કે કવિશિરોમણિ તો મ્હારા સમક્ષ નહિ બેઠા હોય?

"ના! ના! કહો તો ખરા."

"શું કહુ? જુઓ કલાપિ મ્હોટો કવિ છે, નહિં? પણ ધારો કે કોઇ કલા જેવી પણ કવિતા લખે અને સાથે રા. નાનાલાલ જેવી પણ લખી શકે તો તે ક બન્નેથી શ્રેષ્ઠ ખરો કે નહિં?"

"જરૂર" જોરથી ડોકું ધુણાવી મ્હેં કહ્યું.

"વારૂ! ત્યારે ત્હેની સાથે તે માણસ દયારામની ગરબીઓને શરમાવે એ ગરબીઓ લખતો હોય તો"? "તો તે વળી તેથી એ શ્રેષ્ઠ."

'અને સાથે પ્રેમાનંદની પણ લઢણ લાવે ત્યારે."

"ત્યારે પુછવું જ શું? પણ ક્યાંથી લાવવો એવો કવિવર."

"સેવક આ રહ્યો," જરા મ્હોટાઈના ગર્વમાં, શરમની નરમાશમાં કવિરાજે કહ

"હેં" કહી હું ઉભો થઇ ગયો. આ કોણ? શું આ રા. નરસિંહરાવ રા. મણિશંકર કે કોઈ છુપું, સંતાતું ફરતું રત્ન!

"હજી આ સેવક. આ બધું હું કરી શકું છું, અને તેથી જ મ્હારી જાત હું નમ્રતાપૂર્વક શ્રેષ્ઠ કવિવર માનું છું. એટલું જ નહિં પણ આમાંથી કોઇપ કવિઓના જેવી સરસુદ્ધ કવિતા બનાવતાં રહેલાઇથી શીખવી શકું છું."

"શું ખરી વાત" અચંબાનાં દરિયાવમાં ગોથાં ખાતાં મ્હે બીચારે પુછ્યું "આ ક્યાં લખો છો?"

"ક્યાં? બધે; દરેક મ સિકમાં, દરેક અઠવાડીકમાં, દરેક દૈનીકમાં, દરેક જ્ઞાતિ પત્રમાં-જુદા જુદા મથાલા નીચે-જુદાં જુદાં તખલ્લુસ ઉપર."

"પણ આપનું નામ મ્હેં સાંભળ્યું નથી એ અજાયબ જેવું છે."

"કારણકે હું સર્વવ્યાપી છું. મ્હારા મિત્રો મ્હને અનારનવાર ઓરડરે લખી મોકલે છે; અને જોઇતી શૈલીમાં હું કવિતા મોકલી આપું છું. તે ઉપરાંત જુદ જુદી શૈલીમાં કવિતા લખવાની મ્હેં નીશાળ કહાડી છે.

"ક્યાં!" "હું તે નિશાળ પત્રવ્યવહારથી જ ચલાવું છું. અને કવિતા લખવાનુ શાસ્ત્ર મ્હેં એવું નિયમસર અને સાયંટીફીક પાયા ઉપર મુક્યું છે કે પંદર દિવસન મહેનતથી ગમે તેવો ગધેડો પણ સારામાં સારી ગુજરાતી કવિતા લખી શકે છે.'

હું આશાસાગરના ઉંચામાં ઉંચા મોજાં પર જઇને પડયો. કલ્પનાશક્તિના ઘોડા ચારે પગે ઉપડયા–આ મહાત્મા પાસે કવિતા કરવાનો મંત્ર શીખી કવિ બનું, ગામે ગામમાં મશહૂર થાઉં, ભવિષ્યની પ્રજાને માથે ઉપકારનો બોજો નાખું, ભવિષ્યના વિવેચકોને આ કાવ્ય મ્હારૂં છે કે મ્હારા કાકાનું વિગેરે પ્રશ્નોમાં અહોનિશ ગરકાવું! પણ એક સંશય રહ્યો.

"પણ! કવિતા કરવી એ તો ઇશ્વરની બક્ષિશ છે. પછી દરેક કેમ લખી શકે?"

"ભલા ભગવાન! એતો અસલી વિચાર; આતો સાયન્સના દિવસો છે. હાલની લડાઇએ બધી દુનિયાને તેની સીધી રેલપર ચ્હડાવી દીધી–સીસ્ટીમ–સીસ્ટમ! ઇશ્વરની બક્ષીસ એ તો મૂર્ખોના સ્વપ્નાં. બધાને સિસ્ટમ લગાડો તો ઇશ્વરને માટે સ્થાનજ ક્યાં છે?" હું ખુશ થયો, વાત મ્હને ઠીક લાગી.

"વારૂ! ત્યારે આપ મ્હને કાંઇ બે બોલ કહેશો? હું પણ કવિ થવાની આશા ધરાવું છું. ગુર્જર ગીરાની ચાકરી કરવા હોંસીલો છું."

"ઠીક! ત્યારે પહેલી ટેવ પાડવી હોય તો નાટકના ગાયન લેવાં અને તેના જેવાં લખવાં. હાલ આપણો રસ ઘણો વિકાસ પામ્યો છે એટલે ગદ્ય જેવું પદ્ય લખવું તેમાં જ મ્હોટાઇ છે. તેમાં નાટયશાસ્ત્ર સુધારવાના ભગિરથ પ્રયત્નો ચાલી રહ્યા છે. અને બે પાત્રો વારા ફરતી લીટીઓ બોલે એટલે માત્રાબાત્રાની પરવા રહેતી નથી. દાખલા તરીકે નીચેનો સંવાદ તેર વખત 'વંસમોર' થઇ મુંબાઇની રસિક અને રસજ્ઞ પ્રજાને પ્રિય થઇ પડયો છે. તે મ્હારો લખેલો છે.

"તમે કોણ છો?"

"હું રાણી."

"તમારૂં શું નામ–કેવું છે તમ ગામ–ક્યાંથી આવ્યાં આ ધામ–"

"હું આવી–પ્રીતિ લાવી–તમ મન 'ભાવી–વાહ–વાહ–વાહ. આહ! આહ! આહ!"

"હવે અંહિયા વાહ–! અને આહનો પ્રયોગ જોજો અને તેની ઝમકની કદર કરજો. શું સુંદર લાગે છે?" મ્હેં ડોકું ધુણાવ્યું "વારૂ પછી."

"હવે આ જાણે પ્હેલું પગથીયું. પછી આજકાલ દોહરા ચોપાઇ તો જુનાં થઇ ગયાં છે પણ કોઇ એક એવો સ્હેલો છંદ લેવો. કેટલાક ઉગતા કવિવરો હરિગીત વધારે પસંદ કરે છે કારણ કે વાતમાં પણ તે બનાવી શકાય છે.

"બેઠા હતો, હું તેજ વખને વાત ત્યાં, એવી થઇ."

જરા જરા. હરિગીતો બેચાર ગોખી કરી ત્હેની લય મગજમાં આવશે એટલે પછી બધું સ્હેલું લાગશે."

"પણ વિષય ક્યાંથી લાવવો?"

"શી ગાંડી વાત કરો છો? હજુ ત્હમે ઘણા જુના વિચારના છો. આજકાલ તો સ્વભા વકતા જોઇએ. એ મહાકવિ વર્ડઝવર્થના પ્રતાપ છે. જેમ પ્રસંગ નિર્જીવ તેમ કવિતા વધારે સુંદર. અને વિષયશૂન્યતા અને વિચારશૂન્યતા હોય તો તો શ્રેષ્ઠ છે. પણ શરૂઆતમાં તે લાવવી અઘરી પડશે. ત્રાટિકા ત્રિમાસિકમાં મ્હારો ફીફલાં (,વાંદા )નો હરિગીત જગવિખ્યાત છે."

મ્હને શરમ આવી. શું આવી જગવિખ્યાત વસ્તુથી પણ હું અજ્ઞાત છું? ધિક્કાર પડયો મ્હારા ભણતર અને જીવતરને.

"ત્હેની પહેલી લીંટી આમ હતી"

સૂનો હતો, શૈયામહિ ત્યાં આવિયું. એક ફીફલુ.

સ્ટેટના નામદાર મહારાજાએ તો નોકરોને સંબોધવા આ કાવ્ય મ્હોંડે રાખ્યું છે."

"હશે પછી."

"પછી હવે આપણે મ્હોટા કવિઓ તરફ વળીયે. આવા હરિગીત બનાવતાં આવડયાં એટલે તમે કવિતાશાસ્ત્રમાં ગ્રેજ્યુએટ થયા. પછી કલાપિ લ્યો. એનું કાવ્ય લખવું હોય તો ઘરમાં કોઇની સાથે લઢીને બેસો તો વધારે સારૂં લખાશે અને હમેશાં જુદા જુદા કવિઓના ખાસ શબ્દો હોય તેની એક નોટ બુક રાખવી, કે ત્હેના કાવ્ય લખતી વખતે તે શબ્દો સારી રીતે વાપરી શકાય. કલાપિના શબ્દોમાં જુઓ, ઇશ્ક, દિલ જીગર, સ્મરણાં, રડવું, આંસુ વિગેરે ઘણી વખત આવે છે. લખતી વખતે આ શબ્દો બેચાર વાર વાંચવાં, અને બને તો ગજલ જમાવવી. અને કલાપિ એવો છે કે પા કલાક વાંચો કે તેના જેવું લખવાની ધૂન લાગે.

'અરે મ્હારા હૃદયભવના, રહેશુ ખાપુ! રહે છાનુ.'

"શું આ લીટીમાં કેકારવના પડઘા પડી રહ્યા છે ખરા કની? અને કલાપિની ઢબમાં લખવાને વિષય આપવો નથી પડતો 'ઇશ્ક' અને "પ્રિયા" બેને પકડી રાખ્યાં કે બેડો પાર. બધા વિષયો ઘરડા થયા છે. આ વિષય કાંઇ દિવસ થયો છે?"

'નહિંતે, તે નહિં હોય તો કવિઓનો રોજગારજ કયાં રહે?"

"ખરેખર છે! શું સ્ટેશન આવ્યું? વાંદરા! હજુ ઘણો વખત છે. ઉભા રહો હું જરા બીડી ચેતાવી લઉં." કહી-કવિરાજે વાત કરવા માંડી. "જુઓ હવે આધુનિક કાવ્યો તરફ ફરીયે. લલિતની શૈલીમાં મ્હારી પૂર્ણતા અદ્ભુત છે. લાલિત્ય એ મ્હારી ખાસ મીલકત છે, અને ત્હેની હાલની ખુબી કાંઇ ન્યારીજ છે. એકજ શબ્દને આમ તેમ ગોઠવી જે કાવ્યમયતા લલિતનાં કાવ્યો પ્રસારે છે ત્હેની બરોબરી કોણ કરી શકે એમ છે? તેમાં હમણાં એ રીત પૂર્ણતાએ પામી છે; અને ખાસ કરીને માસિક પત્રોમાં લેખો નહિં હોય અને ઘણાં પાનાં દેખાડવાં હોય તેને બહુ રુચિકર લાગે છે કારણ કે આ કાવ્યની એક પણ લીટી ત્રણ શબ્દોથી વધની નથી. એક શબ્દ લ્યો. "દુખ્યું" હવે આપણે કાવ્ય કરીયે.

"હા—આ દુખ્યું.
શું શું દુખ્યું?
મુજ મન દુખ્યું" વિગેરે વિગેરે,

નહિતો નાટકનો એક રાગ લ્યો: ધારોકે "ગોવિંદ ગુણ ગાઉં રે." હવે મ્હારે આ રાગની કવિતા કરવી હોય તો આ રહી.

"બેઠા શું બેઠા બેઠારે, બેઠા, શું બેઠા, બેઠા"

શું રસ ઝરે છે?" મ્હેં તે વાત કબુલ રાખી—"પણ રા. ન્હાનાલાલ જેવાની શૈલી ઉતારવી સ્હેલી નથી."

"સાહેબ! હું ઘણો શરમાલ માણસછું. જો મ્હારામાં તે શકિત નહિં હોય તો શ્રેષ્ઠ કવિપર કહેવડાવવાનો કોઇ દિવસ દાવો કરૂં? રા. ન્હાનાલાલની કવિતા-પર તો મ્હારો કાબુ અપ્રતિમ છે. કારણ કે આજકાલ તેની કવિતાના ઓરડરો ઘણા આવે છે."

"ત્યારે તે કેમ લખાય? મ્હેં ઘણી માથાકુટ કરી પણ એવું લખાતું નથી."

"કારણ કે તમે મ્હારી પાસે શીખ્યા ન્હોતા. જુઓ એ કવિતા કરતાં પહેલાં તો ભાષને ઉંચી કરવી જોઇએ; ઉંચી કહેતાં ન્હાનાલાલીયા—મીઠી મધુરી; ઝમકતી, જીભને ચુંથાવની, બુદ્ધિને ગભરાવતી. એવા શબ્દોને ભેગા કરવા. કેટલાક શબ્દો વિના તો તે થાયજ નહિં. જુઓ પહેલાં "અનેરૂં" "રત્ન" મંજુલ" અને ખાસ કાને "ય" આ શબ્દો જ્યાં અને ત્યાં વાપરવામાંજ ખુબી છે. પછી બીજી પંકિતના શબ્દો પણ બહુજ ભેગા કરવાઃ-"મનુદેહ, સમાધિ, બ્રહ્મયોગ" વિગેરે.

"પણ મ્હને તત્વજ્ઞાન નથી આવડતું."

"ત્હેની શું ફીકર છે? તમ્હારે તે કવિતા બનાવવી છે કે તત્વજ્ઞાન સમજવું છે?"

"પણ સમજ્યા વગર કેમ વપરાય?"

"ભલા માણસ! જેમ સમજ્યા વગર વાપરો તેમજ તમ્હારી વિદ્વતાની વધારે કિંમત થાય. હવે જુઓ સાથે "ડ-ડા" ની પણ ભરતી રાખવી "ન્હાનકડું-લીલમડી-ભેંમલડી વિગેરે." હવે આ રસિક શબ્દોનો સમુચ્ચય ભેગો થયો કે ત્હમે અડધી મુશ્કલી જીતી; ત્હમે સજ્જ થયા—યુદ્ધમાં ઉતરવુંજ રહ્યું."

"તે કેમ કરવું, પણ?"

"તેને માટે પહેલાં વેણુઓ વાગે, ચાંદરણીઓ ચમકે, ફુલડાં વિણાય, એવા એવા સુરસ પ્રસંગો ખોળી રાખવા અને જો અંગ્રેજી પર કાબુ સારો હોય તો શેલી અને કીટ્સની કેટલીક ઉપમાઓ અને કલ્પનાઓ ભેગી કરી રાખવી કે ત્હેનો તરજુમો થાય અને કાવ્યની સમૃદ્ધિ વખણાય."

"પછી?"

"પછી બે રસ્તા છે. પહેલો રસ્તો તો એ છે કે એક કાગળ પર ગદ્યમાં એવા પ્રસંગનું, એવા શબ્દોથી સીંચેલું, એવી કલ્પનાઓથી કુદતું કાંઇ લખી નાખવું પછી

કાગળ લઈ એને સીધો ન ફાટે એમ, ફાડી બે કકડા કરવા. આમ કરવાથી તમ્હારી લીટીઓનું માપ વ્હેંચાઈ જશે, અને પછી તો ફક્ત જે પ્રમાણે કાગળ ફાડવાથી વાક્ય તુટ્યું હોય તેમજ લખી દેવું, એટલે રા. ન્હાનાલાલની જેવો સુરસિક કૃતિ તૈયાર થઈ. હવે બીજી રીત જરા કઠણ છે

"તે કેવી?"

"એક કાગળ લઈ જેમ સેત્રંજની બાજીના ખાનાં હોય એમ તેના પર પાડવા. આઠ ઉભા અને આઠ આડા ખાનાં પાડો તો ૬૪ ખાનાં થાય. પછી ગમે ત્યાં એક બે સવાલના ચિન્હ લખવાં. એ ૬૪ માંથી ગમે તે કોઇ ખાનામાં અનેરો, આલ્હાદ, કોયલ, ટહુકો, વેણું, મંજુલ રવ, પમરવું અને ચાર પાચ ય લખી નાંખવા. આ કર્યું કે બધી સામગ્રી તૈયાર થઇ. વાકયો પાંચ કે છ શબ્દોથી તો લાંબા કરવા અશાસ્ત્રીયજ છે એટલે બાકીના રહેલા ખાનામાં ઉપલા શબ્દોની જોડે કાનને રૂચીકર લાગે એવા શબ્દો ગોઠવી દેવા. એટલે તમ્હારી કવિતા તૈયાર થઇ ગઇ. એટલું ધ્યાનમાં રાખજો કે કાંઈ ને કાંઇ વિચિત્રતા તો રહે જ નહિ તો નકામા."

મ્હારા હર્ષનો પાર રહ્યો નહિં કવિ થઈ અમર નામ મેળવવાની મ્હારી આશા હવે પરિપૂર્ણ થશે એવી મ્હને ખાત્રી થઇ. મ્હારા ગુરૂ તરફ હું સાભાર નયને ફર્યો.

"પણ ત્યારે તમ્હે નામ સાથે શામાટે કાવ્યો નથી પ્રગટ કરતા? શામાટે અમર થવાના લ્હાવો ચૂકો છો?"

"કેટલાક પ્રસંગસર મ્હારે સ્મોલકૉઝ કોર્ટના બેલીફોથી છુપાતા ફરવું પડતું હતું. પણ હવે મ્હારો વિચાર શહેરમાં બ્હાર આવવાનો છે."

"ખરેખર! આપ બ્હાર આવશો તો ગુજરાતનો બેડો પાર થઇ જશે. અને પછી ગુર્જરી દેવીની શી ખુબી."

"હા! ગુર્જરી દેવી અદ્ભુત છે. સૌંદર્યભર્યા છે. જ્યારે જ્યારે સાહિત્ય મંદિરની હું કલ્પના કરૂં છું ત્યારે મ્હારૂં મન વ્યોમ ફોડી ક્યાંનું ક્યાં જતુ રહે છે."

"હા! જતું જ હશે."

"મ્હારી કલ્પનાના તેજસ્વી પ્રદેશમાં ગુર્જરીની સાહિત્યવાટીકા મ્હને હંમેશ દેખાય છે. ગુજરાતના કવિરત્નોને તેમાં હું નીરખી રહ્યો છું. આમ તેમ અનેક 'ઇશ્ક' અને 'હકની'ના ભક્તો દગ્ધદીલપર રાખ શોભાવી રખડતા હું ભાળુ છું. તે સુંદર વાડીને એક ખુણે એક મહુલીમાં લલીતને ગાતો જોઉં છું; એક ખુણે આંગાવાડીયામાં કોયલના ટહુકા સાથે તાન લગાવતી વેણ્યના વાહનથી કોઇ નૈષ્ઠિક બ્રહ્મચારિણીનું હૃદય પમરાવતા રા. ન્હાનાલાલ નજરે પડે છે; ત્રીજી તરફ સાહિત્ય લોકના પહેરવેશનું ગૈરત્ન ધારણ કરી રા. નરસિંહરાવ નૂપુર ઝંકારનો સિક રત્ન પ્રસારી રહ્યા છે. અહાહા શું સૌંદર્ય, શું ખુબી!

મ્હેં કવિરાજના ભવ્ય મ્હોડા સ્હામું જોયું—ત્હેના પ્રભાવની ભક્તિમાં લીન થયો. "પણ! આ વાટિકામાં આપનું સ્થાન ક્યાં?"

"મ્હારૂં-મ્હારૂં? આ ગૂર્જરીના પુત્રો મ્હારે મન બાલકો"—

"આંટરોડ! આંટરોડ." બ્હારથી બૂમ પડી.

બધો વિચાર છોડી હું મ્હારા પોટલાં ભેગાં કરવા ઉઠયો.

કવિઓના ચરણની રજ.

---

# વિશ્રાંતિગૃહની વ્યાપક અસર.

દિનપ્રતિદિન વિશ્રાંતિગૃહ આપણી નજરે એટલાં બધાં ચઢે છે કે વિશ્રાંતિગૃહ જોઇને ભાગ્યેજ કંઇ વિચાર જાગૃત થાય છે. જો કંઇ પણ વિચાર આવતો હોય તો એટલોજ કે અમુક વિશ્રાંતિગૃહ સારૂં છે અને અમુક સારૂં નથી. ભલે વિચાર જાગૃત થાય યા ન થાય પણ સમયને અનુસરીને, અગર પાશ્ચાત્ય રીત રીવાજોના અનુકરણને પ્રભાવે ઉત્પન્ન થએલી આ સંસ્થાઓ વર્તમાન કાળમાં તો છેજ અને દૂરના ભવિષ્યમાં રહેશે એવી કલ્પના અસ્થાને નહિ ગણાય. દેશમાં જે સંસ્થાનું ભવિષ્ય, જન્માક્ષર અને જોશીની મદદ સિવાય જોઈ શકાય છે, તે સંસ્થાની સારી નરસી અસર પર વિચાર કરવામાં વાચક વર્ગની વિશ્રાંતિનો ભંગ નહિ થાય એમ ધારી આ લેખ લખ્યો છે.

મુંબઇ કલકત્તાં જેવા શહેરમાં વિશ્રાંતિગૃહની જરૂર પ્રથમ જણાય અને તેના આઘાત પ્રત્યાઘાત તરીકે આવાં ગૃહ ત્યાં પ્રથમ દર્શન દે એ સ્વાભાવિક છે જ્યાં જાગી પરવારીને ઘેરથી નિકળ્યા પછી છેક પાછા ફરતાં સુધી, વેપારી તેમ જ નોકરને, શેઠને તેમ જ ગુમાસ્તાને, શ્રીમંતને તેમજ ગરીબને કામજ પહોંચ્યા કરે છે, જ્યાં વખતની કીંમત નાણા કરતાં પણ વિશેષ ગણાય છે, જ્યાં રહેવાના સ્થળ અને કામ કરવાના સ્થળ વચ્ચે બહુ અંતર હોય છે ત્યાં વિશ્રાંતિની વધારે જરૂર જણાય અને ઘેર જવાનું અનુકુળ ન હોય ત્યાં વેપારી દષ્ટિથી આવાં વિશ્રામસ્થાન ઉભાં થાય એ દેખીતું છે.

શરૂઆતમાં આવાં સ્થળનો ઉપયોગ બહુ જુજ થતો હશે પણ દેખાદેખીથી એમાં વધારો થાય છે. મનુષ્યના વિચારમાં ફેરફાર કરનાર મોટી શકિત અનુકુળતા છે.

સમાજને જે અનુકુળ હોય છે. તેને માટે રસ્તા નિકળે છે. પાણી અપવિત્ર થાય એમાં સમાજને બહુ અડચણ નથી નડતી; પણ ઘી દુધ અપવિત્ર થતું હોય તો તે બીલકુલ ફાવે નહિ. કપડાં પહેરીને ભૂલમાં અંત્યજને અડકી જવાય તો પાઘડી મુસલમાનને અડકાડયાથી પવિત્ર થઇ શકે; પણ ધોતીયું તો પલાળવુંજ જોઇએ. જે અનુકુળતા શોધવાની દૃષ્ટિએ આ અને આવા રસ્તા શોધી કહાડયા તેજ દૃષ્ટિને એમ જણાયું કે ઘરમાં જમની વખત આપણાથી ઉતરતી પંક્તિના માણસને અડકી શકાય પણ વિશ્રાંતિગૃહમાં તેમ કરવામાં કાંઇ બાધ નથી.

ઉપર જણાવેલા આચારવિચારમાં ફેરફાર એ, વિશ્રાંતિગૃહની સમર્થ અસરમાં ગણાવી શકાય. સુધારકો ભાષણ કરીને કે લેખ લખીને નાનજાતના ભેદ તોડવા પ્રયત્ન કરે છે. આર્યન બ્રધરહુડે આ વિચારને આચારમાં મુકી એક પગલું વધારે ભરવા પ્રયાસ કર્યો પણ જય ન મળ્યો; છતાં વિશ્રાંતિગૃહો એ કાર્ય કરવામાં વિજયી નીવડયાં. સમાજને વિચાર કરવાનો મિથ્યાશ્રમ ન આપતાં વિશ્રાંતિગૃહોએ તેનો આચાર ફેરવ્યો, અને પોતાની સગવડની ખાતર ધીમે ધીમે સમજી રહેણે તે સ્વીકાર્યો. જુના વિચારને મરડી નાંખવાનું કાર્ય ન કર્યું પણ અનાયાસે એ વિચારને વાળવાનું કાર્ય કર્યું. પચીશ વર્ષ પહેલાં બ્રાહ્મણ તિરસ્કારની નજરથી પોતાનાથી ઉતરતી કોમ પ્રત્યે જોતા હતા; પણ તે ઉપદેશ વિના વિશ્રાંતિગૃહોએ ભૂલાવ્યું.

વિશ્રાંતિગૃહના આ કાર્યને જુના વિચારના મનુષ્યો અનાચારનું નામ આપી ધર્મ ભ્રષ્ટ કરનારૂં સ્થાન ગણે એ સ્વભાવિક છે, પણ એમની દ્વારા થએલી એક અણધારી સેવાને તો જુના તેમજ નવા વિચારના સૌ કોઇ સ્વીકારી શકે તેમ છે. આઠ દશ કલાકની સખ્ત મહેનત કર્યા પછી મજુરોને આનંદનું સ્થળ આપી દારૂ પીવાના દુર્ગુણમાંથી મુક્ત કરવાનું કાર્ય આપણા વિશ્રાંતિગૃહોએ કર્યું છે—આ દુર્ગુણમાંથી વિશ્રાંતિગૃહે બધાને બચાવ્યાં એમ કહેવાનો ઉદ્દેશ નથી પણ સોમાં પાંચને નિર્દોષ આનંદ આપી ખોટે રસ્તે જતાં અટકાવ્યા હોય તો તે ઉપયોગી કાર્ય કર્યું એમ કહેતા ખમચાવું એ ઉદારતાની ન્યૂનતા બતાવે છે.

આ ઉપરાંત વિશ્રાંતિગૃહો પૈસાદાર અને ગરીબને સરખા હક્કથી માણવાનું સ્થાન છે એ વિચાર કરીશું તો તેની પ્રજાકીય (democratic) અસર તરતજ જણાશે.

ઇંગ્લેંડનાં પ્રખ્યાત કોફી હાઉસની યોગ્યતાનો અંશ આપણા વિશ્રાંતિગૃહમાં નથી છતાં લોકશિક્ષણમાં તેની અસર (educational influence) કંઇક અંશે છે—ગરીબ બિચારા મજુરને દુનિયાનું ભાન નહિ હોય તે પણ ચાલુ મહાભારત યુદ્ધના બે બોલ પ્રસંગોપાત્ત ત્યાંથી સાંભળતો હશે.

એતો ઠીક, પણ હજી બીજી બાજુ જોવાની બાકી રહી છે. વિશ્રાંતિગૃહે જેમ સારી અસર કરી છે તેમ ખોટી પણ કરી છે. ધર્મને નામે રહેલી સ્વચ્છતાને આપણે તિલાંજલી આપી અને વૈદિક નિયમ પ્રમાણે રાખવી જોઇતી સ્વચ્છતા આપણામાં પ્રવેશ થવા પામી નહિ. પાશ્ચાત્ય અનુકરણમાં આપણે હંમેશ ભુલ

# નોંધ.

---

## હિન્દ—એક પાપ.

હિન્દમાં અશાન્તિ અને ક્વચિત્ રાજદ્રોહ ઉત્પન કરવામાં હિન્દના આગેવાનો કરતાં "કોન્ઝર્વેટીવ" પક્ષના વિચાર અને રાજનીતિએ વધારે ભાગ ભજવ્યો છે એ સૌ કોઇ જાણે છે. પણ જ્યારે લડાઇ શરૂ થઇ અને હિન્દે માણસો અને પૈસા ઇંગ્લંડની સહાયમાં મૂકયા ત્યારે તો એમ માનવામાં આવ્યું કે હિન્દને હવે સામ્રાજ્યમાં વિશ્વાસુ તાબેદારની નહિ પણ સરખા ભાગીદારની પદવી આપવામાં આવશે. આ આશા ઇંગ્લંડનાં કેટલાંક પત્રોનાં લખાણોએ મજબૂત કરી હતી અને સામ્રાજ્ય પરિષદમાં હિન્દના પ્રતિનિધિ મોકલવાનો ઠરાવ વડી ધારાસભામાં સ્વીકારાયો તેથી પણ તે પાકી થઇ હતી. પણ આજે એક મ્હોટી શોધ થઇ છે; કારણ કે તે જ ઠરાવ ઉપર ટીકા કરતાં મોર્નીંગ પોસ્ટ જે—લંડનમાં કૉંઝર્વેટીવ પક્ષનું એક સત્તાદાર પત્ર છે તેણે અક્કલ અને વિવેકની બધી સીમાઓને ઓળંગીને આપણા દેશ માટે અપમાન અને તિરસ્કારના એવા અનિષ્ટ શબ્દો લખ્યા છે કે જે દરેક સ્વાભિમાની હિન્દીના હૃદયમાં ક્રોધની આગ જગાવે. તે લખે છે કે:—**ઉત્સાહી સામ્રાજ્યભકતની દૃષ્ટિથી હિન્દુસ્થાન હમેશાં એક સડા જેવું—સ્પષ્ટ રીતે કહીએ તો એક પાપ જેવું લાગ્યું છે.**

આ ટીકા નથી પણ તિરસ્કાર છે અને તિરસ્કાર સ્હામે દલીલો આપવાની જરૂર નથી. ગાંડા માણસોને હમેશાં ત્હેમની ઇસ્પીતાલમાં જ પૂરી રાખવાં જોઇએ; પણ જ્યારે તેઓ એવા શબ્દો ઉચ્ચારે કે જેથી બે દેશ વચ્ચે સંબંધ—અને તે પણ એક અણીને વખતે—વિષમય બને ત્યારે તો ત્હેમના મ્હોં ઉપર તાળું મારવાની જરૂર પડે. "મોર્નીંગ પોસ્ટે" પોતાના મૂર્ખ પ્રલાપથી આ દેશના લોકો ઉપર ઘણી જ માઠી અસર કરી છે—એટલે સુધી કે તે પત્રના જેવા વિચારો ઇંગ્લંડના ઘણાં ભાગોમાં પ્રચલિત હોવાની શંકા ત્હેમને ઉત્પન્ન થઇ છે. એ લેખનું વિષ વધારે પ્રસરે તે પહેલા ત્હેનો પ્રસાર સરકારે બંધ (proscribe) કરી દેવાની જરૂર છે.

## હિન્દની રાજભકિત.

સામ્રાજ્ય પરિષદમાં દાખલ થવાના હિન્દના હક વિષે મોર્નીંગ પોસ્ટ લખે છે કે:—

સામ્રાજ્યને ખાતર હિન્દે જે રાજભકિત દર્શાવી છે અને જે આત્મભોગ આપ્યો છે ત્હેના આધાર ઉપર આ દલીલ કરવામાં આવશે. પણ રાજભકિત તો ખરેખર લશ્કરની જ છે—જે વર્ગ રાજપુરુષો કરતા ઘણો જુદો છે—અને આત્મભોગના દાખલા જડવા મુશ્કેલ છે. લડાઇ શરૂ થઇ તે પછી હિન્દના ઘણા જીલ્લા કરમાં

એક પાઇનો પણ વધારો કરવામાં આવ્યો નથી. રાજભક્તિ—એક અપવાદ સિવાય સુપ્રસિદ્ધ જ છે. દેશી રાજ્યો જે આ બાબતમાં પુરેપુરાં સ્વતંત્ર હતાં ત્હેમણે દરેક બનતી રીતે પોતાના શહેનશાહને અને બ્રીટીશ રાજ્યને પોતાની ઇચ્છાથી જ મદદ આપી છે. આ ખરેખર યાદ રાખવું જ જોઇએ અને છેવટે સામ્રાજ્યની સભામાં કોઇ હિન્દી નીમાય અને તે પણ કોઇ બંગાળી બાબુને ચુંટી કાઢવામાં આવશે તો ઘણીજ હાંસી થશે.

આ શબ્દો પણ જેટલા તિરસ્કારથી તરબોળ છે તેટલા જ તદ્દન અસત્ય છે વડી ધારાસભામાં અને બીજાં પ્રસંગોએ વાઇસરોય સુદ્ધાંત હિન્દના ઉંચામાં ઉંચા અમલદારોએ હિન્દની રાજભક્તિની પ્રશંસા કરી છે તે પછી આ લખાણ તરકટી અને કૃતઘ્ની કહેવું પડે. અને છેવટનાં વાક્યમા બંગાળી બાબુને જે ટકોર લગાવી છે તે ઘણીજ હલકી અને બેશરમ છે.

## સામ્રાજ્યનું સંધાણ.

હિન્દના ઉપર તિરસ્કાર વર્ષાવતાં મોર્નીંગ પોસ્ટે આખા સામ્રાજ્યનો વિશાળ વિચાર કરવાનો પ્રયત્ન કર્યો છે. તે લખે છે કે —

એ મ્હોટા તાબેદાર દેશની અગવડભરેલી હાજરી ન હોત તો અત્યાર સુધીમાં આપણે સામ્રાજ્યની એકતા વધારે પ્રમાણમાં સાધી હોત; પણ **કાળી ચામડીના માણસોનો આ દેશ, ગોરાઓની જ્યાં હાક વાગતી હોય ત્હેવાં સંસ્થાનો સાથે સંબંધથી કેમ જોડાઇ શકે !**

શું આ અમીરી પત્ર એમ સૂચવે છે કે સામ્રાજ્યમાં હિન્દ પૂરેપૂરું સંકળાઇ શકશે નહિ અને ત્હેનો અને સંસ્થાનોનો સંબંધ હમેશાં કાચોજ રહેવાનો ? જે વખતે હિન્દને સામ્રાજ્ય સાથે વધારે સારી રીતે જોડવાનો પ્રયત્ન કરવામાં આવે છે અને તે સંબંધના સારામાં સારા લાભ સામ્રાજ્યને મળે છે તે વખતે ,આવા કમઅક્કલ વિચારો કેમ જણાવવામાં આવ્યા હશે એ અમને સમજાતું નથી. અમને ધાસ્તી લાગે છે કે આવા વિચારો વારંવાર ઇંગ્લંડમાં દર્શાવવામા આવશે તો તેથી જે રાજદ્રોહી લોકો હિન્દને ઇંગ્લંડથી સ્વતંત્ર કરવા માગે છે ત્હેને ઘણું ઉત્તેજન મળશે. આગળ જતાં તે પત્ર હિન્દ અને સંસ્થાનોને એક બનાવવાનાં સાધનોનો વિચાર કરે છે. પણ ખરેખર ત્હેનું લખાણ તે ભેદ પૂરવાને બદલે વધારે એવું જ છે.

## મી. ચેમ્બરલેનનો અવિવેક.

એક પત્રકારના ગાંડપણની સાથે આપણ હિન્દી વજીરના એક અવિવેકની નોંધ લેવાનું પણ અમારૂં કર્તવ્ય છે હિન્દમાં આ કેળવણીનો પ્રસાર વધારવા માટે એક મ્હોટો ખરડો ઈંગ્લંડના આપણા મિત્રોએ હિન્દી વજીરને મોકલ્યો છે અને મીસીસ ફ્રોસેટની આગેવાની નીચે એક "ડેપ્યુટેશન" ત જ સંબંધમાં મી ચેમ્બરલેનને મળનાર છે એમ આપણે સાંભળ્યું ત્યાર આપણે ઘણી આશાઓ રાખી હતી. પણ મી.

# નોંધ.

## હિન્દ—એક પાપ.

હિન્દમાં અશાન્તિ અને ક્વચિત્ રાજદ્રોહ ઉત્પન કરવામાં હિન્દના આગેવાનો કરતાં "કૌન્ઝર્વેટીવ" પક્ષના વિચાર અને રાજનીતિએ વધારે ભાગ ભજવ્યો છે એ સૌ કોઇ જાણે છે. પણ જ્યારે લડાઇ શરૂ થઇ અને હિન્દે માણસો અને પૈસા ઇંગ્લંડની સહાયમાં મૂકયા ત્યારે તો એમ માનવામાં આવ્યું કે હિન્દને હવે સામ્રાજ્યમાં વિશ્વાસુ તાબેદારની નહિ પણ સરખા ભાગીદારની પદવી આપવામાં આવશે. આ આશા ઇંગ્લંડનાં કેટલાંક પત્રોનાં લખાણોએ મજબૂત કરી હતી અને સામ્રાજ્ય પરિષદમાં હિન્દના પ્રતિનિધિ મોકલવાનો ઠરાવ વડી ધારાસભામાં સ્વીકારાયો તેથી પણ તે પાકી થઇ હતી.. પણ આજે એક મ્હોટી શોધ થઇ છે; કારણ કે તે જ ઠરાવ ઉપર ટીકા કરતાં મોર્નીંગ પોસ્ટ જે—લંડનમાં કૉંઝર્વેટીવ પક્ષનું એક સત્તાદાર પત્ર છે તેણે અક્કલ અને વિવેકની બધી સીમાઓને ઓળંગીને આપણા દેશ માટે અપમાન અને તિરસ્કારના એવા અનિષ્ટ શબ્દો લખ્યા છે કે જે દરેક સ્વાભિમાની હિન્દીના હૃદયમાં ક્રોધની આગ જગાવે. તે લખે છે કે:—**ઉત્સાહી સામ્રાજ્યભકતની દૃષ્ટિથી હિન્દુસ્થાન હમેશાં એક સડા જેવું—સ્પષ્ટ રીતે કહીએ તો એક પાપ જેવું લાગ્યું છે.**

આ ટીકા નથી પણ તિરસ્કાર છે અને તિરસ્કાર સ્હામે દલીલો આપવાની જરૂર નથી. ગાંડા માણસોને હમેશાં ત્હેમની ઇસ્પીતાલમાં જ પૂરી રાખવાં જોઇએ; પણ જ્યારે તેઓ એવા શબ્દો ઉચ્ચારે કે જેથી બે દેશ વચ્ચે સંબંધ-અને તે પણ એક અણીને વખતે-વિષમય બને ત્યારે તો ત્હેમના મ્હોં ઉપર તાળું મારવાની જરૂર પડે. "મોર્નીંગ પોસ્ટે" પોતાના મૂર્ખ પ્રલાપથી આ દેશના લોકો ઉપર ઘણી જ માઠી અસર કરી છે—એટલે સુધી કે તે પત્રના જેવા વિચારો ઇંગ્લંડના ઘણાં ભાગોમાં પ્રચલિત હોવાની શંકા ત્હેમને ઉત્પન્ન થઇ છે. એ લેખનું વિષ વધારે પ્રસરે તે પહેલા ત્હેનો પ્રસાર સરકારે બંધ (proscribe) કરી દેવાની જરૂર છે.

## હિન્દની રાજભક્તિ.

સામ્રાજ્ય પરિષદમાં દાખલ થવાના હિન્દના હક વિષે મોર્નીંગ પોસ્ટ લખે છે કે:-

સામ્રાજ્યને ખાતર હિન્દે જે રાજભક્તિ દર્શાવી છે અને જે આત્મભોગ આપ્યો છે ત્હેના આધાર ઉપર આ દલીલ કરવામાં આવશે. પણ રાજભક્તિ તો ખરેખર ફરજની જ છે-જે વર્ગ રાજપુરુષો કરતા ઘણો જુદો છે-અને આત્મભોગના દાખલા જડવા મુશ્કેલ છે. લડાઇ શરૂ થઇ તે પછી હિન્દના ઘણા જુજ કરમાં

એક પાઇનો પણ વધારો કરવામાં આવ્યો નથી. રાજભક્તિ—એક અપવાદ સિવાય સુપ્રસિદ્ધ જ છે. દેશી રાજ્યો જે આ બાબતમાં પુરેપુરાં સ્વતંત્ર હતાં ત્હેમણે દરેક બનતી રીતે પોતાના શહેનશાહને અને બ્રીટીશ રાજ્યને પોતાની ઇચ્છાથી જ મદદ આપી છે. આ ખરેખર યાદ રાખવું જ જોઇએ અને છેવટે સામ્રાજ્યની સભામાં કોઇ હિન્દી નીમાય અને તે પણ કોઇ બંગાળી બાબુને ચુંટી કાઢવામાં આવશે તો ઘણીજ હાંસી થશે

આ શબ્દો પણ જેટલા તિરસ્કારથી તરબોળ છે તેટલા જ તદ્દન અસત્ય છે વડી ધારાસભામાં અને બીજા પ્રસંગોએ વાઇસરોય સુદ્ધાંત હિન્દના ઉંચામાં-ઉંચા અમલદારોએ હિન્દની રાજભક્તિની પ્રશંસા કરી છે તે પછી આ લખાણ તરકટી અને કૃતઘ્ની કહેવું પડે. અને છેવટનાં વાકયમા બંગાળી બાબુને જે ટકોર લગાવી છે તે ઘણીજ હલકી અને બેશરમ છે.

## સામ્રાજ્યનું સંધાણ.

હિન્દના ઉપર તિરસ્કાર વર્ષાવતાં મોર્નીંગ પોસ્ટે આખા સામ્રાજ્યનો વિશાળ વિચાર કરવાનો પ્રયત્ન કર્યો છે. તે લખે છે કે.—

એ મ્હોટા તાબેદાર દેશની અગવડભરેલી હાજરી ન હોત તો અત્યાર સુધીમાં આપણે સામ્રાજ્યની એકતા વધારે પ્રમાણમાં સાધી હોત; પણ **કાળી ચામડીના માણસોનો આ દેશ, ગોરાઓની જ્યાં હાક વાગતી હોય ત્હેવાં સંસ્થાનો સાથે સબંધથી કેમ જોડાઇ શકે!**

શું આ અમીરી પત્ર એમ સૂચવે છે કે સામ્રાજ્યમાં હિન્દ પૂરેપૂરૂં સંકળાઇ શકશે નહિ અને ત્હેનો અને સંસ્થાનોનો સંબંધ હમેશાં કાચોજ રહેવાનો? જે વખતે હિન્દને સામ્રાજ્ય સાથે વધારે સારી રીતે જોડવાનો પ્રયત્ન કરવામાં આવે છે અને તે સંબંધના સારામાં સારા લાભ સામ્રાજ્યને મળે છે તે વખતે આવા કમઅક્કલ વિચારો કેમ જણાવવામાં આવ્યા હશે એ અમને સમજાતું નથી. અમને ધાસ્તી લાગે છે કે આવા વિચારો વારંવાર ઇંગ્લંડમાં દર્શાવવામાં આવશે તો તેથી જે રાજદ્રોહી લોકો હિન્દને ઇંગ્લંડથી સ્વતંત્ર કરવા માગે છે ત્હેને ઘણું ઉત્તેજન મળશે. આગળ જતાં તે પત્ર હિન્દ અને સંસ્થાનોને એક બનાવવાનાં સાધનોનો વિચાર કરે છે. પણ ખરેખર ત્હેનું લખાણ તે ભેદ પૂરવાને બદલે વધારે એવું જ છે.

## મી. ચેમ્બરલેનનો અવિવેક.

એક પત્રકારના ગાંડપણની સાથે આપણે હિન્દી વજીરના એક અવિવેકની નોંધ લેવાનું પણ અમારૂં કર્તવ્ય છે હિન્દમાં સ્ત્રી કેળવણીનો પ્રસાર વધારવા માટે એક મ્હોટો ખરડો ઈંગ્લંડના આપણા મિત્રોએ હિન્દી વજીરને મોકલ્યો છે અને મીસીસ ફોસેટની આગેવાની નીચે એક "ડેપ્યુટેશન" તે જ સંબંધમા મી ચેમ્બરલેનને મળનાર છે એમ આપણે સાંભળ્યું ત્યારે આપણે ઘણી આશાઓ રાખી હતી. પણ મી.

ચેમ્બરલેને એ "ડેપ્યુટેશન" ને જે અવિવેકી ઉત્તર વાળ્યો તે નિરાશાજનક છે એટલું જ નહિ પણ અપમાનકારક છે. સ્ત્રીકેલવણી વિષે પોતાની સહાનુભૂતિ દર્શાવ્યા પછી ત્હેમણે જણાવ્યું કે:—

આ સવાલના નિરાકરણ માટે ઘણી જ બૂમ હિન્દમાં હોવાનો દાવો અરજી કરનારાઓએ કર્યો છે. પણ "નેટીવ" (દેશી) પ્રજાને સુલભ કંઇ પણ દિશામાં એવી કોઇ માગણી પોતે જોવાને અસમર્થ હતા. આવી હીલચાલ લંડનમાં નહિ પણ હિન્દમાંજ ઉત્પન્ન થવી જોઇએ. કમીટી નીમવાની પોતાને જરૂર લાગતી નથી. એ અરજી હિન્દની સરકારને વિચાર કરવા માટે મોકલવામાં આવશે. વળી, કેલવણીનું ખાતું પહેલીજ વાર એક "નેટીવ" ને સોંપવામાં આવ્યું છે. આથી કરીને તે પોતે શી સૂચનાઓ કરે છે ત્હેની રાહ જોવાની જરૂર છે.

મી. ચેમ્બરલેનને ખબર છે કે હિંદના વતનીઓને 'નેટીવ'નું નામ આપવાથી ત્હેમના અન્તકરણમાં ક્રોધ અને અપમાનની માગણીઓ ભભુકે છે અને જો જાણતા હોય તો આવા અનિષ્ટ શબ્દોનો આવે વખતે ઉપયોગ કરવામાં ત્હેમને શું લ્હાણું સમજાય છે? ત્હેમને કમીટીનો ઘણો ખર્ચ લાગતો હોય તો કંઇ નહિ. પણ ત્હેની સાથે આવા અસહ્ય શબ્દો કવખતે વાપરવા એ દાના રાજપુરૂષનું લક્ષણ નથી.

સ્ત્રીકેલવણીની હીલચાલ લંડનમાંજ થઈ અને હિન્દમાં ત્હેની માગણી નથી એ ઉદ્ગારો મી. ચેમ્બરલેનનું હિન્દ વિષે ગાઢ અજ્ઞાન સૂચવે છે. આજકાલ હિન્દીઓ સરકારને અરજીઓ કરવા કરતાં ઘણી વખત વર્તમાનપત્રો અને ભાષણોદ્વારા પોતાની માગણીઓ દર્શાવવાનું પસંદ કરે છે અને જો મી. ચેમ્બરલેન આજનાંજ નહિ પણ ઘણાં વર્ષોથી હિન્દનાં પત્રો વાંચતા હોત તો સ્ત્રીકેલવણી વિષે પ્રસરેલી તીવ્ર લાગણીઓનું ત્હેમને ભાન થાત. તેમજ જો આ દેશમાં થતાં ભાષણો અને ચર્ચાઓ કોઈ ભુંગળાથી મી. ચેમ્બરલેનને છ હજાર માઇલને અંતરે સંભળાવી શકાત તો ત્હેમના કાન સ્ત્રીકેલવણીના વિચારોથી બ્હેર પણ મારી જાત. અસ્તુ. જે સ્વયંસિદ્ધ છે ત્હેના ઉપર વધારે લંબાણની શી જરૂર!

હિન્દી વજીરને નહિ પણ હિન્દની સરકારને આ અરજી મોકલવી જોઇએ એ વિચારમાં પણ ઘણી કાચી સમજ જણાય છે. ઇંગ્રેજો હિન્દના સંકુચિત વાતાવરણમાં—જેને માટે તેઓ પોતેજ જવાબદાર છે—ત્હેમાં આવીને જરા સખ્ત અને અનુદાર થાય છે અને તેથી ત્હેમના ઉપર આવી અરજીઓની જોઈતી અસર થવાનો સંભવ રહેતો નથી. વળી, તેઓ હિન્દમાંજ હોવાથી હિન્દની માગણીઓ અનેક રીતે પૂરેપૂરી જાણે છે તેથી ત્હેમને લાંબી અરજીઓ કરવાની જરૂર પણ રહેતી નથી. ઇંગ્લંડનું વાતાવરણ વધારે સ્વતંત્ર છે તેમ ત્યાં હિન્દ વિષે અજ્ઞાન પણ વધારે છે; અને તેથીજ ત્યાં આવી અરજીઓ કરવાની જરૂર પડે છે. સ્વર્ગસ્થ રમેશ ચન્દ્ર દત્ત અને બીજા રાજપુરૂષોએ જમીનના મહેસુલની બાબતમાં એક પ્રચંડ અરજી આશરે પંદર વર્ષ ઉપર મોકલી હતી અને ત્હેનો અસંતોષકારક જવાબ લૉર્ડ કર્ઝનની સરકારે આપ્યો હતો એ મી. ચેમ્બરલેનને યાદ હોવું જોઈએ—ન હોય તો હિન્દનું દુર્ભાગ્ય!

## સીવીલ સર્વીસ બીલ.

એક પાસથી જે હિન્દનું અપમાન થયું છે તો બીજી પાસથી હેને બીજી બાબતમાં સખ્ત અન્યાય થયો છે. લોર્ડ આઇલીંગ્ટન—જેમણે પબ્લીક સર્વીસ કમીશનના પ્રમુખ તરીકે હિન્દમાં મુસાફરી કરી હતી–હેમણે સીવીલ સર્વીસ સંબંધી હાલના કાયદામાં સુધારો કરવાને જે બીલ અમીરોની સભામાં રજુ કર્યું છે હેની સ્હામે હિંદના ચારે ખુણામાંથી મજબુત પોકાર થયો છે. સીવીલ સર્વીસની અમલદારી ઇંગ્લંડમાં ખાસ પરીક્ષામાં સફળ થતા વિદ્યાર્થીઓને આપવામાં આવે છે. લડાઇના વખતમાં આ પદ્ધતિ અનુચિત લાગવાથી હેમાં એવો સુધારો કરવામાં આવનાર છે કે ⅔ ભાગના અમલદારો પસંદગીથી નીમવામાં આવશે અને ⅓ ભાગના પરીક્ષાના ધોરણથી જ નીમાશે. અને છેલ્લાં થોડાં વર્ષમાં હિન્દીઓની જે સરાસરી સંખ્યા આ કીમતી નીમણુંક મેળવી શકી છે તેટલા જ હિન્દીઓ પસંદગીથી નીમાશે. બીલની વધુ માહીતી હજી મળી નથી અને અમીરોની સભાની ચર્ચા અને હિન્દી સરકારની "પ્રેસનોટ" થી તે ઉપર વધારે પ્રકાશ પડયો નથી.

આવો તરેહવાર અને અન્યાયી કાયદો પસાર કરવાની બ્રીટીશ પ્રધાનમંડલને શી જરૂર હાલ પડી છે તે અમે સમજી શકતા નથી. જો હજી પણ પણ ઘણા બુદ્ધીશાળી પુરૂષો ઇંગ્લંડમાં હોય તો આ કાયદાની જરૂર નથી; કારણ કે પરીક્ષાના ધોરણમાં પસાર થઇ તેઓ "સીવીલ સર્વીસ" ના કીલ્લામાં પ્રવેશ કરી શકશે. જો તેમ ન હોય—અર્થાત્ મ્હોટા ભાગનાં હુંશીયાર માણસો લડાઇમાં ગયા હોય તો પસંદગીની રાહે નિર્માલ્ય માણસોથી સીવીલ સર્વીસને ભરવી એ પણ તદન અનિષ્ટ છે. હિન્દના ઉંચા અમલદારોને હાલ વિચારોના ઉદારતાને માટે નહિ તો જ્ઞાન અને બુદ્ધિને માટે તો માન આપવામાં આવે છે. જો તે પણ ગુણ ઘટશે તો હેની કીમત ઓછી થશે એવો ભય રહેછે.

પરીક્ષા કરતાં પસંદગી હજાર દરજ્જે વધારે નુકશાન કારક છે. પણ ઘણાને પસંદ કરવા અને થોડાને પરીક્ષાથી નીમવા એ તેથી પણ વધારે અયોગ્ય છે. કારણ કે હેનો સ્પષ્ટ અર્થ એ થશે કે જેઓ પરીક્ષામાં પાસ ન થઇ શકે હેના ઉપર ઇન્ડીઆ ઓફીસની મ્હેરબાની ઉતરશે

હિન્દીઓની પહેલાંના જેટલી સંખ્યા સીવીલ સર્વીસમાં નીમાશે–એ વાત બીલમાં નથી એટલે તે નિયમ પળાશે એવી હવે શ્રદ્ધા રહેતી નથી. પણ જો તેમ થાય તો પણ તેથી અમને કંઇ સંતોષ થતો નથી. પહેલું તો વર્ષે વર્ષે હિન્દીઓની સંખ્યા વધવી જોઇએ અને જ્યારે સારામાં સારા ઇંગ્રેજો લડાઇમાં જાય છે ત્યારે તો હેમાં ઘણો જ વધારો થવો જોઇએ. પણ અમારો વધારે મજબુત વાંધો હિન્દીઓની સંખ્યા સ્હામે નહિ પણ હેમની પસંદગી સ્હામે છે. રાજનીતિના ન્યાય ઘણા ગહન છે અને યોગ્ય હિન્દીઓ પસંદ થશે કે વગવાળાઓ નીમાશે હેની અમને ખાત્રી નથી. વળી, હજારો રૂપીઆનો ખર્ચ કરી મ્હોટામાં મ્હોટી પરીક્ષામાં પસાર થવા જે પ્રતાપી હિન્દીઓ વીલાયત ગયા છે, હેમને આ કાયદાથી અત્યંત નિરાશા થશે એ પણ વિચારવું જોઇએ.

## લૉર્ડ હાર્ડીંજની દીર્ઘદૃષ્ટિ.

આમ ગયા માસમાં હિન્દને એક પછી એક ઘણા ફટકા લાગ્યા છે તો નામદાર વાઇસરોયે યુનાઇટેડ સર્વીસ ક્લબની વીદાયગીરી સ્વીકારતાં જે ભાષણ કર્યું હતું તેથી જરા શાંન્તિ વળી છે. હિન્દનું ભવિષ્ય–જેને ઘડવામાં પોતે ઘણો અગત્યનો ત્યાગ લીધો છે—ત્હેને વિષે ત્હેમણે કહ્યું કેઃ—

"ભવિષ્યને વિષે હું મ્હારૂં અન્તઃકરણ ઉઘાડું? ઇંગ્લંડે હિન્દમાં પશ્ચિમના સંસ્કારો અને સુધારો અને ત્હેની સાથે સ્વાભિમાન અને સ્વતંત્રતાની ભાવનાઓ પ્રચલિત કરી છે. હવે હિન્દની આર્થિક સ્થિતિ તરફ જોવું એજ બસ નથી. જે મ્હેચ્છાઓ ત્હેણે ઉગાડી છે ત્હેને ચહાવાની જરૂર છે અને ઇંગ્રેજ અમલદારો હવે ધીમે ધીમે સમજતા જાય છે કે જો ત્હેમના પૂર્વજોના હેતુઓ ઘણાં ઉંચા હતા અને ત્હેમનાં પરાક્રમો ઘણાં અદ્ભુત હતાં તો હાલના અને ભવિષ્યના વિકાસ ક્રમમાં હિન્દનાં અચોકકસ અને ધ્રુજતાં પગલાંને નિશ્ચિત અને સહીસલામત રસ્તા ઉપર મૂકવાનું વધારે ગંભીર કામ ત્હેમને કરવાનું છે. હિન્દના, નેતા, ગુરૂ અને મિત્રની નવી પદવી ત્હેમને સ્વીકારવાની છે અને તે ત્હમારા ઉંચામાં ઉંચા પ્રયાસોને અનુરૂપ છે. ત્હેને માટે ત્હમારામાં કલ્પના-શક્તિ અને સહાનુભૂતિની જરૂર છે. અને સ્વાર્થત્યાગ પણ ત્હેને અંગે આવશક બનશે, કારણ કે તે ભાવનાની સિદ્ધિ માટે ત્હમારે ધીમે ધીમે પણ ચોક્કસ રીતે જે સત્તા ત્હમે હજી સુધી ભોગવી છે ત્હેનો થોડો અંશ છોડવો પડશે. એ બરાબર સમજાવું જોઇએ કે જો ભૂતકાળમાં ઇંગ્લંડે મહાન કાર્ય કર્યું છે તો ભવિષ્યમાં પ્રજાના રાજકીય આત્મવિકાસને ઉત્તેજન આપવાનો અને વાળ-વાનો વધારે યશસ્વી ધર્મ બજાવવાનો છે. હિન્દ જે લક્ષ્ય સિદ્ધ કરી શકે તે હજી દૂર છે અને ત્હેના માર્ગમાં ઘણી અડચણો પણ આવે પણ હું એવા જમાનાનું દર્શન કરૂંછું કે જ્યારે ચારિત્ર અને આત્મબળથી સબલ બની અને (ઇંગ્લંડ સાથે) સ્નેહ અને ઉપકારની લાગણીઓથી સંધાઇ હિન્દ એક વિશ્વાસુ તાબેદાર નહિ પણ સામ્રાજ્યનું ખરૂ મિત્ર બનશે."

ઉદાર રાજનીતિના આ સુંદર શબ્દો સ્હામે કોઇને વાંધો હોઇ શકે જ નહિ. જો આવી માંગણીઓથી નામદાર વાઇસરાયની સાથે ત્હેમના તાબાના અમલદારો પ્રેરાયા હોય તો હિન્દનો વિકાસ ઘણો વધારે ત્વરા થાય. તેથી પણ હિન્દીઓનાં મન પૂરેપુરાં તો ન સંતોષાય પણ હાલની સખ્તાઇ અને અવિશ્વાસ ઘણે અંશે ઘટે.

લૉર્ડ હાર્ડીંજનુ ભવિષ્ય દર્શન અનુપમ છે; પણ તે દેશભક્તનું નહિં પણ રાજ પુરૂષનું છે. આથી લક્ષ્યસ્થાન આપણને ત્હેમના કરતાં ઘણું વધારે સમીપમાં લાગે અને હિન્દના વિકાસની દોરી જેટલી અમલદારોના હાથમાં તેટલી જ–બલ્કે તેથી વધારે હિન્દના પોતાના આગેવાનોના હાથમાં જણાય તો એ સ્વાભાવિક છે. યુનાઇટેડ સર્વીસ કલબના સભાસદો અને ત્હેમના અમલદાર મિત્રો આ સાત્વિક

ઉપદેશનું ગ્રહણ કરે કે ન કરે પણ તેથી હિન્દીવાનોના કર્તવ્યમાં જરા પણ ફેર પડતો નથી. ત્હેમણે તો "સ્વાતંત્ર્ય અને સ્વાભિમાનની ભાવનાઓ" હૃદયમાં રાખી, "હિન્દના રાજકીય આત્મવિકાસ" માટે કમર કસી પ્રયત્ન કરવાનો છે. પોતાનો આત્મવિકાસ પોતેજ કરવો જોઇએ—ઉપરીઓ તો ત્હેને "ઉત્તેજન આપી વાળી શકે" જેટલે અંશે નામદાર વાઇસરૉયની સૂચના સ્વીકારી આપણે આપણો રાજકીય વિકાસ વધારીશું તેટલે અંશે અંતિમ લક્ષ્ય સમીપમાં આવશે.

## હોમ રૂલ લીગ.

આ સંસ્થાની એમે ગયા માસની નોંધ લીધી ત્યાર પછી તે વિષે ઘણી ચર્ચા થઇ છે અને કંઈક વધારે માહીતી મળી છે. એની બ્રેસન્ટે એ સંસ્થા બ્હાર પાડી ત્યારે મદ્રાસનું "હિન્દુ" અને કલકત્તા નું "અમૃત બઝાર પત્રિકા-એ બેજ મુખ્ય પત્રોએ ત્હેના તરફ પોતાનો પક્ષપાત જણાવ્યો હતો બીજાં કૉંગ્રેસ પત્રોએ ન ત્હેની તરફેણમાં લખ્યું કે ન ત્હેની વિરૂદ્ધ ટીકા કરી. પણ એની બેસેન્ટ છઠ્ઠી અકટોબરે કલકત્તે પહોચ્યાં અને ત્યાના આગેવાનો સાથે મસલત કરી ત્હમણે જણાવ્યું કે કે લીગનું બંધારણ કૉંગ્રસ અને મોસ્લેમ લીગના આગેવાનોને હાથે ઘડાશે કે ત્યારે કૉંગ્રેસનાં પત્રોએ ત્હેની ચર્ચા કરવાની તસ્દી લીધી ઘણા પત્રો કબૂલ કરે છે કે કૉંગ્રેસ અને મોસ્લેમ લીગની સંમતિ લીગ મેળવે તો તે પાવન થાય પણ લગભગ બધા એવો આગ્રહ રાખે છે કે તે મંડળ કોંગ્રસના તાબામાંજ હમેશા રહેવું જોઇએ. "બેંગાલી" પત્રના વિચાર વધારે વ્યાવહારિક છે —

"એની બેસન્ટનો આશય સ્વરાજ્યની ભાવના લોકોમાં પરિચિત કરવાનો અને તે વિષે પ્રજાકીય વિચાર જાગૃત કરવાનો છે. લીગના સંબંધમાં એ સવાલ ઉત્પન્ન થાય છે, એક જુદી સંસ્થા આ માટે જરૂરની છે? સામ્રાજ્યની અંદર સ્વરાજ્ય એ કૉંગ્રેસનો મુખ્ય હેતુ છે એ જોતાં એ સંસ્થાજ આ કામ ન કરી શકે? આનો જવાબ નકારમાંજ આપવાની અમને જરૂર લાગે છે કૉંગ્રેસ એ હીલચાલ કરનારૂં નહિ પણ વિચાર કરનારૂં મંડળ છે. પ્રજાની માગણીઓ તે રજુ કરે છે પણ તે માગણીઓ મેળવવાને જોઇતું બંધારણ ત્હેનુ નથી"

અમે આ વિચારો સાથે પૂરેપૂરા સંમત થઈએ છીએ. હિન્દની માગણીઓ વિષે કોઇ એક સંસ્થા ઠરાવોજ પસાર કરે છે કે તે માગણીનો ઘોષ દેશના એક છેડાથી બીજા છેડા સુધી સંભળાય છે એ જાણવાને આજકાલ બ્રીટીશ પ્રધાનો ખાસ આતુર રહે છે. અને તેથી કૉંગ્રેસ તે વિષે ઠરાવ કરે તે ઉપરાંત સમસ્ત દેશની માગણી વિષે જરા પણ ગેરસમજ ન રહે તે માટે સર્વ રાજમંડળો અને આગેવાનોએ પોતાના વિચારો વારંવાર રજુ કરવા જોઈએ. આ હીલચાલનો કાંગ્રેસના બંધારણમાં સમાવેશ થતો નથી તેમ ત્હેને માટે લીગ જેવી બીજી સંસ્થાની જરૂર સ્પષ્ટ છે. હિન્દના ઉત્તમ આગેવાનો હાલ કૉંગ્રેસ અને મોસ્લેમ લીગમા છે એટલે ત્હેમને જ હાથે કૉંગ્રેસને વખતે લીગનું બંધારણ ઘડાય એ પણ યોગ્ય છે. અમે ઇચ્છીએ છીએ કે લીગના વિશાળ કાર્યનું ગંભીર ભાન આપણને થાય અને લીગને કૉંગ્રેસના રથ નીચે રાખવાને અયોગ્ય આગ્રહ કરવામા ન આવે.

**ડૉ. એન. હૉલની જગત્પ્રસિદ્ધ દવાઓ.**

# DR. N. HALL'S.

# HEALTH TONER.

## ડાકટર એન. હૉલનું હેલ્થ ટોનર. કિં. રૂ. ૨-૦-૦

**હરકોઇ કારણથી નીપજતી નબળાઇની જગત્પ્રસિદ્ધ રામબાણ દવા.**

આ શીવાય ડૉ. એન. હૉલની કંપનીમાં દરેક કુટુમ્બમાં રાખવા લાયક જુદી જુદી દવાઓ બને છે.

**એન. હૉલ્સ સીરપ.**

૧ ( સીરપ ઑફ હાઇપોફૉસફાઇટ ઑફ લાઇમ )
છાતીના દરદો માટે કિં. રૂ. ૧-૪-૦.

૨ એન્ટી-મેલેરીઆ.
હરકોઇ જાતના તાવની અકસીર દવા. કિં. રૂ. ૧.

૩ પેન—કલેરર.
હરકોઇ જાતના દુખાવા માટે કિં. રૂ. ૦-૧૦-૦.

૪ સારસોડાઇડ સીરપ.
લોહી સુધારક. કિં. રૂ. ૧૧

૫ કૉલેરા કેમ્ફર.
કૉલેરા માટે કિં. રૂ. ૦-૪-૦.

૬ કૉલેરા રક્ષક.
વીગેરે વીગેરે કિં. રૂ. ૦-૮-૦

૭ પ્લેગ કિલર.
પ્લેગ મટાડનાર અને અટકાવનાર રામબાણ દવા. કિં. રૂ. ૧-૪-૦

અમદાવાદના સોલ એજન્ટઃ—મી. ચુનીલાલ મયાચંદ ચશ્માવાળા,
ત્રણ દરવાજે અમદાવાદ.

**એજંટો જોઇએ છે.**

વધુ વિગત માટે નીચેને સરનામે લખો, અથવા મળોઃ—

**મેનેજર—ડાકટર એન. હૉલની કંપની, રીડરોડ—અમદાવાદ.**

# નવજીવન

અને

# સત્ય.

જુનું પુસ્તક ૫ મું.
નવું પુસ્તક ૧ લું.

ડીસેમ્બર ૧૯૧૫.

અંક ૬ ઠ્ઠો.


## પાશ્ચાત્ય સુધારાનાં કેટલાંક તત્વો.

યુરોપ ખંડમાં ચાલી રહેલા મહાભારત યુદ્ધ તરફ અત્યારે સર્વનું ધ્યાન ખેચાયલું લાગે છે. લાખો મનુષ્યોની હત્યા તથા જનમંડળના કલ્યાણને માટે ખર્ચાવા જોઇતા કરોડો અને અબજો રૂપીઆ અત્યારે મનુષ્યસંહારને માટે ખર્ચાતા જોઇ આપણા મનમાં સહજ વિચાર ઉત્પન્ન થાય છે કે અત્યંત ગર્વ ધરાવતો પાશ્ચાત્ય સુધારો આખરે ઢમઢોલ ને માંહી પોલ જેવોજ છે. એ સુધારાએ અત્યારે પોતાનું ખરૂં પોત પ્રકાશ્યું છે, અને એના ઝમઝમાટમાં ભ્રમિત થએલા એશીઆ ખંડના લોકોની આંખ ઉઘાડી એમને સ્પષ્ટ જણાવી દીધું છે કે એના વડેજ જગતનું કલ્યાણ થશે એવી જે અત્યાર સુધી કેટલાક લોકોની માન્યતા હતી તે તદ્દન ખોટી છે. જગતના કલ્યાણ માટે જોઈતી શકિત એ સુધારામાં નથી. અવશ્ય ખ્રીસ્તી ધર્મમાં નમ્રતા, અહિંસા જેવી કેટલીક ઉચ્ચ ભાવનાઓ છે પરંતુ પાશ્ચાત્ય સુધારો તે ખ્રીસ્તી ધર્મ નથી. કારણ કે ખ્રીસ્તી ધર્મની ઉચ્ચ ભાવનાઓ યુરોપમાં વસતા ખ્રીસ્તીઓના વ્યાવહારિક જીવનમાં ઉતરવા પામી નથી એ વાત અત્યારે ચાલી રહેલા દારૂણ યુદ્ધથી તેમ યુરોપ ખંડના ગયા હજાર વર્ષના ઇતિહાસથી સ્પષ્ટ જણાઈ આવે છે. માત્ર ખ્રીસ્તી નામ ધરાવનારા તો અત્યારે યુરોપમાં

કરોડો મનુષ્યો હશે. પણ જેઓએ પોતાના નિત્ય જીવનવ્યવહારમાં ખ્રીસ્તી ધર્મના ઉચ્ચ સિધ્ધાંતો ઉતાર્યા છે એવા ખરા ખ્રીસ્તીઓ તો યુરોપમાં ભાગ્યેજ ગણ્યાંગાંઠયાં હશે. આથી કરીને અત્યારની યુરોપીઅન પ્રજાઓને ખ્રીસ્તી પ્રજાઓ આપણે ભાગ્યેજ કહી શકીએ. આ દ્રષ્ટિબિંદુથી જોતાં આપણે એવાં અનુમાન પર આવવું પડશે કે યુરોપમાં ખ્રીસ્તી ધર્મ તદ્દન નિષ્ફળ નીવડયો છે. આથી કાંઇ ખ્રીસ્તી ધર્મમાં રહેલા ઉચ્ચ સિદ્ધાંતોની અવગણના થતી નથી. આથી માત્ર એટલીજ વાત સાબીત થાય છે કે યુરોપની પ્રજાઓ ખ્રીસ્તી ધર્મમાં રહેલા ઉચ્ચ સિદ્ધાંતો ગ્રહણ કરવાને સ્વભાવથીજ યોગ્ય નહોતી. ખ્રીસ્તી ધર્મ જેવા નમ્રતા અને અહિંસાના, તત્વોવાળા ધર્મને માટે યુરોપ યોગ્ય ક્ષેત્રજ નહોતું. અયોગ્ય ક્ષેત્રમાં આપણે ગમે તેવું સમર્થ બી વાવીએ તો પણ તેનું ફળ સંપૂર્ણ સંતોષકારક ભાગ્યેજ આવે. જેટલાં મનુષ્યો, દ્રવ્ય, તથા શકિતના ભોગથી ખ્રીસ્તી ધર્મનો ફેલાવો કરવાનો અને તેનું શિક્ષણ નિરંતર કાયમ રાખવાનો યુરોપમાં પ્રયાસ કરવામાં આવ્યો છે તેટલોજ પ્રયાસ બીજા કોઇ યોગ્ય ક્ષેત્રમાં કરવામાં આવ્યો હોત તો તે અત્યંત ફળદાઇ નીવડત અને તેનાથી જગતને અનહદ લાભ થાત. ખ્રીસ્તી ધર્મનો સ્થાપક મહાત્મા ઇસુ ખ્રીસ્ત એશીઆ ખંડનો વતની હતો. એશીઆ ખંડના લોકોના આચાર વિચાર રહેણી કરણી તથા તેમની ખાસીઅતો ધ્યાનમાં લઇનેજ તેણે ખ્રીસ્તી ધર્મના સિદ્ધાંતો પ્રતિપાદન કરેલા હતા. ટુંકામાં એશીયા ખંડના ધર્મિક વૃત્તિવાળા લોકોને માટેજ એ ધર્મ હતો તો પછી યુરોપ ખંડની તામસી પ્રકૃતિવાળી પ્રજાઓ તેને યોગ્ય રીતે ગ્રહણ કરી શકી નહીં અને યુરોપ ખંડમાં તેના સિદ્ધાંતો ઠેઠ મનુષ્યહૃદય સુધી પહોંચ્યા નહીં તેમાં આશ્ચર્ય જેવું કાંઇ નથી.

યુરોપનો અત્યારનો સુધારો ખ્રીસ્તી સુધારો છે એવું જે નિરંતર કહેવામાં આવેછે તે યથાર્થ નથી. અર્વાચીન યુરોપે પોતાના સુધારાનાં મૂળ તત્વો પ્રાચીન રોમ તથા ગ્રીસમાંથીજ લીધેલાં છે. તેથી ઐતિહાસિક દૃષ્ટિએ જોતાં અર્વાચીન પાશ્ચાત્ય સુધારો પ્રાચીન ગ્રીસ તથા રોમની સંસ્કૃતિનું બાળક છે. તેને ખ્રીસ્તી ધર્મનું બાળક માનવામાં આવતું હતું તે એક ઐતિહાસિક અસત્ય હતું. અને એક વાર જો આ ખોટી માન્યતા આપણા મનમાંથી દુર થાય તો પછી પાશ્ચાત્ય સુધારાનાં મૂળ તત્વો સમજવાનું આપણને વધુ મુશ્કેલ નહીં પડે. અર્વાચીન યુરોપની સંસ્કૃતિ જો, ઇસુ ખ્રીસ્તે પ્રસરાવેલા નમ્ર ધર્મનું બાળક હોત તો, યુરોપનો ગયાં હજાર વર્ષનો ઇતિહાસ જુદોજ હોત. કાળા લોકો પ્રત્યેની ગોરા ખ્રીસ્તીઓની વર્તણુંક જુદીજ જાતની હોત અને છેવટે યુરોપીઅન પ્રજાઓ વચ્ચે અત્યારે ચાલી રહેલી ભયંકર જાદવાસ્થળી આપણા જોવામાં ભાગ્યેજ આવત.

ખ્રીસ્તી ધર્મનાં ઉચ્ચ તત્વો અત્યારના પાશ્ચાત્ય સુધારાએ ગ્રહણ કર્યા નથી એ વાત સત્ય છે. પરંતુ એથી કાંઇ એમ સાબીત થતું નથી કે પાશ્ચાત્ય

સંસ્કૃતિમાં કાંઇ ઉપયોગી તત્વો નથી ને જગતનાં કલ્યાણ માટે તેણે ઉપયોગી ફાળો આપ્યો નથી. મનુષ્ય સંહારક યુદ્ધો આ દુનીઆમાંથી તદ્દન નાબુદ કરવાને તેમ મનુષ્ય જાતને વધારે સાત્ત્વિક બનાવવાને પાશ્ચાત્ય સુધારો નિષ્ફળ નિવડયો છે. પરંતુ બીજી દિશામાં મનુષ્ય જાતનું ગૌરવ વધારવાને તથા તેમનામાં સ્વતંત્રતાને સમાનતાનાં પ્રેરક તત્વો લાવી તેમને ઉચ્ચ કોટિએ ચઢાવવાને પાશ્ચાત્ય સંસ્કૃતિએ જે ફાળો આપ્યો છે તે નાનો સુનો નથી.

મનુષ્ય મનુષ્ય વચ્ચે કૃત્રિમ ભેદ, અમુક વર્ગોના લોકોને પ્રાપ્ત થયેલા ખાસ રાજકીય, ધાર્મિક અને સામાજિક હકો, સ્ત્રીઓની તેમ કહેવાતી હલકી વર્ણોની અત્યંત પરાધીન સ્થિતિ, ખાસ હક ધરાવનારા વર્ગોનો સમસ્ત જનમંડળ ઉપર અત્યંત જુલમ, ધર્મગુરૂઓ પર લોકોની અનહદ શ્રદ્ધા, અને તેથી કરીને એ લોકોની અત્યંત લાગવગ, સત્તા અને અનાચાર- વગેરે બાબતો આજથી ચારસેં, પાંચસેં વર્ષો ઉપર સર્વ સ્થળે જોવામાં આવતી હતી. અને આપણા દેશમાં તો થોડે ઘણે અંશે હજી પણ તેનો પ્રચાર જોવામાં આવે છે

આ બધા ઉપર સખત પ્રહાર કરવાનું તથા મનુષ્ય જાત સમાન છે, સર્વને સરખા હકો તથા પ્રસંગો મળવાજ જોઈએ, પુરૂષોને સ્ત્રીઓના ઉપર તથા અમુક વર્ગોને સમસ્ત જનમંડલ ઉપર અમલ ચલાવવાની જે સત્તા મેળવી છે તે આ જગતમાં મોટામાં મોટો અન્યાય છે વગેરે વિચારો ફેલાવવાનું માન અર્વાચીન યુરોપીઅન સંસ્કૃતિને છે. મનુષ્યજાતની સમાનતા તથા સ્વતંત્રતાના વિચારોનો પ્રથમ જન્મ તો આપણા જ દેશમાં થયો હતો. અને મહાત્મા ગૌતમ બુદ્ધે આ વિચારો પહેલ વહેલા જગતને આપણા દેશ માંથી જ આપ્યા હતા. પરંતુ તે કાળમાં આપણો દેશ આ વિચારોને ફળદાયી કરવાને યોગ્ય ક્ષેત્ર નહોતું. અને જેવી રીતે નમ્રતા અને અહિંસા જેવા ખ્રીસ્તી ધર્મનાં તત્વોને યુરોપમાં નિષ્ફળતા મળી તેજ પ્રમાણે મનુષ્ય જાતને રાંક દબાયલી સ્થિતિએથી ઉચ્ચ કોટિમાં લઇ જનારા આ મહાન વિચારોને આપણા દેશમાં નિષ્ફળતા મળી.

યુરોપ ખંડમાં મધ્ય કાળમાં ખ્રીસ્તી ધર્મના આચાર્યોની સત્તા પુષ્કળ હતી. મોટા મોટા રાજાઓ ને મહારાજાઓ પણ તેમનાથી થરથરતા હતા તેમને તેમના સિંહાસનોપરથી પદભ્રષ્ઠ કરવાની આ આચાર્યોને સત્તા હતી. આચાર્યો સાક્ષાત પરમાત્માનો અવતાર છે એવી સર્વત્ર માન્યતા હતી. આવી અનહદ સત્તાઓનો દુરૂપયોગ થાય અને આચાર્યોમાં અનાચાર ફેલાય એ તદ્દન સ્વાભાવિક છે. અને યુરોપમાં તેમજ થયું. આચાર્યો અત્યંત વૈભવી અને સત્તાલોભી થઇ ગયા અને જનમંડળના કલ્યાણ અર્થે તેમને મળેલું દ્રવ્ય માત્ર પોતાનાજ મોજ શોખમાં ખર્ચાવા લાગ્યું. યુરોપની પ્રજાઓ આ લાંબો વખત સાંખી શકી નહીં. માર્ટીન લ્યુથર નામના જર્મને આચાર્યોની સત્તા તથા તેમના અનાચાર સામે સખત યુદ્ધ આરંભ્યું અને યુરોપ ખંડને આચાર્યોની સત્તા તથા ધાર્મિક જુલમમાંથી મુક્ત કર્યો આ રીતે યુરોપને ધાર્મિક સ્વતંત્રતા પ્રાપ્ત થઇ.

મનુષ્યસ્વભાવનું એવું લક્ષણ હોય છે કે એક પ્રવૃત્તિમાં તેને સ્વતંત્રતા પ્રાપ્ત થાય છે કે તે બીજી પ્રવૃત્તિઓમાં પણ સ્વતંત્રતા પ્રાપ્ત કરવાને પ્રયાસ કરે છે. યુરોપમાં પણ તેમજ થયું. જે કાર્ય ધાર્મિક ક્ષેત્રમાં લ્યુથરે કર્યું તેજ કાર્ય સામાજિક અને રાજકીય ક્ષેત્રમાં ફ્રાંસનાં મહાન્ પરિવર્તને કર્યું. ફ્રાન્સના આ પરિવર્તનમાં અત્યાચાર ઘણો થયો છે. થોડા વખત સુધી સર્વત્ર અંધાધુંધી ચાલી રહી. તથા અગણિત જીવોનો તથા માલમીલકતનો નાશ થયો એ બધી વાત સત્ય છે, પરંતુ આ મહાન્ પરિવર્તનથી જગતને અત્યંત લાભ થયો છે એ વાતની કોઇ પણ સત્ય શોધકથી ના પાડી શકાશે નહી. આ પરિવર્તનને લીધે જગત્‌ની દ્રષ્ટિમર્યાદા વિશાળ થઇ. પ્રત્યેક મનુષ્યને—સ્ત્રી કે પુરૂષ—પોતાના ગૌરવની સમજ પડવા લાગી. સત્તાધારીઓના જૂલમ નીચે કચડાવવાની હવે સર્વેએ ના પાડી. સમાજમાં તથા રાજયવ્યવસ્થામાં ખાસ હક ધરાવનારા વર્ગોના હકો સામાન્ય જનમંડળે સ્વીકાર્યા નહીં. સમાનતા, સ્વતંત્રતા અને મનુષ્યના હકો એ આ મહાન્ પરિવર્તનનાં ફળો તરીકે દુનીઆમાં કાયમનાં રહ્યાં. રાજકીય તથા સામાજિક સુધારાને માટે તેમ સ્ત્રીસ્વાતંત્ર્ય તથા સ્ત્રીઓને માટે પણ રાજ્ય હકો પ્રાપ્ત કરવાની હીલચાલો જે અત્યારે સર્વત્ર-એશીઆ તેમ યુરોપમાં-આપણી દૃષ્ટિએ પડે છે તે સીધી કે આડકતરી રીતે આજ પરિવર્તનનાં પરીણામો છે. વોટરલુનાં રણક્ષેત્રમાં આજથી સો વર્ષ ઉપર આ પરિવર્તનના નાયક નેપોલીઅનનો નાશ થયો પરંતુ આ પરિવર્તને ફેલાવેલા વિચારોનો નાશ થઇ શકયો નથી. આ દૃષ્ટિબિંદુથી જોતાં ફ્રાંન્સનું મહાન્ પરિવર્તન નિષ્ફળ નીવડયું નથી. તેના તરફથી આવતા ભણકારા હજારો વર્ષોથી રાજકીય, ધાર્મિક, અને સામાજીક જુલમ નીચે દબાઇ ગયેલા રાંક હિંદમાં પણ હવે સ્પષ્ટ સંભળાય છે. ધર્માચાર્યોની સત્તા, જન્મથીજ પોતાને ઉચ્ચ માની રહેલા વર્ણોની ઉચ્ચતા, તેમ સ્ત્રીઓની પરાધીન સ્થિતિ આપણા દેશમાં પણ હવે લાંબો વખત રહી શકે એમ નથી. ફ્રાન્સનાં પરિવર્તન જેટલું ફળદાયી પરંતુ શાંત પરિવર્તન પાશ્ચાત્ય સંસ્કૃતિ સાથેના સમાગમથી આપણા દેશમાં હવે શરૂ થઇ ચુકયું છે. અને તેની અસર આપણા રાજકીય, સામાજિક અને ધાર્મિક જીવનમાં આપણા જોવામાં આવે છે. વ્યકિતસ્વાતંત્ર્ય એ પાશ્ચાત્ય સંસ્કૃતિનો મહામંત્ર છે અને તે આપણા દેશમાં દિનપરદિન વધુને વધુ પ્રમાણમાં ખીલે તેને માટે આપણે અત્યારે અનહદ પ્રયાસ કરવાનો છે. આપણી લાંબા કાળથી ચાલી આવેલી વર્ણવ્યવસ્થા, તેમ કેટલીક ધાર્મિક સંસ્થાઓ વ્યકિતને બંધનમાં રાખી તેનો સ્વાભાવિક વિકાસ થતો અટકાવે છે તે તોડવાને પ્રયાસ કરવો એ અત્યારે આપણા સાહિત્યનું પ્રથમ કર્તવ્ય છે. આપણા જીવનમાં સ્વાતંત્ર્ય, સમાનતા, તથા મનુષ્યના હકો ને તેનું ગૌરવ વગેરે પ્રેરક તત્વો ઉતરે તેને માટે હવે આધુનિક સાહિત્યકારોએ અથાગ શ્રમ કરવાનો છે. યુરોપ ખંડમાં આ વિચારો વોલ્ટેર, રૂસો, ડીડરો જેવા સાહિત્યકારોના અથાગ શ્રમથીજ ફેલાયા હતા તે આપણા સાહિત્યકારોએ વિસરી જવું નહી.

પાશ્ચાત્ય સંસ્કૃતિનું જે બીજું ઉપયોગી તત્વ આપણી દ્રષ્ટિએ પડે છે તે રાષ્ટ્રીય ભાવના છે. એશીઆ ખંડમાં ધર્મ જેવી સમર્થ શકિત હતી તેવીજ સમર્થ શકિત અર્વાચીન યુરોપમાં રાષ્ટ્રીયતા છે. એશીઆ ખંડના ઇતિહાસમાં આપણે ઘણી વાર જોયું છે કે ધર્મના જુસ્સાથી પ્રેરાઇ લાખો મનુષ્યો પોતાના જીવોનો ભોગ આપવા તત્પર થયા હતા. અને તેમણે અશકય વસ્તુઓ પણ પ્રાપ્ત કરી હતી. ઇસ્લામી સંસ્કૃતિનું જો કોઇ ગૂઢ રહસ્ય હોય તો તે તેમનો ધાર્મિક જુસ્સો છે. અને તે જુસ્સાના પ્રતાપથીજ મુસલમાનો તેમના ઉદયકાળમાં અરધી દુનીઆમાં પોતાનો વિજય વાવટો ફરકાવવાને શકિતવાન થયા હતા. અત્યારે પણ 'જહદ'નું નામ સાંભળી લાખો મુસલમાનો 'દીન' 'દીન' કરતાં રણક્ષેત્રમાં ઝંપલાવવા તત્પર થઇ જાયછે. અર્વાચીન યુરોપના સુધારાએ આ મહાન શકિત—રાષ્ટ્રીય ભાવનાને આપી છે. અને રાષ્ટ્રની ખાતર અત્યારે યુરોપમાં લાખો મનુષ્યો પોતાના જીવોનો ભોગ આપવા તત્પર થયા છે. યુરોપીઅન પ્રજાઓમાં આ રાષ્ટ્રીય ભાવનાની ખીલવણી અને તેથી કરીને સ્વદેશાભિમાનનો જુસ્સો પ્રગટી નીકળ્યો છે તેટલા પ્રમાણમાં આ દેશમાં તે જુસ્સો હજી ખીલી શકયો નથી. પરંતુ આપણા દેશમાં એ ભાવનાની ખીલવણી ખાસ આવશ્યક છે આપણા જે દેશભકતો આપણા દેશના ઉદયને માટે કાર્યો કરી રહ્યાછે તેમને કયારનું એ સ્પષ્ટ માલમ પડી ગયું છે કે અત્યારે આપણે હજાર કાર્યો પડતાં મુકી આપણા દેશમાં પ્રજાત્વ અને રાષ્ટ્રીય ભાવના ખીલવવાનો પ્રયાસ આરંભવો. તાત્કાળિક લાભો તરફજ માત્ર દ્રષ્ટિ રાખી અન્ય કોમોને અન્યાય કરીને પણ જે લોકો પોતાની કોમને માટે ખાસ લાભોને ખાસ હકો મેળવવાનો પ્રયાસ કરે છે તેઓ મન તથા હૃદયનું સાંકડાપણું બતાવેછે અને આવા પ્રયાસોથી દેશ સમસ્તને લાભ કરતાં હાનિ વિશેષ થવાનો સંભવ છે. પણ આપણા દેશમાં અત્યારે ચાલી રહેલી ચળવળમાં ઉંડા ઉતરી તપાસીશું તો આપણને સ્પષ્ટ માલમ પડશે કે આપણા દેશમાં પણ આવું મન તથા હૃદયનું સાંકડાપણું હવે વધુ વખત નભી શકશે નહીં કોમ કોમના તથા ન્યાત જાતના ભેદો કાઢી નાખી અલ્પ સમયમાં જ આપણે આપણા દેશનાં રાજકીય જીવનમાં એક પ્રજાત્વની રચના ઉતારી શકીશું. આવા સમયમાં સાહિત્યકારોનું એ કર્તવ્ય છે કે તેઓએ પોતાનામાંથી મનનું સાંકડાપણું દુર કરી ઘડીભેર થોડું નુકશાન થતું હોય તે પણ ખમી લઇ સમસ્ત દેશમાં રાષ્ટ્રની તેમ પ્રજાત્વની ભાવના ખીલી રહે તે તરફ પ્રયાસ આરંભવો.

બાપુલાલ ગીરધારામ દેસાઇ.

---

# આજકાલનું ગુજરાતી સાહિત્ય.

ગુજરાતમાં આજકાલ જે અનેકવિધ સાહિત્યપ્રવૃત્તિઓ નજરે પડે છે તે આપણી અત્યારની જરૂરીઆતોની દ્રષ્ટિએ સફળતાભરી કે સંતોષકર છે?

સમસ્ત ભારતવર્ષમાં આજ ચોમેર દૃષ્ટિગોચર થતી રાષ્ટ્રીય જાગૃતિ અને ત્હેની રાષ્ટ્રીય ભાવનાઓએ વધતી જતી કેળવણીની સાથે ગુજરાતને પણ ઘણે અંશે અસર કરી છે. જાગૃતિના પડઘાઓ ગુજરાતને કાને પડે છે એ તો નિઃસંશય છે. એનેજ પરિણામે એક દશકા પૂર્વે ગુજરાતનો અન્ય પ્રાંતોની જોડે જે પરસ્પર વ્યવહાર હતો તે પણ આજ ઘણે દરજ્જે વધી ગયો છે. છેક દક્ષિણ હિંદુસ્થાનની દ્રાવિડી ભાષાઓ તેમજ સાહિત્યોને બાજુએ મુકીએ તો પણ બાકીના હિંદુસ્તાનની ચાર મુખ્ય ભાષાઓ હિંદી, ગુજરાતી, મરાઠી અને બંગાળી વચ્ચે તો આજકાલ લગભગ એટલો પરસ્પરવ્યવહાર શરૂ થઇ ગયો છે કે આ ચાર ભાષાઓમાં નિકળનારા હરકોઈ પ્રસિદ્ધ પુસ્તક કે માસિકની કિંવા સાહિત્યવિષયક સંસ્થાની જાણ ઓછામાં ઓછી નામ પૂરતી પણ એક બીજાને થયા વિના રહેતી નથી. અર્થાત્ ભિન્નભિન્ન પ્રાંતોની ભિન્નભિન્ન સાહિત્યસંવર્ધક પ્રવૃત્તિઓની દેખાદેખીની એક બીજાપર અસર પણ થયા વિના રહેતી નથી. દશ વર્ષ પ્હેલાંના સમય કરતાં અત્યારના આ અધિક વિસ્તૃત થએલા પરસ્પર સંબંધનો, આ દેખાદેખીનો, જોઇએ તેવો લાભ લેવામાં ગુજરાત સફળ થયું છે? એ સવાલના ઉત્તરમાં મ્હોં કસાણું કરી નાજ કહેવી પડશે. આ લેખકનો મત એવો છે કે અન્ય પ્રાંતોની જોડે વધેલા આ સંબંધનો હિતકર લાભ લેવાઇ સુયોગ્ય ગ્રંથો અને કીમતી અનુવાદોદ્વારા ગુજરાતી સાહિત્ય પુષ્ટ અને ઉન્નત થવાને બદલે તેમાં દિનપ્રતિદિન હલકી અને નમાલી શ્રેણીનાં દમ વગરનાં પુસ્તકો, માળાઓ, ભાષાંતરો, પુષ્પો વગેરેની હદબ્હાર ભરતી થઇ જાય છે અને શાસ્ત્રીય, ઐતિહાસિક કિંવા સાહિત્યવિષયક ગદ્ય કે પદ્યના જનસમાજના જ્ઞાનભંડોળમાં ખરો અને ઉપયોગી ઉમેરો કરનારા અને ઉછરતી પ્રજાને દરેક રીતે પૌષ્ટિક થઇ પડે તેવા કોઇ ગ્રંથો લખાતા નથી કે ભાષાંતરો થતાં નથી. આપણા 'સાક્ષર'ના સિક્કાથી વિભૂષિત વિદ્વાનો પંડિતો કે પ્રોફેસરો પોતાના સમય કિંવા વિશ્રાંતિને ભોગે સાહિત્યસેવામાં જાગતા રહી ગ્રંથલેખનનાં કામમાં મંડ્યા રહેવું તો દુર રહ્યું પણ ઓછામાં ઓછું સાહિત્યક્ષેત્રની ચોકી કરી તમાં સાહિત્યને નામે ગમે તેવો કચરો કે હડહડતાં અહિતકારક તત્ત્વો દાખલ ન થવા દેવા જેટલી સંભાળ રાખવાનું કાર્ય કરવા તરફ પણ ઉદાસીન જેવા જણાય છે. ગુર્જર સાહિત્યક્ષેત્ર અત્યારે ગમે ત્હેને ગમે તેવી ધીંગામસ્તી કરવા–ગમે તેટલું ફાટયું ફાટયું બોલવા–કે ગમે તેવું અમર્યાદ અને ઉચ્છૃંખલ વર્તન કરવા ખુલ્લું છે. ગુર્જર સાહિત્યક્ષેત્ર અત્યારે એક નધણીઆતું

ભીડ થઇ પડયું છે. ગમે તે લખો, ગમે તે બોલો. કોઇ ત્હમારો કાન પકડે તેમ નથી. અત્યારે નથી કોઇ વીર નર્મદ જેવો ગુર્જરીનો અનન્ય પુત્ર કે જે એને આંગણે નાલાયકોને નાચવા ન દે. તેમ નથી કોઇ નવલરામભાઇ જેવો સાહિત્ય-સેવી સમર્થ ટીકાકાર કે જે સાહિત્યમાં સંકરતા કે રોગ ફેલાવનારની કૃતિઓ પર માથું ભાંગી જાય એવી ટીકા કરી લાયકાત ન બતાવો ત્યાં સૂધી ત્હમારૂં માથું ઉંચું થવા ન દે.

પ્રાચીન યૂનાનીઓ પોતાની જાતિને સુદૃઢ અને શૂરી રાખવાને માટે સુપ્રજા નિર્માણ તરફ એટલું બધું લક્ષ આપતા કે બાળક જન્મતાંની સાથેજ એનાં અવયવો એના શરીરનો બાંધો વગેરે ચોક્કસ રીતે તપાસી લઇ તે પોતાની વીરજાતિને શોભે એવું મજબુત જણાય તોજ ત્હેને રાખતા; નહિતો નગર બ્હાર એક ઉંચા પર્વત ઉપરથી ત્હેને ફેંકી દેતા. ત્યારેજ એ જાતિની સ્પાર્ટન વીર રમણીઓ પોતાના પતિ અને ભાઇઓને રણમાં વિદાય આપતી વેળાએ " Come with the shields or on the shields "—ઢાલો લઇને (વિજયી થઇને) નહિતો ઢાલોપર લદાઇને (મરીને) આવજો—એમ કહેતી. સાહિત્યને પણ એજ ન્યાય લાગુ પડે છે. સાહિત્ય પ્રજાના ચારિત્ર્ય-ગઠનમાં એક મહત્વના ખોરાકને સ્થાને છે. એ ખોરાક શુદ્ધ અને પૌષ્ટિકને બદલે સડેલો—કોહેલો દુર્ગંધમર્યો કિંવા આકર્ષક છતાં રોગોત્પાદક અને શક્તિક્ષય કરનારો હશે તો સમાજનું બેશુમાર અહિત થશે.

બંગાલી સાહિત્ય તો આજ ઘણાં વર્ષથી આ તરફના બધા પ્રાંતોમાં ઉંચું અને સમૃદ્ધ ગણાતુંજ આવે છે. આ લેખકના મત પ્રમાણે એનાથી બીજે નંબરે મરાઠી સાહિત્યને મૂકવું જોઇએ. અને જે હલકી માળાઓ પુસ્તકો અને વર્તાઓના નમાલા અને છેક અનિષ્ટ સાહિત્યે આજ કાલ ગુજરાતને ઘેર્યું છે તેજ શ્રેણીની સસ્તી માળાઓની દેખ દેખીને પરિણામે મહારાષ્ટ્રમાં પણ જો કે અત્યારે રાફડો ફાટેલો જોવામાં આવે છે તોપણ સમાજની એકંદર ઉન્નતિને પોષક એવા ઉપયોગી અને ખરેખરા સ્પૃહણીય ગ્રંથો અને સુયોગ્ય વિદ્વાનોને હાથે થતાં ભાષાંતરોની વાર્ષિક સંખ્યા ગુજરાતીના કરતાં મરાઠીમાં ઘણી વધારે નિકળશે. બંગાલી સાહિત્યની સમૃદ્ધિ આટલાં વરસથી ગુજરાતને જાણીતી હોવા છતાં સ્વર્ગસ્થ નારાયણ હેમચંદ્ર જેવો બંગાલી સાહિત્ય ઉપર સતત પરિશ્રમ કરી બંગાલીના અભ્યાસી તરીકે પ્રમાણ ગણાવા જેટલું ભાષાજ્ઞાન સંપાદન કરી અત્યારના ફાલ્યા ફુલ્યા બંગ સાહિત્યનાં ફળ કીમતી અનુવાદે દ્વારા ગુર્જરીને ભેટ ધરનારો બીજો એકે ગુર્જરી ભક્ત આજ સૂધી આપણામાં નિકળ્યો ? સ્વર્ગસ્થ નારાયણની ભષા તદ્દન ખરાબ અને અ-ગુજરાતી હતી, એ તો તરંગી અને બેદરકાર હતો, વગેરે ટીકાઓ કરવા માત્ર અમે સદા તૈયાર ! સ્વર્ગસ્થ નારાયણની પાછળ હિરેન્દ્રનાથ દત્તના 'ગીતાય ઇશ્વર વાદ' કિંવા બંકીમચંદ્ર ચેટરજીના 'કૃષ્ણ ચરિત્ર' જેવાં એકાદ બે પુસ્તકો શિવાય બીજા કેટલા કીમતી બંગાળી ગ્રંથોના ગુજરાતીમાં અનુવાદ થયા ? મુંબઇનું 'મરાઠી

ગ્રંથસંગ્રહાલય' પૂનાનું 'ભારત–ઇતિહાસ સંશોધક મંડલ' કે ધૂળીઆનો 'સત્કાર્યોત્તેજક સભા' (જેણે અવિશ્રાંત શ્રમ કરી રામદાસ અને રામદાસી સંપ્રદાયના બધા જુના ગ્રંથો અને હસ્તલિખિત પ્રતો મેળવી પ્રસિદ્ધ કરી છે અને કરે છે) જેવી સંસ્થાઓ આજ ગુજરાતમાં કેટલી છે ? કિંવા સુપ્રસિદ્ધ ઇતિહાસ સંશોધક શ્રીયુત્ રાજવાડે જેવા અનન્ય ઇતિહાસ ભક્ત; મોરોપંત કવિના સમગ્ર ગ્રંથો અથાગ પરિશ્રમથી સંશોધન કરી છાપી કહાડવાની લગનીમાં રાતદિવસ મસ્ત રહેનાર શ્રીયુત પરાડકર, પાલી અને બૌદ્ધ સાહિત્યના એક માત્ર અનન્ય ભક્ત પ્રો. ધર્માનંદ કોસંબી (જેઓ હારવર્ડ યુનિવર્સિટીમાં પાલીના પ્રોફેસર હતા અને હાલ ફર્ગ્યુસન કૉલેજમાં એજ વિષય શીખવે છે) વેદાંત ભક્ત પ્રો. ભાનુ શંકરાચાર્યભક્ત બાપટ શાસ્ત્રી કે સ્મૃતિ ગ્રંથોના પ્રેમી ધર્મમાર્તંડ. લેલે શાસ્ત્રી જેવા એકેક વિષયને પોતાનો કરી લઇ ત્હેની અનન્ય ભાવે ઉપાસના કરવામાં મસ્ત રહી એ ઉપાસનાનાં ફળ રૂપે સ્વભાષામાં અમુલ્ય ગ્રંથોની વૃદ્ધિ કરનારા કેટલા એકનિષ્ઠ સાહિત્ય સેવકો † ગુર્જરીને મંદિરે આરાધનામાં લીન છે ? અહીંયા કહેવું જોઇએ કે ઉપરની સંસ્થાઓ ગુજરાત વર્નાકયુલર સોસાયટીની પેઠે ત્રેતાયુગના ખખડધજ જાંબુવાનના જેવી પુરાતન ખંડેરના નમુના રૂપ કિંવા ઉપરની સાહિત્યસેવી વ્યક્તિઓ આ જાંબુવાન સોસાયટીના મેમ્બરો જેવાં 'મડાં' નથી પણ જાજવલ્ય દેશાનુરાગ તેમજ ઉત્કટ સાહિત્યપ્રેમથી ઉભરાતી અને અહોરાત્ર સ્વભાષાની સેવામાં રત રહેનારી જીવંત વ્યક્તિઓ તથા સંસ્થાઓ છે. બંગાળીઓ બંગાળી સાહિત્યને તો ઉંચું રાખતાજ આવ્યા છે પણ એ ઉપરાંત તેઓ સમસ્ત ભારતવર્ષના અને યુરોપ અમેરિકાના લોકોના વિચારો પર પણ અસર કરનારા ગ્રંથો ઇતિહાસો કે શાસ્ત્રીય ગ્રંથો લખી જે અપૂર્વ સાહિત્યભક્તિ અને ઉજ્જ્વલ દેશાનુરાગનો પરિચય કરાવે છે ત્હેનું ગુજરાતીઓમાં નામ નિશાન પણ છે? કવિવર્ય રવીન્દ્રનાથ ઠાકુર, વિજ્ઞાનાચાર્ય જે. સી. બોઝ કિંવા રસાયનશાસ્ત્રજ્ઞ પી. સી. રાય જેવા અસાધારણ પ્રતિભાસંપન્ન જગમાન્ય બંગાલીઓને છોડી દઇએ તોપણ જદુનાથ સરકારનું 'History of Aurangzeb' રાધા કુમુદ મુકરજીનું 'History of Indian shipping, કે 'Fundamental Unity of India' પ્રમથનાથ બોઝનું 'Servivals of Civilization' વિનય કુમાર સરકારનું 'Positive Back-Ground of Hindu Sociology' નરેંદ્રનાથ લૅાનું 'Ancient Hindu Polity' વગેરે પુસ્તકોના જેટલી યોગ્યતાનાં કેટલાં પુસ્તકો આજ સૂધીમાં ગુજરાતી લેખકોને હાથે લખાયાં? બંગાળ કેળવણીમાં બહુ આગળ છે, ગુજરાત બહુ પછાત છે, એ બચાવ હમેશાં રજૂ કરવામાં આવે છે; પણ ઉપરોકત લેખકો જે બંગાળના પ્રથમ શ્રેણીના (genius) નહિ પણ 'સેકન્ડ કલાસ'

* આ લેખ કેવળ સાહિત્યવિષયક હોવાથી મહારાષ્ટ્રની રાજકીય, ઔદ્યોગિક, શિક્ષણવિષયક કિંવા સામાજીક પ્રવૃત્તિઓમાં અનેક આત્મભોગ આપી નિઃસ્વાર્થવૃત્તિએ કામ કરનારા દેશભકતોનો ઉલ્લેખ ન કરતાં કેવળ સાહિત્યસેવાનું વ્રત સ્વીકારી એ ક્ષેત્રમાંજ ઝુઝનારા સ્વભાષાભક્ત સાહિત્યસેવીઓનેજ ગણાવ્યા છે.

લેખકો છે એમની યોગ્યતાના એકાદ બે લેખકો પણ ગુજરાતમાં આજ અંગ્રેજી કેળવણી શરૂ થયાં પૂરાં ચાલીસ વર્ષ થઇ ગયા પછી ન નિકળે એ વાત બચાવ થઇ શકે તેવી નથી. આપણામાં ઉત્સાહની ખામી અને જેમને ઉચી કેળવણીનો લાભ મળ્યો છે હેમનામાં પણ સાહિત્યસેવા અને દેશસેવા કરવાની ઉચ્ચ વૃત્તિઓનો અભાવ એજ એનાં પ્રધાન કારણો છે.

આપણા અત્યારના સાહિત્યના રૂગ્ણાગાર તરફ દૃષ્ટિ કરતાંજ કેવો કરૂણ દેખાવ નજરે પડે છે! જાણે વીસમા શતકના સુધરેલા યુગમાં દોઢ કરોડ સંતાનોની સમક્ષ ગુર્જરી દેવીનું વસ્ત્રહરણ થતું હોય! સાહિત્યસેવા કે દેશદાઝની કશી ઉચ્ચ કે નિઃસ્વાર્થ વૃત્તિ વગરના આજકાલના ઊંડાં સુધી ભણેલા ટટપૂંજીયાં ઉદરંભરૂ લેખકો 'સ્વયંજ્યોતિ' 'નવજ્યોતિ' એવાં એવાં અનેક ચિત્ર વિચિત્ર તખલ્લુસો ધારણ કરી બિચારી ગુર્જર પ્રજાને અનેક નમાલાં ટાયલાંઓ દમ વગરના જ્યાંત્યાંથી ચોરેલા લેખોના ટાંકા ટુકડા, વૃત્તિઓને ઉદ્દીપન કરનારી કશા ઉચ્ચ કે વિશુદ્ધ તત્ત્વ વિનાની પ્રણયકથાઓ કે પ્રતિભાશૂન્ય રસહીન કવિતાઓના વરસાદથી તરબોળ કરી મૂકે છે. બિચારી ઉગતી ઉછરતી પ્રજા ઉચ્ચતર અને અધિક તંદુરસ્ત ખોરાકની દુષ્કરતા વચ્ચે દૈનિક પત્રની ઑફીસમાંથી બ્હાર પડતાં ચોપાનીઆંઓની પેઠે ઢગલા બંધ બ્હાર પડતાં આ અનિષ્ટ સાહિત્યને વાંચીને પેટ ભરે છે. 'સાહિત્ય સેવા' આજ એવી તો 'બજારની ભાજી' થઇ પડી છે કે હરકોઇ મનુષ્ય હું વૈદ છુ, વેપારી છું કે ફોટોગ્રાફર છું એમ કહેવા કરતાં 'હું લેખક છુ' એમ અધિક સ્હેલાઇથી કહી શકે છે. બંગાલી મરાઠી, હિંદી અંગ્રેજી અને ઉર્દૂ ભાષાઓનું 'સારૂં' જ્ઞાન ધરાવનારા બબ્બે ચચ્ચાર કે છછ ગુજરાતી પુસ્તકોના લેખકો ગુજરાતમાં આજ એટલા સસ્તા છે કે તેઓ વર્તમાન પત્રો કે માસિક પત્રોની ઑફીસોમાં વીસ વીસ રૂપીઆ માસિક વેતનની જગાઓ શોધતા ફરે છે અને તેમાં નિષ્ફળ થતાં પોતે જ કોઇ 'સ્વયંજ્યોતિ' કે 'મહાજ્યોતિ' હોવાથી એકાદ સ્વતંત્ર માળા કે માસિક કહાડી પોતાની અલૌકિક જ્યોતિનો અસાધારણ પ્રકાશ ગુજરાતપર પાડવો શરૂ કરે છે, છતાં એમની દ્રષ્ટિએ એ દેશ સેવાના કાર્યમાં આત્મભોગ સમાયેલો હોવાથી એ વ્યવસાયની સાથે સાથેજ કોઇ કંપનીની એજન્સી લીધા વીના કે બેચાર કલાકનાં બે ત્રણ ટયુશનો શોધી પાંચ દસ રૂપીઆની બીજી આવક બાંધ્યા વિના સંસારયાત્રાનું ખરચ નિકળતું નથી! આજકાલ બ્હાર પડતી અનેક નવલકથાઓમાં પ્રજાના જીવનને પોષક, ઉપયોગી અને તંદુરસ્ત તત્વો કેટલાં હોય છે, ઐતિહાસિક કહેવાતી નવલકથાઓમાં ઐતિહાસિક સત્ય જરાયે હોય છે કે કેમ અને હોય છે તો તે કેટલે અંશે સચવાયું હોય છે, અત્યારના લેખકો ઘડાતા પ્રજાજીવનને ઉપયોગી થાય એવું નવું સાહિત્ય કેટલું પ્રસવે છે, એ તરફ જરીક દૃષ્ટિ કરી જોતાંજ માલમ પડશે કે, મરાઠી હિન્દી અને ગુજરાતીમાં પણ એક રૂપે કે બીજે રૂપે, આજ કે ચાર દિવસ પ્હેલાં પ્રસિધ્ધ થઇ ચુકેલી એની એ વાર્તાઓ કિંવા બંગાળી નવલકથાઓ કે ટુંકી વાર્તાઓનાં રૂપાંતરો, અરધું આમાંથી અરધું તેમાંથી અરધું બંગાળી અરધું મરાઠી તે પણ કાંતો

હિંદી જેવી ત્રીજીજ ભાષામાં થએલાં ભાષાંતર પરથી લઇને મુળ વસ્તુનો કશો નિર્દેશ કર્યા વિના Originalityનો ડોળ કરીને લખાતી વાર્તાઓ અને નવલ કથાઓનાં ચર્વિતચર્વણ શિવાય અન્ય કશું હોતું નથી. (ગઇ સાહિત્યપરિષદના પ્રમુખે ઘણું ખરૂં આ વાતને જ ઉદ્દેશીને ગુજરાતી લેખકોને પ્રતિષ્ઠિત ચોરોનું અભિધાન આપ્યું હતું એ સૌ કોઇ જાણે છે) એ ઉપરાંત સસ્તી અંગ્રેજી માળાઓ ઉપરથી સંકર ગુજરાતીમાં લખેલી બેહુદી ડીટેક્ટીવ વાર્તાઓ, અન્ય ભાષાઓમાંનાં જીવનચરિત્રોનાં અધૂરાં વૈગુણ્યપૂર્ણ ભાષાંતરો કિંવા ધાર્મિક વૃત્તિ કે ધર્મ-ગ્રંથોના કશા ઉંડા અભ્યાસ વગરના અનધિકારી લેખકોએ કેવળ આર્થિક પ્રાપ્તિની ખાતર લખેલા ધાર્મિક ગ્રંથો અથવા ઘણે ભાગે ધાર્મિક ગ્રંથોના અક્ષમ્ય પ્રમાદાભર્યા અનુવાદ. આ વસ્તુસ્થિતિનો સૌથી તાજો દાખલો હાલમાં ગુજરાતીમાં પ્રસિદ્ધ થયેલા જ્ઞાનેશ્વરીના બે કંગાલ અનુવાદ. જ્ઞાનેશ્વરી મરાઠી ભષાનો છસેં વર્ષનો જૂનો અવિબદ્ધ આદ્ય ગ્રંથ હોઇ ત્હેની ભાષા આધુનિક મરાઠીથી એટલી જૂદી અને જૂની છે કે એમ. એ. ની પરિક્ષામાં બેસનારા દક્ષિણી વિદ્યાર્થીઓને ભાષાના સવાલોમાં એના ફકરાઓ મૂકવામાં આવે છે. અને કેવળ એ જ્ઞાનેશ્વરી વાંચવાના ઉપયોગને માટેજ મરાઠીમાં એક જૂદો કોષ રચવામાં આવ્યો છે. વળી મહારાષ્ટ્રમાં અવતાર તરીકે પૂજાતા સંત કવિઓમાંના મ્હોટામાં મ્હોટા સંત કવિના મહારાષ્ટ્ર-વેદની સંજ્ઞા પામેલા આ ભગવદ્ગીતા ભાષ્યગ્રંથનો યથાર્થ અભ્યાસ મહારાષ્ટ્રમાં ચાલૂ રાખવાને એક અસાધારણ મ્હોટો સંપ્રદાય આજ ચારસો વર્ષથી મહારાષ્ટ્રમાં ચાલૂ છે. વેદો અને ઉપનિષદોના મૂળ સંસ્કૃત ગ્રંથોની જોડાજોડ મૂકાય એટલી યોગ્યતાવાળા, મહારાષ્ટ્રના અદ્વિતીય પ્રતિભાસંપન્ન સંતકવિના આ મૂળ પ્રાકૃત ગ્રંથનો અભ્યાસ અને અનુવાદ ગુજરાતનો કોઇ પ્રતિભાસંપન્ન સાક્ષર એકાદ મરાઠી સાક્ષરના સતત સહવાસમાં બે ત્રણ વર્ષ રહી કરે તોજ જે કાર્ય સફળતાપૂર્વક થાય તેવું છે તે ગ્રંથના મૂળ મરાઠીમાંની એકે ઓળી ભાગ્યેજ સમજી શકે એવા અને હિંદુ શાસ્ત્રોના કશા પરિશીલન વગરના અનધિકારી લેખકોને હાથે એ ગ્રંથના સદોષ મરાઠી ગદ્ય ભાષાંતરો પરથી થએલા બબ્બે કંગાળ અનુવાદ ગુજરાતી ભાષામાં પ્રગટ થાય એ ગુજરાતી પ્રજાનું દુર્ભાગ્ય નહિ તો બીજું શું?

છેલ્લાં ચાર પાંચ વર્ષથી આજ કાલ જેને New Vedant કિંવા Modern Vedant ને નામે ઓળખવામાં આવે છે, એ રામતીર્થ-વિવેકાનંદના લેખો, ભાષણો ઇત્યાદીને લગતું સાહિત્ય આપણે ત્યાં આવ્યું છે. આ સાહિત્ય જેટલું કંઇ આપણે ત્યાં આવ્યું છે તે બધું ઉપર ગણાવેલાં નાનવિધ નકામા સાહિત્યના કરતાં તદ્દન જુદું અને ઘણું આવકારદાયક છે ખરૂં; પણ આજથી દશ વર્ષ પ્હેલાં વાંકાનેર કંપનીનાં ' નરસિંહ મહેતો ' અને ' મીરાંબાઇ ' એ બે ભક્તિરસનાં નાટકો ગુજરાતી રંગભૂમી પર પ્રથમ ભજવાઇ અત્યંત લોકપ્રિય થતાંજ જેમ ચોમેર બસ ભક્તિજ ભક્તિરસનાં નાટકોનો રાફડો ફાટયો અને નાટકોની વસ્તુસંકલના, રસપરિપોષ કે એવી કશી વાત તરફ લક્ષ ન આપતાં ગમેતેવાં પણ ભક્તિ રસના નાટકો શિવાય ગુજરાતના ( અને ત્હેની દેખાદેખીથી મહારાષ્ટ્રના પણ અનેક ) નાટકકારોને

બીજું કશું લખવાનું, સફાળતાપૂર્વક લખવાનું, કે પ્રમાણનું ભાન રાખીને લખવાનું ધ્યાન રહ્યું નહિ તેમ આ વિવેકાનંદ-રામતીર્થ સાહિત્યના સંબંધમાં પણ થયું એમ આ લેખકને લાગે છે. જે કાર્ય વિવેકાનંદ, રામતીર્થના ગ્રંથો અને વિચારોના કોઈ સુયોગ્ય અભ્યાસીએ પોતાના લાંબા ઉંડા અભ્યાસના ફળરૂપે વિવેકાનંદ અને રામતીર્થ સંબંધે ત્રણસેં ત્રણસેં કે વધુ વધુ તો પાંચપાંચસેં પૃષ્ટનાં બે સ્વતંત્ર પુસ્તકો લખીને ગુર્જર સાહિત્યમાં ઉમેરવાનું માથે લેવાથી થઇ શકત, તે કરવાને વરસોનાં સૂધી લાંબી લાંબી માળાઓ અને મણકાઓ કે પુષ્પો તેમજ ત્હેની પાંખડીઓ દ્વારા ગુજરાતી પ્રજાના મગજને ગુંચવવામાં કે ગુંગળાવવામાં આવે એ ખરેખર આપણી દુર્બળતા સૂચવે છે. આશ્ચર્ય તો એ છે કે જ્યારે વિવેકાનંદ-રામતીર્થનાં એકેએક વ્યાખ્યાનો અને લેખોનાં બબ્બે અને ત્રણત્રણ ભાષાંતરો ગાંસડે અને પોટલે લોકો પર લાદવામાં આવે છે ત્યારે ભગવતી નિવેદિતાના ‘Master as I saw him’ જેવા વિવેકાનંદ ચરિત્ર, વિચારો અને આખા જીવન-કાર્યની કુંચી બતાવી દેનારા તેમજ વિવેકાનંદનો પરિચય થવાને એકજ ખાસ થનારા અમુલ્ય ગ્રંથનું ભાષાંતર કરવા આજ સૂધી ગુજરાતમાં કોઇ બ્હાર આવ્યું નથી. વિવેકાનંદ રામતીર્થ અને રામકૃષ્ણ પરમહંસના ઉપદેશોમાં એટલું બધું પરસ્પરસામ્ય અને પુનરૂકિત છે કે તેઓ જીંદગીમાં જેટલું કંઇ બોલ્યા હોય કે લખ્યુ હોય તેટલું બધું અક્ષરે અક્ષર માનસિક બદહજમી થાય ત્યાં સૂધી ગુજરાતી પ્રજાના મગજમાં ઠાંસવાની કશી જરૂર નથી. વેદાંતથી કંઇ લોકો અજાણ્યા નથી તેમ એ વેદાંત અંગ્રેજીમાંથી ભાષાંતર કરીને ભણવાની પણ આપણાં લોકોને જરૂર નથી એમણે પ્રત્યેકે નવું શું કર્યું, ભારત-વર્ષની જાગૃતિના ઇતિહાસમાં એમનું સ્થાન કયું, આપણી રાષ્ટ્રોન્નતિના ઉદયકાળમાં એમણે કયો મહત્ત્વનો ભાગ ભજવ્યો, આપણા પ્રાચીન વેદાંતને કયા શુધ્ધ અને આધુનિક સ્વરૂપમાં સમજાવી ત્હેમણે આપણામા નવી સ્ફુર્તિ, નવું જીવન, રેડી એક નવો જીવંત અને ઉજ્જવલ આદર્શ હિંદ વાસીઓના આગળ રજુ કર્યો, એમ-નામાંના પ્રત્યેકના ઉપદેશનું વિશિષ્ટત્વ શું, એ સવાલોનું નિરાકરણ થઇ એ મહત્વની બાબતો પર પ્રત્યેક ગુજરાતી પોતાનો ચોકસ મત બાંધી શકે એટલી માહીતી આપનારૂં ઉપર કહેલા ભગિની નિવેદિતાના પુસ્તક જેવું એકકે સ્વતંત્ર પુસ્તક સુયોગ્ય લેખકને હાથે લખાયું હોત તો આજ વિવેકાનંદ અને રામતીર્થનાં હજાર હજાર પાનાં વાંચ્યા પછી વેદાંતના કિંવા સ્ફૂર્તિદાયક વચનોના એ બૃહદારણ્યકમાંથી નિકળતાં ‘રામની સીતા કોણ?’—એ જાણવું બાકી ને બાકી રહી અનેક વાચકોના મગજમાં જે પંચધાન ખીચડીની પંચધાન ખીચડીજ રહે છે તે રહેત નહિ અને લોકોના મગજ, સમય અને દ્રવ્ય ઉપરનો આ નિષ્પ્રયોજનીય ટૅકસ ઓછો થાત. *

* વળી અસામાન્ય શકિતવાળ લેખકોના લેખ સારાસાર વિવેક કર્યા વિના કેવળ શ્રદ્ધાથી બહુ ઉપયોગી ગણી લઇ વાચવાથી સામાન્ય શ્રેણીના વાચકવર્ગને બહુ લાભ થતો નથી. કારણકે એમના લેખિની એટલી બધી ઓજસ્વિની હોય છે અને એમની દલીલો એટલી નિરૂત્તર કરી મૂકનારી હોય છે અને એમનાં અનુમાનો એટલાં બધાં ચોકસ હોય છે કે સામાન્ય શ્રેણીના વાંચકને પોતાની ન્યાયબુદ્ધિ ટકાવી રાખી એ લેખો ઉપર સ્વતંત્રપણે વિચાર ચલાવી ત્હેના ઉપર પોતાના ચોકસ મત બાંધવાની શકિત હોતી નથી અને તેથી તેઓ એવા પ્રત્યેક લેખની દલીલોના જોડે, ઘસડાઇ જઇ સહજ પોતાનો બુદ્ધિભેદ કરી લે છે. દાખલા તરીકે, મીસેસ બીસન્ટ, બપીનચંદ્રપાલ સંત નિહાલસિંગ વગેરેના લેખો.

આ કરૂણ વસ્તુ સ્થિતિ આપણા પ્રમાણ જ્ઞાનની ( Sense of Proportion ) ખામી, સ્વતંત્ર મુદ્દાસર ગ્રંથો લખી શકવા જેટલો અભ્યાસ કરવા તરફ ઉદાસીનતા તેમજ ઉત્પાદક શક્તિ ( Originality ) ના શોચનીય અભાવની શું દ્યોતક નથી? રાષ્ટ્રોન્નતિના કાર્યમાં—જાતિના ચારિત્ર્યગઠનના કાળમાં—સાહિત્યના ભંડારમાં અનેક ઉજ્જવલ ગ્રંથોના ઉમેરા થવા જોઇએ અને તે એ ચારિત્ર્યગઠનના કોઇને કોઇ અંગને પોષક અને સંવર્ધક નિવડે એવાજ હોવા જોઇએ. જીવનદાયક-જાગૃતિદાયક જાજ્વલ્ય અને જીવંત સાહિત્યની અત્યારે જાતિને જરૂર છે. અઢાર દિવસના જુઠા ટાઢા ટુકડાઓની નહીં.

ગુજરાતમાં 'સસ્તા સાહિત્ય' જેવું એક ખાતું સાહિત્ય સેવાના એક માત્ર ઉચ્ચ હેતુથી પ્રેરાઇને સાક્ષર વર્ગની ઉદાસીનતા અને બીજી અનેક અડચણો વચ્ચે આજ કેટલાંક વર્ષથી ગુજરાતી પ્રજાને સસ્તી કીંમતે ગ્રંથો પૂરા પાડી ગુર્જરોની નિઃસ્વાર્થ સેવા કરે છે એ સંબંધે આ લેખકને કે ગુજરાતી સાહિત્યના કોઇ પણ ખરા હિતચિંતકને કશીએ શંકા નથી. ઉલટો એ આદર્શભૂત સંસ્થાને માટે સૌ કોઇને બહુ ઉંચો મત અને અભિમાન છે. છતાં આ લેખકનો એવો નમ્ર પક્ષ છે કે ગુજરાતને આજ કેવા પ્રકારનું સાહિત્ય બહુ સસ્તી કીંમતે મળવાની જરૂર છે? કેવા પ્રકારનાં પુસ્તકો સસ્તામાં સસ્તી કીમતે ઘેર ઘેર વંચાવાની જરૂર છે? ભાગવતનો એકાદશ સ્કંધ અને યોગવાસિષ્ઠ? ટૉડ રાજસ્થાન, યોગવાસિષ્ઠ, ભાગવત કે જ્ઞાનેશ્વરી જેવાં જૂનાં અને સર્વત્ર પ્રચાર પામેલાં પુસ્તકો બહુ સસ્તી કીમતે ન મળે તો બહુ નુકસાન નથી. એ વિના આજ ગુજરાત ચલવી શકે તેમ છે. ઉપરોક્ત સંસ્થા જેવી ઉચ્ચ હેતુઓવાળી નિઃસ્વાર્થ સાહિત્યસેવી સંસ્થાએ ગમે તેવું સાહિત્ય સસ્તું કરી આપવું કિંવા ઉપયોગી તરીકે સિદ્ધ થઇ શકે એવા ગ્રંથો સસ્તા કરી આપવા એમ નહિ. પણ, આજ જે વધારેમાં વધારે ઉપયોગી થાય અને ગુજરાતી પ્રજાની રાષ્ટ્રીય ઉન્નતિના પ્રયત્નમાં વધારેમાં વધારે સહાયક નીવડે, ઉછરતી પ્રજામાં નવી જાગૃતિ આવે, નવું ચૈતન્ય રેડાય અને તેમનાં ચારિત્ર્ય પર અસાધારણ પ્રમાણમાં ઉજ્જવલ અસર કરી રાષ્ટ્રબંધારણ ( Nation-Rebuilding ) માં મહત્વનો ભાગ ભજવે એવાજ પ્રકારના ગ્રંથ પ્રકાશન કાર્યમાં ત્હેણે પોતાની બધી શક્તિઓનો વ્યય કરવા પ્રવૃત્ત થવું જોઇએ. જો નિઃસ્વાર્થપણેજ સાહિત્ય સેવા કરવી છે તો પછી ઉંચામાં ઉંચા પ્રકારની અને વધારેમાં વધારે ઉપયોગી સાહિત્ય સેવા કાં ન કરવી? મદ્રાસની નાટેસન કે ગણેશ કંપની કિંવા ઇંગ્લંડની Everyman Library વગેરે જે પ્રકારનાં પુસ્તકો સસ્તાં કરી આપવાની ચુંટણી કરે છે તે નિઃસંશય અનુકરણીય છે.

આપણા સાહિત્યની આ દશા કોણ કહેશે કે સંતોષકર છે? એકકેક વિષય ખાસ અભ્યાસને માટે પસંદ કરી ત્હેનો પરિશ્રમપૂર્વક અભ્યાસ કરી ઉપયોગી પુસ્તકો લખી તેનો જનસમાજને લાભ આપવાનો નિશ્ચય કરનારા સાહિત્યસેવીઓની, 'હમણાં' અને 'હવાં' ના વિવાદોમાં વધારે ઉપયોગી થઇ શકે એવા સમયનો

અપવ્યય કરનારાઓના કરતાં અત્યારે આપણામાં બહુ વધારે જરૂર છે. ગ્રંથ લખવાનો અધિકારી ગણાવા જેટલો વિષયનો અભ્યાસ ન થયો હોય તેવા વિષય ઉપર નમાલાં પુસ્તકો લખી કિંવા અનુવાદો કરી ગુર્જર સાહિત્યમાં કચરો ભરનારને સાક્ષરો પત્રકારો અને સાહિત્યના શુભચિંતકોએ સખત ટીકાઓ કરી લોકાશ્રય પામતાંમાં નીષ્ફળ કરી મૂકવા તેમજ બીજી બાજુએ ઉછરતા ઉત્સાહી લેખકોને ઉત્તેજન આપી યોગ્ય દીશાએ દોરવા અને એ રીતે ગુર્જર સાહિત્યનું એકીવારે સંરક્ષણ તેમજ સંવર્ધન કરવાનું કાર્ય આપણા સાક્ષરવર્ગે હાથમાં લેવાની ઘણીજ અગત્ય છે. અત્યારનો આપણો સાક્ષરવર્ગ તેમજ આખી કેળવાયલી આલમ આ વસ્તુસ્થિતિ સુધારવાને જવાબદાર છે. એ ફરજ અદા કરી માતૃભાષા પ્રત્યેનું ઋણ ફેડવાને ગુજરાતના સુપુત્રોએ હવે કમ્મર કસવી જોઈએ. ઉંચી કેળવણીનો લાભ પામેલા ગુર્જરીના પ્રત્યેક પુત્રે યાદ રાખવાનું છે કે "To those whom much is given, much is also expected."

સ્વામી આનંદાનંદ.

---

# ચાર્લીનું નશીબ.

---

રોલપોર્ટથી થોડેક દૂર એક ટેકરીની નીચે બે ઝુંપડાંઓ પાસે પાસે આવેલાં હતાં. આ ઝુંપડાંમાં રહેનાર, બાજુમાંની શુષ્ક, વેરાન જમીન પર સખત મહેનત કરી પોતાનું તથા પોતાનાં બાળ બચ્ચાંઓનું ગુજરાન કરતાં. તેમને દરેકને ચાર ચાર છોકરાં હતાં; અને આ આઠે છોકરાંઓ સ્હવારથી સાંજ સુધી એકઠાં મળી ઝુંપડાના બારણા આગળ રસ્તા પર રમ્યા કરતાં. સૌથી મોટા બે છ વરસના હતા, અને નાનાં બેને પંદરેક મહીના થયા હતા. આ બન્ને જોડાંઓના લગ્ન અને પછી તેમના બાળકોના જન્મ લગભગ એકજ વખતે થયાં હતાં.

છોકરાંઓ સર્વે ભેગાં થઇ રમતાં, ત્યારે તેમની મા તેમને માંડ માંડ પારખી શકતી; અને તેમના બાપ તો તેમને બોલાવવા જતાં ઘણી વખત ગોટાળો કરી નાંખતા. એમના નામ પણ તેમના મગજમાં એટલાં તો ભળી ગયાં હતાં કે જ્યારે કોઇ એકને બૂમ મારવી હોય ત્યારે હંમેશ એક પછી એક એમ ત્રણ ચાર નામો સાથે બોલવા પડતાં.

રોલપોર્ટ જતાં પ્હેલા ઝુંપડામાં ટુવેક રહેતો; તેને ત્રણ છોકરા અને એક છોકરી હતાં. બીજામાં વેલીન રહેતો; એને ત્રણ છોકરી ને એક છોકરો હતો.

આ સર્વે પ્રાણીઓ સુપ, બટાટા, અને તાજી હુવા પર જેમ તેમ ગુજરાન ચલાવતાં. સવારના સાત વાગે, બપોરના, અને સાંજના ૭ વાગે, છોકરાંઓની મા, તેમને એકઠાં કરી જમાડતી. છોકરાંઓ, પચાસ વરસના વપરાસથી ઘસાઇ લીસાં થઈ ગયેલાં લાકડાના બાંક પાસે, ઉમર વાર ગોઠવાઈ જતાં. સૌથી નાનાનું મોં બાંક સુધી માંડમાંડ પહોંચતું. તેમની આગળ કાંદા બટાટાના પાણીમાં નાંખેલા રોટલીના ટુકડાથી ભરેલી એક મોટી રકાબી મૂકવામાં આવતી, અને તેમાંથી આખું કુટુંબ, જ્યાં સુધી ભુખ શાંત થાય ત્યાં સુધી જમતું. મા પોતે સૌથી નાનાને જમાડતી. રવીવારે હંમેશ તપેલામાં તરકારીની સાથે માંસનો એક નાનો ટુકડો નાંખતાં અને તે દિવસે બધા ખુબ હોંસથી જમતાં. છોકરાંઓનો બાપ પણ, તે દિવસે, જમ્યા પછી થોડોક વખત બેસતો. અને ફરી ફરીને કહેતો કે "હું ઇચ્છું છું કે આપણે રોજ આવું જમતાં હોઇયે."

ઑગસ્ટ મહીનાની એક સવારે તે ઝુંપડાં આગળ એક સુંદર ડોગકાર્ટ ઉભી રહી, અને એક તરુણ સ્ત્રી, કે જે પોતેજ ગાડી હાંકતી હતી, તે પોતાની બાજુમાં બેઠેલા પુરુષને કહેવા લાગી:—

"અરે હેન્રી, આ બચ્ચાંઓ તો જુઓ! આમ ધૂળમાં રમતાં તેઓ કેવાં વ્હાલાં લાગે છે!"

તે પુરુષ, આ દુઃખની હાય, બલકે ડપકા જેવા લાગતા આ ઉભરાઓથી ટેવાઈ ગયેલો હતો. તે કશું બોલ્યોજ નહિ.

તે સ્ત્રીએ આગળ ચલાવ્યું "હું તેમને બચી કરું! હા, આમાનું એક પેલું સૌથી નાનું જ મને મળે તો હું કેવી સુખી થાઉં!"

અને પછી, એકદમ ગાડીમાંથી ઉતરી તે છોકરાંઓ તરફ દોડી ગઈ, અને એ નાના બાળકોમાંના એક—ટુવોકના બાળકને ઉચકી લઇ, તેના ગંદા ગાલ, તેના ગુચ્છાદાર પણ ગુંચવાઇ ગયેલા વાળ, તથા તેના મેલા હાથ પર બચીઓ કરવા લાગી; અને તે બાળક તો આ અજાણી બાઇના આટલા બધા વ્હાલભર્યા લાડથી ગભરાઈ મૂઠીઓ વાળી તેના હાથમાંથી છૂટવાને, ખેંચતાણ કરવા લાગ્યો.

પછી તે તેને જમીન પર મૂકી, એકદમ પાછી ગાડીમાં બેસી ગઇ અને ગાડી ઝડપથી હંકારી ગઈ. પણ બીજે અઠવાડીયે તે પાછી આવી, છોકરાંઓની વચ્ચે જમીન પર બેસી ગઇ, અને તે બાળકને હાથમાં લઇ, તેના હાથ કેકથી ભરી નાંખ્યા, બીજાં છોકરાંઓને પણ મીઠાઈ આપી, અને પોતે પણ એક નાનું છોકરુંજ હોય તેમ, તેમની સાથે રમવા લાગી. આ બધો વખત, તેનો ધણી ગાડીમાં તેની વાટ જોતો બેસી રહ્યો હતો.

ફરીથી તે પાછી આવી, ત્યારે તેણે તેમના માબાપની ઓળખાણ કરી, અને પછી મીઠાઇઓ અને રમકડાં લઇ દરરોજ આવવા લાગી.

આ સ્ત્રીનું નામ મીસીસ હેન્રી ડયુબીયેર હતું.

એક સહવારે તે જયારે આવી, ત્યારે તેનો ધણી પણ ગાડીમાંથી ઉતર્યો. અને બાઇ પોતે હંમેશ મુજબ, પોતાના નાના દોસ્તોની સાથે વાત કરવાને બદલે એકદમ, તે ઝુંપડાંઓમાંના એકમાં ચાલી ગઈ.

તે ઝુંપડાંમાં મા અને બાપ લાકડાં ફાડતાં હતાં; તેઓ ચમકી ઉભાં રહી ગયાં; આ મળવા આવનારને ખુરશીઓ આપી, તેઓ શું કહે છે તે સાંભળવા તૈયાર થઇ રહ્યાં. તે સ્ત્રીએ અચકાતા, ધ્રુજતા અવાજે શરુ કીધું:—

"ભલા માણસ, હું તમારે ત્યાં આવી છું,—તમને મળવાને આવી છું, કારણ કે મને...હું તમારો...તમારો નાનો છોકરો મારી સાથે મારે ઘેર લઇ જવા માંગું છું."

તે ગામડીઆઓ તો કશું સમજયાં નહિ, અને આશ્ચર્યથી ચકીત થઇ ચુપચુપ ઉભા રહ્યાં.

જરા શ્વાસ લઇ, તે બાઈ ફરીથી બોલી "અમને છોકરાં નથી; અમે એકલાં—તદનજ એકલાં છીએ—મારો ધણી અને હું. અમે તમારાં બાળકની બરાબર સંભાળ લઇશું. અમે તેને લઇ જઈએ?"

તે ખેડુતની સ્ત્રી કાંઇક સમજી અને પૂછવા લાગી "તમે અમારા ચાર્લીને લઈ જવા માંગો છો? ના, બાઇ; નહીં બને."

પણ એટલામાં મી. ડયુબીયેરે વચ્ચેથી બોલવા માંડયું "મારી સ્ત્રી પોતાના મનની વાત બરાબર કહી શકી નથી. અમે તે બાળકને અમારૂં કરી લેવા માંગીએ છીએ; પણ તે તમને મળવાને કોઇ કોઇ વખત આવશે. જો તે સારો નીવડશે, અને અમને આશા છે કે તેમજ થશે, તો અમે તેને અમારો વારસ કરીશું. કદાચ અમને અમારાં પોતાનાં છોકરાં થશે, તો પણ તેને તેમની સાથે સરખો ભાગ મળશે. પણ તે અમારી આશા મુજબ નહીં નીવડે તો તે લાયક ઉમરનો થશે ત્યારે અમે તને આઠસો પાઉંડ આપશું. આ રકમનું ટ્રસ્ટ કરી હું હમણાંજ વકીલને ત્યાં મૂકીશ. અને અમે તમારો પણ વિચાર કીધો છે; તમને તમારી જીંદગી સુધી દર મહીને ચાર પાઉંડ મળશે, કેમ, સમજ પડી?"

તે ખેડુત સ્ત્રી ગુસ્સાભેર ખુરસી પરથી ઉઠી ઉભી થઈ.

"હું મારા ચાર્લીને વેચું? ના—નહિજ, તમારો મોટો ઉપકાર થયો—કેવી સુંદર વાત! શરમ છે!"

તેનો ધણી ગંભીર થઇ ચુપચુપ બેઠો હતો. પણ તેણે ડોકું હલાવી તેની સ્ત્રીના વચનને ટેકો આપ્યો.

મીસીસ ડયુબીયેર, તદ્દન નાશીપાશ થઇ, રડવા લાગી, અને એક લાડ લડાવેલું બાળક, પોતાની ઇચ્છાનો અનાદર થતાં જેમ રડવા લાગે, તેમ તે ડુસકા મૂકી રડવા લાગી.

"મને નહિ આપે, હેન્રી ! એ લોક મને નહિજ આપે !"

મી. ડયુબીયેરે એક છેલ્લીજ વખત કહી જોયું:

"પણ, ભલા માણસ, તારા બાળકનું ભવિષ્ય, તેના સુખનો તો વિચાર કર..."

ગુસ્સાથી ઉકળતી તે સ્ત્રીએ તેને બોલતો બંધ કરી દીધો.

"વિચાર કીધો ! અહિંથી બહાર જાઓ ! હું તમારું મ્હોં પણ કદી જોવા માંગતી નથી ! લોકોના બાળક લઈ જવા આવ્યાં છો !"

પણ જતાં જતાં મીસીસ ડયુબીયેરને યાદ આવ્યું કે બહાર તો બે નાનાં બાળક હતા, અને તેથી એક ચઢાવી મૂકેલી સ્ત્રીની હઠથી પૂછયું:

"પણ પેલું બીજું, તે તો તમારું નથી ને ?"

ટુવેકે જવાબ દીધો, "ના, તે અમારા પડોસીનું છે; તમને ગમે તો ત્યાં જાઓ."

એમ કહી તે પાછો પોતાના ઘરમાં ગયો, જ્યાં તેની સ્ત્રીના ગુસ્સાભર્યા શબ્દોના ભણકારા હજી શમ્યા નહોતા.

વોલીનને ત્યાં બધા જમવા બેઠા હતા. તેમની આગળ પડેલી રકાબીમાંથી જરા જરા માખણ રોટલી પર ચોપડી તેઓ ધીમે ધીમે ખાતા હતાં.

આ વખતે મી૦ ડયુબીએરે કાંઇક વધુ સંભાળથી, વધુ ડહાપણથી પોતાની ઇચ્છા કહી સંભળાવી.

પહેલાં તો ધણી ધણીઆણી ના કહી ડોકું ધુણાવવા લાગ્યા, પણ જ્યારે જાણ્યું કે તેમને દર મહીને ચાર પાઉંડ આપવાના હતા, ત્યારે વિચાર કરવા લાગ્યા; અને મન ઢીલું થતાં, એક બીજાની સામું જોઇ આંખના ઈશારાથી વિચાર પૂછવા લાગ્યા.

થોડો વખત તો તેઓ તદ્દન ચુપ રહ્યા. તેમનું મન આમતેમ ખેંચાતું હતું, શું કરવું તે સુઝતું નહોતું. આખરે તે સ્ત્રીએ પૂછયું:

'કેમ, શું ધાર્યું ?'

'કાંઇક વિચાર કરવા જેવું છે ખરૂં.' તેના ધણીએ ગોળ ગોળ શબ્દમાં જવાબ આપ્યો.

મીસીસ ડયુબીયેર અધીરાઈ અને ચિંતાથી ધ્રુજતી, તેમને તે બાળકનું ભવિષ્ય, તેનું સુખ અને પછી છેવટે, જે સઘળી દોલતનો એ માલીક થશે, તે વિષે ફરી ફરીને કહેવા લાગી.

"દર મહીને ચાર પાઉંડના લવાજમ માટે તમો વકીલ પાસે લખત કરાવી આપશો ?" ખેડુતે પૂછયું. "બેશક, તમે કહો તો કાલેજ," મી૦ ડર્યુબીયેરે જવાબ આપ્યો.

ફરીથી લાંબો વિચાર કરી મા બોલી:

"મહીને ચાર પાઉંડ કંઇ મારા બાળકને માટે પૂરતા નથી; થોડા વરસમાં તો તે કામ કરવા લાગશે; અમને તો પાંચ પાઉંડ જોઇશે."

મીસીસ ડયુબીયેરે અધીરાઇથી જમીન પર પગ ઠોકી, તે વધારાનો પાઉંડ આપવાનું તરતજ કબુલ રાખ્યું; અને તે બાળકને તેજ વખતે લઇ જવા માગતી હતી, એટલે ત્યાંને ત્યાંજ તેના માબાપને પાંચ પાઉંડ કાઢી આપ્યા, અને તેના ધણીએ તરત લખત પણ ઘડી નાંખ્યું. ગામના મેયર તથા એક પડોશીને બોલાવી મંગાવ્યા, અને તેઓએ ખુશીથી તે પર સાક્ષી તરીકેની સહી કીધી.

પછી કોઇ છોકરું જેમ દુકાનમાંથી ઘણો વખત થયાં જોઇ રાખેલું રમકડું ઉપાડી જાય તેમ આ હર્ષથી છલકાઇ જતી સ્ત્રી તે ચીચયારી પાડતા બાળકને ઉચકી પોતાની જોડે લઇ ગઇ.

ટુવોક અને તેની સ્ત્રી પોતાના બારણામાંથી તિરસ્કારભરી કે પછી કદાચ—કોણ જાણે પોતે ના કહી તે માટે પસ્તાવાભરી નજરે આ સઘળું જોતાં હતાં.

પછી કેટલોક વખત સુધી નાના જેક વોલીન વિષે કશું સાંભળવામાં આવ્યું નહિ; પણ તેના માબાપને વકીલ પાસેથી દર મહીને પાંચ પાઉંડ મળ્યા કરતા. તેઓ તેમના પડોશી પર બહુ ગુસ્સે હતા, કારણકે મીસીસ ટુવોક તેમનો બહુ તિરસ્કાર કરતી, ઘેરે ઘેર ફરીને કહેતી કે પોતાના પેટના છોકરાને વેચી નાખનાર કેવાં નિર્દય, પાપી, બેશરમ હોવાં જોઇએ!

કોઈ કોઈ વખત તો તે જરા રોફબંધ પોતાના ચાર્લીને હાથમાં લઈ, મોટે અવાજે કહેતી:—

"મેં તને વેચી નાખ્યું નહિ, મારા લાડકા! હું કાંઇ મારા બાળકને વેચતી નથી. હું શ્રીમંત નથી પણ હું કાંઇ મારા બાળકને વેચતી નથી."

અને ઘણાં વરસો સુધી, ટુવોકને ત્યાં બારણાં આગળ પાસેના ઝુપડાંમાં સંભળાય તેમ આવા મ્હેણાભર્યાં બે વચન રોજ બોલાતાં. અને થોડાક વખતમાં તો ચાર્લીને વેચ્યો નહિ માટે મીસીસ ટુવોક પોતાની આજુબાજુ રહેનારાઓમાં પોતાને શ્રેષ્ઠ માનવા લાગી. અને જે કોઇ તે વિષે વાત કરતું તે પણ કહેતું કે:

"લાલચ તો મોટી હતી, છતાં એક સાચી માની માફક તેણે ના પાડી."

તે એમ આદર્શ રુપ થઇ પડી હતી; અને ચાર્લી કે જે હવે સમજણો થયો હતો તે પણ પોતાની માએ પોતાને વેચ્યો નહિં માટે, પોતાના સોબતીઓ કરતાં પોતાને કાંઇક વધારે માનવા લાગ્યો.

મહીને પાંચ પાઉંડ મળતા એટલે વોલીનનું કુટુંબ કાંઇક સુખમાં રહેતું. તેમનું સુખ અને ટુવોકની ગરિબાઇ વચ્ચેનો તફાવત મીસીસ ટુવોકના દુખમાં વધારો કરતો.

ટુવોકનો સૌથી મોટો છોકરો લશ્કરમાં જોડાયો હતો. બીજો મરણ પામ્યો હતો. અને ચાર્લી એકલોજ તેના ઘરડા બાપની સાથે કામ કરવા તથા તેની મા અને બે નાની બ્હેનોનું ગુજરાન કરવા ઘેર હતો.

તેની ઉમર હવે એકવીશ વરસની થઇ હતી. એ અરસામાં એક સવારે એક ભપકાદાર ગાડી તે ઝુંપડાં આગળ આવી ઉભી રહી, અને તેમાંથી એક સુંદર પોશાકમાં સજ થયેલો તરૂણ ઉતર્યો. એના જાકીટનાં ખીસામાંથી સોનાનો છેડો લટકતો હતો. તેણે ગાડીમાં બેઠેલી એક મોટી ઉમરની, સફેદ વાળવાળી સ્ત્રીને હાથ આપી નીચે ઉતારી. તે બાઇ બોલી:

" આ, બીજું ઘર—મારા દીકરા "

અને તે તરૂણ જાણે પોતાના ઘરમાંજ જતો હોય તેમ ઝુંપડામાં દાખલ થયો.

તેની ઘરડી મા કપડા ધોતી હતી. અને હવે કાંઇક સુકાઇ ગયેલો બાપ એક ખુણામાં ઝુકતો પડયો હતો. ખખડાટ સાંભળી બન્નેએ બારણા તરફ જોયું, અને તેમને જોઇ તે તરૂણ બોલી ઉઠયો:

" કેમ છો, બાપા ? કેમ મા, ઠીક છોને ? "

તેઓ એકદમ અચકી ઉભાં થયાં. તે ખેડુત સ્ત્રીના હાથમાંથી સાબુ પડી ગયો, અને તે અચકાતી અચકાતી બોલી:

" કોણ મારા બેટા ? અરે, તુંજ કે ? "

તે તરુણ તેનો હાથ લઇ, તે પર બચીઓ કરતો બોલ્યો : 'મા, કેમ છો !'

તે વૃદ્ધ ખેડુત, આ ખુશાલીભર્યા બનાવથી ધ્રુજતો છતાં પોતાની હંમેશની શાંત, વ્યાવહારૂ રીતે બોલ્યો:

'કેમ, જેક ત્યારે તું પાછો આવ્યો ખરો ?'

તેમના મનનો ખળભળાટ શાંત થયો, ત્યારે તે છોકરાને બહાર દેખાડવા લઇ ચાલ્યા. પહેલાં તેઓ મેયરને ત્યાં ગયા, અને ત્યાંથી પછી દેવળના પાદરી અને નિશાળના માસ્તર પાસે.

બારણામાં ઉભાં રહી, ચાર્લીએ તેને જતાં જોયો હતો.

તે સાંજના, વાળુ કરતી વખતે, ચાર્લીએ પોતાનાં ઘરડા માબાપને કહ્યું:

"મારે બદલે વોલીનના છોકરાને લઇ જવા દીધો તેમાં તમે મોટી બેવકુફાઇ કીધી."

તેની માએ જરા મમત કરી કહ્યું "કે મારા બાળકને સ્વપ્ને પણ વેચું નહિં."

બાપ તો કશું બોલ્યોજ નહિં.

પણ ચાર્લીએ કહ્યું "તમે મારી કેટલી ખરાબી કીધી! શરમ છે તમને!"

આ શબ્દો સાંભળી ઘરડા ડુવોકથી રહેવાયું નહિ. તે ગુસ્સે થઇ બોલી ઉઠયો:

'તને રાખ્યો તે માટેજ તું અમારો તિરસ્કાર કરે છે!'

'હા', નિર્દય થઈ તે છોકરાએ જવાબ આપ્યો "હું તમને ધીકકારૂં છું. તમે બેવકુફ છો! તમારા જેવા માબાપ તો એક શ્રાપ સમાન છે. હું તમારી સાથે વધુ રહેવા ઇચ્છતો નથી."

તેની મા રડતી હતી. સુપથી ભરેલો ચમચો તેના હાથમાં હતો, અને ડચકું આવતા તે ઢોળાઇ ગયો:

'છોકરાંઓ ઉછેરવાને જીવતોડ મહેનત કીધી તેનો આ કેવો બદલો!'

છોકરો અધીરો થઈ બોલ્યો, "છઉં તેવો હોવાને બદલે જનમ્યોજ ન હોતે તો સારું થતે. હમણાં મેં તે છોકરાને જોયો ત્યારે મારુ લોહી ઉકળવા લાગ્યું. મારા મનથી કહેવા લાગ્યો કે આજે હું આવો હતે."

પછી તે ઉઠી ઉભો થયો.

"વારૂ, ત્યારે, હું અહિંથી જાઉં એજ ઠીક છે. કારણ કે તમારી સાથે રહીશ તો હમેશ ગાળો દઈશ, અને તમારી જીંદગી દુ:ખી કરીશ.—હું તમને કદી પણ માફ કરી શકીશ નહિં."

તેનાં રડતાં માબાપ દુ:ખ અને આશ્ચર્યથી ચુપ થઈ જોઇ રહ્યા.

'ના, નહિજ, અહિયાં હવે રહી શકાય જ નહિ,' તે બોલ્યો, 'બીજે કેથે હું મારું ફોડી લઇશ.'

તેણે બારણું ઉઘાડયું. બાજુના ઝુંપડામાં ખુશાલીભર્યો અવાજ સંભળાયો; વોલીનને ત્યાં પાછા આવેલા છોકરા સાથે તેઓ હસતા બોલતા હતા.

તરતજ ચાર્લી, જમીન પર પગ પછાડી પોતાના માબાપ તરફ ફરી બોલ્યો:

'બેવકુફો!'

અને પછી તે રાત્રીના અંધકારમાં ગુમ થઇ ગયો.*

મનુ મર્ચન્ટ.

---

* જગપ્રસિદ્ધ લેખક ગી ડ મોપાસાની એક ફ્રેંચ વાર્તા ઉપરથી

# પ્રાથમિક કેળવણી.

## સને ૧૯૧૪-૧૫ માં મુંબઈ ઈલાકામાં પ્રગતિ.

---

૦ સને ૧૮૫૪ ના 'વૂડ ના ખલિતા'ને નામે પ્રખ્યાતિ પામેલી, ઇસ્ટ ઈંડીયા કંપનીના બૉર્ડ ઑફ્ કંટ્રોલના પ્રમુખ તરફથી મળેલી આજ્ઞાપત્રિકામાં પહેલીજ વાર સાધારણ જનસમૂહને કેળવણીનાં સાધનો પૂરાં પાડવાં તે રાજ્યની ફરજ છે એમ સ્પષ્ટ સ્વીકારવામાં આવ્યું. ત્યારથી આજ સુધીમાં, એટલે છેલ્લાં ૬૦ વર્ષ થયાં, પ્રજાના મોટા સમૂહ પ્રત્યેની, ૮૦ ટકા જેટલી વસ્તી પ્રત્યેની, ફરજ ઈંગ્રેજ સરકાર કોઈ વખત કીડી વેગે તો કોઈ વખતે કંજુસની ઉદારતાવાળા મોકળે મને, કોઇ વખતે અગાડી વધીને તો કોઇ વખતે બે પગલાં પાછાં હઠીને, બજાવતી આવી છે. સાઠ વર્ષમાં થયેલી પ્રગતિ પર દ્રષ્ટિ કરીએ છીએ ત્યારે તો નિરાશા, શંકા, ચિંતા થાય છે, અને આવી રીતે ચાલતા સંઘને દ્વારકા પહોંચતાં હજુ બીજાં કેટલાં વરસ, કેટલા જમાના, લાગશે એની ગણત્રી ત્રિરાશીથી કરીએ છીએ, ત્યારે તો હતાશજ થવું પડે છે. અમેરીકાના યુનાઇટેડ સ્ટેટ્સને ફીલીપાઇનના ટાપુઓ હાથમાં લીધાને હજુ પંદરજ વર્ષ થયાં છે, જાપાનને કોરીઆ પ્રાંત તાબામાં લીધાને આઠજ વર્ષ થયાં છે, તેટલી ટુંક મુદતોમાં થયેલા કામના આંકડાઓ જ્યારે હિંદુસ્તાનમાં ઈંગ્રેજ સરકારે ૬૦ વર્ષમાં કરેલા કેળવણીના વધારાના આંકડાઓની સાથે સરખાવીએ છીએ ત્યારે એવાજ નિશ્ચય ઉપર આવવું પડે છે કે કેળવણી ખરેખર જો સાર્વજનિક સરકારને કરવીજ હોય તો પછી ૫૦ યા ૧૦૦ વર્ષ સુધી રાહ જોવાની કોઇને ધીરજ નથી, અને પ્રાથમિક કેળવણીને છોકરાઓ તથા છોકરીઓને માટે ફરજીયાત કરવીજ જોઈએ.

### સરકારી રીપોર્ટો.

ગયા મહિનામાં મુંબઇ સરકારના કેળવણી ખાતા તરફથી સને ૧૯૧૪-૧૫ માં થયેલાં કામકાજનો રીપોર્ટ તથા પ્રગતિના આંકડાઓ બહાર પડયા હતા, તથા તે ઉપરનું મુંબઈ સરકારે પોતાનું દિગ્દર્શન છાપાઓ દ્વારા પ્રજાને જણાવ્યું હતું. દરેક ઇલ્લાકા તથા પ્રાંતના કેળવણી ખાતાં તરફથી આ પ્રમાણે વાર્ષિક રીપોર્ટ તથા આંકડાઓ પ્રગટ થાયછે, અને સમસ્ત હિંદુસ્તાનનો રીપોર્ટ દર પાંચ વર્ષે, અને ૧૯૧૩-૧૪ની સાલથી તો વાર્ષિક પણ, પ્રગટ થાયછે. દેશમાં વસતા દરેક જાહેર પુરુષે આ રીપોર્ટોનો ખાસ અભ્યાસ કરવો, અને પોતાના પ્રાંતમાં, વિભાગમાં યા જીલ્લામાં કેટલી પ્રગતિ અથવા પાછી ગતિ થઈ તે પોતાના જીલ્લાના લોકોને જાહેર ભાષણ અથવા પત્રિકાઓ મારફત જણાવવું, એવી નમ્ર સુચના

છે. આવા રીપોર્ટો શહેરે શહેર અને ગામડે ગામડે માણભટની કથાની માફક વંચાવા જોઇએ છે, કે જેથી પ્રજા તરીકે આપણે કેટલા પછાત છીએ અને હજુ કેટલી કુચ કરવાની છે તે કાયમ ખ્યાલમાં રહે. આ રીપોર્ટો ઇંગ્રેજી ભાષામાંજ પ્રગટ થાય છે તે વાત ખરીછે, પણ દેશી ભાષાઓમાં આખા રીપોર્ટના અથવા પ્રાથમીક કેળવણીને લગતા ભાગનો તરજુમો કોઈ પણ થોડા *મૂલ્યે પ્રગટ કરી શકે. આવા રીપોર્ટો સરકાર થોડી કીંમતે વેચેછે કે જેથી તેનો સારો ફેલાવો થાય. રીપોર્ટની સાથે એક પૂરવણી 'બ્લુ બુક' પણ પ્રગટ થાય છે અને તેમાં જુદા જુદા જીલ્લા તથા શહેરવાર મુખ્ય નિશાળોનાં નામોનો તથા વિદ્યાર્થીઓના આંકડાઓનો સમાવેશ થાય છે. બંનેની કુલ કિંમત ફકત સવા રૂપીઓ હોય છે, અને મુબઈ, કોટમાં એપોલો સ્ટ્રીટમાં, સરકારી બુક ડીપોમાંથી તે મળેછે.

## આજ સુધીની આપણી મજલ.

ગયા વર્ષમાં સામટે મેળે એમ કહી શકાય કે કેળવણીની પ્રગતિ થઈ નથી. જરા તરા પણ પાછી ગતિ થઇ છે. આ શોચનીય છે. કુલ આખા ઇલાકાની કેળવણીનાં ખાતાઓની સંખ્યા ૧૩,૭૪૬ થી ઘટીને ૧૩,૪૯૪ થયેલી છે. પણ તેમાં ભણતા વિદ્યાર્થીની સંખ્યા ૭,૮૮,૨૩૦ ઉપરથી ૭,૮૯,૭૦૯ થઇ છે. આ વધારો શૂન્યવત્ ગણાય. યૂરોપમાં ચાલી રહેલા દાવાનળ યુદ્ધને લીધે, અને તેમાં રેડાતા રોજના કરોડો રુપીઆના ખર્ચને લીધે હિંદુસ્તાનના કારભારમાં પણ દરેક ખાતાંમાં કરકસર અને કાપાકૂપી થાય તેમાં નવાઇ નહીં. પણ તે કાતર કયાં કયાં ચલાવવી અને કયાં કયાં ન ચલાવવી એ મુત્સદીઓનું કામ છે. પ્રાથમિક શિક્ષણના વધારા અર્થે દર સાલ એક એક લાખ રૂપીઆ આ ઇલાકાને માટે વધારે 'મંજુર થતા હતા તેના ઉપર કાતર મુકાણી —ગદા પડી—અને ગામડાંની નિશાળોની સંખ્યામાં વધારાને બદલે જરાતરા ઘટાડો થયો. તે ઉપરાંત મોટા અમલદારોના પગારમાં ચાલુ સાલમાં કાયમનો વધારો કર્યાનું થોડાજ દીવસ પેહેલાં સીમલા એક તાર ઉપરથી જાણ્યું. સાધારણ કુટુંબમાં ઘરખરચ કમી કરવાનો પ્રસંગ આવે, ત્યારે આપણે ઘી થોડું ખાઇએ, અથવા કપડું જાડું પહેરીએ, પણ છોકરાની ફી એક આનો આપવી પડે છે તે બચે માટે, તેને નિશાળેથી ઉઠાડી લેવાની હિમાયત કોઇ સમજુ માબાપ—કોઈ સુધરેલી સરકાર—કરે તે વીસમી સદીમાં ન માની શકાય તેવી વાત છે. હાલમાં કાઠીયાવાડમાં દુકાળ ડોકીયાં કરતો હતો ત્યારે એક દેશી રાજ્યે પોતાના મોટા પગારદાર નોકરોના પગારમાંથી અમુક ટકા કાપી લેવા એમ ઠરાવ્યું હતું, અને તે વાજબી હતું, પણ ટુંક પગારના કારકુન અથવા સીપાઈના પગારમાંથી કાપકુપ કરવાનો ઠરાવ ઠર્યો ન હતો. કેળવણી પાછળ સરકાર બહોળા હાથે નાણાં ખરચે છે તેમ કાંઈ નથી. મુંબઇ સરકારની ઉન્હેર લાખની વાર્ષિક પ્રાંતીક ઉત્પન્નમાંથી ફકત ૯૭½ લાખ રૂપીઆ તમામ પ્રકારની કેળવણી માટે સને ૧૯૧૩–૧૪ ની સાલમાં ચોકખા ખરચાયા હતા, તેમાંથી *પ્રાથમીક શિક્ષણ માટે તો ફકત ૩૦½ લાખ રૂપીઆ, ખરચાયા હતા.

ઉત્પન્નના દર સેંકડે ફક્ત ચાર ટકાથી પણ ઓછા ખર્ચમાં કાંઈ વધારો કરવામાં નહીં આવે તો ૯૦ ટકા છોકરીઓ અને ૬૦ ટકા છોકરાઓ હાલ આ ઇલાકામાં અભણ–કેવળ નિરક્ષર—રહે છે તે સ્થિતિમાં સુધારો થવાની આશા રાખવી તે મૃગજળ પીને તરસ છીપાવવા જેવું લાગે છે. સરકારે લડાઇના દુર્ઘટ પ્રસંગને લીધે ન ચાલ્યે આમ કરવું પડ્યું છે, તથા તે માટે દીલગીરી બતાવીને બંધ વાળ્યો હત તો આપણે મનનું સમાધાન કરી લેત. પણ તેમના ઠરાવના એક વાક્યે તો દાઝ્યા ઉપર ડામ દેવા જેવું કર્યું છે. તેમ ન કર્યું હત તો સરકારનો મોભો ઘટી ન જાત. યાદીમાં છેવટે લખ્યું છે કે “ છેલાં થોડા વરસ થયાં શિક્ષણનો પ્રસાર એટલી બધી ઝડપથી થયો છે કે થોડાક વખત સુધી પ્રગતિ બંધ પડે તો તે લાભકારક થશે. જ્યાં છઇએ ત્યાંને ત્યાં રહેવાથી આપણને શિક્ષણની વ્યવસ્થા અને પરિણામો સંબંધી વિચાર કરવાનો વખત મળશે, અને થયેલો વધારો મજબુત થશે.” થોડુંક પાછા હઠીએ તોપણ લાભ થશે એમ ન કહ્યું તેટલાં આપણાં નસીબ.

### કહેવાતો ઝડપી વધારો.

હવે વધારો કેટલી ઝડપથી થયો તે નીચેના કોઠા પરથી આપણે જોઇએ.

**વડોદરા રાજ્ય શિવાય આખા મુંબઇ ઇલાકામાં.**

| વર્ષ. | પ્રાથમિક શાળામાં ભણતાં. છોકરાઓ. | છોકરીઓ. | કુલ વસ્તીએ પ્રમાણના ટકા. પુરૂષ જાતિના. | સ્ત્રી જાતિના.. |
|---|---|---|---|---|
| ૧૯૧૧–૧૨ | ૬,૮૯,૦૦૦ | ૧,૪૪,૦૦૦ | ૪·૮૨ | ૧·૧૦ |
| ૧૯૧૨–૧૩ | ૭,૩૬,૦૦૦ | ૧,૫૪,૦૦૦ | ૫·૨૬ | ૧·૧૭ |
| ૧૯૧૩–૧૪ | ૭,૬૧,૦૦૦ | ૧,૬૪,૦૦૦ | ૫·૪૪ | ૧·૨૫ |
| ૧૯૧૪–૧૫ | ૭,૬૪,૦૦૦ | ૧,૭૦,૦૦૦ | ૫·૪૬ | ૧·૩૦ |

પુરુષ જાતિમાં પ્રાથમીક શાળામાં જવા લાયક ઉમરના છોકરાઓ—૬ થી ૧૨ વર્ષની ઉમરના—દર સો પુરુષે આશરે ૧૫ હોય છે, તે બધાએ શિક્ષણ પામતા નથી. પણ ફક્ત પાંચ તથા હાલ સાડા પાંચ ટકાજ નિશાળે જાય છે, બાકીના સાડા નવ ટકા એટલે કે આશરે ૧૩ા સવાતેર લાખ છોકરાઓ પાટી ઉપર ધૂળ પણ નાખતા નથી, એકડો અથવા કકો પણ કાઢી જાણતા નથી, કાઢવાના સાધનરહિત છે. સ્ત્રી જાતિમાં, પ્રાથમિક શાળામાં જવા લાયકની ઉમરની છોકરીઓ—૬ થી ૧૦ વર્ષની—દર સો સ્ત્રીએ આશરે દસ ટકા હોય છે. તેમાંથી ફક્ત સવા–દસને બદલે સવા—ટકો સ્ત્રી વર્ગ (છોકરીઓ) શાળાનો લાભ લેછે; બાકીની ૮ાા પોણાનવ ટકા સ્ત્રીજાત, એટલે કે ૧૧ાા સાડા અગ્યાર લાખ છોકરીઓ જ્ઞાન મેળવવાના સાધન રહિત ઉછરે છે, તેવીજ સ્થિતિમાં તે ભવિષ્યની પ્રજાની માતા થાય છે અને પ્રજાના જીવનમાં બોજારુપ ઘસડાયા કરે છે. બે સારાં વર્ષોમાં

૧૯૧૧-૧૨ થી ૧૯૧૩-૧૪ સુધી જ્યારે સરકારે ઉદાર હાથે કેળવણી પાછળ નાણા ખરચ્યા કહેવાય છે ત્યારે, "ઝડપી વધારો" ૭૨,૦૦૦ છોકરાઓ અને ૨૦,૦૦૦ છોકરીઓનો થયો. હવે તો તે ઉદાર રાજનીતિ પાછી કયારે ચાલુ થશે તેતો યુરોપની યુદ્ધ કરતી પ્રજાઓના હાથમાં છે, પણ થશે ત્યારે પણ તેટલો ઝડપી વધારો ચાલુ રહે તો પણ હાલની વસ્તી સંખ્યાના તમામ છોકરાઓને માટે નિશાળો પૂરી પાડવાને બીજા ૪૦ વર્ષ જોઇએ. અને તમામ છોકરીઓને માટે સાધનો પૂરાં પાડવાને બીજા ૧૧૦ વર્ષ જોઇએ. સદરહુ બે વર્ષનો ઝડપી વધારો ખાસ સંજોગોને લીધેજ થયોછે, અને તેવોજ વધારો લડાઇ થઈ રહ્યા બાદ બે વર્ષ પછી પણ પાછો થશે કે નહી તેતો સંજોગોને આધીન છે. મરહુમ પૂજ્ય ગોખલેની પ્રાથમિક કેળવણી ફરજીયાત કરવાની વર્ષોની ચળવળ અને ખટપટ, રાજા જ્યોર્જનું આ દેશમાં આગમન અને લૉર્ડ હાર્ડીંજનો ઉદાર કારભાર એ ત્રિભેટો થવાથી આ પરિણામ આવી શક્યું છે. આવા અનુકૂળ સંજોગો હવે પછી મળશે કે નહીં તે તો ઇશ્વરાધિન છે, પણ આપણા મનુષ્યને આધિન ફરજીયાત પ્રાથમિક કેળવણીને માટે ચળવળ કરવી તે છે. જાપાનના બાદશાહે ૧૮૭૨માં પ્રજાની કેળવણી સંબંધે લીધેલું મત રાજા જ્યોર્જ ૧૯૧૧માં લઇ નથી શકયા, છતાં તે પહેલાંની અનુદાર રાજનીતિ તેમના કલકત્તાના ભાષણ પછી કમી થઇ છે; પણ તેટલુંજ બસ નથી. સમસ્ત હિંદુસ્તાનમાં નિશાળો તથા કોલેજોની જાળી પાથરવા ઈચ્છા રાખું છું એમ કહેવાને બદલે સમગ્ર ભારત વર્ષમાં એક પણ ગામડું નિશાળ શિવાયનું રાખવા ઇચ્છતો નથી તથા એક પણ કુટુંબમાં નિરક્ષર બાળક બાળકી જોવા ઇચ્છતો નથી એવું મીકાડોની માફક જાહેર કર્યું હત તો અજ્ઞાન સમુદ્રમાંથી કાંઠે નીકળવાનું હિંદી પ્રજાને લાકડું મળ્યું ગણાત.

## આપણું પોતાનું કાર્ય

પણ રાજાને મદદ કરવી તે પ્રજાનો ફરજ સમજીને દરેક સમજુ પ્રજાજને આ કામમાં પોતાનો ટેકો આપવો જોઇએ છે. રાતદિવસ આ સવાલ ચર્ચીને, નગર, કસ્બા તથા ગામડે ફરી લોક મત કેળવીને, શ્રીમંત ગૃહસ્થોએ પોતાના ખર્ચે નિશાળો સ્થાપીને, શ્રીમંત ધર્માચાર્યોએ લાખો અને કરોડો રૂપીઆનો સંચય ન કરતાં અને ઠાકોરજીને 'ભોગ' ધરાવવામાં લાખો રુપીઆ ન ફેંકી દેતાં નિરક્ષર દેશબંધુને જ્ઞાનનો ઉપભોગ આપવામાં યુરપના ધર્માચાર્યોને પગલે ચાલીને, ધારાસભામાં બેસતા આપણા પ્રતિનીધિઓએ સરકારના કાનપર શોરબકોર કરીને અને ઘડીએ ઘડીએ મોટે અવાજે વાજાં વગાડીને સરકારને તેની ફરજ યાદ દેવરાવીને, આપણે જો આપણું કામ કરીશું તો શિક્ષણ સાર્વજનીક કરવાને, ઓગણીસમી સદીમાં યુરપની તથા જાપાનની પ્રજાને જેટલા વર્ષ લાગ્યાં તેટલા આપણને વીસમી સદીમાં નહીં લાગે. બુદ્ધિપૂર્વક અન્ય પ્રજાઓની સાથે દોડતાં શીખવામાં જે મજા અને આનંદ આવશે તે અનિચ્છાએ સુએલા કુતરાની માફક ઘસડાવામાં નહીં આવે, અને

આટલું તો સત્ય છે કે આ કાળમાં યથા રાજા તથા પ્રજા નથી પણ યથા પ્રજા તથા રાજા છે. આપણે વેગ કરીશું, આત્મબળ વધારીશું, સ્વાર્થનો ત્યાગ કરી પાડોશીનો અથવા દેશબંધુનો સ્વાર્થ તાકશું તો ઇંગ્રેજ સરકારની—અરે ઇશ્વરની પણ—તાકાદ નથી કે આપણી ગતિને રોકી શકે. આપણે જો મન ઉપર લઈશું કે દેશની ઉન્નતિ સાર્વજનિક—ફક્ત બ્રાહ્મણ વાણીયાની નહીં પણ કોળીનાળી, ઢેડ, વાઘરી, ભીલ વગેરે દાબી દીધેલી તમામ કોમોની—કેળવણી શિવાય થવાની નથી અને સરકારને તેનો માર્ગ, આપણાથી બની શકતી દ્રવ્ય અને બીજી સહાયથી, સ્હેલો કરી આપીશું, તો કેળવણી સાર્વજનીક અને ફરજીયાત કર્યા વિના સરકારને આજ નહીં તો દસ વર્ષે અથવાં વીસ વર્ષે છુટકોજ નથી. જેવું પ્રજા ઇચ્છશે તેવું રાજા કરશેજ, આપણે નહીં ઇચ્છીએ તો સરકાર નહીં ઇચ્છે.

અમૃતલાલ વિ. ઠક્કર.

# સ્વરાજ્યની એક યોજના.

સ્વરાજ્યની માગણી કરવી કે નહિ?—એ સવાલ ઉપર એટલો બધો વિવાદ થયો છે કે સ્વરાજ્યની સુઘટ યોજનાઓ રચવાનું અને ચર્ચવાનું હજી સુધી બન્યું નથી. પણ સર વીલીયમ વેડરબર્ન અને સર કૃષ્ણ ગુપ્તની સહીથી સ્વરાજ્યનો જે ખરડો હમણાં પ્રકટ કરવામાં આવ્યો છે તે હવે આપણી માગણીના ચોક્કસ મુદ્દા તરફ આપણું ધ્યાન હવે વધારે ખેંચશે. આપણે જાણીએ છીએ કે મદ્રાસ અને બંગાળની પ્રાન્તિક કૉંગ્રેસ કમીટીએ સ્વરાજ્યના ખરડા તૈયાર કર્યા છે અને મીસીસ એની બેસન્ટે ઘણી વાર સ્વરાજ્યના મુખ્ય સિદ્ધાંતો તરફ આપણું ધ્યાન ખેંચ્યું છે. પરન્તુ હિન્દના હકનો પ્હેલો સ્પષ્ટ ખરડો રજુ કરવાનું માન તો સર વીલીયમને જ ઘટે છે અને અમારી ખાત્રી છે કે સ્વરાજ્યની માગણીની યોગ્યતાની ચર્ચા ઉપર પડદો નાંખી આપણા રાજકીય મંડલો અને મહારથીઓ હવે ચોક્કસ માગણીઓ દેશ આગળ રજુ કરવા માંડશે. એક માસની અંદર કૉંગ્રેસ અને મૉસ્લેમ લીગ બ્રિટીશ પ્રજાની આગળ સમગ્ર હિન્દની માગણી રજુ કરશે; પણ જો તે દરમ્યાન અનેક યોજનાઓ પ્રકટ થઇ વિચારપૂર્વક ચર્ચાઇ નહિ હોય તો છેવટનો ખરડો અપરિપક્વ અને અસંતોષકારક થવાનો ભય રહેશે.

અમારો હેતુ સર વીલીયમની યોજનાની ચર્ચા કરવાનો અને તે સંબંધે અમારી સૂચનાઓ કરવાનો છે અને અમે ઇચ્છીએ છીએ કે વિચારશીલ વાંચકો ત્હેને ઘટતું ધ્યાન આપશે.

## સ્વરાજ્યની જરૂર.

સ્વરાજ્યની યોજનાની ચર્ચા કરતા પહેલાં હિન્દને સ્વરાજ્યની જરૂર વિષે એક શબ્દ લખવાની અમને ઘણી અગત્ય લાગે છે; કારણ કે જે પ્રમાણમાં આપણે એ અગત્ય અનુભવીશું તે પ્રમાણમાંજ આપણે સ્વરાજ્ય મેળવવાને અથાગ શ્રમ લઇશું—ફરી ફરીને હાર્યા છતાં ફરી ફરીને લડત ચલાવીશું. હિન્દને સ્વરાજ્ય જોઇએ છે કારણ કે અઢારમા સૈકામાં જે હિન્દ એક ધનવાન દેશ ગણાતો હતો તે આજે સુધરેલી દુનીયામાં એક ગરીબમાં ગરીબ દેશ ગણાય છે, અને ત્હેનાં હજારો અને લાખો સંતાનો ભુખમરાથી પીડાય છે. હિન્દ સ્વરાજ્ય માગે છે કારણ કે ત્હેની જમીન એક વખત ફળદ્રુપ અને રસાળ હતી તે હવે શુષ્ક અને નીરસ થઇ છે અને ત્હેનાં જે સુંદર ખેતરો ધાનના ભારથી લચકાતાં હતાં ત્હેમાં વખતો વખત દુકાળના તાપથી ધૂળજ ઉડતી દેખાય છે. હિન્દ સ્વરાજ્ય ઇચ્છે છે કારણ કે ત્હેના જે જુના હુન્નર ઉદ્યોગો સૈકા પહેલાં સમૃદ્ધ હતા તે હવે અનિષ્ટ રાજનીતિને પરિણામે ઘસાઇ ગયા છે અને નવા ઉદ્યોગો તેજ કારણથી ઉગી શકતા નથી. હિન્દને સ્વરાજ્યની જરૂર છે કારણ કે કેળવણીનું અમૃત આપણા સુધરેલા રાજતંત્ર નીચે હિન્દમાં હજી શહેરેશહેર અને ગામેગામ પહોંચ્યું નથી અને જે શિક્ષણ આપવામાં આવે છે તે અ-રાષ્ટ્રીય હોવાથી પ્રભાવશાળી હિન્દીઓ બનાવવા અસમર્થ છે. હિન્દ સ્વરાજ્ય માટે તલસે છે કારણકે સ્થાનિક સ્વરાજ્યનું વિશાળ તંત્ર પહેલાં આ દેશમાં હતું તે હવે તુટી ગયું છે અને ત્હેને બદલે જે સંસ્થાઓ—મ્યુનિસિપાલીટી લોકલ બોર્ડ વગેરે આપણને આપવામાં આવી છે તે પરાધીન અને અપૂર્ણ છે. અમલદારી રાજ્ય નીચે હિન્દ શુષ્ક અને દરિદ્ર છે; સ્વરાજ્ય નીચે હિન્દ અમીઝરણોથી પહેલાં સિંચાતુ અને ભવિષ્યમાં સિંચાશે.

પરન્તુ હિન્દ—કે કોઇ પણ સ્વાભિમાની દેશ કેવલ શારીરિક અને આર્થિક લાભ માટે સ્વરાજ્ય માગતો નથી. આયર્લેન્ડ અત્યારે ઘણો સમૃદ્ધિવાન અને સુશિક્ષિત દેશ છે અને છતાં તે સ્વરાજ્ય—હોમરૂલ મેળવવા મથે છે. મી. અર્સ્કીન ચીલ્ડર્સ આનું કારણ આ શબ્દોમાં જણાવે છેઃ—

હોમ રૂલની (સ્વરાજ્ય) ની ઇચ્છાની પાછળ, સંસ્થાનોમાં આયર્લેન્ડમાં કે કોઇ પણ દેશમાં કયો ઉંડો આધ્યાત્મિક આશય રહેલો છે? સ્વ-આવિર્ભાવ, સ્વાશ્રયની ઇચ્છા સ્વતંત્ર ચારિત્રનો વિકાસ એજ હોમરૂલનું સત્વ છે. એટલાજ માટે આયર્લેન્ડ સ્વાભાવિક રીતે અને આતુરપણે સ્વરાજ્યની માગણી કરે છે, તેટલાજ માટે ત્હેને જરૂર છે અને તેટલાજ માટે ત્હેને ગ્રેટ બ્રીટને-પોતાના તેમજ આયર્લેન્ડના હિત ખાતર આપવું જોઇએ.........વ્યક્તિને માટે જેમ સ્વતન્ત્રતા તેમ સમાજ માટે સ્વરાજ્ય......જવાબદારી આપો અને જવાબદારી ઉત્પન્ન થશે.

આમ બધા દેશો આત્મવિકાસ અને સ્વાશ્રયના અભિલાષથી સ્વરાજ્ય ઇચ્છે છે; તો પછી આપણો દેશ જે પોતાની વિલક્ષણ આધ્યાત્મિકતા માટે આખા જગતમાં પ્રસિદ્ધ થયો છે—જ્યાં રાજાના મુકુટ કરતાં પણ સંન્યાસીનું કમંડળ વધારે માન

પામે છે અને સર્વ બ્રહ્માંડના ધન કરતાં આધ્યાત્મિક વિકાસ વધારે ઇષ્ટ ગણાય છે ત્યાં આ દલીલ ખાસ લાગુ પડે એ સ્વાભાવિક છે. હિન્દની ભાવના અને જીવનમાં એવું તત્વ છે કે જે બીજા દેશોમાં નથી—હિન્દનો એવો પુરાતન સંદેશ છે કે જેવો બીજા દેશનો નથી. આ જીવન ત્યારેજ સમૃદ્ધ અને સફળ થાય—આ સંદેશ જગતને ત્યારેજ અપાય કે જ્યારે હિન્દના રાજ્ય અને વ્યવહારની દોરી હિન્દીઓના હાથમાં આવે. અને બ્રીટન હિન્દને સામ્રાજ્યમાં આવું સ્વતંત્ર સ્થાન આપશે ત્યારે આપણા ઉપર તેમજ જગત ઉપર તે મ્હોટો ઉપકાર કરશે.

## સ્વરાજ્યની યોગ્યતા.

પરંતુ આપણા કેટલાક હિતૈષીઓ કહે છે કે હિન્દ માટે સ્વરાજ્ય છેવટે ઇષ્ટ હોવા છતાં હિન્દ ત્હેને માટે યોગ્ય નથી. જેઓ આ દલીલ ઉચ્ચારે છે તેઓ કાંતો અજ્ઞાન છે કે કાંતો દ્વેષી છે. હિન્દનો ઇતિહાસ જેઓ જાણે છે તેઓ સમજે છે કે તે દેશ તત્વતઃ બીજા કોઈ દેશોથી ઉતરતો નથી પણ કેટલીક બાબતોમાં ચ્હડીયાતો છે; અને ત્હેના શિરતાજનુ થોડો વખત હરણ થયું તેથી ત્હેની યોગ્યતામાં જરા પણ ખામી આવતી નથી. છેલ્લાં થોડાં વર્ષનો અનુભવ આ સિદ્ધાંતને કેવળ પુષ્ટિ આપે છે; કારણકે લોર્ડ રીપને સ્થાનિક સ્વરાજ્યનો જે હિસ્સો આપ્યો અને લોર્ડ મોર્લી–મીન્ટોના સુધારાથી જે વધુ હક હિન્દને મળ્યા તે જોતજોતામાં સફળ થયા છે. જે મને આ દલીલથી સંતોષ થતો ન હોય ત્હેમનાં મન માયામાં ભ્રમણ કરતાં હશે કે ત્હેમનાં હૃદય જરા વક્ર હશે. વધારામાં અમે એટલુંજ પૂછીશું કે કેનેડા અને દક્ષિણ આફ્રીકા, આસ્ટ્રેલીયા અને ન્યુઝીલાંડને સ્વરાજ્ય આપવામાં આવ્યું ત્યારે યોગ્યતાની પૂરી પરીક્ષા કરવામાં આવી હતી? ઇતિહાસ સાક્ષી આપે છે કે એ પરીક્ષા કમભાગી આયર્લૅન્ડ અને તેથી પણ વધારે કમભાગી હિન્દ માટેજ રાખવામાં આવી છે.

## પાર્લામેન્ટમાં પ્રતિનિધિ.

હવે સર વીલીયમ વૅડરબર્ને રજુ કરેલી યોજના તરફ વળીશું અને જે દૃષ્ટિબિન્દુથી તે યોજના ઘડવામાં આવી છે તે આપણે જોઈશું. લડાઇથી સ્પષ્ટ રીતે કેળવાયલા વર્ગની રાજભક્તિ પૂરવાર થઇ છે અને તેથી બ્રીટીશ સામ્રાજ્યમાં હિન્દને ઉચું સ્થાન આપવાની વૃત્તિ સર્વત્ર વ્યાપી છે એમ તેઓ શરુઆતમાં જણાવે છે; અને "બ્રીટીશ દૃષ્ટિબિન્દુથી" કેટલાક સુધારાની સૂચનાઓ કરવા તેઓ તત્પર થાય છે. આમ પોતાનું દૃષ્ટિબિન્દુ ત્હેમણે સ્પષ્ટ રીતે જણાવેલું હોવાથી જો હિન્દીઓ "હિન્દના દૃષ્ટિબિન્દુથી" વિચાર કરી ત્હેમનાથી કેટલીક બાબતોમાં જુદા પડે તો કંઇ આશ્ચર્ય નથી.

હિન્દમાં સર્વોપરિ સત્તા પાર્લામેન્ટની છે એ હાલના રાજ્યબંધારણનો એક મૂલ સિદ્ધાન્ત છે અને તેથી પાર્લામેન્ટમાં હિન્દના પ્રતિનિધિ મોકલવાથી હિન્દને સ્વરાજ્યનો હિસ્સો મળે એવો મત થોડાં વર્ષથી પ્રચલિત થએલો છે. આથી

સર વીલીયમ હિન્દ-સ્વરાજ્યના એક પ્રથમ પગલા તરીકે પાર્લામેન્ટમાં હિન્દના સભાસદો મોકલવાની માગણી કરે છે. પરન્તુ આપણને શંકા થાય છે કે લગભગ સાતસેં સભાસદોના મંડળમાં પાંચ દશ હિન્દીઓ મોકલવાથી સ્વરાજ્યનું એક અણુ પણ હિન્દને મળે ખરો? અને અમે આગળ વધીને પુછીએ છીએ કે હિન્દના સમગ્ર કારભારમાં પાર્લામેન્ટ સર્વોપરિ રહે તો હિન્દમાં સ્વરાજ્ય કહેવાય કે પરરાજ્ય? આ બંને મુદ્દાઓ બધા સંસ્થાનોના અને ખાસ કરીને કૅનેડાના સંબંધમાં ચર્ચાયા હતા અને તે બંનેનો વિરૂદ્ધ નિર્ણય વર્ષોની તકરાર પછી થએલો છે. સંસ્થાનોનો ઇતિહાસ એજ શીખવે છે કે જો એક રીતે સર્વ સંસ્થાનો બ્રીટીશ શહેનશાહને તાબે છે તો બીજી પાસથી સંસ્થાનોની સ્વતંત્રતાને માટે પાર્લામેન્ટની સત્તા ઘણીજ મર્યાદિત થવી જોઇએ. દક્ષિણ આફ્રીકામાં હિન્દીવાનોનો સવાલ ઉપસ્થિત થયો ત્યારે પાર્લામેન્ટે વચમાં પડવાની પોતાની અશકિત જણાવી તે આજ કારણથીજ. સમગ્ર સામ્રાજ્યના સવાલોમાંજ સંસ્થાનો પાર્લામેન્ટને આધીન રહે અને બાકીની સમગ્ર રાજકીય સત્તા 'કોલોનીયલ સેક્રેટરીની દેખરેખ નીચે સંસ્થાનોનાજ હાથમાં રહે એ છેલ્લાં સો વર્ષના ઇતિહાસમાંથી તરી આવતું સામ્રારાજ્યનું સૂત્ર છે. અને જે સ્થાન સંસ્થાનોને મળ્યું છે અને હવે આયર્લેન્ડને થોડા વખતમાં મળશે તેજ સ્થાન હિન્દ માટે નિર્માયલું હોવાથી ત્હેના સંબંધમાં પણ આ સૂત્રનો સ્વીકાર કરવો પડશે. આમ પાર્લામેન્ટની સત્તા મર્યાદિત થવાથી છ હજાર માઈલ દૂર પાચ દસ પ્રતિનિધિ મોકલવાની સૂચના પણ નિરર્થક બનશે. હિન્દમાં હિન્દનેજ સર્વોપરિ સત્તા મળવી જોઇએ અને પ્રતિનિધિ ત્હેણે સામ્રાજ્યનીજ સભામાં મોકલવા જોઈએ એ નવા રાજબંધારણનું સૂત્ર બનશે.

## ઈન્ડીઆ કાઉન્સીલમાં પ્રતિનિધિ.

આ સુત્રથી ઇન્ડીઆ કાઉન્સીલનો પણ સવાલ ઉકલશે. જો પાર્લામેન્ટને બદલે હિન્દની પ્રાંતિક અને વડી ધારાસભાને લગભગ સંપૂર્ણ સત્તા મળે તો પછી ઇન્ડીઆ કાઉન્સીલ એક બીજી રાજસભાનું (Second Chamber) સ્થાન જ લઇ શકે અને એટલે દૂર એવી સભાથી કેટલો લાભ થઇ શકે એ આપણે જોઇ શકીએ. આપણને એવાજ નિર્ણય ઉપર આવવું પડશે કે ઈન્ડીયા કાઉન્સીલની હિન્દ માટે જરૂરજ નથી કારણ કે હિન્દી વજીરની સત્તા કોલોનીયલ પ્રધાન જેટલી જ થવી જોઈએ. આથી તે કાઉન્સમાં નવ સભાસદો જોઇએ કે વધારે અને ત્હેમાં હિન્દના પ્રતિનિધિ ત્રણ જોઈએ કે નહિ એ પ્રશ્નો વિચારવાના રહેતા નથી. હિન્દી વજીર અને હિન્દી બ્રીટીશ ગવર્નર-જનરલની દેખરેખ નીચે હિન્દ જ પોતાની રાજકીય વ્યવસ્થા કરશે અને સામ્રાજ્યમાં પોતાનું તેજસ્વી વ્યકિત્વ સિદ્ધ કરશે.

## હિન્દનો રાજકારભાર.

આ ઉપરથી એટલું તો જણાશે કે પાર્લામેન્ટ અને હિન્દી વજીરના હાલના ઘણા હક ઓછા કરવા પડશે અને તે હિન્દી રાજસભાને સોંપવા પડશે. આથી ન્હાના

પામે છે અને સર્વ બ્રહ્માંડના ધન કરતાં આધ્યાત્મિક વિકાસ વધારે ઇષ્ટ ગણાય છે ત્યાં આ દલીલ ખાસ લાગુ પડે એ સ્વાભાવિક છે. હિન્દની ભાવના અને જીવનમાં એવું તત્વ છે કે જે બીજા દેશોમાં નથી—હિન્દનો એવો પુરાતન સંદેશ છે કે જેવો બીજા દેશનો નથી. આ જીવન ત્યારેજ સમૃદ્ધ અને સફળ થાય—આ સંદેશ જગતને ત્યારેજ અપાય કે જ્યારે હિન્દના રાજ્ય અને વ્યવહારની દોરી હિન્દીઓના હાથમાં આવે. અને બ્રીટન હિન્દને સામ્રાજ્યમાં આવું સ્વતંત્ર સ્થાન આપશે ત્યારે આપણા ઉપર તેમજ જગત ઉપર તે મ્હોટો ઉપકાર કરશે.

## સ્વરાજ્યની યોગ્યતા.

પરંતુ આપણા કેટલાક હિતૈષીઓ કહે છે કે હિન્દ માટે સ્વરાજ્ય છેવટે ઇષ્ટ હોવા છતાં હિન્દ ત્હેને માટે યોગ્ય નથી. જેઓ આ દલીલ ઉચ્ચારે છે તેઓ કાંતો અજ્ઞાન છે કે કાંતો દ્વેષી છે. હિન્દનો ઇતિહાસ જેઓ જાણે છે તેઓ સમજે છે કે તે દેશ તત્વતઃ બીજા કોઇ દેશોથી ઉતરતો નથી પણ કેટલીક બાબતોમાં ચ્હડીયાતો છે; અને ત્હેના શિરતાજનું થોડો વખત હરણ થયું તેથી ત્હેની યોગ્યતામાં જરા પણ ખામી આવતી નથી. છેલ્લાં થોડાં વર્ષનો અનુભવ આ સિદ્ધાંતને કેવળ પુષ્ટિ આપે છે; કારણકે લોર્ડ રીપને સ્થાનિક સ્વરાજ્યનો જે હિસ્સો આપ્યો. અને લોર્ડ મોર્લી–મીન્ટોના સુધારાથી જે વધુ હક હિન્દને મળ્યા તે જોતજોતામાં સફળ થયા છે. જે મને આ દલીલથી સંતોષ થતો ન હોય ત્હેમનાં મન માયામાં ભ્રમણ કરતાં હશે કે ત્હેમનાં હૃદય જરા વક્ર હશે. વધારામાં અમે એટલુંજ પૂછીશું કે કેનેડા અને દક્ષિણ આફ્રીકા, આસ્ટ્રેલીયા અને ન્યુઝીલાંડને સ્વરાજ્ય આપવામાં આવ્યું ત્યારે યોગ્યતાની પૂરી પરીક્ષા કરવામાં આવી હતી? ઇતિહાસ સાક્ષી આપે છે કે એ પરીક્ષા કમભાગી આયર્લેંડ અને તેથી પણ વધારે કમભાગી હિન્દ માટેજ રાખવામાં આવી છે.

## પાર્લામેન્ટમાં પ્રતિનિધિ.

હવે સર વીલીયમ વૅડરબર્ને રજુ કરેલી યોજના તરફ વળીશું અને જે દૃષ્ટિબિન્દુથી તે યોજના ઘડવામાં આવી છે તે આપણે જોઇશું. લડાઇથી સ્પષ્ટ રીતે કેળવાયલા વર્ગની રાજભક્તિ પૂરવાર થઇ છે અને તેથી બ્રીટીશ સામ્રાજ્યમાં હિન્દને ઉંચુ સ્થાન આપવાની વૃત્તિ સર્વત્ર વ્યાપી છે એમ તેઓ શરુઆતમાં જણાવે છે; અને "બ્રીટીશ દૃષ્ટિબિન્દુથી" કેટલાક સુધારાની સૂચનાઓ કરવા તેઓ તત્પર થાય છે. આમ પોતાનું દૃષ્ટિબિન્દુ ત્હેમણે સ્પષ્ટ રીતે જણાવેલું હોવાથી જો હિન્દીઓ "હિન્દના દૃષ્ટિબિન્દુથી" વિચાર કરી ત્હેમનાથી કેટલીક બાબતોમાં જુદા પડે તો કંઇ આશ્ચર્ય નથી.

હિન્દમાં સર્વોપરિ સત્તા પાર્લામેન્ટની છે એ હાલના રાજ્યબંધારણનો એક મૂલ સિદ્ધાન્ત છે અને તેથી પાર્લામેન્ટમાં હિન્દના પ્રતિનિધિ મોકલવાથી હિન્દને સ્વરાજ્યનો હિસ્સો મળે એવો મત થોડાં વર્ષથી પ્રચલિત થએલો છે. આથી

સર વીલીયમ હિન્દ-સ્વરાજ્યના એક પ્રથમ પગલા તરીકે પાર્લામેન્ટમાં હિન્દના સભાસદો મોકલવાની માગણી કરે છે. પરન્તુ આપણને શંકા થાય છે કે લગભગ સાતસેં સભાસદોના મંડળમાં પાંચ દશ હિન્દીઓ મોકલવાથી સ્વરાજ્યનું એક અણુ પણ હિન્દને મળે ખરો? અને અમે આગળ વધીને પૂછીએ છીએ કે હિન્દના સમગ્ર કારભારમાં પાર્લામેન્ટ સર્વોપરિ રહે તો હિન્દમાં સ્વરાજ્ય કહેવાય કે પરરાજ્ય? આ બંને મુદ્દાઓ બધા સંસ્થાનોના અને ખાસ કરીને કેનેડાના સંબંધમાં ચર્ચાયા હતા અને તે બંનેનો વિરૂદ્ધ નિર્ણય વર્ષોની તકરાર પછી થએલો છે. સંસ્થાનોનો ઇતિહાસ એજ શીખવે છે કે જો એક રીતે સર્વ સંસ્થાનો બ્રીટીશ શહેનશાહને તાબે છે તો બીજી પાસથી સંસ્થાનોની સ્વતંત્રતાને માટે પાર્લામેન્ટની સત્તા ઘણીજ મર્યાદિત થવી જોઇએ. દક્ષિણ આફ્રીકામાં હિન્દીવાનોનો સવાલ ઉપસ્થિત થયો ત્યારે પાર્લામેન્ટે વચમાં પડવાની પોતાની અશક્તિ જણાવી તે આજ કારણથીજ. સમગ્ર સામ્રાજ્યના સવાલોમાંજ સંસ્થાનો પાર્લામેન્ટને આધીન રહે અને બાકીની સમગ્ર રાજકીય સત્તા 'કોલોનીયલ સેક્રેટરીની દેખરેખ નીચે સંસ્થાનોનાજ હાથમાં રહે એ છેલ્લાં સો વર્ષના ઇતિહાસમાંથી તરી આવતું સામ્રારાજ્યનું સૂત્ર છે. અને જે સ્થાન સંસ્થાનોને મળ્યું છે અને હવે આયર્લેન્ડને થોડા વખતમાં મળશે તેજ સ્થાન હિન્દ માટે નિર્માયલું હોવાથી ત્હેના સંબંધમાં પણ આ સૂત્રનો સ્વીકાર કરવો પડશે. આમ પાર્લામેન્ટની સત્તા મર્યાદિત થવાથી છ હજાર માઇલ દૂર પાંચ દસ પ્રતિનિધિ મોકલવાની સૂચના પણ નિરર્થક બનશે. હિન્દમાં હિન્દનેજ સર્વોપરિ સત્તા મળવી જોઇએ અને પ્રતિનિધિ ત્હેણે સામ્રાજ્યનીજ સભામાં મોકલવા જોઇએ એ નવા રાજ્યબંધારણનું સૂત્ર બનશે.

### ઇન્ડીઆ કાઉન્સીલમાં પ્રતિનિધિ.

આ સૂત્રથી ઇન્ડીઆ કાઉન્સીલનો પણ સવાલ ઉકલશે. જો પાર્લામેન્ટને બદલે હિન્દની પ્રાંતિક અને વડી ધારાસભાને લગભગ સંપૂર્ણ સત્તા મળે તો પછી ઇન્ડીઆ કાઉન્સીલ એક બીજી રાજસભાનું (Second Chamber) સ્થાન જ લઇ શકે અને એટલે દૂર એવી સભાથી કેટલો લાભ થઇ શકે એ આપણે જોઇ શકીએ. આપણને એવાજ નિર્ણય ઉપર આવવું પડશે કે ઇન્ડીયા કાઉન્સીલની હિન્દ માટે જરૂરજ નથી કારણ કે હિન્દી વજીરની સત્તા કોલોનીયલ પ્રધાન જેટલી જ થવી જોઇએ. આથી તે કાઉન્સમાં નવ સભાસદો જોઇએ કે વધારે અને ત્હેમાં હિન્દના પ્રતિનિધિ ત્રણ જોઇએ કે નહિ એ પ્રશ્નો વિચારવાના રહેતા નથી. હિન્દી વજીર અને હિન્દી બ્રીટીશ ગવર્નર-જનરલની દેખરેખ નીચે હિન્દ જ પોતાની રાજકીય વ્યવસ્થા કરશે અને સામ્રાજ્યમાં પોતાનું તેજસ્વી વ્યક્તિત્વ સિદ્ધ કરશે.

### હિન્દનો રાજકારભાર.

આ ઉપરથી એટલું તો જણાશે કે પાર્લામેન્ટ અને હિન્દી વજીરના હાલના ઘણા હક ઓછા કરવા પડશે અને તે હિન્દી રાજસભાને સોંપવા પડશે. આથી ન્હાના

સુધારાઓને માટે ગવર્નર-જનરલ હિન્દી વજીરને આધીન રહેશે નહિ પણ દેશ પરદેશના અને લશ્કરના અમુક સવાલો બાદ કરતાં લગભગ બધા સવાલોનો પોતેજ છેલ્લો નિર્ણય કરશે. આથી તે બિનજવાબદાર નહિ થાય પણ ઇંગ્લંડના રાજતંત્રને જવાબદાર થવાને બદલે તે હિન્દની પ્રજાને અને ત્હેના પ્રતિનિધિ-રૂપ વડી ધારાસભાને જવાબદાર થશે. ખરો સવાલ આપણે એજ વિચારવાનો છે કે આ જવાબદારી અમલમાં કેમ લાવવી—કારોબારી સત્તાને ધારાસભાના અંકુશમાં કેમ રાખવી અને ધારાસભાને પ્રજાની પ્રતિનિધિ કેમ બનાવવી? દેખીતી રીતે હાલની વડી ધારાસભામાં પ્રજાકીય તત્વ ઘણું કમી છે તેમ ત્હેની સત્તાઓ પણ ઘણી મર્યાદિત છે. સર વીલીયમ વેડરબર્ન આથી યોગ્ય રીતે સૂચવે છે કે ત્હેમાં તેમજ પ્રાન્તિક ધારાસભામાં પ્રજાના ચુંટાએલા સભાસદોના વધુ મત હોવા જોઇએ અને ત્હેને નાણાંની બાબતમાં વધુ સત્તા મળવી જોઇએ. અમે એટલુંજ ઉમેરીશું કે ધારાસભાઓમાં બધા સભાસદો ચુંટાએલાજ હોવા જોઇએ કારણ કે સામ્રાજ્યની સર્વ ધારાસભાના સર્વ સભાસદો લોકોનાજ હોય છે. સન ૧૯૦૯ થી ધારાસભાના સુધારા થયા તે સંપૂર્ણ રીતે સફળ થયા છે તેથી સ્વભાવિક રીતે હિન્દીઓ આ માગણી હિમ્મતપૂર્વક કરે છે. ન્હાની કોમોના પ્રતિનિધિ મેળવવાને માટે ચુંટણીના નિયમોમાં યોગ્ય વ્યવસ્થા કરી શકાશે.

ધારાસભાની સત્તાના સંબંધમાં એટલું તો નિર્વિવાદ થયું છે કે ત્હેને પૈસાના સંબંધમાં વધુ સત્તા, બલ્કે અંદાજપત્ર-બજેટ પસાર કરવાનો અને ત્હેમાં બ્રીટીશ પાર્લામેન્ટની માફક સુધારા વધારા કરવાનો સ્વતંત્ર હક મળવો જોઇએ. પરંતુ પ્રશ્ન એ છે કે આથી કારોબારી મંડળ ધારાસભાના અંકુશમાં આવશે? બજેટ સંમત ન થયા છતાં પહેલા જેમ્સ અને પહેલા ચાર્લ્સે વર્ષો સુધી ઇંગ્લંડમાં રાજ્ય કર્યું હતું અને ગયા સૈકામાં જ કેનેડાના ગવર્નરે ધારાસભાનાં બારણાં બંધ કરી ચાર પાંચ વર્ષ અમલ ચલાવ્યો હતો. અલબત કારોબારી મંડલમાં હાલના કરતાં વધારે—બલ્કે ઓછામાં ઓછી અડધી સંખ્યા હિન્દીવાનોની જ જોઇએ, અને તેઓ ધારસભાથી જ ચુંટાવા જોઇએ. પરંતુ આથી પણ ધારાસભાની સર્વોપરી સત્તાનો સવાલ ઉકલતો નથી કારણ કે જ્યાં સુધી કારોબારી મંડલના સભાસદો—જેઓ ઇંગ્લંડના પ્રધાન મંડલની સત્તા ભોગવશે તેઓ—પોતાના ખાતાને નહિ પણ ધારાસભાને જવાબદાર થાય નહિ ત્યાં સુધી તે બન્ને મંડલો વચ્ચે વારંવાર કલહ થવાનો સંભવ રહે છે. નિરાકરણ એજ જણાય છે કે કાંતો ધારાસભાને સબળ બનાવો, કારોબારી મંડળના અનિષ્ટ સભાસદોને બાતલ કરવાની સત્તા ગવર્નર-જનરલને આપવી; અને પછી થોડાં વર્ષમાં સર્વ કારોબારી સભાસદોને ચુંટવાની સત્તા ધારાસભાને આપવી; કે પહેલેથી જ સંસ્થાનોના જેવું સંપૂર્ણ રાજ્યધારણ આપવું. પરંતુ જો પહેલો ઉપાય લેવામાં આવે તો એ સ્પષ્ટ કરવું જોઈએ કે બાકીનો સુધારો વીસ ત્રીસ વર્ષની ચોક્કસ મુદતમાં હિન્દને મળે.

## પ્રાન્તિક બંધારણ.

જુદા જુદા પ્રાંતોના સંબંધમાં પણ ધારાસભાના બંધારણ અને સત્તામાં ત્હેવોજ સુધારો ઇષ્ટ છે. ઉપરાંત કારોબારી મંડલમાં હિન્દી સભાસદોની સંખ્યા ઓછામાં ઓછી અડધી રખાય અને તે સભાસદો ધારાસભાથીજ નીમાય એ ઘણું ઇષ્ટ છે. હાલની ચીફ કમીશનરો અને લેફ્ટનંટ ગવર્નરોની જુની સંસ્થાઓ વિદાય કરવી જોઇએ અને સર્વ પ્રાંતોમાં ગવર્નરની પદ્ધતિનું રાજતંત્ર સ્થપાવું જોઇએ. તેમજ પ્રાંતિક સરકારને વડી સરકારની ઝુંસરીમાંથી વધારે મુક્ત કરવાનો સિદ્ધાંત અમલમાં મૂકાવો જોઇએ અને મહેસુલનો વધારે ને વધારે હિસ્સો તે સત્તાઓને સોંપવો જોઇએ. નવા રાજતંત્રમાં ન્હાના સુધારાઓ લાંબો વખત વડી સરકારના આળસ કે ઉપેક્ષાથી અટકવા નજ જોઇએ. હિન્દ ઘણો વિશાળ દેશ હોવાથી પ્રાંતિક રાજતંત્રથીજ લોકોને બ્રીટીશ રાજ્યનો ખ્યાલ આવશે. સબળ અને સ્વતંત્ર પ્રાન્તિક રાજતંત્ર પ્રજાને હિતકર થશે અને સરકારને ઉપયોગી નીવડશે.

અહિઆં સ્થાનિક સ્વરાજ્ય વિષે એક શબ્દ લખવાની અમને જરૂર લાગે છે. અમે પહેલાં જણાવ્યું છે તે પ્રમાણે હાલનાં લોકલ બોર્ડ પ્રજાની નહિ પણ રાજ્યનીજ સંસ્થાઓ છે અને હાલની મ્યુનિસિપાલીટીઓ હજી અમલદારોની છાયામાંથી મુકત થઇ નથી. આ કઢંગી સ્થિતિ હવે નાબુત થવી જોઇએ અને બધા સુધરેલા દેશની માફક બધાં સ્થાનિક મંડળોમાં—લોકલ બોર્ડમાં તેમજ મ્યુનિસિપાલીટીમાં સર્વ સભાસદો પ્રજાથીજ ચુંટાવા જોઇએ. ત્હેમની મર્યાદામાં ત્હેમની સત્તાઓ પણ સંપૂર્ણ હોવી જોઇએ જેથી વારંવાર કલેકટરની અને કમીશનરની ત્હેમને ખુશામત કરવી ન પડે. સ્થાનિક સ્વરાજ્ય ખરેખર સ્વરાજ્ય જ બનવું જોઇએ જેથી તે હિન્દ-સ્વરાજ્યનો અચળ પાયો બની રહે.

## હિન્દનાં દર્દ.

આ રાજકીય સુધારા ઉપરાંત કેટલાક દર્દ હાલ હિન્દીઓને નડે છે કે જેનો સત્વર ઉપાય થવાની જરૂર છે. સીડીશન મીટીંગ્ઝ એકટ અને પ્રેસએકટ-જે સરકારે થોડા વર્ષ ઉપર વ્યર્થ ગભરાટમાં પસાર કર્યા હતા અને જેને માટે કંઇ દલીલ કે પ્રયોજન હાલ નથી. ત્હેના ઉપર પડેવી તકે કાલી લીટી મૂકાવી જોઇએ. તે ઉપગત આમર્સ એકટ-જેવડે એકી વખતે આખી હિન્દી પ્રજાનાં હથીઆર ખુંચવી લેવામા આવ્યાં છે અને ઇ. સ. ૧૮૧૮ નો ઇન્સાફ વગર દેશપાર કરવાનો કાયદો પણ તરતજ હિન્દની કાયદાપોથીમાંથી નીકળી જવા જોઇએ. આપખુદી રાજસત્તાના એ અવશેષ છે અને એ આપખુદીની સાથે એ કાયદા પણ જવા જોઇએ. આ ઉપરાંત ઘણા સુધારાની હિન્દને તરતજ જરૂર છે પણ આ કાયદાઓ તો હિન્દીઓના હૃદયને અત્યંત સાલે છે અને ત્હેના લોપમાંજ રાજા તેમજ પ્રજાનું હિત રહેલું છે.

## હિન્દની મ્હોટી માગણી.

આ પ્રમાણે વિગ્રહ પછી હિન્દ માગે છે કેઃ—

(૧) પાર્લામેન્ટ અને હિન્દી વજીરની હાલની સર્વોપરિ સત્તા ઘટાડીને સમગ્ર સામ્રાજ્યની અને દેશ પરદેશની રાજનીતિમાં જ તે મર્યાદિત કરવી જોઇએ.

(૨) હિન્દી રાજતંત્રને હિન્દની આન્તર વ્યવસ્થામાં હિન્દી વજીરની દેખરેખ નીચે સર્વોપરિ સત્તા આપવી.

(૩) વડી અને પ્રાન્તિક સર્વ ધારાસભાઓના સર્વ સભાસદો પ્રજાથી ચુંટાવા જોઈએ, અને ધારાસભાને અંદાજપત્રના સંબંધમાં પાર્લામેન્ટ જેટલી સત્તા આપવી.

(૪) વડી અને પ્રાંતિક સરકારના કારોબારી મંડળના ઓછામાં ઓછા અડધા સભાસદો હિન્દી હોવા જોઇએ અને તે ધારાસભાથી નીમાવા જોઇએ.

(૫) સર્વ પ્રાંતને ગવર્નરની રાજ્યવ્યવસ્થા સોંપવી અને પ્રાંતોને મહેસુલનો વધારે ભાગ આપી વડી સરકારથી વધારે સ્વતંત્ર કરવાં.

(૬) મ્યુનિસિપાલીટી અને લોકલ બોર્ડના સર્વ સભાસદો પ્રજાથીજ નીમાંવા જોઇએ અને તે સંસ્થાઓને પોતાના કાર્યક્ષેત્રમાં પ્રાન્તિક સરકારની દેખરેખ નીચે સંપુર્ણ રીતે સ્વતંત્ર કરવાં જોઇએ.

(૭) સીડીશન મીટીંગઝ એકટ, પ્રેસ એકટ, આર્મસ ઍકટ અને સન ૧૮૧૮ નો કાયદો (વગર ઇન્સાફે દેશપાર કરવા વિષે)—તે રદ કરવા જોઇએ.

વિગ્રહ પછી આટલા સુધારાની હિન્દ માગણી કરે છે અને યુદ્ધ અર્થે હિન્દે સામ્રાજ્યને ધન અને માણસોની સહાય આપી છે તેહના પ્રમાણમાં તે મ્હોટી નથી. અમે ઇચ્છીયે છીયે કે આ માસમાં મળનાર કૉંગ્રસ અને મૉસ્લેમ લીગ આવો જ કંઇક માગણી બ્રીટીશ પ્રજા આગળ મૂકશે અને રાજકીય નવયુગની ઉજ્જવળ દિશા સૂચવશે

ઈન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક.

---

# અમદાવાદમાં જાહેરજીવન.

અમદાવાદ. તા૦ ૨૫-૧૧-૧૫.

## સત્યાગ્રહાશ્રમમાં ડૉ. દેવ.

ગઇ તા૦ ૧૩ મીને શનિવારને દિવસે માહાત્મા ગાંધીના સત્યાગ્રહઆશ્રમમાં એક મેળાવડો હતો. સરવન્ટસ ઑફ ઇન્ડીઆ સોસાઇટીના સેક્રેટરી ડૉ. દેવ,જ્યાં આવેલા, એમણે સ્વર્ગસ્થ દેશભકત શ્રીયુત ગોખલેના અંતિમકાળનું કેટલુંક હૃદય ભેદક વર્ણન કર્યું. છેવટના વખતમાં પબ્લીક સરવીસ કમીશનનું કાર્ય પુરૂં કર્યા વગર એમને મરવાની ઇચ્છા ન્હોતી અને એટલું દેશનું ઋણ અદા થયા વગર રહે એ એમને પસંદ ન્હોતું. છતાં એમણે જ્યારે જોયું કે એ જર્જરીત શરીર બહુ વાર ટકવાનું નથી ત્યારે મૃત્યુને માટે પૂર્ણ ધીરજથી એ તૈયાર થઇ રહ્યા. અંતકાળ સુધી એક માત્ર ચિન્તા એમને કોઇ પણ હોય તો તે દેશનીજ હતી. શરીર ભયંકર દશામાં છતાં રાતના ત્રણ વાગે ઉઠીને એમણે એક અગત્યનો પત્ર આગાખાનને લખ્યો હતો અને છ વાગે શ્રીયુત ગાંધી સાથે મસલત કરી હતી. શરીરરૂપી આ જુનું વસ્ત્ર બદલીને હવે નવું પેહરવું પડશે એમ એ કહેતા. આપણે જેમ મુંબઇ સુધી જતા હોઇએ અને જે રીતે રજા લઇએ એવીજ રીતની એમણે છેલ્લી રજા બધાંની લીધી. મૃત્યુ એમને મન કોઇ ભયંકર વસ્તુ નહોતી અને આમ મહા પુરૂષની માફક તેમણે સંસારયાત્રા પૂરી કરી. વધારમાં તેમણે જણાવ્યું કે સરવન્ટ્સ ઑફ ઇન્ડીયા સોસાઇટીની આ તરફ એવી ફર્યાદ મ્હારાં સાંભળવામાં આવી છે કે સોસાઇટીનું મુખ્ય કાર્ય રાજકીય હોવા છતાં એ સાસારિક કાર્યજ કરે છે. એના જવાબમાં ડૉ. દેવે કહ્યું કે સોસાઇટીની માત્ર મુંબઇની શાખાના કાર્યથી એમ મનાય પરંતુ અલહાબાદ, મદ્રાસ અને નાગપુરનું કાર્ય આપ જોશો તો જણાશે કે ત્યા સોસાઇટી માત્ર રાજકીય કાર્યજ કેમ કરે છે એવી ફર્યાદ કરે છે. જુદી જુદી શાખાઓના મુખ્ય સભાસદના વલણ પર સોસાઇટીના કાર્યની દિશા રહે એ સ્વાભાવિક છે. અહીંના સભાસદોને સમાજ સેવાનું કાર્ય રાજકીય કાર્ય કરતાં વિશેષ આકર્ષણ કરે છે એ ખરૂં છે, જો કે તેઓ પણ કૉંગ્રેસ કમીટીઓ સ્થાપીને જાહેર જીવનને વિકસાવવા પ્રયાસ કરે છે. વળી મુંબાઇ જેવા શેહેરમાં જ્યાં મહાન્ બુદ્ધિમાન અને અસાધારણ શકિતવાળા રાજકીય આગેવાનો હતા (હતા એટલા માટે કે સર ફીરોઝશાહના સ્વર્ગવાસથી આપણને મહાન ખોટ પડી છે) અને હજી છે ત્યાં અમારા જેવાથી રાજકીય કામમા કઇ આગેવાની થઇ શકે એમ પણ નથી. છતાં એક વાતનો મ્હારો અનુભવ થયો છે કે સોસાઇટીને માણસોની ઘણી જરૂર છે. આપણા દેશમાં ખોટ જ શુદ્ધ બુદ્ધિથી કામ કરનારા માણસોની છે, પૈસાની નથી. દિવસે દિવસે માણસો મળતા જાય છે અને દેશની સ્થિતિ સુધરતી જાય છે એમ હું ધારૂં છુ અને ખરૂં કામ કરશો તો પૈસા તો જરૂર મળશે એવો મ્હારો અનુભવ છે.

## સર ફીરોઝશાહ મહેતા.

સર ફીરોઝશાહ મહેતાના સ્વર્ગવાસનો શોક પ્રદર્શીત કરવાં તા. ૧૫-૧૧-૧૫ ને રોજ પ્રેમાભાઇ હોલમાં ઑ. સરદાર શેઠ ચીનુભાઈ માધવલાલ સી. આઇ. ઇ. ના પ્રમુખપદ નીચે જાહેર સભા થઇ હતી. એમાં શ્રીયુત્ મોહનલાલ ગાંધી સિવાય બીજા ઘણા ખરા વકતાઓએ ઇંગ્રેજીમાં ભાષણો કર્યાં હતાં. આવી સભાઓમાં ઇંગ્રેજીમાં ભાષણો શા સારૂ થતાં હશે તેની સમજણ પડતી નથી. શ્રીયુત ગાંધીનું ભાષણ સ્પષ્ટ, સરળ અને વિદ્વતાવાળું હતું. અમદાવાદમાં આવ્યા પછી એમણે જે ભાષણો કર્યાં છે તેમાં સૌથી લાંબુ એ હતું. એમનું આખું ભાષણ પ્રજાબંધુમાં છપાયું છે. સર ફીરોઝશાહ માટેની એમની પૂજક બુદ્ધિનું અને લોકનાયક તરીકેની એક બાદશાહ જેટલી એમની પદવીનું એમણે આ ભાષણમાં ખુલાસાવાર વર્ણન કર્યું હતું.

## ગુજરાત સભાનું પુનર્જીવન.

જુની ગુજરાતસભા જેનો મુળ ઉદ્દેશ આ જીલ્લા અને ગુજરાતમાં રાજકીય પ્રવૃત્તિ કર્યા કરવાનો હતો તે કેટલાક વર્ષોથી તદ્દન મરવાની હાલતમાં હતી. વર્ષમાં ફક્ત એકવાર કોન્ગ્રેસમાં ડેલીગેટો મોકલવાનો વખત થતો ત્યારે પ્રમુખને બંગલે બેચાર ગૃહસ્થો એકઠા થતા ને જેમને કોન્ગ્રેસમાં જવાનું હોય તેમનાં નામ ડેલીગેટ તરીકે લખી મોકલતા હતા. આ સિવાય ગુજરાત સભા માર્ફતે બીજું કંઇ પણ રાજકીય કાર્ય હમણાનું થયું નથી. એના ઘણાખરા સભાસદો ગુજરાત કલબમાં રોજ મળતા અને ગુજરાત કલબ તો આરામ અને ગમ્મતનું સ્થાન એટલે ત્યાં તો કોઇ ગંભીર વિષય પર વિચાર થવો પણ અશકય છે. ઉલટું સર ફીરોઝશાહના સ્વર્ગવાસનેજ દિવસે બાળકોને દારૂખાનું ફોડાવવાનો મેળાવડો હતો તે પણ એક બે દિવસ મુલતવી રાખવામાં ના આવ્યો. આવી છેકજ વિલાસપ્રિયતા અને છુછલ્લાપણાથી શહેરનો યુવકવર્ગ એમનાથી તદ્દન કંટાળી ગયો છે અને જે વર્ગ તરફથી દેશસેવાની ઘણીઘણી આશાઓ રાખી શકાય તેજ આ દશાને પામ્યો હોવાથી અતિશય દીલગીરી થાય એ સ્વાભાવિક છે.

ગુજરાત સભા હવે નવેસરથી ફરી રચવામાં આવી છે અને કાયદાની હદમાં રહીને રાજકીય હીલચાલ શરૂ કરવા માંગેછે. મી. ગાંધીને વાઇસ પ્રેસીડન્ટ–અને મી. પાટીલ ડા. જોસફ બેન્જામીન અને મી. કૃષ્ણલાલ નરસીલાલ એના મંત્રીઓ નીમાયા છે. આશા છે કે આ સભા ભવિષ્યમાં સારૂં કામ કરશે અને કેવળ પૈસાનીજ પૂજામાં પડેલા ગુજરાતને કંઇક લોકસેવામાં પણ વાળશે. અમે આ સભાને ફત્તેહ ઇચ્છીએ છીએ અને મોડા મોડા પણ જાગૃત થવાને માટે અમદાવાદીઓને ધન્યવાદ આપીએ છીએ.

## ગુજરાત સાહિત્યસભાનું સાહિત્ય અને કલાનું પ્રદર્શન.

તા. ૭ મી નવેંબરથી તા. ૧૪ મી નવેંબર સુધી આ પ્રદર્શન પ્રેમાભાઇ હોલમાં ખુલ્લુ રાખવામાં આવ્યું હતું. એનો લાભ સ્ત્રીપુરૂષ અને વિદ્યાર્થીઓ થઇને કુલ ૨૦૦૦

માણસોએ લીધો હતો. ગુજરાતના ગ્રંથકારો, કવિઓ, તંત્રીઓ, શિક્ષાગુરુઓ, એક્ટરો, આચાર્યો, રાજકારભારીઓ, સ્ત્રી લેખકો, સુધારકો, અને ઉદ્યોગપ્રવર્તકોની મળી એટલી છબીઓ એમનાં પુસ્તકો તથા હસ્તાક્ષરો સાથે મુકવામાં આવી હતી. ઇ. સ્વી. ૧૪ મીથી ૧૯ મી સદી સુધીનાં જુનાં ગુજરાતી પુસ્તકો, હસ્તલેખો, શિલાલેખો વગેરેનો પણ ન્હાનો સરખો સંગ્રહ હતો.

કલાવિભાગમાં સ્ત્રીઓનાં ભરત, ગુંથણ, ચિત્રકામ વગેરેના સુંદર નમુના તેમજ ગુજરાતના ચિત્રકારો તથા શિલ્પિઓનાં કેટલાંક ચિત્રો તથા પુતલાંના પણ નમુના રજુ થયા હતા. પ્રાંતીજના છોટાલાલ ગણપતરામ જોગીના પ્લાસ્ટર ઓફ પારીસનાં પુતલાં અને સલાટ સોમપુરા અંબારામ જેમણે પ્રાસાદમંડન નામનું એક પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે એમનું એમના પુત્ર મી. જમનાદાસે બનાવેલું સુંદર માટીનું પુતળું ખાસ ધ્યાન ખેંચતાં હતાં.

પ્રો આનન્દશંકરે આ પ્રદર્શન ખુલ્લું મુકતી વખતે જે ભાષણ કર્યું હતું તે ઘણુંજ સાધારણ હતું અને એ પ્રસંગ તેમ જ એમની વિદ્વત્તાને શોભે એવું ન હતું. આપણા આગેવાનો આવા પ્રસંગમાં વધારે સંગીન રસ લઇ અંતરના ઉદ્ગારોથી શ્રોતાઓને ઉન્નત કરે એ ઇષ્ટ છે.

## જૈનસાધુ રાયચંદ્રની જયંતિ.

તા૦ ૨૦-૧૧-૧૫ ને રોજ જૈન ફીલસુફ શ્રીમદ્ રામચંદ્રની જયંતિ હતી. તે દિવસે પ્રેમાભાઇ હૉલમાં શ્રીયુત મોહનદાસ ગાંધીના પ્રમુખપદ નીચે એક ભવ્ય મેળાવડો મળ્યો હતો. મી૦ લાલન એ પ્રસંગને માટે છેક મુંબઈથી અને કવિ ન્હાનાલાલ રાજકોટથી આવ્યા હતા. એ ઉપરાંત મગનભાઇ ચતુરભાઇ બેરીસ્ટર, અ. સૌ. વિદ્યા, ડૉ. રમણભાઇ નીલકંઠ વગેરે વક્તાઓનાં પણ ભાષણો થયાં હતાં. ચોગરદમ શ્રોતાવર્ગની સંખ્યા એ વિચિત્ર હોલમાં માઇ શકે તેના કરતાં ઘણી વધારે થઇ હતી. અને તેથી શોરબકોર અને ઘોંઘાટ પુષ્કળ ચાલ્યા કરતો હતો. કવિ ન્હાનાલાલે જૈનોને ગુર્જર વિદ્વાનોએ આપેલા અન્યાયનું લાંબું વર્ણન કર્યું હતું. સભામાં ગરબડાટ પુષ્કળ વધ્યો ને જાણે એમજ લાગવા માંડ્યું કે સભાનો કાર્યક્રમ અધુરો રાખી સભા બંધ કરવી પડશે. પણ આ વખતે પ્રમુખની કાર્યકુશળતા અને બાહોશીનાં અમદાવાદને પહેલીજ વાર દર્શન થયાં. એ એકદમ ટેબલ પર ઊભા થઇ ગયા અને સભાને સ્પષ્ટ ખુલ્લા શબ્દોમાં આવી ચાલચલગત માટે ખુબ ઠપકો આપ્યો. "હમે હજી મ્હને ઓળખતા નથી. આજનો કાર્યક્રમ પુરેપુરો ચલાવ્યા વગર હું બંધ રાખવાનો નથી. હું સત્યાગ્રહી છું. મ્હારૂં માથું કુટશે તો ભલે પણ આજનું કાર્ય પુરૂં થયા વગર નહીં રહે. ગમે તો સભાસ્થાન ખાલી થઇ જશે ને કોઇ પણ નહીં હોય તો હું એકલો ભાષણ

કરીશ.” વગેરે શબ્દોથી સભા તદ્દન વશ કરી અને પછી રાયચંદ્ર જયન્તિના વ્યવસ્થાપકોને પણ કોઇ મ્હોટી જગામાં સભા નહીં ભરવા માટે ઠપકો આપ્યો. સભાએ એમનું માન રાખી શાન્તિ પકડી અને ભીડ છતાં, બેસવા ઉભા રહેવાની અગવડ છતાં, બધા ચૂપ થયા. તેથી પ્રમુખે પ્રોગ્રામ ટુંકવી નાંખ્યો. બાકીનાં ભાષણ થયા બાદ એમણે પણ ટુંકામાંજ ભાષણ કર્યું એમાં મુખ્ય વાત એ કહી કે “ટૉલ્સ્ટોઇ અને રસ્કિન મ્હેં વાંચ્યા છે અને એ બન્નેને હું પૂજ્ય ગણું છું. પરંતુ શ્રીમદ્ રાયચંદ્ર એ બન્નેથી વધી જાય છે એવો મ્હારો મત છે અને આખા હિન્દુસ્તાનમાં રાયચંદ્ર જેવો મહાન્ તત્ત્વવેત્તા મ્હને મળ્યો નથી. અને એમનાં પુસ્તકો આપ વાંચશો તો આપની પણ એજ પ્રમાણે ખાત્રી થશે.”

બીજે દિવસે આ સભા પાછી પ્રેમાભાઇ હૉલમાં બરાબર નહીં થઇ શકવાથી, સત્યાગ્રહ આશ્રમમાં મળી હતી.

ગુજરાતી.

---

# સર ફીરોઝશાહ મહેતા.

હું પોતે વૃદ્ધ થઉં છું તે વખતે એક પછી એક મ્હારા સોબતીઓને ખરતા જોઇને મ્હને ઘણી ગમગીની અને એકાંત લાગે છે. મ્હને રાનાડે, તેલંગ, બદ્રુદીન અને બાજા ઘણા યાદ આવે છે કે જેઓ દેશનું મહાભારત કામ કરવાને મ્હને એકલો મૂકીને ચાલ્યા ગયા છે......ત્હેમને વિષે બોલવાનો પ્રયત્ન કરતાં મ્હારા મનમાં એક જ વિચાર ફરી ફરીને આવે છે કે “ગોખલે ગયા.”

સર ફીરોઝશાહ મહેતા.

જે પરમ દેશભક્તોનો વિયોગ સર ફીરોઝશાહ મહેતાને ચાલતો હતો ત્હેમને મળવા તેઓ પરલોક સીધાવ્યા અને આપણને પણ કરૂણ સ્વરે એ જ કહેતા મૂકી ગયા કે “ફીરોઝશાહ ગયા.” સ્વર્ગસ્થ મી૦ ગોખલે—જેમને વિષે જ છેલ્લી વાર તેઓ જાહેર સભામાં બોલ્યા હતા—ત્હેમના અવસાનનો ઘા હજી રૂઝાયો નથી અને કૅર હાર્ડી અને સર હેન્રી કૉટનની કબર ઉપર હજી તો આંસુ ઢળે છે તે વખતે તેઓ એકાએક અવસાન પામ્યા તેથી સમગ્ર હિન્દ અને વિશેષે કરીને મુંબઇ અત્યંત શોકગ્રસ્ત થયું છે. એક પ્રભાવશાલી નરકેસરિ અને ઉદાર સદ્‌ગૃહસ્થ, દીર્ઘદર્શી રાજપુરૂષ અને રાજકીય મહારથી, લોકોના નાયક અને રાજ્યના સ્તંભ હિન્દમાંથી

પરવર્યા છે. જુવાનીથીજ જેમણે રાષ્ટ્રીય એકતાની વેલને વિકસાવવાનો અભિલાષ કર્યો અને જેમણે જીવનપર્યંત—જીવનની છેલ્લી ઘડી સુધી તે વેલને સંવૃદ્ધ કરવા ઉદાર સ્વાર્થત્યાગથી અને અસાધારણ શકિતથી પ્રયત્ન કર્યા ત્હેમની ખોટ આજે હિન્દને સાલે છે. છેલ્લાં દશ પંદર વર્ષમાં ગોખલે અને ફીરોઝશાહનાં નામ આપણા ઇલાકામાં ઘેરઘેર જોડે સંભળાતાં; તેઓ બન્ને એકજ વર્ષમાં આપણને મૂકીને ગયા—એક મધ્યાવસ્થાના વિકાસમાં અને બીજા વૃદ્ધાવસ્થાની સંપૂર્ણતામાં—તેથી આપણી પ્રજા શોકાતુર થઇ છે. હવે આપણી પ્રજાને કોણ ચેતનમય બનાવશે— હવે આપણે માટે સરકાર સ્હામે બાથ કોણ ભીડશે? °

કોઇ પણ દેશમાં અને કોઇ પણ વખતે સર ફીરોઝશાહ જેવા પુરૂષનું અવસાન નુકસાનકારક ગણાય. હિન્દમાં અને તે પણ હાલને સમયે તે અત્યંત અનિષ્ટ લાગે છે. અમલદારી રાજ્ય નીચે વારંવાર પ્રજા તરફથી પોકાર કરવાની જરૂર પડે છે અને તે પોકાર પ્રબલ અને અસરકારક રીતે કરનાર વિરલ મહારથીઓની જરૂર પ્રજાને હંમેશાં હોય છે. સન. ૧૯૦૫-૬ માં હિન્દનું રાજકીય વાતાવરણ બદલાયું તેથી જો રાષ્ટ્રીય ઉત્સાહ વધ્યો છે તો બીજી પાસથી રાજકીય બંધનો પણ વધ્યાં છે. પરિણામે રાજનીતિના ઘણા મૂલગામી સવાલો ઉત્પન્ન થયા છે. આ રાજકીય ગહનતામાં હાલમાં ફાટી નીકળેલા યુદ્ધે અને તે પછી હિન્દમાં પ્રવર્તેલી સ્વરાજ્યની ચળવળે વધારો કર્યો છે. આ માસની આખરે ત્હેમનાજ આમંત્રણે કોંગ્રેસ મુંબાઇમાં ભરાશે તે વખતે ત્હેમના પરિપકવ અને દૂરદર્શી વિચારો જાણવાનો આપણને પ્રસંગ મળત પણ તે અને બીજી ઘણી આશાઓ સફળ થાય તે પહેલાં તો તેઓ અવસાન પામ્યા. એવા થોડા જ રાજપુરૂષો હોય છે કે જેમના સર્વ મત ત્હેમના જ પક્ષમાં પણ સર્વસંમત હોય અને જેમના જાહેરજીવનની કારકીર્દી લગભગ પચાસ વર્ષ જેટલી હોય ત્હેમની રાજનીતિ અને કાર્યપદ્ધતિ વિષે મતભેદ થાય એ સ્વાભાવિક છે. પરંતુ ત્હેમના અવસાનની આ ઘડીમાં મતભેદોને આપણે વિસરી જઇશું અને ત્હેમના જીવનચરિત્રનું જ આપણે મનન કરીશું. આ પદ્ધતિ ઇતિહાસને પણ અનુકૂલ છે કારણકે ઇતિહાસમાં સર્વ મહાપુરૂષો—વિચારકો તેમજ કાર્યકર્તાઓ—ત્હેમના અમુક મત કે વિચારથી નહિ પણ ચારિત્ર અને બુદ્ધિના સામાન્ય ગુણોથી જ પ્રશંસા પામે છે. તો આપણે જોઇશું કે સર ફીરોઝશાહ જેમણે હિન્દની અને મુંબાઇની ઇલાકાની મુંબાઇની યુનિવર્સિટીની અને સૌથી વધારે મુંબાઇની મ્યુનિસિપાલીટીની સેવા બજાવી છે ત્હેમના કયા ગુણો ત્હેમની મહત્તાના આધારરૂપ હતા? એમના આ ત્રણ ગુણો અમારૂં ખાસ ધ્યાન ખેંચે છે.—

(૧) રાજકીય બબાતોમાં ત્હેમની ઉંડી અને બારીક સમજ પ્રજાને તેમજ ત્હેમના અંગત મિત્રોને પણ ઘણું આશ્ચર્ય ઉપજાવતી. ધી. ઑ. મી. ચીમનલાલ સેતલવાડ જેઓ ત્હેમને લગભગ પચીસ વર્ષથી ઓળખતા હતા, ત્હેમણે ઓગ્રે

પ્રેસીડન્સી એસોસીએશનમાં આનો જે દાખલો આપ્યો તે અમે ટાંકીશું. મુંબાઈની ફરીથી માપણી કરવા સંબંધી કાયદો જ્યારે સરકારી ગેઝેટમાં પહેલી વાર પ્રગટ થયો ત્યારે તેઓ બન્ને માથેરાન હતા. તે વાંચીને સર ફીરોઝશાહે એકદમ હેના ખરા દોષ ઉપર પોતાની કાબેલ આંખ ઠેરવી. કલકત્તાના એક કાયદા ઉપરથી આ કાયદો ઉપજાવવામાં આવ્યો હતો પરન્તુ હેમાં એક ઠેકાણે એવો એક ઝીણો ફેરફાર કરવામાં આવ્યો હતો કે જેથી મીલ્કતવાળાઓને પોતાની માલીકી પૂરવાર કરવા બધાં ખત સરકારી અમલદારોને બતાવવાં પડે. આ મુદ્દો પછીથી સર ફીરોઝશાહે મુંબાઈની ધારાસભામાં અને મ્યુનિસિપાલીટીમાં કેવી રીતે પોતાની હંમેશની સચોટતાથી રજુ કર્યો અને તે ઉપરથી સરકારે તે કાયદામાં કેમ ફેરફાર કર્યો તે આપણે જાણીએ છીએ. રાજકીય ચલવળના દાવપેચ તેઓ ઘણી સારી રીતે સમજતા હતા અને જેટલી બારીકીથી સ્હામાનો દોષ સમજી શકતા તેટલી જ બારીકીથી તેઓ 'પોતાનું' વર્તન ચલાવતા.

(૨) જાહેર જીવનમાં હેમની અપાર હિમ્મત અને પ્રતાપી શૂરાતન પણ સર્વનું માન મેળવતાં. હેમનામાં જેમ કાયદાના દોષ જોવાની શકિત હતી તેમ ગુંચવાડા ભરેલા સવાલોનું વિશાલ દૃષ્ટિથી નિરાકરણ કરવાની પણ હામ હતી; અને ચોવીસ વર્ષની વયે હેમણે મુંબાઇ મ્યુનિસિપાલીટીના બંધારણની પોતાની યોજના હિમ્મતપૂર્વક ફ્રામજી કાવસજી હૉલમાં લોકોની ક્ષણિક ઇતરાજી મેલવીને પણ રજુ કરી તે એનો વધારામાં વધારે સારો દાખલો છે. રાજનીતિમાં તેઓ પ્રગતિના હીમાયતી હતા અને જેઓ સર ફીરોઝશાહના સર્વ સિદ્ધાન્તોનું અવિચારી અનુસરણ કરવાનો બોધ આપે છે હેમણે યાદ રાખવું ઘટે છે કે હેમણે દર્શાવેલા મત મુંબાઇના તે વખતના મ્હોટામાં મ્હોટા આગેવાનોથી વિરૂદ્ધ હતા. કાયદેસર લડતના સામાન્ય અને વિશાલ સિદ્ધાન્તને આધારે પોતે સ્વતંત્ર વિચાર કરતા અને હેમને જ પગલે ચાલીને–કવચિત હેમની માફક વડીલોથી જુદા પડવાની હિમ્મત કરીને જ હેમના આત્માને આપણે અંજલિ આપી શકીએ.

(૩) આથી પણ વધારે તરી આવતો હેમનો પ્રધાન ગુણ હેમની રાજકીય આગેવાનીનો હતો. હિન્દમાં હજી ઇંગ્લંડ જેવા સ્પષ્ટ રાજકીય પક્ષ ઉત્પન્ન થયા નથી કે જેમાંનો દરેક અમુક સિદ્ધાંતોને અનુસરે અને જેઓ અમુકજ આગેવાનને માન આપે. અને છતાં હાલના જેટલું જાહેરજીવન વિકસ્યું ન હતું તે વખતે એક સબળ પક્ષ ઉભો કરી હેનું સુકાન લગભગ પચાસ વર્ષ સુધી આબાદ રીતે ચલાવ્યું તે માટે ભવિષ્યની પ્રજા હેમને હંમેશાં આભારી રહેશે. બેરીસ્ટરો અને વકીલો ઉપરાંત જમીનદારો, વેપારીઓ અને મીલમાલીકોને પણ હેમણે જાહેરજીવનમાં રસ લેતા કર્યા એથી હેમને માટે આપણા માનમાં વધારો થાય છે. જો આપણને એમ જણાયું છે કે કવચિત તેઓ સર્વના વિચારોને વેગળા મુકી પોતાની ઇચ્છાનું બીજાના ઉપર દબાણ કરતા

અને ત્હેમના પોતાના અભિપ્રાય–ખાસ કરીને છેવટમાં ઘણા વિવાદગ્રસ્ત હતા તો આપણે એ પણ યાદ રાખવું જોઇએ તે આખા પક્ષના મહકારથીજ ઘણાં ઉત્તમ પરીણામ આવ્યાંછે. પોતાના પક્ષનાં બળને લીધે મ્યુનિસિપાલીટીમાં સરકારી પ્રતિનિધિના મ્હોટા પોકાર સ્હામે પોતાનું ધાર્યું કરી શકતા હતા—એટલે સુધી કે શહેનશાહ જ્યોર્જ જ્યારે રાજકુમાર તરીકે મુંબાઇ ઉતર્યા ત્યારે ત્હેમને આવકાર આપવાને મ્યુનિસિપાલીટીના પ્રમુખને આમંત્રણ ન કરવામાં આવેલું હોવાથી ત્હેમણે રાજકુમારને માનપત્ર ન આપવાનો ઠરાવ મ્યુનિસિપાલીટીમાં પસાર કરાવ્યો હતો. આથી મુંબાઇની સરકાર ચોંકી,ઉઠી, મ્યુનિસિપલ પ્રમુખને એકદમ આમંત્રણ મોકલવામાં આવ્યું અને મ્યુનિસિપાલીટીએ રાજકુમારને માનપત્રથી વધાવ્યા.

આથી ઓછું સફલ પણ ભવિષ્યને માટે વધારે ગંભીર પગલું સર ફીરોઝશાહે સન ૧૯૦૧માં લીધું હતું. જમીનના મહેસુલના કાયદામાં સન ૧૯૦૧માં એવો સુધારો કરવામાં આવ્યો કે જેથી જપ્ત થયેલી જમીન ગમે તે કબૂલતે ખેડુતને આપી શકે—અર્થાત્ ખેડુતે સૈકાથી ભોગવેલા હકમા ઘટાડો પણ કરી શકે ! જમીનની સરકારી માલીકીનો મ્હોટો સવાલ આ સુધારામાં રહેલો હોવાથી સર ફીરોઝશાહે મુબઇ શહેરમાં ત્હેની સ્હામે ગજબુત લડત ચલાવી હતી અને છેવટે ટાઉન હોલમાં એક જંગી સભામાં ત્હેમણે પ્રજાનો મત ગજાવ્યો હતો. પણ અવધિ અહીંઆ આવી નહિ. ધારાસભામાં ત્હેમણે અને ત્હેમના સર્વ પક્ષે ત્હેની સ્હામે સચોટ ભાષણો કર્યા અને જ્યારે તે વ્યર્થ ગયાં ત્યારે ત્હેમણે પોતે તે કાયદાનો વિચાર થોડો વખત મુલતવી રાખવાની દરખાસ્ત મૂકી. તે દરખસ્ત પણ રદ ગઇ ત્યારે તે કાયદા સાથે જરા પણ ન જોડાવાના હેતુથી ત્હેમણે અને ત્હેમના પક્ષે ધારાસભાનો હોલ છોડયો. તે બનાવને આજે ૧૪ વર્ષ થયાં છે અને તે દરમ્યાન તેથી વધારે અનિષ્ટ કાયદાઓ પસાર થયા છે છતાં પણ આવું હિમ્મતભર્યું પગલું લેવાની કોઇની હામ ચાલી નથી. સર ફીરોઝશાહનું નોકનાયકત્વ અને અસામાન્ય હિમ્મત દર્શાવવાને આ દાખલો બસ થશે.

એ મહાપુરૂષના જે ત્રણ ગુણોનું અમે અપૂર્ણ વર્ણન કર્યું છે તે સર્વની પાછળ એકજ ભાવના રહેલી છે— જાહેરજીવનની. જેમણે આ ઈલાકામાં અને 'આ. દેશમાં જાહેરજીવનના અનેક માર્ગોમાં દેશની અઢળક સેવા કરી અને જાહેરજીવનના નિઃસીમ પ્રેમથી મ્હોટા સ્વાર્થત્યાગ કર્યા તેઓ જાહેરજીવનની અચળ મૂર્તિ તરીકે હિન્દીઓના હૃદયમાં ચિરકાલ સુધી રાજશે. ઇતિહાસમાં ત્હેમની કઇ સેવાઓ વધારે પંકાશે અને ત્હેમના કયા ગુણો પૂજાશે એ હાલ વિચારી શકાશે નહિ. પરંતુ અમને ખાત્રી છે કે હિન્દના ઉદયકાલના એક તેજસ્વી તારલા' તરીકે તેઓ હમેશાં ઝગમગશે.

સર ફીરોઝશાહ ગયા અને ત્હેમના અવસાનથી મહર્ષિ રાનડે, તેલંગની આખી મંડળીનો સીતારો હિન્દમાંથી અસ્ત પામ્યો છે. પરન્તુ સર ફીરોઝશાહનો રૂઆબદાર

પ્રતાપ અને જાહેરજીવનનો વિરલ સાક્ષાત્કાર આપણા સ્મરણમાં રહેશે. હિન્દને હવે એવા સંયોગોમાંથી પસાર થવું પડશે કે જે પહેલાં ન હતા, ત્હેને એવા પ્રશ્નો ઉકેલવા પડશે કે જે પહેલાં ઉત્પન્ન થયા ન હતા. આથી ધીમે ધીમે પણ દૃઢ રીતે નવી પગથીઓ શોધવી પડશે અને રાજકીય લડત જુદી પદ્ધતિથી લડવી પડશે. પરન્તુ હિન્દીઓને જ્યારે પોતાનાં મહાન કાર્યમાં શ્રદ્ધા ઘટે કે આશા ડગે ત્યારે તેઓ મર્હુમ નરરત્નના સ્મરણથી ઘણું જ પ્રોત્સાહન મેળવશે. વડીલના અવસાનથી જેમ ઘણો શોક થાય તેમ બીજી પાસથી આપણી જવાબદારીમાં વધારો થયેલો લાગે છે. એવું સર ફીરોઝશાહના મરણથી હિન્દીઓને લાગે સ્વભાવિક છે; અને તેઓ ત્હેમની જાહેરજીવનની ભાવનાને ત્હેમની જ હિમ્મત અને ત્હેમની જ શકિતથી અનુસરીને જ ત્હેમને પૂજાની અંજલિ અર્પી શકે.

---

# પુસ્તકપરિચય.

## શીવાજી.

શિવાજી: લેખક, પ્રોફેસર એચ. જી. રૉલીનસન, એમ. એ; આઇ. ઇ. એસ; પ્રકાશક, કલૅરનડન પ્રેસ, ઓક્સફર્ડ, પૃષ્ટ ૧૨૫; મૂલ્ય રૂ. ૨-૧૩-૦.

દરેક પ્રજાના સંતાનોને માતૃભૂમિના ઇતિહાસનું શિક્ષણ ન્હાનપણથીજ મળવું જોઇએ. ઇતિહાસ એ પ્રજાના ભૂતકાળના જીવનનું દર્પણ છે, ભાવિ જીવનને ઉજ્જવલ બનાવનાર કિંમતી માર્ગદર્શક સાધન છે. મનુષ્ય માત્રમાં ગૂઢ રહેલી દેશ ભકિત અને દેશ સેવાની વૃત્તિને પોષનાર અને સક્રીય બનાવનાર તે પ્રબળ શકિત છે. તેથી કિશોરાવસ્થામાંથીજ દરેક બાળક અને બાળકીને પોતાની માતૃભૂમિનું જીવન ઘડનારા મહાન પુરૂષોના—વિચારકો, સાક્ષરો, સંશોધકો, સુધારકો, શૂરવીરો, રાજનીતિજ્ઞો, રાજકર્ત્તાઓ, માર્ટરો, રાજ્યસ્થાપકો વિગેરેનાં નામો અને કૃતિઓનો પરિચય કરાવવો જોઇએ. આ મહાન્ નરો મ્હારા પોતાના સ્નેહીઓ છે એવા લોહીના સંબંધની લાગણી શીશુવયમાંથીજ દરેક બાળક અને બાળકીમાં જન્મ પામવી જોઇએ. તેમ નહિ થાય તો માતૃભૂમિને માટે માન અને ભકિતની લાગણી કયાંથી ઉત્પન્ન થશે? દુર્ભાગ્યે આ દેશના શિક્ષણક્રમમાં માતૃભૂમિના ઇતિહાસને નહિ જેવું જ સ્થાન છે. અને જેટલો શિખવવામાં આવે છે તે પણ દેશભકિતને પોષવાને બદલે દાબી દે એવી રીતથી. રાજાઓના વંશોની વંશાવળી અને લડાઇનાં વર્ણનો એ આપણાં બાળકોને મળતું ઇતિહાસનું શિક્ષણ. અને તે પણ ઍંગલો ઇન્ડીયન દૃષ્ટિએ લખાયલા

ઇતિહાસનું! શિવાજી જેવા રાજ્ય સ્થાપક, શૂરવીર મરાઠાના જીવનનો તે એકમાત્ર "ખુની અને લૂટારો" હતો એવો પરિચય શાળાઓમાં આપણા સંતાનોને કરાવવામાં આવે છે! હમને જોઇને ઘણો સંતોષ થાય છે કે પ્રોફેસર રૉલીનસને આ ઍન્ગલો ઇન્ડીયન દૃષ્ટિનો ત્યાગ કર્યો છે અને શિવાજીના જીવનને તથા હિંદુ રાજ્યની સંસ્થાપના કરવાના તેના શૂરવીર પ્રયત્નોને બને તેટલો ન્યાય આપવાની—એક વિદેશીથી આપી શકાય તેટલા—વૃત્તિને શિવાજીના જીવનચરિત્રમાં બહુ સુન્દર રીતે જાળવી રાખી છે.

આપણી શાળાઓમાં જે ઇતિહાસ શિખવવામાં આવે છે તેમાં શિવાજીને ઘણા કાળા રંગમાં ચિતરીને ઉતારી પાડવામાં આવ્યો છે. તેથી તેને ઘણો અન્યાય થયો છે એવું સ્વીકારનાર પ્રોફેસર રૉલીનસન પ્રથમજ નથી. અજાયબીતો એ છે કે ઍન્ગલો ઇન્ડિયન ઇતિહાસ લખનારા કરતાં મૅહોમેડન લેખકોએ શિવાજીને વધારે ન્યાય આપ્યો છે. પ્રોફેસર રૉલીનસન કહે છે કે 'શિવાજીમાં માતૃભૂમિને માટે તથા પોતાના ધર્મને માટેનો પ્રેમ અથાગ હતો......મ્હારે મ્હારા દેશને માટે કાંઈ મહાન્ કાર્ય કરવાનું છે એવી લાગણી શિવાજીમાં ન્હાનપણથીજ વિકસિત થઇ હતી એ વાતમાં લેશ પણ શંકા નથી; દેશમાં લૂંટફાટ કરવાની વૃત્તિથી નહિ પણ પરદેશીઓના જૂલ્મમાંથી માતૃભૂમિને મુકત કરવાની અભિલાષાથી જ તેનું જીવન પ્રોત્સાહિત થયું હતું હતું." શિવાજીએજ રાષ્ટ્રીય ભાવના ઉત્પન્ન કરી હતી.

પ્રોફેસર રૉલીનસનનાં ડકકન કૉલેજના નિવાસે તથા ત્યાંથી દેખાતા પૂનાની આસપાસના કુદરતનાં સુન્દર દૃષ્યોએ તેના પર ઘણી સારી અસર કરી છે એમ તેનું પુસ્તક વાંચતાં લાગ્યા વગર રહેતું નથી. તેમનું પુસ્તક માત્ર ઇતિહાસ નથી, પણ સુન્દર સાહિત્ય પણ છે. માવીલ લોકો કોણ હતા, શિવાજીની સાથે તેના કિલ્લાઓની દિવાલો પર કેવી રીતે ચડી જતા હતા, સર્વ કોઇમાં દેશભક્તિ અને ધર્મની લાગણીનો જૂસ્સો કેવો પ્રબળ હતો, તથા શિવાજીને માટે પોતાના જીવનનું બળિદાન આપવાને કેટલા બધા તૈયાર હતા આ બધી બાબતોનો તાદૃશ ખ્યાલ પ્રૉફેસર રૉલીનસને લખેલા સ્કેચ વાંચતા થયા વગર રહેતો નથી. પ્રતાપગઢનું વર્ણન, સિંહગઢની દિવાલે ચઢીને સર કરેલા તે કિલ્લાનો હેવાલ, અફઝુલખાન અને શિવાજીનો પ્રતાપગઢના કિલ્લા નીચે થયેલો મેળાપ, રંગાના ગાટ આગળની લડાઇ તથા ત્યાં શિવાજીના સૈનિકોએ બતાવેલી અસાધારણ શૂરવીરતા આ અને એવા બીજા પ્રસંગો એવા સુન્દર ભાવથી ચિતરવામાં આવ્યા છે કે ઘડીકભર આપણે શિવાજીના સમયમાં રહેતા હોઇએ એમ લાગેછે. આ બનાવો બહુ રસથી વંચાશે એમ હમને લાગે છે.

પણ શિવાજીનું ચારિત્ર્ય અને એના પરાક્રમોનું પ્રકરણ બહુ ઉંચી દ્રષ્ટિથી લખાયલું છે. એ પ્રકરણ જરા વધારે વિસ્તારથી લખાયું હતે તો ઘણું સારું થતે.

પણ જેટલું લખાયું છે તેમાં પણ શિવાજીને પ્રોફેસર રૉલીનસને સારો ન્યાય આપ્યો છે. તેઓ કહેછે કે "બધા મહાન લડવૈયાઓની માફક—નેપોલીયનનું દૃષ્ટાંત ધ્યાન ખેંચે તેવું છે—શિવાજી પણ મોટો રાજ્યકર્તા હતો; કારણકે જે ગુણોને લીધે એક માણસ એક વિજયી વ્યવસ્થા કરનાર તથા રાજ્યનીતિજ્ઞ બનેછે તેજ ગુણો તેને એક ઉંચો લડવૈયો બનાવે છે." શિવાજીની અષ્ટ પ્રધાનની કાઉન્સીલનો તથા તેની મ્હેસુલ વસુલ કરવાની રીતનો તથા લશ્કરની રચનાનો સારો ખ્યાલ આપ્યો છે. જ્યારે જરમન જેવી સુધરેલી ગણાતી પ્રજા વિગ્રહમાં પકડાયેલી મીસ કેવીલ જેવી શૂરવીર સન્નારીને તોપને ગોળે ચઢાવે છે ત્યારે શિવાજી જેવો સાચો શૂરવીર સ્ત્રીઓ પ્રતિ કેવાં સન્માનથી જોતો હતો તેનો એક પ્રસંગ સરસરીતે પ્રૉ. રૉલીનસને ચિતર્યો છે. જે વખતે શિવાજીએ કલ્યાણ લીધું તે વખતે મુલન અહમદની અતિ સુન્દર અને લાવણ્યવતિ પુત્રવધુને કેદ કરીને શિવાજી આગળ મોકલવામાં આવી હતી. તેને જોઇને શિવાજી હસ્યો અને કહ્યું "મ્હારી માતા જો એના કરતાં અડધી કાન્તિવાળી પણ હતે તોપણ હું માત્ર થોડો ઓછો કદરૂપો દેખાત" એમ કહીને તેને તેના સગાં પાસે મોકલાવી દીધી. પ્રૉ. રૉલીનસન લખે છે કે "સ્ત્રીઓ, મસજીદો, અને શહેરીઓ પ્રતિ સન્માન, વિગ્રહ પૂરૂં થયા પછી કાપાકાપીનો અટકાવ, કેદ પકડેલા અમલદારો અને સૈનિકોની માન સાથે વિદાયગીરી આ કંઇ શિવાજીના જેવા તેવા ગુણો નહિ હતા." અફઝુલખાનના પ્રસંગને ઉદ્દેશીને પણ પ્રૉ. રૉલીનસન વધારે ઉદાર દૃષ્ટિથી લખે છે "અંગ્રેજી દૃષ્ટિ પ્રમાણે શિવાજીએ અફઝુલખાનનો વિશ્વાસઘાત કર્યો એમાં શક નથી. પણ અફઝુલખાનને ડક્કનનું જે જ્ઞાન હતું તે જાણ્યા પછી તેના પ્રતિ દયા ઉપજતી નથી. કોઈ પણ અમલદારે આવી પ્રપંચની જાળમાં જવું જોઇતું નહિ હતું અને ડક્કનના પવિત્રમાં પવિત્ર મન્દિરોના નાશથી શિવાજીને ઘણું ઝનુન ચડયું હતું. અને એમાં પણ શક નથી કે જો શિવાજી શરણે ગયો હતે તો જે કારાગૃહ શાહજીને માટે તૈયાર કરવામાં આવ્યું હતું તેમાં તેને તરતજ પૂરવામાં આવતે—કદાચને તેના હાથ પગ ભાંગીને અને આંધળો બનાવીને" વળી પૃષ્ટની નીચે પ્રૉ. રૉલીનસન લખે છે કે "રેડ કોમીનના ખૂન કરતાં અફઝુલખાનનું ખૂન વધારે વિશ્વાસઘાતક નથી. તથાપિ કયો ઈતિહાસ લખનાર રૉબર્ટ બ્રુસના ઉપર ગંભીરતાથી આરોપ મુકે છે?" શિવાજીએ અફઝુલખાનનો વિશ્વાસઘાત કર્યો હતો કે નહિ તે પ્રશ્નના ઇતિહાસ લખનારાઓમાં મતભેદ છે, પણ પ્રૉ. રૉલીનસને આ પ્રસંગની તુલના જે ઉદાર દૃષ્ટિએ કરી છે તેની નોંધ હમે ઘણા સંતોષથી લઇએ છીએ.

શિવાજીમાં એક મહાન્ હિન્દુ રાજ્યની સંસ્થાપના કરવાની ભાવના તરવરી રહી હતી તેનો ખ્યાલ રાનાડે જેવાની દેશભક્તિથી ઉભરાતી કલમમાંથી જેવો નીકળે તેવો પ્રૉ. રૉલીનસનની કલમમાંથી નહિ આવે એ સ્વાભાવિક છે, તથાપિ આખો સ્કેચ ઉદાર દૃષ્ટિએ લખાયો છે. તેઓ અંતમાં કહે છે. "શિવાજી

ખરેખર એક ધાર્મિક પુરુષ હતો. તે ડક્કનના મ્હોટા કવિ રામદાસનો શિષ્ય હતો, અને પવિત્ર તુકારામનો ભકત હતો......આપણે ભૂલી નહિ જવું જોઇએ કે મોગલ સામ્રાજ્યની ઝાહોઝલાલીનો નાશ કરનાર લશ્કરને સંયોજીત કરનાર શિવાજીજ હતો......પેશ્વા અને સતારાના રાજાઓની ઝાહોઝલાલી જતી રહી છે પણ પશ્ચિમ હિન્દુસ્તાનનાં મોટા ફ્યુડેટરી રાજ્યોમાં—ગ્વાલીયર, ઇન્દોર અને બરોડામાં—શિવાજીની ઉંચી વ્યવસ્થાશકિતની પ્રતિભાનાં ફળો હજી પણ દૃષ્ટિ ગોચર થાય છે.”

પ્રો. ફૅાલીસનનો સુન્દર સ્કેચ દરેક વિદ્યાર્થીને વાંચવાની હમે ભલામણ કરીએ છીએ.

મનસુખલાલ આત્મારામ માસ્તર.

# નોંધ.

## ત્રીસમી કૅાંગ્રેસ.

આ માસની આખરે કૅાંગ્રેસ ઘણા વિલક્ષણ સંયોગોમાં મલશે. ગયા વર્ષની માફક આ વર્ષે પણ યૂરોપીય વિગ્રહ તો ચાલુ જ છે પરન્તુ પહેલાના કરતાં ત્હેની દિશાઓ અને પરિણામો વધારે ચોક્સ થયાં છે. જે વિગ્રહથી મિત્રરાજ્યો સ્વતંત્રતાના સિદ્ધાંત માટે જર્મની સ્હામે લ્હડે છે ત્હેને અંગે હિન્દ સામ્રાજ્યના વધારે ગાઢ સંબંધમાં આવ્યું છે અને તેથી સ્વાભાવિક રીતે પ્રશ્ન ઉત્પન્ન થયો છે કે વિગ્રહ પછી બ્રીટીશ શહેનશાહતમાં હિન્દનું સ્થાન કેવું હોવું જોઈએ? આ સવાલના ઉકેલને માટે ઘણા માસથી સર વીલીયમ વેડરબર્ન અને મીસીસ એની બેસન્ટ હિન્દ માટે સ્વરાજ્યની માગણી કરવા અને તેથી સ્વરાજ્યની એક યોજના બ્રીટીશ પ્રજા આગળ રજુ કરવા કૅાંગ્રેસને સૂચના કરે છે. થોડા માસમાં એની બેસન્ટે પોતાનાં ભાષણો તેમજ લખાણોથી સ્વરાજ્ય વિષે ઘણીજ ચર્ચા ઉપજાવી છે—એટલે સુધી હિન્દના લગભગ બધા પત્રોને હવે તે વિષે વારંવાર લખવાની જરૂર પડી છે. ઍંગ્લો-ઇન્ડીઅન પત્રો સ્વરાજ્યની માગણીને તિરસ્કારપાત્ર ને અનિષ્ટ ગણે છે ત્યારે ઘણાંખરાં હિન્દી પત્રો તે માગણીને પ્રકટ કરવામાં જ દેશભકિત અને રાજભુદ્ધિની કસોટી છે એમ માને છે. સ્વરાજ્યની સામાન્ય માગણી કબૂલ કરવામાં આવે તો પ્રશ્ન એ ઉઠે છે કે ત્હેની કેવી યોજના ઘડવી?—સર વીલીયમ વેડરબર્નના જેવી કે એની બેસન્ટે વારંવાર સૂચવેલી છે તેવી? હિન્દ તરફથી સત્તાદાર માગણી કરવાનો હક કૅાંગ્રેસને જ છે તેથી આ અતિશય ગંભીર સવાલોના નિરાકરણ

માટે આપણી નજર કૉંગ્રેસ તરફ ફરી છે અને કૉંગ્રેસ શો ઉત્તર આપશે એ જાણવા આપણે ઘણા આતુર છીએ.

આ કારણોથી આ કૉંગ્રસનું ઘણું અપૂર્વ મહત્વ છે એ આપણે સમજવું જોઇએ. તે, આ અણીને વખતે આપણી માંગણીઓ બ્રીટીશ રાજ્ય આગળ રજુ કરશે એટલુંજ નહિં પણ ત્હેના નિર્ણયો બહુ નહિ તો પાંચ દશ વર્ષને માટે પણ આપણા રાજકીય જીવનને અમુક વર્ણ આપશે. દુર્ભાગ્યે-અમે બીજા લેખમાં જણાવ્યું છે તે પ્રમાણે સ્વરાજ્યની સામાન્ય ચર્ચામાં સ્વરાજ્યની જુદી જુદી યોજનાઓનું વિવેચન કરવાનું આપણે વિસરી ગયા છીએ. આથી અમને ભય રહે છે કે ઘણા ડેલીગેટો હાલની સ્થિતિનું ગંભીર રહસ્ય અને તે વખતે પોતાનો ગહન ધર્મ સમજી શકશે નહિ. અમે અંતઃકરણપૂર્વક ઇચ્છીએ છીએ કે કૉંગ્રેસના મ્હોટા ભાગના આગેવાનો બધા અંગત પ્રશ્નોને બાજુએ મૂકી કેવળ માતૃભૂમિ પ્રતિ ભક્તિથી પ્રેરાશે અને ભરપુર હિમ્મત અને ઐતિહાસિક દીર્ઘદૃષ્ટિથી પોતાનો મહાન ધર્મ તેઓ બજાવશે.

આવતી કૉંગ્રેસ તરફ આપણી નજર વળી છે એટલુંજ નહિ પણ ઇંગ્લંડની અને સંસ્થાનોની દૃષ્ટિ પણ તે તરફ ફરી છે. સામ્રાજ્યમાં હિન્દ કેવું સ્થાન માગે છે—સરખા સમોવડીયાનું કે પરાધીન તાબેદારનું તે જોવા તેઓ ઘણા ઉત્સુક છે. અમે આગળ વધીને સૂચવીશું કે આ કૉંગ્રેસને ભવિષ્યની પ્રજા પણ બારીકીથી નીહાળેછે—નીહાળશે અને ત્હેમના વડીલો અણીને વખતે હિમ્મતથી વર્ત્યા કે બ્હીકથી અચકયા ત્હેની અચૂક પરીક્ષા કરશે.

## મૉસ્લેમ લીગ

મુંબાઇમાં કૉંગ્રેસની સાથે મૉસ્લેમ લીગની બેઠક પણ થશે એ જાણીને અમને ઘણો આનંદ થયો છે. આપણા મુસલમાન બંધુઓની પ્રવૃત્તિ ઘણાં વર્ષથી જુદાં વ્હેણમાં વહેછે—જોકે ત્હેમણે પણ "હિન્દના સંયોગોને અનુકૂલ સ્વરાજ્ય" ઉપર નિશાન તાકીને કૉંગ્રેસ સાથે પોતાનો એકમત દર્શાવ્યો છે. મુંબઇના મુસલમાન આગેવાનોએ કેમ લીગની બેઠક નોતરી અને પછી પોતાની સહી પાછી ખેંચી લીધી તે અત્યાર સુધીમાં આપણને સમજાયું છે. સંતોષની વાત એટલી જ છે કે રાષ્ટ્રીય ઉત્સાહના અનિવાર્ય ઉભરાને અમલદારી સત્તાનો ગર્ભિત ઉપયોગ પણ દાબી ન શકયો અને ઓલ—ઇન્ડીઆ મોસ્લેમ લીગે ૪૯ વિરૂદ્ધ ૧૩ મતે લીગની બેઠક મુંબઇમાં ભરવાનું ઠરાવ્યું. મી. જીણાએ મુંબાઇના સર્વ મુસલમાન ભાઇઓને હવે પહેલાના વિરોધો ભૂલી જઇને લીગમાં ઉત્સાહપૂર્વક જોડાવાની સૂચના કરી છે અને અમારી ખાત્રી છે કે મુસલમાન આગેવાનો ત્હેને અનુસરી લીગની બેઠકને પૂરેપૂરી ફતેહમંદ બનાવશે.

વધારેમાં વધારે મહુત્વનો પ્રશ્ન એ છે કે મૉસ્લેમ લીગ—જે હિન્દનું બીજું પ્રતિનિધિરૂપ મંડલ છે તે—વિગ્રહ પછી હિન્દના સ્થાન વિષે કઇ માગણીઓ રજુ કરશે— કયા હક માગશે? અમારા ધારવા મુજબ મૉસ્લેમ લીગમાં પણ એક એવો પક્ષ ઉભો થયો છે કે જે સ્વરાજની માગણી કરવા તત્પર છે. હિન્દનાં બે રાજમંડલો કૉંગ્રેસ અને લીગ એક જ સ્થલે અને એક જ વખતે એક જ પ્રકારના હક રજુ કરે એ ઘણું જરૂરનું છે.

## હોમ રૂલ લીગ.

કૉંગ્રેસ અને મોસ્લેમ લીગ સ્વરાજ્યની જે યોજના મંજુર કરે ત્હેનો પ્રચાર કરવા માટે "હોમ રૂલ લીગ"-એ સંસ્થા સ્થાપવાનો વિચાર એની બેસેન્ટે થોડા માસ ઉપર પ્રકટ કર્યો હતો. અમે આગલા અંકમાં જણાવ્યું તે પ્રમાણે હિન્દીઓ આ નવી સંસ્થાથી એટલા આશ્ચર્યમુઢ થઇ ગયા હતા કે તેઓ ન આપી શકયા ત્હેને આશીર્વાદ કે—એક બે ક્ષુદ્ર અપવાદ શિવાય—ન દઇ શકયા શ્રાપ. પણ એની બેસેન્ટે કલકત્તામાં સ્વરાજ્ય વિષે પોતાનું પ્રસિદ્ધ ભાષણ કર્યું અને બંગાળના આગેવાનો સાથે મસલત કરી જણાવ્યું કે કૉંગ્રેસ પહેલાં લીગનાં બંધારણનો વિચાર કરવા. કૉંગ્રેસ અને મોસ્લેમ લીગની પ્રતિનિધિરૂપ એક કોન્ફરન્સ બોલાવવામાં આવશે ત્યાર પછી ત્હેના તરફ ઘણો પક્ષપાત દર્શાવવામાં આવ્યો છે. બંગાળના અમૃતબઝાર પત્રિકા અને મદ્રાસના હિન્દુ પત્રે તો પહેલેથી જ લીગને વધાવ્યું હતું એટલે પછીથી ત્હેને વધારેને વધારે લોકપ્રિય બનાવે એમાં નવાઇ નથી. ધી બેંગૉલીના એક ફકરા ઉપરથી અમે જણાવ્યું હતું તે પ્રમાણે તે પત્રે પણ કૉંગ્રેસ ઉપરાંત લીગ જેવા કારોબારી મંડલની જરૂર જણાવી છે. સંયુકત પ્રાંતોનું લીડર અને પંજાબનું પત્રજી પણ લીગને પોતાની સંમતિ આપવામાં પાછલ પડયાં નથી, અને સર વીલીયમ વેડરબર્ને ત્હેના પ્રમુખ થવાની ના પાડી તે વખતે પણ ત્હેનો પક્ષ લેવામાં હઠયા નથી. મધ્યપ્રાંતોનું હિતવાદ પણ લીગને જુસ્સાદાર ટેકો આપ્યે જાય છે અને ન્યુ ઇન્ડીઆ અને કૉમનવીલ ત્હેની વધારેમાં વધારે હીલચાલ ચલાવે એ સ્વાભાવિક છે.

મુંબાઇ એક જ એવું સ્થાન છે—અથવા હતું—કે જ્યાં સ્વરાજય અને હોમ-રૂલ લીગનું હીમાયતી કોઇ પત્ર ન હતું, જો કે એમ પણ કહેવું જોઇએ કે એક બે કઢંગા પત્રો શિવાય બીજાએ ત્હેની વિરૂદ્ધ પણ લખ્યું નથી. બે અઠવાડીયાંથી યંગ ઇન્ડીઆ નામનું એક નવું ઇંગ્રેજી અઠવાડિક પત્ર મુંબઇમાં પ્રકટ થાય છે જે સ્પષ્ટ રીતે હોમરૂલ લીગનું હીમાયતી છે. મદ્રાસની ધારાસભાના સભાસદ ધી ઓન. ગી. શ્રીનીવાસ શાસ્ત્રીનો લીગ વિષે તા. ૨૪ ના એ પત્રમાં ઘણો વિચારપૂર્ણ લેખ હતો જે વાંચવા અમે વાંચકોને ભલામણ કરીએ છીએ. મુંબઇમાં ઘણા વખતથી જે ઉત્સાહી અને દેશાભિમાની પક્ષ ઉત્પન્ન થયો છે ત્હેના પ્રતિનિધિ રૂપ એક પત્રની ઘણા લાંબા વખતથી

જરૂર હતી અને આવાં પ્રતાપ અને શકિતથી આ જરૂર પૂરી પાડવા માટે અમે યંગ ઈન્ડીઆના પ્રયોજકોને અભિનંદન આપીએ છીએ.

આમ લગભગ બધાં હિન્દી વર્તમાનપત્રો લીગની તરફ છે એ હેને માટે એક આશાજનક ચિન્હ છે. તા. ૨૫મી ડીસેમ્બરે કોંગ્રેસ અને મોસ્લેમ લીગના પ્રતિનિધિઓની એક સભા મળવાની છે હેમાં લીગની જરૂર, નામ અને બંધારણ-ના સવાલો ચર્ચાશે. કોંગ્રેસના જેવું જ જેનું સાધ્ય છે અને કોંગ્રેસના જેવીજ કાયદે-સર જેની પધ્ધતિ છે તે સંસ્થા વિષે બહુ મતભેદ નહિ રહે એમ અમે ધારીએ છીએ. સંબંધમાં પણ ચાંગત વિચારોથી દૂર રહી આગેવાનો દેશના હિત તરફ જ દૃષ્ટિ રાખશે એવી અમારી આશા છે.

## ગીરમીટીયાની ગુલામગીરી.

અમે જાણીને આનંદ પામીએ છીએ કે કરારનામાથી પરદેશ જતા ગીરમીટીઆની ગુલામગીરી બંધ કરવાને એક ખરડો લૉર્ડ હાર્ડીંજની સરકારે હિન્દી વજીરને મોકલ્યો છે. થોડાજ માસ ઉપર મી. એંડ્રુસ અને મી. પીયર્સન—જેમણે દક્ષિણ આફ્રીકાના સમાધાનમાં ઘણી કીંમતી સહાય કરી હતી—તેઓ ફીજી ટાપુમાં ગીરમીટીઆની સ્થિતિની તપાસ કરવાને અને તે વિષે ચળવળ કરી સુધારો કરવાને તે દેશ ગયા છે. તે પછી આ સવાલ વધારેને વધારે ચર્ચાતો ગયો છે અને ઘણી દિશાઓમાંથી એવો સ્વર આવ્યો છે કે ગીરમીટીઆની સ્થિતિ સુધારવાને નહિ પણ કરારનામાથી હેમને પરદેશ મોકલવાનો કાયદો રદ કરવાને જ ચળવળ થવી જોઇએ. શ્રીયુત મોહનદાસ ગાંધીએ થોડા વખત ઉપર મુંબાઇમાં એમ્પાયર થીએટરમાં આ વિષે જે અસરકારક ભાષણ આપ્યું હતું હેમાં હેમણે પૂરવાર કર્યું હતું કે કરારનામાનો કાયદો રદ કરવાથી જ ગીરમીટીઆનો સંતાપ શમી શકે; કારણ કે સુધારો કરવાને જે કંઇ સૂચનાઓ કરવામાં આવે છે તે કોઇ દિવસ પાળી શકાશે નહિ, ફીજીટાપુમાં તેમ જ બીજાં સંસ્થાનોમાં દર સાઠ માણસે ચાલીસ સ્ત્રીઓ કરારથી મોકલવાનો કાયદો હાલ છે. આ માણસોને અને ખાસ કરીને સ્ત્રીઓને કેમ લાલચથી તેમજ કપટથી પરદેશ મોકલવામાં આવે છે, હેમણે ધારેલા લાભ ત્યાં ન મળતાં તેઓ કેવાં નિરાશ અને દુઃખી થાય છે, થોડી સ્ત્રીઓ અને વધારે પુરૂષ કોઇપણ મનુષ્યના રહેઠાણથી ઘણા માઇલ દુર જોડે જોડે રહેવાથી કેવી ઘોર અનીતિને વશ થઇ પશુવત જીવન ગાળે છે અને હેમની આ સ્થિતિને લીધે બીજા દેશો આગળ હિન્દનું માન અને મોભો કેટલો ઘટે છે—એ સર્વ શ્રીયુત ગાંધીએ પોતાની સરલ અને લાગણીભરી ભાષામાં વર્ણવ્યું હતું. મેસર્સ મૅકનેઇલ અને ચીમનલાલે પોતાના રીપોર્ટમાં જે સુચનાઓ કરીછે-પુરૂષો અને સ્ત્રીઓની સંખ્યા સરખી કરવા વિષે, તેમજ ગીરમીટીયાને કેટલાક વધારે હક

આપવા વિષે—તેથી ત્હેમની સ્થિતિમાં અણુભર પણ સુધારો થાય નહિ એ ત્હેમણે સ્પષ્ટ કર્યું હતું. હિન્દના અભિમાન અને ગૌરવની ખાતર તેમજ ગીરમીટીયાના સુખની ખાતર કરારનામાના કાયદા ઉપર કાળી લીટી મૂકાવી જોઇએ એવો ત્હેમના ભાષણનો સાર હતો.

આથી આપણે જોઇ શકીશું કે સરકારનો ખરડો ઘણો મોડો હોવા છતાં પણ અત્યંત ઇષ્ટ છે અને પ્રજાની ઇચ્છાને પારખી ત્હેને સંતોષવાના આગ્રહ માટે લોર્ડ હાર્ડીંજને અભિનંદન આપીએ છીએ. અમને ધાસ્તી છે કે સંસ્થાનોના વજીર તરફથી કદાચિત આ સુધારામાં મ્હોટામાં મ્હોટો વાંધો આવશે—સરળતાથી સ્વાર્થત્યાગ કરવા કોણ ખુશી હોય! છતાં હિન્દીઓ જો પોતાની ચળવલ ચાલુ રાખશે અને હિન્દી વજીરના કાનમાં પોતાની માગણી વગાડયા કરશે તો ગીરમીટીઆની સાંકળો તુટવાનો વખત સત્વર આવશે.

## ન્યાય અને અમલદારી ખાતાનો વિભાગ.

ઉપરાંત આપણી એક બીજી માગણી વિષે પણ લગભગ ત્રીસ વર્ષે હિન્દી સરકારે મી ચેમ્બરલેનને પોતાની સૂચનાઓ મોકલી છે—ન્યાય અને અમલદારી ખાતાના વિભાગ વિષે. જે મેજીસ્ટ્રેટ અને મામલતદાર, ડેપ્યુટી કલેકટર અને કલેકટર પોલીસ ખાતા ઉપર દેખરેખ રાખે અને વખતોવખત મ્હોટા કેસની તપાસ કરે તેઓ ન્યાયાસન ઉપર બેસી ગુન્હાઓનો ચુકાદો કરે—એ પદ્ધતિ કોઇ પણ સુધારેલા દેશમાં નભી શકે જ નહિં નવાઇની વાત એટલીજ છે કે સુધરેલા બ્રીટીશ રાજ્યમાં આવી જંગલી પદ્ધતિ આટલા વખત સુધી કાયમ રહી છે.

આ સવાલ લૉર્ડ કૉર્નવૉલીસના સમય જેટલો જુનો છે અને ઘણા ફેરફાર થયા પછી આ અન્યાયી પદ્ધતિ હજુ ચાલુ રહી છે. આ સંબંધમાં જ્યારે કોંગ્રેસે લગભગ ત્રીશ વર્ષ ઉપર સૂચના કરી ત્યારે લૉર્ડ ડફ્રીને ત્હેને વધાવી લઇને જણાવ્યું હતું કે તે એવી સંપૂર્ણ સૂચના છે કે જેને સરકાર ખુશીથી અનુસરશે. ત્રીશ વર્ષ થઇ ગયાં પણ આ ઉંધી ઇમારતનો એક કાંકરો પણ ખસ્યો નથી. બે વર્ષ ઉપર વડી ધારાસભામાં સુરેન્દ્રનાથ બેનરજીએ જ્યારે આ વિભાગ કરવાને ઠરાવ રજુ કર્યો ત્યારે બધા બિન અમલદારી સભાસદોએ ત્હેને સંમતિ આપી હતી, અને બધા અમલદારો ત્હેની વિરૂદ્ધ હોવાથી એ ઠરાવ પસાર થઇ શકયો ન હતો. તે વખતે પહેલાંના કરતાં પણ વધારે સ્પષ્ટ રીતે દેખાયું કે આખી પ્રજા એકે અવાજે આ સુધારો માગે છે અને તેથી તે પહેલી તકે અમલમાં મુકવાની સરકારની ફરજ છે. એ ચર્ચાનું ખરૂં રહસ્ય સમજી પોતાની હંમેશની રાજ્યદક્ષતાથી આ ખરડો હિન્દી વજીરને

લૉર્ડ હાર્ડીંજે મોકલ્યો તેથી અમે આનંદ પામીએ છીએ અને એટલુંજ ઇચ્છીએ છીએ કે મી. ચેમ્બરલેન તેટલોજ ઉદાર વીચાર કરી હિન્દી રાજતંત્રનું આ અનિષ્ટ તત્વ દુર કરશે.

## સીવીલ સર્વીસ બીલ.

આમ ગયા માસના બનાવોએ સંતોષ આપ્યો છે તે કેવળ અમિશ્ર રહ્યો નથી. સીવીલ સર્વીસ બીલની નોંધ અમે ગયા માસમાં લીધી તે પછી અમીરોની સભામાંથી તે દુર્ભાગી બીલ આમની સભામાં મૂકાયું છે અને બીજી વાર મતભેદ શિવાય પસાર પણ થયું છે. લગભગ બધાં હિન્દી પત્રો અને રાજમંડલો જે કાયદાની સ્હામે મજબૂત પોકાર કરે તે સર્વાનુમતે આમની સભામાં પસાર થાય–હિન્દની બૂમ છ માઇલ સુધી પહોંચે અને છતાં "જૉન બુલ"ની સભા ત્હેની ઉપેક્ષા કરે એ દૃશ્ય અસહ્ય છે. જેઓ આમની સભાની પાસે હિન્દ માટે મ્હોટી આશાઓ રાખે છે ત્હેમને આમાંથી ઘણું સમજવાનું મળશે.

બીલના સમર્થનમાં મી. ચેમ્બરલેને જે કુતર્કી ભાષણ કર્યું તે કોને માટે કરવામાં આવ્યું હતું તે સમજવું મુશ્કેલ છે. ઇંગ્રેજોને ત્હેની જરૂર જ ન્હોતી કારણ કે બીલ ત્હેમના લાભમાં છે—જે ઇંગ્રેજ છોકરાઓ પરીક્ષામાં પસાર થવા અસમર્થ પણ હશે તેઓ હિન્દના મ્હોટા જીલ્લા ઉપર જીંદગીભર અમલ ભોગવી શકશે. અને જો તે હિન્દીઓના સંતોષને માટે હોય તો અમારે કહેવું જોઇએ કે તે તદન નિરર્થક હતું. ત્હેમણે જણાવ્યું કે બીલ હમણાં નહિ પણ લડાઇ પછી—અથવા જ્યારે જરૂર પડશે ત્યારે અમલમાં મૂકાશે. અમે પુછીશું કે જો જરૂર ન હતી તો હમણાં પસાર કરવાની જરૂર શી હતી?—હાલ પાર્લામેન્ટને બીજું કંઇ કામ નથી એમ તો કહી શકાય જ નહિ. બાકી, હિન્દીઓને જ્યાં સુધી તે બીલ કાયદાપોથીમાં રહેશે ત્યાં સુધી સ્વાભાવિક રીતે ધાસ્તીનું કારણ રહેશે. કર્નલ યેટે ચર્ચામાં ફાળો આપતાં જણાવ્યું કે જેઓ રણક્ષેત્રમાં સામ્રાજ્યના રક્ષણ અર્થે લડયા હોય—ઇંગ્રેજો અને હિન્દીઓ—ત્હેમને જ સીવીલ સર્વીસની નોકરીઓ આપવી જોઇએ. ખરેખર! કારણ કે સીવીલ સર્વીસ સારી સેવાનો ઇલ્કાબ જ છે—તે કંઇ ફરજ કે જવાબદારીનું કામ નથી. લશ્કરના અમલદારો તો શું પણ મેજરો, અને હવાલદારોને પણ સીવીલ સર્વીસનો ખીતાબ આપવાની દરખાસ્ત કરવામાં આવે તો અમે આશ્ચર્ય પામીશું નહિ. અમે એટલુંજ ઇચ્છીએ છીએ કે મી૦ ચેમ્બરલેન હવે હિન્દીઓના મતનું સમાધાન કરવાનો વ્યર્થ પ્રયત્ન ન કરતાં પોતાનું અન્યાયી બીલ ઘોર નિશ્ચયથી કાયદાપોથીમાં મૂકે.

## સર હેન્રી કોટન.

ગયા માસમાં સર ફીરોઝશાહના અવસાનથી જે ફટકો લાગ્યો તે જ ઘણો અસહ્ય

મિલ અને ફ્રેસેટના વર્ગમાં આવે છે. સન ૧૯૦૬–૭માં જ્યારે હિન્દ એક છેડાથી બીજા છેડા સુધી રાષ્ટ્રીય ઉત્સાહના આવેશમાં ખળભળી ઉઠયું તેઓ ઇંગ્લંડનું બધું કામ છોડી તેઓ હિન્દ આવ્યા હતા અને તે અણીને વખતે હિન્દ તરફ પોતાની મિત્રતા દર્શાવવાને માટે ત્હેમના ઉપર પુષ્કળ પ્રહાર થયા હતા. પણ જેમનામાં મજુરના પોશાકમાં પાર્લામેન્ટમાં જવાની હિમ્મત હતી ત્હેમને એવા તુચ્છ પ્રહારોની શી દરકાર? હિન્દ આવ્યા અને હિન્દનું ખરૂં હૃદય ત્હેમણે પુર્વ બંગાલાનાં ડાંગેરનાં ખેતરોમાં અને કલકત્તાના કાળી ઘાટમાં જોયું, અને ત્હેના પરીણામ રુપે ત્હેમણે જે પુસ્તક લખ્યું છે તે હિન્દીઓના હૃદયમાં હમેશાં ઉંડી છાપ પાડશે. એ પરમ મિત્રને હિન્દ વર્ષો સુધી સંભારશે અને ત્હેમના ચારિત્ર્ય તથા ઉદ્‌ગારોને અંતઃકરણથી



# નવજીવન

અને

# સત્ય.

જુનું પુસ્તક ૫ મું. નવું પુસ્તક ૧ લું. ફેબ્રુઆરી ૧૯૧૯. અંક ૮ મો.


## હિંદુ સમાજનું ભવિષ્યમાં કેવું બંધારણ થશે અને કેવું થવું જોઈએ ?

અત્યાર સુધી હિંદુ સમાજ વર્ણ-રૂપી-સાંકળોથી બંધાયલું રહ્યુ છે. એ સાંકળોનાં બંધનના નિયમો તપાસીએ તો મુખ્ય નીચે પ્રમાણે મળી આવે છેઃ—

(અ) (૧) દેશ અને ભાષાને અનુસરી લોક વિભાગ.
(૨) બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર એ પ્રાચીન વિભાગ.
(૩) કાળને અનુસરી થયેલા તે પ્રત્યેક વિભાગોમાં જ્ઞાતિ વિભાગો.
(૪) વિવિધ કારણોથી ઉપસ્થિત થયેલા જ્ઞાતિઓના પેટા વિભાગો.

(આ) (૧) એ સર્વે વિભાગોના પરિણામ રૂપે ભોજન અને વિવાહ ઉભય સંબંધી અથવા માત્ર વિવાહ સંબંધી, નિષેધો.
(૨) સ્પર્શ્યાસ્પર્શ્ય વિચાર.

આપણી પ્રચલિત વિચારશ્રેણીઓનું તાત્પર્ય એવું આવ્યું છે કે એ વિભાગો અને નિષેધોની સાંકળો જોઇએ તે કરતાં વધૂ ગુંચવાઇ ગઇ છે, અને આપણા દેશોન્નતિના માર્ગમાં વિઘ્ન રૂપ થાય છે. ઇચ્છાથી કે અનિચ્છાથી થતી આપણી હાલની પ્રવૃત્તિઓ, અને જાણે કે અજાણે થતાં નિત્ય કર્મો પણ એ વિભાગો અને નિષેધોની સાંકળોને

પ્રતિદિવસ કાપતાં જાય છે. જુનો તેમજ નવો બન્ને વર્ગ એ વાકયની સત્યતા સ્વીકારશે.

જુના વર્ગનું હૃદય એ સત્ય જોઈ કંપી ઉઠે છે, અને નિરાશાની દૃષ્ટિએ હિંદનાં ભાવિને અધોગતિને પામતું કલ્પે છે. નવીન વર્ગનો તાત્કાલિક આનંદ ઉપરોકત વિભાગો અને નિષેધોને ત્રુટતાં જોવામાં સમાય છે. ન-જુનો ન-નવો એવો એક વર્ગ પ્રશ્ન પૂછે છે કે "ઉપરનું સત્ય સ્વીકારતાં હિંદનું સામાજીક બંધારણ ભવિષ્યમાં કેવું થશે, અને કેવું થવું જોઇએ? હિંદની સામાજીક પ્રગતિનો પ્રવાહ કઇ તરફ ખેંચાય છે? વળી એ વર્ગ નવીન વર્ગને પૂછે છે કે, ત્હમે અમારી જુની સંસ્થાઓને નુકસાનકારક ગણી તોડી પાડવા ઇચ્છો છો તે તો ઠીક; પણ તેની જગ્યાએ જે સમાજ થશે, તેનું કેવી જાતનું બંધારણ થવાની આશા આપો છો? ત્હમારી હાલની પ્રવૃત્તિઓના ત્હમારા ઉદ્દેશમાં માત્ર સંસ્થાની સદ્યસ્થિતિનો નાશ કરવો તેથી વિશેષ કાંઇ લાગતો નથી; ત્હમારી પ્રવૃત્તિઓ કેવળ વિધ્વંસક (destructive) છે; હાલની સ્થિતિનો નાશ થયે સમાજ માટે ત્હમારો સંયોજક (Constructive) સિદ્ધાંત શું છે તે અમને બતાવો. જો એ બાબત ઉપર ત્હમે હજુ સુધી કાંઇ નિર્ણય ઉપર આવ્યા ન હો, તો તેનાં મૂળતત્વો પહેલાં સ્થાપી અને તેને ત્હમારું લક્ષ્ય કરી, ત્હમારી પ્રવૃત્તિઓનો પ્રવાહ તે તરફ વિચારથી (consciously) વધારો. જ્યાં સુધી ત્હમે એમ કરતા નથી, ત્યાં સુધી અમારાથી ત્હમારી પ્રવૃત્તિઓમાં, અમારી ઇચ્છા છતાં, ભાગ લઇ શકાતો નથી. અને અમારું વલણ હાલની સંસ્થાનેજ ઠીંગડાં દઈ સુધારવા તરફ જાય છે. દાખલા તરીકે, ત્હમે અમારી જ્ઞાતિવિષયાત્મક પ્રવૃતિઓને વખોડો છો; અમારાં જ્ઞાતિ વિદ્યોત્તેજક ફંડો, જ્ઞાતિ-સંમેલનો, અને જ્ઞાતિ કૉન્ફરન્સોનો નાશ કરવા માગો છો, કારણ કે એ પ્રવૃત્તિઓને લીધે જ્ઞાતિનું આયુષ્ય વધવાનો સંભવ રહે છે; પણ ઉપરની અડચણને લીધે જ્યાં સુધી અમે ત્હમારી પ્રવૃત્તિઓમાં જોડાઇ શકતા નથી, ત્યાં સુધી ઇચ્છાથી કે અનિ-ચ્છાથી, જે વર્ગમાંથી અમને અમારી વહુઓ અને જમાઇઓ શોધવાનાં છે, તે વર્ગને સુધારવાની પ્રવૃત્તિઓ બંધ કરી, જે વર્ગ જોડે અમારે ઝાઝો સંબંધ અથવા ચીર સંબંધ બાંધવાનો નથી, તે વર્ગોને સુધારવા જેવું ડહાપણ અમારે ગળે ઉતરતું નથી. વળી હિંદુસ્થાનની સર્વ પ્રજામાં બંધુત્વની લાગણીનાં જે તત્વનું ત્હમે પ્રતિપાદન કરો છો, તે તત્વમાં અમારાં જ્ઞાતિબંધુઓનો પણ સમાવેશ થાય છે: એ અમારાં જ્ઞાતિજનો હોવાથી તેમનામાંથી હિંદુસ્થાનનાં પ્રજાત્વનો ઘટાડો થતો નથી."

આ લેખનો ઉદ્દેશ ઉપર સૂચિત પ્રશ્નોની દિશામાં કાંઇક વિચારો ચલાવવાનો છે.

આપણી જ્ઞાત્યુચ્છેદક પ્રવૃત્તિઓમાં વધૂ ઉદાત્ત તત્વો સમાયલાં છે એ નિઃ-સંશય છે. "હું ગુજરાતી છું,-તે દાક્ષણી છે," એવા પ્રાંતાભિમાન, "હું બ્રાહ્મણ

ભિમાન, "હું વિશો છું,-તે પાંચા છે," એવા તડા-ભિમાન, "હું વકીલ છું,-તે ડૉકટર છે," એવા વૃત્યભિમાન, અને એવા વિવિધ જાતિનાં અહંકારને ઠેકાણે "આ મ્હારો દેશ; અને આ મ્હારો દેશબંધુ છે," એવા શુદ્ધ સ્વદેશાભિમાન અને સ્વદેશીયાભિમાન રૂપી અહંકારનીજ સ્થાપના થાય, એ ઉપર્યુકત પ્રવૃત્તિનું એક-ઇષ્ટફળ છે.

પરંતુ કોઈ પણ દેશની ભાવી અને સતત ઉન્નતિ માટે, અને કોઈ પણ જનસમૂહને અમુક નિયત-પૃથા પ્રમાણે ચલાવવા માટે, તથા દેશની સર્વે જરૂરીયાતો પૂરી પાડવા માટે માત્ર એટલુંજ ફળ બસ નથી, એટલુંજ નહીં પણ એ ફળ લાવવા માટે અને એ ફળ હંમેશ મળતું રહે, તેટલા માટે સમાજ-વૃક્ષની વૃદ્ધિ અમુક પદ્ધતિસર અને અમૂક નિયમો પ્રમાણે ચલાવવાની જરૂર છે.

સદહું સાધ્યાર્થ માટે મ્હારા વિચાર પ્રમાણે પ્રત્યેક સમાજનાં બંધારણમાં નીચેનાં મૂળ તત્વો સમાયલાં હોવાં જોઇએ:—

(૧) દરેક-દેશમાં દરેક ધંધાના અને દરેક જાતની શારીરિક તેમજ માનસિક નિપૂણતા પ્રાપ્ત કરેલા માણસોની જરૂર છે; કોઇ પણ દેશનો ઉદ્ધાર એકલા વિજ્ઞાન-શાસ્ત્રીઓથી, કિંવા એકલા શિલ્પીઓથી, કિંવા એકલા વ્યાપારીઓથી, કિંવા એકલા-લડવૈયાઓથી, કિંવા એકલા (અપ્રતિમ શારીરિક શક્તિ ધરાવનારા) મલ્લોથી, કિંવા એકલા (અપ્રતિમ માનસિક શકિત ધરાવનારા) ફિલૉસૉફરોથી, તેમજ એકલા રૂદ્રોથી, કે એકલા ક્ષમા-શાંતિ-શીલ સાધુજનોથી થઈ શકે નહીં. એમાંનાં દરેક જાતનાં મનુષ્યો સમાજની પ્રગતિ માટે આવશ્યક છે.

(૨) શારીરિક તેમજ માનસિક અવસ્થા વંશતા (heredity) ને અવલંબીને ઘણે-વિચારવા યોગ્ય અંશે રહેલી છે; જેમ સશકત માતાપિતાની પ્રજા સશકત હોવાનો વધુ સંભવ છે, તેમજ પેઢી દર પેઢીથી સુતારનો ધંધો કરનાર માતાપિતાની પ્રજા કડીયા કરતાં સુતારના ધંધામાંજ પ્રાવિણ્ય મેળવવા જન્મથીજ ખાસ સંસ્કૃત થયેલી હોવાનો વધુ સંભવ છે.

(૩) જો આપણે આપણી સમાજ દેશની ઉન્નતિ કરી શકે એવા ધોરણ ઉપર બાંધવા માંગતા હોઇએ, તો જરૂરનું છે કે આપણો દેશ હમેશાં વિવિધ સ્વભાવ અને વિવિધ ધંધાઓમાં, તથા વિવિધ શારીરિક તેમજ માનસિક શકિતઓમાં પ્રવીણ એવી પ્રજાના પરંપરા નિભાવતી અને ઉપજાવતી રહે.

આપણી જુની જાતિ વિભાગોનાં તત્વો તપાસીશું તો માલુમ પડશે કે ઉપલાં તત્વો એમાં સમાયેલાં હોવાં જોઇએ; પરંતુ આધુનિક કાળમાં એ તત્વોને છોડી દેવાથી-વૈશ્ય પુત્ર વણિક કળામાં પ્રવીણતા મેળવવાનું છોડી દઇ અથવા તેમ કરવું અશકય થઈ, માત્ર જન્મથીજ પોતાને વણિક કહેડાવવાને લીધે, ક્ષત્રિય પુત્રના હાથ-માંથી શસ્ત્ર છુટી, હળ આવવા છતાં, માત્ર જન્મથીજ પોતાને ક્ષત્રિય માનવાને

લીધે, તથા ઘણાંક કૃત્રિમ કારણોને લઇને હાલની (જન્મસંકરતા નહિ, પણ) વર્ણસંકરતા પ્રાપ્ત થઇ છે.

આપણી હાલની વિચારશ્રેણી જન્મસંકરતાના અભાવને માત્ર અનિષ્ટ જ નહિ, પરંતુ નુકશાનકારક ગણે છે; અને એ દુર્દશા ટાળવા સારુ "जन्मना समाना: जनाः" અને "वृत्तौ स्वातंत्र्यं नरस्य" એ આપણી હાલની પ્રવૃત્તિઓના બે અષ્ટાક્ષરી મંત્ર સંકલ્પ્યા છે.

એ મંત્રો છોડી દેવા આપણી નવી પ્રજા કબુલ કરે એમ નથી, તેથી જો ઉપરનો ઉદ્દેશ સમાજ માટે ઇષ્ટ છે એમ સ્વીકારવામાં આવે તો મંત્રોને બાધ ન આવતા, એ ઉદ્દેશ પાર પાડવા સમાજના નિયમો ઘડાવા જોઇએ. વિસ્તારથી કહીએ તો, "હિંદુસ્તાનનો કોઈપણ મનુષ્ય દુનિયાનાં કોઇ પણ બીજા મનુષ્ય સાથે ભોજન તથા લગ્નથી જોડાઇ શકે એવી સ્વતંત્રતા અમે છોડીશું નહીં; હિંદુસ્તાનના કોઈ પણ મનુષ્યને દુનિયાનો કોઇ પણ ધંધો કરવામાં પ્રતિબંધ કરવામાં આવે તો તે અમે કબુલ કરીશું નહીં; પણ પ્રવીણ શાસ્ત્રીઓની, પ્રવીણ શિલ્પીઓની, પ્રવીણ વીરોની, પ્રવીણ વ્યાપારીઓની પરંપરા અમારા દેશમાં ચાલતી રહે એવું અમે ઇચ્છીએ છીએ; અને તે કારણસર ઉપરની સ્વતંત્રતાને બાધ ન આવે એવા નિયમો ઘડશો, તો તે અમે કબુલ કરીશું."

અત્રે બે શંકાઓ નિકળવાનો સંભવ છે.

(૧) એમાં નિયમોની શું જરૂર છે ? જો કોઈ શાસ્ત્રીને પોતાનો પુત્ર શાસ્ત્રી થવાની ઇચ્છા અથવા અભિમાન હશે, તો તે કોઈ શાસ્ત્રના સંસ્કાર પામેલી યુવતિ જોડેજ લગ્ન સંબંધ કરશે, અને પોતાની સંતતિ ઉપર બાળપણથીજ તેવા સંસ્કાર પાડશે; જો કોઇ વીરને વીરત્વાભિમાન હશે, અને વીર પુત્રનીજ ઇચ્છા હશે, તો કોઈ વીરકન્યાનુંજ પાણિગ્રહણ કરશે; એમાં નિયમો કરવાથી પુનઃ ફળજ મોટું થઈ પોતાનાજ ભારથી ઝાડને તોડી પાડે, એવી સ્થિતિ થશે. વળી,

(૨) કોઇ પણ પાશ્ચાત્ય પ્રજા જુઓ; કોઈ પણ ઠેકાણે એવા નિયમો હોવાનું સંભળાતું નથી; એ નિયમોના અભાવને લીધે એ દેશોની અનવસ્થિતિ થયાનું જણાયું નથી; લ્હમારાજ દેશનો પુરાણ ઈતિહાસ તપાસો. હિંદુસ્તાનની જાહોજલાલીના દિવસમાં એવા નિયમો હોય એમ લાગતું નથી; પુણ્યશ્લોક પાંડુ પુત્રોની ઉત્પત્તિ જુઓ; તેમના પિતા પાંડુ રાજાની ઉત્પત્તિ જુઓ; સર્વ શાસ્ત્રજ્ઞ વ્યાસ મુનિની અને શુક મુનિની ઉત્પત્તિ તપાસો; જન્મે કરીને એમને કયી સંકર જાતિમાં મુકવા તેનું ગણિત તપાસવું કઠણ છે; અમુક પરિણામ લાવવાના ઉદ્દેશથી તેમનાં માતાપિતા લગ્ન સંબંધથી જોડાયાં હોય એવું દેખાતું નથી; છતાં સર્વ શ્રેષ્ઠ ગુણોના પાત્ર થવા તે લોક શક્તિમાન થયા હતા.

અત્રે પહેલી શંકાનો જવાબ બીજી શંકામાં આપેલાં દૃષ્ટાંતમાં આવી જાય છે. જ્યાં સુધી રૂપ અને મોહ મનુષ્યની મનોવૃત્તિને આકર્ષવા શકિત ધરાવે છે જ્યાં સુધી મનોવેગ (Impulse) બુદ્ધિ ઉપર સત્તા ચલાવવા શકિત ધરાવે છે, ત્યાં સુધી સમાજની પ્રત્યેક વ્યકિતની સ્વેચ્છાથી અને સ્વજ્ઞાનથી એવી પરંપરા ચાલવાને ઉપર્યુકત નિયમો જળવાઈ રહે, એ સર્વથા સમાજ પાસેથી આશા રાખી શકાય તેથી વધુ માંગણી છે. અને તેટલાંજ માટે સમૂહને દોરવવા સારૂ પ્રતિષ્ઠિત નિયમોની આવશ્યકતા છે.

બીજી શંકા સંબંધે અમારૂં માનવું એવું છે કે અમેરિકા સિવાયની બાકીની પાશ્ચિમાત્ય પ્રજાઓમાં ઉપર જણાવેલાં પહેલાં તત્વમાં દર્શાવેલી વિવિધતા દૃષ્ટિ-ગોચર જ નથી; એક તો યુરોપીય પ્રજાઓ એટલી નહાની છે કે હિંદુસ્તાનની પ્રજાનો અને એ દેશોની પ્રજાઓનો મુકાબલો કરવા યોગ્ય નથી. બીજું, એ પ્રજાઓનું શારીરિક તથા માનસિક બળ અને ચાતુર્ય વિચિત્ર નથી, પરંતુ સંકુચિત છે;—સર્વ દેશીય નથી, પણ એકદેશીય છે—ને પ્રજાઓનું નિરીક્ષણ કરી એમ કહી શકાય કે ઇંગ્લાંડની કુશળતા અમુક દિશામાં વિશેષ છે, અને અમુક દિશામાં મુદ્દલ નથી. ફ્રેંચોની બુદ્ધિ અમુક બાબતોમાં જ ખીલી છે, અમુકમાં ખીલી નથી, વગેરે. એ બાબતમાં હિંદુસ્તાનની જોડે મુકાબલો કરવા અમેરિકાની વિશેષ યોગ્યતા છે, કારણ કે એ દેશની પ્રજા સંખ્યા તથા વિસ્તાર હિંદુસ્તાનનાં જેટલાંજ છે. અમેરિકા બાબત જે આપણે જાણીએ છીએ, તે ઉપરથી એમ કહી શકાય કે હિંદુસ્તાનમાં માત્ર જ્યારે વર્ણસંકરતા પ્રાપ્ત થઇ છે ત્યારે અમેરિકામાં જન્મસંકરતા તેમજ વર્ણ-સંકરતા બન્ને દૃષ્ટિગોચર થાય છે. અમેરિકામાં વિવિધતા છે, એ વાત ખરી; પણ એ વિવિધતાની પરંપરા જળવાઇ રહે, એ બાબત અમેરિકામાં શું વ્યવસ્થા છે તે આપણને ખબર નથી; એ વિવિધતામાં માત્ર વિચિત્ર સ્વભાવનાં મનુષ્યોના શંભુમેળા છે, કે એમાં કાંઇ નિયમિતતા (orderliness)નાં તત્વો છે, તે આપણે યથાર્થ જાણતાં નથી; જો એ શંભુમેળાજ હોય, તો અમેરિકા હાલ કર્મભૂમિમાં છે, એનાં ફળ ભોગવવાની દશા દૂર છે, અને તેથી અમેરિકન પ્રજાને એક આદર્શ પ્રજા હાલ તુર્ત ગણી શકાય નહીં, એમ કહેવું પડશે.

જો મ્હારા ઉપલા વિચારો ઠીક હોય, તો આપણે જન્મસંકરતાની દરકાર ન કરતાં, વર્ણસંકરતાની આપત્તિ ટાળવા કયા માર્ગો લેવા એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે.

જનસ્વભાવનું નિરીક્ષણ કરતાં, આપણને એમ લાગશે કે આપણી વૃત્તિ સાધારણ રીતે અજ્ઞાત લોકો સાથે ગાઢ પરિચય બાંધવા કરતાં, જ્ઞાત મનુષ્યો સાથે પરિચય બાંધવા તરફ વધારે વળે છે. અને તેમાં વિશેષે કરી "રોટી વ્યવહાર, અને બેટી વ્યવહાર" એ બે બાબતોમાં એ સ્વભાવ ઘણી તીવ્રતાથી પ્રવર્તે છે. "આ પણા બ્રાહ્મણ-વાણીયાના ધર્મો," એમ કહેનારી ડોશીઓમાં, તેમજ "ઑલ-ઇન્ડિયા હિંદુ ડિનર" નાં નેતાઓમાં એ સ્વભાવ એક સરખી રીતે દૃષ્ટિગોચર થાય છે. એ બન્નેના સ્વભાવ

એક છે, દૃષ્ટિબિંદુ માત્ર જુદાં છે. ન્હાવું, ધોવું, પાઠ-પૂજા કરવી, આભડછેટ સમજવો, એની તપાસ આપણી ડોશીઓને કોઈ સાથે સંસર્ગ બાધતાં જેમ અવશ્યની લાગે છે, તેમ સ્વચ્છ કપડાં, સ્વચ્છ દેખાવ, સુધરેલી રીતભાત એ ગુણો (qualifications) ઑલ-ઇન્ડિયા હિંદુ ડિનરનાં નેતાઓએ એમાં ભાગ લેવા ઇચ્છનારાઓમાં અવશ્ય ગણ્યા છે.

તેજ સ્વભાવ "બેટી વ્યવહાર" વધારવાની પ્રવૃત્તિઓમાં આડે આવે છે. આપણી કેટલીક વણિક કોમોએ "રોટી વ્યવહાર, ત્યાં બેટી વ્યવહાર" કરવો, એવો ઠરાવ કર્યા છતાં, એવા સંબંધો વિશેષ થતા નથી, તેનું કારણ ઉપલો સ્વભાવજ છે. આપણી જ્ઞાતિના લોકો સાથે જેટલો આપણો પરિચય વધારે ગાઢ છે, એમની રહેણી કરણીની, જેટલી આપણને વધારે ખબર છે, તેટલી બીજી જ્ઞાતિનાં મનુષ્યોની આપણને ખબર નથી.

જ્યાં આપણને પરકીય મનુષ્ય સાથે સંબંધ ગાઢ થયો છે, અને તેની રહેણી, કરણી, સારી રીતે જાણીએ છીએ, ત્યાં બેટી વ્યવહાર જોડવામાં એક બીજો સ્વભાવ વચ્ચે આવે છે. બે સરખાં મનુષ્યોમાં આપણે આપણાં મનુષ્યને જ વધારે પસંદ કરીશું. એ નિયમને અનુસરી, આપણે એવો પરકીય મનુષ્ય જોતાં આપણી જ્ઞાતિનાં મનુષ્યો કરતાં એમાં કાંઈ વિશેષ છે? એવી વૃત્તિ કરીએ છીએ. એ સ્વભાવ જનસ્વભાવ અને જ્ઞાતિજન્ય સંસ્કાર એ બેનું મિશ્રણ છે, અને આપણામાં ઉંડો પેઠેલો છે.

વળી ઉપરોક્ત સ્વભાવને લઇને, જેમ જન્મ જ્ઞાતિની એકતાને લીધે, તેમજ ધર્મ અથવા વૃત્તિમાં એકતા થવાથી, અન્ય ધર્માવલંબી, અથવા અન્યવૃત્ત્યવલંબી કરતાં સ્વધર્માવલંબી અને સ્વવૃત્ત્યવલંબી જન સાથે, મનુષ્ય વધુ સ્હેલાઇથી મળે છે. આ ... ... મ્હને લાગે છે કે મનુષ્યમાં હમેશ રહેવાનો. ભવિષ્યમાં હાલની ન્યાતોનો નાશ થતાં વૃત્તિસંબંધી, અથવા ધાર્મિક. રાજકીય અથવા સામાજીક મત સંબંધી એકતાએ કરીને જુદી જુદી ન્યાતો થશેજ. હાલની ન્યાતોમાં અને એ ન્યાતોમાં ફરક એ થશે કે હાલની ન્યાતો જન્મે કરીને ન્યાતમાં નહીં, એવા મનુષ્યને ન્યાતમાં નથી લઇ શકતી, તે એ ન્યાતો કરી શકશે. એ ન્યાત રૂપી નદીઓ બહારનું પાણી લઇ અથવા ગંદું પાણી કાઢી નાંખી, મ્હોટી ન્હાની થઇ શકશે.

આપણે જો આપણી સુધારક પ્રવૃત્તિઓને ઉડાન ટપ્પુ માર્ગે નહીં, પણ પદ્ધતિસર દોરવવા ઇચ્છતા હોઇએ, તો એવા જનસ્વભાવને પીછાણી, તેને અનુસરીનેજ કરવી જોઇએ.

તે માટે જો આપણે ઉપર સૂચિત પરંપરા આપણી સમાજમાં દાખલ કરવી હોય. તો આપણા કાર્યોમાં એક કાર્ય એવું આવેછે કે ઉપર દર્શિત ધાર્મિક, રાજકીય, સામા-

જીક, અને વૃત્તિસંબંધી એકમતતાને અનુસરી ન્યાતો સ્થાપવી; એવી સ્થાપનાઓને ઉત્તેજન આપવું. કપોળોએ કપોળ માટે-હોસ્પિટલ્ કાઢવા કરતાં; પોરવાડોએ પોરવાડો માટે વાડી બાંધવા કરતાં, સ્માર્તોએ સ્માર્ત માટે, વૈષ્ણવોએ વૈષ્ણવ માટે, સ્વામી-નારાયણીઓએ સ્વામી-નારાયણીઓ માટે, સંસ્થાઓ બાંધવી. તેમજ (જન્મે નહીં પણ ધંધે) કડીયાઓનાં મંડળો, સુતારોનાં મંડળો, મીલ મજુરોનાં મંડળો, વગેરે વિવિધ વૃત્તિવાળાં મનુષ્યોનાં મંડળોની સ્થાપના કરવી, એ વધુ ઇચ્છવા યોગ્ય છે.

આવાં મંડળોની સ્થાપના અર્થશાસ્ત્રની દૃષ્ટિએ લાભકારક છે એમાં શકજ નથી; પરંતુ સામાજીક દૃષ્ટિએ પણ આમાં ફાયદો છે. પ્રત્યેક મનુષ્ય આમાંની બે અથવા વધારે ન્યાતોમાં સમાશે; સુતાર તરીકે સુતારોમાં, વૈષ્ણવ તરીકે વૈષ્ણવોમાં, અને મોડરેટ તરીકે મોડરેટ મંડળમાં, વગેરે અનેક સંસ્થાઓનો એ ન્યાતિલો થશે. એ ન્યાતો over-lapping હોવાને લીધે, અને સ્વભાવથીજ બાહેરનું પાણી ખેંચવા સમર્થ હોવાને લીધે, જન્મની સાથે આ ન્યાતોને કાંઇ સંબંધ રહેશે નહીં.

પરંતુ એવાં મંડળોની સ્થાપના કરતાં, એ મંડળોમાં એવી જાતનો પરસ્પર વ્યવહાર ઉત્પન્ન કરવો, કે જેથી ઉપર જણાવેલી પરંપરા એની મેળેજ જળવાતી રહે, તે વધારે કઠણ છે; અને તેમ કરવાને માટે એ સંસ્થાઓની પ્રવૃત્તિઓમાં થોડા ફેરફાર કરવો ઘટે છે.

આપણી જન્મજ્ઞાતિને લઇને થયેલાં મંડળો શિવાય અન્ય કારણોથી થયેલાં મંડળોની ઘટના તપાસીશું તો આપણને માલુમ પડશે કે એ મંડળોના ઉદ્દેશો ઘણા સંકુચિત અને એકદેશીય છે. સ્માર્ત મંડળનો ઉદ્દેશ માત્ર સ્માર્ત ધર્મની માત્ર ધર્મદૃષ્ટિથીજ—ઉન્નતિ કરવામાં, આર્ય સમાજનો ઉદ્દેશ—માત્ર આર્યસમાજના સિદ્ધાંતોજ પ્રવર્તાવવામાં, મીલ મજુર મંડળનો ઉદ્દેશ માત્ર મીલ મજુરોનાં આર્થિક હક્કો સંપાદન કરવામાં, અને વેપારી મંડળનો ઉદ્દેશ માત્ર વેપારને આર્થિક દૃષ્ટિથી ખીલવવામાં આવી રહે છે. એ મંડળોના મેંબરોનું જીવન જાણે એ મંડળની બાહેર છેજ નહીં, એ મેંબરો જાણે સમાજની એક એક સ્વતંત્ર છૂટી વ્યક્તિઓ હોય, એમને સંસારમાં કોઇ બીજા મનુષ્યો સાથે સંબંધજ ન હોય, બીજાઓ એને આધીન, અથવા એ બીજાઓને આધીન જ ન હોય એમ વર્તે છે.

આપણું કોઇ પણ મંડળ લ્યો, ધારો કે કાપડીઆ મંડળ.

સાધારણ રીતે આપણને એમ માલુમ પડશે કે એ મંડળના સભાસદોનો સમાગમ મંડળના હોલ બાહેર મુદ્દલ હોતો નથી. ત્યાં બેશીને તેઓ કાપડનો વેપાર કેવી રીતે ખીલે, તે કારણસર કાપડના વેપારીઓમાં કેવી જાતનો સંપ કે ઐક્ય (Combinations) થવાં જોઇએ એ વિચારો ચલાવશે પણ એ સંપ અથવા ઐક્યનો વિસ્તાર (Scope) વેપાર સંબંધ કરતાં વધારે વિશાળ જણાશે નહીં. એ મંડળના સભાસદોનાં જીવન એક સરખાં થાય, એમનાં બાળકોને એક

સરખું શિક્ષણ આપવા પ્રયત્ન થાય, એમનાં બાળકો ભવિષ્યમાં કાપડના વ્યાપારીઓ નીપજે એ બાબત એ મંડળ તરફથી કાંઇ પગલાં લેવાય, એ બાળકો એક બીજાનાં સંસર્ગમાં આવે, એમની સ્ત્રીઓને એ વેપારને અનુકુળ કેળવણી પ્રાપ્ત થાય, એ એ બાબત કદિ વિચાર થતા દેખાતા નથી. ઉલટું, એમ જણાઇ આવશે કે એ મંડળના સભાસદોની સ્ત્રીઓ તથા બાળકો એક બીજાને ઓળખતાં પણ નથી હોતાં. કોઇ સભાસદ ઘણો આગળ પડતો ભાગ લેનારો હોય તો તેને ત્યાં બીજા સભાસદોનો અથવા તેનો બીજા સભાસદોને ત્યાં આવવા જવાનો સંબંધ કદાચિત દેખાશે. અને તેથી કદાચિત્ એનાં ઘરનાં અન્ય મનુષ્યોની એઓ જોડે ઓળખાણ થશે, પણ એ ઓળખાણનું ફળ એ આવે ત્યારે માત્ર ચાહ કે ફરાળ બનાવી હાજર કરવામાં આવી રહે છે.

મ્હારા વિચાર પ્રમાણે ધાર્મિક, રાજકીય કે આર્થિક કે કોઇ પણ અન્ય કારણને લીધે બંધાયેલાં મંડળોમાં, તે મંડળના મુખ્ય ઉદ્દેશને પાર પાડવા ઉપરાંત નીચેના ઉદ્દેશો જરૂર હોવા જોઇએઃ—

(૧) એ મંડળોના સભાસદોમાં, તેમની સ્ત્રીઓ અને બાળકોમાં સામાજીક સંબંધ વધારવાનો;

(૨) એ મંડળનું હિત ભવિષ્યમાં જળવાતું રહે, અને તેનું અસ્તિત્વ કાયમ રહે માટે એ મંડળના સભાસદોનાં સ્ત્રીઓ અને બાળકોમાં યોગ્ય શિક્ષણનો પ્રચાર કરવાનો;

(૩) એ મંડળના સભાસદોમાં લગ્ન વ્યવહારને ઉત્તેજન આપવાનો; અને તે અર્થે જેમ ન્યાતોમાં લગ્ન મરણને સમયે ન્યાતિલાઓને રૂઢિથી મદદ મળતી રહે છે, તેવી યોગ્ય સહાયકારી રૂઢિઓ બાંધવાનો.

જ્યાં સુધી આવાં અથવા કોઈ બીજાં સંયોજક તત્વો આપણા મંડળોમાં દાખલ ન થાય ત્યાં સુધી સુધારાઓ માત્ર શબ્દોમાં અથવા અપવાદ રૂપ ઉદાહરણોમાંજ રહેવાના; અને સંસાર સુધારકો ઉલટી એક જુદી ન્યાત સ્થાપનારાઓજ કહેવાવાના.

આ લેખ સંપૂર્ણ કર્યા પહેલાં એક વસ્તુનું સ્મરણ કરાવવું યોગ્ય લાગે છે. ઘણી વાર આપણને એમ કહેવામાં આવે છે કે જ્ઞાતિભેદ "કૃત્રિમસાંકળ" (artificial barrier) છે, અને સર્વે કૃત્રિમ અડચણોને દૂર કરવી એજ આપણું કર્તવ્ય છે. વાસ્તવિક આ શબ્દચ્છળ છે. જ્ઞાતિભેદને કૃત્રિમ સાંકળ કહેવી એ ઇતિહાસનો અનાદર છે. જ્ઞાતિઓનાં હાલના ભેદ હવે અસ્થળે છે, જ્ઞાતિભેદ એ એક anachronism છે એમ કહેવું વધુ ઠીક છે. આ શબ્દચ્છળ આપણને ઘણી વાર માર્ગ ભૂલાવે છે એ યાદ રાખવું જોઇએ.

કિશોરલાલ ઘ. મશરૂવાલા.

# સ્વરાજ્યનાં સ્વરૂપ.

## (૧)

### સ્થાનિક સ્વરાજ્ય.

ગયા વર્ષમાં સ્વરાજ્યની જે હીલચાલ ઉત્પન્ન થઇ છે ત્હેને ત્રીશમી કૉંગ્રેસે સંપૂર્ણ અનુમતિ આપી છે. સ્વરાજ્યના હેતુ અને યોજનાઓ, સિદ્ધાન્ત અને સ્વરૂપો–એ સર્વનું જ્ઞાન પ્રજામાં પ્રસારવું એ હવે સર્વ દેશભકતનો ધર્મ બને છે તે અનુસાર અમે આ અંકથી સ્વરાજ્યનાં ભિન્ન ભિન્ન સ્વરૂપો અથવા પ્રદેશો વિષે લેખમાળા પ્રકટ કરવાનો નિશ્ચય કર્યો છે અને ત્હેનો આરંભ સ્થાનિક સ્વરાજ્યથી કરીએ છીએ.

સર્વ સ્વતંત્ર અને સ્વરાજ્ય ભોગવતી પ્રજાઓને સ્થાનિક સ્વ રાજ્યનો વિષય અત્યંત પ્રિય છે. પાર્લામેન્ટના હક અને પ્રધાનમંડળની જવાબદારી વિષે તેઓ જેટલા તીવ્ર હોય છે તેટલાજ–બલ્કે કવચિત્ તેથી પણ વધારે શહેરની મ્યુનિસિપાલીટી અને જીલ્લાની "કાઉન્ટી કાઉન્સીલ" ની સત્તા અને પ્રતિષ્ઠા વિષે તેઓ આગ્રહી હોય છે. આનું કારણ સમજવું બહુ મુશ્કેલ નથી. જે સ્વાભિમાની શહેરીઓ સમગ્ર દેશના રાજકારભારમાં રસ લે તેઓ પોતાના ગામ અને જીલ્લાની કેળવણી અને સુખાકારીના સંવર્ધન માટે પ્રયત્નશીલ થાય એ સ્વાભાવિક છે. જો આખો દેશ પોતાનો છે એમ તેઓ માને છે તો ત્હેના જે ન્હાનકડા ભાગમાં પોતે જન્મ્યા છે ત્હેની ઉન્નતિ માટે પોતે ખાસ જવાબદાર છે એમ તેઓ સમજે છે. બીજી પાસથી, મ્યુનિસિપાલીટી અને "કાઉન્ટી કાઉન્સીલ" માં જે જવાબદારી તેઓ ઉઠાવે છે તે ત્હેમને એવું સ્વાભિમાની ગૌરવ અને સંગીન રાજકીય કેળવણી આપે છે કે જેથી તેઓ દેશની મ્હોટામાં મ્હોટી રાજસભા અને ઉચામાં ઉચી પદવી માટે લાયક બને. અને હિન્દ જ્યારે ધીમે પણ દૃઢ પગલે એ સુધરેલા દેશોની પંક્તિમાં દાખલ થાય છે તે વખતે ત્હેણે સ્થાનિક સ્વરાજ્યનો ઉત્તમ સિદ્ધાન્ત ધ્યાનમાં રાખવાની જરૂર છે.

પરન્તુ આ વિષયની ચર્ચા માટે આ એક જ કારણ નથી. સર્વ કોઇ કબૂલ કરે છે—આપણા જુના મિત્રો તેમ જ વિરોધી પક્ષવાદીઓ–કે છેલ્લી કૉંગ્રેસે સર સત્યેન્દ્ર સિંહના ઉમદા પ્રમુખપણા નીચે રાષ્ટ્રીય ઉન્નતિનું એક મ્હોટું પગલું ભર્યું છે. સ્વરાજ્યની દિશામાં ઘણાજ વજનદાર સુધારા થવા જોઇએ, એમ કૉંગ્રેસે સિંહનાદથી સર્વને સંભળાવ્યું છે, તે ઠરાવનું શાન્તિથી મનન કરતાં જણાશે કે બીજા સર્વ સુધારાની સાથે સ્થાનિક સ્વરાજ્યનો મ્હોટો હિસ્સો તે નીડરપણે માગે છે. આથી તે સ્વરાજ્યની અગત્ય અને સ્વરૂપ વિષે જેટલી ચર્ચા થાય તેટલી ઓછી છે.

## લૉર્ડ રીપનનો ઠરાવ.

હવે, આપણા દેશમાં સ્થપાએલી સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ તરફ વળીશું. કહેવાની ભાગ્યેજ જરૂર છે કે મ્યુનિસિપાલીટી અને લોકલ બૉર્ડ—જે બે મુખ્ય સ્થાનિક સંસ્થાઓ હાલ આપણા દેશમાં મોજુદ છે—તે બન્નેને ઉન્નત રાજદૃષ્ટિથી અને પ્રજાકીય હેતુથી આ દેશમાં સ્થાપવાનું માન લૉર્ડ રીપનને ઘટે છે. ત્હેણે સન ૧૮૮૨ નો નામાંકિત ઠરાવ બ્હાર પાડયો તે પહેલાં પણ કેટલાંક શહેરોમાં અને જીલ્લાઓમાં અમુક જાહેર કામોના નીવેડા માટે મંડલો નીમવામાં આવ્યાં હતાં. પરન્તુ તે વખતે તે અનિયમિત રીતે અને સગવડ પ્રમાણે સ્થાપવામાં આવ્યાં હતાં–કાયદાથી તે નિયત થયાં ન હતાં. અને વધારામાં ત્હેનું બંધારણ મુદ્દલ પ્રજાકીય ન હતું અર્થાત્ ત્હેના બધા સભાસદો સરકારથી જ નીમવામાં આવતા હતા. લૉર્ડ રીપનને આ સ્થિતિ અસંતોષકારક લાગી અને બીજા સુધરેલા દેશોની માફક હિન્દમાં પણ સ્થાનિક સ્વરાજ્ય મજબુત પાયા ઉપર સ્થપાવું જોઇએ એવો ત્હેણે નિશ્ચય કર્યો. પરન્તુ આથી પણ વધારે આશ્ચર્યકારક અને સંતોષકારક આપણને લાગે છે કે પોતાના મશહુર ઠરાવમાં ત્હેણે સ્પષ્ટ રીતે લખ્યું છે કે રાજકીય કેળવણી અને સ્વરાજ્યનું શિક્ષણ આપવા માટે આ સંસ્થાઓ સ્થપાવી જોઇએ. આ રાજનીતિને પરિણામે પંજાબ, સંયુક્ત પ્રાંતો, મધ્ય પ્રાંતો વગેરે જે પ્રાંતમાં ધારાસભા નહતી ત્હેને માટે વડી ધારાસભાઓ, મ્યુનિસિપાલીટી અને લોકલ બૉર્ડના કાયદા ઘડયા અને બંગાળ, મુંબાઇ અને મદ્રાસે પોતાની ધારાસભામાં એ કાયદા રચ્યા. સ્વાભાવિક રીતે આ બધી સંસ્થાઓનાં બંધારણ બધા પ્રાંતોમાં સરખી રીતે ઉદાર—અથવા અનુદાર નહતાં તેમ ત્હેમની સત્તાઓમાં પણ ઘણા ગંભીર ભેદ હતા; અને આજે આશરે ત્રીશ વર્ષ પછી લગભગ સર્વને માટે નવા કાયદાઓ રચાયા છે. છતાં લૉર્ડ રીપનની રાજનીતિથી જ સ્વરાજ્યનોઅને તે દ્વારા ચુંટણીનો હક પ્રજાને પહેલી વાર મળ્યો અને હિન્દની પ્રજાનો રાજકીય વિકાસ એક એવા માર્ગ ઉપર મૂકાયો કે જ્યાં ત્હેની ઉત્તરોત્તર વધારે પ્રગતિ થાય.

## સ્થાનિક સ્વરાજ્યના હેતુ.

રાજકીય વિકાસનો જે મહાન્ ઉદ્દેશ અમે જણાવ્યો તે ઉપરાંત વ્યાવહારિક, રીતે સ્થાનિક સંસ્થાઓના મુખ્ય બે ઉદ્દેશ છે. (૧) પ્રજાને કેળવણી આપવી અને (૨) ત્હેની સુખાકારી વધારવી. સન ૧૮૫૪ના મશહુર ખરડાથી સરકારે હિન્દની પ્રજાને કેળવણી આપવાનો પોતાનો ધર્મ સ્વીકાર્યો અને ત્હેને પરિણામે મુંબાઇ, મદ્રાસ અને કલકત્તામાં યુનિવર્સિટીઓ સ્થપાઇ તેમજ થોડી કૉલેજો અને નિશાળો પણ રચાઇ. સરકારે શરૂઆતમાં તો ખાનગી નિશાળોને થોડી સહાય આપીનેજ સંતોષ માન્યો પણ ધીમે ધીમે મુખ્ય સ્થળોમાં નિશાળો સ્થાપવાનું કામ શરૂ કર્યું.

પરન્તુ કૉલેજની કે માધ્યમિક કેળવણી કરતાં પણ પ્રાથમિક શિક્ષણનો સવાલ વધારે કઠિન હતો. દરેક પ્રાંતમાં પંદર વીસ કે વધારે જીલ્લા, દરેક જીલ્લામાં

પાંચ સાત કે વધારે તાલુકા અને દરેક તાલુકામાં પચાસ સો ગામડાં–એ સવ સ્થળોમાં નિશાળો કેમ સ્થાપવી ? સરકારને થોડા વખતમાંજ સ્પષ્ટ થયું કે આ કામ અમલદારોની દેખરેખ નીચે સ્થાનિક મંડલોજ કરી શકશે અને પરિણામે મ્યુનિસિપાલીટી અને લોકલબૉર્ડને પોતપોતાના પ્રદેશમાં ખાસ કરીને પ્રાથમિક કેળવણી પ્રસાર કરવાનું કામ સોંપવામાં આવ્યું. પ્રજાકીય કેળવણી પ્રજાની સંસ્થાઓને હસ્તક કરવામાં આવી.

લોકોની તંદુરસ્તી અને સુખાકારીનો સવાલ આથી ઓછો અગત્યનો ન હતો. સૈકાઓની ગરીબાઇથી અને મધ્યકાલની અવનતિથી લોકોની રહેણીકરણી ઘણી મલીન થઇ હતી, પાણી, ગંદકી વગેરેની જુની વ્યવસ્થાઓ નષ્ટ પામી હતી, અને વખતોવખત જુના તેમજ નવા રોગ ફાટી નીકળતા હતા. આ સ્થિતિમાં એક પાસથી ઇસ્પીતાલો ઉઘાડી માંદા માણસોને તંદુરસ્ત કરવાની જરૂર હતી તો બીજી પાસથી શહેરે શહેર અને ગામે ગામ એવી સગવડો ઉપજાવવાની હતી જેથી પ્રજા ફરીથી તંદુરસ્ત અને સુખી થાય. આ કાર્ય પણ જેટલું અગત્યનું હતું તેટલુંજ ભારે હતું. અને તે પણ સ્થાનિક મંડળોને સોંપવામાં આવ્યું. આમ, શરીરની સુખાકારીથી અને મનની કેળવણીથી દેશની અઢળક વસ્તીનાં ઘર અજવાળવાં એ આ સંસ્થાઓનું કર્તવ્ય બન્યું.

## સ્થાનિક મંડળો.

આ હેતુની સિદ્ધિને માટે બે જાતનાં મંડળો સ્થાપવામાં આવ્યાં (૧) મ્યુનિસિપાલીટી અને (૨) લોકલ બૉર્ડ.–આ બન્નેના બંધારણ અને વહીવટ વિષે થોડા માસ ઉપર અમે જે માહીતી આપી હતી ત્હેનું પુનરાવર્તન કરવા અમે માગતા નથી. પરન્તુ અમે સંક્ષેપમાં જણાવીશું કે અમુક સંખ્યાથી વધારે વસ્તીવાળાં શહેરોમાં મ્યુનિસિપાલીટી સ્થાપવામાં આવી ત્યારે જીલ્લાઓમાં લોકલ બૉર્ડ અને ત્હેના તાબામાં તાલુકા બૉર્ડ સ્થપાયાં. મ્યુનિસિપાલીટી એક જ જથ્થાની અને વધારે સુધરેલી વસ્તીને માટે હોવાથી ત્હેનું બંધારણ વધારે પાકું થયું અને ત્હેને વધારે વિશાલ સત્તાઓ આપવામાં આવી. ઉપરાંત મ્યુનિસિપાલીટીનું કાર્ય ધીમે ધીમે બિન અમલદારી શહેરીઓના હાથમાં રહ્યું ત્યારે લોકલ બૉર્ડનું કામ ઘણુંજ વિશાલ પ્રદેશ ઉપર વેરાએલું હોવાથી સીધી કે આડકતરી રીતે અમલદારોને હસ્તક થયું છે.

આ ઉપરાંત, બીજી બે સ્થાનિક સંસ્થાઓની નોંધ આપણે લેવી જોઇએ. મુંબાઇ, બંગાલ, મધ્યપ્રાંત વગેરે કેટલાક પ્રાંતોમાં તાલુકા લોકલ બૉર્ડથી પણ વધારે ન્હાની સંસ્થાઓ સ્થાપવામાં આવી છે. પાંચસે કે એવી કોઇ મુકરર સંખ્યાથી વધારે વસ્તીવાળાં ગામડામાં તંદુરસ્તીનાં સર્વ કામ કરવાને માટે ન્હાનાં મંડળો (Sanitation Committees) રચવાની સત્તા પ્રાન્તિક સરકારને મળી છે.

ત્હેની રૂએ થોડાં મ્હોટાં ગામમાં આવી સંસ્થાઓ ઉત્પન્ન થઇ છે અને લોકલ બૉર્ડની દેખરેખ નીચે તે પોતાનું કામ કરે છે.

આથી પણ વધારે અગત્યની સંસ્થાઓ મદ્રાસ અને સંયુક્ત પ્રાંતમાં સ્થપાવા માંડી છે. સૈકાઓથી ગામડાની જે પંચાયતો આપણા દેશમાં હતી ત્હેનું પુનર્જીવન કરવાને સરકારને વારંવાર વિનંતિઓ કરવામાં આવી છે. ઉપરાંત કેટલાક અંગ્રેજ ઇતિહાસકારોએ તેમજ ઘણા કલેકટર, ગવર્નર અને ગવર્નર જનરલે પોતાનો મક્કમ અભિપ્રાય દર્શાવ્યો છે કે પંચાયતો હિન્દની જુનામાં જુની સંસ્થાઓ છે-જેનો સરકારે બને તેટલો ઉપયોગ કરવો જોઇએ. પણ પ્રજાની અરજો તેમજ અમલદારોની ભલામણોની વર્ષો સુધી સરકારે ઉપેક્ષા કરી. ફક્ત મદ્રાસ પ્રાંતમાં થોડાં વર્ષથી અમુક વસ્તીનાં ત્રણ ચાર ગામડાંનાં એકત્રમંડળો (Unions) સ્થપાયાં છે અને ત્હેમાં હમણાંજ કાંઇક સુધારા વધારા થયા છે. સંયુક્ત પ્રાંતોમાં પણ એવાં મંડલો વિષે હમણાંજ કાયદો પસાર કરવામાં આવ્યો છે અને ત્હેની રૂએ તે મંડલો સ્થલે સ્થલે સ્થાપવાને પ્રયત્નો કરવામાં આવે છે.

## સ્થાનિક સ્વરાજ્યની સફલતા.

આમાં મ્યુનિસિપાલીટી અને લોકલ બૉર્ડ વધારેમાં વધારે અગત્યનાં હોવાથી આપણે ત્હેના ઉપરજ આપણું લક્ષ રાખીશું. તે સંસ્થાઓ અત્યારે કઇ સ્થિતિએ પહોંચી છે, ત્હેની ઉપજ અને ખર્ચ કેટલો છે, ત્હેના બંધારણ અને વહીવટમાં પ્રજાકીય તત્વ કેટલું ઓછું છે અને તે કેટલે અંશે "સ્થાનિક સ્વરાજ્ય" એ નામ સાર્થક કરે છે એ અમે પહેલાંના લેખોમાં જણાવ્યું છે. સન ૧૮૮૨ પછીનો ત્હેનો ઇતિહાસ સંક્ષેપમાં કહીશું. સરાસરી વીશ વર્ષ પછી એટલે ૧૯૦૦-૫ સુધીમાં ઘણા પ્રાંતોમાં મ્યુનિસિપાલીટી તેમજ લોકલ બૉર્ડના કાયદામાં અગત્યના સુધારા થયા. તે પછી વડી અને પ્રાન્તિક સરકાર અને પ્રાન્તિક સત્તા અને સ્થાનિક મંડલો વચ્ચેના સંબંધનો વિચાર કરવા ડીસેન્ટ્રેલીઝેશન કમીશન નીમવામાં આવ્યું હતું અને ત્હેણે બન્ને સ્થાનિક સંસ્થાઓના સુધારા વિષે તેમજ ગામડાનાં પંચાયતોની સ્થાપના વિષે ઘણી અગત્યની સૂચનાઓ કરી. તે સૂચનાઓને પચાવવાને વર્ષો સુધી વ્યર્થ પ્રયત્નો કર્યા પછી ગયા વર્ષના મે માસમાં સરકારે જે ઠરાવ બ્હાર પાડયો તે અત્યંત નિરાશાજનક નીવડયો. સંક્ષેપમાં એટલું જ કહી શકાય કે લૉર્ડ રીપને જે સ્થિતિમાં એ સંસ્થાઓને મૂકી તે સ્થિતિમાં જ તે રહી છે; કારણ કે કેટલેક ઠેકાણે ત્હેનાં બંધારણ વધારે ઉદાર કરવામાં આવ્યાં છે તો બીજી પાસથી કારોબારી સત્તા વધારે ને વધારે અંશે અમલદારોના હાથમાં સોંપાઇ છે.

હવે પ્રશ્ન એ થાય છે કે એકંદર સ્થાનિક સ્વરાજ્ય આપણા દેશમાં સફલ થયું છે? આ પ્રશ્ન જેટલો અગત્યનો તેટલોજ કઠિન છે, અને તેથી ત્હેનો એકદમ હકારમાં કે નકારમાં ઉત્તર આપી શકાય નહિ. પરન્તુ અમે હિંમતપૂર્વક એમ

કહીશું કે એ બન્ને સંસ્થાઓએ અત્યાર સુધીમાં, કેળવણીના પ્રયાસમાં તેમજ તંદુરસ્તીનાં સાધનોની વૃદ્ધિમાં, રસ્તાઓની રચનામાં તેમજ દુકાલમાં લોકોના રક્ષણમાં પ્રજાની ઘણી કીમતી સેવા બજાવી છે. જેઓ કેવળ નિષ્પક્ષાપાતપણે આ વિષયનું અવલોકન કરશે તેઓ પણ કહેશે કે જેટલે અંશે સ્થાનિક સ્વરાજ્ય પ્રજાને મળ્યું છે તેટલે દરજ્જે તો તે સિદ્ધ થયું છે.

અને છતાં કોણ માનશે કે જે મ્હોટા સવાલોના નિરાકરણ માટે આ સંસ્થાઓ સ્થાપવામાં આવી હતી ત્હેનો હવે પૂરેપૂરો નીવેડો આવ્યો છે? છેલ્લાં થોડાં વર્ષથી આપણે સ્પષ્ટ રીતે સમજ્યા છીએ કે પ્રાથમિક કેળવણીના પ્રસાર ઉપર આપણી રાષ્ટ્રીય ઉન્નતિનો આધાર છે અને છતાં જે નિશાળો લોકલ બોર્ડે અત્યાર સુધીમાં ઉઘાડી છે તે અંધકારમય રાત્રિમા ઝગમગતા જુજ દીપ સમાન છે. જ્યારે બધા સુધરેલા દેશોમાં દરેક ગામડામાં બે ત્રણ કે તેથી વધારે નિશાળો છે ત્યારે આપણા દેશમાં ચાર પાંચ ગામડા વચ્ચે એક નિશાળ હોય તો પણ આપણું નશીબ!

દેશની સ્વચ્છતા અને સુખાકારી વિષે પણ તેમ જ. જ્યારે મ્હોટાં શહેરો અને નગરોના સરીયામ રસ્તા સાફ રહે છે ત્યારે હજારો અને લાખ્ખો ગામ અને ગામડાઓમા ગંદકીના ઢગેઢગ ઉભરાય છે. જુજ મ્હોટાં શહેરમાં પાણીનાં બાંધકામ થયાં છે ત્યારે ગામડાઓમાં પુરતા કુવા પણ નથી જેથી વરસાદની જરા તંગી પડતાં પાણીનો ત્રાસજનક તોટો પડે છે. અને જીલ્લાના અમલદારોની સગવડ માટે મ્હોટાં ગામ વચ્ચેના રસ્તાઓ તૈયાર કરાવવામાં આવે છે ત્યારે ગામડાંઓ વચ્ચેના અને શહેર અને ગામડાં વચ્ચેના રસ્તાઓ પુરાણી સ્થિતિમાં રહ્યા છે.

દરેક હિન્દવાસીએ વિચાર કરવો જોઇએ કે આ ભયંકર સ્થિતિ દેશના ભીતરમાં રહેલી છે ત્યાં સુધી પ્રજાકીય ઉન્નતિ કેમ સધાશે? રસ્તાઓ સારા ન હોવાથી ગામડામાં જવાની ઘણી મુશ્કેલીઓ રહે છે અને તેથી કેળવાએલો વર્ગ ત્હેના પરિચયમાં ન આવવાથી ભાગ્યેજ ગામડાંની સ્થિતિ વિષે બહુ વિચાર કરે છે. પરિણામે જીલ્લા અને તાલુકાની લોકલ બૉર્ડ, તંદુરસ્તીની કમિટિઓ અને ગામડાની પંચાયતોની ખરી અગત્ય હજી સમજાઇ નથી.

### બંધારણ

આમ, સ્થાનિક મંડલોનું કાર્ય હજી સુધી અત્યંત અપૂર્ણ અને અસંતોષકારક રહેલું હોવાથી ત્હેને સુધારવાના માર્ગનો વિચાર આપણે કરીશું.

• પ્રથમ તો મ્યુનિસિપાલીટી અને લોકલ બૉર્ડ–બન્નેના બંધારણ અને વહીવટમાં પ્રજાકીય તત્વ વધારે દાખલ કરવાની જરૂર છે. પહેલું આપણે બંધારણ લઇશું. અમારા વાચકોને જાણીને ઘણી અજાયબી લાગશે કે પંજાબ, સંયુક્ત પ્રાંત અને મધ્ય પ્રાંતનાં સ્થાનિક મંડલોનાં બંધારણ મદ્રાસ, બંગાળા અને ખાસ કરીને મુંબઇના કરતાં વધારે ઉદાર છે. પંજાબ વગેરેની સંસ્થાઓમાં સાધારણ રીતે પ્રજાના સભાસદોની સંખ્યા $\frac{3}{4}$ અથવા $\frac{4}{5}$ જેટલી હોય છે ત્યારે મદ્રાસ અને બંગાળામાં

ચુંટાએલા સભાસદોની સંખ્યા ઉપર અટપટી મર્યાદાઓ મૂકવામાં આવી અને મુંબાઇમાં તો જુજ અપવાદ સિવાય સરકારના અને પ્રજાના સભાસદો સંખ્યા સરખી છે—અર્થાત્ અમલદારી પ્રમુખને ઉમેરતાં લોકલ બૉર્ડમાં સરકાર સભાસદોની સંખ્યા વધારે થાય છે, અને મ્યુનિસિપાલીટીમાં સ્હેજ કમી હોય ઉપરાંત જ્યારે પંજાબ વગેરે પ્રાંતોમાં લોકલ બૉર્ડ અને મ્યુનિસિપાલીટીન પ્રમુખ તે મંડળો તરફથી જ નીમવામાં આવે છે ત્યારે મુંબાઇમાં જુજ મ્યુનિસિપાલીટીને અને મદ્રાસમાં ત્હેને તથા થોડાં તાલુકા બૉર્ડને એ સત્તા આપવામ આવી છે. આ આશ્ચર્યજનક સ્થિતિનું કારણ એ છે કે પંજાબ વગેરે પ્રાંતોમ ૧૮૮૩-૮ માં ધારાસભાઓ સ્થપાએલી નહિ હોવાથી ત્હેને માટે કાયદા લૉ રીપનના પ્રમુખપણા નીચે વડી ધારાસભામાં ઘડવામાં આવ્યા હતા. જ્યારે બંગાલ મુંબાઇ, અને મદ્રાસના કાયદા પોતપોતાની ધારાસભામાં પસાર થયા હતા મુંબાઇના ગવર્નરે લૉર્ડ રીપનના સ્થાનિક સ્વરાજ્યના ઠરાવ વિષે ઘણો કચવાતે જવાબ આપ્યો હતો તેથી મુંબાઇ ઇલાકાને બધા પ્રાંતોમાં વધારેમાં વધારે પછાત રહેવાનું માન ઘટે છે.

આ સ્થિતિનું પરિણામ ઘણું સ્પષ્ટ છે. પ્રજા જે થોડા સભાસદો ચુંટે છે ત્હેમને પોતાની થોડી સંખ્યાને લીધે એમ લાગે છે કે તેઓ કંઇ પણ કરવાને અશક્ત છે. બીજી પાસથી સરકારના સભાસદો અને અમલદારો એમ સમજે છે કે સ્થાનિક સ્વરાજ્યની આ સંસ્થાઓ હોવાથી ત્હેમની કંઇ જવાબદારી નથી. અને જે સંસ્થા ઉપર કોઇ સત્તાનો પૂરેપૂરો અમલ ન હોય ત્હેમાં નાણાંનો નિરર્થક વ્યય થાય અને અગત્યનાં કાર્ય અપૂર્ણ રહે એમાં શી નવાઇ?

આ ઉપરથી અમને લાગે છે કે પ્રથમ તો સ્થાનિક સંસ્થાઓને પૂરેપૂરી પ્રજાકીય બનાવવી જોઇએ અને આ હેતુથી બધા પ્રાંતોના કાયદામાં સુધારો કરવો જોઇએ. મ્યુનિસિપાલીટી અને જીલ્લા મંડલોમાં સર્વ સુધરેલા દેશોમાં કેવળ પ્રજાનાજ સભાસદો હોય છે અને ત્રીશ વર્ષના પ્રયોગ પછી એ સ્વાભાવિક સ્થિતિને માટે આપણને અયોગ્ય ગણવામાં આવે એ અસહ્ય છે. આપણા જાહેર જુસ્સાની કમીના વિષે ફરિયાદ કરવી એ સરકારને શોભતું નથી; કારણ કે હાલના સરકારી અંકુશ તે જુસ્સાના આવિર્ભાવ માટે બિલકુલ અનુકૂલ નથી. આપણને સત્તા નહિ પણ સત્તાનાં ચિહ્નજ આપીને સંગીન કામની આશા રાખવી એ વૃથા છે. મ્યુનિસિપાલીટી અને ખાસ કરીને લોકલ બૉર્ડના સર્વ સભાસદો પ્રજા તરફથી ચુંટાવા જોઇએ, અને તે મંડલોને જ પોતાના પ્રમુખ તેમજ મંત્રીઓ નીમવાની સત્તા આપવી જોઇએ.

### ગામડાંની પંચાયતો.

આમ શહેરમાં મ્યુનિસિપાલીટી, અને જીલ્લામાં તથા તાલુકામાં લોકલ બૉર્ડ પ્રજાકીય ધોરણ ઉપર રચાવાં જોઇએ. પણ એટલું જ બસ નથી. એક વખતે એવું

મનાતું હતું કે હિન્દના રાજ્યવહીવટની ખરી કમાન જીલ્લો છે અને વર્ષોના અનુભવ પછી એમ સમજાવા લાગ્યું કે જીલ્લાનો પ્રદેશ ઘણો બહોળો હોવાથી તાલુકાને જ વહીવટનું ખરૂં મથક બનાવવું જોઇએ. પણ આ વિચારશ્રેણી આટલેથી અટકી નથી. દરેક તાલુકામાં પચાસ, સો કે તેથી પણ વધારે ગામ હોય છે અને તે ગામની વસ્તી પચાસ સો માણસથી માંડીને આઠ, દશ હજાર જેટલી હોય છે. ઉપરાંત, તાલુકાનાં ગામ અને ગામડાં વચ્ચે અંતર બે ત્રણથી દશ પંદર માઇલ જેટલું હોય છે અને ત્હેના રસ્તા ઘણા જ ખડબચડા અને અણઘડ હોય છે. વળી છેલ્લાં પચીશ ત્રીશ વર્ષમાં ગામડાંની જુની પંચાયતો ઉપર ઘણો પ્રકાશ પડયો છે અને ત્હેના આધાર ઉપર નવી સંસ્થા રચવાનો પ્રશ્ન ચર્ચાયો છે; આને પરિણામે દેશના સર્વ હિતચિન્તકોનો વધુ મત એવો થયો છે કે ગામડાની પંચાયતનું પુનર્જીવન થશે નહિ અને ત્હેના પાયા ઉપર સ્થાનિક સ્વરાજ્યની ઇમારત રચાશે નહિ ત્યાં સુધી કેળવણી અને તંદુરસ્તીના ગંભીર પ્રશ્નો કદી પણ ઉકલશે નહિ. હિન્દની પ્રજા ગામડામાં રહે છે અને ત્હેના ગાઢ સહવાસમાં જે સંસ્થા નથી તે અદ્ધર હવામાં જ લટકે છે તેમજ ગામડાંના લોકો પોતાના જાહેર પ્રશ્નોમાં રસ લેશે—પોતાની નિશાળોની સંભાળ લેશે અને પોતાના રસ્તા, પાણી વગેરેની વ્યવસ્થામાં ભાગ લેશે તોજ લોકલ બૉર્ડના વહીવટની અગણીત મુશ્કેલીઓ શમી જશે. જીલ્લા બૉર્ડને હાલ જે કામ તાલુકા બૉર્ડની મારફત કરવાની જરૂર પડે છે તે પછીથી પચાયતોને નિર્ભયપણે સોંપી શકાશે અને બીજી પાસ તે જુની છતાં સજીવ સંસ્થાઓ દેશમાં સ્વરાજ્યની ઇમારતનું સબળ મંડાણ માંડશે.

## સંસ્થાઓની આવક.

પરન્તુ આ સુધારાથી આ સંસ્થાઓની આવકનો પ્રશ્ન પહેલાંના કરતાં પણ વધારે કઠિન થશે. ગામેગામ નિશાળો સ્થાપવાને અને સુખાકારીના સાધનો વસાવવાને હાલ તો નાણાં બુજ છે તો લોકલ બૉર્ડ અને મ્યુનિસિપાલીટી પ્રજાના તાબામાં વધારે આવતાં અને પંચાયતોનો ત્હેમા ઉમેરો થતાં ઘણાંજ વધારે નાણાં જોઇએ. મદ્રાસની ધારાસભામાં હમણાં જ જયારે પંચાયતો સ્થાપવાનો સવાલ ચર્ચાયો હતો ત્યારે સરકાર તરફથી સર શીવસ્વામી આયરે પ્રશ્ન કર્યો હતો કે મદ્રાસ પ્રાંતમાં આશરે ૫૪,૦૦૦ ગામડાં છે તો તે દરેકમાં પંચાયત સ્થાપવાથી કેટલાં બધાં નાણાંની જરૂર પડશે અને તે નાણાં કયાંથી આવશે? મ્યુનિસિપાલીટી અને ખાસ કરીને લોકલ બોર્ડની હાલ મ્હોટી ફરિયાદ છે કે તેઓ પોતાનું કામ નાણાની અછતથી કરી શકતાં નથી. સરકારે ઉઘરાવેલા થોડા કર અને સરકારે આપેલી થોડી ગ્રાન્ટ ઉપર ત્હેને પોતાનો નિર્વાહ કરવો પડે છે. આ મુશ્કેલીના ત્રણ માર્ગ સૂચવી શકાય.

(૧) પ્રથમ તો ઘણા વિચારકોનો એવો અભિપ્રાય થતો જાય છે કે મ્યુનિસિપાલીટીની માફક લોકલ બૉર્ડને તેમજ પંચાયતોને પોતાના કર નાંખવાની સત્તા આપવી જોઇએ.

સર્વે સમજે છે કે આપણાં ગરીબ દેશના પ્રમાણમાં હાલના કરનો બોજો કમી નથી, છતાં લગભગ આઠ નવ વર્ષ પૂર્વે ડીસેન્ટ્રોલીઝેશન કમીશન આગળ અનેક અનુભવી સાક્ષીઓએ કબૂલ કર્યું હતું કે ઉઘરાવવાના પૈસા તેજ ગામ કે તાલુકા કે જીલ્લામાં ખર્ચવાના હશે તો લોકો ખુશીથી વધારે કર ઝીલશે. અને આ નિર્ણય ઉપર આવતાં કંઈ પણ આનાકાની સ્વાભાવિક રીતે લાગે તે આપણા હજારો અને લાખો ગામોનો-અને ત્હેમાં સ્થપાવી જોઇતી પંચાયતોનો વિચાર કરતાં દૂર થવી જોઇએ. આ માટે જોઇતા પૈસાની પૂરેપૂરી રકમ પ્રાંતની તીજોરીમાંથી આવી શકે જ નહિ અને લોકોએ ત્હેમાં પોતાનો ફાળો આપવો જોઇએ એ સ્પષ્ટ છે. કેટલા કર કઇ વસ્તુ ઉપર નાંખવા અને તે કોણે ઉઘરાવવા એ સવાલ વિગતોના છે.

(૨) આ કરથી સંસ્થાઓની તીજોરીઓ ભરાશે નહિ. અને જે ઉણપ રહે તે સરકાર ભરવાને બંધાએલી છે. સરકાર બે રીતે મદદ કરી શકે. પહેલું તો વર્ષે વર્ષે અમુક કાર્યને માટે કે સામાન્ય રીતે અમુક નાણાંની ગ્રાન્ટ આપી શકે. હાલ જે થોડી ગ્રાન્ટો સરકાર આપે છે તે પુરતી નથી અને ત્હેમાં ઘણી વધઘટ થાય છે એવી ફરિયાદ સાંભળવામાં આવે છે. અમારી દૃઢ માન્યતા છે કે સરકારે દર વર્ષે હાલની ગ્રાન્ટમાં ઓછામાં ઓછો ૫૦ કે ૭૫ ટકા જેટલો વધારો કરવો જ જોઇએ; તે શિવાય કેળવણી અને સુખાકારીનાં ભગીરથ કામ પચાસ સો કે તેથી પણ વધારે વર્ષો સુધી સધાશે નહિ. અને ફરજીયાત કેળવણીના સંબંધમાં મર્હુમ મી૦ ગોખલેએ સરકારને પૂછ્યું હતું જે આપણે પણ વિચારવું જોઇએ કે આટલાં વર્ષો સુધી રાહ જોવાને કોણ તૈયાર છે?

(૩) બીજી રીતે પણ સરકાર આ સંસ્થાઓને મદદ આપી શકે—અમુક અમુક કરની આવક ત્હેની ઉપજના પ્રદેશમાં આવેલી સંસ્થાઓને સોંપીને. ડીસેન્ટ્રેલીઝેશન કમીશન આગળ ઘણા બાહોશ રાજપુરૂષો તરફથી આ માર્ગ સૂચવવામાં આવ્યો હતો અને તેને અંગે સરકારી ગ્રાંટને બદલે—જમીનનું બધું મહેસુલ લોકલ બૉર્ડ અને પંચાયતને આપવાની દરખાસ્ત પણ મૂકવામાં આવી હતી. મદ્રાસની ધારાસભામાં હમણાંજ, કેટલાક ન્હાના કર સૂચવવામાં આવ્યા હતા કે જે બહુ અગવડ સિવાય સરકાર પંચાયતોને આપી શકે. અત્રે ચોક્કસ દરખાસ્ત કરવા ઇચ્છતા નથી; ફકત એટલુંજ જણાવીશું કે સરકાર અને પ્રજાના પ્રતિનિધિઓએ મળીને કોઇ એવા કરનો નિશ્ચય કરવો પડશે કે જેની ઉપજ સ્થાનિક સંસ્થાઓની તીજોરીઓમાં જાય.

### વહીવટ.

બંધારણ અને નાણાંના મુખ્ય મુદ્દાનો વિચાર કરીને હવે વહીવટની પદ્ધતિ વિષે અમે બે શબ્દ કહીશું. વહીવટ વિષે હાલ બે મ્હોટી ફરિયાદ છે; (૧) સરકારનો આ મંડળો ઉપર અંકુશ, અને (૨) ત્હેના અધિકારીઓની નીમણુક. પહેલી બાબ-

તનો વિચાર કરતાં જણાશે કે હાલ લોકલ બૉર્ડ તેમજ મ્યુનિસિપાલીટીનાં અંદાજ પત્ર ઉપર કલેક્ટર અને કમીશનરની સંમતિ મેળવવાની જરૂર પડે છે અને અમુક જરૂરી ખર્ચ એ અમલદારોને ઠીક ન લાગે તો તે મંજુર થઇ શકતું નથી. પરન્તુ અંદાજપત્ર નિશ્ચિત થયા પછી પણ મુશ્કેલીઓનો અંત આવતો નથી, કેળવણીની બાબતોમાં એક પાસથી મામલતદાર અને ત્હેના તાબેદારો અને બીજી પાસથી સરકારના કેળવણી-ખાતાના ઇન્સ્પેક્ટરો અને સબ-ઇન્સ્પેક્ટરોના હુકમો અને આપખુદી વચ્ચે લોકલ બૉર્ડનો માર્ગ ઘણો કઠિન બને છે. પાણી, રસ્તાઓ વગેરેમાં કેળવણી ખાતાની જગ્યા સરકારી પબ્લીક વર્કસનું ખાતું લે છે અને પોતાની ઇચ્છા મુજબ નકશાઓ દોરી અને યોજનાઓ કરી બૉર્ડના પૈસાનો ખર્ચ કરે છે. તંદુરસ્તીના કામમાં સરકારનું તે સંબંધી ખાતુ બોર્ડના ઉપરીનું કામ કરે છે આ અને આવા અનેક અટપટા અંકુશોનો વિચાર કરતાં ઘણીવાર શંકા થાય છે કે સરકારનાં અનેક ખાતાંઓની વચ્ચે અંકડાતા અને દબાતા બૉર્ડને પોતાની કંઇ સત્તા હશે ખરી કે એક હાથે આપેલા પૈસા લઇ બીજે હાથે મંગાતા નાણાં આપવા એજ ત્હેનું ખરૂં કર્તવ્ય છે? સરકારની સાધારણ દેખરેખ બોર્ડના કામ-ઉપર રહેવી જોઇએ એ સર્વ કબૂલ કરે છે; પણ હાલના અસંખ્ય અંકુશોમાંથી મુક્ત કરી બૉર્ડને પોતાની મ્હોટી સત્તાઓ સોંપવી જોઇએ એ પણ નિર્વિવાદ છે.

બીજું, બૉર્ડના અધિકારીઓ અને નોકરો નીમવાની સત્તા ઘણીવાર સરકાર પોતાના હાથમાં રાખે છે તે નાબૂદ થવી જોઇએ, એટલું જ નહિ પણ સરકારના અમલદારોને ત્હેના નોકરો તરીકે જ નીમી શકાય એવો નિયમ થવો જોઇએ. જ્યાં સુધી પોતાની સ્હામે આ અમલનાં બારણાં ચોક્કસ રીતે વસાશે નહિ ત્યાં સુધી આ અમલદારો બૉર્ડમાં પોતાનો પગપેસારો કરવા હમેશાં પ્રયત્ન કરશે.

## શહેરીઓની ફરજ.

સ્થાનિક સંસ્થાઓના સંબંધમાં પ્રચલિત કાયદા કાનુનોમાં કઇ દિશામાં સુધારો થવાની જરૂર છે તે અમે જણાવ્યું. પરન્તુ આપણે હમેશાં યાદ રાખવું જોઇએ કે આ સંસ્થાઓનું ખરૂં મત અને સિદ્ધાન્ત સ્થાનીક સ્વરાજ્ય જ છે આ સુધારા ન થાય ત્યા સુધી અને થયા પછી પણ આપણી પ્રજાનું કર્તવ્ય છે કે ત્હેણે યોગ્ય શહેરીઓને આ સંસ્થાઓ માટે ચુંટવા જોઇએ. અને તે શહેરીઓનો મહાન ધર્મ છે કે ત્હેમણે બુદ્ધિપૂર્વક અને નિર્ભયપણે એ મંડળોનું કાર્ય ચલાવતાં અને પોતાના શિર અમુક ખાતાની જવાબદારી લેતાં શીખવું જોઇએ. અમને જણાવતાં અત્યંત દીલગીરી થાય છે અને છતાં તે જણાવવાની અમને જરૂર લાગે છે કે, જો આપણે અને આપણા પ્રતિનિધિઓએ અત્યાર સુધીમાં આ ઉત્તમ ગુણો દાખવ્યા હોત તો, ઘણા અનિષ્ટ કાયદાઓ અને બંધનો છતાં પણ આપણે હાલના કરતાં ઘણી વધારે પ્રગતિ કરી હોત. હજી પણ લાગવગ કે એવાં કારણોથી અનેક અયોગ્ય સભાસદો આ મંડળોમાં ચુંટાય છે તેમ આપણા સારા સભાસદો પણ એક પાસ સતાધીશોથી ગભરાય છે તો બીજી પાસ ઉપયોગી કામ ઉપાડવામાં અને તે

પાર પાડવામાં ઘણું આળસ કરે છે. સરકારની કુતર્કી દલીલોને ઘણીવાર આ દેખીતી વસ્તુસ્થિતિથી ઘણું વજન મળે છે અને પ્રજાકીય ઉન્નતિ આથી સત્વર સધાતી નથી.

અમે એક બાબત ઉપર અમારાં વાચકોનું ખાસ લક્ષ દોરવા માગીએ છીએ. મ્યુનિસિપાલીટી કરતાં પણ લોકલ બૉર્ડના વહીવટ ઉપર આપણાં અસંખ્ય ગામ અને ગામડાંની પ્રગતિનો આધાર છે, અને તેથી ત્હેનો કારભાર ઘણીજ કાળજીથી અને ખંતથી થાય એ આવશ્યક છે. પણ આજ કામ વધારેમાં વધારે ભાગે તાલુકાના અમલદારો અને ગામડાના પટેલોના હાથમાં રહે છે. અને પરિણામે તે જોઇતી ત્વરાથી થતું નથી. આનું એકે કારણ એ નથી કે લોકલ બૉર્ડના, જીલ્લાના અને તાલુકાના સભાસદો પોતાનો ખરો ધર્મ બજાવતા નથી? જે સદ્‌ગૃહસ્થોને અમુક અમુક ખાતાનું કામ સોંપવામાં આવે છે તેઓ પોતાના શહેરની બ્હાર કેટલી વાર ડોકીયું કરે છે અને પોતાના વિભાગની નિશાળો અને રસ્તાઓ, મકાનો અને બાંધકામનું કેટલી વાર નિરીક્ષણ કરે છે? અને જેમને સ્વરાજ્ય ચલાવવાને નીમવામાં આવ્યા હોય તેઓ જો આળસ કરે તો ત્હેમના રાજ્યમાં અંધાધુની ચાલે એમાં શી નવાઇ? સ્થાનિક સ્વરાજ્યના હકનો સાથે ગંભીર જવાબદારીઓ રહેલી છે એ આપણા બુદ્ધિશાળી વકીલોએ અને પંકાયલા રાવસાહેબોએ લક્ષમાં રાખવાની જરૂર છે.

આ લાંબો લેખ સમાપ્ત કરતાં પહેલાં અમે સર્વને વિનંતિ કરીશું—કે સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ અતિશય મહત્વની અને ગૌરવભરી ગણો અને ત્હેના ધર્મને અતિશય ઉત્કટ અને પવિત્ર માનો. સ્થાનિક સ્વરાજ્ય જો એક પાસથી સ્વરાજ્યની સમગ્ર રચનાનો એક પાયો છે તો બીજી પાસથી રાષ્ટ્રીય ઉન્નતિનાં બે ઉત્તમ સાધનો કેળવણી અને તંદુરસ્તી—સાથે હમેશને માટે જોડાએલો છે. લોકલ બૉર્ડ અને પંચાયતનો વિચાર કરનાર સર્વ શહેરીનું હૃદય દેશના ભીતરમાં રહેલાં હજારો ગામ અને લાખો ગામડાંઓ તરફ—તે ગામ અને ગામડાંઓમાં વસનાર નિર્બલ અને અભણ, ગરીબ અને કંગાલ હિંદવાસીઓ તરફ—અને ત્હેમને માટે કેળવણી અને તંદુરસ્તીની અસંખ્ય સંસ્થાઓ વસાવવાના ગંભીર ધર્મ તરફ વળવું જોઈએ. જો એ સ્પષ્ટ છે કે સ્થાનિક સંસ્થાઓમાં આપણા હક અને જવાબદારીઓ ભોગવીનેજ આપણે પ્રાંતના અને દેશના સ્વરાજ્ય માટે લાયક બનીશું તો આ પણ દેખીતું છે કે શરીરનું બલ અને બુદ્ધિનો પ્રભાવ પામીને જ દેશની અગણિત વસ્તી રાષ્ટ્રીય સમારંભમાં ભાગ લેશે. આમ સ્થાનિક મંડલો, ત્હેના કાર્યવાહક શહેરીઓને તથા ત્હેનો લાભ લેનાર વસ્તીને અતિશય લાભદાયક છે; અને દેશભક્તિથી પ્રોત્સાહિત યુવકોને માટે તેમજ મધ્યાવસ્થામાં જામેલા સદ્‌ગૃહસ્થોને માટે સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓને સુદ્રઢ અને સફલ કરવા જેવો બીજો ગંભીર ધર્મ નથી.

ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક.

---

# ફીજી ટાપુમાં ગીરમીટીયા હિંદીઓ.

'આશરે ચાર માસ પહેલાં આપણા દેશના જાણીતા હીતેચ્છુ મી૦ એન્ડ્રુસ તથા મિ. પીયર્સન આ દેશથી ઓસ્ટ્રેલીઆને રસ્તે ફીજી ટાપુની મુલાકાતે ગયા હતા તેઓ ગયા જાનેવારીની અધવચમાં આ દેશમાં પાછા પાવ્યા છે. મિ. પીયરસન પાછા આવતાં મદ્રાસમાં રોકાઈ ત્યાંથી કલકત્તે ગયા. મિ. એન્ડ્રુસ કોલંબોથી સીધા મુંબાઇ આવ્યા અને અમદાવાદમાં મિ. ગાંધીની તથા પુનામાં સર ભાંડારકર, મિ. તીલક, રેંગલર મિ. પ્રાંજપે, ડૉ. મેન, સરવંટ્સ ઑફ ઇન્ડીઆ સોસાયટી, તથા મિ. કર્વેના આશ્રમોની મુલાકાત લીધી. તા. ૨૦ મીની સાંજે અત્રેની "ઇમ્પીરિયલ સીટીઝનસીપ એસોસીએશન" (સામ્રાજ્યના શહેરી તરીકેના આપણા હકના રક્ષકમંડળ) ની પાસે પોતાનો રીપોર્ટ તેમણે રજુ કર્યો. વાચક જાણતા હશે કે અત્રેના આ મંડળે તેઓને ફીજી બેટમાં આ દેશથી જતા ગીરમીટીયા મજુરોની સ્થિતિની તપાસ કરવા મોકલ્યા હતા. આ સંબંધી રીપોર્ટ તેમણે સદરહુ મંડળ પાસે વીગતવાર રજુ કર્યો છે અને ટુંક વખતમાં પ્રજા પાસે પણ મુકાશે. ગીરમીટીયા મજુર અહીંથી મોકલવાની પ્રથા સદતર બંધ કરવી જોઇએ એવો તેમનો પક્કો મત છે.

ફીજીના ટાપુઓ ઓસ્ટ્રેલીઆની ઈશાન દિશાએ તથા ન્યુઝીલાન્ડની ઉત્તર દિશાએ આવેલા છે. છેલ્લાં ચાલીશ વરસ થયાં એ ટાપુઓ ઇંગ્રેજ સરકારના તાબામાં છે, અને તેની ખીલવણી કરવાને માટે મજુરોની તાણ હોવાથી હિન્દી મજુરોને ગીરમીટથી લઇ જવામાં આવે છે. સાધારણ કંટ્રાકટથી ગીરમીટ એ જુદીજ જાતનો કબાલો છે. બે જણ વચ્ચે કંટ્રાકટ કરવામાં આવે અને એક પક્ષ પાળે નહીં તો બીજો પક્ષ તેના ઉપર દીવાની દાવો માડી શકે, અને કોર્ટ પહેલા ધણી પાસેથી બીજા ધણીને થએલા નુકશાનનો બદલો અપાવે; પણ ગીરમીટમાં તો કબાલો તોડનાર શખ્સના ઉપર દીવાનીને બદલે ફોજદારી કામ ચલાવવામાં આવે અને તેના પરીણામે કેદની સખત શિક્ષા થાય. આવી જાતનું ગીરમીટ અથવા અર્ધ-ગુલામી ખત બીજા કોઇ દેશના મજુરો તેમને રોજે રાખનારને લખી આપતા નથી. ફકત આપણા હિન્દીભાઇઓજ નિરક્ષર, સાદાભોળા, અને સ્હેજમાં છેતરાઈ જાય એવા હોવાથી લખી આપે છે. લખત લખી આપતાં પહેલાં તેઓને એટલું પણ ભાન હોતું નથી કે જે દેશ જવાને માટે પોતે બંધાય છે તે કેટલો દૂર છે, ત્યાં પહોંચતાં કેટલા દિવસ લાગે છે, ત્યાંના લોકો કોણ અને કેવા છે, ત્યાંનાં હવા પાણી કેવાં છે, તથા જે કરાર કરવામાં આવે છે તે સહેજ પણ તોડવાથી તેમને શું સજા થશે. ઉત્તર હિન્દુસ્થાનના કેટલાક જીલ્લાઓમાં તો મજુરોની પાસે ગીરમીટ લખાવી લેવાનો નીચ ધંધો આપણા કેટલાક વેપારીઓ લઈ બેઠા છે

અને ગમે તેવું સાચું જુઠું સમજાવી ગરીબ ભોળી ઓરતોને પણ ફસાવી આ લુચ્ચાઓ દરેક મજુર (પુરુષ અથવા સ્ત્રી) પાછળ પોતાની મહેનતના ચાલીસ પચાસ રૂપીઆ કમાય છે અને ગીરમીટીયાઓના શ્રાપ લે છે. ખાસ કરીને સ્ત્રી મજુરો મેળવવા માટે તો ઘણાજ હલકા અને નીચ કાવત્રાઓ તેઓ કરે છે. મથુરા, પ્રયાગ, અને કાશી જેવા યાત્રાનાં સ્થલોએ યાત્રા માટે ગયેલી નિરાધાર વિધવાઓને ગમે તેવું જુઠાણું સમજાવીને તેઓ ફસાવે છે અને જેણે કોઇ દીવસ મજુરી કીધી ન હોય અથવા પરદેશનું નામ પણ સાંભળેલું ન હોય તેવી બીચારી વિધવાઓને સ્વાર્થને ખાતર દેશપાર કરવામાં સાધનભૂત થાય છે, અને તેમની જીંદગી ધૂળ કરે છે.

ગીરમીટના કાયદાઓમાં એક અનીતિનું મોટું બીજ રહેલું છે, અને તે અનીતિમાન કાયદો પસાર કરનારી સરકાર આવી અનીતિને કદાચ પાપ નહીં સમજતી હોય પણ ઇશ્વરના ન્યાયી અમલ પાસે તો તે સરકાર ગુન્હેગાર ગણાશેજ. કાયદો એવો છે કે દર સો પુરૂષ મજુરની સાથે ચાળીસ સ્ત્રી મજુરો જવીજ જોઇએ. આ સ્ત્રીઓ સદરહુ પુરૂષ મજુરના ઘરની હોય, કે ગમે તે જાતની હોય, કે ગમે તેવી નીતિની હોય તેની દરકાર મજુર એકઠા કરનાર સ્વાર્થી વેપારીઓને કે ફીજી ટાપુની સરકારના એજંટોને હોતી નથી. તેઓ તો ગમે તેમ કરીને, ગમે તે રસ્તે દર સો પુરૂષે સારી અથવા નરસી ચાળીસ સ્ત્રીઓની ભરતી કરીને દેશપાર ધકેલવાનું જ સમજે છે. ગાય ભેંસના મોટા વાડામાં આખલાઓની તથા પાડાઓની અમુક સંખ્યા બાંધવામાં આવે છે તેમ આ મજુરોની ભરતી લઈ જતી આગબોટમાં સેંકડો અજાણ્યા સ્રીપુરૂષો એક બીજાની સાથે ઘેટા બકરાની માફક ભેળાય છે અને અનિષ્ટ વ્યવહાર કરવામાં દોરાય છે. ફીજી ટાપુમાં ઉતર્યા પછી ત્યાંની સરકાર આ મજુરોને ખેતરવાળાઓને તેમની માગણી મુજબ વહેંચી આપે છે. આ મજુરોની મારકીટમાંથી આગબોટનું નુર ભરીને ખેતરવાળાઓ આ મનુષ્ય રૂપી મેંઢાઓને પોતાને ખેતર હાંકી જાય છે. અહીંઆ સ્ત્રીઓની સાથે સ્વચ્છંદ આચાર કરવાનું તો પૂછવુંજ શું? પોતાની પરણેતર સ્ત્રી તો સાથે હોય જ નહીં, ગએલી સ્ત્રીઓમાંથી કેટલીક દુરાચરણી પ્રથમથીજ હોય છે, કેટલીક ગરીબ વિધવાઓ ફસાઇને ગઈ હોય છે તેને પાપ માર્ગે ઉતારનાર લુચ્ચાઓનો તોટો હોતો નથી, અને પરિણામ એ આવે છે કે એક સ્ત્રી એક જ સાથે બે ત્રણ પુરૂષોનાં ઘર કરે છે. સદરહુ બે ત્રણ પુરૂષો પછી સહેજ કારણ મળતાં ઇર્ષા કરે છે, તેમાંથી કજીઆ થાય છે, અને ખુનખુવારી પણ કોઠી બંધ થાય છે. તે ઉપરાંત કેટલાક સ્ત્રીપુરૂષો આત્મહત્યા પણ કરે છે. આત્મહત્યાનું પ્રમાણ આ દેશના કરતાં ફીજી ગએલા મજુરોમા લગભગ ચાળીશ ગણું આવે છે. દૂર પરદેશમાં લાંબા વખતના વસવાટથી થતી ગમગીની, વિદેશી ખેડુતોના હાથ નીચે કરવું પડતું સખત કામ, સહેજ પણ ઓછું કામ થાય તો તેને લીધે ભોગવવી પડતી જેલજાત્રા, તથા સ્વદેશી કોઇ માણસ દાદ સાંભળનાર હોય નહીં, આવા અનેક કારણોથી કેટલાક પુરૂષો તથા સ્રીઓ આત્મહત્યા કરવાનું પાપ વ્હોરી લે છે. પંડીત તોતારામ નામે એક ગૃહસ્થ ફીજી ટાપુમાં એકવીશ

વર્ષ રહીને બે વરસ પહેલાં પાછા આવ્યા છે. તેઓ આગ્રા પાસે ફીરોઝાબાદના વતની છે અને તેમણે "મારા ફીજીમાં એકવીસ વર્ષ" એ નામે એક નાનું પુસ્તક હિંદી ભાષામાં લખ્યું છે તે વાંચવાને અમારી ખાસ ભલામણ છે.

ફીજીની માફક બીજા પણ કેટલાક એવા દેશો છે કે જ્યાં આ દેશમાંથી ગુલામી ખત લખી આપનારા મજુરોને સરકારી કાયદા મુજબ મોકલી આપવામાં આવે છે. તે તે દેશના લોકો એમ સમજે છે કે હિન્દુસ્થાનના બધા જ લોકો આવા હશે અને અર્ધ સુધરેલા હોવાથી આવુ ગુલામી ખત લખી આપતા હશે. જે દેશની પ્રજાઓ આપણે માટે આવી ગેરસમજ રાખે તેઓને આપણે માટે માન તો શેનું જ હોય? તેઓ તેમના દેશમાં સમાન હકના શહેરી તરીકે આપણને ન વસવા દે તો તેમાં પણ શું આશ્ચર્ય? આવી બધી ખરાબીઓ જે પ્રથાથી થાય છે તે પ્રથાનું જડમૂળ કહાડવું જોઇએ અને સમસ્ત દુનિયાને આપણે કહેવું જોઇએ કે હિન્દીઓ તમારી મજુરી અથવા ગુલામી કરવાને સરજાયા નથી. સમાન હકની માગણી કરવી હોય તો સમાન છો એમ સાબીત કરી આપવું જોઇએ અને કવિ નર્મદાશંકરે ગાયું છે તેમ 'ઝાંસા શા ખાવા ઓ ભાઇ, હિણુપત મોટી નામરદાઇ" તેમ આ કાળી ટીલી આપણા કપાળમાંથી કહાડી નાખવી જોઇએ. ત્યારેજ દુનિયા હિન્દી પ્રજાને માન આપશે અને સર્વની બરોબરીઆ ત્યારેજ આપણે થઇશું. મજુરો ગુજરાતમાંથી જતા નથી પણ સંયુકત પ્રાંતોમાંથી અને મદ્રાસ ઇલાકામાંથી જાય છે એ વાત ખરી. પણ આપણે હિન્દી અને તેઓ પણ હિન્દી, એ વાત ધ્યાનમાં રાખી તેમની મદદે આપણે ધાઈ આ કાયદો રદ કરાવવાનો દરેક જીલ્લાની કોંગ્રેસ કમિટિએ તથા રાજકીય મંડળોએ પ્રયત્ન કરવો જોઇએ. સારા નસીબે લોર્ડ હાર્ડિંજની સરકાર આપણી મદદમાં છે અને તેમણે આ કાયદો રદ કરવાની ભલામણ વિલાયતમાં વસતા હિન્દના સેક્રેટરીને કરી છે. પરિણામ આપણા સૌની ઇચ્છા પ્રબળ હશે તો ઇષ્ટજ આવશે.

અ. વિ. ઠક્કર.

# મૅગ્ના કાર્ટા.

( ગતાંકથી ચાલુ પૃષ્ઠ ૩૧૬. )

## પ્રવેશ ૨ જો.

( ઇ. સ. ૧૨૧૩ ઑગસ્ટ. )

( લંડન–સેન્ટ પૉલ. વચ્ચે એક તખ્ત, બન્ને બાજુ બાંકડા અથવા ખુરશીઓ. )
[ ડાબી બાજુ એક સાધુ અને સેન્ટ પૉલનો પુરોહિત પ્રવેશ કરે છે. ]

સાઃ—આજ તમારા મંદિરમાં મોટો મેળાવડો જણાય છે.

પુઃ—છે જ. રાજાએ પતિતપાવન પોપની આજ્ઞા ઉઠાવી એટલે અમારા મુખ્ય ધર્માધ્યક્ષ આજ સુધી દેશનિકાલ હતા તે પાછા આવ્યા છે અને તેમણે ઘણાં માણસોને આમંત્રણ કર્યું છે.

સાઃ—કોણ કોણ આવશે તેની ખબર છે?

પુઃ—આવનારાઓનાં નામોની યાદી મેં જોઇ છે. અમારા ધર્માધ્યક્ષ લંડનના વિલ્યમ આવશે, વિન્ચેસ્ટરના પીટર, ઇલાઇના ધર્માધ્યક્ષ, હેરફર્ડના જાઇલ્સ; ધર્માધ્યક્ષો, મહાધિપતિઓ, વિહારપાલો અને ખાસ તો વળી રાજ્યના ઘણા અમીરો.

સાઃ—સંઘ તો ભલો એકઠો થશે, હો. હવે તો તેઓ હમણાંજ આવશે, કાં? (પુરોહિતને હાથ અડકાડીને) આ સઘળા, વારુ, શા માટે એકઠા થાય છે?

પુઃ—શું મંદિરના પૈસા માટે નહિ તો શેને માટે? લૂંટી લીધેલી આવકને માટે પ્રાયશ્ચિત્ત!

સાઃ—બને; હોય! પણ મને લાગે છે કે બીજું પણ કાંઇ કારણ હોવું જોઇએ. શસ્ત્રધારી અમીરો કાંઇ ફક્ત ધર્મના સંરક્ષણ માટે આવે એમ ન હોય; કંઇક બીજું પણ હોવું જોઇએ.

પુઃ—આ બિચારા દેશને અને ધર્મને માટે હવે તો દૈવી મદદ ઉતરો! નરકનાં દ્વારો આપણને ઘસડી ન જાય તેમ થાઓ!

(બન્ને ડાબી બાજુ જાય છે)

[ ડાબી બાજુ, રૉબર્ટ ફિટ્ઝ વૉલ્ટર અને યુસ્ટેસી ડિ વેસ્સી પ્રવેશ કરે છે. ]

ફિ૦ વૉ૦:—ઠીક મળી ગયા, ડિ વેસ્સી. આપણે આજ ઘણા દિવસે ઘેર આવ્યા, હો! જાતરક્ષણને માટે તમે સ્કૉટલન્ડ નાસી ગયા ને હું ફ્રાન્સમાં. હમણાં હમણાં તો જગત્ વિચિત્ર ચાલે છે. નાસ્તિક રાજાને ક્ષમા મળી છે ને તેણે તો પોતાનું આખું રાજ્ય પોપને ચરણે ધર્યું! આપણે ઘેર આવીએ ત્યાં તો આપણાં દુઃખોમાં

વધારો થયો છે! જો તો ખરા! આપણે ન હતા ત્યાં તો મારો બેનર્ડનો કિલ્લો બાળી દીધો, ઈસેક્સમાં, મારી જાગીર ધૂળધાણી કરી, જંગલો, તળાવો, વગેરે બેદાનમેદાન કરી નાંખ્યાં!

ડિ વે૦:—મારી પણ તેટલીજ ફરિયાદ છે.

(ડાબી બાજુ. રૉબર્ટ ડિ રોસ પ્રવેશ કરે છે.)

ડિ વે૦:—રોસ, શું તમે કબૂલ નહિ કરો કે આપણે પણ હવે તો ત્રાહિ ત્રાહિ પોકારી ગયા છીએ.

ડિ રો૦:—બેશક, આપણે બોટા કરો શા માટે ભરવા? હદ ઉપરાંત શા માટે સહન કરવું? આપણે ઉત્તરવાસીઓ તો હવે ચોખ્ખી ના કહેવાના! (ડિ વેસ્સીને) તમારો કિલ્લો પણ તમારી ગેરહાજરી દરમિયાન બાળી દીધો છે.

ડિ વે૦:—એ તો હું પાછો ફર્યો તે વખતે અગ્નિથી મોટે અક્ષરે લખેલું મારું સ્વાગત! મારા બુરજો જમીનદોસ્ત થયા છે. મારાં વ્હાલાં વૃક્ષોની રાખમાં ઉત્તરનો પવન ફૂંકશે એ જોતાં હું કેવોક રાજી થઈશ વારૂ!

ડિ રો૦:—થોડાએક બાકી રહેલા તનખાને આપણે ફુંકશું અને બીજો અગ્નિ પ્રકટાવશું. જુઓ, કોણ આવે છે! હેરફર્ડના, નૉર્ફકના, વિનચેસ્ટરના અમીરો.

(ડાબી બાજુ, હેન્રી ડિ બોહન, રોજર બિગડ તથા સેર ડિ ક્વિન્સી પ્રવેશ કરે છે.)

આપણે પણ આગ પ્રકટાવી ન શકીએ? રૉજર બિગડ! તમારો પૂર્વ દેશ અમારા માટે સળગશે?

બિ૦:—તમારો અર્થ હું સમજું છું. હા, તે સળગશે એ તો તૈયાર જ થઈ રહ્યો છે; કેમ ડિ બોહન્?

ડિ બો૦—મિત્રો, એમજ, પશ્ચિમ પણ તૈયાર જ છે. અને આ આવે-સૌથી મોટું છે ફરિયાદનું કારણ જેને એવા.

(ડાબી બાજુ, જાઈલ્સ ડિ બ્રિઓઝ પ્રવેશ કરે છે; માથાફરતુ કપડું વીંટાળ્યું છે; જમણી બાજુ બેસે છે.)

જા:—મારો શોક તો એવો છે કે આ જીભ વર્ણવી ન શકે! અમારા દુઃખનું કોણ વર્ણન કરી શકે?

ડિ૦ વૉ૦:—શું તમારા પિતાને પણ દેશ છોડવો પડયો?

જા૦—હા, હા. ભીખારીને હાલે થયા, ગુજરી ગયા.........

ડિ૦ વે૦—તમારા ભાઈ, તમારાં માતા.

જા૦—ગયાં. (ઉભો થઈને તેની પાસે જાય છે) અને તે પણ કેવી રીતે! મારાં માતા તથા ભાઈ કેવી રીતે મૃત્યુ પામ્યાં તે તમારા કાનમાં કહું?

(કાનમાં કહે છે. ડિ વેરસ્રી ત્રાસથી ચમકી ઉઠે છે.)

ડિ વેo:—શું, ભૂખે મારી નાંખ્યાં? શું, એમજ બન્યું? ધીમે ધીમે, કે? ટાવરમાં, ના?

ફ્રિo વેo:—અરે કુદરતના દુશ્મન જ્હોન!

જાo:—જે દુઃખો હું કદી ભૂલી શકું તેમ નથી તેનું વેર લેનારી તરવારો આપણા દેશમાં કદાચ ખુટી છે? મારા દર્દી દિલને શાંત કરવા માટે આપણા દેશમાં ન્યાય પણ નથી?

ફ્રિo વેo:—છે, છે, છે. આ રહી મારી તરવાર. હું લડીશ.

ડિ લેo:—અને હું પણ.

સર્વ:—અને અમે પણ.

બ્રિo:—જો તે આપણા દુઃખનો પ્રતીકાર કરવાની ના પાડશે તો આપણે સર્વે લડીશું.

ડિ બોo:—પણ આપણો નેતા કોણ થશે? આપણાં દુઃખો રાજા પાસે રજુ કોણ કરશે?

(ડાબી બાજુ, મુખ્ય ધર્માધ્યક્ષ લૅન્ગ્ટન, વિલ્યમ માર્શલ, બે સાધુઓ, અને હાથમાં ચર્મપત્ર ધારણ કરીને પુરોહિત, પ્રવેશ કરે છે.)

ફ્રિo વેo:—મુખ્ય ધર્માધ્યક્ષ લૅન્ગ્ટન, આપણા તરફથી બોલશે. (લૅંગ્ને) પૂજ્ય પિતા! ભલે પધાર્યા ઇંગ્લંડમાં પાછા લોકોના ઉદ્ધાર માટે.

લૅo:—(મધ્યમાં ઉભો રહે છે, પોતાનો જમણો હાથ ઉંચો કરે છે; સઘળા પોતાનાં મસ્તકો નમાવે છે) તમારું કલ્યાણ થાઓ, બચ્ચાઓ. જ્યારે હું આ સમુદ્રનો પેલે પાર તમારાથી દૂર ભટકતો હતો ત્યારે પણ મારું હૃદય તમારે માટે તલસતું; જે પ્રભુનાં ઘેટાંઓને હું દોરી ન શકું તેને માટે પણ હું નિરંતર પ્રાર્થના કરતો; આપણી બિચારી ધર્મમાતાને માટે પણ રોમમાં હું નિરંતર મથતો. (જાo જમણી બાજુ પગે પડે છે; લૅo તેના માથાપર હાથ મૂકે છે.) તારાં અસહ્ય દુઃખો હું જાણું છું અને એ સઘળાં દુઃખો, બચ્ચાઓ, હું પડ વ્હોરી લઉં એમ મને થઇ આવે છે! જો બની શકતું હોય તો આખા દેશનાં દુઃખો મારા એક દેહ ઉપરજ આવી પડો અને એ રીતે આ દેહ કૃતાર્થ થઇ ભલે પડ!

ફ્રિoવેo:—મહાશય, અમે તો તમારી સલાહ પૂછીએ છીએ. આ દુઃખોનો શો ઉપાય કરવો?

ડિ વેo:—રાજા જો કાન ન માંડે તો આપણે બંડ ન કરવું? સળગાવી ન દેવું?

લૅo:—(જરા કડક થઇને) દેશમાં વિગ્રહ અને અંધાધુધી ન ફેલાવતા. બંડો, મારામારી, જેવું સ્ટીવનના સમયમાં હતું: બિચારા ગરીબોને કોઇ દાદ ન દેતું અને તેઓ કહેતા કે પ્રભુના સાધુ ફિરસ્તાઓ સૂઇ ગયા છે.

ડિ. વેo:—એ તો અત્યારે પણ સૂઇ ગયા છે :—

માo:—(લૅo ના સામી આંગળી કરીને) નહિ જ; તેઓ આપણી નિરંતર સંભાળ લે છે.

(લૅo મધ્યમમાં બેસે છે; સાધુઓ પુરોહિત તથા જાo પાછળ ઉભા રહે છે; માo, ડિ વેo, રે. ડિ કિવo, જમણી બાજુ; ડિ બોo, ડિ બ્રિo, ડાબી બાજુ)

ડિ વેo.—(ડિ રૅo ને એકાંતે) એક લડાયક પુરુષની સલાહ લેવી વધારે સારી નથી? હવે અત્યારે દયા ખાવાનો વખત નથી!

ડિ રૅo:—ખરેખર, હવે તો જંગ મચવો જોઇએ હું તો વેર લેવા બળું છુ.

ફિo વૉo,—મારે તો તમારા કરતાં પણ વધારે મોટું કારણ છે.

લૅo:—જો તમે પ્રત્યેક પોતપોતાનાં ખાનગી દુઃખોથી ઉશ્કેરાઈને લડશો તો તમે હારશો અને પરિણામ શૂન્ય આવશે. યાદ રાખજો, રાજા પાસે દ્રવ્ય છે, દેશમા પણ ઘણા તેના પક્ષમા છે; બહારથી પણ તેને ભાડુતી લડનારા મળી રહેશે. તમે સર્વ એક થઈને કામ કરજો.

માo.—ખરેખર! નહિં તો બધા માર્યા જશું.

લૅo:—તમારી રાજ્યભકિતની પ્રતિજ્ઞા સભારો! તે ન છૂટકેજ તોડવાની છે. આપણું કાર્ય તો સારા કાયદાઓની પુનઃ પ્રતિષ્ઠા કરવાનું છે, એ વાત સ્મરણ બહાર જવી ન જોઈએ સૌ સાંભળો છો કે?

સર્વ:—અમે સાંભળીએ છીએ.

લૅo:—આજથી એકાદ મહિના ઉપર વિન્ચેસ્ટરમાં મેં જયારે રાજાને પાપમુકત કર્યા ત્યારે તેની પાસે કેવી પ્રતિજ્ઞાઓ લેવરાવી છે તે તમે સાંભળ્યું છે? હું અન્યાયી કાયદાઓ રદ કરીશ, સારા કાયદાઓનો અમલ શરૂ કરીશ અને આખા રાજ્યમાં તેમનું પાલન થાય એમ કરીશ એવી તેણે પ્રતિજ્ઞા લીધો છે.

ફિo વૉo:—બરાબર, એ અમને યાદ છે.

લૅo:—વળી, જે મંદિરમાં અહિં આપણે એકઠા થયા છીએ તેમાંથી મહારાજ હેન્રીના વખતનો એક લેખ મળી આવ્યો છે; તમારી ઈચ્છા હોય તો એ લેખને, આધારે તમે તમારા ગુમાવેલા હકો અને સ્વતંત્રતાની માગણી કરી શકો.

માo—એ ડહાપણનો માર્ગ છે

ફિo વૉo:—કયાં છે?

લૅo:—(પુરોહિતને) દેખાડ તે લેખ.

(પુરોહિત પાસેથી ચર્મપત્ર લે છે.)

લૅo—આ અહિં રાજા વિલ્યમના પુત્ર હેન્રીને અભિષેક થયો ત્યારે સારી રીતે અને ન્યાય પુરઃસર રાજ્ય કરવાનું તેણે વચન આપ્યું છે.

ફિ૦ વૉ૦:—(ઉઠીને) આપણી પાસે આવું કાંઇક હોય તો ઠીક પડે.

ડિ કિ૨૦:—(ઉઠે છે) હા, એ તો ખરૂં.

(બીજાઓ પણ ઉભા થાય છે.)

લૅ૦:—ઇંગ્લંડના અમીરો, જો તમે પણ આવો લેખ મેળવી શકો તો આપણા દેશનો પુનરુદ્ધાર થાય એમાં સંશય નહિ.

મા૦—(ઉઠે છે) તમે અમારા માટે આવો એક લેખ ઘડી કાઢો; પછી, હું પંડે તથા ઈંગ્લંડનું ને તેના રાજાનું હિત ઇચ્છનાર દરેક જણ એ લેખને રાજા સ્વીકારે તે માટે પ્રયત્ન કરશું.

લૅ૦:—જો એ લેખ હું ઘડી કાઢું તો પ્રથમ તો તમારે સૌએ સાથે મળીને કાર્ય કરવું, ધર્મની પ્રતિષ્ઠા જાળવવી. અને જેમ તમે ઇચ્છોછો કે રાજા તમારી સાથે ન્યાયથી વર્તે તેમ તમારે તમારાં માણસો તરફ ન્યાયથી વર્તવું. (ઉભો થાય છે) જો રાજા આવો લેખ સ્વીકારવાની ના કહે તોજ તમારે તેની સાથે યુદ્ધમાં ઉતરવું. તમારે સૌને આ પ્રમાણે કબૂલ છે?

સર્વ:—કબૂલ છે.

ડિ વૅ૦:—અને જરૂર પડે તો આવા હકો માટે લડવું પણ ખરૂં. ધારો કે લડયા વિના ન જ ચાલે તો પછી આપણા લશ્કરનો સરદાર કોણ થશે?

મા૦—ફિ૦ વૉલ્ટર બહાદૂર અને પરાક્રમી છે.

લૅ૦:—ફિ૦ વૉ૦ તમારો સરદાર થાય એમ તમે ઇચ્છો છો?

સર્વ:—હા, હા, હા.

લૅ૦:—(ફિ૦ વૉ૦ ને) જો આ કાર્યમાં તમારે લડવું પડે તો પ્રભુના સૈન્યનો અને પવિત્ર ધર્મમાતાના સરદાર (માર્શલ) થજો.

ફિ૦ વૉ૦:—(લૅ૦ ની પાસે ઘુંટણીએ પડે છે) હું એ પદને યોગ્ય થાઉં! (ઉઠે છે) આ પવિત્ર સ્થાનમાં મુખ્ય ધર્માધ્યક્ષની સમક્ષ હું પ્રતિજ્ઞા લઉંછું કે આ લેખને વળગી રહીશ અને રાજા જો તેનો સ્વીકાર નહિ કરે તો આપણે મરતાં સુધી લડશું. (તરવાર કાઢે છે.)

ડિ બો૦:—(આગળ આવીને) અને હું પણ તેવીજ પ્રતિજ્ઞા લઉં છું (તરવાર કાઢે છે) જ્યાં સુધી રાજા પોતાના સીલ સિક્કાથી આ વાત મંજુર રાખે ત્યાં સુધી.

ગિ૦:—અને હું પણ તેમ જ.

ડિ વે૦:—(મધ્યમાં આવીને) અને હું પણ; મારા કિલ્લાના ભડકાઓ અને મારી કાળી થઇ ગયેલી જમીન મારાં સ્મરણમાંથી ભૂંસાયાં નથી.

(હાથ તરવાર ઉપર.)

ડિ રૅ૦:— ઉત્તરનિવાસી અમીરો પણ આ પ્રમાણે કહે છે.

ડિ ક્લિ૦:— (તરવાર કાઢે છે) હું પણ એવીજ પ્રતિજ્ઞા લઉં છું. એક બ્હીકણ કમબખ્ત તરફ મારા હૈયામાં ઘણોજ તિરસ્કાર છે.

જા૦:— (આગળ આવીને.) જો કે હું તો પાદરી છું, લડવૈયો નથી છતાં હું પણ તમારી સાથેજ મળું છું. મારાં જે સગાંઓની પાછળ કોઇ દયા ખાનાર પણ રહ્યુ નથી તેમની ખાતર હું પ્રતિજ્ઞા લઉં છું. (હાથ ઉંચો કરે છે) પિતા! માતા! બાઇ! ઉપરથી નિહાળજો.

લં૦:— ત્યારે તમે સર્વ પ્રતિજ્ઞાથી તો બંધાયા.

(લૅન્ગ્ટન મધ્યમાં હાથ ભીડીને ઉભો રહે છે; સઘળા બન્ને બાજુએ તરવારો ઉઘાડી રાખી ઉભા રહે છે)

સર્વ:— અમે સઘળા પ્રતિજ્ઞાથી બંધાયા છીએ

લૅ૦:— રાજા પાસે હું તમારી વાતનું સમર્થન કરીશ. મને કશી બ્હીક નથી. હું તમને યોગ્ય રસ્તે દોરીશ કારણકે તમારા દેશ ઉપર મને સહજ પ્રીતિ આવે છે અને હું તમારા પિતા તરીકેની ફરજો અદા કરવા માટે નીમાયો છું. હું તમારો કદી ત્યાગ નહિ કરૂં એવી પ્રતિજ્ઞા હું પણ લઉં છું. હવે સુખેથી જાઓ. (હાથ ઉંચો કરેછે-સર્વ પોતાનાં માથાં નમાવે છે) હું આ તમારો લેખ રજુ કરીશ. વિલ્યમ માર્શલ, તમે બીજાઓથી વધારે અનુભવી, ડાહ્યા અને સેવાનિષ્ઠ છો એટલે તમે મારી સાથે રહેજો. આપણે રાજા પાસે જશું અને સર્વની જે માગણી છે તે તેની પાસે મૂકશું. આપણાથી કહેવાય તેટલું કહીને આ લેખ તે સ્વીકારે એમ કરવા પ્રયત્ન કરશું.

(લૅન્ગ્ટન જાય છે, ડાબી બાજુ, પાછળ, જા૦, પુરોહિત, સાધુઓ, મા૦, ફિ૦ વો૦, ડિ વે૦, ડિ રો૦, ડિ બો૦, બ્રિ૦, ડિ ક્લિ૦.)

---

# સમાજ સુધારાની પ્રગતિ.

ગયા સૈકાના ઇતિહાસનું જેમણે મનન કર્યું છે તેઓ જાણે છે કે રાજકીય ચળવળ શરૂ થઇ ત્હેનાથી પણ પહેલાં ધાર્મિક અને સામાજીક સુધારાની હીલચાલો શરૂ થઇ હતી. "હિંદના દાદા"એ પચાશથી પણ વધારે વર્ષ પૂર્વે રાજકીય પ્રવૃત્તિનો ઝુંડો ઉપાડયો તે પહેલાં રાજા રામ મોહનરાયે બ્રાહ્મ સભાનું સ્થાપન કર્યું હતું અને સતીઓના મર્મદારક દુઃખનું વર્ણન કરી તે નાબુદ કરવાનો કાયદો ઘડવા લૉર્ડ બેંટીકની સરકારને પ્રેરી હતી. બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ કૉંગ્રેસના સમય પૂર્વે હિન્દના જુદાં જુદાં શહેરમાં બે વખત રાજકીય ભાષણો

કર્યા તે પહેલાં કેશવ ચન્દ્ર સેન અને ઇશ્વરચન્દ્ર વિદ્યાસાગરે, બાલલગ્ન, વિધવા-પુનર્લગ્ન વગેરે અનેક સામાજીક પ્રશ્નો વિષે વેગસરી હીલચાલ કરી હતી. મુંબાઇ ઇલાકામાં પણ સર ફીરોઝશાહ અને બદ્રુદીન તૈયબજીએ રાજકીય કાર્ય શરૂ કર્યું તે પહેલાં મહર્ષિ રાનાડેએ સામાજીક ચળવળ ઉપાડી લીધી હતી. રાજકીય પ્રવૃત્તિના કેન્દ્ર રૂપ કોંગ્રેસ સ્થપાઇ તે પહેલાં આર્યસમાજ અને થીઓસૉફીકલ સોસાયટી સ્થપાયાં હતાં.

ગુજરાતમાં આ બીના વધારે સ્પષ્ટ રીતે તરી આવે છે; કારણ કે રાજકીય કાર્ય તો આપણે આપણા દક્ષિણી ભાઈઓને જ સોંપી દીધું છે. ભોળાનાથ સારાભાઈ અને મહીપતરામ રૂપરામ, કવિ નર્મદ અને કરશનદાસ મૂળજી–આ વીર સુધારકોએ સમાજ સુધારાની જેવી હાક ચાલીશ પચાશ વર્ષ પૂર્વે ગજાવી હતી ત્હેવી આ સુધરેલા જમાનામાં આપણા વિદ્વાનોએ કે કાર્યકર્તાઓએ ગજાવી નથી. અને છતાં એ નવાઇભર્યું નથી કે હાલ જ્યારે કોંગ્રેસ એ પ્રજાની મ્હોટામાં મ્હોટી સંસ્થા બની છે અને રાજકીય વિચારોથી વાતાવરણ ઉશ્કેરાએલું છે ત્યારે સમાજસુધારા પરિષદ્‌નો અવાજ ત્હેના મંડળની બ્હાર ભાગ્યેજ પહોંચે છે અને સામાજીક વિષયો પ્રતિ ઉપેક્ષા અને કવચિત્ તિરસ્કાર નજરે પડે છે. જો આપણે સમાજ સુધારાની પરકાષ્ટાએ પહોંચ્યાથી આ સ્થિતિ આવી હોત તો આપણે ઘણો સંતોષ પામત. પરંતુ જો રાજકીય ઉન્નતિ જેટલી પણ આપણી સામાજીક પ્રગતિ ન થઇ હોય તો આપણે આપણા રાજકર્તાઓ અને સર્વ સુધરેલા દેશો આગલ અતિશય શરમાવાની જરૂર છે.

અને વસ્તુસ્થિતિ આવી છે. સમાજ સુધારાના વિચારો પ્રસર્યા છે પણ ત્હેમાં પહેલાંના જેવો જીવન્ત પ્રભાવ રહ્યો નથી. તત્કાલ આચારમાં મૂકવાના વ્યાવહારિક સિદ્ધાંતો કાંતો દૂરની ભાવનાઓ તરીકે લેખાય છે અથવા ત્હેની આસપાસ એટલી બધી મર્યાદાઓ અને શરતોનું જાલ ગુંથવામાં આવે છે કે "તીન દીન અઢાઇ કોસ"—જેટલું પણ આગળ વધાય તો ઠિક. રાનાડેનાં ચાર ભાષણો સમજનાર અથવા સુધારાના ચાર શબ્દો જાણનાર કેળવાયેલા સજ્જનોને ત્હેમાં હવે નવીનતા કે ચમત્કાર લાગતો નથી; એટલે તેઓ વિનાશક શાન્તિ અને નાહિંમત સ્વસ્થતામાં સ્થિર રહે છે. ત્હેમાંના થોડાજ તે વિષે લખવાને પ્રેરાય છે ત્હેમાંના ઘણા જુની સંસ્થાઓનો કુતર્કી બચાવ કરે છે ત્યારે થોડાક પશ્ચિમના વિચારકોનાં પ્રૌઢ વચનોને આધારે અતિશય સાવધપણે અને સંપૂર્ણ જવાબદારીથી એક પગલું આગળ ભરવાની હીમાયત કરે છે. ઉત્સાહનું માપ આટલું જ હોવાથી સુધારાની સંસ્થાઓ બહુ ન હોય અને જે હયાત હોય તે કાર્યકર્તાઓને અભાવે ન કામ કરે એ સ્વાભાવિક છે.

પરન્તુ આપણને કહેવામાં આવે છે કે છેલ્લાં પચાસ સાઠ વર્ષ આપણે યોગ્ય સુધારો કર્યો છે. પહેલું તો સુધારાના વિચારો બધે ઠેકાણે ફેલાયા છે–જે પચાશ વર્ષે પણ વર્તનમાં મૂકતાં આપણે બ્હીએ છીએ. ઉપરાંત સ્ત્રીકેળવણીનો પણ કિંચિત્ પ્રસાર

થયો છે, કન્યાઓ આઠ નવ વર્ષને બદલે મ્હોટાં શહેરોમાં અગીયાર- બાર વર્ષ અથવા જુજ ન્યાતોમાં પંદર સોળ વર્ષે પરણાવવામાં આવે છે અને વિધવાઓને લગ્નની છૂટ આપવાને નહિ પણ ત્હેમની દુર્ભાગી સ્થિતિને કંઇક સંસ્કારમય કરવાને આખા ગુજરાતમાં ત્રણ ચાર સંસ્થાઓ નીકળી છે જ્ઞાતિ સંસ્થા—જેનો બચાવ કરવાને હજી પણ અનેક રૂઢીપૂજકોની લેખિની ઉગ્ર ઉત્સાહથી ઉછળે છે, ત્હેના સુધારા તરીકે દેખાડ-વામાં આવે છે કે સમયને અનુસરીને મ્હોટા શહેરોમાં—અને તે પણ ઘણીવાર ખાનગી રીતે અને કવચિત્ ખુલ્લી રીતે—જુદી જુદી જ્ઞાતિના માણસો સહભોજન કરે છે પરન્તુ હાલની સ્થિતિથી વધારેમાં વધારે સંતોષ દર્શાવનાર "સુધારકો" એક બીજી સંસ્થા તરફ અમારી દૃષ્ટિ ફેરવે—અને તે જ્ઞાતિમંડળો છે

આ મંડળોની સંખ્યા છેલ્લાં થોડાં વર્ષમાં એટલી બધી વધી ગઇ છે અને તે તરફ એટલાં બધાં માસિક-ત્રિમાસિકો પ્રકટ કરવામાં આવે છે કે તે વિષે જરા તપાસ કરવી જોઇએ. પ્રથમ આપણે સ્પષ્ટ રીતે સમજવું જોઇએ કે આ મંડળો જ્ઞાતિભગ માટે સ્થપાતાં નથી પણ આડકતરી રીતે જ્ઞાતિની રૂઢ લાગણીઓને મજબૂત કરે છે ત્હેનાં મુખ્ય કામ બે લાગે છે:—

(૧) સુધારાના નિર્દોષમા નિર્દોષ સિદ્ધાંતોને નરમમાં નરમ રૂપે ફેલાવવા અને (૨) છોકરાઓ તથા છોકરીઓની કેળવણીને ઉત્તેજન આપવું. સર્વ દેશભકતને આ કામ ઇષ્ટજ હોવાં જોઇએ અને દેશના મહાન્ કાર્યમાં આ જ્ઞાતિમંડલો જે થોડો ઘણો ફાળો આપે છે તે જોઇને અમે સંતોષ પામીએ છીએ પરન્તુ આ ઉપરથી એ પણ સ્પષ્ટજ છે કે સુધારાનું ખરૂ કાર્ય આ મંડલોથી થઇ શકેજ નહિ. જ્ઞાતિમંડલમાં દાખલ થઇને જ્ઞાતિભંગની કે અંત્યજ વર્ગના ઉદ્ધારની ચર્ચા કરવી એ તત્વતઃ અશકય છે.

નર્મદે રૂઢિના કીલ્લાઓ ઉપર તોપનો મારો ચલાવ્યો અને કરસનદાસ મૂળજીએ વૈષ્ણવ મહારાજોની મગરૂબ ગાદીને ડોલાવી તે પછી પચાશ વર્ષે આપણે આ સ્થિતિમાં છીએ. આપણે થોડા-ઘણાજ આગળ વધ્યા છીએ એટલુંજ નહિ પણ ભવિષ્યની ઉન્નતિને માટે આપણી તૈયારી પણ નજીવી છે. રાજકીય ચળવળ પહેલાં સમાજસુધારાની શરૂઆત થઇ અને છતાં પહેલી પ્રવૃત્તિ-ગુજરાતમાં નહિ પણ હિન્દુસ્તાનમાં-પૂર બળે આગળ વધી છે ત્યારે બીજી આરંભ કાળની મહારથીઓના અવસાન પછી વધારે ને વધારે નરમ પડી છે.

એક રીતે જોતાં ક્રમ આથી ઉલટો હોવો જોઇએ. ત્હેનું કારણ સામાજીક અને રાજકીય કાર્યના પ્રકારમાં જ રહેલું છે. કેટલાક વિચારકો સામાજીક, રાજકીય-વગેરે જીવનના જુદા જુદા પ્રદેશો છે એમ કહે છે, અને તે એકંદર ખરૂં છે. પરન્તુ આપણા દેશની ખાસ સ્થિતિ ધ્યાનમા લેતાં અમે તે જુદી રીતે મૂકીશું. જ્યારે રાજકીય પ્રવૃત્તિનો હેતુ સરકારની પાસે અમુક વસ્તુઓ માગવાનો અને તે માગણીઓ—અથવા ઇચ્છાઓ લોકોના હૃદયમાં જાગૃત કરવાનો છે, ત્યારે સામાજીક

પ્રદેશમાં આપણે પોતે જ અનિષ્ટ રીતરીવાજોમાંથી મુક્ત થઇ, કેટલાક શુદ્ધ સિદ્ધાન્તોનો અંગીકાર કરવાનો છે—અને વધારામાં અન્ય સર્વને તેમજ કરવાને સંબોધવાનો છે. રાજ્યમાં આપણે અમુક જીવન માગવાનું, સમાજમાં આપણે નવા જીવનનો અંગીકાર કરવાનું—ત્હેનો અવતાર બનવાનું છે. એકમાં માગવાનું છે બીજામાં થવાનું છે. આથી એક પરાધીન છે ત્યારે બીજું સ્વાધીન છે. રાજકીય ઉન્નતિ છેવટે સરકાર ઉપર આધાર રાખે છે ત્યારે સમાજ સુધારાનો આધાર આપણા ઉપર, આપણી સમગ્ર પ્રજા ઉપર રાખે છે. અને જે કાર્યની સિદ્ધિ બીજાની મહેરબાનીથી નહિ પણ પોતાના સામર્થ્યથી થવાની છે તે વધારે સત્વર થઇ શકે.

પરન્તુ આપણા હુશીઆર વિચારકોએ આ દલીલનો પણ જવાબ ઘડી રાખ્યો છે. તેઓ કહે છે કે સુધારા અમારા નહિ પણ આખી જ્ઞાતિના—અથવા આખી સમાજના હાથમાં છે અને તેઓ પોતે સુધરી સર્વથી છૂટા પડવા કરતાં ત્હેમની સાથે રહી સુધારો કરવા માગે છે. આવા શબ્દો જો ખરેખરા પ્રમાણિક અને બુદ્ધિશાલી પુરૂષો બોલતા અને લખતા ન હોત તો અમે ત્હેને ઢોંગ અને નાહિંમતની પરાકાષ્ટા માનત. પરંતુ તે પુરૂષોને માટે સંપૂર્ણ માન રાખીને પણ અમને કહેવાની ફરજ પડે છે કે તેઓ એક વિનાશક ભ્રમને શરણ થયા છે. આખી સમાજ સુધરે ત્યારે ત્હેનું અનુસરણ કરવું એ સુધારવું નહિ પણ સુધરવું જ કહેવાય. અને જો હાલની ઢીલી બિનપદ્ધતિસર અને નિઃસત્વ વિચારસરણી ચાલુ રહેશે તો અમને ધાસ્તી લાગે છે કે એક બે કે તેથી પણ વધારે સૈકાઓ સુધીમાં આપણી સમાજ આ રીતેજ સુધરશે. પરન્તુ અમે એટલું જ બતાવવા માગીએ છીએ કે આ દેશના તથા બીજા દેશોના ઇતિહાસમાં જ્યારે જ્યારે ઘણાજ ગંભીર સુધારાની જરૂર પડી છે ત્યારે આથી ઉલટીજ પદ્ધતિનો ઉપયોગ કરવામાં આવ્યો છે. જેમને જીવનની જુની મર્યાદાઓ સાંકડી લાગી અને નવી જીવનસરણી માટે તેમનો આત્મા તલસ્યો ત્હેમણે પોતેજ જુનાં બંધનો તોડી નાંખી, નવા સિદ્ધાન્ત સ્વીકાર્યા અને પોતાના પ્રોત્સાહક ઉપદેશથી તેમજ—વધારે અંશે—પોતાના તેજસ્વી દાખલાથી આખી સમાજને નવું સ્વરૂપ આપ્યું. ચૈતન્ય, કબીર, દયાનંદ સરસ્વતી, વગેરે ઘણા દાખલાઓ આપણા દેશમાં મોજુદ છે અને પશ્ચિમનાં ઇતિહાસપ્રસિદ્ધ સુધારકો સર્વને જાણીતા છે. આ કાર્યમાં મુશ્કેલીઓ ઘણી છે—જ્ઞાતિબહિષ્કારનું ચક્ર અને સગાંઓની નિંદા; પરન્તુ એ બન્નેનું જોર હવે ઘણું નરમ થયું છે અને તેથી સત્વર સુધારો કરવાની અસાધારણ તકો આપણને પ્રાપ્ત થઇ છે.

જેઓ સમાજ સુધારાનો આ માર્ગ લેતાં અચકાતા હોય ત્હેમના આગળ અમે વધારામાં વધારે અગત્યની દલીલ મૂકીશું. છેલ્લાં સો દહોડસો વર્ષમાં બ્રીટીશ સરકારે આપણા દેશમાં ઘણા સુધારા કર્યા છે અને આપણને ઘણા હક આપ્યા છે. અને છતાં આપણે અસંતુષ્ટ કેમ છીએ? ત્રીસ કરોડની વસ્તીમાંથી આશરે છ સાત ટકાને સરકારે લખતા વાંચતા કર્યા છતાં તેથી તીવ્ર અસંતોષ પામી મી. ગોખલેએ

કેળવણી મફત અને ફરજીયાત કરવા સરકારને કેમ વિનંતિ કરી હતી? મ્યુનિસિપાલીટી અને લોકલ બૉર્ડની નવી સંસ્થા આપણા દેશમાં સરકારે સ્થાપી ત્હેમાં ચુંટણીના હક આપણને આપ્યા છતાં સંપૂર્ણ સ્થાનિક સ્વરાજ્ય આપણે શા માટે માગીએ છીએ. મીન્ટો-મોર્લીના સુધારાથી બિનઅમલદારી સભાસદોની વધુ સંખ્યા ધારાસભામાં દાખલ થઇ છે છતાં પણ સ્વરાજયના વધારે મ્હોટા હકને માટે આપણે કેમ ચળવળ કરીએ છીએ? છેલ્લી કૉંગ્રેસે-અને સર સત્યેન્દ્ર સિંહ સુદ્ધાંત સર્વ રાજપુરૂષોએ માગણી શા માટે કરી છે કે લડાઇ પૂરી થતાં સરકારે સ્વરાજયની દિશામાં ઘણાં મ્હોટા હક આપીને જાહેરનામામાં સ્પષ્ટ રીતે જણાવવું કે અમુક ચોક્કસ વખતમાં બાકીના સર્વ હકો હિન્દને સોંપાશે? આનું કારણ એજ કે આપણે આપણી ઉન્નતિ સૈકાઓમાં નહિં પણ એક બે જીવનાવધિમાં (Generation) સાધવી છે; અને જો રાજકીય હકની સત્વર જરૂર આપણને છે તો સામાજીક સુધારા તો તે પહેલાં સિદ્ધ થવા જોઇએ.

રાજકીય પ્રગતિનો વિચાર કરતાં આપણે સરકારને વારંવાર જણાવીએ છીએ કે જાપાન પચાસ સાઠ વર્ષમાં એક મધ્યકાલીન દેશ મટી જગત્‌ની મ્હોટી સત્તા રૂપ બન્યો છે. અને ફીલીપાઇન જે ત્રીસ ચાલીશ વર્ષ પૂર્વે લગભગ જંગલી પ્રદેશ હતો ત્હેને સ્વરાજ્ય આપવા અમેરિકા હવે તૈયાર થયું છે. આ સરખામણી એજ બતાવે છે કે અમે પણ એટલાજ વખતમાં એ સ્વતંત્ર અને સશક્ત પ્રજા થવા ઇચ્છીએ છીએ. પરન્તુ જેઓ સમાજના પાપી અને ઘોર રીવાજોના સુધારાને માટે સૈકાંઓ સુધી રાહ જોવાને તૈયાર છે ત્હેમના મ્હોમાં આ દલીલો કેમ શોભશે અને ત્હેની અસર પણ શી થશે?

સામાજીક અને રાજકીય જીવન એ રાષ્ટ્રીય જીવનનાં બે સ્વરૂપો છે અને તે અત્યંત નિકટ સંબંધથી જોડાએલાં છે. હાલ સામાજીક જીવન નિર્બલ છે અને તેથીજ રાજકીય માગણીઓનું જોઇતું વજન પડતું નથી. ત્રીશ ચાલીશ વર્ષમાં હવે હિન્દને સુધરેલા દેશો જેવી પદવી મળવી જોઇએ—જે આગ્રહ રાજકીય જીવનમાં નજરે પડે છે તે સામાજીક સુધારામાં દાખલ કરવાની —અનુભવવાની જરૂર છે અને સામાજીક જીવન જેમ અગણિત બંધનોમાંથી મુક્ત થઇ વધારે સ્વતંત્ર અને પ્રભાવશાલી તેમ આપણી રાજકીય ચળવળમાં પણ એવું અણધાર્યું બળ આવશે કે જે સૈકાથી નહિ મળેલા હકને જુજ વર્ષમાં મેળવી આપશે.

ઇ. ક. યાજ્ઞિક.

# કૉંગ્રેસનું કાર્ય.

જો આપણે આપણા દેશની સ્થિતિ ખરેખર સુધારવા માંગતા હોઇએ તો આપણે આપણી સર્વ અગત્યની જાહેર સંસ્થાઓ તથા તેમની હાલની કાર્યપદ્ધતિની બારીકાઇથી તપાસ કરી તેમાં યોગ્ય સુધારો કરવો જોઇએ. આપણે આપણી કૉંગ્રેસ તથા કોન્ફરન્સોને ગમે તેટલી મહત્વની ગણીયે, તેમણે અત્યાર સુધી બજાવેલી દેશસેવાની જાહેરમાં ગમે તેટલી તારીફ કરીએ તોપણ આપણે આપણા મનમાં સારી રીતે સમજીએ છીએ કે જે હેતુથી તેમની સ્થાપના કરવામાં આવી છે, તે હેતુની સિદ્ધિને અર્થે જે સઘળું કરવાની જરૂર હતી તેના પ્રમાણમાં તેમણે કરેલું કાર્ય અત્યંત જુજ, નજીવું છે. આ સંસ્થાઓ અત્યાર સુધી જોઇએ તેવી રીતે કાર્ય કરી શકી નથી—અને હાલ પણ કરી શકતી નથી, તેનું શું કારણ હશે તે શોધી કાઢી દૂર કરવાની દરેક હિંદીવાનની ફરજ છે. છતાં આપણે આપણા દુશ્મનોની આંખમાં ધૂળ નાખવાને આતુર છીએ તેથી કે પછી આપણે આપણા અગ્રેસરોને માટેની માન તથા ઉપકારની લાગણીને જોઇએ તે કરતાં વધુ અગત્યતા આપીએ છીએ તેથી--ગમે તે કારણ હો–પણ આપણે આ અત્યંત અગત્યનું તપાસ તથા સુધારણાનું કામ હાથમાં લેતાં અચકાઇએ છીએ. આવી તપાસથી એ સંસ્થાઓને પણ ધોકો લાગે, જાહેર પ્રજાની નજરમાં તેમની પ્રતિષ્ઠા ઘટે એ બનવાજોગ છે. પરંતુ આખરે તેથી તે સંસ્થાઓને અને તેમના દ્વારા આપણાં દેશને ફાયદોજ થશે, એમાં શંકા નથી. આ સંસ્થાઓ સ્થપાયાને કેટલાંક વરસો થઇ ગયાં છે, અને જે કાર્યપદ્ધતિ શરૂઆતમાં કદાચ ઉપયોગી જણાઈ હશે તે હમણાં સાવ નકામી થઈ પડી છે અને તેમાં યોગ્ય ફેરફાર કરશું તોજ કાંઇ પણ અગત્યનું કાર્ય થઇ શકશે. આ સંસ્થાઓના ઉદ્દેશ અતિ ઉચ્ચ છે, મુશ્કેલ છે, અને આપણે ભગીરથ પ્રયત્નો કરશું, મોટા ભોગો આપશું તોજ આપણે ઈચ્છીએ છીએ તેવું પરિણામ આવશે.

આ વિચાર અનુસાર કૉંગ્રેસ કે જે આપણી સૌથી અગત્યની રાજકીય સંસ્થા છે તેનું કાર્ય આપણે તપાસીએ. કૉંગ્રેસના હેતુ આપણા દેશની ઉન્નતિના કાર્યમાં સૌથી અગત્યના છે. આપણી પ્રજાના હકોનું રક્ષણ કરવું, ભલી પણ પરદેશી સરકારના કોઇ પણ પગલાંથી તેને નુકશાન નહિ થાય તેની સંભાળ રાખવી, તથા પ્રજામત કેળવી અનેક રીતે તેમની વૃદ્ધિ કરવી એટલો જ માત્ર કૉંગ્રેસનો હેતુ નથી. તેના ઉદ્દેશ તો એથી ઘણા ઉદાર અને વિશાળ છે. આપણા દેશની પ્રજા એક નથી. આપણા લોકો ઉત્પત્તિ, ભાષા, ધર્મ વગેરે અનેક કારણોને લીધે જુદી જુદી કોમોમાં વહેંચાઈ ગયેલા છે; માટે તેમનામાં રાષ્ટ્રીય ભાવના જગાવી તેમને એક જ પ્રજા તરીકે દેશની ઉન્નતિના કાર્યમાં ભાગ લેવાને તૈયાર કરવાનું કાર્ય કૉંગ્રેસે પોતાને હાથ લીધું છે અને તેને આજે ત્રીશ વરસ પણ

થઇ ગયા છે. આ કાર્ય અતિ વિકટ છે—કેટલું વિકટ છે તે તો આપણા દેશનો વિસ્તાર, આપણી પ્રજાની સંખ્યા તથા તેની અજ્ઞાનતાનો વિચાર કરતાં સ્હેજમાં સમજાશે. પરંતુ આ કાર્યની સિદ્ધિને અર્થે કૉંગ્રેસે શું શું યોજનાઓ રચી, શું શું ઉપાયો લીધા તે આપણે જોઇએ. કાર્યની મુશ્કેલીનો વિચાર કરતાં તો આપણા મનને કશાથી પણ સંતોષ નહિ થાય. દેશમાં સ્થળે સ્થળે રાષ્ટ્રીય ભાવનાનાં બી રોપવા તથા સ્થાનિક દેશભક્તોના હૃદયમાં આશા તથા બળ પ્રેરવા ડઝનેક આખો વખત ઉત્સાહપૂર્વક કામ કરી શકે એવા સેક્રેટરીઓ દરેક પ્રાંતમાં, દરેક જીલ્લા તથા તાલુકામાં આ ચળવળ જોસભેર ચાલુ રાખવાના દૃઢ નિશ્ચયવાળા અગ્રેસરોની આગેવાની હેઠળ કાર્ય ચલાવતી અનેક કૉંગ્રેસ કમિટિઓ, તથા પ્રાંતે પ્રાંતની ભાષાઓ દ્વારા આપણી પ્રજામાં સ્વાર્થત્યાગ અને દેશસેવાનો જુસ્સો પ્રકટાવતા અનેક છાપાંઓ—આ અને બીજા ઘણા ઘણા ઉપાયો યોજવામાં આવ્યા હતે તો પણ ઉપરના ઉદ્દેશ પાર પાડવાનું કામ સંતોષપૂર્વક શરૂ થયું એમ ભાગ્યેજ કહી શકાત. કોઇ એક ઉદ્યોગને માટે નવી કંપની ઉભી કરતો એક સાધારણ વેપારી પણ લોકોનું ધ્યાન ખેંચે એવી પ્રોસ્પેકટસમાં આપેલી મોટી આશાઓ સફળ કરવાને માટે યોગ્ય પગારદાર માણસો રાખી પદ્ધતિસર કામ શરૂ કરે. પરંતુ કૉંગ્રેસના આ મહાન્ અને મુશ્કેલ હેતુઓ પાર પાડવાને માટે આપણા અગ્રેસરોએ જે કાંઇ ઉપાયો અત્યાર સુધી યોજ્યા છે તે કેવળ દુનિયામાં આપણી હાંસી કરાવવા જેવાજ છે. ઉદ્દેશ અને સાધન વચ્ચે કાંઇ તો પ્રમાણ રહેવું જ જોઇયે એમ સૌ કોઇ કબૂલ કરશે. પરંતુ આપણા અગ્રેસરો તો ખરેખર ટીપે ટીપે જ સરોવર ભરવા માંગતા હોય એમ જણાય છે. અસ્તુ! કૉંગ્રેસ પોતે સતત કાર્યને માટે યોગ્ય વ્યવસ્થા કરી શકતી નથી તે તો ઠીક, પરંતુ હાલમાં આપણને મળેલી આ અસાધારણ તકનો લાભ લઇ સ્વરાજ્ય માટેની ચળવળ ખરેખર જુસ્સાભેર ચલાવી શકે એવી "હોમ રૂલ લીગ"ની સંસ્થા સ્થાપવાનો વિચાર પણ કૉંગ્રેસના અગ્રેસરોએ ભાંગી પડાવ્યો એ શું આપણા દેશને માટે કમનશીબીની વાત નથી?

કૉંગ્રેસના હાલના કાર્ય તરફ વળતાં અમે પૂછીએ છીએ કે આ વખતની કૉંગ્રેસની બેઠક ફતેહમંદ ગણી શકાય ખરી? આ પ્રશ્નનો ઉત્તર જાહેર પ્રજા તરફથી અપાઇ ચૂકયો છે. સર્વે એકે અવાજે કહે છે કે કૉંગ્રેસની આ વખતની બેઠક તો ખરેખર ફતેહમંદ હતી. પ્રમુખના ભાષણથી નાસીપાસ થયેલા અંતીમ વિચાર ધરાવનારા દેશબંધુઓ પણ એવાજ મતના હોય એમ જણાય છે. તેઓ કહે છે કે—શું આ વખતે ડેલીગેટોની સંખ્યા સૌથી વધારે નહોતી? શું લોકોનો ઉત્સાહ કમ હતો? શું ત્રીજે દિવસે થયેલાં ભાષણો હમેશ કરતાં વધુ જુસ્સાદાર અને અસરકારક નહોતાં? અને સ્વરાજ્ય માટેનો ઠરાવ—એ ઠરાવથી તો કૉંગ્રેસની જીંદગીમાં નવું પ્રકરણ શરૂ થાય છે. કૉંગ્રેસના શત્રુઓને ચૂપ કરી દેવાને માટે આપણે કૉંગ્રેસના કાર્યને વધાવી લઇએ તે ઠીક; પરંતુ ગમે તે કારણને લીધે તેના દોષો તરફ નજર સુદ્ધાં કરવાનું માંડી વાળીએ તો તેથી તેને ફાયદો થવાને બદલે હાનીજ થશે, એમાં જરાએ સંશય

નથી. ખરે, આપણે કૉંગ્રેસનું ભલું ઈચ્છતા હોઇએ તો એ પણ પૂછવાની જરૂર છે કે કૉંગ્રેસ ભરવાને માટે આપણે જે સઘળો ખરચ, જે સઘળી મહેનત ઉઠાવીએ છીએ તેનો યોગ્ય બદલો આપણને મળી રહે છે કે કેમ ? આ વખતની બેઠકને માટે કાંઇ નહિ તો પાંચેક લાખ રૂપીઆનો ખરચ થયો હશે. કારણ કે કૉંગ્રેસનો મંડપ તથા ડેલીગેટોને રહેવા કરવા માટેની વ્યવસ્થાના ખરચ સાથે કૉંગ્રેસમાં ભાગ લેનાર દરેકને કૉંગ્રેસને અંગે થયેલા ખરચને પણ ગણત્રીમાં લેવો જોઈએ. તે ઉપરાંત કૉંગ્રેસના વ્યવસ્થાપકો તથા વોલંટીઅરોએ ઉઠાવેલી જહેમત, બહારગામના ડેલીગેટોએ અહિં આવવા માટે લીધેલી તકલીફ, આપણા અગ્રેસરોએ કરેલાં ભાષણો, લોકોએ તે સાંભળવામાં બતાવેલી ધીરજ— સર્વેએ યથાશકિત આપેલા અનેક ભોગો તો આ ગણત્રીની બહારજ રહેશે. અને આ સર્વેનો આપણને યોગ્ય બદલો મળી રહે છે ?

આ પ્રશ્નના જવાબ માટે કૉંગ્રેસ ભરવાના મુખ્ય હેતુ શું છે તે જાણવાની જરૂર છે. શું કૉંગ્રેસની બેઠક આપણી રાજકીય પ્રવૃત્તિ તથા તેનાં બળની પ્રતીતિ કરાવનારૂં સાધન છે કે આપણા દેશના અગત્યના રાજકીય પ્રશ્નો ઉપર વિચાર ચલાવવાને માટે દેશભકતોની સભા છે. કૉંગ્રેસ પોતાના ડહાપણ ભર્યા વિચારથી સરકારને સુધારવાનો લોભ રાખે છે કે તે રાષ્ટ્રીય ભાવનાવડે પ્રજાકીય ઐકયતા સાધી આપણા દેશની ઉન્નતિ માટે લડત ચલાવવા માંગે છે? અમે તો માનીએ છીએ કે કૉંગ્રેસના હેતુ ઘણા ઉચ્ચ છે અને જો કે તે હાલ એક તમાસા રૂપ થઇ પડી છે છતાં દેશની ઉન્નતિ તેનેજ હાથ છે.

જો કૉંગ્રેસનો હેતુ આપણા રાજકીય પ્રશ્નો ઉપર વિચાર ચલાવવાનો હોય હોય તો હાલની પદ્ધતિ અનુકૂલ નથી. પ્રથમ તો વિચારને માટે હાલની કૉંગ્રેસની બેઠકમાં ભાગ લેનારાઓની સંખ્યા જ ઘણી મોટી છે. તેમાંથી કાંઇ નહિ તો અડધો અડધ ભાગ પ્લેટફોર્મથી એટલે તો દૂર હોય છે કે તેઓ સાધારણ રીતે કશુંજ સાંભળી શકતા નથી, જ્યારે તેમાંથી ઘણાએકનું અંગ્રેજી ભાષાનું જ્ઞાન ટુંકું અને લેભાગુ હોવાને લીધે તેઓ કૉંગ્રેસના કાર્યમાં સમજણ-પૂર્વક ભાગ લેવાને અશકત બને છે. કૉંગ્રેસના ડેલીગેટો તથા અગ્રેસરો પણ લાંબી મુસાફરીથી થાકેલા, તથા તે જ અઠવાડીઆમાં અનેક જાહેર સભામાં હાજર રહી કે ભાષણો આપી કંટાળેલા હોય છે અને તેથી નિરાંતે વિચાર ચલાવવાનું તેમનાથી બની શકતું નથી. કૉંગ્રેસને અંગે આખા દેશના સર્વે બુદ્ધિશાળી અગ્રેસરો એકઠા થાય છે તો પણ કાર્યની ભીડ તથા સમયની ધાઇને લીધે ચાલુ યોજનાઓને સંગીન પાયાપર મૂકવાનું કે નવી યોજનાઓ ઉભી કરવાનું કામ તેઓ હાથમાં લઇ શકતા નથી. વળી કૉંગ્રેસમાં દરેક પ્રાંતની કમિટિઓના પ્રતિનિધિ ભાગ લે છે અને જો તેઓએ વરસ દરમિયાન કરેલા કાર્યની સમાલોચના કૉંગ્રેસમાં થાય તો પણ લાભપ્રદ થઇ પડે; પરંતુ કૉંગ્રેસની માફક આ પ્રાંતિક કમિટિઓનું પણ આખા વરસનું કાર્ય અત્યંત નજીવું હોય છે એટલે તે વિષે કશી ચર્ચાજ થાય નહિ એ સ્વાભાવિક છે. તે ઉપરાંત કૉંગ્રેસ વરસ દરમિયાન બનેલા સર્વે અગત્યના બનાવોની નોંધ લઇ તે

ઉપર યોગ્ય ટીકા કરી પ્રજામત દર્શાવવાનો દાવો કરે છે. છતાં છેલ્લી કૉંગ્રેસની બેઠકમાં સીવીલ સરવીસ જેવો આખા દેશમાં ચર્ચાઇ રહેલો પ્રશ્ન પણ તેણે બાજુ પર રહેવા દીધો.

ત્યારે હાલ જે રીતે કૉંગ્રેસ ભરવામાં આવે છે તેથી આપણને શું લાભ થાય છે? પ્રજામત કેળવવાનાં સાધન તરીકે કૉંગ્રેસની બેઠક થોડે ઘણે અંશે ફત્તેહમંદ નીવડી છે એમ તો આપણે કબૂલ કરવું જોઇએ. પરંતુ એ પણ ખરૂંજ છે કે સાધારણ રીતે કૉંગ્રેસમાં ભાગ લેનાર માણસને કાંઇ પણ નવીન વિચારોની પ્રાપ્તિ થતી નથી. તેને માટે તો અસલની ધર્મયાત્રાને બદલે આ રાજકીય યાત્રાની નવી ફેશનજ નીકળી હોય એમ જણાય છે. પ્રથમ તે તીર્થોના જુદા જુદા દેવોનાં દર્શન કરતો, તેને બદલે હવે તે લો. મા. ગાંધી, પંડિત માલવીઆ, કે બાબુ બેનરજીને જોઇને, સાંભળીને સંતોષ માને છે.

અમે જે પ્રશ્ન અત્રે ઉભો કરીએ છીએ ને દિવસે દિવસે વધુ અગત્યનો થતો જાય છે. કૉંગ્રેસમાં ભાગ લેનારાઓની સંખ્યા પહેલાંના કરતાં ઘણી વધી ગઇ છે છતાં કૉંગ્રેસનું કાર્ય જુજ ફેરફાર સિવાય શરૂઆતની પદ્ધતિપર જ ચલાવવામાં આવે છે. કૉંગ્રેસની પહેલી બેઠકમાં ડેલીગેટોની સંખ્યા ૭૨ હતી, તે આજે વધીને ૨૨૨૯ થઇ છે. હાલના નિયમો પ્રમાણે ડેલીગેટ થવાને માટે કશી ખાસ લાયકાત જરૂરની ગણવામાં આવતી નથી, એટલે ડેલીગેટોની સંખ્યાનો આધાર અંગ્રેજી ભાષાની સમજણ, રાજકીય પ્રવૃત્તિમાં ભાગ લેવાની ઇચ્છા, તથા ફીના ધોરણ ઉપરજ રહેલો છે. આપણા દેશમાં દિવસે દિવસે અંગ્રેજી કેળવણીનો પ્રસાર તો વધતોજ જાય છે અને પ્રમાણમાં રાષ્ટ્રીય હીલચાલ માટે ઉત્સાહ ધરાવનારાઓની સંખ્યા પણ વધશેજ; એટલે ફરીથી જ્યારે આપણા શહેરમાં કૉંગ્રેસ ભરાય ત્યારે ડેલીગેટોની સંખ્યા ૫૦૦૦ કે તેથી પણ વધારે થાય એમાં કાંઇ નવાઇ નથી. હાલના ગંજાવર મેળાવડામાં કૉંગ્રેસનું કાર્ય ચલાવવું મુશ્કેલ થઇ પડે છે, પરંતુ પછી તો તે સાવ અશક્ય જ થશે. આજે પણ અનેક વિચારશીલ અને માન પામેલા અગ્રેસરો પોતાનું ભાષણ મંડપમાં નહી સંભળાય એવી બીકે બોલવાની આનાકાની કરે છે તે ભવિષ્યમાં તો ના જ પાડશે, અને કૉંગ્રેસનું કાર્ય મસજીદના મુલ્લાંઓની માફક બુલંદ અવાજે બાંગ મારી શકે એવા ભાડુતીઓથી જ ચલાવવું પડશે. અનેક રીતે વિચાર કરતાં કૉંગ્રેસની હાલની કાર્યપદ્ધતિમાં મોટો ફેરફાર કરવાની જરૂર છે એવો અમારો મત છે.

આ ફેરફારો કઇ દિશામાં થવા જોઇએ તે નક્કી કરવાનું કામ તો કૉંગ્રેસના અગ્રેસરોનું જ છે; પરંતુ અત્રે એ વિષે અમે અમારા વિચારો દર્શાવવા માંગીએ છીએ. કૉંગ્રેસનું કાર્ય સ્વાભાવિક રીતે બે ભાગમાં વહેંચાઇ જાય છે. (૧) પ્રજાના હકોનું રક્ષણ અને તેમની વૃદ્ધિ. (૨) રાષ્ટ્રીય ચળવળ તથા પ્રજાને રાજકીય સિદ્ધાંતોનું શિક્ષણ.

(૧) પ્રથમ કાર્યને અંગે સરકારના દરેક પગલાં ઉપર નજર રાખી, તેથી પ્રજાને લાભ કે હાની થશે તેનો વિચાર કરી, યોગ્ય ઉપાયો યોજવા જોઇએ, એટલુંજ નહિં પરંતુ જ્યાં લોકોની લાયકાત મુજબ તેમને યોગ્ય હકો નહિ મળેલા હોય ત્યાં તેમને તે હકો મળે તે માટે પ્રજામત ઉભો કરી મજબૂત લડત ચલાવવી જોઇએ. આ કાર્ય ઑલ ઇન્ડીઆ કૉંગ્રેસ કમિટિ તથા દરેક પ્રાંત, જીલ્લા, ને તાલુકા કમિટિઓને સોંપાવું જોઇએ; અને આ કાર્ય તે સંસ્થાઓ સંતોષપૂર્વક કરી શકે તે માટે દરેક કમિટિને એક લાયક પગારદાર સેક્રેટરી અને જરૂર પડે તો તેના હાથ નીચે બીજો સ્ટાફ આપવો જોઇએ. વળી જુદી જુદી કમિટિઓ વચ્ચે આ કાર્યની વ્હેંચણી નીચે મુજબ થવી જોઇએ. ઑલ ઇન્ડીઆ કૉંગ્રેસ કમિટિ આપણા દેશની સમગ્ર પ્રજાને લગતી બાબતો ઉપર ધ્યાન આપી તે વિષે જરૂર પડે ત્યારે વડી ધારાસભામાં પ્રજાકીય સભાસદો મારફતે યોગ્ય પગલાં લેવાડે અને તેમ કરવાનું સ્હેલાઇથી બની આવે તે માટે તેની ઑફીસ પણ જે સ્થળે વડી ધારાસભા હોય તેજ સ્થળે રહે. તેજ મુજબ, દરેક પ્રાંત, જીલ્લા તથા તાલુકાને લગતી બાબતો તે તે વિભાગની કમિટિઓએ ઉપાડી લે.

(૨) હાલમાં આપણી પ્રજાનો મોટો ભાગ અજ્ઞાન છે—યોગ્ય કેળવણી વગરનો છે અને તે કેળવણી તેમને સર્વેને આપવાની વ્યવસ્થા થતાં ઘણો વખત થશે. પરંતુ તેની વાટ જોઇ બેસી રહેવાને બદલે ઉપરનીજ સંસ્થાઓ પોતાના સેક્રેટરી તથા સ્ટાફ મારફતે ભાષણો તથા છાપાઓ વગેરેથી તેમના હૃદયમાં રાષ્ટ્રીય ભાવના જગાવી તેમને સર્વેને આપણા દેશની ઉન્નતિના કાર્યમાં ભાગ લેતા કરી શકે. આ કાર્યને માટે એ સંસ્થાઓ એક જુદાજ સેક્રેટરીની ગોઠવણ કરી શકે તો વધારે સારૂં પરિણામ આવે એ દેખીતુંજ છે,

કૉંગ્રેસે કરવાના સતત કાર્ય ઉપરાંત કૉંગ્રેસની વાર્ષિક સભા ભરવાની હાલની રીતમાં પણ ફેરફાર થવાની જરૂર છે એ આપણે આગળ જોઇ ગયા છીએ. હાલની રીત પ્રમાણે તો કૉંગ્રેસનું વિચાર ચલાવવાનું કાર્ય કે પ્રજામત કેળવવાનું કાર્ય બેમાંથી એકે પણ સંતોષપૂર્વક થઇ શકતું નથી. કૉંગ્રેસની બેઠક માટે દેશના સર્વે અગત્યના સવાલો ઉપર વિચાર ચલાવી રજૂ કરવાના ઠરાવોનું સ્વરૂપ નકકી કરવાનું કામ ડેલીગેટોએ ચુંટી કહાડેલી સબજેક્ટસ કમિટિ બજાવે છે તે બરાબર છે. પરંતુ તે કાર્યને માટે જોઇતો સમય તેને મળતો નથી એ ફરિયાદ ઘણે અંશે ખરી છે. જો જુદા જુદાં પ્રાંતના ડેલીગેટો પહેલાંથી જ સબજેક્ટસ કમિટિના સભાસદો ચુંટી કાઢે તથા કૉંગ્રેસનું પહેલા દિવસનું કામ ખાસ વહેલું શરૂ કરવામાં આવે તો સબજેક્ટસ કમિટિ બપોરના બે વાગે મળી પહેલેજ દિવસે ઘણું ખરૂં કામ પતાવી શકે. કૉંગ્રેસની બેઠકમાં મૂકવાના ઠરાવો નકકી થયા પછી બીજે દિવસે હાલની માફક ઠરાવો પસાર કરવાને બદલે કૉંગ્રેસની જગ્યા પરજ થોડે થોડે દૂર એમ દશ બાર પ્લેટફૉર્મ ઉભા કરી, અગત્યની બાબતો ઉપર ભાષણો ગોઠવવામાં આવે એ ખાસ જરૂરનું છે. દરેક પ્લેટફૉર્મ ઉપરથી ચર્ચાવાના

સવાલો તથા તે વિષે બોલનારા વકતાઓ પ્રથમથીજ સબજેકટસ કમિટિ નક્કી કરી હેંડબીલો મારફતે તેની લોકોને ખબર આપી શકે. આ પ્રમાણે કરવાથી સર્વેને અગત્યની બાબતો ઉપર ચુંટી કાઢેલા વકતાઓને સાંભળવાનો લાભ મળશે એટલુંજ નહિ, પરંતુ હાલ જે અગ્રેસરોને પોતાના સાધારણ અવાજને લીધે ગૂપચૂપ બેસી રહેવું પડે છે તેમને પણ પોતાનો ફાલો આપવાનું બની શકશે. વળી આ ગોઠવણથી કૉંગ્રેસના કાર્યમાં ભાગ લેવાની ઇચ્છા તથા લાયકાત ધરાવનારા અનેક તરૂણ દેશભક્તોને પણ બોલવાની તક આપી, તેમના જાહેરજીવનનો પાયો નાંખી શકાશે. તે ઉપરાંત આ યોજના વડે આપણા અંગ્રેજીથી અજ્ઞાન એવા દેશબંધુઓના લાભને ખાતર એક બે પ્લેટફૉર્મ ઉપરથી હિંદી તથા ઉર્દુમાં પણ ભાષણો થાય એવી ગોઠવણ કરી શકાશે. આ સૂચના વાચકને નવીન લાગશે. પરંતુ પશ્ચિમના આગળ વધેલા દેશોમાં તો આ યોજના કેટલોક વખત થયા પ્રચલિત છે અને તેનું પરિણામ પણ અત્યંત લાભકારક નિવડ્યું છે. આ પછી પાછા ત્રીજે દિવસે પહેલા દિવસની માફક મંડપમાં મળી નક્કી કરેલા ઠરાવો એક પછી એક પસાર-કરી, પ્રમુખનો ઉપકાર માન્યા બાદ સભા વિસર્જન કરવામાં આવે.

અત્રે દર્શાવેલી યોજના અમલમાં મૂકવાને માટે વખત તથા પૈસાનો મોટો ભોગ આપવો પડે એ દેખીતું જ છે. પરંતુ આપણે આપણા દેશની ખરેખર ઉન્નતિ કરવા ઈચ્છતા હોઇએ, અને આપણી પ્રજાને દુનિયાની સર્વે સ્વતંત્ર અને આગળ વધેલી પ્રજાઓની હારમાં લાવી મૂકવા માંગતા હોઇએ તો તે માટે આપણને જે કીમત આપવી પડે તે આપતાં અચકાવું જોઇએ નહિ.

M. M.

---

# સ્થાનિક સ્વરાજ્યનું અધ્યયન.

---

સ્થાનિક સ્વરાજ્યની પ્રચલિત પદ્ધતિમાં કંઇક વિકાસ કરવાની જરૂર છે કે કેમ? એની ઉત્ક્રાંતિ કેવા પ્રકારની થવી જોઇએ? આ વિકાસ અને ઉત્ક્રાંતિને અવરોધ રૂપ બાબ કયું? સૌ પ્રજાઓએ સ્વીકારેલા આવી સંસ્થાઓ માટેના નિયમમાં પણ હિંદુસ્તાનમાં બે મત કેમ રહે છે? આ અને આવા બીજા પ્રશ્નોના યોગ્ય ખુલાસા શોધવા માટે કયી કયી સામગ્રી એકત્ર કરવી જોઇએ; સામગ્રી અને સાધન એકત્ર કરી કેવી રીતે અધ્યયન કરવું જોઇએ, અને એ કર્યા પછી યોગ્ય સ્વતંત્ર વિચાર બાંધવા માટે શું આવશ્યક છે એ સંબંધી વધારે વિગતમાં ઉતર્યા સિવાય કંઇક સ્હેજ સાજ વિવેચન કરવાનો આ લેખનો ઉદ્દેશ છે.

હાલ આપણે જે રૂપમાં સ્થાનિક વ્યવસ્થા થતી જોઇએ છીએ તે રૂપમાં પ્રાચીન સમયમાં નહોતી એ કહેવાની જરૂર નથી; પરંતુ દરેક ગામની પોતાની સ્વતંત્ર વ્યવસ્થાર્થ સ્થાનિક સગવડો જળવાતી હતી અને તેમાં રાજ્યના અમલદારની સેવા અગર સત્તાનો ઉપયોગ કરવામાં આવતો નહોતો. ગ્રામ્ય વ્યવસ્થાને માટે આવાં સાધનો હતાં પણ હાલ જેને આપણે સીટી મ્યુનિસિપાલીટી અગર ટાઉન મ્યુનિસિપાલીટીના નામથી ઓળખીએ છીએ એવી સંસ્થાઓ તે વખતમાં નહોતી. આ સંસ્થાઓને લગતું કામ તેમજ રસ્તા વગેરે સારી સ્થિતિમાં રાખવાનું કામ સરકાર તરફથી થતું હતું.

હાલ જે રૂપમાં આપણે આ સંસ્થાઓ જોઇએ છીએ તે પ્રાચીન સંસ્થાઓના વિકાસ રૂપે નહિ પણ પાશ્ચાત્ય સંસ્થાઓના નમૂના લઇ લૉર્ડ રીપનના સમયમાં યોજાયલી સંસ્થા રૂપે. હિંદુસ્થાનમાં જુદે જુદે સ્થળે જોવામાં આવતી પદ્ધતિમાં ભિન્નતા દેખાય છે પણ એ ભિન્નતાની સાથે કંઇક સામ્ય નજરે પડે છે તેનું કારણ એટલુંજ કે પાશ્ચાત્ય દેશોમાં સ્થાનિક સ્વરાજ્યના હક જુદે જુદે સમયે જુદા જુદા સ્થળની જરૂરીઆત પ્રમાણે મળતા ગયા અને હિંદુસ્થાનમાં સ્થાનિક જરૂરીઆતોની વ્યવસ્થા પ્રજાને જાતે કરતાં શીખવવાના હેતુથી અમુક કાયદો પસાર કરી એ હકની બક્ષીસ આપવામાં આવી.

સ્થાનિક સ્વરાજ્યના હકમાં કેવા પ્રકારનો ઉમેરો કરવા જેવો છે એ જાણવા માટે આપણને શું શું ઉપયોગી થઇ પડે તે તપાસીએ.

૧. પાશ્ચાત્ય દેશો સ્થાનિક સ્વરાજ્યના કયા કયા હક ભોગવે છે અને સ્થાનિક વ્યવસ્થા કેવી રીતે કરે છે તેની વિગત.

૨. હિંદુસ્થાનમાં સ્થાનિક સ્વરાજ્યના કેટલા હક મળેલા છે અને સ્થાનિક વ્યવસ્થા કેવી રીતે થાય છે તેની વિગત.

૩. સ્થાનિક સ્વરાજ્ય આપવાના હેતુ કયા છે અને તે હેતુ બરાબર જળવાય છે કે નહિ.

પાશ્ચાત્ય દેશોના સ્થાનિક સ્વરાજ્યની વિગત ઉપર થોડી ઘણી ચર્ચા થયેલી જોવામાં આવે છે અને તેને પરીણામે અગર બીજી કોઇ રીતે, વિગત બરાબર ન જાણનારને પણ એટલી તો ખબર હોય છે કે પાશ્ચાત્ય દેશોના આ હક વિવિધ પ્રકારના અને બહુ કીંમતી છે.

હિંદના સ્થાનિક સ્વરાજ્યની ચર્ચા ગુજરાતમાં પણ દર્શન દેવા લાગી છે. એક તરફથી મળેલા હકની સંકોચિતતા ઉપર પ્રહાર થાય છે અને બીજી તરફથી દુર્વ્યવસ્થા આગળ કરી, મળેલા હક પૂરતી પણ યોગ્યતાને માટે સંશય દર્શાવવામાં આવે છે.

અધ્યયનની દૃષ્ટિથી આ વિગત બહુ ઉપયોગી છે. પરંતુ હાલ વિગતમાં ઉતરવાનું મુલતવી રાખી ઉપર જણાવેલા ત્રીજા દૃષ્ટિબિંદુથી આપણે આ વિષય ઉપર

કંઇક વિચાર કરી જોઇએ અને પછી એ પ્રશ્નને જોવા માટે ઉપયોગી પ્રકાશ પડે છે કે કેમ તે તપાસીએ.

સ્થાનિક સ્વરાજ્ય આપવાના બે હેતુ હોઇ શકેઃ—

૧. સુવ્યવસ્થા. સ્થાનિક જરૂરીયાતો કયી છે? તે પૂરી પાડવા માટે શું થઇ શકે એમ છે? એ પૂરી પાડવા માટે જોઇતાં સાધનો મેળવવાનો સહેલામાં સહેલો રસ્તો કયો છે? વગેરે પ્રશ્નનો ઉત્તર દૂરથી રાજ્યતંત્ર ચલાવનાર આપી શકે તેના કરતાં જુદા જુદા મનુષ્યોના નિકટ સંબંધમાં આવનાર તે સ્થળમાં રહેનાર માણસો સારો આપી શકે અને તેથી વ્યવસ્થા સારી કરી શકે. કોઇ પણ દેશમાં સ્થાનિક સ્વરાજ્ય આપવાનો આ એક હેતુ હોય છે.

૨. રાષ્ટ્રીય શિક્ષણ. પ્રત્યેક મનુષ્યને તેની શકિત અનુસાર રાષ્ટ્રીય અનુભવ આપવાની શાળા ઉભી કરવી એ સ્થાનિક સ્વરાજ્ય આપવાનો બીજો હેતુ હોય છે. સુવ્યવસ્થા માટે સગવડ કરવી એ બહુ અગત્યનો હેતુ છે પણ રાષ્ટ્રીય અનુભવની શાળા ઉભી કરવાના હેતુ સાથે સરખાવતાં તે ગૌણ રૂપ ધારણ કરે છે. ભિન્ન ભિન્ન રીતે જીવનનિર્વાહનાં ફાંફાં મારનાર મનુષ્યમાંથી રાષ્ટ્રીય જીવન ગાળવાની ખાસ તૈયારી કરનાર તો ઘણા થોડા જ નીકળી આવે. ખાસ અધ્યયનથી આ પ્રકારની તૈયારી ન કરનાર પણ સ્થાનિક વ્યવસ્થામાં ભાગ લેતાં લેતાં રાષ્ટ્રીય જીવન તરફ દોરાય છે, મનુષ્યના હૃદયમાં દેશને માટે અગત્યનું સ્થાન છે એ સમજે છે અને દિનપ્રતિદિન ઉચ્ચ આશય રાખતા શીખે છે. રાજાઓની વંશાવળી, એમની કુટુંબકથા અને વિગ્રહોના બ્યાન સિવાય બીજું કંઇ સમજવાની ઇચ્છાથી જેણે યુરોપના કોઇ પણ પ્રગતિમાન દેશનો ઇતિહાસ વાંચ્યો હશે તેને આ સ્પષ્ટ સમજાશે.

રાષ્ટ્રીય શિક્ષણ બે રીતે મળી શકે તે આપણે ઉપર જોયું. (૧) અધ્યયનથી. (૨) અનુભવથી. અધ્યયનનો રસ્તો કઠિન, નરસ અને કેવળ નાત્વિક હોય છે. અનુભવનો રસ્તો સ્વાભાવિક અને સરળ હોય છે. બેશક, ઉપયોગી રાષ્ટ્રીય જીવન માટે અનુભવ અને અધ્યયન બંને જરૂરનાં છે. જે મનુષ્યો આ બંનેનું યોગ્ય મિશ્રણ કરી શકે છે તેજ વધારે ઉપયોગી નિવડે છે. પણ જે આવું મિશ્રણ નથી કરી શકતા તેને માટે પણ સ્થાનિક સ્વરાજ્યની પદ્ધતિ કંઇક કરે છે; મનુષ્યને ફકત સ્વાર્થમય પ્રવૃત્તિ શીખવાનું ભૂલાવી સામાન્ય જીવનમાં પણ પરમાર્થને રસ્તે દોરે છે, સ્વાર્થ ચૂકીને પોતાના નગરવાસીઓને માટે કંઇક કરતાં શીખવે છે. શોખની ખાતર અગર નામના ખાતર સ્થાનિક સંસ્થાઓમાં ભાગ લેનાર કાળક્રમે પરોપકારી પ્રવૃત્તિના વેગમાં ઘસડાય છે.

યુરોપમાં સ્થાનિક સ્વરાજ્યની ભાવના એટલી પ્રબળ છે કે તેની અસર બહુ દૂરગામી થઇ છે. વ્યકિતસ્વાતંત્ર્ય અને દેશસ્વાતંત્ર્યની ભાવના સ્થાનિક સ્વરાજ્યમાં લેવાતા ભાગથી દૃઢ થઇ છે. પ્રજાનું મહત્વ અને પ્રજા તરીકેનું તેનું બળ બહુ દૃઢ

ભાવનામાંથી સ્ફુરે છે, એને લીધે જ પ્રેરાય છે, ઉત્તેજીત થાય છે અને મૂર્ત સ્વરૂપ ધારણ કરે છે.

જે સ્થાનિક સંસ્થા કામની એવી વ્હેંચણી કરી શકે કે જેથી તેમાં ભાગ લેનાર મનુષ્યને કંઇ લોકોપયોગી કાર્યારંભ કરવાને ઉત્તેજન મળે અને તેને લઇને શું કરવા જેવું છે તે સંબંધી કંઇક વિચાર કરતાં શીખે તે જ સ્થાનીક સંસ્થા રાષ્ટ્રીય જીવનની દ્રષ્ટિથી ઉત્તમ કહેવાય. આવી સંસ્થાઓ ઉપર જણાવેલા રાષ્ટ્રીય ગુણોના અંકુર મૂકે છે અને તેને ખીલવી શકે છે.

સ્થાનિક સ્વરાજ્ય સંબંધી વિચાર કરતાં એનો આ મહત્વનો હેતુ સતત દૃષ્ટિ સમીપ રહેવો જોઇએ. કદાચ એમ પ્રશ્ન થાય કે આ મહત્વનો હેતુ સાચવવા માટે શું દુર્વ્યવસ્થા ચાલવા દેવી ? બેશક સુવ્યવસ્થા એ પણ અગત્યનો હેતુ છે પણ એ જાળવવાને નામે મહત્વના હેતુનો ભોગ અપાય એ ખોટું. આવો ભોગ ન આપવો પડે એવી રીતે સુવ્યવસ્થા લાવવા પ્રયાસ કરવો જોઇએ; એ પ્રયાસ કેવી રીતે થઇ શકે તે આપણે જોઇએ.

સ્થાનિક સ્વરાજ્યના મળેલા હક બરાબર જાળવવા માટે અને તે હકને પ્રતાપે પ્રાપ્ત થતું કાર્ય સુવ્યવસ્થિત રાખી વધારે હક મેળવવાની યોગ્યતા દર્શાવવા માટે પ્રજા તરફથી ખરેખરી લાયકાત ધરાવનારનીજ પસંદગી થવી જોઇએ. વધારે પૈસા કમાવાની શકિતમાં આ યોગ્યતાનો સમાવેશ થઇ જતો નથી. પરંતુ જનસેવા કરવાની વૃત્તિ અને શકિત એજ યોગ્યતા માપવાનાં સાધન છે એવો લોકમત થવો જોઇએ. લોકમત આવો નથી પણ તે કરવા માટે સતત પ્રયાસ ચાલુ રહેવો જોઇએ. લોકમત કેળવવાના સાધન મુખ્યત્વે વર્તમાન પત્રો અને જાહેર ભાષણો છે. ઇલેક્શન પ્રસંગે ખાસ કરીને આ બે સાધનોનો પૂરો લાભ લેવો જોઇએ. આ ઉપરાંત જે ગૃહસ્થો સ્થાનિક સ્વરાજ્યની વિગતમાં રસપૂર્વક ભાગ લેતા હોય તે પોતાના પ્રસંગમાં આવતા મનુષ્યોને વાતચીતમાં આ ઉપયોગી જ્ઞાન આપી શકે અને આ બાબતમાં યોગ્ય મત બાંધતાં શીખવી શકે. કેળવાયલા મનુષ્યોને વધારે વોટ–મત–આપવાનો હક હોય તો લોકમત કેળવવાનું કાર્ય સુલભ થાય છે.

વર્તમાન પત્રો દ્વારા બીજું અગત્યનું કાર્ય થઇ શકે એમ છે. પ્રજાના વધુ મતે સ્થાનિક કાર્યવાહક તરીકે સ્થાન મેલવ્યા પછી જે લોકો એ કાર્યમાં બરાબર ધ્યાન આપતા નથી તેમના ઉપર ટીકા થવી જોઇએ. આ પ્રકારની ટીકા મોટા શહેરની મ્યુનિસિપાલીટી માટે જ નહિ પણ પ્રત્યેક મ્યુનિસિપાલીટી માટે થવી જોઇએ. એજ થાય તો જેઓ ખ્યાતીને માટે ફક્ત આગળ પડયા હશે તેઓને લાગશે કે ખ્યાતી જાળવવા તો કામ કરવાની જરૂર છે. વગર મહેનતે ખ્યાતી મેળવવાનો વખત ગયો એવી એમની ખાત્રી થવી જોઇએ.

જે માણસ લોકમતે સંપાદન કરેલી પદ્વીનો દુરૂપયોગ કરે છે તેના ઉપર તો સખત ટીકાના પ્રહાર થવા જોઇએ. જ્યાં બરાબર સાબીત થઇ શકે એમ હોય ત્યાં

આવા માણસની પૂરેપૂરી ફજેતી કરવી જોઇએ. આવા મનુષ્યને આમ થવાથી ઉપયોગી શિક્ષણ મળશે અને સ્વાર્થ સાધવવાનું સ્થળ મ્યુનિસિપાલીટી નથી એવું તે સમજશે. ફરીથી પ્રસંગ મળે એવી સ્વાર્થવૃત્તિનો ત્યાગ કરવાં શીખશે. આ ઉપરાંત બીજો ઉપયોગી હેતુ પણ સચવાશે. લોકો પણ એવું સમજી શકશે કે મત આપતી વખતે સગાઇનો, ન્યાતજાતનો કે ઓળખાણ પીછાનનો સંબંધ જોવાનો નથી પણ ઉમેદવારની યોગ્યતાજ જોવાની છે.

સમાજસેવાની ઇચ્છાથી આ પ્રમાણે થયેલી ટીકા અવશ્ય કંઇ કાર્ય કરશે. પરંતુ ટીકા કરનારે લક્ષમાં રાખવું જોઇએ કે ટીકાનો હેતુ સમાજસેવાજ છે. સ્થાનિક સ્વરાજ્યના કાર્યવાહક તરીકે બતાવેલા ગુણદોષ ઉપર ટીકાનું બંધારણ રહેવું જોઇએ. જે ટીકાદાર આ ભૂલી જઇને અમુક વ્યક્તિના દોષ શોધવા પ્રયત્ન કરે છે તે લોકમત કેળવવાને બદલે એ મતને માર્ગે ચડાવે છે. હલકા સંસ્કારના બીજ તેમાંથી સદ્‌ગુણના જન્મની ઇચ્છા રાખનાર નિરાશ થાય એમાં નવાઇ નથી.

અમુક વ્યક્તિને ઇલેકશનમાં જય મળ્યો એવો દંશ રાખીને સામી પાર્ટી તરફથી એ વ્યક્તિની અયોગ્યતા સાબીત કરવા ખાતરજ જે ટીકા કરવામાં આવે તે અધમ કહેવાય. પસંદ થયા પછી એ વ્યક્તિ, વ્યક્તિ મટી નગરના એક પ્રતિનિધિનું માનનીય પદ સંપાદન કરે છે. પ્રતિનિધિનું અપમાન એ નગરનું અપમાન કહેવાય. નગરમાં ભિન્ન ભિન્ન પાર્ટીઓ એક બીજાના અપમાનમાં રાજી રહે તેનું પરીણામ એટલુંજ આવે કે ખરી લાયકાતવાળા મનુષ્યો સ્થાનિક સ્વરાજ્યના કાર્યમાંથી દૂર રહેશે.

કાર્યવાહકોની યોગ્યતા અયોગ્યતાનો નિર્ણય કરનારી ટીકા, સમાજની સેવા કરવાની ઇચ્છાથી થયેલી ટીકા શું કરી શકે તે આપણે જોયું. નાલાયક માણસ ઉપર એક પ્રકારનો અંકુશ મૂકાશે પણ એટલાથીજ નગરવાસીઓમાં નગરની સેવાની ભાવના સ્ફુરી શકશે નહિ. સ્થાનિક સ્વરાજ્યમા ચેતન લાવવા વધારે પ્રબળ ભાવનાની જરૂર છે. આ સંસ્થાઓ આપણા દેશને અપરિચિત છે. જે ઉત્સાહથી પાશ્ચાત્ય દેશોમાં આવી સંસ્થાઓમાં ભાગ લેવાય છે તે ઉત્સાહ હિંદુસ્થાનમાં નજરે ન પડે તો બહુ આશ્ચર્ય જેવું નથી. આટલા ટુંક સમયમાં આટલો પણ ઉત્સાહ આવેલો છે એ શુભ ચિહ્‌ન છે; પરંતુ પ્રગતિની ઇચ્છા રાખનારે આવા ઉત્સાહથી સંતોષ માની બેશી રહેવું જોઇએ નહિ. આ ઉત્સાહમાં વૃદ્ધિ કરે એવા બળનો ઉપયોગ કરવો જોઇએ. આ કેવી રીત થઇ શકે એ તપાસીએ.

પ્રત્યેક હિંદવાસીને પોતાના વતન સાથે બહુ નિકટનો સંબંધ હોય છે. ધંધા રોજગાર માટે વતન છોડી બહાર નીકળેલા મનુષ્યોમાં વતનને માટે કંઇક આકર્ષણ હોય છે. વતનમાં રહેનારને વતનનો મોહ પ્રમાણમાં વિશેષ હોય છે. આ આકર્ષણ અને આ મોહનો ઉપયોગ કરી શકાય. સગાંવહાલાં ન્યાતજાતને માટે આપણને આકર્ષણ છે. તેમની ઉન્નતિમાં આપણે આનંદ લઇ શકીએ છીએ. આપણા નગરને માટે પણ તેવોજ આનંદ લેતાં શીખવું જોઇએ—શીખવવું જોઇએ. સાર્વજનિક કાર્યમાં યથાશક્તિ મદદ કરવાનું આપણે ખુશીથી સ્વીકારીએ છીએ. શિવાલય બંધાવવામાં

કે પુરાણા શિવાલયનો જીર્ણોદ્ધાર કરવામાં આપણે, સાર્વજનિક કાર્ય જ કરીએ છીએ. પરોપકારનાં કામ કરવાની ભાવના અપરિચિત નથી. સ્થાનિક સ્વરાજ્યના દ્વારા નગરની સેવા કરવાની ઇચ્છા જાગૃત કરી શકાય એમ છે. આ સંસ્થાઓ નગરનાં આવશ્યક અંગો તરીકે સ્વીકારતાં શીખવું જોઇએ. પાસેનું નગર સારૂં જોઇને પ્રત્યેક નગરવાસીને પોતાનું નગર એવું જનાવવાની ઇચ્છા થવી જોઇએ.

મ્યુનિસિપાલીટી પણ આ કાર્યમાં મદદ કરી શકે. નગરની સારી સેવા કરનારના સ્મરણ તરીકે આવી સેવામાંથી જે નગરવાસીઓ મુકત થાય તેની તસબીર મ્યુનિસિપલ હૉલમાં રાખવી જોઇએ. સેવાનો સ્વીકાર થયે છે એ લાગણી મનુષ્યને સેવા કરવા પ્રેરેછે.

હરિલાલ માણેકલાલ દેસાઈ.

---

# નોંધ.

## સર સત્યેન્દ્ર સિંહ ઉપર આક્ષેપ.

ત્રીશમી કૉંગ્રેસ વિષે અમે છેલ્લા અંકમાં જે સંતોષ દર્શાવ્યો હતો તે લગભગ બધી દિશાઓમાંથી–કેટલાક ક્ષુલ્લક અપવાદ શિવાય–જણાવવામાં આવ્યો છે! પરન્તુ કેટલાંક જવાબદાર પત્રો તરફથી કૉંગ્રેસ વિષે બે એવી ટીકાઓ કરવામાં આવી છે કે જે આપણા ઉજ્જવલ આનંદને શ્યામ છાયાથી ઘેરે.

પહેલી ટીકા–અત્યંત અન્યાયી અને અતિશય અઘટિત–કોંગ્રેસના પ્રમુખ સર સત્યેન્દ્ર સિંહ વિષે કરવામાં આવી છે. હાલના લગભગ ઐતિહાસિક પ્રસંગે ત્હેમને કૉંગ્રેસના પ્રમુખ તરીકે નીમવામાં આવ્યા તેથી ત્હેમની પાસે ઘણી મ્હોટી આશાઓ રાખવામાં આવી. સ્વરાજ્યના હકના અસરકારક અને વિદ્વતા ભર્યાં નિરૂપણથી ત્હેમણે સર્વનાં ઓવારણાં મેળવ્યાં. પરન્તુ તે હક તરત જ મેળવવાનો નથી પણ દૂરના સાધ્ય તરીકે સતત લક્ષમાં રાખવાનો છે–એ મર્યાદા ત્હેમણે મૂકી આ સિદ્ધાન્ત કૉંગ્રેસના મહારથીઓ તેમ જ સ્વદેશાભિમાની યુવકોને ન રૂચે એ સ્વાભાવિક છે; અને આ બીના સ્વરાજ્યના નામાંકિત ઠરાવથી તેમજ બાબુ સુરેન્દ્રનાથ બેનરજી તેમજ પંડિત મદન મોહન માલવીઆનાં ભાષણોથી સ્પષ્ટ થઇ હતી. આથી સર સત્યેન્દ્રના વિચારોની વિવેક ભરી ટીકા કરવામાં આવે એ કંઈ અયોગ્ય ન હતું. પરન્તુ તે ટીકા ઘણી કટુ ભાષામાં કરવામાં આવે અને ત્હેમના ભૂતકાલના જીવન ઉપર પ્રહાર કરવામાં આવે એ જેટલું ત્હેમને અન્યાયી છે તેટલું જ તે ટીકાકારોને શરમભરેલું છે. જે રાજ્યપુરૂષે સેક્રેટરીએટના ગર્ભસ્થાનમાંથી અને સીમલાના શીખર ઉપરથી હિન્દની રાજકીય દિશાનું પ્રથમ દર્શન મેળવ્યું હોય ત્હેમના વિચારો દેશને જીવન સમર્પણ કરનાર દેશભક્તોથી જુદા પડે

એ સ્વાભાવિક છે. પરન્તુ આ બાબત સ્પષ્ટ રીતે સમજીને–અને તે સમજ્યા હોય ત્હેમની સમજ ભાગ્યેજ સાબુત હશે—એવા પ્રતિષ્ઠિત રાજનીતિજ્ઞને કાંગ્રેસના પરોણા અને પ્રમુખ તરીકે બોલાવવા અને પછી ત્હેમના વિચારો ઉપર જ નહિ–પણુ ત્હેમની વ્યક્તિ ઉપર અંગત કટાક્ષો કરવા એમાં ન્હાનમ અને નીચતા છે. સર્વ દેશહિતેચ્છુઓએ એટલું જ સ્મરણમાં રાખવું જોઈએ કે સર સત્યેન્દ્ર જેવા નરરત્નને પોતાના પક્ષવાદી બનાવવામાં કૉંગ્રેસે મ્હોટો વિજય મેળવ્યો છે અને જે અમલદારી અને અંગ્રેજ વર્ગમાં તેઓ ઘણું માન ભોગવે છે ત્હેમના કર્ણને કૉંગ્રેસના શબ્દ ત્હેમણે પહોંચાડયા છે.

ત્હેમના સંબંધમાં આપણે વધારામાં યાદ રાખવું જોઇએ કે ત્હેમનું પ્રમુખ-પદ હજી સમાપ્ત થયું નથી; કારણ કે કૉંગ્રેસના ઠરાવ અનુસાર ઇસ્ટરમાં ઑલ ઇન્ડીઆ કૉંગ્રેસ કમિટિની સભા અલાહાબાદ ખાતે મળશે ત્યારે તેઓ જ પ્રમુખપદે બીરાજશે. સ્વરાજ્યની યોજના ઘડવાના કઠિન કાર્યમાં ત્હેમનો અસાધારણ અનુભવ તેમ જ કાયદાનું કૌશલ્ય અત્યંત સહાયભૂત થશે એવી આશા છે.

## સ્વરાજ્યનો ઠરાવ.

બીજી ટીકા સ્વરાજ્યના ઠરાવ વિષે કરવામાં આવી છે ધી લીડર પત્ર જણાવે છે કે અમે એ ઠરાવથી ઘણો અસંતોષ પામ્યા છીએ; કારણ કે સામ્રાજ્યમાં હિન્દને સરખી પદવી આપવા વિષે તેમજ સુલેહને પ્રસંગે સામ્રાજ્યની સભામાં ભાગ લેવા વિષે જુદી કલમો એ ઠરાવમાં દાખલ કરવામાં આવી નથી. પહેલી કલમની અગત્ય અમે સમજી શકતા નથી, કારણ કે સંસ્થાનોના જેવા બંધારણની હિન્દ માટે યોજના ઘડવામાં સંસ્થાનોના સમોવડીયા થવાનો અભિલાષ રહેલો છે. મીસીસ એની બેસન્ટે એવા અર્થનું એક વાકય ઉમેરવાનો પ્રયત્ન કર્યો હતો તે રદ ગયો તેથી અમે દિલગીર નથી. પરન્તુ સુલેહની વ્યવસ્થામાં હિન્દને થોડો પણ ભાગ મળે એ ઘણું ઇષ્ટ છે અને એ વિષે સ્પષ્ટ ઠરાવ પસાર કરવાની જરૂર હતી. પરન્તુ અમને લાગે છે કે ત્હેનું ખરૂં સ્થલ સ્વરાજ્યના ઠરાવમાં નહિ પણ સામ્રાજ્ય સભામાં હિન્દના સ્થાન વિષે પસાર કરવામાં આવેલા ઠરાવમાં હતું. ધી લીડર અને બીજાં પત્રો સાથે અમે પણ અંતઃકરણપૂર્વક ઇચ્છીએ છીએ કે હિન્દના આ તાત્કાલિક હક તરફ બ્રીટીશ પ્રજાનું વિશેષ ધ્યાન ખેંચવાને ખાસ પ્રયત્ન કરવામાં આવ્યો હોત.

સીવીલ સર્વીસ બીલ, કેળવણીના ખર્ચમાં ઘટાડો વગેરે કેટલીક જરૂરી બાબતો વિષે ઠરાવો રજૂ કરવામાં ન આવ્યા એ વિષે પણ ધી લીડરે અસંતોષ બતાવ્યો છે. ત્હેણે યોગ્ય રીતે કહ્યું છે તેમ આ ચૂકનું ખરૂં કારણ ઠરાવો ઘડવાની પદ્ધતિમાં છે. કૉંગ્રેસમાં પસાર કરવાના ઠરાવો લગભગ ત્રણ ચાર અઠવાડીયા પહેલાં સર્વ કૉંગ્રેસ કમિટિને મોકલવા અને એક બે અઠવાડીયા પહેલાં તે વર્તમાનપત્રોમાં જાહેર કરવા–એ શિરસ્તો હજી બેદરકારીથી અમલમાં મૂકાયો નથી. જો તેમ થાય તો આની ઉપયોગી

બાબતોની ઉપેક્ષા સંભવે જ નહિ. આવતા વર્ષથી આ જરૂરી પદ્ધતિ સચવાશે એવી આશા છે.

## સ્વરાજ્ય વિષે સીવીલ સર્વન્ટ

કોંગ્રેસનો સંદેશ આ વર્ષે એક પાસ ઇંગ્લંડ અને બીજી પાસ દક્ષિણ આફ્રિકા સુધી પહોંચ્યો છે. ઇંગ્લંડનાં લીબરલ પત્રોએ હિન્દની માગણીઓ તરફ દીલસોજી બતાવી છે–કેટલાકે હિન્દ–સ્વરાજ્ય વિષે અગ્ર લેખો લખ્યા છે–એટલું નહિ પણ લૉર્ડ ઇસ્લીંગ્ટન જેવા ઇન્ડીઆ ઑફીસના નાયબ સુબાએ પણ હિન્દ પ્રતિ પોતાની મિત્રતા જાહેર કરી છે. દક્ષિણ આફ્રિકાના પ્રતિનિધિ રૂપ "કેપ ટાઈમ્સે" સામ્રાજ્ય સભામાં પ્રવેશ કરવાના હિન્દના હકની સારી વકીલાત કરી છે. પરંતુ અમલદારી વર્ગ ઉપર કોંગ્રેસની થએલી અસરનો મજબૂતમાં મજબૂત તેમજ વધારેમાં વધારે આશ્ચર્યકારક પુરાવો બંગાલાની સરકારની કારોબારી સભાના સભાસદ મી. પી. સી. લાયને "સ્વરાજ્ય વિષે દેશની અભિલાષા" એ વિષે વિદ્યાર્થીમંડલ આગલ આપેલું ભાષણ છે. ત્હેમણે કહ્યું કેઃ–

ખરી પ્રગતિ માટે સરકાર તરફ નહિ પણ પ્રજા તરફ જ આપણે જોવું જોઇએ. સરકાર ફક્ત મદદ કરી શકે; પણ મૂલ શકિત તો પ્રજાએ જ પૂરી પાડવી જોઇએ. સરકારની રાજનીતિ વિષે સ્પષ્ટ જાહેરનામાની સર સત્યેન્દ્રે માગણી કરી છે. સર સત્યેન્દ્રના કહેવાનો ભાવાર્થ એવો હતો કે જર્મનોની માફક કેટલાક સરકારી અમલદારો એવો અભિપ્રાય ધરાવે છે કે (અમલનું) યંત્ર એજ સર્વસ્વ છે, ત્હેમાં કંઇ સત્વ કે આત્મા હોતોજ નથી, એ યંત્ર બરાબર ચાલે એજ જોવું બસ છે અને તેમણે ફક્ત એટલુંજ જોવું કે સાંચાકામ બરાબર થયાં જાય. સર સત્યેન્દ્રની એમ કહેવાની ઇચ્છા હતી કે સરકારનું એવું સ્પષ્ટ વચન મળવું જોઇએ કે આ યંત્ર વધારે મ્હોટા હેતુ માટે—પ્રજાના વિકાસ માટે છે. માગવામાં આવેલું વચન એ છે કે સરકારે દેશની ઉન્નતિમાં મદદ કરવાની છે અને એવી સુધરેલી પદ્ધતિ અમલમાં મૂકવાની છે કે તેથી છેવટ રાષ્ટ્રીય વિકાસનો અંતિમ હેતુ—જે સ્વરાજ્ય છે—તે સધાય. તે નીચેથી શરૂ થવું જોઇએ અને ધીમે ધીમે વિકસવું જોઇએ.

અલબત, મી. લાયનને પણ સ્વરાજ્ય ઘણુંજ બલ્કે સૈકાઓ જેટલું દૂર ભાસે છે, ... તે તો સ્વાભાવિક છે. દુનિયામાં કોઇ પણ સત્તાધારી વર્ગને પોતાની સત્તા અને સ્વાર્થ એકદમ ત્યજવાં ગમતાં નથી. પ્રજાકીય અભિલાષનો નાદ ત્હેમના કાનમાં વધારે ને વધારે અથડાશે તેમજ ત્હેમને દુરનો ધારવામાં આવેલો દિવસ વધારે ને વધારે સમિપમાં લાગશે.

આ ભાષણ વિદ્યાર્થીઓ આગળ આપવામાં આવ્યું હતું; એટલે મી. લાયન પોતાના વર્ગના શિરસ્તા મુજબ એક બે વાતોનું ચર્વિતચર્વણ કરવા ચૂકયા ન હતા. પહેલું તો, રાજનીતિ જેવા ગહન વિષયથી વિદ્યાર્થી અવસ્થામાં દુર રહેવાની ત્હેમણે મજબૂત ભલામણ કરી હતી. મી. લાયનને ખબર હોવી જોઇએ કે હવે કેટલીક યુનિવર્સીટીના શિક્ષણક્રમમાં હિન્દનાં રાજબંધારણનો વિષય દાખલ કરવામાં આવ્યો છે, અને તે વિષયનો યોગ્ય અભ્યાસ કરવા ઇચ્છનાર બુદ્ધિશાળી અને ઉત્સાહી વિદ્યાર્થીઓ રાજનીતિના અભ્યાસથી કેમ અલગ રહી શકે એ સમજવું કઠિન છે. પરંતુ ધી બંગાલી આથી પણ વધારે સંગીન દલીલ મી. લાયન અને તેમના સર્વ અમલદાર

બંધુઓના વિચાર માટે રજૂ કરે છે. રાજદ્રોહના મહાપાતકમાંથી બચવાને માટે વિદ્યાર્થીઓને જે ઉપદેશ વારંવાર કરવામાં આવે છે હેની સિદ્ધિને માટે ખાસ જરૂરનું છે કે ઉગતા યુવકોને હયાત રાજ બંધારણથી, હેના ગુણ તેમજ દોષોથી, પૂરેપૂરા વાકેફ કરવા જોઇએ. મી. લાયને સામાજીક સેવાના વિશાલ પ્રદેશ તરફ પણ વિદ્યાર્થીઓનું ધ્યાન ખેંચ્યું–જેને માટે અલબત તેઓ હેમના આભારી થશે. પરંતુ જો હેનો અર્થ રાજકીય કાર્યની અવગણના કરવાનો હોય તો અમે જોઇ શકતા નથી કે આગળ સૂચવવામાં આવેલો પ્રજાકીય પ્રયત્ન કેમ થઇ શકશે?

મી૦ લાયન એક ચુસ્ત સીવીલ સર્વન્ટ છે એટલું જ નહિ પણ પૂર્વ બંગાળમાં તેઓ સર બેમ્ફીલ્ડ ફુલરની નામાંકિત હકુમતમાં સહાયક હતા એ જોતાં ઉપરના વિચારો અનુદાર ન કહી શકાય.

## બંગાળમાં ચળવળ.

સ્વરાજ્યની ભાવના અને હકને પ્રજામાં પ્રચલિત કરવાને છેલ્લી કૉંગ્રેસે સર્વને આજ્ઞા કરી છે; અને હેને પરિણામે આપણા ત્રણ મ્હોટા ઇલાકામાં ચળવળની યોજનાઓ ઘડાવા માંડી છે. મદ્રાસમાં મીસીસ એની બેસન્ટે દેશી ભાષાઓમાં ન્હાનાં પત્રો અને છાપાંઓ છપાવી અને વહેંચવાને ફંડ ભેગું કરવા માંડયું છે. પરન્તુ મદ્રાસની પ્રતિનિધિ રૂપ કોઇ સંસ્થાએ કંઇ ચોક્કસ પગલું ભર્યું નથી. પણ બંગાળાએ આ ક્ષેત્રમાં આગેવાની લીધી છે. ઇન્ડીઅન એસોસીએશનની સભાએ કૉંગ્રેસના ઠરાવને અંગે નિશ્ચય કર્યો છે કે:—

(૧) ચળવળના હેતુ અને સિદ્ધાન્ત પ્રજાને સ્પષ્ટ રીતે સમજાવવાને માંટે કલકત્તામાં જાહેર સભા ભરવી.

(૨) બંગાળના જુદા જુદા જીલ્લામાં સ્વરાજ્ય વિષે ભાષણો આપવા માટે પ્રતિષ્ઠિત આગેવાનોને મોકલવા અને

(૩) સ્વરાજ્યની જે યોજના બંગાળની કૉંગ્રેસ કમિટિએ ઉપજાવી છે હેની સંખ્યાબંધ નકલો બંગાળી ભાષામાં પ્રસિદ્ધ કરી, વહેંચવી.

## મુંબાઈની યોજના.

મુંબાઇએ પણ પ્રસંગની ગંભીરતા સમજી પોતાની યોજના બ્હાર પાડવામાં ઢીલ કરી નથી. મુંબાઈનો કાર્યક્રમ હમેશની મુજબ જુદો છે પણ ઓછો સંગીન નથી. કૉંગ્રેસના પ્રસંગનો લાભ લઇ ગયે વર્ષે મુંબાઈ શહેરનાં જુદા જુદા મ્યુનિસિપલ વૉર્ડમાં સાત કૉંગ્રેસ કમિટિ સ્થાપવામાં આવી હતી. આ મંડલોની પ્રતિનિધિ રૂપ કમીટી નીમવામાં આવી છે, તે પ્રાન્તિક કૉંગ્રેસ કમિટિની સહાયથી નીચેનું કાર્ય કરશે.

(૧) સર સત્યેન્દ્ર સિંહનાં ભાષણનાં ગુજરાતી તથા મરાઠી ભાષાંતરોની સંખ્યાબંધ નકલો ગુજરાત તેમજ દક્ષિણમાં વહેંચવી.

(૨) સ્વરાજ્યને લગતા રાજબંધારણના અનેક વિષયો વિષે લેખ વંચાવવા.

(૩) રાજકીય વિષયોને લગતું એક ત્રિમાસિક કાઢવું; અને

(૪) આ સર્વ ચળવળ માટે ફંડ ભેગું કરવું.

અમે ઇચ્છીએ છીએ કે બીજા પ્રાંતો જરા પણ વખત ખોયા સિવાય પોતાની યોજના ઘડે અને ત્હેને પાર પાડવા પ્રયત્ન કરે.

આ ચળવળના સંબંધમાં અમે બે બાબત તરફ ધ્યાન ખેંચવા ઇચ્છીએ છીએ. પ્રથમ તો રાજબંધારણની અટપટી ગુંચો વિષે કે કોંગ્રેસની હુમેશની માગણીઓ વિષે લેખો વહેંચાય તે કરતાં હિન્દનાં જુદાં જુદાં દર્દ વિષે–કેળવણી, તંદુરસ્તી, ધન, શહેરીપણાના હક–વગેરે સમજાય એવા વિષયોનું નિરૂપણ થાય એ જોવા અમે ઇચ્છાએ છીએ. પહેલાની પણ જરૂર તો છે જ; પણ પ્રજાના સાધારણ માણસોને કોંગ્રેસનો સંદેશ પહોંચાડવા માટે બીજા પ્રકારના વિષયો વધારે યોગ્ય છે. ત્હેની સાથે મુંબાઇની યોજના મુજબ વધારે કઠિન સવાલો વિષે લેખો વંચાવા અને ચર્ચાવા જોઇએ, જેથી સ્વરાજ્યની યોજના રચવાનું કાર્ય સુગમ થાય.

બીજું, આ વિષયમાં મ્હોટાં શહેરો ગમે તેટલો ઉત્સાહ ધરાવે અને પૈસા ખર્ચે; પણ જીલ્લા અને તાલુકાના અગ્રેસરો ત્હેમાં સામેલ નહિ થાય ત્યાં સુધી આ કાર્યનો હેતુ સધાશે નહિ. શહેરના લોકો વખતો વખત ભાષણો સાંભળે છે તેમ વર્તમાન પત્રો વાંચે છે, તેથી આ ચળવળ મુખ્યત્વે કરીને જીલ્લાઓ અને તાલુકાઓને માટે જ છે. જે લેખો, અને છાપાંઓ પ્રાન્તિક કોંગ્રેસ કમિટિ પ્રસિદ્ધ કરે તે જેમ વધારે ને વધારે સંખ્યામાં વહેંચાય, દેશના ભીતરમાં વધારે ને વધારે ઉતરે તેમજ ત્હેનો સાચો ઉપયોગ થશે. અને વહેંચણીના આ અત્યંત આવશ્યક કાર્યમાં જીલ્લાઓની વધારેમાં વધારે સહાય જોઇશે.

આ કાર્ય સામ્રાજ્યની હાલની સ્થિતિમાં ઘણું જવાબદારીનું છે. અને સર્વ કાર્ય કર્તાઓએ લક્ષમાં રાખવું જોઈએ કે ત્હેમણે પ્રજાને ઉશ્કેર્યા સિવાય પ્રોત્સાહિત કરવાની છે અને ગરમાગરમી ઉપજાવ્યા સિવાય તેજનો સંચાર કરવાનો છે.

## સંયુક્ત પ્રાંતમાં કેળવણી પરિષદ્.

ગયા માસની ૧૮ મી તારીખે લખનો ખાતે સંયુક્ત પ્રાંતોની જે કેળવણી પરિષદ્ પંડિત મદન મોહન માલવીઆના પ્રમુખપણા નીચે ભરવામાં આવી હતી ત્હેના કાર્યક્રમનો અભ્યાસ કરવાની અતિશય અગત્ય છે. જ્યારથી તે પ્રાંતમાં કાઢ રોણારી સભા ન સ્થપાવાનો અવિચારી ઠરાવ અમીરિની સભાએ કર્યો ત્યારથી ત્યાંના જાહેર જીવનમાં કંઇ અનેરો પ્રભાવ સ્ફુર્યો છે. તે અન્યાય સ્હામે પોકાર કરવાને એક ખાસ પરિષદ્ ભરવામાં આવી એટલું જ નહિ પણ મ્યુનિસિપલ કાયદાના સુધારા વિષે વેગભરી હીલચાલ કરવામાં આવી અને ત્હેને પરિણામે સર્વ મ્યુનિસિપાલીટીઓની પરિષદ્ પણ ભરવામાં આવી. તે સ્થલની પ્રાન્તિક કોંગ્રેસ

કમિટિએ છેલ્લા છ આઠ માસમાં અનેક પ્રશ્ન વિષે જાહેર સભાઓ મેળવી છે અને સરકારને વજનદાર અરજીઓ મોકલી છે. કેળવણી પરિષદ્ પણ આ ઉભરાતા ઉત્સાહનું પરિણામ છે. તે કૉંગ્રેસ પહેલાં ભરાવામાં આવનાર હતી પરન્તુ કેટલીક અણધારી અડચણોને લીધે ગયા માસમાં જ ભરાઇ શકી.

મ્યુનિસિપલ પરિષદ્‌ની માફક આ પરિષદ્ પણ જેમ એક ચોક્કસ ક્ર્યાંતના પ્રકાર રૂપ હતી તેમ બીજી પાસ એક પ્રાન્તિક સંસ્થા રૂપે હિન્દમાં નવીજ હતી. જ્યારે જ્યારે કંઈ મ્હોટી આફત આવે ત્યારે તે વિષે મ્હોટા પાયા ઉપર હીલચાલ કરવાનો સિદ્ધાંત જેમ ત્હેમાં સમાયેલો છે. પણ કેળવણી જેવી એક મ્હોટી જરૂરીયાત વિષે હિન્દના સર્વ પ્રાંતોમાં આવશ્યક સંસ્થાના તે નમુના રૂપ છે. વધારે પ્રતિષ્ઠિત અને સુધરેલા પ્રાંતોએ પણ સંયુક્ત પ્રાંતની આ ચળવળનું અનુકરણ કરવું જોઈએ.

સુધરેલા દેશોના પ્રમાણમાં કેળવણીના સબંધમાં હિન્દુસ્તાન ઘણો પછાત છે તો બીજા પ્રાંતોની સરખામણીમાં સંયુક્ત પ્રાંત ઘણો દુર્ભાગી છે. દેશભકત પંડિતે અચુક આકડાઓથી પૂરવાર કર્યું કે સંસ્થાઓની સંખ્યામાં, કેળવણી પામતા છોકરાઓનાં સેંકડે સરેરાશ ટકામાં તેમજ, કેળવણીના ખર્ચમાં સંયુક્ત પ્રાંત વધારેમાં પાછળ છે. આથી પણ વધારે આશ્ચર્યકારક એ છે કે છેલ્લાં થોડાં વર્ષમા ત્હેની પ્રગતિનો વેગ બીજા પ્રાંતોના કરતાં ઘણો નરમ છે. સન ૧૯૧૨-૧૩ અને ૧૯૧૩-૧૪ ની વચ્ચે વિદ્યાર્થીઓની સંખ્યામાં સેંકડે દીલ્હીમાં ૧૪·૭ ટકાનો, બ્રહ્મદેશમાં ૯.૯ નો, મધ્યપ્રાંતમાં ૮·૯, મદ્રાસમાં ૭·૯ અને મુંબઈમાં ૪·૨ નો વધારો થયો હતો ત્યારે સંયુક્ત પ્રાંતમાં ફક્ત ૪·૦ ટકાનોજ વધારો માલુમ પડે છે. બીજી રીતે જોતાં, ૧૯૧૧-૧૨ માં મદ્રાસમાં ૫·૯ સ્કવેર માઇલમાં, અને બંગાલમાં ૩·૪ માં એક નિશાળ હતી ત્યારે સંયુક્ત પ્રાંતોમાં ૧૧·૬ માઇલ માટે એકે નિશાળ સ્થપાઇ છે. આ ઉપરાંત જો લક્ષમાં રાખશો કે તે પ્રાંતની વસ્તી બીજા સર્વ પ્રાંત કરતાં વધારે છે તો ત્હેની ગંભીર સ્થિતિનું ખરૂં માપ સમજાશે.

પંડિત મદન મોહને ખરી રીતે જણાવ્યું હતું કે આ શોકજનક સ્થિતિનું ઉંડુ કારણ નાણાંની અછત જ છે. હિન્દી સરકારે નાણાનો યોગ્ય ફાળો આપવામાં એ પ્રાંતને અનેક વર્ષોથી કેવો અન્યાય કર્યો છે અને એક પછી એક લેફ્ટનંટ ગવર્નરના વધારે ગ્રાન્ટ મેળવવાના પ્રયત્નો કેમ નિષ્ફળ ગયા છે તે બીના લાગણીભરી ભાષામાં ત્હેમણે વર્ણવી હતી. હાલના લેફ્ટનંટ ગવર્નર સર જેમ્સ મેસ્ટનને તો શરૂઆતમાં કેળવણીના વિસ્તાર માટે વધારે પૈસાની જરૂર જ લાગી ન હતી; અને ત્હેમણે પોતાનો અભિપ્રાય ફેરવ્યો છે તેથી હાલની શોચનિય સ્થિતિમાં કંઇ સુધારો થશે કે નહિ એ શંકાસ્પદ છે.

સમગ્ર હિન્દમાં અને સંયુક્ત પ્રાંતમાં પણ એક વધુ ફરિયાદ એ છે કે જે નાણાં કેળવણી સંબંધે ખર્ચવાનાં હોય છે તે વધારે ભાગે પક્કાં મકાનો અને કીમતી સાધનો પાછળ ગુમાવવામાં આવે છે. અને તે વડે નિશાળોની જરુરી સંખ્યા સ્થાપવામાં આવતી નથી. જે વખતે થોડા બાળકોને વધારે સારૂં શિક્ષણ આપવું કે વધારે બાળકોને સાદું

શિક્ષણ આપવું એ પ્રશ્ન હોય ત્યારે બીજો માર્ગ જ ગ્રહણ કરવો જોઇએ. મી. માલવીઆએ આ વિષે કહ્યું કે:—

જે વખતે નિશાળે ભણતા છોકરાઓ તથા છોકરીઓનો દર આ પ્રાંતો જેટલો થોડો હોય તે વખતે સુધરેલા શિક્ષણની વાત કરવી એ કેવલ હાસ્યજનક છે. એ તો ડઝન ભુખ્યા માણસોને એમ કહેવા બરાબર છે કે 'ત્હમને જમાડવાને પૂરતા પૈસા અમારી પાસે છે. પણ અમારે એક સુન્દર ટેબલ, તથા ત્હેની ઉપર પાથરવાને સાફ કપડું જોઇએ અને વધારેમાં ત્હમે જમતા હો ત્યારે ત્હમારૂં મનરંજન કરવાને એક સારૂં વાજુ જોઇએ. ઘર ઘણું સારૂં જોઇએ, અને ત્હેમાં વીજલીની રોશની જોઇએ, જો ત્હમે અર્ધો ડઝન માણસોને આવી રીતે જમાડો તો તેઓ ત્હમને આશીર્વાદ નહિ આપે; કારણ કે ત્હેમના બાકીના ભાઇઓ ભૂખ્યા રહેશે.

સંયુકત પ્રાંતને તેમજ સમગ્ર દેશને કેળવણી માટે હિન્દી સરકારની તીજોરીમાંથી વધારે મ્હોટો ફાળો મળવો જ જોઇએ; પણ જ્યાં સુધી તે ન મળે ત્યાં સુધી થોડાને ઘણું કીંમતી શિક્ષણ આપવા કરતાં વધારે બાલકોને લખતાં વાંચતાં શીખવવું વધારે જરૂરનું છે.

## મફત અને ફરજીયાત કેળવણી.

આ પરિષદે પસાર કરેલા ઠરાવોમાં પહેલો અને સૌથી વધારેમાં વધારે અગત્યનો ઠરાવ મર્હુમ મી૦ ગોખલેના કેળવણી બીલ અનુસાર કેળવણી મફત અને ફરજીયાત કરવાને સરકારને ભલામણ કરવા વિષે હતો. મી૦ ગોખલેના નામાંકીત બીલનું અમારા વાંચકોને ઓળખાણ કરાવવાની ભાગ્યે જ જરૂર છે. ત્હેનો મુખ્ય સિદ્ધાન્ત એ હતો કે મ્યુનિસિપાલીટી અને લોકલ બોર્ડને સ્થાનિક સરકારની સંમતિથી પોતાના ક્ષેત્રમાં કેળવણી મફત અને ફરજીયાત કરવાની સત્તા આપવી; કેળવણીનો વધારાનો ખર્ચ થાય ત્હેનો ૨/૩ ભાગ સરકાર આપે અને બાકીનો સ્થાનિક મંડળ પોતાની ત્રીજોરીમાંથી ખર્ચે. આ ઉપયોગી સુધારો યોજવાની રીત આપણને નરમમાં નરમ લાગે છે. પરન્તુ એથી પણ વધારે નરમ માર્ગ મદ્રાસ ધારાસભાની છેલ્લી બેઠકમાં તેમજ આ પરિષદ્‌માં સૂચવવામાં આવ્યો હતો. તે એ હતો કે ફક્ત મ્યુનિસિપાલીટીને જ પોતાના ક્ષેત્રમાં કેળવણી ફરજીયાત કરવાના હેતુથી ખાસ કર નાંખવાની સત્તા આપવી. મદ્રાસની સરકારે આ અતિશય નરમ સૂચનાની પણ અવગણના કરી. ફરીથી આ પરિષદે એજ શબ્દ ઉચાર્યો છે; વિશેષે કરીને એટલા માટે કે સંયુકત પ્રાંતના નવા મ્યુનિસિપલ બીલમાં ઉપરના મુદ્દાની કલમ દાખલ કરવાની દરખાસ્ત 'સીલેક્ટ કમીટી'માં રદ ગઇ છે. અમારી ખાતરી છે કે જ્યારે ધારાસભામાં તે કાયદાની ચર્ચા થશે ત્યારે એ સુધારો ફરીથી રજુ કરવામાં આવશે. આવા અનેક મક્કમ અને ખંતીલા પ્રયત્નો સરકારને આપણો પ્રજાકીય નિશ્ચય માલૂમ પડશે ત્યારે જ તે અમલમાં મૂકાશે.

## મુંબાઇમાં સીટી મ્યુનિસિપાલીટી.

તા. ૧૩ મી જુલાઇ ૧૯૧૫ને દિને મી. પી. જે. પટેલે મુંબાઇની ધારાસભામાં એવો ઠરાવ રજૂ કર્યો હતો કે ઇલાકાની બધીસીટી મ્યુનિસિપાલીટીને પોતાના પ્રમુખ નીમવાનો હક આપવો. આ ઠરાવ કેટલાક સુધારા સાથે સરકારે સ્વીકાર્યો હતો, ત્હેના

વિચારને પરિણામે હવે સરકારે જાહેર કર્યું છે કે સુરત, અમદાવાદ અને પૂના અને કેરાંચીને, કમીશનરની નીમણુકને અંગે પ્રમુખ ચુંટવાનો હક મળ્યો છે, અને હવે ભરૂચ, નડીઆદ, અહમદનગર, નાશીક, ધુળીયા, સોલાપુર, બેલગામ, બીજાપુર, ધારવાર, ગડગ અને હુગલી—એ સ્થળેની મ્યુનિસિપાલીટીને એ હક આપવામાં આવે છે. જલગામ, બારસી અને યેઓલા 'હજી પછાત હોવાથી' ત્હેમના ઉપર આ કૃપાની ધારા વર્ષાવવામાં આવી નથી. આ રહી ગયેલી મ્યુનિસિપાલીટીને પણ પ્રમુખ ચુંટવાનો કીમતી હક સત્વર મળશે એવી અમારી આશા છે.

## બંગાલમાં સ્થાનિક સ્વરાજ્ય.

સ્થાનિક સ્વરાજ્યને અંગે બીજો જે સુધારો બંગાલમાં કરવામાં આવ્યો છે ત્હેની પણ નોંધ લેવી ઘટે છે. તે ઇલાકાની મ્યુનિસિપાલીટીને નાણાં સંબંધી વધુ હક આપવાની દરખાસ્ત બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ ધારાસભાની છેલ્લી બેઠકમાં મૂકી ત્યારે સરકારે જણાવ્યું હતું કે તે વિષે સુધારાનાં પગલાં યોજવામાં આવનાર છે. આ વચન આટલા થોડા વખતમાં અને આટલી સંપૂર્ણ રીતે સિદ્ધ કરવા માટે લૉર્ડ કર્માઇકલની સરકારને ધન્યવાદ ઘટે છે. તે વિષે બ્હાર પાડવામાં આવેલા ઠરાવ અનુસાર પોતાનું અંદાજપત્ર ઘડવાની જે સ્વતંત્રતા પહેલાના નિયમો પ્રમાણે અમુક ચાર મ્યુનિસિપાલીટીને આપવામાં આવી હતી તે હવે—અમુક ચોક્કસ અપવાદ શિવાય—સર્વને આપવામાં આવશે. ફક્ત કમીશનર બજેટને તપાસતાં એટલુંજ જોશે કેઃ—

(૧) જરૂરી શીલીક માટે વ્યવસ્થા કરવામાં આવી છે.

(૨) મ્યુનિસિપલ લોનના વ્યાજ વગેરે માટે ગોઠવણ કરવામાં આવી છે, અને

(૩) કાયદાની કલમો તેમજ સરકારના ખાસ કાનુનો બરાબર અનુસરવામાં આવ્યા છે.

અમારા જાણવા પ્રમાણે કોઇ પણ સ્થાનિક સંસ્થા ઉપર મુંબાઇ, કલકત્તા, અને મદ્રાસને બાદ કરતાં નાણાં સંબંધી આ ઓછામાં ઓછો અંકુશ છે અને તેટલો જ થોડો અંકુશ અથવા તેટલીજ સ્વતંત્રતા સર્વ પ્રાંતમાં મ્યુનિસિપાલીટી તેમજ લોકલ બૉર્ડને આપવામાં આવે એ ઘણું ઇષ્ટ છે.

## મી. ગાંધીનું ભાષણ.

અમદાવાદ જીલ્લામાં આવેલા બાવળા ગામમાં સાર્વજનિક દવાશાળાની સ્થાપના અર્થે જે મ્હોટો ઉત્સવ કરવામાં આવ્યો હતો ત્હેને ત્રીજે દિવસે મી. ગાંધી મી. ઍન્ડ્રુસની સાથે તે મુકામે પધાર્યા હતા. ત્હેમને અઢલક માનથી સત્કાર આપ્યા પછી, એક માનપત્ર એનાયત કરવામાં આવ્યું હતું અને તે ચાંદીની સુન્દર કોતરણીવાળી કાસ્કેટમાં મૂકી ત્હેમને અર્પણ કરવામાં આવ્યું હતું. તે દેશભક્તે ઉત્તર આપતા જણાવ્યું કેઃ—

આ પ્રેમના બદલા તરીકે ત્હમારા માટે જ્યારે કામ કરવાનું આવે ત્યારે હું સાંભળવાનું હોય ત્યારે બ્હેરો થાઉં ને જોવાનું હોય ત્યારે આંધળો થાઉં તો માનજો કે હું જગતમાં નકામો જીવું છું. આપણો આત્મા શરીરથી ઉન્નત થઇ શકે ત્યાંસુધી ત્હેને સાચવવું, પણ પછી શરીરની મમતા છોડવી જોઇએ. શિકારી, સૈનિક કે અસ્ત્રશસ્ત્રથી લડવા તૈયાર થનારને પણ દેહની મમતા છોડવી પડે છે તો પછી આપણને વ્યાધિ થતી હોય તો આત્મા માટે દેહની આહુતી આપવીજ જોઇએ. ત્હમારા આ દવાખાનાં માટે પણ હું એટલું કહીશ કે: એથી ત્હમારા શરીરનું રક્ષણ કરજો પણ શરીરને વશ થઈ જશો નહિ. જો એમ થશે તો ત્હમારૂં દવાખાનું કાળ રૂપ ગણાશે. અત્યારે આપણે ભય દશામાં આવીને ભયભીત થઇ ગયા છીએ આમ હું સકળ હિન્દમાં ક્હેતો આવ્યો છું. રોગથી, અમલદારોથી અને વડીલોથી પણ આપણે ઘણા ભય પામીએ છીએ ત્હાં આપણે શી રીતે વર્તવું તે વિચારવાનું છે.

(બાદ અમલદાર વર્ગને ઉદ્દેશી ત્હેમણે કહ્યું કે) પ્રજાના કરમાંથી ત્હેમને પગાર મળતો હોવાથી તે પ્રજાના નોકરો છે એમ જો ત્હેઓ સ્હમજે ને ત્હેમનો અમલ સીધો થાય તો આપણું જીવન સરળ થઈ જાય. અત્યારે હિન્દમાં દરેકના મનમાં એમ છે કે કંઇક નવું તથા સારૂં થવું જોઇએ. સૌ અત્યારે સ્વતંત્ર થઇ પોતાનું માન કેમ જળવાય ત્હેનો વિચાર કરે છે. હિન્દ સરળ તથા કાળ દરેકને પૂજે છે પણ કાળ ન્યૂન થાય તો આપણો માર્ગ સરળ થાય. મ્હારા જેવાએ તો પ્રજા વર્ગને કહેવું પડશે કે, ત્હમે આમ ભયભીત થશો નહિ તથા અમલદારોને કહેવું જોઇશે કે, ત્હમે અમલથી આંધળા થશો નહિ. જો આટલું થાય તો પછી આપણે માગીએ છીએ તે સ્વરાજ્ય આપણા ખોળામાં આવી શકે. આનું નામજ ખરૂં સ્વરાજ્ય બાકી બીજું સ્વરાજ્ય કોઇ આપણને એમ ને એમ આપી દેવાનું નથી, પણ ત્હમે ધારો કે કદાચ વાઇસરૉય અત્યારેજ સ્વરાજ્ય આપી દે તો પણ ત્હમારે ને મ્હારે હાથ શું આવશે. એનો ઉપભોગ તો બીજા કરશે પણ આપણામાંથી ભય જશે તોજ આપણો પ્રવાહ સરળ થશે અને ત્યારેજ હિન્દને જે જોઇએ છીએ તે મળશે.

મ્હારી પાસે આવી ચાંદીની ડાબડીઓ મૂકવા ઘર કે પેટી પટારા નથી, ને એ હોય તે હું ઇચ્છતો નથી માટે હું આવી ચીજો મ્હારી પાસે હવે રાખતો નથી; હવે તો પ્રજાવર્ગે સ્હમજવું જોઈએ અને મ્હને આવી ચીજો આપતાં અટકવું જોઇએ. ત્હમે આને વેચી દેજો ને જે ઉપજે તે પૈસા ત્હમારી દવાશાળામાં વાપરજો અથવા મ્હને આશ્રમ માટે આપજો.

શ્રી. ગાંધીએ નિર્ભયતાનો જે વાવટો ફરકાવ્યો છે ત્હેને શરણ થવાની સર્વેની ફરજ છે.

# નવજીવન

અને

# સત્ય.

જુનું પુસ્તક ૫ મું.
નવું પુસ્તક ૧ લું.

માર્ચ ૧૯૧૬.

---

## ૧સ્વરાજ્ય શા માટે?

### સ્વતંત્રતા અને સ્વરાજ્ય.

દુનિયામાં એવો કયો મનુષ્ય છે—સુધરેલો કે જંગલી, પૂર્વમાં કે પશ્ચિમમાં—કે જેને સ્વતંત્રતા પસંદ નથી? એવો કોણ મનુષ્ય પૃથ્વીના તલ ઉપર જીવે છે કે જેને બીજાના બંધનમાં રહેવું ગમે છે—તે કહે તેમ કામ કરવું, અને ત્હેની મરજી માફક ખાવું, ભોગવવું અને ફરવું ગમે છે? તત્વજ્ઞાની ગ્રીસમાં અને સુધરેલા રોમમાં ગુલામગીરી હતી અને ગયા સૈકામાં તે સ્થિતિ નાબુદ થયા પછી હજી પણ એવાં બંધનો અને કાયદાઓ હયાત છે કે જે ગુલામગીરીનું ભાન કરાવે છે. પરન્તુ પુરાણા કાલમાં કે સુધરેલા યૂરપ, અમેરિકામાં ગુલામગીરી કેવલ જુલ્મનાંજ પરિણામે હતી અને જ્યારે તે વધારેમાં વધારે સ્થિર જણાતી ત્યારે પણ એ જુલ્મી ધુંસરી કાઢી નાંખવાને ગુલામો હમેશાં આતુર રહેતા હતા. તો પછી, હાલ જ્યારે મનુષ્યનું—સાધારણ

---

૧ અમારે જણાવવાની ભાગ્યે જ જરૂર છે કે હિન્દના સંબંધમાં 'સ્વરાજ્ય તે બ્રીટીશ સામ્રાજ્યના અંગ તરીકે જ સમજવાનું છે.

સાદા મનુષ્યનું ગૌરવ સાહિત્યનાં પ્રસિદ્ધ પાનાં ઉપર ચઢ્યું છે અને ઇતિહાસનાં પુસ્તકમાં અમર અક્ષરે અંકાયું છે તે વખતે સ્વયંસિદ્ધ સ્વતંત્રતાના એક અણુને પણ ભોગ આપવા કોણ તૈયાર હશે ?

પરન્તુ મનુષ્યની સ્વતંત્રતા કેવલ ગુલામગીરીના અભાવથી અટકતી નથી. અથવા—બીજી રીતે કહીએ તો—મનુષ્યની સ્વતંત્રતા ત્યારે જ સંપૂર્ણ અને સફલ થાય છે કે જ્યારે જે રાજસંસ્થામાં તે અંગભૂત છે તે પણ ઉદાર અને સ્વતંત્ર હોય. કારણ કે આન્તર વ્યવસ્થા અને બહારથી રક્ષણના જે હેતુ અર્થે સર્વ રાજસંસ્થાઓ હયાત છે ત્હેને અંગે શહેરીઓ ઉપર અમુક અંકુશો મૂકાય છે, અને ત્હેમના શિરપર અમુક ધર્મો નિયત થાય છે; તેમ જ બીજી પાસથી રાજ્યમાં ભાગ લેવાના અને ન્યાય તથા સુલેહના સામાન્ય હક આપે છે. આ ધર્મ અને આ હક અમેરિકા, ફ્રાંસ જેવા પ્રજાસત્તાક રાજ્યમાં અતિશય વિશાળ હોય, કે ઇંગ્લંડ અને સંસ્થાનોની માફક ઓછા વિશાળ છતાં ઉદાર અને ઉન્નતિકારક હોય કે આપણા દેશની માફક અતિશય દરિદ્ર અને બંધનકારક પણ હોય. આથી સ્વાતંત્ર્યપ્રેમી લોકો કેવલ ગુલામગીરીના અભાવથી સંતોષ પામતા નથી પણ પ્રજાકીય રાજ્ય—સ્વરાજ્ય માટે તલસે છે. વ્યક્તિ માટે જેમ સ્વતંત્રતા તેમ પ્રજા માટે સ્વરાજ્ય.

## યૂરોપમાં સ્વાતંત્ર્યવિકાસ.

યૂરોપના ઇતિહાસપટ ઉપર દૃષ્ટિ કરતાં જણાય છે કે વ્યક્તિનું સ્વાતંત્ર્ય અને રાષ્ટ્રીય સ્વરાજ્યના સિદ્ધાન્તો એક પછી એક ઉદ્દભવ્યા છે. ચૌદમા અને પંદરમા સૈકામાં ગ્રીસ અને રોમનું સુન્દર, શિષ્ટ સાહિત્ય યૂરોપની પ્રજાઓને પ્રાપ્ત થયું અને ત્હેમના સ્થિર જ્ઞાનમાં એટલો આશ્ચર્યકારક વધારો થયો તેમજ અમુક જીર્ણ માર્ગમાં વિલાસ કરતી ત્હેમની વિચારશક્તિ એવાં નવાં વ્હેણમાં વહેવા લાગી કે જેથી પુરાતન શ્રદ્ધાના ગઢને મજબૂત ધોક્કો લાગ્યો. મનુષ્યની બુદ્ધિએ ધીમે ધીમે પોતાનું સામ્રાજ્ય સ્થાપ્યું અને પોતાની સત્તા અને પ્રદેશ વધાર્યા. પરિણામે લ્યુથરનો ધાર્મિક સુધારો ઉત્પન્ન થયો અને દાવાનલના વેગે પ્રસર્યો. સૈકાઓ જતાં મનુષ્ય શક્તિના પ્રભાવે જ્ઞાન અને વિજ્ઞાન, ધર્મ અને સાહિત્યના નવા ભંડાર ઉઘડયા અને સર્વ દિશાઓમાં જુની શ્રદ્ધાઓ, જુની માન્યતાઓ—સૈકાઓ સુધી પૂજેલી જુની મૂર્તિઓનું ખંડન થયું.

પરન્તુ મનુષ્યની સ્વતંત્ર શક્તિને એક વાર ચમત્કારિક વેગ મળ્યા પછી, ત્હેના વ્યાપારને કોણ રોકી શકે?—ત્હેના ક્ષેત્રને કોણ મર્યાદિત કરી શકે ? જે જમાનામાં ધાર્મિક સ્વતંત્રતાએ ઇંગ્લંડમાં પ્યુરીટન મત ઉપજાવ્યો તે જ વખતે રાજકીય સ્વતંત્રતા માટે ઇંગ્લંડની પ્રજાએ પહેલું અને છેલ્લું યુદ્ધ આરંભ્યું અને જુલમી અને ઉન્મત્ત રાજાના પ્રાણ હરણ કરી—થોડા વખતને માટે—પ્રજાકીય રાજ્ય સ્થાપ્યું. ત્રીશ વર્ષમાં વધારે શાન્ત રાજ્યપરિવર્તન થયું અને મૂર્ખ રાજા વખત સમજી ઇંગ્લંડની ભૂમિ છોડી ગયો. પરન્તુ યૂરોપના સર્વ દેશો કાંતો આ બનાવોનો ગંભીર અર્થ સમજી

શક્યા નહિ કે કાંતો તે સિદ્ધ કરવા ઉદ્યમી થયા નહિ. ગમે તેમ હોય પણ આસપાસનાં સર્વ રાજ્યમાં ધીમે ધીમે જુજ સુધારા થતા હતાં; તે વખતે પણ ફ્રાંસનાં રાજ્યતંત્ર, અમીરમંડલ અને પાદરીઓની સત્તાનો દંશ ફ્રાંસની પ્રજાને વધારે ને વધારે સાલવા લાગ્યો,—ગરીબાઈ અને ભૂખમરાથી પીડાતી પ્રજાના હૃદય ઉપર ધાર્મિક તેમ જ રાજકીય સંસ્થાઓનો ભાર વધારે ને વધારે નિર્દય અને અસહ્ય થયો. પરિણામ સ્પષ્ટ જ હતું. સન ૧૭૮૯માં સ્વતંત્રતાનો દાવાનલ સળગ્યો અને તેણે એક સપાટે રાજા અને રાણી, અમીરો અને ધર્મગુરૂઓ, નિર્દય રાજપુરૂષો તેમજ ઉમદા દેશભક્તો—સર્વેનો ભોગ લીધો.

આમ મનુષ્યનું ગૌરવ અને સ્વતંત્રતા સિદ્ધ થઇ—પોતાના જ જુલમી રાજાઓ સ્હામે પ્રજાએ પોતાનો હક સિદ્ધ કર્યો. પણ સમગ્ર દુનિયામાં દરેક રાષ્ટ્રના—ન્હાનામાં ન્હાની કે નબળામાં નબળી પ્રજાનાં હક ઓગણીસમા સૈકામાં સિદ્ધ થયા. "અઢારમી સદી જેમ વ્યક્તિસ્વાતંત્ર્યનો જમાનો હતો તેમ ઓગણીસમી સદી રાષ્ટ્રીયત્વનો યુગ હતો. ઇંગ્લંડ અને રૂશીઆની સહાયથી ગ્રીસે તુર્કસ્થાન સ્હામે બંડ ઉઠાવ્યું અને છેવટે ત્હેની જુલમી ધુંસરી ફેંકી દઇ સ્વતંત્ર બન્યું. જે બે દેશોમાં નવી ભાવનાએ વીજળીક ત્વરાથી અજબ પરિવર્તન કર્યું તે તો ઇટલી અને જર્મની હતા. અંદરના વિરોધો અને પરદેશી શત્રુઓની સામે થઇને બન્ને દેશોએ લગભગ એક જ વખતે રાષ્ટ્રીય એકતા પ્રાપ્ત કરી. નેપોલીયનના ધ્રુજારાથી જાગેલું ઇટલી બે ત્રણ નિષ્ફળ પ્રયત્નો પછી ઑસ્ટ્રીયાથી સ્વતંત્ર બન્યું, અને જર્મનીએ સૈકાઓથી પોતાના ઉપર પડતી ઑસ્ટ્રીઆની ઝેરી છાયાને દૂર કરી. અને ઓગણીસમા શતકના છલ્લા ભાગમાં સ્લાવ કોમની જે રાષ્ટ્રીય હીલચાલ જાગી છે તેણે હાલનો રણયજ્ઞ મચાવ્યો છે.[1]

રાષ્ટ્રીય સ્વતંત્રતા—અથવા—સ્વરાજ્યનો સિદ્ધાન્ત યૂરોપમાં આમ ઉત્પન્ન થયો.

## હિન્દમાં સ્વરાજ્ય.

યૂરોપના ઇતિહાસ ઉપરથી આમ જણાય છે કે બ્રીટીશ સામ્રાજ્યમાં [illegible] ઊંડી ઇચ્છા આપણા દેશમાં જન્મી છે, જે છેલ્લી કૉંગ્રેસે બ્રીટીશ પ્રજાને [illegible] જાહેર કરી છે તે કેટલેક અંશે આધુનિક ઇતિહાસના [illegible] છે, તો બીજી પાસથી સુધરેલા દેશના છેલ્લા સિદ્ધાન્તોથી [illegible] કેટલીક વતની કેવલ યૂરોપના ઇતિહાસ ઉપર જ પોતાની [illegible] હાલ અધોગતિ પામેલા પણ એક વખતે સર્વોપરિ દેશની [illegible] ઉજ્જવલ તેમ જ દુર્ભાગી ઇતિહાસ તરફ નજર [illegible] સૂકતોની પાછળ વીરતાનો—આત્મપ્રભાવનો જે [illegible] ચેતન પામ્યું નથી? રામાયણ અને મહાભારતમાં [illegible]

---

૧ લેખકના એક લેખમાંથી.

વાંચી હિન્દ-સ્વરાજ્યના દિવસો કોને યાદ નથી આવતા અને સ્વરાજ્ય ભોગવવાની આપણી તાત્વિક શકિત વિષે કોને શંકા રહે છે? અશોક અને ચંદ્રગુપ્ત, વિક્રમ અને શાલીવાહનનાં સામ્રાજ્યના સમયનું સ્મરણ કરતાં, સ્વરાજ્યનું રક્ષણ અને પાલન કરવાના આપણા સામર્થ્ય વિષે કોની ખાત્રી થતી નથી? અને આ સાથે જો યાદ રાખશો કે સંપૂર્ણ સુધારાની હાલે મગરૂબી કરનારા દેશ-ઇંગ્લાંડ, અને ફ્રાંસ અને જર્મની તે અરસામાં જંગલી હતા અને રોમની રાજ્યસભાઓમાં ત્હેમના પ્રતિનિધિઓ તરફ અમીરી રોમનો તિરસ્કારની દૃષ્ટિથી જોતા હતા, તો તે વખતે જહળતા આપણા ઉદયસૂર્યનું કલ્પનામાં દર્શન થશે!

આ પછી હિન્દના દુર્ભાગ્યના દિવસો આવ્યા—જેમ ઇતિહાસના ચક્રમાં દરેક પ્રજાને શિર વખતો વખત આવે છે. મુસલમાન રાજાઓએ વારંવાર હુમલા કરી દેશી રાજાઓને હરાવ્યા અને ત્રાસજનક જુલમ કરી અને અઢળક લૂંટ લઇ પાછા સીધાવ્યા. પરંતુ સદ્‌ભાગ્યે આવી સ્થિતિ લાંબો વખત ચાલી નહિ. હિન્દનું ધન હરણ કરવા જેઓ આવ્યા હતા તેઓ રાજ્ય કરવાને હિન્દમાં રહ્યા અને થોડા વખતમાં પરધર્મી હોવા છતાં સ્વદેશી થયા. સૈકાંઓ સુધી મુસલમાન રાજાઓએ જે રાજ્ય—કોઇ વખત ઉદાર તો કોઇ વખતે ક્રૂર—હિંદમાં ચલાવ્યું ત્હેને પરરાજ્ય કહેનાર સજ્જનો ભૂલી જાય છે કે સન ૧૦૬૬ માં ઈંગ્લંડને હરાવનાર નોર્મનો હજી પણ ત્યાં રાજ્ય કરે છે અને છતાં તેમનું રાજ્ય પરદેશી ગણાતું નથી.

આથી મુસલમાન રાજ્યના લાંબા કાલને દેશભકત હિન્દી સ્વરાજ્યના જમાનાં તરીકે ગણે છે. પરન્તુ તે કાલમાં હિન્દના મૂલ વતની હિન્દુઓના સ્વરાજ્ય માટે —ઘણીવાર વ્યર્થ અને કોઇ વાર સફલ—જે વીર પ્રયત્નો થયા છે તે હિન્દના ઇતિહાસને ચમત્કારિક રસથી ભરે છે અને હિન્દના અન્તઃકરણના ઉંડામાં ઉંડા ભાગમાં રહેલી સ્વાતંત્ર્યની આકાંક્ષા સૂચવે છે. ઉત્તર હિન્દુસ્થાનમાં રજપુતો સૈકાઓ સુધી વારંવાર લડયા અને છેવટે પરાજય પામ્યા ત્યારે પણ પોતાનું આત્મગૌરવ અને સ્વાભિમાન સાચવી રહ્યા. દક્ષિણમાં વિજયનગરનું હિન્દુ રાજ્ય મુસલમાનો સ્હામે વર્ષો સુધી ટકી રહ્યું અને હવે તે સંપૂર્ણ નાશ પામ્યું છે ત્યારે પણ ત્હેના અવશેષ રૂપ ઉત્તમ મકાનો અને સ્તંભો ત્હેની જાહોજલાલીનું પ્રવાસીને સ્મરણ કરાવે છે. પશ્ચિમમાં મરાઠાઓએ સ્વતંત્રતાનો જે ભગવો વાવટો ચઢાવ્યો ત્હેનો પરાજય કરતાં અંગ્રેજોને ઘણી ખેન પડી. અને છેક ઉત્તરમાં નાનકપંથી શીખ લોકોએ અને પછી રણજીતસિંહના રાજ્યવંશે બ્રિટિશ સત્તાનાં ઉભરાતાં પૂર સ્હામે છેલ્લો બચાવ કર્યો. તે પછી સમય બદલાયો છે; બ્રિટિશ રાજછત્ર નીચે સમગ્ર હિન્દ એક બન્યું છે અને ત્હેણે કાયદેસર પગલાંથી સ્વરાજ્યની ચળવળ જગાવી છે.

## હિન્દની ગરીબાઇ.

આમ સ્વરાજ્યનો સિદ્ધાન્ત યૂરોપના ઇતિહાસમાં ઝળકે છે એટલુંજ નહિ પણ સ્વરાજ્યની આકાંક્ષા હિન્દનાં હૃદયમાં—ત્હેની ઉન્નતિના મધ્યાહ્નમાં તેમ ત્હેની અવનતિની

સંખ્યામાં-હમેશાં સમાએલી છે. આથી બ્રિટિશ રાજ્યતંત્ર-કારણ કે સ્વાતંત્ર્યપ્રેમ બ્રીટનના સંબંધ સ્હામે નહિ પણ હાલના રાજબંધારણ સ્હામે જ આપણી બધી ફરીયાદ છે—વધારેમા વધારે સંતોષકારક હોત તો પણ ઇંગ્લાંડના નોકર મટી મિત્ર બનવાની-બ્રિટિશ સામ્રાજ્યમાં સ્વરાજ્ય મેળવવાની સ્વયંભુ ઇચ્છા દેશમાં જાગૃત થાત. બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ વારંવાર જણાવ્યું છે તે પ્રમાણે સ્વરાજ્ય એ કુદરતનો નિયમ છે અને ઇશ્વરનું વિધાન છે.

હવે ઇંગ્લંડના સુધરેલા અમલથી આપણને ઘણા લાભ થયા છે એ વાત નિઃશંક છે. છેલ્લા ૧૫૦ વર્ષમાં રાજકીય કલહો અને લડાઇઓની સંખ્યા ઘટતી ગઇ અને ગયા પચાશ વર્ષમાં આપણે સંપૂર્ણ શાન્તિ ભોગવી છે. ઉપરાંત સુધારાનાં નવા સાધનોથી તેમજ પાશ્ચાત્ય કેલવણીના પ્રચાર વડે આપણને જે અનુપમ જાગૃતિ મળી છે તે માટે પણ આપણે ત્હેમના આભારી છીએ. અને અમારે મન આથી પણ વધારે મ્હોટો લાભ એ છે કે સૈકાઓ પછી હિન્દના બધા ભાગ એક રાજતંત્ર નીચે આવ્યા અને તેથી હિન્દી એકતા અને રાષ્ટ્રીયતા સિદ્ધ કરવાની આપણને તક મળી. આથી સર્વ હિન્દીઓનો મક્કમ અભિપ્રાય થયો છે કે હિન્દના વિકાસ માટે બ્રીટનનો રાજકીય સંબંધ અત્યંત આવશ્યક છે.

પરંતુ આ ચિત્રની બીજી બાજુ ઘણી ભયકર છે, કારણ કે બ્રિટિશ અમલ નીચે આવ્યા પછી આપણને અનેક રીતે ખમવું પડ્યું છે. જો શાન્તિ અને સુલેહ સ્થપાયાં છે તો આર્થિક આબાદાની અને મનુષ્યત્વનો પ્રભાવ આ દેશમાંથી ગીધાવ્યા છે. પ્રથમ આપણે ગરીબાઇની હકીકત વિચારીશુ.—કારણકે ઇંગ્રેજો આ દેશમાં મૂળ વેપાર અર્થે આવ્યા હતા અને કંપની સરકારે ખુલ્લી રીતે વેપારી રાજ્યપદ્ધતિ ચલાવી હતી. હિન્દ કેવલ ખેતીનો પ્રદેશ છે એમ મૂર્ખપણે બકનાર સહુ કોઇ ભૂલી જાય છે કે આ દેશ શરૂઆતમાં સાલના સંચાથી અને હાથના કસબથી એવો સુન્દર માલ ઉત્પન્ન કરતો હતો, કે તે આ દેશની જરૂરીઆતને પૂરો પાડતો હતો, એટલું જ નહિ પણ પર્શિયા, અરબસ્તાન અને યૂરોપમા ઇંગ્લંડ સુધી તે મોકલવામાં આવતો હતો. પણ સાંચાકામની શોધ ઈંગ્લંડમાં થઈ એટલે વણાટના ધંધા ઉપર સર્વ રીતે દબાણ મૂકવામાં આવ્યું ! ઈંગ્લંડના બ્હારામા ત્હેના ઉપર ૬૦ અને ૭૫ ટકા [illegible] કર નાખવામાં આવ્યો અને હિન્દમાં વણકરો ઉપર ઘણો જુલમ ગુજારવામાં [illegible] બીજી પાસ ઈંગ્લંડમાં બનેલો માલ વધારે ને વધારે જથામાં હિન્દમાં આવવા [illegible] વણેલા માલની સરખામણીમાં તે સોંઘો હોવાથી ખૂબ ખપવા લાગ્યો. [illegible] સુન્દર હુન્નર આમ તૂટ્યો. અને રેશમ અને ઉનના હુન્નરને પણ બ્હારના [illegible] ધોકો લાગ્યો અને આ હુન્નરો નાશ પામવાથી ખેતી ઉપર જ હિન્દની [illegible] કરોડની વસ્તીનો આધાર રહ્યો. એક જંગલી પ્રદેશની માફક [illegible] પરદેશ મોકલી પરદેશી તૈયાર માલ વાપરવાની ત્હેને ફરજ પડી. આ [illegible] અટકાવવાને બ્રિટિશ સરકારે કઇક પગલાં ન ભર્યાં—પરદેશી [illegible]

નાંખી કે દેશી ઉદ્યોગોને કંઇ ઉત્તેજન ન આપ્યું. ઉલટું ઇંગ્લંડના લાભ અર્થે ત્હેનો વિનાશ કરવામાં સરકારે વધારેમાં વધારે ભાગ લીધો.

અને કંપની સરકારને બદલે બ્રિટિશ શહેનશાહતના હુકમ નીચે હિન્દ આવ્યું ત્યાર પછી પણ પ્રથમ તો વર્ષે વર્ષે લાખો પાઉંડ ખર્ચી સરકારે રેલ્વેને ઉત્તેજન આપ્યું છે. પરંતુ તે રેલ્વેના કારોબારથી હિન્દી વેપાર ઉદ્યોગને ફાયદો થવાને બદલે તેને માટે જરૂરનો કાચો માલ પરદેશ ઘસડાઇ જઇ નુકશાન થાય છે. ઇંગ્રેજી રાજ્યમાં દેશની હુંશીઆરી કમી થઇ ન હતી; પણ નવા સંયોગો અને નવી કેલવણીથી ઉલટી વિકાસ પામી હતી, અને તેથી થોડાં વર્ષમાં રુને કાંતવાની તથા વણવાની સંખ્યાબંધ મીલો મુંબાઇ ઇલાકામાં દેશી નાણાંથી અને દેશી વહીવટથી સ્થપાઇ. પરંતુ વણાટ કામની સ્હામે જેવી રાજનીતિ ચલાવવામાં આવી હતી ત્હેવી મીલના હુન્નર સ્હામે પણ યોજવામાં આવી અને મીલમાં ઉત્પન્ન થતા કાપડ ઉપર કર નાંખવામાં આવ્યો. આથી મીલો નાશ પામી નથી; પરંતુ ત્હેની આબાદાની અને ત્હેનો વધારો તે કર શિવાય હાલ ઘણો વધારે હોત એ નિઃશંક છે.

શણનો હુન્નર બંગાલમાં છે પણ તે મ્હોટે ભાગે ઇંગ્રેજોના હાથમાં છે. સોનાની જે ખાણો મૈસુરમાં છે તે મ્હોટે ભાગે બ્રિટિશ નાણાંથી ખોદવામાં આવે છે. લોઢું અને કોલસાનો ઉદ્યોગ કેટલેક અંશે આપણા હાથમાં છે—ટાટાનાં લોઢાનાં કારખાનાથી તે ઉદ્યોગને ઘણું ઉત્તેજન મળ્યું છે. આ સઉ ઉદ્યોગો હિન્દની વસ્તીના પ્રમાણમાં તેમજ પરદેશી માલની ખપતના પ્રમાણમાં કિંચિત્માત્ર છે અને પરિણામે દેશની ૮૦ ટકા વસ્તી ખેતીવાડી ઉપર નિર્વાહ ચલાવે છે.

આમ દેશનો મુખ્ય આધાર ખેતી છે; પણ ત્હેના ઉપર કેટલી આફતો આવે છે? છેલ્લાં થોડાં વર્ષમાં જ કેટલા દુકાળથી આપણા ખેડુતોનું લોહી સોસાયું છે?–અને જરા વરસાદ ન પડતાં સર્વત્ર કેટલી કારમી ફાળ પડે છે? આનાં કારણો મુખ્યત્વે બે છે. (૧) નહેરોની અને કુવાની અછત અને (૨) જમીનનું વધતું જતું મહેસુલ. દુકાળનો સવાલ તપાસવાને જે કમીશન નીમવામાં આવ્યું હતું ત્હેણે વરસાદની અનિયમિત થાય ત્યારે પાણીની અછત પૂરી પાડવાને મ્હોટી નદી હોય ત્યાં નહેરો અને બાકીને સ્થળે કુવા ખોદવાની સરકારને ભલામણ કરી છે પરન્તુ તે બન્ને ઉપર જુજ ખર્ચ કરી સરકારે સંતોષ માન્યો છે. બીજી પાસ મહેસુલ ઉપર કંઇ મર્યાદાઓ નથી, એટલે દર નવી આંકણીવખતે તેમરજી માફક વધારવામાં આવે છે. આ સ્થિતિમાં હિન્દ દુકાળને શરણ ક્યાં સુધી રહેશે અને ખેતીવાડીમાં સુધારો કરવાની તક ગરીબ ખેડુતને ક્યારે મળશે તે સમજાતું નથી.

આ ઉપરાંત દર વર્ષે કંઇ પણ બદલા સિવાય હિન્દમાંથી નાણાની જે મ્હોટી રકમ મોકલવામાં આવે છે તેથી દેશ વધારે ગરીબ બને છે. હોમ ચાર્જ—ઇંગ્લંડમાં હિન્દી

રાજતંત્રના ખર્ચ—ખાતે લગભગ ત્રણ કરોડથી વધારે રુપીયા ઇંગ્લંડ મોકલવામાં આવે છે. કે ઇન્ડીયા ઓફીસનો ખર્ચ અને હિન્દી વજીરનો પગાર, અનેક કામ માટે ઇંગ્લંડમાં ધીરેલાં નાણાંનું વ્યાજ અને ખાસ કરીને સીવીલ સર્વીસના અમલદારોના પગારની આ રકમ બનેલી હોય છે. ઔદ્યોગિક રાજનીતિનું, અને અસાધારણ મ્હોટા પગારે મ્હોટે ભાગે ઇંગ્રેજોને જ ઉંચી નોકરી આપવાનું આ પરિણામ છે. અને જયાં સુધી ઉડાઉ ખર્ચ માટે ઇંગ્લંડનાં નાણાં ઉછીનાં લેવામાં આવશે અને ઇંગ્લંડમાં જ સીવીલ સર્વીસની પરીક્ષા લેવામાં આવશે ત્યાં સુધી લાખો રૂપીયા દર વર્ષે હિન્દમાંથી જશે.

પરન્તુ હિન્દની ગરીબાઇ પૂરવાર કરવાને આ બધું ધ્યાનમાં રાખવાની શી જરૂર છે? દરેક હિન્દીની આકૃતિમાં અને દેશના દરેક ભાગની સ્થિતિમાં ગરીબાઇ સ્પષ્ટ અક્ષરે અંકાએલી છે. ઘણા પ્રવાસીઓએ જણાવ્યું છે કે ત્રીસ ચાલીસ વર્ષ પૂર્વે જયારે તેઓ હિન્દમાં આવ્યા હતા ત્યારે ખેડુતની સ્ત્રીઓના અંગ ઉપર જે ઘરેણાં દીસતાં હતાં તે હવે અદશ્ય થયાં છે. થોડાં વર્ષ પૂર્વે સરકારે લોકોની સ્થિતિ વિષે ખાનગી તપાસ કરાવી ત્યારે જવાબદાર અમલદારો તરફથી જણાવવામાં આવ્યું હતું કે હિન્દનાં લાખો મનુષ્યોને બીજી વાર ભોજન મળતું નથી અને તેથી પણ વધારે મ્હોટો એવો વર્ગ છે કે જે હમેશાં ઓછું ખાવાથી શરીરને પોષે એટલો ખોરાક લેતો નથી-લઇ શકતો નથી. આ ઉપરાંત દિને દિને હિન્દના ભીતરમાં રહેલાં લાખો ગામડાંમાં ભૂખમરાથી મરતાં ગરીબ લોકો કોણ જાણે કેટલાં હશે?

આ ઉપરાંત એક બીજી ગરીબાઈ છે કે જે તરફ સર્વનું લક્ષ ખેંચવાની ખાસ જરૂર છે. સાધારણ સ્થિતિના યુવકો હાલ ઇંગ્રેજી કેળવણી મેળવે છે-કારણ કે તે કેળવણી શિવાય જીવનનિર્વાહનાં સાધન દુર્લભ છે. પણ હાલ જો કોઇ વધારેમાં વધારે ક્રૂર મુશ્કેલી હિન્દમાં હોય તો એ છે કે કેળવણી મેળવીને-બી. એ. ની પરીક્ષા પાસ કરીને શું કરવું? ખેતીમાં કસ નથી, બીજા ઉદ્યોગો ખીલતા નથી, વેપાર મ્હોટે ભાગે પરદેશીઓના હાથમાં છે અને રાજ્યની ઉંચામાં ઉંચી નોકરીઓ—જે તરફ બીજા દેશમાં વધારેમાં વધારે બુદ્ધિશાળી માણસો વળે છે તે—હિન્દીઓને પ્રાપ્ત નથી. લશ્કરના અમલદારોની નોકરી પણ ઇંગ્રેજોને જ મળી શકે; બાકી કાયદાની, સીવીલ સર્વીસની, તેમજ સર્વ ઉંચામાં ઉંચી પરીક્ષાઓ ઇંગ્લંડમાં લેવાય છે. સ્વાભાવિક રીતે સર્વ સ્વાભિમાની હિન્દીને લાગે છે તે એજ કે સ્વદેશમાં જ તે પરાયા, લાચાર અને નિરાધાર છે.

## ઉંચી નોકરીમાંથી બહિષ્કાર.

આ વિચાર આપણને ઉંચી નોકરીના સમગ્ર વિષય તરફ આપણું ધ્યાન ખેંચે છે. કારણ કે મુસલમાન અમલ સાથે સરખાવતાં દેશની ગરીબાઇ જેટલો જ—બલ્કે તેથી પણ વધારે આશ્ચર્યકારક વિપર્યય હાલ નજરે પડતો હોય તો તે ઉંચી નોકરીમાંથી હિન્દીઓનો બહિષ્કાર છે. આપણને યાદ છે કે અકબર બાદશાહના રાજ્યમાં ટોડરમલ મહેસુલનો મંત્રી હતો અને માનસિંહ લશ્કરનો સેનાપતિ હતો અકબર

પછી અને અકબરથી ઉતરતી પંક્તિના રાજાઓ પણ છૂટથી અને વિશ્વાસપૂર્વક હિન્દુઓને રાજ્યની ઉંચામાં ઉંચી નોકરીઓ સોંપતા હતા, અને હાલના વખતમાં પણ ઘણાં મુસલમાન રાજ્યમાં હિન્દીઓ ઉંચા દરજ્જાની અને વિશ્વાસની પદ્વીઓ ભોગવે છે. પ્રજાના મ્હોટા ભાગને અનુકૂળ અમલ ચલાવવાને ત્હેના સર્વ પ્રતિનિધિની સલાહ અને સહાય રાજકર્તાને મળવી જોઇએ એ સિદ્ધાન્ત હિન્દમાં હમેશાં સ્વીકારવામાં આવ્યો છે. પરન્તુ કંઈક ધનની વેપારી લાલચથી અને કંઇક પ્રજાના અવિશ્વાસથી ઇંગ્રેજોએ એ સિદ્ધાન્તનો ભંગ કર્યો છે. અમે ઉપર જણાવ્યું કે આથી કેળવાએલા વર્ગમાં અસંતોષ અને ગરીબાઇ વધે છે. પણ રાજ્યને આથી પણ વધારે ઉંડા અનર્થ થાય છે. જે રાજતંત્રની ધારાસભામાં પ્રજાકીય તત્વ શૂન્યવત્ હોય અને જેનો ઉંચામાં ઉંચો અમલદાર વર્ગ લગભગ સંપૂર્ણ રીતે પરદેશી હોય-ટૂંકામાં જે રાજતંત્ર પ્રજામતના જરા પણ સંબંધમાં ન હોય તે પ્રજાની લાગણીઓને વારંવાર દુઃખવે અને પ્રજાના સ્વાર્થની નિરંતર ઉપેક્ષાકરે એમાં શી નવાઈ? અરેખર, મધ્યકાલના યૂરોપના સામ્રાજ્યના સમય પછી આવા બિન-પ્રજાકીય રાજ્યના દાખલા જૂજ જ છે. અમે જણાવ્યું છે કે મુસલમાન રાજ્યતંત્ર સામે આની સરખામણી થઇ શકે જ નહિ. બ્રિટિશ સામ્રાજયનાં સંસ્થાનોની પણ સ્થિતિ જુદી છે; કારણ કે મ્હોટામાં મ્હોટાં સંસ્થાનો હાલ સ્વરાજ્ય ભોગવે છે. અમેરિકાએ ફીલીપાઇન ટાપુને વશ કર્યા પણ ત્હેમને અતિશય પ્રજાકીય રાજબંધારણ આપ્યું અને લગભગ ૧૮ વર્ષમાં તો ત્હેને સ્વરાજય આપવાનો વિચાર કરે છે.

આમ રાજ્યને નુકશાન થાય છે તો બીજી પાસથી—ઘણા દેશભકતોએ જણાવ્યું છે તે પ્રમાણે-હિન્દના મનુષ્યત્વને પણ ભયંકર હાનિ થાય છે. જે સ્ત્રીમાં દેશનું વધારેમાં વધારે ભલું કરી શકાય તેમ જ વ્યાવહારિક બુદ્ધિ અને સામાજિક જ્ઞાનની વધારેમાં વધારે કસોટી અને ઉપયોગ થાય તે મ્હોટે ભાગે દેશના વતનીઓ સ્હામે બંધ કરવામાં આવે ત્યારે એ બુદ્ધિ અને એ જ્ઞાનનો વિકાસ કેમ થાય? અને રાજકીય બુદ્ધિની વિશાળતા અને હૃદયની દૃઢતા, આત્મવિશ્વાસ અને આત્મબળ લોકોમાં ન ખીલે તો શહેરીપણાની સુધરેલી ભાવના કેમ સિદ્ધ થાય? પોતાના દેશના રાજતંત્રમાં ભાગ લેવો એ જેમ સર્વ પ્રજાની સ્વયંભુ આકાંક્ષા છે અને સ્વાભાવિક હક છે તેમ બીજી પાસ તે માનસિક અને નૈતિક ઉન્નતિનું તથા રાજકીય શિક્ષણનું ઉંચામાં ઉંચું સાધન છે. જે દુર્ભાગી દેશના પુત્રો પોતાના રાજ્યમાં મંત્રીપદ કે ઉંચી અમલદાર પદ્વી ન ભોગવી શકે ત્હેના એ હકનું ખંડન થાય છે અને એ ઉન્નતિનાં દ્વાર બંધ થાય છે.

## શારીરિક નિર્બલતા

સરકારનો અવિશ્વાસ ઉંચી નોકરીમાંથી આપણો બહિષ્કાર કરીને જ અટકયો નથી; ત્હેણે આપણા હથીઆર પણ ઉતાર્યાં છે અને લશ્કરમાંથી અમુક વર્ગ શિવાય-સર્વને બાતલ કર્યા છે. હાલ યૂરોપમાં લડાઇ ફાટી નીકળવાથી અને તેની સાથે લશ્કરમાં અમલદારોનાં કમીશન મેળવવાના અને વૉલંટીઅર તરીકે લશ્કરમાં જોડાવાના

સવાલ સ્વાભાવિક રીતે ચર્ચાયા છે; અને છેલ્લી કૉંગ્રેસના લાહોરના પ્રમુખે આ સર્વ હકનું ઉત્તમ પ્રતિપાદન કર્યું હતું. દેખીતી રીતે આ સર્વ હક એક જ સિદ્ધાન્ત ઉપર આધાર રાખે છે—કે સર્વ પ્રજાજનને પોતાના રાજ્યના અને સામ્રાજ્યના રક્ષણ અર્થે શસ્ત્ર સજવાનો હક છે. આ સિદ્ધાન્ત જો સરકાર સ્વીકારે તો વોલંટીઅર થવાના અને લશ્કરમાં કમીશન મેળવવાના હક તે આપે એટલું જ નહિ પણ સામાન્ય રીતે હથીઆર ધારણ કરવાનો માનુષી હક પણ આપણને સોંપે. જેમની કોઇ પણ વખતે લશ્કરમાં જરૂર પડે ત્હેમને નિઃશસ્ત્ર રાખી શકાય જ નહિ; કારણ કે શસ્ત્રનો ઉપયોગ કરવાની ટેવ જેમણે ખોઈ હોય તેઓ ત્હેનો આબાદ ઉપયોગ કરી ન શકે એટલું જ નહિ પણ ત્હેમનામાં ઘણે અંશે મર્દાની અને વીરતા પણ ન હોય.

ઇ. સ. ૧૮૫૭ ના બળવા પછી--જો કે તે બળવો સીપાઇઓએ જ કર્યો હતો —તો પણ સમગ્ર હિન્દી પ્રજાનાં હથીઆર ઉતાર્યા–મર્દાનીનું મુખ્ય ચિહ્ન ખુચવી લઇ સર્વને સ્ત્રીવત્ કર્યા. આથી શારીરિક બળ, લડાયક શકિત અને હૈયાની હામ ઉપર ઘણી માઠી અસર થઇ છે એ ભાગ્યે જ ના પાડી શકાશે! હથીઆરથી દૂર રહેવાથી ત્હેનો ડર વધે છે અને કોઇ પણ ભય સ્હામે લ્હડવાની શકિત ગુમ થાય છે. ચોર અને લૂંટારાઓ, ઝેરી જાનવરો અને જંગલી પ્રાણીઓ સ્હામે પોતાનું રક્ષણ કરવાની તાકાત કમી થાય છે. છેલ્લાં લગભગ સાઠ વર્ષથી આ અનિષ્ટ સ્થિતિ હિંદમાં પ્રચલિત થઇ છે અને પરિણામે તે પ્રજા વધારે નિર્બળ અને કમજોર થતી ગઇ છે દુનિયાનો બીજો કોઇ પણ દુર્ભાગી દેશ હશે કે જ્યાં આવો ક્રૂર પ્રતિબંધ રચાયો હોય !

## અંકુશોની અવધિ.

હથીઆર અને લશ્કર સંબંધી અંકુશો ઉપર ગણાવ્યા, પરન્તુ—ખાસ કરીને છેલ્લા દશકામાં–જે અંકુશો પ્રજા ઉપર મૂકવામાં આવ્યા છે અને પ્રજાની ઉર્મિઓ રોકવાને જે નવા માર્ગ રચાયા છે તે વિષે આપણે શું કહીશું ? કાંઇ કારણ દર્શાવ્યા શિવાય અને કંઇ પણ ઇન્સાફ આપ્યા શિવાય અનેક પુરૂષોને દેશનિકાલ કરવામાં આવ્યા છે જયુરી સિવાય અને કવચિત્ આરોપીની ગેરહાજરીમા આરોપીને ગુન્હેગાર ઠરાવવામાં આવ્યા છે. ગયા સૈકાથી જ છાપખાનાની જે સ્વતંત્રતા હિન્દ ભોગવતું હતું તે હાલ નવા કાયદાની રૂએ ઘણે અંશે કપાઇ ગઇ છે અને લેખકો તેમજ છાપખાનાના માલીકો પોલીસની મ્હેરબાનીને આધીન રહે છે મુકરર કરેલા પ્રદેશમાં જાહેર સભાઓ ઉપર અંકુશ મૂકવાનો કાયદો ઘડવામાં આવ્યો છે. છેવટે લડાઇને અંગે રાજકીય શાંતિ માટે જે કાયદો પસાર કરવામાં આવ્યો છે તે પ્રમાણે શકદાર માણસોને અમુક ગામમાં પૂરી રાખવાની સત્તા પોલીસને આપવામાં આવી છે; તેમ જ અમુક અમુક ગુન્હાની તપાસ ખાસ નીમાયેલા કમીશનરો આગળ ચલાવવાની વ્યવસ્થા કરવામાં આવી છે. આ વિશાળ અને હાનિકારક સત્તાઓનો વધારેમાં વધારે ઉપયોગ પંજાબ અને બંગાળમાં થયો છે અને વખતો વખત દેખીતી રીતે કંઇ પણ કારણ શિવાય આબરુદાર ગૃહસ્થોને તેમ જ વિદ્યાર્થીઓને અમુક ગામમાં પુરાતા જોઇએ છીએ. આ સ્થિતિમાં સઉ કોઇ કંપે

છે: છાપામાં લખનાર ,તેમ જ સભામાં ભાષણ કરનાર, શાન્ત ગૃહસ્થો તેમ જ નિર્દોષ વિદ્યાર્થીઓ—કારણ કે ત્હેમને ખબર નથી કે આ અટપટા કાયદાનો પ્રયોગ ત્હેમના ઉપર ક્યારે કરવામાં આવશે!

## તંદુરસ્તી અને કેળવણી.

આટલું અનિષ્ટ રાજનીતિ અને અંકુશ રૂપ કાયદાઓ વિષે. પરન્તુ સરકાર સ્હામે આપણી ફરીઆદ આટલેથી જ અટકતી નથી. દેશમાં અનેક ન્હાના મ્હોટા સુધારા કરવાની જરૂર છે કે જે શિવાય હિન્દ બીજા સુધરેલા દેશોની હારમાં માનપૂર્વક શોભી શકે નહિ. અત્રે વિગતોમાં ઉતર્યા શિવાય બે મુખ્ય બાબતો લઇશું (૧) તંદુરસ્તી, અને (૨) કેળવણી. ગામડાંઓ તેમજ શહેરો સુધરેલાં સર્વ ધોરણ અનુસાર અનેક રીતે અસ્વચ્છ છે અને પ્લેગ, કોલેરા અને મેલેરીઆ વર્ષે વર્ષે મનુષ્યોનો મ્હોટો ભોગ લે છે. અને સરકાર આ અસ્વચ્છતા દૂર કરવા અને આ વ્યાધિને કમી કરવા શા ઉપાય યોજે છે? મેલેરીયા તેમજ તંદુરસ્તીના સામાન્ય સવાલો ચર્ચવાને સરકારે અનેક પરિષદો બોલાવી છે પણ ત્હેનું વ્યાવહારિક પરિણામ ઘણું જ નજીવું છે. બાકી, લોકલ બૉર્ડ અને મ્યુનિસિપાલીટીને આ કામ સરકારે મ્હોટે ભાગે સોંપી દીધું છે; પણ શું તેથી ત્હેની જવાબદારી બંધ થાય છે? લોકલ બૉર્ડને વધુ કર નાંખવાની સત્તા નથી તેથી ત્હેને આ કામને માટે જોઈતાં નાણાં સરકારે જ પૂરાં પાડવાં જ જોઇએ. પણ કોઇ ઇલાકાનો તંદુરસ્તીનો કે લોકલ બૉર્ડનો રીપોર્ટ ઉઘાડતાં જણાશે કે જે હજારો ગામની તંદુરસ્તી ત્હેને સુધારવાની છે ત્હેને માટે આપવામાં આવતી જુજ રકમ ક્રૂર મશ્કરી રૂપ લાગે છે. તંદુરસ્તી ખાતાને આપવામાં આવતી ન્હાની ગ્રાન્ટ હાલ મ્હોટે ભાગે થોડા શહેરની મ્યુનિસિપાલીટીને આપવામાં આવે છે અને તેથી ત્હેમાંજ પાણી અને ગટરોની વ્યવસ્થા થાય છે. બાકીનાં હજારો અને લાખો ગામ અને શહેરો કંઇ પણ દરકાર વગર કુદરત અને ઇશ્વરને શરણે રહે છે. થોડી જગ્યાએ ઇસ્પીતાલો ઉઘાડવામાં આવી છે પણ તે નથી ગામડાંઓન પાસે કે નથી પુરતી સંખ્યામાં.

તંદુરસ્તીના પ્રમાણમાં કેળવણીનાં સાધનોની જરૂર વધારે છે કે ઓછી એ અમે કહી શકતા નથી. પરન્તુ એટલું તો હવે સ્વયંસિદ્ધ છે-અને ખુદ સરકાર પણ ત્હેની ના પાડી શકશે નહિ—કે હિન્દનો દરેક વતની, ફક્ત લખતાં વાંચતાં પણ ન જાણે ત્યાં સુધી દેશમાં કેળવણીનો પ્રચાર થયો છે એમ કહી શકાય નહિ. ઉપરાંત એ પણ સ્પષ્ટ છે કે કેળવણી મફત અને ફરજીયાત કરવામાં આવે ત્યાં સુધી આ સાધ્ય સિદ્ધ થશે નહિ. અને છતાં સરકારે મર્હુમ મી. ગોખલેનું ફરજીયાત કેળવણી વિષે નરમમાં નરમ બીલ,નાપાસ કર્યું તેથી સર્વત્ર નિરાશા પ્રસરી રહી છે. હાલ સુધરેલા ગણાતા સર્વ દેશ કેળવણીની આ પદ્ધતિથી ઉન્નતિ પામ્યા છે અને તે સાધન હિન્દને ન આપવામાં સરકારે હિન્દને ઘણો અન્યાય કર્યો છે.

ઉપરાંત, કેળવણી ફરજીયાત ન થાય ત્યાં સુધીમાં વધારે ને વધારે નિશાળો સ્થાપવી ,એ તો સરકારનો સ્પષ્ટ ધર્મ છે. જ્યારે સુધરેલા દેશમાં દરેક ગામમાં એક કરતાં પણ વધારે નિશાળ છે ત્યારે અહીંઆ ગામેગામ એક નિશાળ તો તુરત સ્થપાવી જોઇએ. પરન્તુ હાલ કેળવણી માટે એટલાં ઓછાં નાણાં સરકાર આપે છે કે જેથી ૪૦ કે ૫૦ હજાર ગામવાળા પ્રાંતમાં ફક્ત સો દોઢસો કે તેથી પણ થોડી નિશાળ દર વર્ષે સ્થાપી શકાય. મી. ગોખલેએ જણાવ્યું હતું કે આ વેગે કેળવણીના સંપૂર્ણ પ્રસાર માટે સૈકાઓની વાર લાગશે. અને આ આવશ્યક સુધારા માટે તેટલા વખત સુધી રાહ જોવાને કોણ તૈયાર છે ?

## પ્રજાની સત્તા.

ઉપર જણાવેલી ગંભીર હાડમારી દૂર કરવાને અને ઉપયોગી સુધારા યોજવાને પ્રજાને હસ્તક હાલ કેટલી સત્તા છે ? સ્થાનિક સ્વરાજ્ય વિષે એક જુદો લેખ પ્રકટ કરવામાં આવશે એટલે તે વિષે અત્રે ચર્ચા કરવાની જરૂર નથી. એટલું જ કહેવું બસ છે કે મ્હોટા ભાગનાં સ્થાનિક મંડલોમાં હજી સરકારથી નીમાએલા સભાસદોની વધુ સંખ્યા છે અને જ્યાં ચુંટાએલા સભાસદોની વધુ સંખ્યા છે ત્યાં પણ—અમુક 'અપવાદ—શિવાય અમલદારોનો અંકુશ મજબૂત છે. ઉપરાંત ત્હેમનાં કાર્યનો મુખ્ય આધાર સરકારની ગ્રાન્ટ ઉપર છે–જે ગ્રાન્ટ વધતા ઘટતા પ્રમાણમાં કંજુસપણે આપવામાં આવે છે

પ્રાન્તિક અને વડી સરકાર તરફ નજર કરતાં જણાય છે કે કારોબારી મંડળમાં એક હિન્દી સભાસદ હવે છેલ્લાં થોડાં વર્ષથી સરકારતરફથી નીમાય છે. આ પસંદગી કવચિત્ સારી હોય છે અને સાધારણ રીતે અનિષ્ટ પ્રકારની હોય છે પરન્તુ સારામાં સારો હિન્દી સભાસદ પણ પ્રજાને જવાબદાર ન હોવાથી પ્રજામતથી બંધાતો નથી. ઉપરાંત ત્હેનો અવાજ અનેક ઇંગ્રેજોના નાદમાં ઢંકાઇ જવાનો સંભવ રહે છે.

પ્રાન્તિક ધારાસભામાં હાલ બિનઅમલદારી સભાસદોની સંખ્યા વધુ છે પણ પ્રજાથી ચુંટાએલા સભાસદોની સંખ્યા કમી છે બાકીના સરકારે નીમેલા સજ્જનો—રાજાઓ અને રાવ સાહેબો સાધારણ રીતે સરકારના મતને સંમતિ આપવામાં જ પોતાનો ધર્મ સમજે છે. વડી ધારાસભામાં તો અમલદારોની સ્પષ્ટ રીતે વધુ સંખ્યા છે કે જેથી કોઈ નીમાયેલા સદ્‌ગૃહસ્થનું પ્રજાકીય મત તરફ વલણ રહેવાનો સંભવ રહેતો નથી. આ બન્ને સભાઓના સંબંધે પંડિત મદન મોહન માલવીઆએ છેલ્લી કૅાંગ્રેસમાં ઘણા લાગણીભર્યા શબ્દોમાં પોતાના લાંબા અનુભવને ઉદ્દેશીને જણાવ્યું હતું કે ત્હેમાં જ્યાં સુધી ચુંટાએલાં સભાસદોની વધુ સંખ્યાને સ્થાન મળે નહિ ત્યાં સુધી કંઇ પણ મ્હોટા પ્રજાકીય સુધારાની આશા વ્યર્થ છે. પ્રજાના અતિશય બાહોશ પ્રતિનિધિઓ આવશ્યક સુધારાની નરમમાં નરમ દરખાસ્ત મૂકશે, પણ સરકાર ત્હેને સહેલાઇથી નપાસ કરી શકશે; અને ધારાસભાઓની જ હાલ સત્તા એટલી સંકુચિત છે કે કોઈ પણ ઠરાવ સરકાર સ્વીકારે તો પણ ત્હેનું વજન થોડું જ

છે. અંદાજપત્ર ધારાસભાને જાહેર જ કરવામાં આવે છે પણ ત્હેના ઉપર સભાના મત લેવાતા નથી—જ્યારે નાણાં ઉપર અંકુશ રાખવાની સત્તા દુનિયાની સર્વ ધારાસભાઓનું મુખ્ય શસ્ત્ર ગણાય છે.

આ ઉપરાંત આપણે લક્ષમાં રાખવું જોઇએ કે સમગ્ર હિન્દી સરકારની રાજનીતિ અને અમલ ઉપર હિન્દી વજીરનો અંકુશ છે." તે વજીરની સભામાં થોડાં વર્ષથી બે હિન્દીઓ નીમવામાં આવ્યા છે. પરન્તુ તે સભા મુખ્યત્વે કરીને વજીરને સલાહ આપવાને જ નીમવામાં આવે છે અને ત્હેમાં પણ અમલદારોની વધુ સંખ્યા છે. એટલે હિન્દી રાજ્ય ઉપર ઈંગ્લંડની સત્તાના પ્રત્યક્ષ પુરાવા શિવાય આ સમગ્ર વ્યવસ્થા શી ઉપયોગી ગરજ સારે છે એ સમજવું મુશ્કેલ છે.

### સ્વરાજ્ય શા માટે ?

બ્રિટિશ રાજતંત્રે કેટલા હક હિન્દીઓને આપ્યા નથી અને ત્હેમની સ્થિતિ સુધારવામાં તે કેટલું પછાત પડ્યું છે તે આપણે જોયું. તેમ આ અપમાનકારક અને અસહ્ય સ્થિતિમાંથી બ્હાર નીકળવાને હિન્દને કેટલી રાજકીય સત્તા આપવામાં આવી છે તે પણ આપણે જોયું. ઇતિહાસના સમગ્ર પ્રદેશમાં, થોડા જ દેશ આવી તરેહવાર, બિનકુદરતી અને અધોગતિકારક સ્થિતિમાં મૂકાયા હશે. આપણાં હથીઆર ઉતર્યાં અને લશ્કરના માર્ગ આપણને બંધ થયા તેથી પ્રજા અશક્ત અને નિર્બલ થઇ; જુના હુન્નરો તૂટી ગયા, નવા ઉદ્યોગોને ઉત્તેજન ન મળ્યું એટલે પ્રજા નિર્ધન થઇ; ખેતીવાડી-જે ત્હેનો એક જ આધાર રહ્યો—તે વારંવાર પડતા દુષ્કાળના ત્રાસથી અને આકરા મહેસુલથી, ખેડુતોને સુખરૂપ થવાને બદલે ભારરૂપ-કવચિત્ અસહ્ય લાગે છે; ઉંચી નોકરીનાં દ્વાર એક પાસ હિન્દીઓ સ્હામે બંધ થયાં તો બીજી પાસથી ત્હેના પગાર અમેરિકા, જાપાન અને ખુદ ઈંગ્લંડનાં કરતાં વધારે આંકવામાં આવ્યા છે, એટલે ઓછા થએલા ધનનો વધારે ને વધારે હિસ્સો પરદેશ જાય છે; બીજી પાસ શારીરિક અને માનસિક ઉન્નતિનાં સાધનો કીડીને વેગે પ્રગતિ પામે છે; અને આ સર્વથી પણ જે વધારે અસહ્ય લાગે છે તે એ કે-પ્રજાની જીભ અને કલમ ઉપર અર્થાત મન ઉપર એવો સખ્ત અંકુશ મૂકવામાં આવ્યો છે, મનુષ્ય હૃદયના સામાન્ય હક ઉપર એવાં અટપટાં બંધનો મૂકવામાં આવ્યાં છે કે જેથી સમગ્ર રાજ્ય હિન્દીવાનોના જીવનને કોઇ રીતે વિકસવા જ દેતું નથી.

જો વ્યાધિ ગંભીર હોય તો ત્હેનો ઉપાય પણ સીધો અને સચોટ હોવો જોઇએ. હવે આપણો એવો મક્કમ અભિપ્રાય થયો છે કે તેથી બ્રીટીશ સામ્રાજ્યના સેવક તરીકે નહિ, પણ મિત્ર તરીકે પદ્દી હિન્દને મળવી જ જોઇએ અને અંગ્રેજી સત્તા નીચેનાં સંસ્થાનો જેવું-સ્વરાજ્ય આપણને મળવાથી જ દેશમાં આબાદાની અને સુખ ફરીથી ફેલાશે દેશના વતનીઓ જ્યારે બ્રિટનની સહાયથી રાજતંત્રનું સુકાન હાથ ધરશે ત્યારે ત્હેમના કપાલ ઉપરથી લાગેલી અનેક કાલી ટીલીઓ ભુંસાશે અને શારીરિક શક્તિથી અને આર્થિક આબાદાનીથી માનસિક પ્રતાપથી અને નૈતિક શૌર્યથી હિન્દ ફરીથી જગતના દેશોમાં માનભર્યું સ્થાન લેશે.

હિન્દને તેમ જ ઇંગ્લંડને આ વ્યવસ્થાથી અનન્ય લાભ થશે. હિન્દ વધારે ધનવાન થતાં બન્ને દેશ વચ્ચે વેપાર ઘણો વધશે-હિન્દ ઇંગ્લંડનો વધારે માલ લેશે, અને ઇંગ્લંડમાંથી વધારે સુન્દર સામાન અને કાચો માલ મેળવશે. હિન્દના ઉત્તમ હક સિદ્ધ થશે અને ત્હેનું અન્તકરણ સંતોષાશે એટલે જે દારૂણ અવિશ્વાસ હાલ અનેક અનર્થો ઉપજાવે છે તે જડમૂળ નાશ પામશે, હિન્દવાસીઓ પોતાના દેશની આન્તર વ્યવસ્થા ઇંગ્લંડની દેખરેખ નીચે પણ સ્વતંત્રપણે કરશે અને સામ્રાજ્યની સભામાં દાખલ થઇ દેશપરદેશની વિશાળ રાજનીતિ વિચારવામાં સહાય આપશે. બન્ને દેશ વિદ્યાકળાના સમજે કે ધર્મ તત્વજ્ઞાનનો ઉચ્ચ ક્ષેત્રોમાં સહકાર કરશે અને પૂર્વ પશ્ચિમના સંયોગનું ઉત્તમ પરિણામ જગતને બતાવશે. આમ ઇંગ્લંડ અને હિન્દનો સુયોગ ત્હેમને અને આખા જમાનાને લાભદાયક થશે.

આમ આર્થિક અને રાજકીય દલીલો ઉપર જ સ્વરાજ્યની માગણીનો આધાર નથી. હિન્દ સ્વરાજ્ય માગે છે કારણ કે વ્યક્તિની સ્વતંત્રતા અને રાષ્ટ્રીય સ્વરાજ્ય એ સુધરેલી આલમના મંત્ર છે, અને જે સુધરેલા સામ્રાજ્યને તાબે હિન્દ છે ત્હેમાં મ્હોટા સસ્થાનોને સ્વરાજ્ય મળેલું છે; હિન્દ સ્વરાજ્ય ચાહે છે કારણકે પ્રાચીન કાળમાં અને પછીના જમાનામાં હિન્દે સ્વરાજ્યમાં માનસિક ઉન્નતિ અને સાંસારિક જાહોજલાલી ભોગવી છે તે પુનર્જીવન કરવાને તલસે છે; અને વધારામાં જે પવિત્ર અને દૈવી ભાવનાઓ, ત્હેને પ્રાચીન સુધારાના કીમતી વારસા રૂપે મળી છે તે સ્વરાજ્ય સ્થપાતાં જ સિદ્ધ થશે અને સમગ્ર જગતમાં હિન્દી સૂર્યના તેજસ્વી કિરણ રૂપે ઝગમગશે

હિન્દવાસીઓનું પરમ સાધ્ય આધ્યાત્મિક મોક્ષ છે. પરન્તુ સાંસારિક સ્વતંત્રતા શિવાય આત્મનો પરમ વિકાસ અશક્ય છે અને તે સ્વતંત્રતા અર્થેજ હિન્દ બ્રિટન પાસે સ્વરાજ્યનો હક રજૂ કરે છે.

ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક.

---

# આપણી નિર્બલતા.

દુનિયામાં બધા દેશોને કાંઇ ને કાંઇ સહન કરવું પડયું છે; પણ તેમાં આપણી પતિતપાવની ભૂમિ સમું કોઇએ સહ્યું નથી. મફતના અપવાદો, વગર કારણે રસ્તાના ચાલનારના પણ ઉપાલમ્ભો, અત્યાર સુધી એટલા તો આપણા પર નાખવામાં આવ્યા છે કે એ ધાધાને એકઠા કર્યા હોય તો દરેક હિન્દીવાનનું હૃદય ક્રોધથી ઉકળી આવે. તેમા હિન્દીવાનો નિર્બલ, નિર્વીર્ય છે એ કહેવું તો નાના છોકરાંની રમત થઇ પડી છે. ઇતિહાસમાં જે કાંઇ પણ આપણા દેશે કર્યું તેના વિચાર વગર, આપણે હાલ જે કાંઇ પણ કરી રહ્યા છીએ તે વિસારીને, આપણી કેવી કેવી ભયંકર મુશ્કેલીઓ છે તે ભૂલીને, જે અને તે આપણે નિર્બલ છીએ એમ કહેવામાં મોજ સમજે છે. લોર્ડ મેકોલે કહી ગયો કે બંગાલીઓ નિર્વીર્ય અને કાયર છે. આપણા શુભેચ્છક નેતાઓ આપણને કહ્યા કરે છે કે

પરદેશી હુમલાઓનું ધોરણ રાખવામાં આવે તો યુરોપના કેટલાએ દેશોનું શું? ઇટાલી માટે શું કહેવું? ઇ. સ. પૂર્વે પિરહસે તેના પર હુમલા કર્યા ત્યારથી યુરોપના દરેક મહાન્ રાજાએ ત્યાં જઈ પોતાની ધ્વજા રોપી છે; અને લાંબો વખત રાજ્ય કર્યું છે. તેથી શું ત્હેના પુત્રોમાં સ્વરાજ્ય ભોગવવા જેટલું બળ નથી? ફ્રાન્સને પરદેશીઓએ કેટલી વખત જીત્યું? પ્રશીઆમાં કેટલા કેટલા રાજાઓ પોતાનો દોર ચલાવી ગયા? પરદેશી હુમલાનું કારણ માત્ર અશક્તિ છે એમ માનવું એ ઐતિહાસિક જ્ઞાનને વિસારવા જેવું છે.

કેટલાકો એમ પણ ધારે છે કે આપણે શારીરિક કસરતોમાં યુરોપના લોકો જેવા જબરા નથી તેથી આપણી નાલાયકી સિદ્ધ થાય છે. પહેલાં તો આપણા પોતાના દેશમાંજ સત્તા કે સ્વરાજ્ય ભોગવવા પારકા દેશના લોકો જેટલા બળની જરૂર નથી. અને તે છતાં પણ, પરદેશીઓ જેટલું અંગબળ કસરતમાં આપણે દાખવી શકતા નથી એવી માન્યતા ખોટી છે. અંગ્રેજી રમતોમાં કેટલીક વખત આપણે પાછા પડતા દેખાઇએ છીએ; કારણ કે જીવનના બીજા ક્ષેત્રમાં, તેમજ રમતમાં, રાષ્ટ્રીયતા જેવી વસ્તુ છે; અને તેથી પરદેશી રમતો આપણા સ્વભાવને અરૂચિકર બને; અને તેથી તેમાં પ્રાવિણ્ય મેળવવું આપણને અઘરૂં લાગે તોપણ પરદેશી, અસ્વાભાવિક રમતોમાં પણ આપણી ફત્તેહ કોઇ રીતે ન્હાની સુની નથી. પ્રિન્સ રણજીતસિંહનું નામ ક્રીકેટમાં જગવિખ્યાત છે; બંગાલી ફુટબોલ ટીમો અને મુંબાઇના ક્રીકેટ ટીમો દર વર્ષે અંગ્રેજી ટીમોને હરાવે છે. થોડા વખતપર પૂનામાં થયેલી દોડવાની શરતમાં, રા. દાતાર ૨૭ માઇલનો પહેલો દોડી * પશ્ચિમ દેશોના મ્હોટામાં મ્હોટા દોડનારને પહોંચી વળ્યા છે. કેટલીક વખત આપણે હિન્દીવાનો છીએ એ કારણથી આપણા વીરોને શરતમાં ઉતરવા પણ દેવામાં નથી આવતા, અને આપણી શારીરિક નિર્બલતા વગર જોયેજ સિદ્ધ કરવાના સ્તુત્ય પ્રયાસો કરવામાં આવે છે! વધારેમાં વધારે બોજો ઉપાડવાની શરતમાં આખા યૂરપના તાલીમબાજોમાં મ્હોટામાં મ્હોટો મલ્લરાજ ૫૦૦ રતલનો બોજો ઉપાડી શકે છે, અને હિન્દમાં વસતા અંગ્રેજોમાં શ્રેષ્ઠ ગણાતો કસરતબાજ ૨૭૦ રતલ ઉંચકી શકે છે; હિન્દના નિર્બલ ગણાતા વતનીઓના પ્રતિનિધિમાં .. ચૌધરી ૯૬૦ રતલનો બોજો ઉઠાવી શકયો, અને હિંમત બક્ષે ૯૮૫ રતલ ઉઠાવ્યા! પૅરિસના પ્રદર્શનમાં ગુલામે જઈ મેળવેલી અપ્રતિમ ફત્તેહ જગજાહેર છે; અને બે ચાર વર્ષ પર ગામા અને રહીમબક્ષે જઇ યૂરપના બધા કુસ્તીબાજોને હરાવી હિન્દુસ્તાનની નિર્બલતા (!) સિદ્ધ કરી આપી છે.

આ બધું ધ્યાનમાં લેતાં, આપણી કહેવાતી નિર્બલતા કેટલે અંશે સત્ય છે તે જણાઇ આવે છે. આ યુદ્ધમાં જે ભાગ હિન્દીવાનોએ લીધો છે તે ઉપરથી તેમને વિષે હવે આ સંબંધી ઘણું તો કહેવામાં નહિ આવે; છતાં આપણા પોતાના લોકોને સમજવાની જરૂર છે કે સબળતામાં આ દેશ કોઇથી ઉતરતો હતો નહિ અને છે નહિ.

ઘનશ્યામ વ્યાસ.

* આ કેટલીક વિગત ગયા ફેબ્રુઆરીના મોડર્ન રીવ્યુમાં રા. રથીન્દ્રનાથ મુજમુંદારના લેખ પરથી લીધી છે.

# અસ્પર્શ્ય વર્ગોનો સવાલ.

અસ્પર્શ્ય વર્ગોના સવાલનું જ્યાં સુધી નિરાકરણ નહિ થાય ત્યાં સુધી હિંદુસમાજની ઉન્નતિ—પુરી ખીલવણી—થશે નહીં. ગામ હોય ત્યાં ઢેડવાડો હોયજ, ઢેડવાડો હોય ત્યાં ગામ પણ ખરૂંજ. કહેવાતા ઉચ્ચ વર્ણોને ઢેડ અથવા તેવા વર્ગો વગર ચાલતું નથી, ઢેડોને બીજા વર્ગોના સમાગમ શિવાય નિભાવ કરવો મુશ્કેલ પડે. બંનેને એક બીજાને આધિન રહેવું પડે છે. એકાદા મોટા શહેરમાં કાંઇ કારણસર ભંગીઓ હડતાળ પાડે છે અથવા એકાદા ગામડામાં ઢેડો મુએલા જાનવરો ખેંચી જવાની ના પાડે છે ત્યારે વસ્તીમાં કેવો હાહાકાર થઇ રહે છે, ગંદકી થઇ રહે છે, આખા શહેર અથવા ગામડાની તંદુરસ્તી ભયમાં આવી પડે છે અને ત્યારેજ અસ્પર્શ્ય વર્ગની કીમત માલમ પડે છે. હલકું કામ અથવા જેને હલકું કામ માની લીધું છે તે, અમુક વર્ગ કરે છે, માટે તે વર્ગ અને તેની બધી ઓલાદ નીચ, તિરસ્કારને પાત્ર, અડકીએ તો અપવિત્ર કરે તેવી, અને અન્ય પ્રાણીઓથી પણ હલકી, એ ન્યાય—ન્યાય નહીં પણ હડહડતો અન્યાય—હજી હિંદુસ્થાનમાં કેટલા જમાના ટકશે? સેંકડો વર્ષો થયાં આ અન્યાય ચાલુ છે તેથી લોકોને તે અન્યાય લાગતોજ નથી—ન્યાય લાગે છે—અન્યાય છે એમ કહેનારાઓના મગજ ઠેકાણે નથી એમ જનસમૂહને લાગે છે. જ્યાં સુધી આવી ઉંધી ભાવનાઓ આપણા સમાજમાં પ્રચલીત રહેશે ત્યાં સુધી અન્ય પ્રજાઓ આપણને અસ્પર્શ્ય નહીં પણ અનિષ્ટ તો ગણવાનું ચાલુ રાખશેજ અને ઇશ્વરના ન્યાયાસન પાસે કરેલા અન્યાયનો જવાબ આપવાનો વખત આવશે ત્યારે પૂર્ણ અપરાધી ઠરીશુંજ. આ આપણી સમાજનું—આપણી પ્રજાનું— સમન્વિત થાય છે, તે જેમ જલદી ધોવાય તેમ દેશને માટે, દુનિયાને માટે સારૂં છે.

## અન્યાય ક્યાં સુધી ચાલુ રાખશો ?

શાસ્ત્રો આ બાબતમાં શું કહે છે? શાસ્ત્રો એટલે શું, કયા પુસ્તકોને શાસ્ત્રો કહેવા એ બાબતમાં ન્યાયબુદ્ધિથી-વિવેકબુદ્ધિથી જોવું જોઇએ. શાસ્ત્રો એટલે કાયદાના પુસ્તકો, નિત્ય નિયમના પુસ્તકો કે અમુક કાળની રીતિચાલીના પુસ્તકો. જુદા જુદા વેદો, બ્રાહ્મણો, ઉપનિષદો, સ્મૃતિઓ અનેક કાળને અંતરે લખાએલાં છે, તે તે કાળના ડાહ્યા પુરૂષોએ તે તે કાળની સ્થિતિને અનુસરીને લખ્યાં છે, તેમાં અનેક ઠેકાણે એક બીજાથી વિરોધતાવાળું લખાયું હોય તેમાં નવાઇ નથી. ન્યાયથી, શુદ્ધ હૃદયના સાત્વિક ન્યાયથી, જે સિદ્ધ થાય તેજ સનાતન, તેજ ચિરાયુ શાસ્ત્ર. પરંતુ અત્રે શાસ્ત્રના ગ્રંથોમાંથી ઉતારા આપવાની જરૂર નથી. સાચી દલીલ તો ફક્ત ન્યાયબુદ્ધિ અને સામાન્ય જનતા ઉપરજ છે. કુતરાં, બીલાડાં, ગાય, ભેંસ, બકરાં કરતાં પણ મનુષ્યોના એક મોટા ભાગને

નીચ ગણવો એ ન્યાય કયાંનો? વિષ્ટા ઉંચકવાનું કામ આપણી માતાઓ, આપણી સ્ત્રીઓ રોજ ઘરમાં કરે છે તેને અસ્પર્શ્ય ન ગણવાં, અને જેઓએ વિષ્ટા ઉંચકવાનો ધંધો જીવનકલહને લીધે અથવા આપણા પોતાના જોરજુલમથી કબૂલ કીધો છે તેમને અસ્પર્શ્ય–સદાને માટે અસ્પર્શ્ય–તેના વંશ વારસો તમામ અસ્પર્શ્ય–વિષ્ટા ઉંચકવાનો ધંધો છોડી દે તોપણ અસ્પર્શ્ય–અરે આ ન્યાય કયાંનો? તેઓએ તે ધંધો સ્વીકાર્યો માટે કહી, કોઇ કાળે પણ, તેની પ્રજા અને વંશવારસ તે ધંધો છોડીને બીજે ધંધે વળગે, દુકાનદારી કરે અથવા સાદી મજુરી કરે—તોપણ તેને તેમ ન કરવા દેવું એ ન્યાય કયાંનો? શૂદ્ર વર્ગને કેળવણી આપવીજ નહીં, તેનાં બાળકોને સાર્વજનિક નિશાળોમાં દાખલજ થવા દેવા નહીં આ ન્યાય કયાંનો? બ્રાહ્મણો, ક્ષત્રિયો તથા વૈશ્યો પોત પોતાનો વંશપરંપરાનો ધંધો છોડીને બીજો કરી શકે, બ્રાહ્મણ વેપાર કરે, લડવા જાય, વૈશ્ય બ્રાહ્મણનું કામ કરે અને ન્યાયાસન ઉપર પણ બીરાજે; પણ શૂદ્ર તો હજારો વર્ષથી શૂદ્રનું કામ કરતાજ આવ્યા છે અને હજુ બીજા હજારો વર્ષો સુધી તેથી સારૂં કામ અમે તેને કરવા દઇશું નહીં એમ કહેવું આ ન્યાય કયાંનો? કેટલાક કહેવાતા સુશિક્ષિત લોકો કોઇ વખતે પ્રશ્ન કરે છે, અરે ભાઇ ભંગીઓને ભણાવશો તો મેલું કોણ ઉંચકશે? તેનો ઉત્તર એટલોજ છે કે જેઓ બીજું વિશેષ મહત્વનું કામ કરવાને બુદ્ધિશાળી નહીં હશે તે આ કામ કરશે, પછી તે બ્રાહ્મણ હોય કે વાણીઓ. ભંગીની જ્ઞાતિ તે ધંધા ઉપરથી થયેલી છે, અને પોતાનો ધંધો બદલવાને દરેક માણસને અધિકાર છે. ભણીગણીને તે બીજે ધંધે અથવા ઉદ્યોગે લાગે તો તેમાં વચ્ચે આવવાનો અથવા આડખીલી નાંખવાનો આપણને શું અધિકાર છે? ત્રિવર્ણે શૂદ્ર વર્ણ ઉપર હવે સેંકડો વર્ષ સુધી અન્યાય કર્યો; હવે ન્યાયબુદ્ધિને જરા જાગૃત કરો, અને કીધેલો અન્યાય ધોવાવાનો તો નથીજ પણ હવે વધારે વખત આ પાપવૃત્તિ ચાલુ રાખવાની જરૂર નથી.

## ડીપ્રેસ્ડ કલાસીસ મિશન.

સને ૧૯૦૬ની સાલથી આખા હિંદુસ્થાનમાં કામ કરવાના ઉદ્દેશથી આ મિશન થયું. મિશન શબ્દ આ નામમાં આવે છે માટે ખ્રિસ્તી ધર્મવાળાઓએ કાઢયું હશે એમ વાચક કદાચ અનુમાન કરશે. પણ આ મિશન હિંદુઓએ કાઢેલું છે. મિશન એટલે ધર્મ પ્રચારક ખાતું—હિંદુઓએ સ્વધર્મના પ્રચારનું કામ હાલના જમાનામાં છોડી દીધેલું છે તેથી હિંદુ મિશન એ શબ્દોમાં કાંઇક વિરોધ હોય એવો ભાસ થઇ જાય છે. પણ હવે રામકૃષ્ન મિશન, ડીપ્રેસ્ડ કલાસીસ મિશન વગેરે ખાતાંઓનાં નામ કાનની સાથે અથડાયા કરે છે તેથી હિંદુઓનાં પણ મિશન હોઇ શકે તેનો ખ્યાલ આવવા લાગ્યો છે. આ મિશનના અધ્યક્ષ સર નારાયણ ચંદાવરકર છે અને સેક્રેટરી રા. વિઠ્ઠલ રામજી શિંદે નામે મરાઠા ગૃહસ્થ છે. ભાઇ શિંદેએ પોતાની જીંદગી તે જ કામમાં ગાળવાનું વ્રત લીધું છે, કહો કે અંત્યજ ભાઈઓનું કામ કરવાનો ભેખ લીધો છે. તેમનો ભેખ જોઇને બીજા ગૃહસ્થોને પણ તેવોજ ભેખ લેવાનું મન થયું–રા. સોહોની રા. સૈયદ તથા રા. પટવર્ધનને પણ ભાઇ શિંદેનો ચેપ લાગ્યો. ભાઈ સોહોની તથા ભાઇ

પટવર્ધન જન્મે બ્રાહ્મણ છે, ભાઈ સૈયદ જન્મથી મુસલમાન છે, ધર્મે પ્રાર્થના સમાજી છે અને હિંદુથી વિશેષ હિંદુત્વપૂર્ણ છે. મી. સોહોની મુંબઈ ખાતાની શાખા સંભાળે છે, મી. પટવર્ધન કર્ણાટકમાં હુબળીની શાખા સંભાળે છે, તથા મી. સૈયદ મધ્ય પ્રાંતોમાં નાગપુરની શાખા સંભાળે છે. ભાઈ શિંદે પોતે પૂનાની શાખા સંભાળવા ઉપરાંત ઠેક ઠેકાણે ભ્રમણ કરે છે, લોકમત કેળવે છે, તથા પોતાના મિશનને માટે ભિક્ષા એકઠી કરેછે. જુદે જુદે ઠેકાણે કેળવણી તથા ઉદ્યોગ ધંધાના શિક્ષણનું કામ મિશન તરફથી થાય છે. મુંબઈમાં પરેલમાં ટ્રામના છેડા પાસેજ આ સંસ્થા છે, ત્યાં એક વખત મુલાકાત આપવાથી અંત્યજોના બાળકો પર સારી છાપ પાડવાથી કેવી ઉમદા અસર થાય છે તથા પરિણામ કેટલું સુંદર આવે છે તે નજરે જોઈ શકાશે. સાધારણ ભણતર ઉપરાંત દરજીનું કામ, ચોપડી ગાંથવાનું કામ, સુતારીકામ વગેરે ધંધા શિખવવામાં આવેછે. બ્રાહ્મણનું બ્રાહ્મણપણું કહેવાતા શૂદ્રોને પણ ઉપદેશ તથા જ્ઞાન આપવાનું છે અને તે પોતાનું સર્વસ્વ અર્પણ કરીને, ભાઈ સોહોની બીજા બ્રાહ્મણોને દૃષ્ટાંત રૂપ કામ કરે છે.

## આ મિશનની શાખાઓ.

આ મિશનની શાખાઓ શહેરે શહેર, કસ્બે કસ્બે તથા ગામડે ગામડે સ્થપાવી જોઈએ. તેનો અર્થ એટલો કે દરેક શહેર તથા ગામડામાં આ કામ કરનાર નીકળી આવવા જોઈએ. પોતાની ચોવીસ કલાકની મહેનત આપવાનું ન બને તો ફુરસદના દર-રોજના એક અથવા બે કલાક આ કામમાં આપવાનું બની શકે તોપણ ઘણું કામ થઇ શકે. અસ્પર્શ્ય ભાઈઓના તરફ સહાનુભુતિ બતાવી, તેમને ઘેર જઈ, તેમને તમારે ઘેર બોલાવી, સુખ દુઃખની વાતો કરી, તેમને તેમના વેપાર ધંધામાં મદદ કરી, વેપારી અથવા અમલદાર તેમના પર જુલમ કરતા હોય તો તેમાં વચ્ચે પડી, તેમના બાળકોને શિક્ષણ લેવામાં ઉત્તેજન આપી, સાધારણ નિશાળોમાં બાળકોને મોકલવાનું બની શકે તેમ ન હોય તો તેમને માટે ખાસ નિશાળો તથા રાત્રિશાળાઓ કાઢી, ઓછા વ્યાજના દરે તેમને ધંધા માટે જોઇતું નાણું મેળવી આપી, આવી અનેક રીતે તમે તેને સહાય-ભુત થઇ શકો. હિંદુ સમાજે તેમને કપાળે અસ્પર્શ્યતાની કાળી ટીલી લગાડી છે તે જ્યાં સુધી ભુંસી નખાય નહિ ત્યાં સુધી તેમની ઉન્નતિ થઇ શકે નહીં. સ્હેજ પણ છૂટછાટ તે વર્ગને ઇંગ્રેજી રાજ્યમાં મળવા માંડી તે ઉપરથી લોકોએ કહેવત પાડી દીધી કે "ઇંગ્રેજીના રાજ્યમાં ઢેડ મારે ધક્કે." બળવાન પક્ષ જરા પણ છૂટ મૂકવાને તૈયાર ન હોવાથી ખૂમ ગોકીરો કરી માર્યો કે હવે તો ઢેડ ધક્કે મારે છે. હું તો ઇચ્છું છું કે ધક્કો મારે, અને તોજ આપણે તેને માનની લાગણીથી જોઇશું. ગરીબ ગાય જેવો થઇને દસ કદમ દૂર ઉભો રહે તો તે પોતાને નીચ માની લેનાર માણસને માટે ઘણું તો આપણને દયા આવે, પણ તેને બરોબરીઓ તો લેખનાર વિરલજ હોય. સ્વરાજ્યની માગણી કરનાર લોકોએ પણ ધ્યાનમાં રાખવાનું છે કે જ્યાં સુધી આપણે બીજાઓને છુંદશું ત્યાં સુધી વિદેશી રાજકર્તા તથા સર્વ શકિતમાન ઈશ્વર પણ આપણને

કનડશે. આપણે તેમના તરફ મીઠી નજરેથી, બંધુ તરીકે, સમાન હિંદી તરીકે જોઇશું તો અન્ય પ્રજાઓ આપણા તરફ માનથી જોશે. આ પ્રશ્ન સામાજિક છે, રાજકીય નથી. આ પ્રશ્નનો ઉકેલ આપણે પોતાને કરવાનો છે, સરકારને કરવાનો નથી. સરકાર પણ ખુલ્લે ખુલ્લું કહે છે કે અમે કાંઇ તે બાબતમાં કરી શકીએ નહીં, કારણ હિંદુ સમાજનું આ કામ છે. વાત પણ ખરી છે. આ બાબતમાં સ્વરાજ્ય માગવું પડે તેમ નથી, પોતાને હાથેથીજ લેવાનું છે, પોતાની ઇચ્છા હોય તો મળેલુંજ છે હિંદુ સમાજના ચોથા યા પાંચમા ભાગને જોઇએ તો હાલ રાખો છો તેમજ વેગળો, સડેલો, રોગિષ્ટ રાખો અથવા આખી પ્રજા રૂપી શરીરનો તે વર્ગ એક ભાગ છે અને તે ભાગ સડેલો હશે તો આખું શરીર સડતાં વાર નહીં લાગે તેમ જાણી તે ભાગને હવે પોતાનો ગણી પોતામાં ભેળો, અને નિરોગી બનાવો. તેમને સુખી બનાવશો તો તમો પણ સુખી થશો; નહીં તો હાલ નિર્માલ્ય પ્રજામાં ગણાઓ છો તેમ યુગો સુધી ગણાયા કરશો.

અ. વિ. ઠક્કર.

---

# આપણો ખેડુત વર્ગ.

અત્યારે આપણા દેશમાં સર્વત્ર સ્વરાજ્યની બૂમ સંભળાય છે. કોંગ્રેસમાં આપણે સ્વરાજ્યનો ઠરાવ સર્વાનુમતે પસાર કર્યો. સ્વરાજ્ય શું છે, તેનાથી આપણને શા શા લાભો મળશે, આપણે સ્વરાજ્ય શા માટે મેળવવું જોઇએ વગેરે બાબતો સમસ્ત દેશને સમજાવવાનો પ્રયાસ પણ ઘણે ઠેકાણે થતો જોવામાં આવે છે. આપણે જે સ્વરાજ્ય મેળવવાનો પ્રયાસ આરંભીએ છીએ તે પ્રયાસ માત્ર સુઠીભેર કેળવાયલા વર્ગને માટે નથી પણ સમસ્ત પ્રજાને માટે છે એ વાત આપણા મનમાંથી ઘડી પણ ખસવી ન જોઇએ.

કદાચ આપણે રાજકીય સ્વરાજ્ય પ્રાપ્ત થાય તો તેનો લાભ સમસ્ત પ્રજાને મળવોજ જોઇએ એવી કર્તવ્યભાવના કેળવાયલા વર્ગોમાં દાખલ થવીજ જોઇએ.

હિંદુસ્તાનની વસ્તી મોટે ભાગે ખેડુતોની છે. જ્યાં સુધી આપણા દેશની રાજ્યવ્યવસ્થા તથા સમાજવ્યવસ્થા એ વર્ગને હિતકર નહીં થાય ત્યાં સુધી હિંદી પ્રજાને પ્રાપ્ત થયેલા રાજકીય હકો માત્ર મુઠીભર કેળવાયલા વર્ગોના લાભ માટેજ રહેવાના. આમ થતું અટકાવવાને પ્રયાસ કરવો એ અત્યારે પ્રત્યેક દેશભક્તનું પ્રથમ

કર્તવ્ય છે; તેટલા માટે ખેડુત વર્ગની સ્થિતિનો બારીકાઇથી અભ્યાસ કરવો, તેમને શા શા દુઃખો છે તથા તે દુઃખો શાથી નિવારણ થાય વગેરે બાબતો જાણવાની શહેરોમાં રહ્યે રહ્યે દેશસેવા કરનારા વર્ગોને ખાસ જરૂર છે. આપણો ખેડુત વર્ગ અત્યારે રંક અને દબાયલી સ્થિતિમાં છે, એમના જીવનમાં નિર્જીવતા વ્યાપી રહેલી છે, બીજાઓને માટે એ બિચારાઓ રાતદિન ગદ્ધાવૈતરું કરે છે અને પોતાની મહેનતથી જે વર્ગોનું તેઓ પોષણ કરે છે તે વર્ગોના જુલમ નીચે તેઓ રાતદિવસ કચડાયા કરે છે. કયા કયા વર્ગોને માટે ખેડુતો મહેનત મજુરી કરે છે અને એમની મહેનતનું ખાનારા કયા વર્ગો તેમને રંક અને દબાયલી સ્થિતિમાં નિરંતર રાખી મૂકે છે તે પુરેપુરૂં સમજવાને ખેડુતો અને તેમના સમાગમમાં આવનાર વર્ગોનો સંબંધ કેવા પ્રકારનો છે તે જાણવાની પ્રથમ આપણે ખાસ જરૂર છે. ખેડુતો અત્યારે ત્રણ વર્ગો સાથે સંબંધમાં આવે છે (૧) જમીનદારો (૨) શાહુકારો (૩) સરકાર. આ લેખમાં ખેડુત અને જમીનદારના અરસપરસના સંબંધ વિષે હું કાંઇક કહેવાનો ઈરાદો રાખુ છું. ભવિષ્યમાં અનુકૂળતા હશે તો શાહુકાર તથા સરકાર સાથેના તેમના સંબંધ વિષે કાંઈક લખીશ.

### જમીનદારો જેવા કે ઠાકોર ઠકરાઓ અને તાલુકદારો.

દેશહિતને માટે આ વર્ગની આવશ્યકતા છે? ઉપર ટપકે જોનારને પણ સહજ માલમ પડશે કે દેશની જમીન થોડાની માલીકીની હોય એ બીલકુલ ઇચ્છવાજોગ નથી. પણ અત્યારે દુનીઆનો મામલો કાંઇ એવોજ ચાલે છે કે અમુક થોડા લોકો પાસે ઘણું ભેગું થાય છે અને વસ્તીના મોટા ભાગને પેટ પુરતું પણ ભાગ્યેજ મળે છે. યુરોપ અને અમેરિકામાં પણ અત્યારે એવીજ સ્થિતિ આવી રહી છે, અને કેટલેક ઠેકાણે તો એ સ્થિતિ ઘણા ભયંકર સ્વરૂપમાં દેખાય છે. દેશના અમુક થોડા માણસો પાસે અત્યંત દ્રવ્ય ભેગું થાય છે અને પ્રજાનો અતિ મોટો ભાગ બિચારો દરિદ્ર અવસ્થામાં દહાડા કાઢે છે. પૈસાદારોનો પૈસો વધે છે અને ગરીબની ગરીબાઈ વધે છે. આવી સ્થિતિ થયાથી તે દેશોમાં ગરીબ અને શ્રીમંતો વચ્ચે,—મજુરો અને કારખાનાના માલીકો વચ્ચે ઝઘડો ચાલી રહે છે અને ઘણીવાર માણસો હડતાલો પાડી કામ કરવું બંધ કરે છે. કોઇ વાર તો ઝઘડાનું સ્વરૂપ ગંભીર થઈ જાય છે; એક બીજા સાથે મારામારી થાય છે અને પોલીસ અને લશ્કરની મદદ આવે છે ત્યારેજ શાંતિ થાય છે. આવું પરિણામ શાથી આવે છે? જ્યાં બધું દ્રવ્ય થોડાક પાસે એકઠું થાય અને તેનો ઉપયોગ મોજશોખ અને બીજી ગમે તેવી રીતે ઉરાડી દેવામાં થાય અને ગરીબો બિચારા ભુખે મરે અને પગ ઘસે ત્યાં સ્વાભાવિક રીતે લાગણી ઉશ્કેરાયા વિના રહે નહીં. માટે દેશની સમાજવ્યવસ્થા એવા પ્રકારની ન જોઇએ કે ઉપર પ્રમાણે અન્યાય થવાનો સંભવ રહે. આવી જગ્યાએ પ્રજાના નેતાઓ તથા સરકારનો

ધર્મ છે કે એવો રસ્તો કાઢવો કે દેશનું દ્રવ્ય બધે યોગ્ય રીતે વ્હેંચાતું રહે. યુરોપમાં અને અમેરિકામાં અત્યારે એવી ખરાબ સ્થિતિ થઇ પડી છે કે કારખાનાવાળાઓ અને મોટા મોટા વેપારીઓ પાસે એટલો બધો પૈસો થઈ ગયો છે કે તે પૈસાનું શું કરવું તે તેમને સુઝતું નથી. તેઓ પોતાનો પૈસો મોજશોખમાં ઉડાવે છે અને બીજા દેશોમાં વ્યાજ ખાવા ધીરે છે જ્યારે દેશની વસ્તીનો મોટો ભાગ જેઓ મજુરો છે તેમને જોઇતું ખાવાનું પણ ભાગ્યેજ મળે છે. તેજ પ્રમાણે તે દેશોમાં જમીન પણ થોડા જમીનદારોના હાથમાં છે. કેટલાક જમીનદારો તો એવા છે કે દરેકની પાસે હજારો વીંઘા જમીન છે જ્યારે પ્રજાનો મોટો ભાગ ગરીબ મજુરોનો હોય છે, જેઓ કયાં તો કારખાનામાં અથવા તો ખેતરોમાં મજુરી કરી ગુજરાન ચલાવે છે. તેઓ કદી પણ જમીનના અથવા તો બીજા પ્રકારની મીલકતના માલીક થઇ શકતા નથી. આવી સ્થિતિ ઇચ્છવા જોગ નથી. થોડા પાસે ઘણુંજ હોય અને ઘણાઓ પાસે બીલકુલ પણ હોય નહીં એ ન્યાય ઇશ્વરની સૃષ્ટિમાં શોભતો નથી. છેવટે એવું બને છે કે સમાજવ્યવસ્થામાં મોટી ઉથલપાથલ થાય છે. આવી અન્યાયી વ્યવસ્થા પ્રજાથી લાંબા વખત સુધી સહન ના થઇ ત્યારે ફ્રાન્સ દેશની પ્રજાએ મોટો રાજકીય અને સામાજિક બળવો કરી રાજા તથા જમીનદારો બન્નેને ઉથલાવી નાંખ્યા અને જાગીરદારોની જાગીર જપ્ત કરી પ્રજાએ પોતાની પાસે લઈ લીધી. માટે જે દેશમાં પુષ્કળ જમીન કે બીજા પ્રકારનું દ્રવ્ય હોય તે પ્રજામાં યોગ્ય રીતે વ્હેંચાતું રહે એવી ઉત્તમ પ્રકારની સમાજવ્યવસ્થા હોવી જોઇએ.

આપણા દેશમાં, જ્યાં વસ્તીનો મોટો ભાગ ખેડુત વર્ગનો છે ત્યાં બધી જમીન ખેડુતોના કબજામાં જ રહેવી જોઇએ; એવી રીતે કે સૌ સૌનો પોતાના ગજા પ્રમાણે અને અક્કલ હોંશીઆરી પ્રમાણે પોતાનો નિર્વાહ કરી શકે-પછી કોઈ પાસે દશ વીશ વીંઘા વધતી ઓછી હોય તેની ચિંતા નહીં; પરંતુ એકાદ બે પાસે હજારો વીંઘા અને બીજા પાસે બે ચાર વીંઘા એ પ્રકારની વ્યવસ્થા ના જોઇએ. જો થોડાઓ પાસે વધારે જમીન ભેગી થાય તો કાળ ક્રમે તેમના વિચારોમાં વિકાર ઉત્પન્ન થાય છે. તેઓ હળને તથા બળદને હાથ લગાડતા બંધ થવાના અને તેમનામાં બીજાઓ કરતાં અમે મોટા છીએ એવું અભિમાન ઉત્પન્ન થવાનું અને તેઓ વધારે ને વધારે જમીન પ્રાપ્ત કરવા પ્રયાસ કરવાના. અને જેમ જેમ વધારે જમીન તેઓ પાસે જાય તેમ બીજાઓ પાસે ઘટવાની એ તો દેખીતું જ છે. ધીમે ધીમે વધારે જમીનના માલીકોના આચારવિચારોમાં પણ ફેરફાર થવાના. ગરીબોને મારી તેમની મહેનતે તેઓ શ્રીમંત બનવાના. એમને ગાડીઘોડાની જરૂર પડવાની; રાજદરબારમાં માન ઈલકાબ મેળવવાની પણ તેમની ઈચ્છા થવાની; આગળ જેમની પાસે હમેશાં બેસી ઉઠી તેઓ ખેતી કરતા તેમની સાથે બેસવા ઉઠવાની પણ તેમને શરમ લાગવાની; ધીમે ધીમે તેઓ ગામડામાં રહેતા બંધ થઇ શહેરમાં રહેવા જવાના અને શહેરની દુરાચારી મોજમજા મારવામાં તેઓ પોતાના સમય તથા દ્રવ્યનો દુરોપયોગ કરવાના.

આવા લોકો ધીમે ધીમે ખેડુત મટી સાહેબ લોક થઇ જવાના અને માત્ર બાર મહીને એક વારજ પૈસા ઉઘરાવવા પોતાના ગામમાં જવાના. આવા લોકો ભલે ખેતી ન કરે પરંતુ તેમની પાસે અતીશય જમીન વધતી જાય તેમાં ખેડુત વર્ગને તથા દેશ સમસ્તને શો લાભ? આવા લોકો પારકી મહેનતે બેઠાખાઉ રહેવાના અને તેઓ સદા સમસ્ત દેશના દુશ્મનનું કાર્ય કરવાના. તેઓ માત્ર પૈસાનો લોભ રાખી પોતાની માલીકીની જમીન જેઓ તેમને વધારે પૈસો આપે તેમનેજ ખેડવા આપવાના. ગણોતીઆ ખેડુતોને જમીનમાં કાયમનું હિત નહીં હોવાથી જમીનમાં તેઓ ખરેખર ખાતર પુંજો નહીં નાંખવાના તેમ બીજી રીતે જમીન સુધારવાનો તથા પાક વધારવાનો પ્રયાસ નહીં કરવાના. જમીનદારો જમીનને નિર્વાહનું સાધન નહીં ગણતાં નફો મેળવવાનું સાધન ગણવાના તેથી તેઓ વ્યાજના પૈસા કેમ વધારે મળે તેને માટેજ પ્રયાસ કર્યા કરવાના. તેથી છેવટે પરિણામ એ આવવાનું કે જે લોકો બિચારા ખેતરોમાં રાત-દિવસ મજુરી કરે તેમની પાસે ઘણું જ થોડું રહેવાનું અને પેલા બેઠા-ખાઉ જમીનદારોના ઘરો ભરાવાના; પોતે મોટા જમીનદારો રહ્યા એટલે એમની લાગવગથી સરકારી અધીકારીઓ સાથે એમને પીછાન થવાની, ધીમે ધીમે તે વર્ગના લોકો અધીકારીઓને ખુશ રાખી ગરીબોને કનડવાના બહુ લાગવગ પ્રાપ્ત કરી આખરે સરકારની રાજસભામાં પણ તેઓ પેસે અને સરકાર પાસે પોતાના વર્ગને ફાવતા કાયદાઓ પણ પસાર કરાવે. આપણા દેશમાં આવા પ્રકારના જમીનદારો પુષ્કળ છે. તેમની જમીનમાં કામ કરનારાઓની સ્થિતિ ખરેખર દયાજનક છે. આવા જમીનદારો તથા તાલુકદારોના લાભ સામાન્ય ખેડુતો કરતાં જુદા હોય છે ખેડુતો સુખી છે કે દુઃખી તેની તેમને દરકાર હોતી નથી. તેઓને તો જમીનમાંથી અમુક નફો મળે એટલે બસ માટે આવા જમીનદારો વધવાથી ખેતીને તેમ દેશને લાભ નથી. જમીનદારો એશઆરામ અને મોજશોખમાંજ પોતાના દિવસો ગુમાવે છે અને તેમની જમીન ખેડનારા ખેડુતો બિચારા જેમ તેમ કરીને પોતાના દિવસો કાઢે છે. પરમેશ્વરની કૃપાથી હિંદુસ્થાનના બીજા પ્રાંતો કરતાં ગુજરાતમાં આવા જમીનદારો કાંઇક ઓછા છે. ગુજરાતમાં ઘણે ભાગે જમીન ખેડુતોની માલીકીની છે. પરંતુ ગુજરાતમાં પણ મોટા જમીનદારો, ઠાકોરો અને તાલુકદારો પુષ્કળ છે અને દિવસે દિવસે તેઓ વધતા જાય છે. તેઓ જ્યાં જમીન પડતર દીઠી કે મોટા જથ્થામાં રાખતા જાય છે. સરકાર પણ લૉટબંધ જમીન હરાજ કરે છે. જે ગામની પડોશમાં આવી જમીન હોય તે ગામના લોકોની સ્થિતિ આવી મોટી જમીન રાખવા જેવી નહીં હોવાથી બહારથી કોઇ શ્રીમંત જમીનદાર આવી જમીન રાખી લે અને પછી ગામના લોકોને મજુરોની સ્થિતિમાં રાખી તેમની મહેનતે પોતાની શ્રીમંતાઇ વધારે, સરકારના કાયદા તથા સમાજનું બંધારણ એવા પ્રકારનું હોવું જોઇએ કે આવી સ્થિતિ થતી અટકે ને એક બીજા કરતાં સ્હેજસાજ નાનો મોટો રહે, પરંતુ અતી ફેર ના પડી જાય. જો આપણા દેશમાં આવી સ્થિતિ વધુ વખત ચાલ્યા કરશે ને ખેડુતની રાતદિનની મહેનતનો લાભ આવા

ારો પાસે એકઠી થતી જમીન ખેડુતોમાં વ્હેંચાતી રહેવી જોઇએ એથી જમી-
નો રૂડો ઉપયોગ થશે, ખેતીનું દ્રવ્ય વધશે અને સમસ્ત દેશને પણ
ાભ થશે. ખેતીનું જેમને કામ કરવું છે તેમની પાસે નહિ અને જેમને
ખેતી કરવી નહિ તેમની પાસે પુષ્કળ જમીન એ સ્થિતિજ વિષમ
છે. ઘોડા પર બેસનાર એક માણસ ને લગામ બીજાના હાથમાં—આવી સ્થિતિથી
લાંબી મુસાફરી થાય નહીં અને મુસાફરીમાં વારે વારે વિઘ્ન આવ્યા કરવાના. માટે
ઘોડે બેસનારાએ પોતેજ લગામ પકડવી જોઇએ. માટે હાલ તરત તો અત્યારે એ
દેશામાં કામ કરવાનું છે કે જમીનદારો, તાલુકદારો તથા ઠાકોરો જેઓ પારકી
મહેનતે અમનચમન કરે છે તેમની સંખ્યા વધતી અટકાવવી જોઇએ અને બને
ા છે તેના કરતાં પણ ઘટાડવી જોઇએ અને ધીમે ધીમે આપણી સમાજમાંથી આ
ર્ગને બીલકુલ નાબુદ કરવો જોઇએ.

જમીનદારોની સ્થિતિ પણ વખત જતાં બગડવાની. બાપે કે વડવાએ પુરૂષાર્થ
કરી જમીનદારી પ્રાપ્ત કરી હોય છે તે પુરૂષાર્થ કરવાની શકિત પછીના જમીન-
દારોમાંથી જતી રહે છે. તેઓ આળસુ, મિથ્યાભિમાની તથા દુરાચારી થતા જાય છે.
ેવું, દળદર, અને વ્યસન તેમના ઘરોમાં પ્રવેશ કરે જાય છે. મિથ્યાભીમાનને
લીધે તેમનાં ઘરમાં ગજા ઉપરાંતના ખર્ચો થયે જાય છે. તેઓ દેવામાં ડૂબી જાય
છે, તેમની જમીન વાણીઆને ત્યાં ગીરો મૂકાય છે અને છેવટે તેઓ બિચારા
પાયમાલ થઇ જાય છે. ગુજરાત તથા કાઠીઆવાડમાં તાલુકદારોની સ્થિતિ તપાસો
તો માલુમ પડશે કે એમની સ્થિતિ આપણી સમાજ ા શરમ રૂ ા છે. સરકારને તેમના
લાભ અર્થે ખાસ ખાતું કાઢવું પડયું અને તેમનું રક્ષણ કરવાના ઉપાયો યોજવા
પડયા; તેમ છતાં પણ તેમનો ઉદ્ધાર થતો નથી. તેમાંના કેટલાક તો દેવામાં એવા ડૂબી
ગયા છે કે સાંજના વાળુની શેર ખીચડી પણ તેમને કોઈ ધીરતું નથી. પગ
ઉપર પગ ચઢાવી આળસુ બેસી રહેવાનો તથા માત્ર આગલી વડાઇઓની વાતો
કર્યા કરવાનો આ જમાનો નથી. બેઠે બેઠે ખાતાં ને ઉડાવતાં બધું ખૂટી જાય છે;
એ વર્ગનું ઘર પડવાજ બેઠું છે તો સરકાર ગમે તેટલા ટેકા દે તો પણ તેઓ કયાં
સુધી ટકી શકવાના? અત્યારે સર્વેએ ઉદ્યમ કરવો જોઇએ, સમાજના પ્રવૃત્તિમાં
સર્વેએ પોતાનો હીસ્સો આપવો જોઇએ હાલમાં પૈસો પ્રાપ્ત કરી નવા પ્રકારના
જમીનદારો થયા છે તેમની પણ બેચાર પેઢીએ આવીજ કઠણ દશા થવાની;
કારણ કે જમીનદારોના દુર્ગુણો તેમના વંશજોમાં વ્હેલા મોડા આવ્યા વિના રહેવાના
નહીં અને પાયમાલીની શરૂઆત થવાનીજ. જમીનદારો અને ખેડુતોની ખેંચા-
ખેંચીમાં ઘણીવાર બિચારી જમીનને દુઃખ ભોગવવું પડે છે. તે નધણીઆતી થઈ
જાય છે અને ખાતરનું મ્હોં પણ દેખી શકતી નથી અને તેની સ્થિતિ પણ
સુધરતી નથી. માટે સર્વથી ઉત્તમ વ્યવસ્થા તો એ છે કે પોતાની જમીન અને
પોતેજ ખેડુત એમાં ઘણે અંશે સમાનતા સચવાય છે. દરેક જણ આવી વ્યવસ્થાથી
સમાજને પોતાની મહેનતનો ફાળો આપે છે. સૌ પોતાની મહેનત અને બુદ્ધિના
પ્રમાણમાં સુખ ચેનમાં રહે છે અને છેવટે ભયંકર પરિણામ આવતું અટકે છે.

P.

# મૅગ્ના કાર્ટા.

( ગતાંકથી ચાલુ પૃષ્ટ ૩૭૫. )

## પ્રવેશ ૩ જો.

## (ઈ. સ. ૧૨૧૫ ઇસ્ટર)

( રાજા જહૉનના એક કિલ્લાનું આંગણું. મધ્યમાં એક કોચ; પડખે, જમણી બાજુ ટેબલ ને તે ઉપર ખાવાની ચીજો, પ્યાલા વગેરે. જમીન ઉપર આમ તેમ વેરાયેલું થોડું ઘાસ. )

[ ડાબી બાજુ, હાથમાં એક ચર્મપત્ર લઇને રાજા જહૉન પ્રવેશ કરે છે; તેની પાછળ ફૉ૦ તથા જી૦ પ્રવેશ કરે છે. ]

જહૉ૦:—( ચર્મપત્રને જમીન ઉપર ફેંકીને ) અમીરોની માગણીઓ! નુકસાનનો પ્રતીકાર! મારે એ કાંઇ ન જોઇએ! ( પોતે કોચ ઉપર પડે છે ) [ જી૦ને ] દારૂ લાવ—પશ્ચિમ તરફ જવાથી હું તો થાકી ગયો છું. ઉતાવળ કર, દારૂ લાવ.

( જી૦ ડાબી બાજુ જાય છે. )

( ફૉ૦ ને ) મારા કહેવા પ્રમાણે એ દુષ્ટોની તપાસ રાખવા માટે જાસુસો મોકલ્યા?

ફૉ૦:—જી, હા.

જહૉ૦:—( બૂમ પાડે છે ) જલદી દારૂ લાવો. મારૂં ગળું સૂકાઇ જાય છે. જુઓ તે મૂર્ખાઓ સમજતા નથી.

( જી૦ દારૂ લઇને આવે છે; તે પ્યાલામાં નાંખે છે ત્યાં તો જહૉન પ્યાલો ઝુંટવી લે છે. ) મને પીવા દે. ( પીએ છે ) હજી, નાખ. ( વધારે પીએ છે ) બસ, જા હવે. તમારા બન્નેનું મારે બીજું કામ છે. જયાંથી તમે આવ્યા છો ત્યાંથીજ બીજા વધારે લડવૈયાઓની જરૂર પડશે.

ફૉ૦:—ખુદાવિંદ, આપને માટે પેલે કાંઠેથી હું ઘણાં માણસોને લાવી શકીશ.

જી૦:—અને હું પણ. પરંતુ તે અમારા જેવાં ગરીબ અને કંગાળ હશે

જહૉ૦:—( હસે છે ) એટલે તેમને તમારી માફક પગાર જોઇએ એમ ના? હું સમજ્યો; તમને સર્વને આપી શકું તેટલું મારી પાસે છે. મને લાગે છે કે પાદરીઓ અને યાહુદીઓ જ એટલું પૂરું પાડી શકે. મારે તો સરખુંજ છે, બેમાંથી ગમે તે આપે. પૈસાની જરૂર પડે ત્યારે દંડ, કેદ, બેડી વગેરે કયાં ઓછાં સાધનો છે?

જી૦:—જી, એ તો સાચું.

જહૉ૦:—બ્રિસ્ટલમાં યાહુદી પાસેથી ૧૦૦૦૦) માર્ક કેમ પડાવ્યા તે સાંભરે છે?

જી૦:—જી, હા. કેમ ન સાંભરે?

જહૉ૦:—એ કડક મારવાડાને સોનું તો એવું વ્હાલું હતું! પણ રોજ એક એક દાંત ખેંચાય એટલે ૧૦૦૦૦) કાઢી નાંખ્યા. જાઓ બન્ને અને શા નવીન છે તે જાણી મને જાહેર કરો.

(ફૅાં૦ અને જી૦ બન્ને ડાબી બાજુ જાય છે)

જહૉ૦:—(ઉઠીને આમ તેમ ફરે છે) આ અમીરોને પાછા સકંજામાં લઇ લઇશ. ડિ બ્રિઓઝ તો ઉઠી નહિ શકે; એ દુષ્ટની જીભોને તો મેં ખેંચી લીધી છે. હવે તો ડિ વેસ્સી વગેરેને એવો પાઠ ભણાવું કે જીવે ત્યાં સુધી ભૂલે નહિ.

(ડાબી બાજુ ફૅાં૦ પ્રવેશ કરે છે.)

ફૅાં૦:—રાજાધિરાજ, કેન્ટરબરીના મુખ્ય ધર્માધ્યક્ષ અને અર્લ ઑવ પેમ્બ્રોક બહાર ઉભા છે અને બહુજ અગત્યના વિષય ઉપર આપની સાથે વાતચિત કરવા માગે છે.

જહૉ૦:—સત્યાનાશ જાઓ તેમનું! સ્ટીવન લૅન્ગ્ટન—તું પણ હ્યુબર્ટ વૉલ્ટરની પાછળ મૃત્યુવશ થયો હત તો કેવું સારૂં થાત! તારી વિનયવાળી મર્મજ્ઞતા. ઊંડું ડહાપણ, પ્રભાવાળી નમ્રતા—આ સર્વ મને નથી રૂચતાં! તારૂં બૂરૂં થાઓ! (ફૅાં૦ ને) લાવ તેમને મારી પાસે. (કોચ ઉપર બેસે છે.)

ફૅાં૦:—(જતાં જતાં મનમાં) તેમના આવવાથી રાજાને ક્રોધ થશે એમ મેં જાણ્યું હતું. ધર્માધ્યક્ષને તો તે બહુજ ધિક્કારે છે. (ડાબી બાજુ જાય છે.)

જહૉ૦:—(કોચ ઉપર પડે છે) હું થાકી ગયો છું. આવાં દિવાનખાનાંઓમાં હું નિરાંતે આનંદ કરૂં અથવા તો નિર્જન અરણ્યમાં મૃગયા કરીને થાકી ગયેલો હું મારા કૂતરાઓ સાથે શીતળ છાયામાં ઝરણા પાસે આરામ લઉં એ દિવસો ક્યારે આવશે? આવ, લૅન્ગ્ટન, આવ અને તારૂં મોઢું કાળું કર. તમે મારી શાંતિમાં ભંગ પાડનારા દુષ્ટો!

(ડાબી બાજુ, સ્ટી૦ લૅ૦ તથા મા૦ પ્રવેશ કરે છે; પાછળ ફૅાં૦)

લૅ૦:—(હાથ ઉંચો કરીને) વિજય થાંઓ, મહારાજનો! આશીર્વાદ!

જહૉ૦:—આશીર્વાદ! વધારે આશીર્વાદોની મારે જરૂર છે? પોપસાહેબે તો મને હમણાંજ આશીર્વાદ આપ્યા છે.

લૅ૦:—જેમનો આ રાજ્યમાં અતિ અધમ કિંકર હું છું.

જ્હૉ૦:—બસ. હવે તમને કૅન્ટરબરીમાં મૂક્યા છે. તમારે તમારૂં દ્રવ્ય ને જાગીર છે તેટલાથી સંતોષ માનવો. આજે ધર્મ સંબંધી વાત કરવાની મારી ઇચ્છા નથી. હરણ મારવું અથવા તો બાજ ઉડાડવું એ અત્યારે વધારે ગમે છે. માટે જે કાંઇ કહેવું હોય તે જલદી કહી પતાવો. (ટેબલપરનો દારૂ પીએ છે.)

(લૅં૦ જ્હૉ૦ ની નજીક આવે છે; મા૦ ડાબી બાજુ; ફ્રૅ૦ જમણી બાજુ)

લૅં૦:—રાજન્, અમે આજે બહુજ જરૂરની બાબત માટે આપની પાસે આવ્યા છીએ. જ્યારે આખા રાજ્ય તરફથી આપને અરજ કરવા હું આવ્યો છું ત્યારે તો આપ મને ઉતાવળે રવાના ન કરી દો એમ હું માનું છું.

જ્હૉ૦:—લૅન્ગ્ટન, તમે હમેશાં મારા શત્રુઓનો પક્ષ લીધો છે.

લૅં૦:—મહારાજ, હું આપનો મિત્ર અને નિમકહલાલ સેવક છું. (જમીન ઉપરથી ચર્મપત્ર ઉપાડે છે) આપની પ્રજા આપની દુશ્મન ન હોય. આપ વિવેકબુદ્ધિથી પ્રજાની યોગ્ય માગણીનો સ્વીકાર કરો એવી મારી આપને ખાસ ભલામણ છે.

(ચર્મપત્ર ધરી રાખે છે).

જ્હૉ૦:—(તેને ખેંચીને) અરે કહું છું, અયોગ્ય માગણીઓ!

મા૦:—નામદાર, એ માગણીઓમાં કાંઇ નવું કે વિચિત્ર નથી.

જ્હૉ૦:—નવું જૂનું, મને શી પરવા છે? એ માગણીઓ માત્ર ખોટાં સ્વપ્નો છે, અને કારણ જુઓ તો કાંઇજ નહિ. તેમની માગણીઓ મેં સાંભળી છે. એ લોકોએ ઘણું માગ્યું તે સાથે કાં મારું રાજ્ય પણ ન માગ્યું?

લૅં૦:—રાજન્, એ રાજ્ય તો આપ રાખો એમ અમે કહીએ છીએ; તેને પારકા હાથમાં જતું અટકાવો.

મા૦:—(ઘુંટણીએ પડીને) નામદાર, ખરેખર એમજ.

લૅં૦:—નીતિ અને ન્યાયથીજ આપ એ કરી શકશો; નહિતર એ રાજ્ય આપ રાખી નહિ શકો.

જ્હૉ૦:—એ તો મને ફાવશે તેમ રાખીશ.

મા૦:—(ઉઠીને) મહારાજ, અમીરો બધા ઉશ્કેરાઇ ગયા છે.

જ્હૉ૦—શું ઉશ્કેરાઇ ગયા છે? હું તેમને મારા કોપનો સ્વાદ ચખાડીશ. તેમના કિલ્લાઓને પાડી નાંખીશ, બાળી દઇશ, ઉજ્જડ——

લૅં૦:—યાદ રાખો. હજી થોડાજ સમય ઉપર વિન્ચેસ્ટરમાં મેં આપને પાપમુક્ત કર્યા છે. શાંતિ અને હર્ષના અશ્રુઓ સાથે આપ પુનઃ ખ્રિસ્તી રાજા તરીકે સ્વીકારાયા છો. તે ક્રિયાના નામથી, તેમજ જે દિવસે તમને સત્તા અને પવિત્ર વિશ્વાસના સ્થાન પર યોજવામાં આવ્યા તે દિવસની ક્રિયાના નામથી હું આપને ભાર દઇને કહું

છું કે આપે પ્રજાની વિનંતિ ધ્યાનમાં લેવી જોઇએ. ( જહૉનના હાથ ઉપર પોતાનો હાથ અડાડે છે ) ન્યાયી કાયદાઓ દાખલ કરો, તમારી પ્રજા ઉપર જુલમ ગુજારનારા આ ( ફૉ૦ ની સામું કરડી આંખે જોઇને ) ભાડુતી પરદેશીઓને હાંકી કાઢો. કરીવાર, ઈગ્લંડના રાજા થાઓ.

જહૉ૦:—( લૅ૦ ને ખસેડી નાંખે છે અને કૂદી ઉઠે છે ) ઇંગ્લંડનો રાજા તો થવાનોજ. તમે બરાબર કહ્યુ. રાજા થવાનો, ગુલામ નહિ હો ! મારા પોતાના તાબેદાર અમીરોના હુકમો મારે સાંભળવા ? ( ચર્મપત્રને કચરે છે ) દ્રોહીઓ, દૂર થાઓ. ( મા૦ ને ) તમારે સૌને આ કર્યા ખાતર પસ્તાવું પડશે.

( લૅ૦ને ) તમે કોણ છો તેની પણ મને દરકાર નથી. જાઓ, અને અમીરોને કહો કે આ પગલું ભર્યું તે ખાતર હું તેમને સજા કરીશ.

મા૦:—( ડાબી બાજુ ખશીને ) અરે દૈવ !

લૅ૦:—આપના શબ્દોથી મને ઘણું દુઃખ થાય છે. એ શબ્દો મારે અક્ષરશઃ અમીરોને જાહેર કરવા પડશે. અમીરો બ્રેકલી પાસે એકઠા થયા છે.

જહૉ૦:—તમે મરજી પડે તે કહો-- મને દરકાર નથી!

લૅ૦:—ભવિષ્યમાં એક દિવસ આવે અને આપ અમને વધારે સારી રીતે સાંભળો એમ હું ઇચ્છું છું. ( લૅ૦, ને મા૦ ડાબી બાજુ જાય છે. )

જહૉ૦:—એ દિવસ કદી ન જ આવે! મીઠી જીભવાળા પાદરી! તમારે બધાને વિમાસવું પડશે. (પીએ છે) તેમનો વિનાશ થાઓ! ( ફૉ૦ ને) બચ્ચા, તું પણ પી. (ફૉ૦ પણ પીએ છે) દુશ્મનોની તપાસ કરવા આપણે જે માણસો મોકલ્યાં હતાં તેમાંથી કોઇ પાછું આવ્યું ? જા, તપાસ કર.

(ફૉ૦ ડાબી બાજુ જાય છે અને જુવે છે.)

ફૉ૦:—આ એક તો ચાલ્યો આવે છે. બહુ ઉતાવળથી આવે છે.

જહૉ૦:—કોણ છે ?

ફૉ૦:—જીરલ્ડ; તે પાછો આવ્યો.

જહૉ૦:—( આમ તેમ ફરે છે ) તે માઠા સમાચાર લાવશે? બીજું હોયજ નહિ! આજના ગ્રહોજ અવળા છે.

ફૉ૦:—( ડાબી બાજુ જાય છે ) મહારાજ, તે આ આવ્યો.

( ડાબી બાજુ જી૦ પ્રવેશ કરે છે. )

જહૉ૦:—શા સમાચાર છે? બંડખોરોના શા સમાચાર છે ?

જી૦:—માઠા ખબર કહું તો માબાપ મારતા નહિ. ( પગે પડે છે ) મને બચાવો !

જહૉ૦:—(પાસે જઇ તેનું ગળું પકડે છે) હવે ઢોંગ છોડી દે. જેવા હોય તેવા ખબર કહી દે, નહિતર તારૂં ગળું પકડી ઓકાવી કાઢીશ. (જતો કરે છે.)

જી૦:—(શ્વાસ ખાતો ખાતો) એમજ છે; બધા અમીરોએ એકલી પાસે પડાવ નાંખ્યો છે; લડાઇ માટે સજ્જ થયા છે.

જહૉ૦:—હેં!

જી૦:—(ધ્રૂજતો ધ્રૂજતો ઉઠે છે) આપના પક્ષમાં કોઇજ રહ્યો નથી. એમ કહે છે કે ૨૦૦૦ અમીરો છે, પાયદળ, ઘોડેસવાર, તીરકામઠાંવાળા, ધનુર્ધારીઓ, બધા સજ્જ થયા છે અને પ્રતિજ્ઞા લઇને આવ્યા છે.

જહૉ૦—મારી સામે?

જી૦:—જો આપ ના કહો તો તેમનો તેવો નિશ્ચય છે; છેવટ લડાઇ માટે પણ.

જહૉ૦:—હજી હું તેમની સામે ટક્કર લઇ શકું; પહેલાંની માફક તેમને કચરી નાંખું પણ ખરો!

જી૦:—હવે તો આપના બધા કિલ્લાઓ પડશે. સાત અમીરો પણ આપની તરફ નથી. વળી એમ કહે છે કે લંડનના લોકો શહેરના દરવાજા તેમને માટે ઉઘાડશે.

જહૉ૦:—હું બહારથી વધારે માણસો મંગાવીશ. પોપ મારા દુશ્મનોને ભ્રષ્ટ જાહેર કરશે—

ફૉ૦:—રોમ તો ઘણું દૂર છે. લડવા માટે બહારથી માણસોને આવતાં પણ વાર થશે.

(ફૉ૦ ને જી૦ પાસે પાસે આવે છે, જમણી બાજુ.)

જહૉ૦:—(કોચ ઉપર પડે છે) શું સઘળાએ મારો ત્યાગ કર્યો? હું ઠગાયો, તિરસ્કારનું પાત્ર થયો? પાદરીઓ અને અમીરોના ચાકરો પણ મને હસે! હઅઅઅ. એવી દાઝ આવે છે તમારા ઉપર! આ ખડની જેમ તમને વાળી નાંખું! (ખડને લે છે, તોડે છે, કરડે છે) બધાને કચરી ચૂરેચૂરા કરી નાંખુ! (ખડ ફેંકી દે છે) એક દિવસ સૌને પહોંચી જઇશ. અસ્તુ! આજ તેઓનો વિજય થશે તો કાલે મારો. ફૉ૦, ઉતાવળથી જા ને લૅન્ગટનને તથા માર્શલને જલદી બોલાવી લાવ. તેમને કહેજે કે તેમની અરજી સાંભળી તેમનો લેખ સ્વીકારવા હું તેમને બોલાવું છું.

ફૉ૦:—(ચકિત થઇને) એમ?

જહૉ૦:—હા, એમ આશ્ચર્યથી બ્હેબાકળો ન થા. જા અને તેમને કહે કે અમે હવે કૃપા દેખાડશું. અત્રે મળવાનું એક ઠેકાણું નક્કી કરશું અને ત્યાં તેમને જે કહેવું હશે તે સાંભળશું.

ફૉ૦:—નામદાર!

જહોંગ:—બસ, જા અને સંદેશો કહે. હું તેમનો લેખ સ્વીકારીશ! (હસે છે)
(ફ્રૉ॰ ડાબી બાજુ જાય છે.)

હું એમ કહીશ કે રાજ્યની શાંતિ, ઉન્નતિ અને માનની ખાતર હું આ સ્વીકારૂં છું. (હસે છે) હું આ પાળીશ એમ તેઓ માનશે ખરા? ભલે તેમને માનવા દો. (જી॰ ને) તું પાછળ જા અને સંદેશો તરત કહે તેમ કર? (જી॰ ડાબી બાજુ જાય છે.)

એક દિવસ, તેઓ સર્વને વિમાસણ થશે. (ઉઠે છે) આની ખાતર આખા દેશને હું રંજાડીશ. શું, વસંત છે? ત્યારે તો હું બીજોને જ લઇ લઇશ વાડોને કપાવી નાંખીશ એટલે જંગલી પશુઓ તેમનાં ઢોરઢાંખરને તથા ઘાસચારાને ખાઈ જશે. મોલ હશે ત્યારે હું તેને ઉભો ને ઉભો બાળી દઇશ મારો કોપ શમે ત્યાંસુધી આખા દેશને ભૂખે મારીશ.

(ડાબી બાજુ જાય છે.)

---

# ખેતીનું શિક્ષણ.

પૂનાની ખેતીવાડીની કૉલેજ આગળ ભાષણ કરતાં લૉર્ડ વીલીંગડને થોડા માસ ઉપર જણાવ્યું હતું કે હિન્દના સાધારણ ખેડુતને ખેતી વિષે ઇંગ્રેજો ભાગ્યેજ કંઇ શીખવી શકે. આ વચનને ત્હેના સાધારણ અર્થમાં સમજવાનું નથી; કારણ કે તેમ હોય તો ખેતીનું સરકારી ખાતું અને ખેતીની કૉલેજો નિરૂપયોગી ગણાય. જે દશામાંથી આપણો દેશ છેલ્લા અનેક સૈકાઓથી પસાર થયો છે તે જોતાં આપણી ખેતી એકંદર સંગીન છે અને શરમ ઉપજાવે એમ નથી; છતાં હાલના સુધરેલા દેશોના પ્રમાણમાં આપણે આ બાબતમાં ઘણા પછાત છીએ એ નિર્વિવાદ છે. આ સમજ દેશમાં પ્રસરવા માંડી છે અને વધારે પ્રસરવી જોઇએ; અને આ સમજથી જ સરકારે ખેતીનાં ખાતાં, નમૂના રૂપ ખેતરો, નિશાળો અને કૉલેજો સ્થાપ્યાં છે.

આ ખાતું અમુક સુસ્ત ચીલામાં ન પડી જાય પણ નિરંતર જાગૃત રહે અને સુધરે એ હેતુથી થોડા વખતથી બે વર્ષને અંતરે ખેતીવાડીની પરિષદ્ ભરવામાં આવે છે. અલબત, એ પરિષદ્ આપણી સામાન્ય પરિષદ્ની માફક લોકના પ્રતિનિધિઓની નથી હોતી; પરન્તુ મ્હોટે ભાગે તે ખાતાના ઉંચામાં ઉંચા અમલદારોની હોય છે. ચર્ચા ખેતીના ઘણા કઠિન અને અટપટા વિષયો વિષે હોવાથી બિનઅમલદારી સદ્‌ગૃહસ્થોની મ્હોટી સંખ્યા ત્હેમાં ન હોય એ સ્વાભાવિક છે. પરન્તુ હિન્દી સદ્‌ગૃહસ્થોનો લગભગ સંપૂર્ણ બહિષ્કાર કરી હિન્દની ખેતીના સવાલ ઉકેલવા એ જેટલું આપણને અપમાનકારક છે તેટલુંજ ત્હેનું પરિણામ એકમાર્ગીય બને છે.

થાય છે કે મી. કીટીંગ આ પરિષદ્‌માં આ નિશાળ વિષે કંઇ પણ લેખ તૈયાર કર્યા શિવાય ગયા હતા કે ત્હેના લાભની પુસાના અમલદારોને હજી ખાત્રી થઇ નથી? અમારા સમજવા પ્રમાણે આખા હિંદમાં કેવળ ખેતીના શિક્ષણ માટે આ એકજ નિશાળ છે. પરન્તુ ત્હેની સ્થાપનામાં શા ગહન સિદ્ધાન્તો રહેલા છે અને ત્હેવી સંસ્થાઓ સર્વ સરકારી ખેતરો આગળ ઉઘાડવાને કેમ યોજના ઘડવામાં આવતી નથી એ અમે સમજતા નથી. ખરેખર, સાદામાં સાદી ચીજો પણ હિંદમાં ઘણી ગહન ગણાય છે અને પરિણામે ત્હેની વ્યર્થ તપાસમાં વર્ષોના વર્ષ નિરાંતે ગુમાવવામાં આવે છે. મગરૂર અમલદારો શિવાય સર્વ કોઇ સમજે છે કે સુધરેલી ખેતીના મુખ્ય સિદ્ધાન્તો સાદા રૂપમાં બને તેટલી સંસ્થાઓમાં શીખવવાની જરૂર છે. પરન્તુ એક મ્હોટા પ્રાંતમાં એક ઠેકાણે નિશાળ ઉઘાડી ત્હેને પ્રયોગનું નામ આપે છે, તે પ્રયોગનું બારીક નિરીક્ષણ કરી ત્હેના ગુણદોષની તુલના કરવામાં આવે છે. અને આમ વર્ષો ગયા પછી ત્હેવી કેટલી નિશાળો સ્થાપવામાં આવશે અને ત્હેને માટે કેટલાં નાણાં ખર્ચવામાં આવશે તે કોણ જાણે?

બ્રિટિશ સરકાર સ્હામે જે અનેક સાચી અને સીધી ફરીઆદો આપણને છે ત્હેમાંની એક આ છે. તંદુરસ્તી અને મેલેરીઆ વિષે જે પરિષદો ભરવામાં આવી હતી તે ઉપરથી પણ એજ સાબીત થાય છે કે શોધખોળ માટે વ્યાજબી રીતે નાણાં ખર્ચ્યાં પછી પણ હિન્દની બ્હોળી વસ્તીમાં તે શોધનાં પરિણામનો પ્રસાર કરવાને નહિ જેવાજ પ્રયત્ન કરવામાં આવે છે. વર્ષે વર્ષે શોધને માટે વધારે ને વધારે પૈસા ખર્ચવામાં આવે છે, અને હિન્દના જુદા જુદા પ્રદેશોમાં તપાસ કરવાને મ્હોટા અમલદારોને નીમવામાં આવે છે ત્યારે ત્હેનાં પરિણામનો પ્રજાને લાભ આપવાને કંજુસપણે જુજ રકમ ખર્ચવામાં આવે છે અને છેવટે લોકો ઉપર જ નિષ્ફલતાનો બોજો નાંખવામાં આવે છે. ઉપરાંત હિન્દને અને હિન્દની વસ્તીને એવી તરેહવાર અને વિચિત્ર ગણવામાં આવે છે કે સાદામાં સાદી સંસ્થાઓની સફલતા વિષે શંકા બતાવી ત્હેના પ્રસારમાં મ્હોટી ગંભીર મુશ્કેલીઓ નાંખવામાં આવે છે.

આ સ્થિતિ ક્રૂર અને શોચનીય છે. જે લાખો-કરોડો લોકોના હિત માટે દેખીતી રીતે આ મ્હોટા સમારંભો ભરવામાં આવે છે ત્હેમને ત્હેનો લાભ મળતો નથી. ત્હેમનું અજ્ઞાન અને દુઃખી જીવન તો કાયમ રહે છે. શોધખોળ માટે વધારે ને વધારે પૈસા ખર્ચાય છે તેથી સ્વાભાવિક રીતે શક ઉત્પન્ન થાય છે કે આ પદ્ધતિ પ્રજાના નહિ પણ જુજ કેળવાયલા ઇંગ્રેજોના લાભ માટે ચલાવવામાં આવે છે.

આ સ્થિતિ જેમ પ્રજાને નુકશાનકારક છે તેમ રાજ્યને ભય રૂપ છે. ખેડુતનો જે મ્હોટો વર્ગ રાજ્યની ત્રીજોરી ભરે છે અને પ્રજાને અન્ન આપે છે ત્હેની ઉન્નતિ માટે સરકાર વેગભર્યા પ્રયત્નો કરવાને બદલે આવી ભપકાદાર પરિષદો ભરશે તો તેઓ વધારે ને વધારે અસંતુષ્ટ બનશે. અમલદારો ધારે છે તેટલી પ્રજા મૂર્ખ નથી; તે પણ રાજનીતિની વક્રતાઓ અને ન્યૂનતાઓ સમજી શકે છે. માટે કહેવાતા પ્રયોગોની સફળતા માટે ઠંડી રીતે રાહ જોવાને બદલે સરકારે વધારે ને વધારે નમૂના રૂપ ખેતરો ઉઘાડવાં જોઇએ અને તે દરેકની સાથે એક કે વધારે ખેતીની શાળાઓ જોડવી જોઇએ.

---

# પુસ્તક પરિચય

હિન્દ—એક રાષ્ટ્ર (ઇંગ્રેજી) લેખક મીસીસ એની બેસન્ટ, પૃષ્ટ ૯૨, કીંમત આના ૬

જેકની લોકોપયોગી પુસ્તકમાલાના એક અંક તરીકે આ પુસ્તક ઈંગ્લંડમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે; અને તેથી હિન્દના લોકોને જાગૃત કરવા કરતાં પણ ઇંગ્રેજ પ્રજાનું હિન્દ વિષે અજ્ઞાન દૂર કરવા અને હિન્દમાં સ્વરાજ્યની જરૂર દર્શાવવા આ પુસ્તક લખવામાં આવ્યું છે. મી. સી. પી. રામસ્વામી આયર, હિન્દના એક પ્રતિનિધિ તરીકે જે સંક્ષિપ્ત પ્રસ્તાવના લખી છે ત્હેમાં આ પુસ્તકનો સારાંશ રજૂ કરવામાં આવ્યો છે.

કૅાંગ્રેસ વિષે તે લેખકના પુસ્તકની માફક આની પણ શરૂઆતમાં હિન્દના ઈતિહાસની ટુંકી રૂપરેખા આપવામાં આવી છે અને એમ પુરવાર કરવામાં આવ્યું છે કે હિન્દે પ્રાચીન કાળમાં સૈકાંઓ સુધી સ્વરાજ્ય ભોગવ્યું છે એટલુંજ નહિ પણ મુસલમાન કાળના સારા જમાનામાં સ્વરાજ્યના ઘણા લાભ મેળવ્યા છે. રાજાઓ પરદેશી હતા, પણ ઘણી મ્હોટામાં મ્હોટી પદવીઓ હિન્દીઓ અને મુસલમાનોને નિષ્પક્ષપાતપણે સોંપવામાં આવતી હતી; અને જો કદાચિત્ રાજાઓ ઘણો કર લેતા હતા--જો કે હાલના કરતાં વધારે હતો એમ સાબીત થયું નથી—તો તે મ્હોટે ભાગે હિન્દમાં જ ખર્ચાતો હતો અને બાકીનાં નાણાં પણ હિંદમાં જ રહેતાં હતાં. કંપની સરકારની સ્થાપના પછી હિન્દ વધારે ને વધારે ગરીબ થયું અને ઉંચી નોકરીમાંથી બહિષ્કારથી અને ત્રાસજનક બંધનોથી વધારે ને વધારે અસંતુષ્ટ બન્યું. હવે સુધારાનો માર્ગ એકજ છે અને તે સ્વરાજ્ય.

આ પુસ્તકમાં પાંચ પ્રકરણો છેઃ (૧) ધર્મ અને રાષ્ટ્રીયતા, (૨) આર્થિક સ્થિતિ; (૩) કેળવણી; (૪) રાષ્ટ્રીય હીલચાલ; અને (૫) સ્વરાજ્ય.

પહેલું પ્રકરણ ઘણી રીતે ઉપયોગી અને મહત્વનું છે. બ્રહ્મો સમાજ અને આર્યસમાજ, રામકૃષ્ણ મઠ અને થીઓસોફિકલ સોસાયટીની ધાર્મિક હિલચાલોએ, હિન્દુ ધર્મનાં ઉચ્ચ તત્વોનું પુનર્જીવન કરવામાં કેવી સહાય આપી છે અને તેથી શુદ્ધ રાષ્ટ્રીય હીલચાલને કેટલો વેગ મળ્યો છે એ યોગ્ય રીતે બતાવવામાં આવ્યું છે. દરેક પંથનું આલેખન ત્હેના અનુયાયીઓને રૂચે એવું નથી અને અમને ઘણી રીતે અપૂર્ણ લાગે છે; તેમ થીઓસોફી તરફ લેખકનો પક્ષપાત દેખીતો છે. છતાં બ્રાહ્મ સમાજનો ભક્તિમય

સુધારો, આર્યસમાજનો પ્રભાવશાલી વેદમાર્ગ, વિવેકાનંદનો તેજસ્વી વેદાન્તમાર્ગ અને થીઓસોફીનું સર્વ ધર્મનું સમાધાન—એ સર્વ સચોટ રીતે દર્શાવવામાં આવ્યાં છે.

આર્થિક સ્થિતિ વિષે પ્રકરણમાં હિન્દની હાલની ગરીબાઈ અને ત્હેના કારણરૂપ ઈંગ્લંડની રાજનીતિ ઉપર ખાસ ભાર મૂકવામાં આવ્યો છે. મર્હુમ રોમેશ ચન્દ્ર દત્ત અને મી. ડીગ્બીનાં પુસ્તકમાંથી ઘણા ઊતારા આ વિષે લેવામાં આવ્યા છે—જે અમને કેટલેક અંશે અયોગ્ય લાગે છે. ઈંગ્રેજી પ્રજા ઉપર અસર કરવાને માટે નવાં પ્રમાણો અને તાજી હકીકત આપવાની ઘણી જરૂર છે. ડ્રેન—અર્થાત્ ઈંગ્લંડમાં હિન્દ ખાતે દર વર્ષે ખર્ચાતા લગભગ પોણીત્રણથી ત્રણ કરોડ રૂપીઆ—વિષે પણ લખાણ ઘણું જુના પ્રકારનું છે. જે દેશમાંથી આટલી મ્હોટી રકમ પરદેશ જાય તે ગરીબ થાય એ દેખીતું છે અને ઇંગ્રેજોના કાનમાં આ બાબત વારંવાર ગજાવવાની જરૂર છે; પરન્તુ ત્હેની મીમાંસા જેમ વધારે બારીકીથી અને સમજુતીથી અપાય ત્હેમ ત્હેની વધારે અસર થવાનો સંભવ રહે છે.

કેળવણી વિષે આપણો હક અને આપણી ફરીઆદ અસરકારક ભાષામાં રજૂ કરવામાં આવી છે. તે પછી રાષ્ટ્રીય હીલચાલ વિષેના પ્રકરણમાં કૉંગ્રેસનો ઇતિહાસ અને ૧૯૦૭ માં ઉત્પન્ન થએલા બે પક્ષોનું વર્ણન આપવામાં આવ્યું છે. સ્વરાજ્ય વિષે છેલ્લા પ્રકરણમાં પુરવાર કરવામાં આવ્યું છે કે હાલનું હિન્દનું રાજતંત્ર બિલકુલ પ્રજાકીય-પ્રજાને આધીન નથી અને ગરીબાઈ, કેળવણી વગેરે અનેક પ્રશ્નોનું સમાધાન ત્યારે જ થશે તથા હાલમાં વધતો જતો અસંતોષ ત્યારેજ શાન્ત થશે કે જ્યારે સંસ્થાનો જેવું સ્વરાજ્ય હિન્દને આપવામાં આવશે.

આ પુસ્તકમાં હિન્દની સ્થિતિની સર્વ બાજુઓ-સર્વ અગત્યની બાજુઓ પણ રજૂ થઈ નથી; દાખલા તરીકે મુસલમાન કોમની હીલચાલો અને હિન્દુ સાથે સહકાર વિષે એક શબ્દ પણ નથી. છતાં આ પુસ્તક એકંદરે આપણી મ્હોટામાં મ્હોટી ફરીઆદો અને ઉત્તમ હકો અસરકારક રીતે રજૂ કરે છે અને અમારી ખાત્રી છે કે ઇંગ્રેજોની આંખો ઉઘાડવામાં આ પુસ્તક અત્યંત ઉપયોગી થશે. ઉપરાંત યૂરોપીય યુદ્ધને અને હિન્દ વિષે ઇંગ્લંડમાં વધતી સહાનુભૂતિ લક્ષમાં રાખીએ તો આ પુસ્તક ખરેખર અમૂલ્ય જણાશે.

સત્યભામા—અનુવાદક જીવણલાલ અમરશી મહેતા, પૃષ્ઠ ૨૩૮, કિંમત રૂ. ૧-૮-૦

અનુવાદ માટે રા. કોલ્હટકરનું "વધૂ પરીક્ષા" નામનું મરાઠી નાટક પસંદ કરવા માટે અમે રા. મહેતાને અભિનંદન આપી શકતા નથી. નાટકનો ઉદ્દેશ શરૂઆતમાં અનુલોમ—અહિંયા બ્રાહ્મણ રાજાનો શૂદ્ર કન્યા સાથે—વિવાહની પ્રશંસા કરવાનો દેખાય છે, પણ છેવટે જણાય છે કે આ કન્યા ખરી રીતે બ્રાહ્મણની પુત્રી છે. આથી સુધારાનું દૃષ્ટિબિન્દુ નિષ્ફલ બને છે. રા. કોલ્હટકરે આ યોજનાના બચાવમાં લખ્યું છે કે કલાની

દ્રષ્ટિથી અનુલોમ લગ્ન વિષય લગ્ન રૂપ લાગે છે. લેખકને ત્હેમની કલાની દષ્ટિ મુબારક છે; પણ તો પછી અનુલોમ લગ્નનો ભ્રમ છેવટ સુધી વાચકના મન ઉપર રાખવામાં કલાનો કયો કાનુન હશે એ સમજાતું નથી. ટુંકામાં સુધારાની દૃષ્ટિથી નાટક નિરૂપયોગી બને છે, અને સામાન્ય દૃષ્ટિથી નિઃસત્વ લાગે છે.

બાકી, નાટકનું વસ્તુ અને લખાવટ જો અનિષ્ટ શૃંગારથી મુકત છે તો બીજી પાસ અણઘડ પદ્ધતિનું, બિનકુદરતી અને અત્યંત સાધારણ છે ! લાગણીની ખરી ખુબી જમાવવાની હોય ત્યાં લાંબાં ભાષણો પાત્રોના મુખમાં મૂકવામાં આવ્યાં છે, જ્યારે અર્થગંભીર અને સૂચક શબ્દો કે બનાવો ભાગ્યે જ નજરે પડે છે. આ નાટકનું વધારે પૃથક્કરણ કરવું અમને નિરર્થક લાગે છે.

બીજાં સારાં પુસ્તકોની સાથે આવું નાટક રા. મ્હેતાએ કેમ પ્રસિદ્ધ કર્યું તે અમે સમજી શકતા નથી. પુસ્તક "જ્ઞાનવર્ધક" નથી એટલું જ નહિ પણ રસમય પણ નથી. બાકી, છપામણી, કાગલ, અને બાંધણી ઘણાં સારાં છે અને આવું દળદાર પુસ્તક આટલી ન્હાની કિંમને આપવામાં રા. મહેતાએ ઘણી હુંશીઆરી બતાવી છે.

સૉક્રેટીસ અને ત્હેનો છેલ્લો સંવાદ અનુવાદક જીવનલાલ અમરશી મહેતા અને જેઠાલાલ હરિલાલ શાહ, પૃષ્ટ ૧૪૩ કિંમત આના. ૮.

સૉક્રેટીસનાં આ ઉત્તમ અને હૃદયભેદક સંવાદને ગુજરાતીમાં પ્રસિદ્ધ કરી રા. મહેતાએ આપણને ઘણાજ આભારી કર્યા છે ગ્રીસના પુરાણ ધર્મથી વિરૂદ્ધ ઉપદેશ આપવા માટે સોક્રેટીસને દેહાંત દંડની શિક્ષા કરવામાં આવી હતી. પરન્તુ ત્હેને ઝેરનો પ્યાલો આપવામાં આવ્યો તે પહેલાં થોડા દિવસ કેદખાનામાં ત્હેણે પોતાના મિત્રો અને શિષ્યોની સંગતિ ભોગવી હતી; છેલ્લે દિવસે–જ્યારે સદ્ગુણ અને જ્ઞાનના ભંડારરૂપ તે મહા પુરૂષના જીવનની અવધિ આવી હતી ત્યારે-ક્રીટોએ ત્હેને ફરીથી કેદખાનામાંથી નાશી જવાની સૂચના કરી. આવા આચરણના ન્યાયીપણા વિષે આથી સંવાદ શરૂ થયો.અને અડગ ધૈર્યથી ઝેર પી તે પથારીમાં સૂતા ત્યારે સંપૂર્ણ થયો. આથી સમજાશે કે પહેલાંના સંવાદોની માફક આમાં બુદ્ધિનો વિલાસ અને સદ્ગુણનો ઉપદેશ નથી; પણ મરણની અણિ ઉપર મરણમાંથી છૂટવાને ન્યાયીપણા વિષે ચર્ચા છે.

જે અસાધારણ બુદ્ધિ, પરમ સાત્વિકતા અને દિવ્ય શ્રદ્ધાનું દર્શન-આ સંવાદમાં થાય છે એનું વર્ણન કરવા અમે ઇચ્છતા નથી; જેમ ગ્રીકમાં અને ઈંગ્રેજીમાં તેમ ગુજરાતમાં પણ આ સંવાદ અમૂલ્ય રત્ન સમાન છે અને અમારી ખાત્રી છે કે સામાન્ય વાંચકો તેમજ મ્હોટા વિદ્વાનો ત્હેને આવકાર આપશે. અનુવાદની ભાષા સરળ અને ઉચિત છે અને સંવાદની પહેલાં સોક્રેટીસનું સંક્ષિપ્ત જીવનચરિત્ર આપવામાં આવ્યું છે.

ભૂગોળ (મુમઇના ત્રીજા ધોરણ માટે) લેખક હિંમતલાલ ગણેશજી અંજારીઆ, એમ. એ, એલએલ બી, પૃષ્ટ ૭૩, કિંમત આના ૪.

મુંબાઈની મ્યુનિસિપાલીટીને પ્રાથમિક કેળવણીની વ્યવસ્થા સોંપવામાં આવી ત્યારથી જ મુંબઇની ભૂગોળનો વિષય ગુજરાતી ત્રીજા ધોરણમાં દાખલ કરવામાં આવ્યો છે. પરન્તુ નવાઇની વાત છે કે જ્યારે બીજા જીલ્લાઓ અને સંસ્થાનોમાં તે દરેકની ભૂગોળનાં પુસ્તકો મોજુદ છે ત્યારે મુંબઇની ભૂગોળ હાલ સુધી તૈયાર કરવામાં આવી નથી. પરદેશી વિચાર અને ભાષાનાં વમળમાં આપણું સુધરેલું શહેર કેટલું ઝંપલાયું છે ત્હેનો આ નમૂનો છે. લાંબા વખતથી ચાલતી આ મ્હોટી ખોટ અતિશય સંતોષકારક રીતે પૂરી પાડવા માટે મી. અંજારીયાના આપણે આભારી છીએ.

મી. અંજારીયાને ગુજરાત મ્હોટે ભાગે "કાવ્યમાધુર્ય" અને "સંગીત મંજરી" ના રસિક કર્તા તરીકે જ ઓળખે છે. પરન્તુ કેળવણી ખાતામાં વર્ષો સુધી જુદે જુદે સ્થલે જે કીંમતી કાર્ય કર્યું છે ત્હેનો પહેલોજ જાહેર પુરાવો આ પુસ્તક આપે છે. ભૂગોળનાં ગુજરાતી અને કેટલાંક અંગ્રેજી પુસ્તકો અમારા જોવામાં આવ્યાં છે; અને અમે જરા પણ આનાકાની શિવાય કહીશું કે આ પુસ્તક નવી પદ્ધતિ ઉપર લખાયેલું છે એટલુંજ નહિ પણ વિદ્યાર્થીઓના શિક્ષણ માટે તેમજ સામાન્ય જ્ઞાન માટે અત્યંત ઉપયોગી છે. જુદી જુદી બાબતોની સમજ આપવાને ચોપડીમાં અનેક નકશાઓ આપવામાં આવ્યા છે અને દરેક વસ્તુની સહેલી અને સચોટ સમજુત આપવામાં આવી છે. વિષય વિદ્યાર્થીઓને સુગમ કરવાને લેખકે જેટલી કાળજી લીધી છે તેટલીજ મહેનત, અને તેટલું વિશાલ જ્ઞાન-મુંબાઈ શહેરનું જ નહિ પણ કંઇક મુંબાઇ ઈલાકાનું પણ—આપવા લેખકે લીધી છે. આખું પુસ્તક ઘણી મનોગમ અને રસિક ભાષામાં લખાયું છે અને અમારી ખાત્રી છે કે જે વિદ્યાર્થીઓ માટે તે લખાયું છે ત્હેમને જ નહિ પણ, બ્હારના અજાણ લોકોને પણ તે ઘણું ઉપયોગી થશે.

**રામાયણનો રસાત્મક સાર** (કાવ્ય) લેખક હરગોવિન્દ કાનજી ભટ્ટ. પૃષ્ટ ૪૬, મૂલ્ય આના ૪.

પાંચમી સાહિત્યપરિષદે કાવ્યો માટે ઇનામોની જે પદ્ધતિ યોજી હતી ત્હેને અંગે આ કાવ્ય લખાયું હતું; અને જો કે તે ઇનામ મેળવવામાં ફત્તેહમંદ થયું નથી; પણ એકંદર ઉદાર આશ્રય વડે પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે. આપણા જાણીતા લેખક રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડયાએ આ પુસ્તકનું સુંદર અવિચન લખ્યું છે અને આ કૃતિની અતિશય પ્રશંસા કર્યા શિવાય ત્હેને સંપૂર્ણ ન્યાય આપ્યો છે. ઉપરાંત, રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી, રા. કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા અને છગનલાલ હરિલાલ પંડયા જેવા વિદ્વાન ગૃહસ્થોના સંતોષકારક અભિપ્રાયો આપવામાં આવ્યા છે. આથી કંઇ વિશેષ ન કહેતાં આ સરલ અને મનોગમ કાવ્ય તરફ અમે વાચકોનું ધ્યાન ખેંચીએ છીએ.

---

# નોંધ.

---

## શ્રીયુત ગોખલેની પુણ્યતીથી.

દેશસેવામાં શ્રી ગોખલેનો દેહ હોમાયો—ત્હેમનો રૂપેરી સ્વર સ્તબ્ધ થયો અને ત્હેમનું દેશવત્સલ હૃદય બંધ થયું, ત્હેને એક વર્ષ વીતી ગયું છે અને છતાં પણ આપણા શોકનાં આંસુ સૂકાયાં નથી અને ત્હેમની ન પૂરાય એવી ખોટ ઓછી સાલતી નથી. તારલા સમી ચમકતી ત્હેમની જીંદગી ફરી ફરીને આપણને યાદ આવે છે અને ત્હેમની અસાધારણ એકાગ્રતાથી અને વિરલ શક્તિથી ત્હેમણે ભવિષ્યમાં શું કર્યું હોત ત્હેનું સ્વપ્ન દૃષ્ટિ સમીપ તરે છે.

ફેબ્રુઆરી માસની ૧૯ મી તારીખ-ત્હેમના અવસાનનો દારૂણ દિવસ પુણ્યતીથી રૂપે હિન્દનાં મ્હોટા શહેરોમાં પાળવામાં આવ્યો હતો. પૂનામાં એક જંગી સભા આગળ શ્રી. ગાંધીએ ત્હેમના ગુણોનું સ્તવન કર્યું હતું અને વર્ષે વર્ષે આ દિવસે આપણા પોતાના કાર્યનો તરસાલો કાઢવા સર્વને પ્રેરણા કરી હતી. મદ્રાસમાં ઑ. ખાનબહાદુર મીર અસાદ અલ્લી ખાનના પ્રમુખપણા નીચે જે મ્હોટી સભા બોલાવવામાં આવી હતી, ત્હેમાં મી. સી. પી. રામસ્વામી આયર, મી. નાટેસન, વગેરે ગુણપૂજકોએ ત્હેમના માનમાં ભાષણ કર્યાં હતાં. મુંબઇમાં હિન્દસેવક સમાજનાજ મકાનમાં મી૦ વાછા જેવા પરમ દેશભક્તના પ્રમુખપદ નીચે એક ન્હાનો મેળાવડો કરવામાં આવ્યો હતો. ત્હેમાં મી૦ ઝીણા, મી૦ જયકર વગેરે તરફથી ઘણાં લાગણીભર્યાં વચનો કહેવામાં આવ્યાં હતાં. પોતાની અશક્ત તબિયતની અવગણના કરી પંડીત મદન મોહન માલવીઆએ અલહાબાદની સભાના પ્રમુખ તરીકે અતિશય હૃદયભેદક ભાષણ કર્યું હતું, અને દીલગીરીના દરિયાવમાં ડૂબતાં શ્રી. ગોખલેના ઉંચા આદર્શનું અનુસરણ કરવા સર્વ યુવકોને ત્હેમણે આગ્રહ કર્યો હતો. અમદાવાદ, સુરત વગેરે બીજાં ઘણાં શહેરોમાં આવી સભાઓ ભરવામાં આવી હતી. અમે ઇચ્છીએ છીએ કે દર વર્ષે આજ વિધિ અનુસરવામાં આવે.

તે મહાત્માને ચરણે દેશસેવાના પાઠ ભણવાનો તો નહિ પણ ત્હેમના જીવનસાર રૂપ હિન્દ સેવક સમાજમાં જોડાવાનો અનુપમ પ્રસંગ અમને મળ્યો છે. તેથી સ્વાભાવિક રીતે અમને તેમજ અમારા બંધુઓને અંતરની ગુંચોમાં તેમજ દેશસેવાના વિકટ પથમાં અમારા ગુરૂનું જીવનસ્મરણ નિરંતર પ્રોત્સાહિત કરે છે. ત્હેમણે જે પવિત્ર વાવટો અમારે હસ્તક કર્યો છે ત્હેનો, ત્હેમની નિશ્ચલ દૃઢતાથી અને ધાર્મિક શ્રદ્ધાથી ઉંચે ફરકાવવો એ અમારો જીવનમંત્ર છે.

## દેશી ભાષાઓમાં સ્વરાજ્યની ચળવળ.

કૉંગ્રેસના ઠરાવને અંગે જુદા જુદા પ્રાંતમાં શરૂ કરવામાં આવનાર ચળવળની અમે ગયા અંકમાં નોંધ લીધી હતી. મદ્રાસમાં મી. સી. પી. રામસ્વામી આયરે "આર્થિક પ્રશ્ન" ઉપર અને મી. રંગસ્વામી આયંગરે "પ્રાન્તિક સ્વરાજ્ય" ઉપર ભાષણ આપ્યા છે. બીજે સ્થલે હજી કંઇ શરૂઆત કરવામાં આવી હોય એમ જણાતું નથી.

સ્વરાજ્ય વિષે ખાસ કરીને દેશી ભાષાઓમાં ચળવળ કરવા માટે એક ફંડ સ્થાપવામાં આવ્યું છે અને તે સાથે જુદા જુદા લેખ પ્રસિદ્ધ કરવા માટે હિન્દના સર્વ પ્રાંતોમાંથી એક તંત્રીમંડલ નીમાયું છે. મદ્રાસમાંથી મીસીસ એની બેસન્ટ અને મી. સી. પી. રામસ્વામી આયર, બંગાળ તરફથી પૃથ્વીશચંદ્ર રૉય, બીહાર તરફથી મી. મઝર-ઉલ-હુક, સંયુક્ત પ્રાંત તરફથી મી. ચીન્તામણી અને મુંબાઈ તરફથી મી. રતનસી ધર્મસી મોરારજી અને મી. જમનાદાસ દ્વારકાદાસ ધર્મસી—આ મુખ્ય તંત્રીઓ છે. આ મંડલ તરફથી સ્વરાજ્યના ઠરાવ વિષે છેલ્લી કૉંગ્રેસમાં ભાષણો છપાવવામાં આવ્યાં છે. વધારામાં અમને જણાવવાની ફરમાશ કરવામાં આવી છે કે મુંબાઇના તંત્રીઓ આવતા માસથી ગુજરાતી લેખમાલો પ્રસિદ્ધ કરવા માંડશે. દેશના બીજા પ્રાંતોની સરખામણીમાં આ બાબતમાં ગુજરાત બહુ પાછળ નહિ પડે એ સંતોષની બાબત છે.

વધારામાં અમને ખબર પડી છે કે અલહાબાદમાં સ્વરાજ્ય વગેરે અનેક રાજકીય વિષયો ઉપર હિન્દી અને ઉરદુમાં એક સ્વતંત્ર લેખમાલા પ્રકટ કરવામાં આવનાર છે. "હિન્દમાં સુધારાની હીલચાલ", "સંસ્થાનોમાં સ્વરાજ્યનો વિકાસ", "હિન્દ માટે સ્વરાજ્ય", "હિન્દની આર્થિક સ્થિતિ", "જમીનનું મહેસુલ", "સ્થાનિક સ્વરાજ્ય" આ ત્હેના મુખ્ય વિષયો છે અને કેટલાક પંકાએલા સદ્‌ગૃહસ્થો આ લેખ લખનાર છે.

કૉંગ્રેસનો ઠરાવનો અને આ ચળવળનો હેતુ દેશના સામાન્ય જનસમુદાયમાં રાજકીય વિચારોનો પ્રચાર કરવાનો છે, અને તે માટે દેશી ભાષાઓમાં જ લેખમાલાઓ સત્વર પ્રસિદ્ધ થવી જોઇએ અને દરેક જીલ્લા અને તાલુકામાં વહેંચાવી જોઇએ. અમે ઇચ્છીએ છીએ કે સર્વત્ર આ કાર્ય સત્વર હાથ ધરવામાં આવે જેથી વિગ્રહ સમાપ્ત થતાં સુધીમાં સમગ્ર હિન્દ—કાશ્મીરથી કેપ કોમોરીન સુધી અને કલકત્તાથી કરાંચી સુધી સંપૂર્ણ સમજથી સ્વરાજ્યની માંગણી કરે.

## હિન્દુ યુનિવર્સિટી.

ગયા માસનો વધારેમાં વધારે ઐતિહાસિક તેમજ લાભદાયક બનાવ એ હતો કે ચોથી ફેબ્રુઆરીને દિને બંગાળના ગવર્નર અને પંજાબ, સંયુક્ત પ્રાંતના લેફ્ટનંટ ગવર્નર, દેશી રાજાઓ અને ઉત્તમ વિદ્વાનોના મહાન મંડળ સમક્ષ લૉર્ડ હાર્ડીંજે હિન્દ

યુનિવર્સિટીનો પાયો નાંખવાની ક્રિયા કરી. જો કેળવણીના વિકાસમાં આ સંસ્થા અત્યંત મહત્વની છે તો બનારસમાં થયેલો સત્તા, લક્ષ્મી અને વિદ્યાનો સંયોગ પણ ઘણો વિરલ હતો. હિન્દના અનેક પ્રાંતોમાંથી મ્હોટાં સત્તાધીશો અને વિદ્વાનો આવેલા હોવાથી તથા હિન્દમાં બ્રિટિશ રાજ્યના પ્રતિનિધિએ યુનિવર્સિટીનો પાયો નાખેલો હોવાથી આ પ્રસંગ પ્રાન્તિક નહિ પણ ખરેખર હિન્દી બન્યો હતો. ચોથી તારીખની ભપકાદાર ક્રિયા સંપૂર્ણ થયા પછી અનેક વિજ્ઞાન શાસ્ત્રીઓએ, વિદ્વાનોએ તેમજ દેશ ભકતોએ અગત્યના વિષયો ઉપર ભાષણો આપ્યાં હતાં. પ્રો. જે. સી. બોઝનું ભાષણ વધારેમાં વધારે ચમત્કારિક અને બોધદાયક હતું.

ગયા દશકાની શરૂઆતમાં હિન્દુઓ માટે ખાસ યુનિવર્સિટી સ્થાપવાનો વિચાર જાહેર કરવામાં આવ્યો ત્યારે સ્વભાવિક રીતે આવી સંસ્થાની અગત્ય વિષે ઘણી શંકાઓ દર્શાવવામાં આવી હતી.- મુખ્યત્વે કરીને તે બે હતી (૧) મુસલમાન અને હિન્દુ કોમ વચ્ચે કદાચિત વિરોધ વધે અને (૨) હિન્દુઓમાં જૂના હાનિકારક વિચારો વધારે મજબૂત થાય. પહેલી મુશ્કેલીમાં હવે બહુ સત્વ નથી એમ સ્વીકારવામાં આવે છે. બન્ને કોમે પોતાના ધર્મના ઉપદેશથી આત્માને કેળવી આર્થિક અને રાજકીય પ્રશ્નોમાં એકત્ર હિન્દવાસી થવાનું કબૂલ કર્યું છે. મી. મઝહર-ઉલ-હકે જેમ પોતાને માટે કહ્યું હતું—કે ધર્મની બાબતોમાં હું મુસલમાન છું પણ દેશના સર્વ સવાલોમાં હું હિન્દી છું—તે આપણને પણ લાગુ પડી શકે. બીજા પ્રશ્ન વિષે જણાવવાનું કે પહેલી ઑકટોબરે પસાર કરવામાં આવેલા કાયદાથી ધાર્મિક કેળવણી ફરજીયાત કરવામાં આવી નથી. ઉપરાંત જૈન, શિખ, વગેરે સર્વ પંથોના શિક્ષણ માટે જુદી વ્યવસ્થા કરવામાં આવનાર છે; હિન્દુ ધર્મ વિષે પણ પંડીત માલવીઆ તરફથી ખાત્રી આપવામાં આવી છે કે અતિશય ઉદાર અને વિશાલ ધોરણ ઉપર તે શિક્ષણ આપવામાં આવશે. અલબત, હજી યુનિવર્સિટીનો શિક્ષણક્રમ ચોકસ થયો નથી; એટલે તે જાહેર થાય ત્યારેજ આ વિષયની વધારે ચર્ચા કરી શકાય.

પરન્તુ શ્રીયુત માલવીઆએ ઘણીવાર જણાવ્યું છે તે પ્રમાણે આ યુનિવર્સિટીમાં એવાં વિશિષ્ટ તત્વો છે કે જેથી તે સમગ્ર હિન્દમાં અદ્વિતીય બનશે. પ્રથમ તો તે પહેલીજ સંસ્થા થશે કે જે બીજી યુનિવર્સિટીની માફક વિદ્યાર્થીઓની પરીક્ષા લઈને સંતોષ નહિ પામે પણ ત્હેમને સર્વ વિષયોનું ઉંચામાં ઉંચું શિક્ષણ આપશે. હાલની યુનિવર્સિટીમાં આ આદર્શ સિદ્ધ કરવાને સરકારે થોડાં પગલાં લીધાં છે પણ તે ઓકસફર્ડ અને કૅમ્બ્રીજના જેવા ધોરણ ઉપર મૂકાશે તે પહેલાં વર્ષો લાગશે. હિન્દુ યુનિવર્સિટી હિન્દમાં આ મ્હોટી જરૂર પૂરી પાડશે અને ત્હેની સહીઅર સંસ્થાઓને તે અનુકરણીય થશે.

આથી વધારે ઉંચો એક અભિલાષ આ સંસ્થાના માલકોનો છે; તે એ કે ધીમે ધીમે આ યુનિવર્સિટીમાં વિદ્યા અને કળા, વિજ્ઞાન અને હુન્નર ઉદ્યોગનું એવું ઉંચામાં ઉંચું જ્ઞાન આપવું કે જેથી હિન્દના વિદ્યાર્થીઓને તે માટે પરદેશ જવાની જરૂર ન

પડે. સીવીલ સર્વીસની પરીક્ષા હિન્દમાં લેવાનું નક્કી થાય તે પહેલાં પણ આ સંસ્થા ત્હેને માટે ઉત્તમ તૈયારી હિન્દી વિદ્યાર્થીઓને કરાવી શકે, જેથી ત્હેમને વીલાયત પરીક્ષા આપવાનેજ જવું પડે. આ હેતુ જેટલો મહાન્ છે તેટલો જ દુઃસાધ્ય છે અને ઘણાં વધારે નાણાં મળશે ત્યારે જ વર્ષો પછી તે પૂરેપૂરો સિદ્ધ થશે.

આ ઉપરાંત ત્હેની ત્રીજી વિશિષ્ટતા એ છે કે તે ધાર્મિક શિક્ષણ આપશે. આ વિષે લૉર્ડ હાર્ડીંજના શબ્દો અસરકારક હતાં.

જો કે જૂના વખતમાં હાલના જેવી યુનિવર્સિટી નહોતી, તો પણ, તે દૂરના પૂરાણા કાળમાં ત્હેના જેવી સંસ્થાઓ નજરે પડે છે; અને જેને અંગે આપણો હજારો વિદ્યાર્થિઓને, વસિષ્ઠ અને વિશ્વામિત્ર જેવા મહાન ગુરૂઓને ચરણે શીખતા જોઇએ છીએ. ખરેખર હિન્દુઓની કેળવણીની પદ્ધતિના કેન્દ્ર રૂપે, ગુરૂને સ્નેહ પૂર્વક પૂજતા, ત્હેમનાં મૂળથી પડતાં ડહાપણનાં વચનોને હૃદયમાં ધરતા, ધર્મ અને નીતિમાં ત્હેના આદેશોને અનુસરતા અને તેમનાં વચન અને વર્તન પ્રમાણે પોતાનું જીવન ઘડતા વિદ્યાર્થિઓની ભાવનાજ રહેલી છે.

હું એમ માનું છું કે પોતાના ધર્મ માટે શ્રદ્ધા અને પૂજ્ય ભાવથી બીજાની ધાર્મિક વૃત્તિઓ માટે માનની લાગણી વધે છે અને એવો દિન નજીકમાં આવતો જાય છે કે જ્યારે ઝનુન અને તિરસ્કારને સ્થાને મતાંતર સહિષ્ણુતા અને પરસ્પર સમભાવ વધશે......જો કે માનસિક અને નૈતિક કેળવણીથી અને શિક્ષકોના ઉપદેશ અને આદર્શથી કંઇક કરી શકાય, છતાં ધાર્મિક શિક્ષણના આધાર શિવાય અને ધાર્મિક વાતાવરણની દૃઢ કરનાર અસર શિવાય આ કેવળ રેતીના સરતા પાયા ઉપર છે. મ્હેં બીજા દેશોમાં જે જોયું છે ત્હેથી મજબૂત થયેલી મ્હારી અંગત માન્યતા એવી છે કે ધર્મ શિવાય કેળવણીની કિંમત થોડીજ છે.

આ ઉપરાંત બનારસ હિન્દુ યુનિવર્સિટીનું એક બીજું લક્ષણ ધ્યાનમાં લેવું જોઇએ અને તે ત્હેનું અપૂર્વ બંધારણ છે. અમારા જાણવામાં છે કે પંડીત માલવીઆ પોતાને જોઇએ તેટલું સ્વતંત્ર બંધારણ મેળવી શકયા નથી અને સંયુકત પ્રાંતના ગવર્નરને "વીઝીટર" તરીકે ઘણા મ્હોટા હક આપવામાં આવ્યા છે. પરન્તુ તેથી આપણે વીસરી જવું ન જોઇએ કે જ્યારે હાલની યુનિવર્સિટીની સેનેટમાં મ્હોટા ભાગના સભાસદો સરકાર તરફથી નીમવામાં આવે છે ત્યારે આમાં ઘણે ભાગે તેઓ પ્રજા તરફથી ચુંટવામાં આવશે. તેમજ ચાન્સેલર અને વાઇસ-ચાન્સેલર પણ આ યુનિવર્સિટી નીમશે. વળી, જો કે ત્હેને બનારસની બ્હારની કૉલેજોને જોડવાની સત્તા મળી શકી નથી તો પણ આખા હિન્દમાં કોઇ પણ હાઇ સ્કુલ ત્હેની સાથે સંબંધ ધરાવી શકે. આ સર્વ સત્તાઓથી તે હાલના સમયમાં તો વધારેમાં વધારે પ્રજાકીય યુનિવર્સિટી થશે.

વધારામાં અમે એટલું જ કહીશું કે તે મહાન્ સંસ્થાનો પાયો નંખાયો તેથી ત્હેના કાર્યકર્તાઓનો કે આખી હિન્દી કોમનો ધર્મ પૂર્ણ થયો નથી. હજી ફક્ત એક કરોડ રૂપીઆ ભરાયા છે જ્યારે ત્હેના સંપૂર્ણ વિકાસ માટે ચાર કરોડની જરૂર છે. નામદાર વાઇસરૉય તેમજ યુનિવર્સિટીના પ્રયોજકોએ હિન્દુ કોમને સહાય આપવા જે વિનંતિ કરી છે તે વ્યર્થ નહિ જાય એવી અમારી આશા છે.

## સ્ત્રીઓ માટે યુનિવર્સિટી.

હિન્દુ યુનિવર્સિટીનો પાયો નખાયો તે જ અરસામાં સ્ત્રીઓ માટે એક યુનિવર્સિટી સ્થાપવાની ચળવળ શરૂ થઇ છે એ આધુનિક કેળવણીના ઇતિહાસનું એક શુભ ચિહ્ન છે, બન્નેની શરુઆત પ્રજાના આગેવાનો તરફથી જ કરવામાં આવી છે, અને બન્નેનાં મ્હોટાં ભાગનાં નાણાં પ્રજાજનો તરફથી જ ભરવામાં આવે છે. ઉપરાંત બન્નેનો આરંભ સરકારની સહાય શિવાય કરવામાં આવ્યો છે. આંધળાને પણ સુઝે એવી જરૂર હોવા છતાં જ્યારે સરકાર વધારે યુનિવર્સિટી અને કોલેજોને ન સ્થાપે ત્યારે પોતાના દેશી જનોને કેળવણી આપવા માટે આમ નવી સંસ્થાઓ કાઢવી એ દેશભક્તોનો ધર્મ છે

પ્રો. કર્વેએ પોતાના નવા સમારંભની શરુઆત ઘણી સારી રીતે કરી છે. ગયા વર્ષમાં આત્મવૃત્તાંત્ત નામનું પુસ્તક બ્હાર પાડી પોતાના જીવન કાર્યની તેમજ પોતે સ્થાપેલી સંસ્થાઓની—વિધવાશ્રમ અને મહિલા-વિદ્યાલયની—સર્વને ઉંડી માહીતિ આપી. તે પછી તેઓ સંસારસુધારા પરિષદના પ્રમુખ નીમાયા અને ત્હેમના સાધુમય જીવનની અને સુધારાના સંગીન કાર્યની જાહેર કદર થઇ અને ત્હેમની રીતિ મુજબ આ પ્રસંગનો પણ ત્હેમણે સારામાં સારો ઉપયોગ કર્યો. એમના મનમાં સ્ત્રીઓ માટે સ્વતંત્ર યુનિવર્સિટીની જે ભાવના વર્ષોથી ઉગતી હશે તે ત્હેમણે અતિશય નમ્રપણે છતાં દૃઢ શ્રદ્ધાથી રજૂ કરી અને સમગ્ર દેશમાં ત્હેની ચર્ચા ઉભી કરી. પરન્તુ ત્હેમનું ભાષણ સાંભળનારાઓએ ભાગ્યેજ ધાર્યું હશે કે પ્રો. કર્વે પોતે જ થોડા વખતમાં આ મહાન્ કાર્ય હાથ ધરશે?

યોજવામાં આવેલી યુનિવર્સિટીના મુખ્ય હેતુ ત્રણ છેઃ—(૧) દેશી ભાષા દ્વારા સ્ત્રીઓના ઉંચા શિક્ષણ માટે સાધનો પુરા પાડવાં (૨) યુનિવર્સિટી પહેલાંની અર્થાત્ પ્રાંથમિક કેળવણીને નિયમિત કરવી અને (૩) પ્રાથમિક અને માધ્યમિક નિશાળો માટે શિક્ષકો તૈયાર કરવા. હાલની નિશાળોનું તેમજ કોલેજોનું શિક્ષણ સ્ત્રીઓને અનુકૂળ હોતું નથી અને ત્હેમા બધું જ્ઞાન ઇંગ્રેજીમાં જ આપવામાં આવે છે--જે સ્ત્રીઓ માટે તો બિલકુલ જરૂરનું નથી; પરન્તુ હાલની યુનિવર્સિટી સાથે જોડાતી બધી સંસ્થાઓને ત્હેના ધોરણને જ અનુસરવું પડેછે અને તે ધોરણમાં સ્ત્રીઓ માટે ખાસ ફેરફાર કયારે કરવામાં આવશે તે કોણ કહી શકે? આથી સ્ત્રીઓ માટે જુદી યુનિવર્સિટી સ્થપાય તોજ આ આવશ્યક સુધારા યોજી શકાય. નવી સંસ્થાની ઉત્પત્તિનું આ રહસ્ય લાગે છે.

પ્રો. કર્વેએ સ્પષ્ટ રીતે—અને અમારી સમજ પ્રમાણે ઘણા ડહાપણથી—જણાવ્યું છે કે શરૂઆતમાં તો સરકારની સહાય માગવાનો પ્રયોજકોનો ઇરાદો નથી, કારણ કે તેમ કરવાથી ઘણાં બંધનોને શરણ થવું પડે. પરન્તુ આ યોજના ઘણીજ વિશાળ છે અને ત્હેની સિદ્ધિ માટે નાણાંની જે રકમ જોઇશે તે હાલના સંયોગોમાં તરત મળશે કે નહિ

એ વિષે ઘણે સ્થળેથી શંકા દર્શાવવામાં આવી છે. અમે પણ બહુ આશાવાન નથી—અને ત્હેના અનુભવી પ્રયોજકો પણ રાહ જોવાને તૈયાર જ હોવા જોઇએ. પણ ત્હેની અત્યંત ઉપયોગિતા વિષે તો શંકા ભાગ્યે જ થઇ શકે; અને અમને આશા છે કે તરત નહિ તો થોડાં વર્ષમાં પ્રો. કર્વેની આગેવાની નીચે દક્ષણીઓ અને ગુજરાતીઓ ભેગા મળી આ સંસ્થાને સફલ કરશે.

## મેલેરીઆનો ઉપદ્રવ

ગયા માસમાં વડી ધારાસભામાં બાબુ સુરેન્દ્રનાથ બેનરજીએ નીચેનો ઠરાવ રજૂ કર્યો હતો અને સરકારે તે સ્વીકાર્યો હતો.

કે આ સભા ગવર્નર જનરલ-ઇન-કાઉન્સીલને ભલામણ કરે છે કે (૧) મેલેરીઆનું શમન કરવા ચાંપતા ઉપાયો લેવા સર્વ પ્રાન્તિક સરકારને કહેવું અને (૨) આ સંબંધે દરેક પ્રાંતમાં કરવામાં આવતી પ્રગતિની હકીકત દર વર્ષે બ્હાર પાડવી.

આ ઠરાવના સમર્થન માટે મી. બેનરજીએ જે ભાષણ કર્યું અને જે આંકડા આપ્યા તે ઘણા અસરકારક હતા. ત્હેમણે જણાવ્યું કે:—

સન ૧૯૧૨ માં તાવથી ૯૫૯,૦૦૦ મરણ નીપજ્યાં હતાં, સન ૧૯૧૩ માં ૯૬૫,૦૦૦ અને ૧૯૧૪ માં ૧,૦૬૧,૦૦૦, મરણ તેજ રોગથી થયાં હતાં. સન ૧૯૧૫ના આંકડા મ્હારી પાસે હાલ નથી; પણ પ્રાન્તિક ધારાસભામાં મ્હેં એક સવાલ પૂછ્યો હતો તે ઉપરથી મ્હને ખબર પડી છે કે તે વર્ષમાં દશ માસમાં તાવના મરણમાં વધારો થયો છે.

સંયુક્ત પ્રાંત અને પંજાબમાં પણ આપણે એમ જ સ્થિતિ જોઇએ છીએ. પંજાબમાં તાવનાં મરણ (દર હજારે) ૧૯૧૨માં ૧૪·૨૨ હતાં અને ૧૯૧૩માં તે ૧૭·૧૫ હતાં. સંયુક્ત પ્રાંતમાં તાવથી મરણ (દર હજારે) ૧૯૧૨માં ૨૦·૨૬ હતાં. અને ૧૯૧૩માં ૨૩·૮૮ હતાં.

આ આંકડા બધી જાતના તાવને માટે આપવામાં આવ્યા છે. દુર્ભાગ્યે મેલેરીઆના જુદા આંકડા આપવામાં આવ્યાં નથી. પરંતુ...આ બાબત કેવલ અંધકારમાં નથી. હિન્દની સરકારે ત્હેમના સન ૧૯૧૪ના ઠરાવમાં જણાવ્યું છે કે "બીજી કોઈ પણ વ્યાધિ કરતાં મેલેરીઆ વધારે લોકોનો જીવ લે છે, અને અપંગ બનાવે છે, અને વધારે વ્યાધિ વધારે દુઃખ અને વધારે મરણ ઉપજાવે છે.

આથી પણ વધારે આશ્ચર્યની વાત એ છે કે સરકારને આ ભયંકર વસ્તુસ્થિતિની ખબર ઘણા વર્ષોથી છે અને તે વિષે અનેક પગલાં લેવાનો સરકાર પણ દાવો રાખે છે. સન ૧૯૦૯ માં પહેલી "મેલેરીઆ કૉન્ફરન્સ" શીયાળામાં બોલાવવામાં આવી હતી અને ત્હેનાં પરિણામે, આખા હિંદ માટે તેમજ દરેક પ્રાંત માટે એક ખાસ મેલેરીઆ કમિટિ સ્થાપવાનો નિશ્ચય થયો હતો. આ કમિટિઓ ઘણે ઠેકાણે તંદુરસ્તીના

બોર્ડની એક ન્હાની કમિટિ રૂપે સ્થપાવી છે, અને મેલેરીયાના જુદા જુદા ઉપાયોની શોધખોળ પાછળ લાખો રૂપીઆ ખર્ચવામાં આવ્યા છે તથા વર્ષે વર્ષે સામાન્ય તંદુરસ્તીનો વિચાર કરવા જે પરિષદ્ મળે છે ત્હેમાં મેલેરીઆ વિષે ઘણા લેખો વંચાયા છે અને ઘણા ઠરાવો પસાર થયા છે.

આ પ્રયત્નોને લગભગ છ સાત વર્ષ થયા છતાં આ ભયંકર સ્થિતિ ચાલુ કેમ છે? સરકારે પરિષદો ભરી અને કમિટિ નીમી સંતોષ માનવાનો નથી પણ ત્હેમાં સૂચવેલા માર્ગ અનુસરવામાં આવે છે કે નહિ અને તેથી વ્યાધિ કમી થાય છે કે નહિ એ જોવાનું છે. પરન્તુ ખરી વસ્તુસ્થિતિ શી છે? અમે એક પછી એક કોન્ફરન્સના રીપોર્ટ અતિશય દીલગીરી અને નિરાશાથી વાંચ્યા છે; કારણ કે અમને જણાય છે કે જ્યારે હજારો અને લાખ્ખો રૂપીયા વ્યાધિની શોધખોળ અને જુદા જુદા પ્રદેશોની તપાસમાં ખર્ચવામાં આવ્યા છે ત્યારે સુધારાની સ્પષ્ટ યોજનાઓ બધા પ્રાંતો માટે ઘડવામાં કે તે યોજનાઓને અમલમાં મૂકવામાં થોડાજ પૈસા ખર્ચવામાં આવ્યા છે– તેમ ઠરવાને દરકાર પણ રાખવામાં આવી નથી. ખેતીવાડીની માફક આમાં પણ શોધખોળમાં વધારે ખર્ચ અને ત્હેના ઉપયોગ તરફ ઓછું લક્ષ એનું શું કારણ? શું આ દેશના પૈસા મેલેરીઆની ઉંચામાં ઉંચી શોધખોળને માટે ખર્ચવાના છે અને શું આ દેશના સુન્દર પ્રાંતો-જ્યારે એક પાસ હજારો અને લાખો માણસો મરતા હોય તે વખતે મેલેરીઆના નકશા દોરવાને અને મનગમતા પ્રયોગોને માટે નિર્માણ કરવામાં આવ્યાં છે? આવી શોધખોળ અને આવા પ્રયોગો સો વર્ષ સુધી કરવામાં આવશે તોપણ ઇંગ્રેજ અમલદારો આપણને નિશ્ચિન્તપણે કહેશે કે હજી ત્હેને માટે ઘણો અવકાશ છે.

અને કોણ કહેશે કે મેલેરીઆનું જડમૂળજ કાઢવાના થોડા મુખ્ય માર્ગ હજી આપણને જડી આવ્યા નથી. પહેલી કોન્ફરન્સે સ્પષ્ટ રીતે જણાવ્યું છે કે મેલેરીઆનાં જંતુઓ અને મચ્છરો મેલેરીઆને ઉત્પન્ન કરી વધારે છે; તે જંતુઓના નાશ કરવા માટે સ્વચ્છ પાણી પુરૂં પાડવાની, કચરા માટે સારી નીકો કરવાની અને ગામની આસપાસ આવેલાં ખાબોચીયાં તથા રેલ્વેની આસપાસ ખોદવામાં આવેલી ખાઈઓ પૂરી નાંખવાની જરૂર છે; અને છેવટે કવીનાઇન એ વ્યાધિને દૂર રાખવામાં અને મટાડવામાં ઉપયોગી છે. ઉપરાંત જે જીલ્લામાં મેલેરીઆનો ઉપદ્રવ વધારે હોય ત્યાંથી આ પગલાંની શરૂઆત કરવી જોઇએ. આ વધારે શોધખોળ માટે જરૂર હશે, પણ શું આ પગલાંઓ વિષે કોઇને પણ શંકા હોઇ શકે અને છતાં પદ્ધતિસર ગામે ગામ અને તાલુકે તાલુકે આ પગલાં લેવા સરકારે કેટલો પ્રયત્ન કર્યો છે? જ્યારે લાખો અને કરોડો રૂપીઆ મ્હોટાં શહેરોમાં પાણી અને ગટરનાં કામની પાછળ ખર્ચવામાં આવ્યા છે ત્યારે ગામડાની તંદુરસ્તી માટે થોડા કુવા અને જુજ ઇસ્પીતાળો પુરતી ગણાવામાં આવી છે. લાખો અને કરોડો માણસો ભલે મરે; સરકાર તો પરિષદો બોલાવશે અને પ્રયોગોજ કરશે.

હવે આવાં નિર્માલ્ય પગલાંથી કે આવા ઠરાવનો સ્વીકાર કરવાથી સરકારે સંતોષ માનવાનો નથી. જો તે ખરેખર પ્રજા માટે લાગણી ધરાવતી હોય તો ત્હેણે ઉપર ગણાવેલાં થોડાં પગલાં લેવાને મ્હોટી યોજનાઓ સત્વર ઘડવી જોઇએ અને તે અમલમાં મૂકવાને મ્હોટી રકમો કાઢવી જોઇએ.

## સેનીટરી બોર્ડ.

વડી ધારાસભાની એક બીજી બેઠકમાં આખો હિન્દ માટે સેનીટરી બોર્ડ–તંદુરસ્તીના સવાલોમાં સલાહ આપનાર મંડળ–નીમવાનો ઠરાવ મહારાજા રણજીતસિંહે રજૂ કર્યો હતો. હાલ થોડાં વર્ષથી ઘણુંખરા પ્રાંતમાં તંદુરસ્તી ખાતાના ઉપરી સેનેટરી કમીશનરને મદદ આપવા માટે એક મંડલ નીમવામાં આવે છે. સર્વ મ્યુનિસિપાલીટી અને લોકલ બોર્ડ પોતાની જરૂરીયાતો ત્હેની આગળ રજૂ કરે છે અને સરકાર સ્થાનિક મંડલોને આપવાની કેટલીક ગ્રાન્ટ તેને વહેંચણી માટે સોંપે છે. આવી પ્રાન્તિક સંસ્થાના જેવું એક હિન્દી મંડલ સ્થાપવાનો ઠરાવ સરકારે નાપસંદ કર્યો અને તેથી તે રદ ગયો. સર શંકર નાયરે સરકાર તરફથી બોલતાં જણાવ્યું કે સરકાર નાણા અને અમલદારોની સહાય પ્રાન્તોને આપે છે તથા વખતો વખત સામાન્ય દિશાઓ સૂચવે છે; પણ આખા ખાતાના વિગતવાર અમલમાં તે કદી પણ ઉતરતી નથી. ઉપરાંત પ્રાંતોને વધારે ને વધારે સ્વતંત્રતા આપવાનો સિદ્ધાન્ત હવે સરકાર સ્વીકારે છે. આથી આ નવું બોર્ડ વડી સરકાર અને પ્રાન્તિક સરકારની વચમાં અડચણ રૂપ જ થઇ શકે. અમને પણ આ દલીલ ઘણી વ્યાજબી લાગે છે અને તેથી આ ઠરાવની વકીલાત કરી શકતા નથી.

છતાં અમને લાગે છે કે તંદુરસ્તી ખાતાના ઘણા અનર્થોનું મૂલ બીજી રીતે દૂર કરી શકાય. પ્રાન્તિક મંડલોમાં બિન અમલદારી ગૃહસ્થોની નીમણુક કરવાની સૂચના વડી સરકારે કરેલી હોય, છતાં કદાચિત જ ત્હેમને નીમવામાં આવ્યા છે. તેમ તે મંડલોની સત્તા હાલ મ્હોટે ભાગે કેવલ સલાહ આપવાની છે. તેથી એક પાસ આ બોર્ડમાં વધારે બિન અમલદારી સભાસદોની નીમણુક થવી જોઇએ અને બીજી પાસ ત્હેને વધારે સત્તા આપવી જોઇએ. અલબત આથી કંઇ જોઇતો સુધારો થશે એમ અમારી ખાત્રી નથી. સરકાર નાણાંની જે રકમ તંદુરસ્તી માટે આપે ત્હેના ઉપર જ છેવટે શારીરિક ઉન્નતિનો આધાર રહેવાનો પરન્તુ પ્રાન્તિક મંડલનાં સુધારાથી તે નાણાંનો વધારે સારો ઉપયોગ થઇ શકે.

## મ્યુનિસિપાલીટીના પ્રમુખ

બંગાળાની સરકારે સ્થાનિક સ્વરાજ્યમાં એક બીજો સુધારો કરવાનું વલણ દર્શાવ્યું છે. જુદા જુદા વિભાગના કમીશનરોને સરકારે એક કાગળ લખી નીચેના પ્રશ્નો ઉપર સર્વ મ્યુનિસિપાલીટીના અભિપ્રાય પૂછાવ્યા છે.

(૧) વધારે મ્યુનિસિપાલીટીને પોતાના પ્રમુખ ચુંટવાની સત્તા આપવી. ?
(૨) તે સત્તા અપાય તો અમલદારોને ચુંટણીની હરીફાઇમાંથી બાતલ કરવા ?
(૩) જ્યાં સરકાર પ્રમુખ નીમે ત્યાં પણ બિનઅમલદારી પ્રમુખને નીમવાં ?

નાણાંની વિશેષ સત્તા મ્યુનિસિપાલીટીને આપવામાં આવી છે તે ખરી રીતે સાર્થક ત્યારે જ થાય કે જ્યારે હેના પ્રમુખ ચુંટાએલા બિનઅમલદાર ગૃહસ્થ હોય ત્યારેજ. પહેલો સુધારો લોર્ડ કર્માઇકલની સરકારે હમણાં જ કર્યો છે, તેથી આ બીજો સવાલ તરતજ હાથ ધરવા માટે હેને ધન્યવાદ ઘટે છે. અલબત ઉપર દર્શાવેલા ત્રણે સુધારા તરત જ અમલમાં મૂકવાનો ઠરાવ સરકારે કર્યો હોત તો આપણને વધારે સંતોષ થાત પરન્તુ મ્યુનિસિપાલીટીને જ આ સવાલો પૂછવામાં સરકારે બહુ અયોગ્ય પગલુ નથી ભર્યું એમ અમને લાગે છે. અમે આશા રાખીએ છીએ કે મ્યુનિસિપાલીટી એકે અવાજે આ સુધારાને સંપૂર્ણ સંમતિ આપશે અને સ્થાનિક સ્વરાજ્ય માટે ઘણી કાળજી દેખાડનાર ધારાસભાના સભાસદો પણ લોકમત કેળવવામાં મદદ કરશે.

## બંકુરામાં દુકાળ.

છેલ્લા છ માસથી બંગાળમાં આવેલા બંકુરા જીલ્લામાં સખ્ત દુકાળ પડયો છે. આખા પ્રાંતમાં આ જીલ્લો અત્યંત ગરીબ છે અને હેની ૧૧ લાખની વસ્તીમાંથી લગભગ ૮ લાખ દુકાળનો ત્રાસ ભોગવે છે અને ગામના ગામ ભુખમરાથી પીડાય છે. બંગાળમાં સોશિયલ સર્વીસ લીગ, રામકૃષ્ણ મીશન વગેરે સંસ્થાઓએ ઘણા માસથી દુકાળ નિવારણ માટે પ્રયત્ન શરૂ કર્યા છે અને છતાં હજી ૪૦૦૦ ગામડામાંથી ભાગ્યે ૧૦૦૦ ને થોડી પણ સહાય પહોંચી છે. વેસ્લીયન કૉલેજના પ્રીન્સીપાલે જણાવ્યુ છે તે પ્રમાણે કેટલાક ગામની સ્થિતિ એટલી ભયંકર છે કે હેમને તરતજ સહાય નહિ મળે તો તે ભુખમરાથી નાશ પામશે. મૉડર્ન રીવ્યુના અધિપતિ શ્રી રામાનંદ ચેટરજીએ સર્વને જણાવ્યું છે કે કેવલ પૈસાની જ નહિ પણ કપડાની પણ ત્યાં ઘણી જરૂર છે.

મુંબાઇમાં ગયા માસમાં જ એક દુકાળ કમિટિ સ્થાપવામાં આવી છે, જે મુખ્યત્વે કરીને બંકુરા જીલ્લાને મદદ કરશે તેમ રજપુતાના, કચ્છ અને કાઠીઆવાડમાં પણ તંગીથી પીડાતા લોકોને સહાય આપશે. જો કોઈ પણ કામ એવું હોય કે જે સર્વ પ્રકારના મતભેદથી પર હોય અને છતાં સર્વ હૃદયની ઉંડામાં ઉંડી લાગણીઓને જગાડતું હોય તો તે નિવારણનું છે. અમે સર્વને યથાશકિત પૈસા દુકાળ કપડાં કંઇ પણ આપીને આ કમિટિને સહાય આપવા વિનંતિ કરીએ છીએ.[1]

---

૧. મંત્રી, દુકાળ નિવારણ કમિટિ, કોટ, મુંબઈ.—એ શિરનામે પૈસા મોકલવામાં આવશે તો તે કમિટિને પહોંચશે.

## સાહિત્ય પરિષદ્‌ની ભંડોળ કમિટિ.

આ પત્રના ફેબ્રુઆરીના અંક સાથે ભંડોળ કમિટિની ત્રીજી બેઠકનો જે અહેવાલ પ્રકટ કરવામાં આવ્યો હતો તે તરફ વાચકોનું ખાસ લક્ષ અમે દોરીએ છીએ. કમિટિની એક બેઠકનો જુદો હેવાલ પ્રસિદ્ધ કરવાનો આ પહેલો જ દાખલો છે અને હમેશાં તેમ કરવું બની શકશે કે નહિ અથવા યોગ્ય છે કે નહિ તે વિષે શંકા થાય; પરન્તુ હાલ વર્ષમાં ભાગ્યે એક સભા ભરાય છે, ત્યાં સુધી તો એમ કરવાની ઘણી જરૂર છે.

રા. મોહનલાલ પાર્વતીશંકર દવેને સોંપેલો પ્રોફેસર મેકડોનેલ કૃત "સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ" નો તરજુમો હાલ છપાય છે એ જાણીને પણ આપણને સંતોષ થાય છે.

પરન્તુ આ હેવાલનું વધારેમાં વધારે સંતોષકારક લક્ષણ એ છે કે સર પ્રભાશંકર પટ્ટણીની સૂચના અનુસાર ભંડોળ કમિટિના "બંધારણને વધારે વિશાલ અને પ્રજાકીય રૂપ આપવાને" પ્રયત્ન કરવામાં આવ્યો છે. કમિટિને રૂ. ૧૦૦ કે તેથી વધારે રકમ આપે તે ત્હેના સભ્યો થઈ શકે એટલુંજ નહિ પણ "દર વર્ષે રૂ. ૬) ભરશે તેઓ તે વર્ષને માટે કમિટિના સભ્યો ગણાશે." સમગ્ર પરિષદ્‌નું બંધારણ ઘડવાને નીમાએલી કમિટિએ હજી કંઈ પણ જાગૃતિ દર્શાવી નથી તે પહેલાં આવું મહત્વનું અને આજે આવશ્યક પગલું ભરવામાં કમિટિએ ઘણી દીર્ઘદ્રષ્ટિ દર્શાવી છે. આ હેવાલ વાંચનાર થોડાજ જનોના લક્ષમાં આવે છે કે જે સાહિત્યોત્પાદક અને સાહિત્યપ્રસારક મંડલ સ્થાપવાની ઘણા ઉત્સાહીઓ ઇચ્છા દર્શાવે છે તેની જરૂર હવે ભંડોળ કમિટિ પૂરી પાડશે; કારણ કે પદ્ધતિસર ઘણા કીમતી પુસ્તકો પ્રસિદ્ધ કરવાનું હવે પરિષદે હાથ લીધું છે. માટે સાહિત્યમાં રસ લેનાર સર્વ સજ્જનોને આ કમિટિમાં જોડાવાની અને શકિત અનુસાર ત્હેના કાર્યમાં મદદ કરવાની સૂચના કરીએ છીએ.

વધારામાં "ગુજરાતી સાહિત્ય ચંદ્રક" વિષે કમિટિએ કરેલી નવી વ્યવસ્થા તરફ અમે વિદ્યાર્થીઓનું ધ્યાન ખેંચીએ છીએ. નિમેલે સ્થલે ગુજરાતીમાં મુકરર કરેલા નિબંધો કોલેજના વિદ્યાર્થીઓને લખાવવામાં આવશે અને હરીફાઇમાં જે ઉત્તમ નીવડે ત્હેને એ ચંદ્રક આપવામાં આવશે. ગુજરાતી ભાષા જ્યાં સુધી કોલેજોમાં એક વિષય તરીકે શીખવવામાં ન આવે ત્યાં સુધી, માતૃભાષામાં રસ અને જ્ઞાનને વિકસાવવામાં આ વ્યવસ્થા ઘણી સફલ નીવડશે એમ અમે માનીએ છીએ. કમિટિના આ હેતુની સફળતાનો આધાર વિદ્યાર્થીઓના ઉત્સાહ ઉપર જ આધાર રાખશે; માટે અમે આશા રાખીએ છીએ કે ગુજરાતની દરેક કોલેજમાંથી સંખ્યાબંધ વિદ્યાર્થીઓ આ હરીફાઇમાં ભાગ લઈ ગુજરાતી સાહિત્યમાં ઉંડો રસ લેવા માંડશે.

# નવજીવન

અને

# સત્ય.

જુનું પુસ્તક ૫ મું
નવું પુસ્તક ૧ લું. એપ્રિલ ૧૯૧૬. અંક ૧૦ મો.

---

## શ્રી. ગોપાળ કૃષ્ણ ગોખલેનો જીવન સંદેશ.*

જે કરે ભોગવે જેહ, જે હોમે દેજ દાન જે
જે તપે તપ કૌંતેય ! તે મ્હને અર્પ સર્વ તું.

કવિ નાનાલાલનો ગીતાજીનો તરજુમો

હસતા રમતા પ્રગટ હરિ દેખું રે
મારૂં જીવ્યું સફળ તવ લેખું રે
મુક્તાનંદનો નાથ વિહારી રે
ઓધા જીવન દોરી અમારી રે

જે શબ્દો શ્રી કૃષ્ણે અર્જુનને કહ્યા તે કેમ જાણે હિંદ દેવીએ મહાત્મા ગોખલેજીને કહ્યા ને તેમણે ઉચકી લીધા હોય નહિં, તેવું વર્તન મરહુમ મહાત્માનું હતું તેણે

* ભગિની સમાજ ચરિત્ર પત્રિકાના પહેલા અંક તરીકે આ લેખ શ્રી ગોખલેની ગઇ પુણ્યતીથિને દિને પ્રકટ કરવામાં આવ્યો હતો

જે કર્યું, જે ભોગવ્યું, જે હોમ્યું, જે દાન દીધું, જે તપ તપ્યા તે બધું હિંદ માતાને અર્પ્યું હતું એ સર્વમાન્ય વાર્તા છે.

જે દશા ઓદ્ધવની મુકતાનંદે શ્રી કૃષ્ણ પ્રત્યે ચીતરી છે તે દશા મ૦ ગોખલેની હિંદ પ્રત્યે હતી.

આવા જીવનનો સંદેશો શો હતો? તેમનો વારસો શો છે? મહાત્માજીએ એટલું પણ બાકી ન રાખ્યું. તેમના અવસાન સમયે હિંદસેવકસમાજના જે સેવકો હાજર હતા તેમને બોલાવીને આવા શબ્દો કહ્યા:—

"મારું જીવન વૃત્તાંત કરવામાં તમે ન રોકાશો, મારાં બાવલાં ઉભાં કરવામાં તમે કાળ ન ગાળશો; તમે હિંદના ખરા સેવક હો તો તમે આપણા ઉદ્દેશો પાર પાડવામાં એટલે હિંદની સેવામાં તમારું જીવન રેડજો."

આ સેવા વિષે પણ તેમના મનના ઉદ્ગારો આપણી પાસે છે. કૉંગ્રેસને નિભાવવી એ છે જ, ભાષણો લખાણો દ્વારા જનસમાજ પ્રત્યે દેશની ખરી સ્થિતિ મૂકવી તે પણ છે જ, દરેક હિંદીને કેળવણી આપવાનો પ્રયત્ન કરવો તે પણ છેજ, આ બધું શા સારૂ? કઇ રીતે? એનો જવાબ આપવામાં તેમનું દૃષ્ટિબિંદુ નજરે આવે છે. તેમણે સેવકસમાજનું ધોરણ રચતાં લખ્યું છે કે, સેવકોનું કર્તવ્ય હિંદનું રાજકીય જીવન ધાર્મિક બનાવવું એ છે. આમાં બધી વસ્તુનો સમાવેશ થાય છે. તેમનું જીવન ધાર્મિક હતું. જે સમયે તેમણે જે કર્યું હતું તે કેવળ ધાર્મિક વૃત્તિથી કરેલું એવી સાક્ષી મારો આત્મા પુરે છે. વીસ વર્ષ પૂર્વે એ મહાત્માના ઉદ્ગારો કોઇ વેળા નાસ્તિકના જેવા ભાસતા. "જે શ્રદ્ધા રાનડેની હતી તે મને નથી, હોય તો કેવું સારૂં?" એમ તેમણે એક વેળા કહેલું. પણ તે વેળા પણ તેમના કાર્યમાં હું ધર્મવૃત્તિ જોઇ શકતો હતો. તેમની શંકામાંજ ધર્મવૃત્તિ હતી એમ કહેવું અઘટિત નથી. જે પુરૂષ સાધુ જીવન ગાળે, જેની વૃત્તિઓ સાદી છે, જે સત્યની મૂર્તિ છે, જે નમ્રતામય છે, જે સત્યનું સ્વરૂપ છે, જેણે પોતાપણાનો આત્યંતિક ત્યાગ કર્યો છે તે પુરુષ પોતે જાણે અથવા ન જાણે તોપણ ધર્માત્મા છે. આવા પુરૂષ મહાત્મા ગોખલે હતા, એમ હું લગભગ વીસ વર્ષના તેમની સાથેના મારા અનુભવમાં જોઇ શકયો હતો.

સને ૧૮૯૬ ની સાલમાં નાતાલના ગીરમીટના સવાલ બાબત ચર્ચા મેં હિંદમાં ચલાવી હતી, તે વેળા હિંદના આગેવાનોને માત્ર નામથીજ જાણતો. તે પ્રસંગે કલકત્તા, મુંબાઇ, પૂના અને મદ્રાસમાં વસતા આગેવાનોના પ્રસંગમાં હું પહેલો આવેલો. મ૦ ગોખલે રાનડેના શિષ્ય તરીકે ત્યારે ઓળખાતા હતા. ફરગ્યુસન કોલેજને પોતાનું જીવન ત્યારે અર્પી ચૂકયા હતા. હું કેવળ બીનઅનુભવી જવાન હતો. અમારી પહેલી મુલાકાત જ્યારે પૂનામાં થઇ ત્યારેજ અમારી વચ્ચે જે ગાંઠ બંધાઇ તે બીજા કોઇ આગેવાનને મારી વચ્ચે ન બંધાઇ. મહાત્મા ગોખલેજી વિષે મેં સાંભળ્યું હતું તે તો મેં પ્રત્યક્ષ અનુભવ્યું, પણ તેમના મુખારવિંદની કોમળતાયે મારા મન ઉપર જે

અસર કરી તે હું હજુ ભૂલી શકયો નથી. તેમને મેં, તુરતજ ધર્મમૂર્તિ તરીકે ઓળખ્યા. રાનડેજીનાં પણ મને તે વેળા દર્શન થયેલાં પણ તેમના અંતરમાં હું પ્રવેશ નહોતો કરી શકયો. તેમને હું માત્ર ગોખલેજીના ગુરૂ તરીકે જાણી શકેલો. તેઓ વયે,- અનુભવે મારાથી બહુ મોટા હતા તેથી કે ગમે તે કારણથી હોય, પણ હું જેમ ગોખલેજીને ઓળખી શકયો તેમ રાનડેજીને ન ઓળખી શકયો.

૧૮૯૬ ના ઉપર પ્રમાણે વર્ણવેલા સમાગમ પછીથી ગોખલેજીનું રાજકીય જીવન મને આદર્શરૂપે થઇ રહેલું. ત્યારેજ મારા હૃદયમાં તેમણે મારા રાજ્યગુરૂ તરીકે નિવાસ કર્યો. તેમણે સાર્વજનિક સભાનું ત્રિમાસિક લખ્યું, તેમણે ફરગ્યુસન કોલેજમાં શિક્ષણ આપી કોલેજને દીપાવી, તેમણે વેલબી કમીશનમાં જુબાની આપી પોતાની ખરી ઝવેરાત હિંદને બતાવી આપી; તેમની કુશળતાની એવી રૂડી છાપ તેમણે લૉર્ડ કર્ઝન ઉપર પાડેલી કે જે કોઇથી ન ડરતા તે મ. ગોખલેથી ડરતા. તેમણે વડી ધારાસભામાં મહત્ કાર્યો કરી હિંદને ઉજવળ કર્યું. પબ્લીક સર્વિસ કમિશનમાં પોતાની જીંદગીને જોખમે તેમણે સેવા કરી; આ અને આવાં અનેક કામો તેમણે કર્યાં તેનું વૃત્તાંત બીજાઓ મારા કરતાં બહુ વધારે સારું આપી ચૂકયા છે. વળી તેમનો સંદેશો જે મેં માન્યો છે ને ઉપર વર્ણવ્યો છે તે આ કાર્યોમાંથી સ્પષ્ટ રીતે ઘટાવી શકાય એમ ન કહેવાય. એટલે આ લેખમાં જે મેં પોતે અનુભવ્યું છે ને જે તેમના સંદેશના પુરાવા રૂપે છે તેજ આપી લેખ પૂરો કરવા ધારું છું.

સત્યાગ્રહની લડતે તેમના મન ઉપર એવી ઉંડી છાપ પાડી કે તેમની તબિયત બીલકુલ કબુલ કરે તેમ નહતું છતાં દક્ષિણ આફ્રિકાની મુસાફરી કરવાનો નિશ્ચય કર્યો. સને ૧૯૧૨ ની સાલમાં તેઓ દક્ષિણ આફ્રિકા પધાર્યા. ત્યાંના હિંદવાસીઓએ તેમને બાદશાહી માન આપ્યું. કેપટાઉનમાં ઉતર્યા તેને બીજેજ દિવસે ત્યાંના ટાઉન હૉલમાં સભા હતી. ત્યાંના મેયર પ્રમુખ હતા. ગોખલેજીની તબિયત મેળાવડાઓમાં ભાગ લેવા ને ભાષણો કરવા,જેવી જરાયે નહતી. પણ તેમને સારૂ જે અસંખ્ય ને મહેનત આપનારી ગોઠવણો ઘડાઇ ચૂકી હતી તે બધી તેમણે કાયમ રહેવા દીધી. તે નિશ્ચયને આધીન થઇ પેલી ટાઉનહૉલની સભામાં હાજર થયા. પહેલેજ અનુભવે તેમણે કેપટાઉનના ગોરાનાં મન હરણ કરી લીધાં. બધાના મનમાં એવી છાપ પડી કે આ કોઇ પવિત્ર આત્મા દક્ષિણ આફ્રિકામાં આવેલા છે. મી. મેરીમેન જે દક્ષિણ આફ્રિકામાં મહાન્ નેતા ગણાય છે ને જે ઉદાર ચરિતવાળા પુરૂષ છે તેમણે પોતાની સાથેની મુલાકાત વખતે આ શબ્દો કહેલા, "સાહેબ, આપના જેવા પુરૂષો અમારી ભૂમીપર આવોછો ત્યારે અમારૂં વાતાવરણ પવિત્ર બને છે."

જેમ મ. ગોખલે પોતાના પ્રવાસમાં આગળ વધ્યા તેમ આ પ્રાથમિક અનુભવ વધારે દૃઢ થતો ગયો. જગો જગોએ ક્ષણભર તો ગોરા ને ઘઉં વર્ણા વચ્ચેનો ભેદ જતો રહ્યો. દરેક જગ્યાએ કેપટાઉન જેવા મેળાવડા થયેલા, ત્યાં ગોરા ને હિંદી

એક પંક્તિએ બેસતા ને મ. ગોખલેને એક સરખું માન આપી પોતે માન લેતા. જોહાનીસબર્ગમાં તેમના માનમાં ખાણું આપવામાં આવ્યું હતું, ત્યાં લગભગ ત્રણસે નામાંકિત ગોરા હાજર હતા. ત્યાંના મેયર પ્રમુખપદે બીરાજ્યા હતા. જોહાનીસબર્ગના ગોરા કોઈના તેજમાં અંજાઈ જાય એવા નથી. તેઓમાં કેટલાક જેમ કરોડાધીપતિ છે તેમ માણસોને ઓળખનારા છે. તેઓ મ. ગોખલેના હાથ મેળવાની હરીફાઈ કરતા હતા. આનું કારણ એકજ હતું. મ. ગોખલેના ભાષણમાં શ્રોતાવર્ગ તેમનો પોતાના દેશપ્રત્યે ઉભરાઇ જતો પ્રેમ અને તેની સાથે તેમની ન્યાયદૃષ્ટિ જોઇ શકયા. દેશને સારૂ તેમણે સંપૂર્ણ માનમરતબો ઇચ્છયા પણ પોતે બીજા દેશનું અપમાન ન ઇચ્છયું. પોતાના દેશના સર્વ હકો જાળવવાને સારૂ તેમની જેટલી તત્પરતા હતી તેટલીજ, તેમ કરતાં બીજાના હક ન દુખે એવી તેમની આકાંક્ષા હતી. આથી તેમના વચનમાં બધાને સ્વાભાવિક માધુર્ય લાગતું હતું.

મ. ગોખલેની માન્યતા હતી કે દક્ષિણ આફ્રિકામાં તેમનું સરસમાં સરસ ભાષણ જોહાનીસબર્ગમાં અપાયું હતું. તે ભાષણ પોણા કલાકથી ઉપરાંત ચાલ્યું હતું છતાં શ્રોતાઓમાંના કોઇ કાયર થયેલા એવો આભાસ મારી ઉપર ન પડયો. આ ભાષણ તેમણે કેવી રીતે કર્યું? તેની તૈયારી તેમણે છ દહાડા અગાઉથી કરવા માંડેલી. તેને સારૂ જોઇતો ઇતિહાસ જાણી લીધો, જોઇતા આંકડાઓ યાદ કરી લીધા; પછી પોતે આગલી રાતે જાગીને પોતાની ભાષા ગોઠવી લીધી. પરિણામ મેં જણાવ્યું તે આવ્યું. તેમણે ગોરાઓ અને પોતાને બન્નેને સંતોષ્યા.

જનરલ બોથા અને જનરલ સ્મટ્સને જ્યારે તેઓ દક્ષિણ આફ્રિકાની રાજધાની પ્રીટોરિયામાં મળ્યા ત્યારે તેને સારૂ તૈયાર થવામાં જે ખંત વાપરેલી તે હું મરણ સુધી ભૂલું તેમ નથી. મુલાકાતની આગલી તારીખે મી. કેલનબેકની ને મારી પુરી હાજરી લીધી. પોતે સવારના ત્રણ વાગે ઉઠયા. અમને બન્નેને ઉઠાડયા. તેમને આપેલું સાહિત્ય તેમણે વાંચી લીધું હતું. હવે મારી ઉલટ તપાસ કરવી હતી ને તેમ કરી પોતે પૂરી તૈયારી કરી હતી કે નહિં એ જાણી લેવું હતું. મેં તેમને વિનયપૂર્વક કહ્યું કે "આટલી મહેનતની જરૂર નથી. અમને હાલ કંઇ નહિ મળે તો અમે લડી લઇશું પણ અમારી સગવડને સારૂ અમે આપનો ભોગ આપવા નથી માગતા." પણ જે પુરૂષે પોતાનો આત્મા પોતાના સર્વ કાર્યમાં રેડવાની ટેવ પાડી હતી તે મારા શબ્દો ઉપર કેમ ધ્યાન આપે? તેમની ઉલટ તપાસનું હું શું વર્ણન કરું? તેમની કાળજીના શા વખાણ કરૂં? આવી મહેનતનું એકજ પરિણામ આવે. પ્રધાનમંડળે મ. ગોખલેને વચન આપ્યું કે સત્યાગ્રહીઓની માગણી કબૂલ રાખનારો કાયદો મુલાકાત પછીની ત્યાંની પાર્લામેન્ટની આવતી બેઠકમાં લાવવામાં આવશે ને ગીરમીટીઆ પરનો ત્રણ પાઉંડનો વાર્ષિક કર રદ થશે.

એ વચન નીમેલે વખતે ન પળાયું. પછી મ. ગોખલે ચૂપ બેસી રહ્યા? હાલનાર નહિ. મારી ખાત્રી છે કે ૧૯૧૩ ની સાલમાં તે વચન પળાવવા ખાતર તેમણે જે

પરિશ્રમ વેઠ્યો તેથી તેમની જીંદગીનાં દશેક વર્ષ તો ઓછાં થવાં જોઇએ, આમ તેમના દાકતરોએ માન્યું છે. એ વર્ષમાં હિંદને જગાડવામાં, પૈસા એકઠા કરવામાં તેમણે જે મહેનત કરી તેનો ખ્યાલ આપવો મુશ્કેલ છે. દક્ષિણ આફ્રિકાના સવાલે હિંદને હલાવી મૂકયું હતું એ પ્રતાપ મ. ગોખલેના હતા. તવારીખમાં રહી જશે એવું ભાષણ મદ્રાસમાં લૉર્ડ હાર્ડિંગે કર્યું તે પ્રતાપ પણ તેમના. તેમના ગાઢ પરિચયમાં રહેનારાઓ સાક્ષી પુરે છે કે દક્ષિણ આફ્રિકાના સવાલની ફિકરમાં તેઓ ખાટલાવશ થયા તેમ છતાં છેવટ સુધી પણ તેમણે આરામ લેવાની ના પાડી. દક્ષિણ આફ્રિકાના લાંબા કાગળો જેવડા તાર મધરાતે આવતા ને તેજ ક્ષણે વાંચતા, જવાબો તેજ ક્ષણે ઘડતા, તેજ ક્ષણે લૉર્ડ હાર્ડિંગ પર તાર જતા, ને તેજ ક્ષણે છાપાઓને આપવા યોગ્ય નોંધો તૈયાર થતી તે સવાલની ઉપર ધ્યાન દેવામાં ખાવાનું બંધ રહેતું, સુવાનું બંધ રહેતું, દિવસ અને રાતનો તફાવત રદ કરવામાં આવ્યો હતો. આ અનન્ય નિઃસ્વાર્થ ભકિત તો ધર્માત્મા હોય તેજ કરી શકે.

હિંદુ ને મુસલમાનના સવાલમાં પણ તેમની કેવળ ધાર્મિક દૃષ્ટિ હતી. એક સમયે સાધુને વેષે હિંદુપણાનો દાવો કરનાર એક પુરુષ તેમની પાસે આવ્યો. તેની ઇચ્છા મુસલમાનને નીચા ગણાવી હિંદુને વધારવાની હતી. આ દાવમાં મ. ગોખલે ન આવ્યા ત્યારે તેમની ઉપર હિંદુપણાને સારૂ અભિમાન નથી એવો આરોપ મૂકયો. મ. ગોખલેએ ભ્રમર ચઢાવી હૃદયભેદક સૂરમાં જવાબ આપ્યો કે "જો તમે કહો છો તેમ કરવામાં હિંદુપણું હોય તો હું હિંદુ નથી તમે મારી પાસેથી વિદાય થાઓ." સંન્યાસી સંન્યાસીને મેલી ચાલી ગયા.

મ. ગોખલેમાં નિર્ભયતાનો ગુણ ભારે અંશે હતો. ધર્મનિષ્ઠામાં આ ગુણ લગભગ પહેલું સ્થાન ભોગવે છે. લેફ્ટેનન્ટ રૅંડના ખુન પછી પૂનામાં ત્રાસ છૂટયો હતો. આ વેળા મ ગોખલે વિલાયતમાં હતા. તેમણે પૂનાના બચાવમાં ત્યાં ભાષણ કર્યું તે જગજાહેર છે. તેમાં કહેલી કેટલીક હકીકત પાછળથી સાબીત થઇ શકે એવું ન બન્યું. તેઓ થોડી મુદત બાદ દેશ આવ્યા. તેમણે ઇંગ્રેજી સિપાહીઓ જેની ઉપર આક્ષેપો રાખ્યા હતા તેમની માફી માંગી. તે માફીથી હિંદુસ્તાનનો કેટલોક પ્રજાવર્ગ નારાજ પણ થયો; મહાત્માને કેટલાકોએ સલાહ આપી કે તેમણે જાહેર કામ છોડી દેવું જોઇએ. ભીરૂતાનો આરોપ મૂકતાં પણ કોઇક અજ્ઞાન હિંદી અચકાયા નહિ. આ બધાને તેમણે એકજ જવાબ બહુ ગંભીર ને મીઠી ભાષામાં આપ્યો: "જે (દેશસેવાનું) કાર્ય મેં કોઇના હુકમથી માથે લીધું નથી તે હું કોઇના હુકમથી છોડી પણ શકતો નથી મારી ફરજ બજાવતાં હું પ્રજામત મારી તરફ રાખી શકું તો મારૂં ગણું, પણ જો હું તેટલો ભાગ્યશાળી ન થાઉં તો પણ સારૂંજ હશે." કરવું એ તેમણે ધર્મ માન્યો; કાર્ય કરતાં પ્રજામત ઉપર તેની શી અસર થશે એનો વિચાર તેમણે સ્વાર્થદૃષ્ટિયે કદી કર્યો હોય એવો અનુભવ મને નથી થયેલો. જો દેશને ખાતર સૂળીએ ચઢવું પડે તો તે કાર્ય નિડરપણે, હસમુખે ચહેરે કરવાની તેમનામાં શકિત

હતી એમ મારી માન્યતા છે. હું જાણું છું કે ઘણી વેળા તેમને સારૂ સૂળી ઉપર ચઢવું એ જે દશામાંથી તેઓ નીકળી ચૂકયા તેમાં રહેવા કરતાં-ઘણું સહેલ હતું. આવી વિકટ સ્થિતિ તેમની એકથી વધારે વાર થયેલી, પણ તેમણે પાછીપાની કરીજ નથી.

આ બધા દાખલાઓમાંથી સાર એવો નીકળતો જણાય છે કે જો આપણે આ મહાન્ દેશભકતના જીવનમાંથી કંઇ લેવું હોય તો તેમની ધાર્મિક વૃત્તિનું અનુકરણ કરવાનું છે. આપણે સહુ વડી ધારાસભામાં પેસી શકતા નથી; તેમાં પેસવામાં દેશ-સેવા થઇજ જાય છે એવું આપણે હમેશાં જોયું નથી. આપણે સઉ પબ્લિક સર્વિસ કમિશનમાં જઈ નથી શકતા અને જનારા બધા દેશના ભકતજ હોતા નથી. આપણે સઉ તેમની વિદ્વત્તા મેળવી શકતા નથી અને વિદ્વાન માત્ર દેશના સેવક હોય છે એવું અનુભવતા નથી. પણ આપણે બધા નિર્ભયતા, સત્યતા, ધૈર્ય, નમ્રતા, ન્યાય-બુદ્ધિ, સરળતા, અડગતા વિ૦ ગુણો કેળવી દેશને અર્પણ કરી શકીએ છીએ. આ ધાર્મિક વૃત્તિ છે. રાજકીય જીવન ધર્મમય કરવું એ મહા વાકયનો આ અર્થ છે. એ પ્રમાણે વર્તનારને પોતાનો રસ્તો હમેશાં સૂજી રહેશે. એ મ. ગોખલેના વારસામાં ભાગીદાર થશે. એ નિષ્ઠાથી કામ કરનારને જે બીજી વિભૂતિઓની જરૂર પડશે તે પ્રાપ્ત થશે એવું ઇશ્વરી વચન છે અને મ. ગોખલેનું જીવન તેનો મહાન્ પુરાવો છે.

મોહનદાસ કરમચંદ ગાંધી.

---

# સાહિત્યની દૃષ્ટિથી ઈતિહાસ.

ઇતિહાસનો શિક્ષણક્રમ અને વિદ્યાર્થીના હાથમાં મૂકવામાં આવતાં અનાકર્ષક ઇતિહાસનાં પુસ્તકો એ બેની સંયુકત અસર વિદ્યાર્થીના મન પર કેવી થાય છે તે આપણે જાન્યુઆરીના અંકમાં જોયું. ઇતિહાસના શિક્ષણથી વિદ્યાર્થીના મનનો વિકાસ નથી થતો, દેશ દેશની ચડતી પડતીના ચિતારની છાપ એમના મન પર નથી પડતી અને એ સર્વમાંથી મળતો મહાન્ ઉપદેશ એમને અગ્રાહ્ય રહે છે તે પણ આપણે જોયું. વિદ્યાર્થીનું મન ખરેખરૂં સંસ્કારી કરવાનું સાધન અભ્યાસક્રમની નવી યોજના છે તેનો પણ આપણે વિચાર કર્યો. એ યોજનાને સમાજના વિચારવંત મનુષ્યોનું અનુમોદન છે કે નહિ એ કહેવું મુશ્કેલ છે. જેના હાથમાં અભ્યાસક્રમ યોજવાની સત્તા છે તેને યોજના પ્રિય છે કે નહિ તે કહેવું એથી પણ વધારે મુશ્કેલ છે. આ સર્વનો વિચાર કરી, આપણે એવા નિર્ણય પર આવ્યા કે ઇતિહાસ લોકપ્રિય થાય એવું ઐતિહાસિક સાહિત્ય તૈયાર થવું જોઇએ.

જે દેશની પ્રજા ઇતિહાસનો શોખ ધરાવે છે તે અવશ્ય પ્રગતિને પગલે ચડેલી હોવી જોઇએ. આ જમાનામાં કોઇ પણ દેશ એવો નહિ નીકળે કે જે બીજા દેશોથી તદ્દન અલગ રહી પોતાની પ્રગતિ સાધી શકે. સમસ્ત દુનિયાનાં પગલાં કયે માર્ગે છે તે

ઈચ્છા હોય યા ન હોય તો પણ દરેક દેશને જોવું પડે છે, અને પોતાના દેશની પ્રગતિ સાધવી હોય તો એ વેગમાં ઘસડાવું પડે છે.

ઈતિહાસ એ ભૂત કાળના બનાવોમાંથી ઉપદેશનું પુસ્તક છે. ભિન્ન ભિન્ન પ્રજાના વર્તનમાંથી ભિન્ન ભિન્ન ઉપદેશ તરી આવેલા છે. એ ઉપદેશ મેળવ્યા સિવાય આપણા વિદ્યાર્થી જીવનયાત્રાને પંથે મળે અને આપણો, સમાજ પુરાતન કાળથી ઉતરી આવેલા ઉપદેશમાં મગ્ન રહી સમસ્ત દુનિયા સામે આંખ મીચીને બેસે એ ઈચ્છવા જોગ નથી. આપણા સમાજને આવા સાહિત્યનો શોખ ન હોય તોઉત્પન્નતે થવો જોઇએ.

આપણા સાહિત્યમાં કવિતાને, નવલકથાને, નિબંધ અને અવલોકનને સ્થાન મળ્યું છે. ઈતિહાસને એવું સ્થાન નથી મળ્યું: સાહિત્યમાં સ્થાન મેળવે એવા ઇતિહાસ લખાયા નથી. પૂર્ણ વિગતમાં ઉતરીને સાહિત્યમાં શોભે એવા ઇતિહાસ લખી શકાય એવું પાશ્ચાત્ય સાહિત્યના પરિચિત વાચનાર તરત સ્વીકારશે. એ પ્રકારના સાહિત્ય માટે પાશ્ચાત્ય વિદ્વાનો જેવી મહેનત આપણે કરવી પડે એમ નથી. સર્વ સાધનો તૈયાર છે. એ સાધનોનો ઉપયોગજ કરવાનો છે. એ સાધનોનો ઉપયોગ કરી ગુજરાતને આવા અમુલ્ય રત્ન સોંપનાર ભવિષ્યમાં કોઈ આપણા ગિબનને ઈતિહાસનું ગૌરવ જાળવે તેવી ભાષાનો ઉપયોગ કરવો પડશે, અને કલ્પનાની પણ જરૂર પડશે. પોતાનો અનુભવ કામે લગાડવો પડશે અને પોતાની પરીક્ષક બુદ્ધિ સતેજ રાખવી પડશે. ભવિષ્યના એ અજ્ઞાત ગિબનને એ સૌ સાધ્ય હો.

હાલ તુરત આપણા ગરીબ સાહિત્યમાં એની આશા ન રાખતાં ભવિષ્યમાં એ સંભવ્યતા ઉત્પન્ન કરનાર રૂચિને જન્મ આપનાર, વિગતમાં ઉતર્યા સિવાય ઇતિહાસના ઉપદેશની ઝાંખી કરાવનાર નાના નાના ઐતિહાસિક લેખો સમાજ આગળ વાનગી રૂપે આપણે ધરવા જોઇએ. એ વાનગીથી પ્રસન્ન થઈ કોઇ વધારે તૃપ્તિની આશા કરતો આવશે તો કોઈ વાનગીને સુધારી વધારે આકર્ષક બનાવશે. આ પ્રકારનું વાંચન જેને પ્રિય થશે તે એની મેળેજ નિર્માલ્ય પુસ્તકનો ત્યાગ કરશે.

સમાજની આ અભિરૂચિ કેળવવાનું કામ લેખક, વર્તમાન પત્રના અધિપતિ, ભાષણકર્તા અને ઉપદેશક સૌ કોઇ યથાશક્તિ કરી શકે એમ છે. ફુલ નહિ તો ફુલની પાંખડી સમાજસેવાના નિમિત્તે અર્પણ કરી શકાય. એટલું સદ્ભાગ્ય પણ જેને સાધ્ય ન હોય તે લોકરૂચિને ન બગાડવા પુરતી તો સેવા કરી શકશે.

વાચક વર્ગમાંથી કોઇ આ લેખનો અવળો અર્થ કરી ન બેસે એટલા ખાતર પુનરૂક્તિ કરી અત્રે જણાવવું પડે છે કે આપણે દુનિયાની સર્વ અગ્રગણ્ય પ્રજાના ઇતિહાસમાંથી કંઇ ને કંઇ બોધ લેવાનો છે. સાયન્સના જ્ઞાનમાં પ્રયોગથી ઉમેરો થતો જાય છે. દુનિયાના વિદ્વાનો પોતાની વિદ્વતાનો ઉપયોગ કરી દિન પ્રતિ દિન આ જ્ઞાનમાં વૃદ્ધિ કરે છે. આપણે પ્રયોગ કરી શકયા નથી, આપણું સાયન્સનું જ્ઞાન નજીવું હોય છે તો પણ આપણે વિદ્વાનોના સંશોધનનું કંઇક દર્શન કરીએ છીએ ઇતિહાસ સોશીઅલ સાયન્સનો એક ભાગ છે. ભૂત કાળમાં રચાયલી રમતો એ એના પ્રયોગો છે.

વિદ્વાન લેખકને હાથે કાર્ય કારણના રૂપમાં આ બનાવોનું સંધાણ થાય છે. સારા લેખકના કૌશલ્યથી, તેની કલ્પનાથી, ઉંડા ઉતરવાની તેની શકિતથી, તેના બુદ્ધિના પ્રભાવથી ભૂત કાળના પડદા પાછળ ઢંકાયલા બનાવો આપણી દૃષ્ટિ સમિપ ખડા થાય છે. સાયન્સનું સારૂં જ્ઞાન ન હોય તેને ગ્રાહ્ય રૂપમાં સાયન્સના તત્વોનું દર્શન કરાવવું આપણે યોગ્ય ધારીએ છીએ તો ઈતિહાસમાં ઉંડા ઉતરવાનો શ્રમ આપ્યા સિવાય સમાજને અરૂચિકર ન થઈ પડે તેવા રૂપમાં દુનિયાની પ્રગતિનું દર્શન કરાવવું કોને અયોગ્ય લાગશે.

આ લેખ સમાપ્ત કરતા પહેલાં આપણા દેશના ઇતિહાસને માટે પણ બે બોલ લખવાની જરૂર છે. જે અંગ્રેજ લેખકની ઇંગ્લંડમાં ઇતિહાસના અભ્યાસક તરીકે ગણના પણ થઇ શકે નહિ, જેને હાથે લખાયલા પુસ્તકને ઇંગ્લંડમાં કોઇ કંપની પ્રસિદ્ધ કરવાનું સ્વીકારે નહિ તેવા લેખકના પુસ્તકનાં ગુજરાતીમાં ભાષાંતર થાય, તેથી સંતુષ્ટ થઇ ગુજરાતમાં વધારે સારાં પુસ્તકની અભિલાષા પણ ન થાય એ ગુજરાતના વાચક વર્ગની બેદરકારી બતાવે છે અને ગુજરાતના સમર્થ અવલોકનકારને નીચું જોવડાવે છે!

હરિલાલ માણેકલાલ દેસાઈ

---

# હિંદુસ્થાનમાં કેળવણીની સ્થિતિ.

(સૂચનાઃ-આ વિષયમાંના આંકડા "૧૯૧૧ ના વસ્તી પત્રકનો રિપોર્ટ" "કેળવણી ખાતાનો ૧૯૦૭ થી ૧૯૧૨ સુધીનો પંચ વાર્ષિક રિપોર્ટ," "મુંબાઈ ઇલાકાનો કેળવણી ખાતાનો ૧૯૧૩-૧૯૧૪ નો રિપોર્ટ," "ડેઇલી મેઇલની ઇઅર બુક ૧૯૧૪," "Indian Educational Policy" તથા કેળવણી ખાતા તરફથી અવારનવાર પ્રસિદ્ધ થતી કેટલીક યાદીઓને આધારે લીધા છે.)

**ઉપોદ્‌ઘાત**

હાલમાં ચારે તરફથી ઘણા લોકોએ એમ કહેવા માંડયું છે કે આપણા દેશમાં ભણતર ઘણું વધી ગયું છે. કેટલાક આગેવાનો અને સરકારી અમલદારો એમ માને છે કે ઉંચી કેળવણી તરફ હવે સરકારને બહુ ખર્ચ કરવાની જરૂર નથી, સરકારે તો પોતાનું બધું ધ્યાન પ્રાથમિક કેળવણી ઉપરજ રાખવું જોઇએ. વર્તમાન પત્રના તંત્રીઓ, નવલ કથાકારો અને માસિકોમાં ટુંકી વાર્તા લખનારાઓને એમજ લાગે છે કે આ કેળવણી અને તેમાં ખાસ કરીને પાશ્ચાત્ય સુધારાની અસરવાળી અંગ્રેજી કેળવણી એટલી બધી વધી પડી છે કે તેની અસરથી દેશનું નખોદ વળી જશે.

મેટ્રિકનું કે બી. એ. નું પરિણામ બે ચાર ટકા વધારે આવે તો કેટલાક કહેવાતા કેળવણીના હીમાયતીઓના મનમાં ચિંતા થવા માંડે છે અને કેટલાકને મ્હોડેથી તો દીલગીરીના ઉદ્‌ગાર પણ નીકળી જાય છે. કેટલાક જાણીતા સાક્ષરો પણ એમ માનવા લાગ્યા છે કે વર્તમાનપત્રો અને લેખકોની સંખ્યા જોઇએ તે કરતાં ઘણ વધી ગઇ છે. લેખકે

એક સાક્ષરને એવું કહેતાં પણ સાંભળ્યા છે કે વાચકો કરતાં કવિઓની સંખ્યા વધારે છે. આ બધી લોક માન્યતાઓ ખરી છે કે કેમ તે સરકારે પ્રસિદ્ધ કરેલા આંકડાઓને આધારે તપાસવાનો આ લેખનો હેતુ છે.

ભણેલા અને અભણ.

કોઇ પણ દેશમાં કેળવણી કેવા પ્રકારની છે તે જોવું હોય તો સૌથી પહેલાં તે દેશમાં ભણેલાનું પ્રમાણ કેટલું છે તે જોવું જોઇએ. જ્યારે સુધરેલા દેશોની અંદર વાંચી લખી શકે એવા માણસોનું પ્રમાણ લગભગ સોએ સો ટકા હોય છે ત્યારે સર્વ જ્ઞાન, ધર્મ અને શાસ્ત્રની મૂળ ભૂમિ આર્યાવર્તમાં ૧૦૦૦ માણસે ૫૯ માણસ એટલે સોએ ૬ ટકાથી પણ ઓછાં માણસ ભણેલાં અને લગભગ ૯૫ ટકા અભણ છે અહિંઆ ભણેલા શબ્દ જોઇ રાજી થવાનું નથી. ભણેલાનો અર્થ વસ્તી પત્રકમાં તો કાળા અક્ષર કૂટી મારે એવા ફક્ત લખી વાંચી શકે એવા ( Literate ) એવો કરવાનો છે. આ છ ટકામાંના કેટલા ચોપડી વાંચવાની શકિત ધરાવતા હશે એ જાણવાને કોઇ સાધન નથી.

પ્રાંતવાર કેળવણી

પુરૂષોમાં ૧૦૦૦ માં ૧૦૬ લખી વાંચી શકે એવા છે જ્યારે સ્ત્રીઓમાં ૧૦૦૦ માં ૧૦ એટલે સોએ એક ટકોજ લખી વાંચી શકે છે. વધારે વિગતને માટે મુંબાઇ ઇલાકાના ભણેલાનો પ્રાંતવાર કોઠો નીચે આપ્યો છે.

કોઠો ૧.

મુંબાઇ ઇલાકામાં પ્રાંતવાર કેળવણી.

| પ્રાંત. | ૧૦૦૦ પુરૂષે લખી વાંચી શકે એવા. | ૧૦૦૦ સ્ત્રીએ લખી વાંચી શકે એવી. | ૧૦૦૦ કુલ વસ્તીએ લખી વાંચી શકે એવા. | કુલ ભણેલા. (લગભગ) | કુલ વસ્તી. |
|---|---|---|---|---|---|
| ગુજરાત ... | ૨૦૧ | ૨૬ | ૧૧૭ | ૨૪,૭૫,૦૦૦ | ૨૮,૦૩,૦૭૪ |
| કોંકણ ... ... | ૧૦૩ | ૯ | ૫૫ | ૨૯,૩૯,૦૦૦ | ૩૧,૧૦,૬૬૧ |
| દક્ષિણ ... ... | ૯૦ | ૮ | ૪૯ | ૬૦,૭૪,૦૦૦ | ૬૩,૮૭,૦૬૪ |
| કર્ણાટક ... ... | ૧૦૯ | ૫ | ૫૮ | ૨૬,૬૮,૦૦૦ | ૨૮,૩૨,૭૯૮ |
| સિંધ ... ... | ૭૯ | ૮ | ૪૭ | ૩૩,૪૮,૦૦૦ | ૩૫,૧૩,૪૩૫ |
| મુંબાઇ શહેર ... | ૨૮૨ | ૧૨૩ | ૨૨૭ | ૭,૫૭,૦૦૦ | ૯,૭૯,૪૪૫ |
| ઇલાકાના કુલ ... | ૧૨૦ | ૧૪ | ૬૯ | ૨૫૨,૧૫,૦૦૦ | ૨,૭૦,૮૪,૩૧૭ |

પ્રાંતવાર કેળવણીનું પ્રમાણ જોયા પછી ધર્મવાર કેળવણીનું પ્રમાણ તપાસીએ.

**ધર્મવાર કેળવણી**

કોઠા (૨) માં જોયાથી માલુમ પડશે કે જરથોસ્તીઓમાં ૧૦૦૦ વસ્તીએ ૭૧૮ માણસ લખી વાંચી શકે છે. ખ્રીસ્તીઓમાં હજારે ૩૧૯, હિંદુઓમાં ૬૬ અને મુસલમાનોમાં ૪૩ છે.

## કોઠો ૨.

### મુંબઇ ઇલાકામાં ધર્મવાર કેળવણી.

| ધર્મ. | ૧૦૦૦ પુરૂષે લખી વાંચી શકે તેવા. | ૧૦૦૦ સ્ત્રીએ લખી વાંચી શકે તેવી. | ૧૦૦૦ વસ્તીએ લખી વાંચી શકે તેવાં. |
|---|---|---|---|
| હિંદુ ... ... | ૧૨૦ | ૯ | ૬૬ |
| જૈન ... ... | ૫૨૫ | ૬૫ | ૩૧૯ |
| મુસલમાન ... | ૭૪ | ૭ | ૪૩ |
| ખ્રીસ્તી ... ... | ૪૦૯ | ૨૩૬ | ૩૩૬ |
| જરથોસ્તી ... | ૭૮૯ | ૬૪૪ | ૭૧૮ |
| બધા ધર્મ ... | ૧૨૧ | ૧૪ | ૭૦ |

**ન્યાતવાર કેળવણી**

હિંદુકોમની અંદર ન્યાતવાર કેળવણીનું પ્રમાણ જોતાં એમ માલુમ પડે છે કે જો કે મનુ મહારાજે વિદ્યા અને કળાનો અધિકાર મુખ્યત્વે કરીને બ્રાહ્મણોને આપ્યો હતો તે છતાં ભણેલાઓના કોઠામાં શ્રીમાળી અને લોહાણા સૌથી ઉંચે નંબરે આવે છે. " સિંધના બ્રાહ્મણો નિરક્ષર છે એટલુંજ નહિ પણ તે પતીત જાતિના જેવા છે. અને રંગભૂમિ ઉપર ભજવાતા દરેક નાટકમાં તેની મશ્કરી કરવામાં આવે છે. " ( વસ્તીપત્રકનો રિપોર્ટ )

ઋષિમુનિઓના વંશજ તરિકે શરમાવાને બદલે અભિમાન ધરાવતા, ભૂતકાળની બડાશોમાં આનંદ માનતા અને પોતાની સ્થિતિ સર્વોપરિ છે, એમ માની સંતોષમાં રહેતા, બ્રહ્મબંધુઓ ક્ષણભર ગંભીર વિચાર કરવા તસ્દી લેશે કે બ્રાહ્મણ ન્યાત કેળવણીમાં બીજા દેશના અધમ વર્ગની જોડે પણ સરખાવી શકાય એમ છે તેટલુંજ નહિ પણ હિંદુસ્થાનમાં પણ તે સર્વોપરિ રહી શકી નથી. દરેક ન્યાત પોતાનીજ કેળવણીને વાસ્તે પ્રયત્ન કરે તો પણ ઘણું કરી શકે. ભંડારીઓ જે-

મનો ધંધો તાડી બનાવવાનો છે અને નાહોરો જેઓ મુખ્યત્વે કરીને ખેતીનો ધંધો કરે છે એ બે ન્યાતોએ થોડાં વર્ષોમાં કેળવણીને વાસ્તે ઘણા પ્રયત્નો કર્યા છે અને ભંડારીઓએ તો પોતાની ન્યાતને વાસ્તે રત્નાગિરિ જીલ્લામાં માલવણ ગામમાં પોતાની હાઇસ્કુલ કાઢી છે.

**મોટી ઉમ્મરના અભણોને માટે શું કરવું ?**

મોટી ઉમ્મરના અભણોને વાસ્તે શું આપણાથી કાંઇ પણ થઇ શકે એમ નથી? આપણા ૯૪ ટકા અભણોને જ્ઞાનદાન આપવાને શું આપણે અશક્ત નીવડીશું? આ ૯૪ ટકા અભણ હશે, જે વખતે દેશની ૩૧૬ કરોડની વસ્તીમાંથી ૨૯૬ કરોડ અજ્ઞાન હશે તે વખતે શું દેશનો ઉદય થઇ શકશે? જે થોડા મુઠ્ઠીભર ભણેલાઓ પોતાનું કર્તવ્ય સમજે છે તે પોતાના બંધુઓને કેળવવામાં થોડા વખત, થોડા પૈસા, અને થોડી અક્કલનો ભોગ નહિ આપે? જો દરેક ભણેલો ઓછામાં ઓછા ચાર અભણોને કેળવવાની પ્રતિજ્ઞા કરશે તો એક વર્ષની અંદર હિંદુસ્થાનમાં કેળવણીનું પ્રમાણ ૭ ટકાથી વધીને ૩૦ ટકા થશે. આ ઉપરાંત વળી કામદાર વર્ગને માટે રાત્રિશાળાઓ, ખેડુત વર્ગને માટે વર્ષમાં બે ત્રણ મહિના નવરાશને વખતે ચાલતી શાળાઓ કાઢવાથી પણ ઘણું થઇ શકે. કૉલેજો અને હાઇસ્કુલોમાં ભણતા વિદ્યાર્થીઓ ધારે તો લાંબી રજાઓ દરમિયાન તેઓ ઘણું કરી શકે. તે ઉપરાંત મેજીક લૅન્ટર્ન સાથે ભાષણો, કીર્તનો વગેરેથી પણ લોકમત ઘણો કેળવી શકાય.

**અંગ્રેજી ભણતર**

મુંબઇ ઇલાકામાં અંગ્રેજી ભણેલાઓની સંખ્યા (જુઓ કોઠો ૩) ૧૦૦૦ માણસે ૯ એટલે સેંકડે ૧ ટકાથી પણ ઓછી આવે છે. તેમાં પુરૂષો હજારે ૧૪·૫ અને સ્ત્રીઓ ૨·૧ છે. ગુજરાતમાં પુરૂષો હજારે ૧૪·૪ અને સ્ત્રીઓ ૦·૯ એટલે દસ હજારે ૯ છે.

## કોઠો ૩

### મુંબાઇ ઇલાકામાં પ્રાંતવાર અંગ્રેજી કેળવણી.

| | ગુજરાત. | કોંકણ. | દક્ષિણ | કર્ણાટક | સિંધ. | મુંબાઇ શહેર | ઇલાકાના કુલ. |
|---|---|---|---|---|---|---|---|
| ૧૦૦૦ પુરૂષે અંગ્રેજી લખી વાંચી શકે એવા. | ૧૪·૪ | ૧૨·૦ | ૧૦·૯ | ૭·૯ | ૧૦·૩ | ૧૦૫·૨ | ૧૪·૫ |
| ૧૦૦૦ સ્ત્રીએ અંગ્રેજી લખી વાંચી શકે એવી. | ૦·૯ | ૧·૬ | ૧·૭ | ૦·૭ | ૧·૭ | ૪૦·૦ | ૨·૧ |

ધર્મવાર અંગ્રેજી ભણતરના પ્રમાણનો કોઠો (૪) તપાસીશું તો માલુમ પડશે કે હિંદુ સ્ત્રીઓમાં હજારે એક પણ અંગ્રેજી લખી વાંચી શકતી નથી.

કોઠો ૪.

મુંબાઈ ઈલાકામાં ધર્મવાર અંગ્રેજી કેળવણી.

| | | હિંદુ | જૈન | મુસલમાન | ખ્રીસ્તી | જરથોસ્તી | બીજા ધર્મ |
|---|---|---|---|---|---|---|---|
| ૧,૦૦૦ પુરૂષે અંગ્રેજી ભણેલા | ... | ૧૩ | ૩૩ | ૫ | ૨૯૭ | ૫૦૭ | ૧૭ |
| ૧,૦૦૦ સ્ત્રીએ અંગ્રેજી ભણેલા | ... | ... | ૧ | ... | ૧૫૮ | ૧૭૫ | .૩ |
| ૧,૦૦૦ વસ્તીએ અંગ્રેજી ભણેલા | ... | ૭ | ૧૮ | ૩ | ૨૩૮ | ૩૪૫ | ૧૦ |

આ આંકડા ઉપર જરા વધારે વિચાર કરીએ તો માલુમ પડશે કે કેળવણીમાં થોડી આગળ વધેલી ન્હાની ન્યાતો તથા મોટાં શહેરોના કેળવાયલા લત્તાની અંગ્રેજી લખી વાંચી શકે એવી સ્ત્રીઓ બાદ કરીએ તો ઈલાકામાં હિંદુ કોમમાં લાખે ૧ સ્ત્રી પણ અંગ્રેજી ભણેલી હશે કે નહિ તે શક પડતી વાત છે. જ્યારે વસ્તુસ્થિતિ આવી છે ત્યારે હાલનાં વર્તમાન પત્રો, માસિકો તેમજ નવલકથાના લેખકો અંગ્રેજી કેળવણીની માઠી અસર બતાવનારા લેખો કોને વાસ્તે લખે છે? જ્યારે ગુજરાતમાં દસ હજારે ૯૯૯૧ સ્ત્રીઓ તો અંગ્રેજી એ, બી, સી, ડી, પણ જાણતી નથી તો તેમને અંગ્રેજી ભણતરના ગેરફાયદા બતાવ્યાથી શું ફળ? એ લેખકો દસ હજારમાંથી ૯ સ્ત્રીઓને વગોવ્યા કરતાં દસ હજારમાં ૯૭૪૦ સ્ત્રીઓ સમૂળગું ભણેલી નથી તેમનો ઉદ્ધાર કરવાને પ્રયત્ન કરશે તો વધારે સારૂં ફળ નહિ આવે?

હાલ કેટલા વિદ્યાર્થી ભણે છે.

દેશના ભવિષ્યને માટે તો હાલ કેટલા માણસો ભણેલા છે એના કરતાં હાલ કેટલા વિદ્યાર્થી ભણે છે એ સવાલ વધારે ઉપયોગી છે. કોઠા (૫) તરફ જોતાં માલુમ પડશે કે હિન્દુસ્થાનમાં હાલ ૬૭,૮૧,૦૦૦ વિદ્યાર્થીઓ ભણે છે અને તે કુલ વસ્તીના ૨.૭ ટકા છે. આ પ્રમાણ ભવિષ્યને માટે ઘણું જ ચિંતાજનક છે.

કોઠો ૫

## હિન્દુસ્થાનમાં ભણતા વિદ્યાર્થીઓ.

| પ્રાંત | ભણતા વિદ્યાર્થીઓ | કુલ વસ્તીના ટકા | |
|---|---|---|---|
| મદ્રાસ ... | ૧૨,૮૦,૦૦૦ | ૩.૧ | |
| મુંબાઇ ... | ૯,૨૩,૦૦૦ | ૩.૪ | |
| બંગાળા ... | ૧૬,૧૦,૦૦૦ | ૨.૯ | |
| સંયુક્ત પ્રાંત | ૭,૧૨,૦૦૦ | ૧ ૫ | |
| પંજાબ ... | ૩.૮૧,૦૦૦ | ૧.૯ | |
| બ્રહ્મદેશ ... | ૪,૪૫,૦૦૦ | ૩ ૭ | |
| પૂર્વબંગાળ ને આસામ | ૧૦,૭૫,૦૦૦ | ૩.૧ | |
| મધ્યપ્રાંતો ને વરાડ | ૩,૧૩,૦૦૦ | ૨.૦ | |
| કુગ | ૭,૦૦૦ | ૩.૯ | |
| વાવ્યપ્રાંત | ૩૫,૦૦૦ | ૧.૬ | |
| કુલ | ૬૭,૮૧,૦૦૦ | ૨ ૭ | |

**પ્રાથમિક કેળવણી**

હવે પ્રાથમિક કેળવણીની સ્થિતિ તપાસીએ. હિંદુસ્થાનમાં ૧,૫૯૪ શહેર અને ૫,૮૨,૭૨૮, ગામડાં મળી કુલ ૫,૮૪,૩૨૨, ગામ છે અને ૧,૨૩,૫૭૮, પ્રાથમિક શાળાઓ છે એટલે લગભગ પાંચ ગામે એક પ્રાથમિક શાળા હોય છે એમ કહીએ તો ચાલે. આ સરાસરીના આંકડા પરથી તો સાધારણજ ખ્યાલ આવે કારણ કે ખરી વસ્તુસ્થિતિ તો એથી પણ ખરાબ હોય છે. દાખલા તરિકે અમદાવાદ શહેરમાં ૪૧ પ્રાથમિક શાળાઓ છે તો સરાસરી બીજાં ૪ ગામ નિશાળ વગરનાં છે એમ નહિ પણ બીજાં ૧૬૪ ગામ નિશાળ વગરનાં છે એમ સમજવું જોઇએ. જે ગામમાં નિશાળ ન હોય તે ગામમાં છોકરાં શી રીતે ભણી શકે ?

પ્રાથમિક કેળવણીમાં બ્રહ્મદેશ સૌથી આગળ છે. તેનું કારણ એકે ત્યાં બૌદ્ધ ધર્મના મઠોને અંગે શાળાઓ હોય છે અને ત્યાં શિક્ષણ આપવામાં આવે છે. બંગાળામાં બધી પ્રાથમિક શાળાઓ ખાનગી માલીકીની છે તેથી ત્યાં પ્રમાણમાં શાળાઓની સંખ્યા વધારે છે અને તે નીભાવવાનું ખર્ચ બધા પ્રાંતો કરતાં ઓછું આવે છે. દરેક પ્રાંતવાર વધુ વિગત કોઠા (૬) માં આપેલી છે.

## કોઠો ૬.

### હિન્દુસ્થાનની પ્રાથમિક શાળાઓ.

| પ્રાંત | પ્રાથમિક શાળાઓ. | કેટલા ચોરસ માઇલે ૧ સ્કુલ હોય છે. | એક નિશાળનું વાર્ષિક ખર્ચ. | ૧ વિદ્યાર્થી દીઠ વાર્ષિક ખર્ચ રૂ. |
|---|---|---|---|---|
| મદ્રાસ. | ૨૪,૦૪૪ | ૫·૯ | ૧૫૭ | ૪·૧ |
| મુંબાઇ. | ૧૧,૬૦૯ | ૧૬·૩ | ૪૩૧ | ૭·૬ |
| બંગાળા. | ૩૬,૩૪૨ | ૩·૪ | ૮૩ | ૨·૯ |
| સંયુક્ત પ્રાંત. | ૯,૨૫૮ | ૧૧·૬ | ૧૭૭ | ૩·૭ |
| પંજાબ. | ૩,૪૧૭ | ૨૮·૪ | ૨૬૦ | ૫·૫ |
| બ્રહ્મદેશ. | ૪,૭૬૪ | ૪૮·૪ | ૧૩૧ | ૩ ૯ |
| પૂર્વ બંગાળા અને આસામ. | ૧૭,૭૨૩ | ૬·૩ | ૧૦૭ | ૩·૦ |
| મધ્ય પ્રાંત અને વરાડ. | ૩,૧૯૫ | ૩૬·૯ | ૩૨૨ | ૪·૪ |
| કુર્ગ. | ૮૦ | ૧૯·૮ | ૩૪૧ | ૫·૪ |
| વાયવ્ય પ્રાંત. | ૨૬૦ | ૫૦·૭ | ૨૪૯ | ૫·૧ |
| કુલ. | ૧૧૦,૬૯૨ | ૧૦·૨ | ૧૬૨ | ૪·૨ |

નિષ્કામ કર્મયોગી સ્વર્ગસ્થ ગોખલેનું એવું માનવું હતું કે આપણા દેશમાં કેળવણીની પ્રગતિ ઘણીજ ધીમી થાય છે. જ્યાં સુધી સરકાર વચ્ચે પડી પ્રાથમિક કેળવણી ફરજીઆત કરે નહિ ત્યાં સુધી દેશની કેળવણી સુધરે તેમ નથી; એવા વિચારથી એમણે વડી ધારા સભામાં પ્રાથમિક કેળવણી મફત અને ફરજીઆત કરવાનો કાયદો કરવાની દરખાસ્ત મૂકી. એ દરખાસ્ત મૂકતી વખતે એમણે સરકારને બતાવ્યું કે જો એ દરખાસ્ત મંજુર કરવામાં આવશે તો કેળવણી પાછળ ૪½ કરોડ રૂપિયાનું નવું વાર્ષિક ખર્ચ થશે. તેમાંથી ⅓ ખર્ચ મ્યુનિસિપાલીટી અને લોકલ બૉર્ડ આપે અને બાકીના ખર્ચને માટે સરકાર જકાતનો દર પાંચ ટકાથી વધારીને સાત ટકા કરે તો ખર્ચ પુરૂં થઇ રહે આ દરખાસ્ત કેટલાક મુદ્દાઓથી સરકારે હાલનેમાટે મુલતવી રાખી છે. પણ તેથી આપણે પ્રાથમિક કેળવણીના સંબંધમાં બેસી રહેવું જોઇએ નહિ. કેળવણીની પાછળ તો સરકાર તેમજ પ્રજા બન્ને તરફથી ભગીરથ પ્રયત્ન કરવાની જરૂર છે.

અપૂર્ણ.

પ્રીતમરાય વ્રજરાય દેસાઇ.

# ત્રીજી આન્ધ્ર પરિષદ્.

આન્ધ્ર એટલે તેલુગુ ભાષા બોલનારા લોકો. એમની વસ્તી નિઝામના રાજ્યમાં અને મદ્રાસ ઇલાકામાં છે. પોતાના રાષ્ટ્રજીવનની પ્રગતિ સાધવા દર વર્ષે તેઓ પોતાની પરિષદ્ ભરે છે. ઇ. સ ૧૯૧૫ માં વિઝાગાપટ્ટમ ખાતે મળેલી ત્રીજી પરિષદ્‌ના કામકાજનો સારાંશ આ લેખમાં આપવામાં આવ્યો છે આપણાં હિન્દી ભાઇઓ પોતપોતાની ઉન્નતિ કરવા જે નાના પ્રકારની પ્રવૃત્તિઓ કરે છે તેથી માહિતગાર ગુજરાત રહે તો તે પ્રવૃત્તિઓ ગુજરાતની સહાનુભૂતિ મેળવવા ઉપરાંત ગુજરાતને પોતાના વિકાસ માટે માર્ગદર્શક પણ નીવડે એવા ઉદ્દેશથી પ્રેરાઇ આ લેખ લખાયો છે.

આ હિલચાલની ઉત્પત્તિ શી રીતે થઇ? મદ્રાસ ઇલાકામાં તામિલ, તેલુગુ, મલયાલમ્, કાનડી વગેરે ભાષા બોલનારા લોકો વસે છે. સરકારી રાજ્યધાની અને અર્વાચીન કાળનું શિક્ષણ આપનારી સંસ્થાઓ મુખ્યત્વે તામિલ ભાષા બોલનારાના દેશમાં હોવાથી તેલુગુઓ કરતા તામિલોએ એમનો વિશેષ આશ્રય લઇ પ્રમાણમાં તેટલોજ વિશેષ લાભ મેળવ્યો છે. આપણે ત્યા પણ એવુંજ છે. આપણી રાજ્યધાની મુંબાઇ, પુણુ અને મહાબળેશ્વરમાં છે. આ ત્રણે સ્થાનો મરાઠી બોલનારાઓના દેશમાં છે. દાકતરી, ઇજનેરી, ખેતીવાડી, કલા આદિનું શિક્ષણ આપનાર સંસ્થાઓ પણ ત્યાંજ છે. એટલે ગુજરાતીઓ, સિંધીઓ અને કાનડીઓ કરતા દક્ષિણીઓએ એ સંજોગોનો વધારે લાભ લીધો છે. જ્યારે બંગાળા, બિહાર, ઓરિસા, છોટા નાગપુર સંયુકત હતાં ત્યારે ત્યાં પણ બિહારીઓ, ઉરીઆઓ અને નાગપુરીઓ કરતાં બંગાળીઓએ એવોજ લાભ લીધો હતો.

ભારતવર્ષ એક રીતે એક દેશ છે. તેમા વસ્તી પ્રજાના અંતરમાં એકતા છે હિન્દુ અને મુસલમાની ધર્મો જેવા વિરોધી ધર્મોના તેઓ સેવક હોવા છતાં એકતા છે. પણ આ એકતા અનેક વિવિધતા કે ભિન્નતાની બનેલી છે. ધર્મોમાં, રહેણીકરણીમાં, આચારવિચારમાં, લાગણીઓમાં, ભાષામા, સાહિત્યમાં, ઇતિહાસમાં, પહેરવેશમાં, બુદ્ધિમા આ વિવિધતા અને ભિન્નતા છે અન્યોન્યની તે વિનાશક નહીં પણ પોષક છે એટલે પ્રત્યેક વિવિધતા અને ભિન્નતાનો સર્વાંગ વિકાસ થાય નહી ત્યાં સુધી સમગ્ર દેશની પ્રગતિ થઇ શકે નહીં. એક વિકસેલ હોય અને બીજી અણુવિકસેલ કે કરમાએલ હોય તોપણ નુકસાન છે.

તામિલો પ્રગતિમાન હોય અને તેલુગુઓ ન હોય, બંગાળીઓ હોય અને બિહારીઓ કે ઉરીઆઓ ન હોય, દક્ષિણીઓ હોય અને ગુજરાતીઓ કે સિંધીઓ ન હોય તો તેથી દેશની પ્રગતિને હાનિ થાય છે. દરેક પ્રગતિના પથે વિચરવું એ ધર્મ રૂપે પ્રાપ્ત થાય છે

આવી વસ્તુસ્થિતિમાં, જુદી જુદી ખાસીઅતવાળા લોકો પોતપોતાનો વિકાસ પોતાના ઇતિહાસ અને અનુભવની પ્રેરણાનુસાર કરે; એવી રીતે અને એવી દિશામાં કરે કે એમની ભિન્નતા સચવાય અને સાથે ભારતવર્ષની એકતા છે તેથી વિશેષ એકતા થાય અને એકતાથી પ્રાપ્ત થતાં પ્રતિષ્ઠા, ગૌરવ, સત્તા આદિથી દેશસમગ્ર વિભૂષિત થાય.

આ તત્વ પહેલવહેલું આપણા દેશમાં બંગાળીઓ સમજ્યા અને બંગાળીઓ તરિકે પોતાના રાષ્ટ્રજીવનને તેમણે ખીલવ્યું છે. બિહારીઓ અને ઉરીઆઓ પર આ હિલચાલની થોડી અસર થઇ છે. તેળુગુઓ પણ એના પ્રભાવથી અંકિત થયા છે. આ હિલચાલ ફળદાયી નીવડે માટે પહેલી જરૂરીઆત છે કે એક જ ભાષા બોલનારાઓનો નિરાળો રાજ્યવહીવટ (પ્રાંત) હોવો જોઈએ. બંગાળી ભાષા બોલનારાઓનો એક પ્રાંત તેમની પ્રચંડ ચળવળ, આત્મભોગ અને મનુષ્ય જીવનના અનેક પ્રદેશોમાં મેળવેલી સિદ્ધિઓથી થઇ શકયો છે. બિહારીઓ પણ પોતાનો પ્રાંત મેળવી શકયા છે. ઉરીઆઓ અને તેલુગુઓ પોતપોતાને માટે એવા પ્રાંતો કરવા હિલચાલ કરે છે. ઉરીઆ ભાષા બોલનારા લોકો મધ્યપ્રાંતમાં, મદ્રાસ ઇલાકામાં અને ઓરીસામાં વસે છે; અર્થાત્ ત્રણ ભિન્ન ભિન્ન રાજ્યવહીવટ નીચે છે. તેળુગુઓ મદ્રાસ ઇલાકામાં અને નિઝામના રાજ્યમાં છે. કાનડીઓ મુંબાઇ ને મદ્રાસ ઇલાકામાં, મ્હૈસુર ને નિઝામના રાજ્યમાં વસે છે. પણ તેમનામાં હજી આવા રાષ્ટ્રીય જીવન માટે ચેતન જાગ્યું નથી.

દેશી રાજ્યોમાં વસતી પ્રજા અને અંગ્રેજી રાજ્યમાં વસતી પ્રજાનો એક પ્રાંત કરવાનું હાલ વ્યાવહારિક રીતે સિદ્ધ થઈ શકે એમ નથી એટલે માત્ર અંગ્રેજી રાજ્યમાં વસતી પ્રજાનોજ એક પ્રાંત કરવા ચળવળ થાય છે. તેળુગુઓનો જુદો પ્રાંત કરવા બાબત તેમના આગેવાનોમાં જબરો મતભેદ છે. એટલે આન્ધ્ર પરિષદ્ પ્રાંત ઉપજાવવા માટેની પરિષદ્ નથી. ભવિષ્યમાં મતભેદ ઓગળી જતાં પરિષદ્ના કાર્યક્રમનો એ મુખ્ય વિષય થશે; પણ હાલમાં તો એ પરિષદ્ આન્ધ્રોના રાષ્ટ્રીય જીવનના સર્વાંગ વિકાસ માટે ચેતન જગાવી રહી છે. પરિષદ્ના ત્રીજા અધિવેશનના સંક્ષિપ્ત અહેવાલ ઉપરથી એ ચેતનનો ખ્યાલ આવશે.

૨.

પ્રથમ પરિષદ્માં થયેલા ઠરાવોની નોંધ લઇશું.

ઠરાવ ૧ લો. સ્વર્ગસ્થ દેશભકત ગોપાળ કૃષ્ણ ગોખલેના અકાળ મૃત્યુ માટે ખેદ દર્શાવવામાં આવ્યો હતો અને એમના સ્મારક તરિકે એમણે સ્થાપેલી હિન્દ સેવક સમાજને મદદ કરવા લોકોને આગ્રહ કરવામાં આવ્યો હતો.

ઠરાવ ૨ જો. આન્ધ્રોના ઉદયની પ્રવૃત્તિ કરનાર ત્રણ ગૃહસ્થોના મૃત્યુ માટે ખેદ દર્શાવવામાં આવ્યો હતો.

ઠરાવ ૩ જો.—રાષ્ટ્રીય શિક્ષણ, રાષ્ટ્રીય મૂર્તિવિધાન ( sculpture ), રાષ્ટ્રીય કળાઓ અને રાષ્ટ્રીય ક્રીડાવિનોદોને ઉત્તેજન અને પોષણ આપવા પ્રત્યેક આન્ધ્રનો ધર્મ છે એવું ઠરાવવામાં આવ્યું હતું.

"નિરન્તરના વપરાશની ઘણી ચીજો—પછી તે સૌંદર્યની હોય કે માત્ર ઉપયોગની હોય છતાં તે ચીજો સ્વદેશી કરતાં પાશ્ચાત્ય બનાવટ કે નમૂનાની આપણે વધારે પસંદ કરીએ છીએ, એ દેશાભિમાનથી ઉલટું છે ઘરો બાંધવામાં હવે આપણે લોખંડના 'ગર્ડર' વાપરીએ છીએ. જૂની ઢબના ઘરોમા લાકડું વપરાય છે અને તેના પર દેશી કોતરણી હોય છે આ પ્રદેશમાં ઘણાં ઘરોમા બારણાપર અને પાટડાઓ પર કમળ કોતરેલાં હોય છે; બરહામપોરમા માછની કોતરેલી હોય છે. પરંતુ આ શોખ ઘટતો જાય છે. આપણાં ખાવાપીવાનાં વાસણો પણ પાશ્ચાત્ય ઢબનાં થતાં જાય છે. સૌંદર્યનો સૃષ્ટિમાં પણ આવોજ અનિષ્ટ ફેરફાર થતો જોવામાં આવે છે. નક્કપલ્લીમાં બનતાં રમકડાઓમાં જૂની ઢબ અદૃશ્ય થઇ ગઇ છે, આપણું વ્યક્તિત્વ જતું રહ્યું છે.

"એજ દશા આપણી રમતગમતોની છે. આપણાં બાપદાદાઓ રમતા તે રમતગમતો આપણે નથી રમતા. ચેરીપટ્ટી નામની જૂની રમત છે. એથી રણક્ષેત્રમાં વિજય મેળવતાં શિખાય છે. વિજયનગરના સુવિખ્યાત નરેંદ્ર કૃષ્ણ દેવરાય આ જૂની રમતો રમ્યા હતા મહાકવિ થિક્કન્ન રમ્યા હતા. આપણા પ્રાચીન કવિઓએ એ રમતોનું વર્ણન કરેલું છે. વળી અધુરામાં પૂરું આધુનિક બેણ્ડે આપણી વાંસળીને બંધ કરી છે. થ્યગય્યના ગીતો વાંસળીથી કેવાં મધુર લાગતાં

"આપણી રાષ્ટ્રીય રસજ્ઞતાથી શરમાયા વિના તેનું રક્ષણ, પોષણ અને વિવર્ધન કરવું એ પ્રત્યેક આન્ધ્રનું કર્તવ્ય છે.

"પાશ્ચાત્ય શિક્ષણ આપણા દેશની જરૂરિયાતો માટે પૂરતુ માફક નથી. પોતાના દેશીઓને જે માણસ ઉપયોગી થઇ શકતો નથી તેનું શિક્ષણ શા કામનું? જો ખેડુત કે ગામડીઆ સાથે વિચારવિનિમય ન કરી શકાય તો પછી ગ્રેજ્યુએટ થવાનું ફળ શું? શિક્ષણથી રાષ્ટ્રીય રસજ્ઞતાનું રક્ષણ થવું જોઇએ. જૂઓ! બંગાળે પોતાની પ્રાચીન રસજ્ઞતાને કેવી ખીલવી છે? ત્યારે આપણે શું કરવું? નિશાળો સ્થાપો અને રાષ્ટ્રીય રસજ્ઞતા શિખવો. તમારા પોષાકમાં એ રસજ્ઞતા પ્રકટ કરો અને સ્વદેશી રસજ્ઞતાથી સંપન્ન વસ્તુઓનો સત્કાર કરો.

"ક્રિકેટ, ફુટબોલ અને બીજી પરદેશી રમતો એક રીતે નકામી નથી અને તેમનાથી શરીર કેળવાય છે; પણ એ રમતો ખરચાળ છે અને રમવા માટે વિશાળ જગ્યાની જરૂર પડે છે. વળી તેમાં રમનારની સંખ્યા પણ પરિચ્છિન્ન હોય છે. આપણી રમતોથી શરીર કેળવાય છે, પઇનો ખરચ થતો નથી, વિશાળ જગ્યાનો ખપ પડતો નથી અને ગમે તેટલી સંખ્યામા રમી શકાય છે. સરી રીતે રમાય તો એ રમતો પણ ક્રિકેટ કે ફુટબોલ જેટલીજ ઉત્તેજક ( exciting ) છે.

પ્રો બુલુસુ રામજોગ રાવ પન્તુલુ, જેમણે સ્વદેશી રમતોનો પ્રચાર વિદ્યાર્થીઓ અને મ્હોટા શહેરમાં ક્રીડાવિનોદના મંડળોમાં (clubs) કર્યો છે તેમણે પોતાના શિષ્યો પાસે કેટલીક રમતો રમાડાવી. રમનાર અને જોનારને એ રમતોથી પાશ્ચાત્ય રમતો જેટલોજ આવેશાનંદ (excitement) થાય છે કે નહીં તેની તુલના કરવા વિનંતિ કરી હતી.

ઠરાવ ૪ થો.—આન્ધ્ર મહા કવિઓ નન્નય, થિક્કન અને પોટન્નનાં યોગ્ય સ્મારકો સ્થાપવા અત્યાર લગી થએલા પ્રયત્નોની પ્રશંસા કરી આન્ધ્ર દેશમાં જે ઐતિહાસિક મકાનો અને બાંધકામો હયાત હોય તેમનું રક્ષણ કરવાનો ઠરાવ કરવામાં આવ્યો.

આ મહાકવિઓના નામથી પુસ્તકશાળાઓનાં નામ જૂદે જૂદે સ્થળે આપવામાં આવ્યાં છે એવી ખબર એક ગૃહસ્થે રજૂ કરી હતી. આવીજ રીતે આખા દેશમાં આન્ધ્ર મહાકવિઓનાં સ્મારક કરવાની તેણે ભલામણ કરી હતી. વસ્તુતઃ એ કવિઓની કૃતિઓજ એમનું સ્મારક છે અને જ્યાં લગી આન્ધ્ર ભાષા હયાત રહેશે ત્યાં લગી તે સ્મારક પણ રહેવાનું છે. છતાં રાષ્ટ્રીય ચેતનને માટે નિરાળાં સ્મારકોની જરૂર છે.

એક ગૃહસ્થે કહ્યું કે એમનું ખરેખરૂં સ્મારક એમણે વારસામાં આપેલી ભાષા અને સાહિત્યનાં રક્ષણ વિવર્ધનથી થશે. પુસ્તકશાળાઓ વધારો અને સાહિત્ય ખીલવો એજ એમનું સ્મારક છે.

પ્રાચીન બાંધકામોનું સરકાર સારૂં રક્ષણ કરે છે. જે અત્યાર લગીમાં રસદ્રાવક( interesting ) બાંધકામો પ્રાપ્ત થયાં છે તેમાં ઉમેરો કરવાનું આપણું કામ છે. એમાં દ્રવ્ય અને ઉત્સાહનો સવાલ છે.

આપણા મહાકવિઓની જયંતિઓ ઉજવવી જોઇએ.

ઠરાવ ૫ મો.—તેળુગુ દ્વારા અપાતા શિક્ષણથી જ્ઞાનનું ઉપાર્જન અને પ્રસારણ વધારે સરળ અને વધારે શીઘ્ર થઈ શકે છે એવો આ પરિષદ્‌નો મત છે. રફતે રફતે Secondary School Leaving Certificate ના અભ્યાસક્રમ લગીનું શિક્ષણ તેળુગુદ્વારા આપવાની અને સાથે અંગ્રેજીનો અભ્યાસ ફરજિયાત કરવાનો આગ્રહ કરે છે.

"તેળુગુદ્વારા શિક્ષણ નહીં અપાતું હોવાથી ઘણા શિક્ષાર્થીઓ પરીક્ષામાં નાપાસ થાય છે.

"પાશ્ચાત્ય વિચારો દર્શાવવાને તેળુગુમાં શબ્દો નથી એવી ફરિયાદ કરવામાં આવે છે પણ, ભોજ હશે તો કાળીદાસ પણ થશે. શિક્ષણનું દ્વાર તેળુગુ થશે તો નવા શબ્દો અને નવા ગ્રન્થો પણ થશે.* શબ્દો ન હોય તો નવા યોજો અને નવા ગ્રન્થો

* બંગાળી ભાષાને ઉચ્ચ શિક્ષણમાં સ્થાન મળતું જવાથી આવા પ્રકારની ન્યૂનતા દૂર થતી જાય છે તેનો ઉલ્લેખ કલકત્તા વિશ્વવિદ્યાલયના વાઇસ ચાન્સેલર ડૉ. સર્વાધિકારીના થોડા દિવસ ઉપર થયેલા દીક્ષાન્તના ભાષણમાં છે.

લખો. સર્વની સાથે વ્યવહાર કરવો હોય તો તેળુગુ શીખવું જોઇએ અંગ્રેજી સારૂં જાણવાથી દ્રવ્ય કમાઇ શકાય છે પણ દેશના વતનીઓ સાથે વ્યવહાર થઇ શકતો નથી.

આ ઠરાવની વિરૂદ્ધ કેટલાક ગૃહસ્થો થયા હતા.

ઠરાવ ૬ ઠો.—(૧) મછલીપટ્ટમની આન્ધ્રજાનીય કલાશાળા (૨) રાજમહેન્દ્રીની રાષ્ટ્રીય નિશાળ (૩) મદ્રાસની આન્ધ્ર સાહિત્ય પરિષદ્ (૪) મદ્રાસની તેળુગુ શિક્ષણ પ્રસારક સભા (આન્ધ્ર વિદ્યાનિધિ) (૫) કોન્વુરની આન્ધ્ર ગિર્વાણ વિદ્યાશાળા અને એવી બીજી શિક્ષણનો પ્રસાર કરનારી સંસ્થાઓ રાષ્ટ્રીય આશ્રયથી જન્મ પામેલી અને રાષ્ટ્રીય સિદ્ધિને અર્થે ચાલતી હોય તેમને ઉત્તેજન આપવા લોકોને આગ્રહ કરવામાં આવે છે. અને

મદ્રાસની આન્ધ્ર સાહિત્ય પરિષદ્‌ને પિથપુરમ્‌ના રાજાની ઉદારતાથી શરૂ થયેલા આન્ધ્રનિઘણ્ (Encyclopaedia) ની પ્રસિદ્ધિ સત્વર કરવાની વિનંતિ કરે છે.

"આ સંસ્થાઓ તેળુગુ ભાષાનો વિકાસ કરે છે અને ભાષા રાષ્ટ્રીય જીવન ખીલ-વવા અગત્યનું સાધન હોવાથી એ સંસ્થાઓ ઉત્તેજન પાત્ર છે. આ સંસ્થાઓ આન્ધ્રોમાં રહેલું ચેતન (vitality) પ્રકટ કરે છે.

ઠરાવ ૭ મો.—તેળુગુ ભાષા બોલનારા જીલ્લામાં વસતા લોકોને આ પરિષદ્ આગ્રહ કરે છે કે દરેક નગર અને દરેક ગામમા

(૧) સહાયકારી મંડળો (૨) મફત વાચનાલય અને પુસ્તકાલયો (હસ્તલેખો અને છાપેલા પુસ્તકોના સંગ્રહવાળાં) (૩) જ્યાં નિશાળો ન હોય ત્યાં નિશાળો (૪) મેહનત મજૂરી કરનારાઓ માટે રાત્રિશાળાઓ (૫) પંચમો (ધેડા ભંગીઆ) માટે નિશાળો સ્થાપવાં.

ઠરાવ ૯ મો.—તેળુગુ જીલ્લાઓમાં શિક્ષણના પ્રસારણ માટે વિશ્વવિદ્યાલય સ્થાપવા આ પરિષદ્ સરકારને પ્રાર્થના કરે છે.

"હાલ મળે છે તેથી વધારે સારાં પ્રાથમિક, માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણની આન્ધ્રોને જરૂર છે. આન્ધ્રાનો વસ્તીના કે આન્ધ્રદેશના વિસ્તારના પ્રમાણમાં જે પરિણામ આવવું જોઇએ તે મદ્રાસના વિશ્વવિદ્યાલયથી આવ્યુ નથી. આન્ધ્રોની સંખ્યા એક કરોડ એંસી લાખની છે અને એંસી હજાર ચોરસ માઇલપર તેમની વસ્તી વસે છે; અર્થાત્ મદ્રાસ ઇલાકાના અર્ધાથી વધારે ભાગમાં આપણો વસવાટ છે વળી તેળુગુ જીલ્લાઓની બહાર વીસ લાખ વધારે આન્ધ્રો વસે છે. આમ છતાં શિક્ષણની સ્થિતિ આપણે ત્યાં કેવી છે તે આંકડાઓથી બતાવીશ

| તેળુગુ જીલ્લાઓમાં | | ઈતર જીલ્લાઓમાં |
|---|---|---|
| માત્ર | ૪૯ હાઇસ્કુલો | ૧૦૬ |
| | ૬ સેકન્ડ ગ્રેડ કૉલેજો | ૧૬ |
| | ૩ ફર્સ્ટ ગ્રેડ કૉલેજો | ૬ |

બીજાઓની સરખામણીમાં શિક્ષણની સગવડ કેટલી ઓછી છે તેની શોકજનક સ્થિતિ આથી પ્રતીત થશે. છતાં હજૂ વધારે સાંભળવા જેવું છે. મદ્રાસ ઈલાકામાં આશરે ૧૩૦૦૦ બી. એ. છે, એમાંથી માત્ર ૧૫૦૦ આન્ધ્રો છે આપણી સંખ્યા અને વસવાટના પ્રદેશના વિસ્તારના પ્રમાણમાં ૬૦૦૦ હોવા જોઇએ. ઈલાકામાં એમ એ. ૪૦૦ છે તેમાં માત્ર ૫૦ આન્ધ્રો છે.

| ઇલાકામાં સંખ્યા | | આન્ધ્રોની સંખ્યા. |
|---|---|---|
| | ૩૪ એમ. એલ. | ૪ |
| આશરે | ૧૨૦૦ એલ. ટી. | ૮૪ |
| | ૧૪૦ બી. ઇ. | ૭ |
| | ૧૪૬ એલ. એમ. એન્ડ એસ. | ૫ |
| | ૧૩ એમ. ડી. | ૦ |
| | ૫ બી. એસ. સી. | ૦ |

વિશ્વવિદ્યાલયની વિવિધ ડીગ્રીઓના સંબંધમાં આન્ધ્રોની સરેરાશ નીચે પ્રમાણે છે;

| | |
|---|---|
| બી. એ. માં ૧૧૩ ટકા. | એમ. એ. માં ૧૧૩ ટકા. |
| બી. એલ. માં ૧૬ ,, | એલ. ટી. માં ૭ ,, |
| બી. ઇ. માં ૫ ,, | એલ. એમ. એન્ડ એસ. માં ૪ ટકા. |
| એમ. બી. અને સી. એમ. માં ૩ ટકા. | |

મદ્રાસ વિશ્વવિદ્યાલયને અસ્તિત્વમાં આવ્યાંને આટલાં બધાં વર્ષો થયાં છતાં આટલી ન્હાની સરેરાસ છે. હાલ શી સ્થિતિ છે?

| | આન્ધ્ર વિદ્યાર્થીઓ. | ઇતર વિદ્યાર્થીઓ. |
|---|---|---|
| ઇન્ટરમાં | ૧૬૨૦ | ૪૦૦૦ |
| બી. એ. માં | ૧૯૦ | ૫૦૦ |

વિશ્વવિદ્યાલયના અભ્યાસક્રમમાં છેલ્લા સાત વર્ષમાં જે નવું સંસ્કરણ થયું છે તેને અન્વયે માત્ર ૧૪ આન્ધ્રો બી. એ. ઑનર્સમાં પાસ થયા છે; એ પરીક્ષામાં પાસ થયેલા વિદ્યાર્થીઓની કુલ સંખ્યા ૬૫ ની છે.

આવી પછાત સ્થિતિ સુધારવા આન્ધ્રોને ખાસ વિશ્વવિદ્યાલયની જરુર છે.

• આજથી વીસ વર્ષ ઉપર વીઝીઆનગરમના મહારાજા સર આનન્દ ગજપતિએ આન્ધ્રોને માટે વિશ્વવિદ્યાલય સ્થાપવા સૂચના કરી હતી. એ સંસ્થા માટે જમીન પણ એમણે નિરાળી કહાડી હતી. પરંતુ એમના અકાલીન અવસાનથી યોજના પણ મૃત્યુ પામી હતી. પણ હવે તે સજીવ થશે.

ઠરાવ ૧૦ મો.—હાલના વિગ્રહ માટે લશ્કરમાં આન્ધ્રોને દાખલ થવાની જે આજ્ઞા પ્રકટ કરી છે તે માટે નામદાર સરકારને આ પરિષદ ઉપકાર માને છે, અને આ વિગ્રહ માટે જ લશ્કરમાં સ્વીકારવાનો પ્રતિબંધ દૂર કરવાની પ્રાર્થના કરે છે.

ઠરાવ ૧૧ મો.—તેળુગુ જીલ્લાઓમાં ઇજનેરી, વ્યાપારી અને જંગલખાતાની કૉલેજો તેમજ બીજી હુન્નર ઉદ્યોગને લગતી કૉલેજો સ્થાપવાની જરૂર પરિષદ્‌ને લાગે છે.

ઇલાકામાં એક સ્થળે આ વિષયોની સર્વ રીતે સંપન્ન કૉલેજ હોય તેવી ન સ્થાપી શકાય તો એ વિષયોનું ઉતરતું જ્ઞાન આપવાની નિશાળો પણ સ્થાપવી જોઇએ.

ઠરાવ ૧૨ મો.—(ક) કન્યાશાળાઓમાં હાલમાં પ્રચલિત અભ્યાસક્રમ હિન્દુ કન્યાઓની પ્રગતિને અનુકૂળ ન હોવાથી અનુકૂળ ક્રમ ઘડવા એક કમિટિ નીમવાને સરકારને આગ્રહ આ પરિષદ્ કરે છે. (ખ) આ પરિષદ્‌નો એવો મત છે કે સ્ત્રીઓમાં ઉચ્ચ શિક્ષણ પ્રસરે માટે જોઇતી સગવડો વધારવા કન્યાઓની હાઇસ્કુલોની સંખ્યા વધારવાની જરૂર છે અને તેળુગુ જીલ્લાઓના મુખ્ય મધ્યસ્થ સ્થળોમાં એવી હાઇસ્કુલો સ્થપાવી જોઇએ. (ગ) આ પરિષદ્‌નો એવો મત છે કે સ્ત્રીઓને શીખવાની કળાઓમાં સંગીત ખાસ આવશ્યક છે માટે કન્યાશાળાઓમાં સંગીતનું શિક્ષણ આપવાની યોગ્ય તજવીજ કરવા અને તેળુગુ જીલ્લાઓમાં સંગીત શીખવનારા શિક્ષકો તૈયાર કરવાની નિશાળ સ્થાપવાની સરકારને આ પરિષદ્ પ્રાર્થના કરે છે.

ઠરાવ ૧૩મો.—આન્ધ્ર ચળવળને ટેકો આપનાર આન્ધ્ર પત્રિકાને ઉત્તેજન અને આશ્રય આપવા આ પરિષદ સર્વે આન્ધ્રોને આગ્રહ કરે છે.

એ પત્રિકા મૂળ મુંબાઇમાં નીકળતી; હવે મદ્રાસમાં નીકળે છે. એના તંત્રી રા. રા. કસીનધુની નાગેશ્વરરાવ પન્તુલુ છે.

ઠરાવ ૧૪ મો.—પરિષદ્‌ના અમલદારો નીમવાને લગતો હતો.

ઠરાવ ૧૫ મો.—રાષ્ટ્રીય શિક્ષણને ઉત્તેજન આપવા પૌર્વ ભાષાઓની જે પરીક્ષાઓ યોજવામાં આવેલી તે યોજના બીજાજ વર્ષમાં પરીક્ષા મુલતવી રાખવાનો જે ઠરાવ વિશ્વવિદ્યાલયની સિન્ડીકેટે કર્યો છે તે રદ કરવા આ પરિષદ્ તેને વિનતિ કરે છે. એ ઠરાવથી પૌર્વ જ્ઞાનને તેમજ એ જ્ઞાન આપતી દરેક સંસ્થાઓને હાનિ થઇ છે.

ઠરાવ ૧૬ મો.—આપણાં લોકોમાં કેળવણી વધારવા તેળુગુ દેશના વતની સ્વર્ગસ્થ અલ્લદિ સત્યલિંગમ ગારૂએ જે સાત લાખ રૂપીઆનું દાન કર્યું છે તે માટે આ

પરિષદ્ એમના પ્રત્યે પોતાનો ગાઢ આભાર પ્રદર્શિત કરે છે, અને કોકનદમાં જગન્નાથક પુરમ્‌માં જે શિક્ષણ સંસ્થા સ્થપાવાની છે તેમાં દેશના હુન્નરો શીખવવાની સગવડ કરવા એ દાનનિધિના ટ્રસ્ટીઓને આ પરિષદ્ વિનંતિ કરે છે.

રા. રા. સત્યલિંગમ્ બહુજ મુફલિસ હતા. રૂ. ૧૨) ઉછીના લઇ રંગુન ગયા હતા અને ત્યાં રૂપીઆ ત્રીસ લાખ કમાયા. તેમાંથી રૂપીઆ સાત લાખનું કેળવણી માટે દાન કર્યું હતું.

ઠરાવ ૧૭ મો.—નીચે જણાવેલી આબપાશી ( irrigation ) ની યોજનાઓ જરૂરની છે માટે તે અમલમાં મૂકવા આ પરિષદ્ સરકારને આગ્રહ કરે છેઃ

(૧) કૃષ્ણા જલસંચય (reservoir) ની (૨) નાગવલ્લીની (૩) ઋષિકુલ્યાની વધારાના જલસંચયની (૪) અનુમૂલા લંકાની યોજના.

ઠરાવ ૧૮ મો.—પૂર્વ કાંઠાપર તેલુગુ જીલ્લાઓના ઔદ્યોગિક અને આર્થિક વિકાસ માટે તેમાંના મધ્યવર્તિ પ્રદેશો પશ્ચિમ હિન્દુસ્તાન સાથે રેલ્વેથી જોડાવા જોઇએ એવો આ પરિષદ્‌નો મત છે અને નીચે પ્રમાણે રેલ્વેઓ બાંધવા સરકારને પરિષદ્ પ્રાર્થના કરે છે.

(૧) રાયપુરથી વિઝાગાપટ્ટમ લગી રેલ્વે પૂરી કરવી. (૨) રાજમંદ્રી અને સિરિવંચાને રેલ્વેથી જોડવાં (૩) ગંજમ અને મધ્યપ્રાંતને સંબંધમાં લાવવા કઇ કઇ રેલ્વેઓ બાંધવી તેનો વિચાર કરવો. (૪) જયપુર લગી રેલ્વે કરવી.

ઠરાવ ૧૯ મો.—વિશ્વવિદ્યાલયની સેનેટમાં તેલુગુ જેમની માતૃભાષા હોય તેમને અને તેલુગુ ભાષાને લગતા પ્રશ્નો ચર્ચવાની નિપુણતા જેમનામાં હોય તેવા વિદ્વાનોને સભાસદ નીમવા સરકારને આ પરિષદ્ આગ્રહ કરે છે.

ઠરાવ ૨૦ મો.—તેલુગુ જીલ્લાઓના વેપારી અને આર્થિક વિકાસ માટે બંદરની જરૂર હોવાથી બનતી તાકીદે વિઝાગાપટ્ટમનું બારૂં ખુલ્લું મૂકવા સરકારને આ પરિષદ્ પ્રાર્થના કરે છે.

ઠરાવ ૨૧ મો.—જેમ બને તેમ જલદી દત્ત પ્રાંતો (Ceded Districts) માં એક આર્ટ્સ્ કોલેજ સ્થાપવા, રાજમન્દ્રીમાં ટ્રેનીંગ કોલેજ ફરીથી ખોલવા અને રાજમન્દ્રીની સરકારી કોલેજમાં બી. એ. ઑનર્સનો કોર્સ દાખલ કરવા આ પરિષદ્ સરકારને પ્રાર્થના કરેછે.

ઠરાવ ૨૨ મો.—( ૧ ) તેલુગુ દેશમાં સ્થપાએલી અને હવે પછી સ્થપાવાની પુસ્તકશાળાઓને નભાવવા લોકલ બૉર્ડ અને મ્યુનિસિપાલીટીઓ પાસેથી મદદ અપાવવા ભલામણ કરવા અને પોતાની તીજોરીમાંથી મદદ કરવા સરકારને આ પરિષદ્ પ્રાર્થના કરે છે; કારણકે પુસ્તકશાળાઓથી શિક્ષણનો પ્રસાર થશે. ( ૨ )

તેળુગુ જીલ્લાઓની ત્રીજી પુસ્તકશાળાઓના લાભ માટે સગવડવાળા સ્થળમાં મધ્યવર્તિ પુસ્તકશાળા સ્થાપવા સરકારને પ્રાર્થના કરે છે. વખતો વખત છપાતાં સર્વે તેળુગુ પુસ્તકો અને મદ્રાસની Oriental Library માં અમુદ્રિત જે હસ્તલેખો હોય તેમની નકલો આ પુસ્તકાલયમાં રાખવી (૩) કેળવણી, આરોગ્ય, ખેતીવાડી અને સહકાર્ય ( Co-operation ) ને લગતાં જે સરકારી પ્રકાશનો ( Publications ) હોય તે તેળુગુ દેશની સર્વે પુસ્તકશાળાને મફત આપવા સરકારને આ પરિષદ્ પ્રાર્થના કરે છે.

ઠરાવ ૨૩ મો.—આવતી પરિષદ્ કોકનદમાં મળશે.

૩.

ક્રમસર ઠરાવો આવ્યા છે છતાં તેમાં આઠમો ઠરાવ નથી આવ્યો. આન્ધ્રોનો નિરાળો પ્રાંત કરવાને લગતો તે છે. એ પ્રશ્નને અંગે પુષ્કળ ચર્ચા થઇ હતી માટે તેનો સંક્ષેપ અલાહિદો આપવામાં આવે છે

ઠરાવ ૮ મો-ઠરાવામાં આવે છે કે આ પરિષદ્નો એવો મત છે કે ( ક ) રાજ્ય વહીવટને કાર્યસાધક (efficient) કરવા અને હિંદીઓના સર્વોત્તમ શ્રેયને માટે બની શકે ત્યાં લગી વહીવટના પ્રદેશ ભાષા પ્રમાણે યોજવા.

( ખ ) કોંગ્રેસે નકકી કરેલી સ્વરાજ્યની ભાવના અને હિંદી સરકારે સૂચવેલી પ્રાંતિક સ્વરાજ્યની ભાવનાની સિદ્ધિ માટે આવી રીતે પ્રાંતો યોજવાની જરૂર છે.

( ગ ) એટલે આ ઇલાકાના તેળુગુ જીલ્લાઓનો અલાહિદો પ્રાંત કરવાનું વાજબી અને જરૂરનું છે.

એક ગૃહસ્થે જણાવ્યું હતું કે આજ સવાલ આન્ધ્ર ચળવળનો આત્મા છે. જે જે ન્યૂનતાઓ અને વિટંબણા હાલ ભોગવવામા આવે છે તે સર્વે આન્ધ્ર પ્રાન્ત થવાથી દૂર થઇ શકશે. સામે વાધો કહાડનારાઓએ આટલા મુદ્દા રજૂ કર્યા હતા: (૧) એથી હિંદ સમસ્તની રાષ્ટ્રીય ખીલવણીને વિક્ષેપ થશે. જવાબ એવો છે કે હાલ નિરાળા પ્રાંતો છે તેમાં એક વધશે; તેથી વિક્ષેપ થવાનો બીલકુલ સંભવ નથી. (૨) નિરાળો પ્રાંત થવાથી સ્પર્ધા ઘટી જશે અને એથી ઉન્નતિ થતાં અટકશે—પરંતુ રાષ્ટ્રભાવના સચેતન થશે અને હિંદની પ્રતિષ્ઠા વધારવા પ્રવૃત્તિશીલ થવાથી સ્પર્ધાનો અભાવ નડશે નહીં. (૩) અલાહિદા રાજ્યવહીવટનો ખરચ વધારે થશે અને તે સારૂ કર વધારે આપવા પડશે—રાજ્યવહીવટ એવો યોજાય કે હાલની ખરચાલ પદ્ધતિ કરતાં કમી ખરચ થાય. અથવા ધારો કે કર વધારે આપવા પડે તોપણ શું ? એ પૈસા આપણીજ ઉન્નતિ માટે વપરાય તો પછી એથી રૂડું શું ? (૪) બીજા લોકોને એવા પ્રાંતો પોતાને માટે કરાવવાનું સૂઝશે—સોનાથી પીળું શું? એ તો ઘણી સારી વાત. (૫) કેટલાક લોકો એનો વિરૂદ્ધ છે.--જગતમાં એકમતિ ભાગ્યેજ હોય છે. લાભ જોયા પછી વિરોધ

શમશે વગેરે. તરફેણમાં મત આપનારાઓએ એવું જણાવ્યું કે જેટલા વિષયોને લગતા ઠરાવો કર્યા છે તે સર્વે વિષયો સિદ્ધ થએલા જોવાનું ભાગ્ય અલાહિદો પ્રાંત થાય તો જલ્દીથી પ્રાપ્ત થશે.

૪

બન્ને પ્રમુખોના ભાષણોનો સારાંશ અથવા મુદ્દા હવે પછી આપીશું. દરમિયાન આ લેખ વિશે વિદ્વાન અને દેશભક્ત ગુજરાતીઓ મનન કરશે અને આવી દિશાઓમાં ગુજરાતની કેવી જરૂરિયાતો છે તેમનું નિરૂપણ કરવા પ્રેરાશે એવી આશા છે.

રણજીતરામ વાવાભાઈ.

---

# સ્વરાજ્યનાં સ્વરૂપ.

૨

## પ્રાન્તિક સ્વરાજ્ય.

જો સ્થાનિક સ્વરાજ્યનો પાયો શહેર અને જીલ્લા માટે અભિમાનમાં રહેલો છે તો પ્રાન્તિક સ્વરાજ્યનો આધાર પ્રાન્ત માટે પ્રજાના ભાવમાં રહેલો છે. મ્યુનિસિપાલીટી અને લોકલ બોર્ડ મુખ્યત્વે કરીને તંદુરસ્તી અને કેળવણીની સંભાળ પોતાના પ્રદેશમાં લે છે. પણ પ્રાન્તિક રાજ્યંધારણ તો સમગ્ર દેશની રાજસત્તાના ભાગ રૂપ હોવાથી હ્હેનો કાર્યપ્રદેશ તેમજ હ્હેનો અધિકાર વધારે વિશાલ હોય છે બલ્કે રાજ્યની સર્વ સત્તાઓ થોડા વધારે પ્રમાણમાં હ્હેને આપવામાં આવે છે. બીજી પાસ સર્વોપરિ સત્તા કરતાં તે પ્રજાના વધારે સીધા અને નિકટ સંબંધમાં આવે છે- ખાસ કરીને એટલા માટે પ્રાન્તિક સરકાર પોતાને સોંપેલું કાર્ય કરવા ઉપરાંત ઘણી રીતે વડી સરકારની હકુમત એક એજંટ તરીકે બજાવે છે. કરની વધઘટ અને ખર્ચના લાભ ગેરલાભ, લોકોપયોગી સુધારા અને સ્વતંત્રતાના અંકુશ એ સર્વ પ્રજા પ્રાન્તિક સરકારની મારફત અનુભવે છે. ટુંકમાં સર્વ રીતે પ્રાંતની સરકાર જ રાજસત્તા રીતે પ્રજાને ભાસે છે.

### પ્રાન્તિક એકતા.

ઉપરાંત જેમ જીલ્લાની મારફત આપણે પ્રાંતના સંબંધમાં આવીએ છીએ તેમ પ્રાંતની વડેજ આપણે દેશનો સંબંધ સાધીએ છીએ. જેમ જીલ્લામાં તેમ જ—ઘણે અંશે—પ્રાંતમાં ભાષાની અને રીતરીવાજની, કુદરતની તેમ જ સ્વભાવની એકતા

ઘણી સ્પષ્ટ અને અસરકારક હોય છે. લૌકિક આચાર, અને ભાષાના પ્રયોગો, દેખાવની વિવિધતા અને પ્રકૃતિના વિલાસો દરેકે દરેકે ગામ અને તાલુકા અને જીલ્લાને વિલક્ષણ રમણીયતા આપે છે; પરન્તુ ત્હેનું પુરૂ માપ લીધા પછી પણ આખા પ્રાંતની દીપી આવતી એકતા ભૂસાતી નથી પણ ઉલટી વધારે ચમત્કારિક લાગે છે. પ્રાંતનાં ખેતર અને ઘર, કુટુંબ અને લોક જાણે આપણાંજ હોય—આપણા અંતરના ઉંડામાં ઉંડા ભાગ સાથે ઓતપ્રોત હોય એમ આપણને લાગે છે. આનો વધારેમાં વધારે અનુભવ ત્યારે જ થાય કે જ્યારે પ્રાંતની સીમાઓ ઓળંગી આપણે બીજા પ્રાંતમાં જઇએ–અપરિચિત ભાષા સાંભળીએ અને નવાં દશ્યો જોઇએ ત્યારે.

અમારા ધ્યાનમાં છે કે એક જ રાજકીય પ્રાંતમાં બે કે તેથી પણ વધારે જાતના લોકો વસે છે અને અનેક ભાષાઓ બોલાય છે. આપણા મુંબાઇ ઇલાકામાં ગુજરાતી અને દક્ષણી અને કેનેરીઝ લોકો ભેગા વસે છે, અને ત્હેમની પ્રકૃતિ અને રહેણી કરણીના ભેદની અવગણના કરી શકાય જ નહીં. પરન્તુ એ પણ સ્પષ્ટ છે કે ઇતિહાસના અનેક પ્રકરણોમાં અને ઉદ્યોગ વેપારની અનેક વ્યવસ્થાઓમાં ત્હેમણે સૈકાઓથી સાથે ભાગ લીધો છે અને ઘણાં ન્હાનાં મ્હોટાં સ્થળોમાં તેઓ સાથે સાથે વસ્યા છે. ઐક્યનાં આ તત્વોને, આખા ઈલાકા માટે એક પ્રાંતિક સરકારની સ્થાપનાએ ઘણો વેગ આપ્યો છે અને મુંબાઇ, અમદાવાદ, પુના જેવાં સ્થળોમાં તો બન્ને કોમ વચ્ચે વધતો જતો ઐક્યભાવ સ્પષ્ટ રીતે દીસે છે.

પ્રાન્તિક અભિમાન એ સ્વદેશાભિમાનનો મજબૂત પાયો છે. પોતાના પ્રાંત માટે આત્વિક ભાવ, સમગ્ર દેશ માટે પ્રેમની લાગણીમા અંતરાય રૂપ થતો નથી પણ ઉલટો ત્હેને મદદ કરી ઉત્તેજીત બનાવે છે. સઉ મ્હોટી પ્રજાની રગેરગમાં રાષ્ટ્રીય ભાવના વસે છે અને છતાં પણ તપાસ કરતાં માલુમ પડશે કે તેઓ પોતાના દેશ માટે જેટલી લાગણી ધરાવે છે તેટલીજ બલ્કે તેથી પણ વધારે ભાવ પોતાના પ્રાંત અને જીલ્લા માટે પણ ત્હેમનામાં હોય છે પરિણામે પાર્લામેન્ટના હક માટે કે સ્થાનિક મંડળોના ગૌરવ માટે, તેઓ જેટલો આગ્રહ રાખે છે તેટલોજ તેઓ પ્રાન્તિક સરકારની સત્તા માટે ધરાવે છે.

### વડી અને પ્રાન્તિક રાજસત્તા.

આ લાગણીના પરિણામે તેમ જ વહીવટની સગવડને માટે સઉ ન્હાના મ્હોટા દેશો જુદા જુદા પ્રાંતોમાં વહેંચવામાં આવે છે મહેસુલ અને ખર્ચના સંબધમાં તે બંને સરકાર વચ્ચે જુદાં જુદાં ખાતાં વહેંચી લેવામાં આવે છે અને પછી–આપણા દેશની માફક—વડી સરકાર પ્રાન્તિક સરકારને અથવા–યુરોપના કેટલાક દેશની માફક–પ્રાન્તિક સરકાર વડી સરકારને અમુક રકમ દર વર્ષે આપે છે. ખાતાંના વિભાગમાં જે કોઈ એક મ્હોટો નિયમ અનુસરવામાં આવતો હોય તો એ છે કે દેશસમસ્તના અસ્તિત્વ અને સલામતીને લગતી બધી બાબતો–લશ્કર અને નોકાસૈન્ય, સીક્કા

મનુષ્ય હોય કે રાજસત્તા—સ્વાભાવિક રીતે ખર્ચ કરવા આતુર રહે છે ત્યારે આવક વધારવાને ઘણીજ બેદરકાર બને છે.

જુદા જુદા પ્રાંતો કંપની સરકારના રાજ્ય નીચે આવ્યા ત્યાર પછી સન ૧૮૭૦—જ્યારે પ્રાન્તિક રાજનીતિમાં ઘણો સુધારો થયો—ત્યાં સુધીમાં ઘણા રાજકીય ફેરફાર થયા. ત્હેમાંનો મ્હોટો સુધારો સન ૧૮૫૮ માં થયો કે જ્યારે હિંદનું રાજ્ય બ્રિટિશ રાજસત્તાને હસ્તક થયું. આ માટે જે અનેક કાયદાઓ પાર્લામેન્ટ આગળ રજુ કરવામાં આવ્યા હતા ત્હેમાં મી. બ્રાઈટે ઘણો અગત્યનો ભાગ લીધો હતો. જે અનેક સૂચનાઓ તે રાજપુરૂષે કરી ત્હેમાંની એક એ હતી કે હિન્દ ઘણો જ વિશાલ દેશ હોવાથી ત્હેને માટે એક વડી સરકાર ન સ્થાપવી પણ જુદા જુદા પ્રાંતની સરકારને જ પોતાના પ્રદેશમાં સર્વોપરિ સત્તા આપવી અને ત્હેમને બ્રિટિશ રાજતંત્રના સીધા અને નિકટ સંબંધમાં રાખવા. આ વિચાર કદાચિત અવ્યવહારિક છે; પરન્તુ ત્હેમાં સમાયેલો પ્રાન્તિક સ્વરાજ્યનો સિદ્ધાન્ત સ્પષ્ટ અને વ્યવહારિક હતો. છતાં તે તરફ વર્ષો સુધી કંઈ પણ લક્ષ આપવામાં આવ્યું નહિ.

સન ૧૮૫૭ ના બળવાનું શમન કરવામાં હિન્દની સરકારને ઘણો જ ભારે ખર્ચ થયો અને લશ્કરી ખાતામાં મ્હોટા સુધારા કરવાની જરૂર પડવાથી ત્હેના ખર્ચમાં હમેશને માટે મ્હોટો વધારો થયો. બીજી પાસ આવક પ્રમાણમાં ન વધી અને તેથી ૧૮૬૧–૬૨ માં સરકારના નાણાંખાતાને વધારે ને વધારે મુશ્કેલીઓ પડવા માંડી. કેળવણી તેમજ બીજા લોકોપયોગી કામમાં પૈસા ખર્ચવાનું સરકારે જે વચન લોકોને આપ્યું હતું તે પણ એ ગંભીર સ્થિતિમા પાળી શકાય એવું ન હતું. આથી વધારે કર નાંખવા પડશે એ સ્પષ્ટ થયું; પણ તે કેવી રીતે નાંખવા એજ પ્રશ્ન રહ્યો. મી. વીલ્સન—જેઓ તે વખતે નાણાં ખાતાના પ્રધાન હતા—ત્હેમણે આ મુશ્કેલીના નિરાકરણ માટે પહેલી યોજના ઘડી અને સર્વ પ્રાન્તિક સરકારના તે વિષે અભિપ્રાય મંગાવ્યા. જુદા જુદા પ્રાંતને સ્થાનિક કર નાંખવાની સત્તા આપવી. અને બીજી પાસ કેળવણી વગેરે કેટલાંક ખાતાંનો થોડો ખર્ચ પ્રાંત ઉપર નાંખવો એ આ યોજનાનો સિદ્ધાન્ત હતો. કેટલાક પ્રાંતના અધિકારીઓએ સૂચવ્યું કે વધુ કરની બધી ઉપજ ચોક્કસ રીતે લોકોપયોગી ખર્ચ માટે વાપરવાનો નિશ્ચય સ્પષ્ટ રીતે જાહેર કરવામાં નહિ આવે તો આ વ્યવસ્થા લોકોને રૂચશે નહિ. આ સવાલ સન ૧૮૬૦–૭૦ સુધીના દશકામાં ચર્ચાયો અને પરિણામે જમીનના મહેસુલ ઉપર નાંખવામાં આવેલો એક આનાનો કર લોકલ બોર્ડને કેળવણી માટે હસ્તક કરવામાં આવ્યો. પરન્તુ આ શિવાય પ્રાન્તિક કારભારનો બધો ખર્ચ વડી સરકાર પાસેથી મળતી વાર્ષિક રકમમાંથી કરવામાં આવતો.

## લૉર્ડ મેયોનો સુધારો.

લગભગ દશ વર્ષ સુધી પ્રાન્તની સ્વતંત્ર જવાબદારીનો સવાલ ચર્ચાયા પછી લૉર્ડ મેયોએ સન ૧૮૭૦–૭૧ માં પહેલો સુધારો કર્યો. પોલીસ, કેદખાનાં, દવા–

લનો ઉમેરો કરવામાં આવ્યો. આ સુધારાથી પણ પ્રાન્તની આવક ત્હેના ખર્ચ માટે અધુરીજ નીવડતી અને તેથી દરેક પ્રાન્તને પાંચ વર્ષ માટે અમુક વાર્ષિક રકમ આપવામાં આવતી.

આ વ્યવસ્થાના ગેરલાભ પણ દેખીતા છે. પહેલાંની માફક હજી પણ પોતાના વાર્ષિક ખર્ચ માટે પ્રાંતો વડી સરકાર ઉપર પરાધીન રહ્યા અને તેથી પોતાની મહેસુલની આવકમાંથી પોતાનો ખર્ચ નીભાવવાની મ્હોટી જવાબદારી ત્હેમને શિર આવી નહિ. ઉપરાંત, પાંચ વર્ષની વ્યવસ્થાનાં પહેલાં એક બે વર્ષમાં મહેસુલ વધારવાને પ્રાન્તો પ્રયત્ન કરતા, અને ખર્ચ ઉપર કંઇક અંકુશ રાખતા; કારણ કે વડી સરકારની મહેરબાની વિષે ત્હેમને ખાત્રી રહેતી નહિં. પણ પાંચ વર્ષને અંતે શીલીક વધી જાય તો વડી સરકાર ત્હેનો મ્હોટો ભાગ હજમ કરશે એવી ધાસ્તીને લીધે કરારનાં છેલ્લાં બે ત્રણ વર્ષમાં પુષ્કળ ખર્ચ કરવામાં આવતો અને ઉડાઉપણાને ઉત્તેજન મળતું. વધારેમાં વધારે માઠાં પરીણામ નવા કરારને અંગે આવતાં; કારણ કે તે વખતે વડી સરકાર પ્રાંતોની શીલીક ઓછી કરવાને ઘણી ઈંતેજારી બતાવાતી અને પરિણામે બન્ને સત્તાઓ વચ્ચે ઘણી વાર કડવો પત્રવ્યવહાર થતો. આ પરિણામો વિષે સર ફીરોઝશાહ મહેતાએ વડી ધારાસભાનાં ભાષણોમાં અને શ્રી. ગોખલેએ વેલ્બી કમીશન આગળ પોતાની જુબાનીમાં તેમજ સને ૧૯૦૨ પછીનાં ભાષણમાં ઘણું અસરકારક વિવેચન કર્યું છે.

### કાયમના કરાર.

સન ૧૯૦૪ માં લોર્ડ કર્ઝને પ્રાંતો સાથે કરાર લગભગ કાયમના કર્યા. અર્થાત્ પ્રાંતોને સોંપવામાં આવેલા મહેસુલમાં, લડાઇ કે એવી કોઈ ગંભીર આફત આવે કે પ્રાંતને માટે ચોક્કસ કરવામાં આવેલી વાર્ષિક ગ્રાંટ બહુ વધારે પડતી લાગે તે શિવાય વડી સરકાર ફેરફાર કરી શકે નહિ. આ પ્રયોગનાં પરીણામનો વિચાર કરવાને માટે એક કમીટીની નીમણુક કરવામાં આવનાર હતી. તે અરસામાં બ્રિટિશ શહેનશાહતે પ્રાન્તિક અને વડી સરકાર વચ્ચેના સંબંધની તપાસ કરવાને માટે એક ( ડીસેન્ટ્રેલીઝેશન ) કમીશનની યોજના કરી. ત્હેના પ્રમુખ મી. હોબહાઉસ હતા અને આપણા પરમ દેશભકત મી. રમેશચંદ્ર દત્તએ કમીશનના એક સભાસદ હતા. તે કમીશને હિન્દનાં મુખ્ય શહેરોમાં ફરી સરકારી અમલદારો અને અનુભવી દેશભકતોની જુબાની લીધી અને ત્હેમણે ઉદાર ભાવથી ભરપૂર અને રાજકીય દીર્ઘદૃષ્ટિથી અંકાએલો જે રીપોર્ટ બ્હાર પાડયો છે તે આપણા રાજકીય ઇતિહાસમાં ઘણું ઉંચું સ્થાન મેળવશે. દુર્ભાગ્યે તે રીપોર્ટમાં સમાએલી કીમતી સૂચનાઓ ઉપર હિન્દી સરકારે ઘણું જુજ ધ્યાન આપ્યું છે અને તેથી આપણા દેશીજનોના ઉત્સાહને સુધારાનો એક માર્ગ દર્શાવવા ઉપરાંત ત્હેનો કંઇ ઉપયોગ થયો નથી.

સન ૧૯૧૧માં પ્રાન્તિક સરકાર સાથે વડી સત્તાએ કાયમના કરાર કર્યા—જે સુધારા માટે આપણે લોર્ડ હાર્ડિંજની અદ્વિતીય રાજનીતિને આભારી છીએ.

પ્રાન્તો સાથે કાયમની વ્યવસ્થા કરવામાં આવી અને દરેક પ્રાંતને દર વર્ષે આપવાની ચોક્કસ રકમ ઠરાવવામાં આવી પ્રાન્તિક સરકારને આવક કરતાં વધારે ખર્ચ અંદાજપત્રમાં આંકવાની રજા ભાગ્યેજ આપવામાં આવે છે, અને જો નાણાંની તુટ પડે તો પોતાની શીલીકમાંથી અથવા હિન્દી સરકારની લોનમાંથી અથવા-છેવટે-વધારાના કરમાંથી તે પુરાય છે.

આ ઉપરથી સમજાશે કે હાલ વડી સરકાર, અફીણ, નીમક, કસ્ટમ, રેલ્વે, તાર, પોસ્ટ, દેશી રાજ્યોની ખંડણી-એ બધાની બધી ઉપજ પોતેજ લે છે. બીજી પાસ રજીસ્ટ્રેશન, ન્યાયખાતું, પોલીસ, કેળવણી-એ ખાતાંની બધી આવક પ્રાન્તિક સરકાર મેળવે છે. બાકીનાં ઘણાં ખરાં ખાતાં-દાખલા તરીકે જમીનનું મ્હેસુલ, આબકારી, સ્ટેમ્પ અને ઇન્કમ ટેકસ-ત્હેની ઉપજ જુદા જુદા હીસ્સામાં બન્ને સરકાર વચ્ચે વ્હેંચાય છે. ખર્ચની વ્યવસ્થા સાધારણ રીતે આવક પ્રમાણેજ થાય છે—જેની આવક વડી સરકારનેજ મળે ત્હેનો ખર્ચ પણ ત્હેનેજ શિર પડે છે અને જેનો લાભ પ્રાન્તને મળે ત્હેનો ખર્ચ પણ તે ઉપાડે છે. જે ખાતાંની ઉપજ બંને વચ્ચે વ્હેંચવામાં આવે છે ત્હેનો ખર્ચ પણ લગભગ તેજ હિસ્સામાં બન્ને વચ્ચે વ્હેંચાય છે.

### પ્રાન્તિક સરકાર ઉપર અંકુશો.

નાણાં વિષે પ્રાન્તિક સરકારની વડી સત્તા ઉપર પરાધીનતા આપણે જોઇ. પરન્તુ આ ઉપરાંત બીજા અંકુશો પ્રાન્તિક કારભાર ઉપર છે કે જે આપણે લક્ષમાં લેવાની જરૂર છે. નવા કર નાંખવાની કે પોતાની જવાબદારી ઉપર લોન લેવાની પ્રાંતોને સત્તા નથી. અંદાજપત્ર ઘડવામાં અને નવી જગ્યાઓ ઉઘાડવામાં, પોતાની શીલીકમાંથી નાણાં વાપરવામાં અને વધારે ખર્ચ કરવામાં જુદા જુદા ખાતાંઓ સાથે સંબંધમાં અને એકંદરે સમગ્ર રાજકારભારની અનેક ન્હાની મ્હોટી વિગતોમાં હાલ વડી સરકાર પોતાની સત્તા અજમાવે છે. કેટલીક બાબતોમાં હિન્દી વજીરની રજાની જરૂર છે એટલે હિન્દી સરકારને તે સવાલો પોતાના અભિપ્રાય સાથે વિલાયત મોકલવાની જરૂર પડે છે. અહીંઆ આ સર્વમાં વિગતવાર ઉતરવાનું બની શકે એમ નથી. માટે આપણે ફકત બેજ મુદ્દાનો વિચાર કરીશું. (૧) પ્રાંતોની અંદાજપત્ર ઘડવાની સત્તા અને (૨) નવી જગ્યાઓ સ્થાપવાનો અધિકાર.

હાલની પદ્ધતિ અનુસાર પ્રાન્તો આવતા વર્ષની આવક અને ખર્ચના આંકડા ઘડે છે—પ્રાંતની સંપૂર્ણ સત્તાવાળાં તેમજ વ્હેંચાયેલાં ખાતાં વિષે આ ખરડો વડી સરકારને મોકલવામાં આવે છે, જ્યાં ત્હેના દરેકે દરેક આંકડા વિષે ઘણી ઝીણી તપાસ કરવામાં આવે છે. આવકની રકમની ચોક્કસાઇ અને ખર્ચની વધઘટ ઉપર સ્વાભાવિક રીતે લક્ષ આપવામાં આવે છે. પ્રાંતની શીલીકમાં જોઇતી રકમ વર્ષને અંતે રાખવામાં આવી છે કે નહિ એ પણ જોવામાં આવે છે. નવું વર્ષ માર્ચની ૩૧ મી તારીખે શરૂ થાય છે તેથી જાન્યુઆરીથી માર્ચ સુધીમાં ત્રણ વખત અંદાજ

પત્રના ખરડાં વડી સરકારને સુધારીને મોકલવામાં આવે છે—જેમાંનો છેલ્લો ફેબ્રુઆરીની આખર કે માર્ચની શરૂઆત સુધીમાં હિન્દી સરકારને પહોંચે છે. સઉ કોઈ જાણે છે કે પ્રાન્તોના છેવટના આંકડા વડી સરકારના અંદાજ પત્રમાં રજુ કરવામાં આવે છે અને આથી પ્રાંતો માટે ઘણી જવાબદારી વડી સરકારના શિર ઉપર રહે છે. પરિણામે પ્રાંતોના અંદાજપત્ર ઉપર-ત્હેના મ્હોટા ભાગ ઉપર તેમજ ન્હાની વિગતો ઉપર હિન્દી સરકાર તીણી કાતર ફેરવે છે. અંદાજપત્રના ઉપર જ સમગ્ર પ્રાન્તિક કારભારનો અને પ્રજાને વધારેમાં વધારે જરૂરી ખર્ચનો આધાર છે અને ત્હેના ઉપર અતિશય ઝીણો અંકુશ હોવાથી પ્રાન્તિક સ્વતંત્રતા શૂન્યવત બને છે.

(૨) નવી જગ્યાઓ સ્થાપવા ઉપર અને નવી ઓફીસ ઉઘાડી વાર્ષિક ખર્ચમાં હમેશનો વધારો કરવા ઉપર હિન્દી સરકાર અને હિન્દી વજીર મ્હોટો અધિકાર અજમાવે છે;

(અ) પ્રાન્તિક સરકાર વડી સરકારની રજા શિવાય માસિક રૂ. ૨૫૦ ના પગારની નવી જગ્યા ઉઘાડી શકે નહ અથવા ઓછા પગારની ચાલુ જગ્યાનો પગાર રૂ. ૨૫૦ થી વધારે કરી શકે નહિં. હિન્દી વજીરની સંમતિ શિવાય વડી સરકાર રૂ. ૫૦૦ ) થી વધારે પગારની નવી જગ્યા સ્થાપી શકે નહિ અને ચાલુ જગ્યાનો પગાર રૂ. ૭૫૦ થી વધારે કરી શકે નહિ. આથી જોઇ શકાશે કે ઘણા ઉંચા પગારની જગ્યાઓ વિષે પ્રાન્તોને હિન્દી સરકારની જ નહિ પણ હિન્દી વજીરની સંમતિ મેળવવી પડે.

( આ ) કોઇ ઑફીસની નવી વ્યવસ્થા રૂ. ૨૫૦૦૦, થી વધારે રકમના કાયમના વાર્ષિક ખર્ચે પ્રાન્તિક સરકાર કરી શકે નહિ. હિન્દી સરકાર એજ બાબતમાં હિન્દી વજીરની સંમતિ શિવાય રૂ. ૫૦,૦૦૦ થી વધારે રકમનો કાયમનો વાર્ષિક ખર્ચ કરી શકે નહિં. ઑફીસમાં કોઇ પણ એક જગ્યા માટે સંમતિની જરૂર ન હોય તોપણ આ નિયમ લાગુ પડે છે.

આ બધાનો તરસાળો કાઢતાં પ્રાંતોની સત્તા કેટલી લાગે છે? મુંબાઇ અને મદ્રાસના પ્રાંતો કંપનીના રાજ્યની શરૂઆતમાં સ્થપાયા પણ એકંદર એમ કહી શકાય કે સમગ્ર હિન્દી રાજ્યમાંથી ધીમે ધીમે એક પછી એક બધા પ્રાંતો ઉદ્ભવ્યા છે. આથી સામાન્ય રીતે સર્વ અધિકાર હિન્દી સત્તાને જ હસ્તક છે અને જેટલી જુજ સત્તાઓ પ્રાન્તોને જુદે જુદે વખતે આપવામાં આવી છે તે જ તે ભોગવે છે. હિન્દની બધી ત્રીજોરીનાં સર્વ નાણાં ઉપર વડી સરકારની જ સંપૂર્ણ સત્તા છે, અને જે પૈસા પ્રાંતો પોતાના ગણી વાપરે છે તે ફક્ત ત્હેમના જુદા હીસાબમાં લખાય છે. તેઓ જે શીલીક ભેગી કરે છે ત્હેમાંથી એક પૈસો તેઓ સર્વોપરિ સત્તાની રજા શિવાય વાપરી શકે નહિ. અને આવા સંયોગોમાં ત્હેમને કેટલાં થોડાં નાણાં આપવામાં આવે છે અને તે નાણાંના ખર્ચ ઉપર કેટલો બારીક અંકુશ મૂકવામાં આવે છે? હિન્દની કુલ આવક સાથે બધાં પ્રાંતોના મહેસુલની

સરખામણી કરતાં જણાશે કે ત્હેમને ત્હેના ત્રીજા ભાગ કરતાં સ્હેજ વધારે રકમ મળે છે; જ્યારે મર્હુમ ગોખલેએ લોકલ બૉર્ડ વિષે પોતાના ઠરાવ વિષે બોલતાં વડી ધારાસભામાં જણાવ્યું હતું કે ઇન્ગ્લંડ અને ફ્રાંસમાં બધા કરની ઉપજનો લગભગ અડધો ભાગ મ્યુનિસિપાલીટી અને લોકલ બૉર્ડને મળે છે. અર્થાત્ દેશની ઉન્નતિ સાથે ઘણો નિકટ ધરાવતાં પ્રાન્તિક ખાતાઓ ન્યાય અને પોલીસ, કેળવણી અને તંદુરસ્ની એ બધાં માટે કુલ મ્હેસુલનો થોડો ભાગ આપવામાં આવે છે ત્યારે હોમ ચાજ ઇંગ્લંડમાં હિન્દી રાજતંત્રના ખર્ચ ખાતે મોકલવામાં આવતા લગભગ ત્રીશ કરોડ રૂપીઆ અને લશ્કરી ખર્ચ ઉપર વડી સરકાર બેહદ ખર્ચ કરેછે. વધારામાં આપણે જોયું કે જે ન્હાની રકમ મ્હેસુલના અથવા ગ્રાન્ટના આકારમાં પ્રાંતને સોંપવામા આવે છે ત્હેની વ્યવસ્થા કરવામાં પણ પ્રાન્તિક સરકાર સ્વતંત્ર નથી. ઉપર જણાવ્યા પ્રમાણે જરા મ્હોટી જગ્યાઓ સ્થાપતાં અથવા વાર્ષિક ખર્ચમાં જરા ઉમેરો કરતાં વડી સરકારની અને ક્વચિત્ હિન્દી વઝીરની પરવાનગી ત્હેમને લેવાની જરૂર પડે છે. અને આ ઉપરાંત પ્રાન્તિક સરકારનાં અંદાજપત્ર—જેના આંકડાઓ ઉપર પ્રાન્તોના ભાગ્યનો આધાર સ્વાભાવિક રીતે રહે છે—ત્હેની આવકની આંકણી ઉપર અને ખર્ચની વિગતો ઉપર વડી સરકાર એટલો બધો દાબ રાખે છે કે જેથી પ્રાંતો હિન્દી સરકારના મ્હોટા જવાબદાર નોકરની પદવી ભોગવે છે.

## પ્રાન્તિક આવકનો વધારો.

સર્વ રાજ્યનો આધાર નાણાંની ઉપજ ઉપર છે અને જ્યાં સુધી પ્રાંતેની આવકમાં મ્હોટો વધારો થશે નહિ ત્યાં સુધી પ્રાન્તિક સ્વરાજ્યનો સિદ્ધાન્ત કદાપિ સિદ્ધ થશે નહિ. ઘણા અમલદારોનો તેમજ રાજ્યપુરૂષોનો એવો મક્કમ અભિપ્રાય થયો છે કે પ્રાન્તિક રાજતંત્રના વિકાસ માટે નાણાંની જરૂર પહેલી છે. લોર્ડ હાર્ડિંજે આ મુદ્દો કેટલેક અંશે સ્વીકારીને પ્રાંતોને દર વર્ષે અમુક અમુક ખાતાંને માટે તેમજ સામાન્ય ખર્ચ માટે અમુક રકમો આપવાનું નક્કી કર્યું છે. આ સુધારા માટે આપણે ત્હેમનો ઉપકાર માનીશું. પણ હજી કોને પ્રાંતોની આવક ત્હેના અતિ આવશ્યક ખર્ચ માટે અને ખાસ કરીને કેળવણી અને તંદુરસ્તી ખાતાને માટે પુરતી લાગે છે? લોર્ડ હાર્ડિંજે "પાશેરામાં પહેલી પૂણી" કરી હશે; પણ જો તે સિદ્ધાન્તનો હવે વધારે ને વધારે વિશાળ પ્રયોગ કરવામાં આવે ત્યારેજ ત્હેમની રાજનીતિ સફલ થશે. દેશની કુલ ઉપજનો અડધાથી પોણો ભાગ સર્વ પ્રાંતોને મળવો જ જોઇએ એવો અમારો અભિપ્રાય છે.

પ્રાંતોની આવક કેવી રીતે વધારવી એ બીજો પ્રશ્ન છે અને તે વિષે ઘણી સૂચનાઓ કરવામાં આવી છે. એક માર્ગ એ છે કે જે ખાતાંની ઉપજ હાલ વડી અને પ્રાન્તિક સરકાર વચ્ચે વ્હેંચવામાં આવે છે ત્હેમાંના કેટલાંક કેવલ હિન્દી ખાતાં બનાવવાં, અને બાકીનાં પૂરેપૂરાં પ્રાન્તિક ગણવાં. બીજો દેખીતો માર્ગ—જે લૉર્ડ હાર્ડિંજની સરકારે ગ્રહણ કર્યો હતો—તે દર વર્ષે અમુક ચોક્કસ રકમ પ્રાંતોને

આપવાની છે. તે રકમનો અમુક ભાગ કેળવણી વગેરે અમુક ખાતાને માટે મુકરર કરવામાં આવે ત્યારે ત્હેના લાભ દેખીતા છે અને જેમણે છેલ્લાં થોડા વર્ષમાં થયેલા કેળવણીના વિકાસની નોંધ લીધી હશે તેઓએ આ રાજનીતિનાં શુભ પરિણામ જોયાં હશે. છતાં પણ એમ ખાત્રીપૂર્વક કહી શકાય કે પ્રાન્તિક આવકમાં જે મ્હોટો વધારો આપણે માગીએ છીએ તે આ રીતે થઈ શકેજ નહિ—તેથી તો ફકત સ્હેજજ સુધારો થઇ શકે. આથી ડીસેન્ટ્રેલીઝેશન કમીશને પણ એવી સૂચના કરેલી છે કે જ્યારે બની શકે ત્યારે વાર્ષિક મ્હોટી ગ્રાન્ટને બદલે વધતા જતા કોઇ મહેસુલનો અમુક હીસ્સો પ્રાંતને આપવો. અમે આગળ વધીને કહીશું કે, વહેંચવામાં આવેલાં ખાતાંમાંના કેટલાંકને પુરેપુરાં પ્રાન્તિક બનાવવાનો જે માર્ગ આગળ સૂચવવામાં આવ્યો છે તે બનતી ત્વરાએ ગ્રહણ કરવોજ જોઇએ. હાલના વિગ્રહના સમયમાં અને તે પછી પણ તરતજ આ પદ્ધતિ કદાચિતજ ન અનુસરી શકાય. પણ વડી સરકાર પ્રાન્તિક સત્તાઓની સલાહથી આ દિશામાં એક મ્હોટી યોજના તૈયાર કરે તો દશ પંદર વર્ષમાં તે સહેલાઇથી આચારમાં મૂકી શકાય. અલબત આથી વડી સરકારનો પોતાનો કેટલોક ખર્ચ કમી કરવો પડે-રેલ્વે તરફ પક્ષપાત અને હોમચાર્જમાં ઉડાઉપણું ઓછું કરવું પડે તેમ લશ્કરી ખર્ચ ઉપર વધારે દાબ રાખવો પડે. પરન્તુ જો દેશની ખરી ઉન્નતિનો આધાર પ્રાન્તિક ખર્ચ ઉપરજ છે તો કોઇ પણ રીતે પ્રાંતની તીજોરીને વધારે નાણાંથી ભરવીજ જોઇએ.

## સત્તાઓમાં વૃદ્ધિ.

ઉપરાંત અમે સુચવીશું કે વડી સરકારની સંમતિથી નવા કર નાંખવાની અને લોનથી પૈસા મેળવવાની સત્તા પ્રાન્તિક સરકારને આપવી જોઇએ. ઉપર સૂચવેલા સુધારા કયારે અમલમાં આવશે તે કહી શકાતું નથી પણ તે દરમિયાન પ્રગતિના નિયમ અનુસાર દરેક પ્રાંતે આગળ વધવુંજ જોઇએ અને ત્હેણે પોતાના જરૂરી ખર્ચ માટે કરથી અને લોનથી નાણાં મેળવવાંજ જોઇએ. ઘણી મ્યુનિસિપાલીટીને જે સત્તાઓ વર્ષોથી જરા પણ સંકોચ શિવાય આપવામાં આવી છે તે પ્રાંતોને હાલ સુધી કેમ આપવામાં આવી નથી તે અમે સમજી શકતા નથી.

આમ એક પાસ પ્રાંતની આવક વધારવી જોઇએ તો બીજી પાસ ત્હેને નવો ખર્ચ કરવાની વધારે છુટ મળવી જોઇએ. નવી જગ્યાઓ ઉઘાડવા વિષે અને વાર્ષિક વધુ ખર્ચ કરવા વિષે જે બંધનો હાલ હયાત ઓછાં છે તે તરત જરૂર થોડાં વર્ષમાં કાઢી નાંખવાં જોઇએ. ડીસેન્ટ્રેલીઝેશન કમીશને પણ એમ સૂચના કરી હતી કે હાલ હિન્દી સરકાર આ વિષે જેટલી સત્તા ભોગવે છે તેટલી પ્રાન્તોને આપવી જોઇએ અને વડી સરકારની સત્તા ઘણીજ વધારવી જોઇએ—જેથી વારંવાર બન્ને સત્તા વિષે થતો વિષમ પત્રવ્યવહાર અટકે. આ સૂચના—કે જે તરફ આટલાં વર્ષ સુધી સંપૂર્ણ ઉપેક્ષા દર્શાવવામાં આવી છે-તે તો એકદમ અમલમાં મૂકાવી જોઇએ. અમે જાણીએ છીએ કે પ્રાંતોને અટલાં બધા વખત સુધી બાળકો ગણવામાં આવ્યા છે કે જેથી તે તરફ વડી

સરકાર તરફથી અતિશય અવિશ્વાસ દર્શાવવામાં આવે છે. પણ જેમ સમગ્ર પ્રજાને અને સ્થાનિક મંડલોને તેમ પ્રાન્તિક સરકારને પણ વડી સત્તાએ વધારે માન આપવું જોઇએ. જેથી તે પણ વધારે જવાબદાર બની પોતાના મહાન ધર્મ યોગ્ય રીતે બજાવે.

## અંદાજપત્રમાં સ્વતંત્રતા.

આથી પણ સ્વતંત્રતા એક બીજી બાબતમાં આવશ્યક છે-અને તે અંદાજપત્રને ઘડવામાં. આપણે જોયું કે અમુક પગારની નવી જગ્યાઓ ઉઘાડવાને અથવા ઓફીસના ખર્ચમાં અમુક રકમનો વધારો કરવાને હાલ વડી સરકારની પરવાનગી જોઇએ છે અને અમુક સુધારા સાથે કંઈ મર્યાદા થોડાં વર્ષ સુધી રહેવી જોઇએ. આમ છતાં પણ પ્રાન્તિક સરકાર પોતાના અંદાજપત્રનો ખરડો તૈયાર કરે છે ત્યારે ત્હેમાં વડી સરકાર તરફથી અતિશય મ્હોટા તેમજ ઘણાજ ન્હાના સુધારા કરવામાં આવે છે. આ બાબત પણ ડીસેન્ટ્રેલીઝેશન કમીશનની ધ્યાન ઉપર લાવવામાં આવી હતી પણ અમે જણાવવાને દીલગીર છીએ કે કમીશને આ વિષે કંઇ પણ મહત્વની સૂચના કરી નથી. કોઇ પણ દેશના રાજતંત્રમાં અંદાજપત્ર એ કદાચિત વધારેમાં વધારે ભાગ ભજવે છે અને સ્થાનિક મંડલોની માફક પ્રાન્તિક રાજ્યની ખરી સત્તાનું માપ ત્હેની અંદાજપત્ર ઘડવાની સત્તા ઉપરથી જ લઇ શકાય. આ સિદ્ધાન્ત સ્વીકારીને બંગાળની સરકારે થોડા માસ ઉપર અમુક આવશ્યક મર્યાદાઓ સાથે અંદાજપત્ર ઘડવાની સત્તા મ્યુનિસિપાલીટીને આપી છે તેવી જ રીતે પ્રાન્તિક સરકારની પણ સત્તા વધારવી જોઇએ એ ચોક્કસ છે. હાલ જો કેટલાંક બિનજરૂરી ખર્ચ વડી સરકાર ઉડાવી શકે છે તો બીજી પાસ ઘણી આવશ્યક બાબતોની ખરી જરૂરિયાત તે નહિ સમજી શકે એ પણ દેખીતું છે. ભવિષ્યની આવકની આંકણીમાં વડી સરકાર ફેરફાર કરે એ વ્યાજબી છે-જો કે આમાં પણ વધારે ને વધારે વિશ્વાસ પ્રાંતો ઉપર મૂકાવો જોઇએ પણ ખર્ચના સંબંધમાં તો અમારી સૂચના છે કે વડી સરકારે ફક્ત એટલુંજ તપાસી લેવું કે (૧) મુકરર કરવામા આવેલી શીલીક રાખવામા આવી છે અને (૨) કાયદાઓ તે અનુસાર રચવામાં આવેલા કાનુનો અનુસાર આપ્યા છે. બાકીની ન્હાની વિગતોમાં કે મ્હોટાં ખર્ચમાં વડી સરકારે ઉતરવું જોઇએ નહિ આ સુધારા વિષે સરકાર ગુદ્ધ પછી એક ઉદાર યોજના ઘડીને થોડા વખતમાં અમલમાં મૂકી શકે.

## પ્રાન્તિક રાજતંત્રમા પ્રજાકીય સત્તા.

પ્રાન્તિક સરકારને વધારે નાણાં આપવાની અને ત્હેની વ્યવસ્થામાં વધારે સત્તા આપવાની સૂચનાઓ અમે કરી છે. પણ અમે જોઇએ છીએ કે કોઇ પણ કારોબારી સત્તા ઉપર-પછી તે પ્રાન્તિક હોય કે હિન્દી-ત્હેના ઉપર કોઇ પ્રકારના અંકુશની જરૂર છે. હાલ પ્રાન્તો ઉપર વડી સરકારનો જે દાબ છે તે હલકો થયેલો જોવા અમે ઇચ્છીએ છીએ; પણ ત્હેમાં પ્રાન્તિક સરકારને બિનજવાબદાર બનાવવાનો નહિ પણ છેવટે પ્રજાકીય સત્તાને આધીન બનાવવાનો હેતુ રહેલો

છે. ઘણા રાજપુરૂષોએ વારંવાર કહ્યું છે—અને અમે ત્હેમની સાથે સંમત છીએ—કે નાણાં સંબંધી વડી સરકારનો અંકુશ ઢીલો કરવામાં આવશે અને તે જ વખતે ધારાસભાને વધારે પ્રજાકીય અને વધારે સત્તાવાન બનાવવામાં આવશે નહિ તો સમગ્ર રાજતંત્રને ઘણું નુકશાન થશે; પ્રાન્તિક અમલદારો અવિચારી ખર્ચ કરશે અને સુધારાનાં ઇષ્ટ સાધનો આપણને પુરાં પડશે નહિ. આથી જો કે ઉપરની સૂચનાઓ કેટલેક અંશે તરતજ અનુસરવામાં કંઇ નુકશાન નથી તો પણ ત્હેનો સંપૂર્ણ પ્રયોગ ત્યારેજ થવો જોઇએ કે જ્યારે પ્રાન્તિક સત્તા ઉપર પ્રજાકીય અંકુશ અસરકારક થાય ત્યારે. દેખીતી રીતે આ હેતુ ધારાસભામાં મ્હોટા સુધારા કરવાથીજ સિદ્ધ થાય. પ્રથમ તો ધારાસભામાં હાલના બિનઅમલદારી સભાસદો—જેમાંના ઘણા સરકાર તરફથી નીમવામાં આવે છે, ત્હેમને બદલે પ્રજાથી ચુંટાએલા સભાસદોનીજ વધુ સંખ્યા જોઇએ. તેમ જ ચુંટણીની હાલની પદ્ધતિમાં ઘણો ફેરફાર થવાની જરૂર છે. બીજો અને આથી પણ વધારે અગત્યનો સુધારો એ છે કે ધારાસભાને નાણાંની બાબતમાં વધારે સત્તા આપવી જોઇએ. ધારાસભા ઇંગ્લંડની પાર્લામેન્ટની ગરજ ત્યારેજ સારી શકે કે જ્યારે ત્હેમાં પસાર થયેલા ઠરાવો સરકારને બંધનકારક નીવડે અને ત્હેને આવા અંદાજપત્ર ઉપર તેમજ ત્હેના દરેકે દરેક ભાગ ઉપર મત આપી તે પાસ કે નપાસ કરવાનો હક આપવામાં આવે. છેલ્લા લગભગ એક વર્ષની ચર્ચાઓમાં ધારાસભાના આ મ્હોટા હકનો વિષય ઘણો આગળ આવ્યો છે અને અમારી ખાત્રી છે કે જ્યાં સુધી પ્રાન્તિક ધારાસભાને અંદાજપત્ર ઉપર મત આપવાની સત્તા મળશે નહિ ત્યાં સુધી પ્રજાનું અંતઃકરણ સંતોષ પામશે નહિ.

### પ્રાંત મંડળની ભાવના.

પ્રાંતિક સ્વરાજ્યની સિદ્ધિ અર્થે અમો નીચેની સૂચનાઓ કરી છે:—

(૧) પ્રાંતોની આવકમાં મ્હોટો વધારો કરવો અને તે માટે વહેંચાયેલા ખાતાઓાંથી વધારે ને વધારે કેવળ પ્રાંતિક બનાવવા.

(૨) નવી જગાઓ સ્થાપવા વિષે અને વધારાનો વાર્ષિક ખરચ કરવા વિષે વધારે સત્તા પ્રાંતોને આપવી.

(૩) અમુક જરૂરી મર્યાદાઓમાં અંદાજપત્ર સ્વતંત્ર રીતે ઘડવાની સત્તા પ્રાન્તિક રાજ્યને આપવી.

(૪) પ્રાન્તિક ધારાસભાઓને વધારે પ્રજાકીય બનાવવી અને ત્હેને નાણાં સંબંધી અસરકારક અધિકાર આપવો.

આ સુધારાની સત્વર યોજનાઓ ઘડી લડાઇ પછી ત્હેનો ઉદારપણે અમલમાં મૂકવામાં આવશે તો અમે ધારીએ છીએ કે લગભગ અર્ધા સૈકાથી પ્રાન્તિક સ્વરાજ્યની જે ભાવના ઉદારચિત્ત અમલદારોએ અને નિપુણ દેશભક્તોએ પોતાની દૃષ્ટિ સમીપ રાખી છે તે સિદ્ધ થશે. આ પ્રશ્નની ગંભીરતા કે મુશ્કેલીની અમે અવગણના કરવા માગતા નથી. વળી અને પ્રાન્તિક સરકાર તેમજ પ્રાંત અને પ્રાંતનાં ખાતાંઓ વચ્ચે સંબંધના

નિયમો એટલા વિવિધ અને ગુંચવાડા ભરેલા છે કે જેથી ત્હેમાં મ્હોટો સુધારો કરતાં પહેલાં વિચાર કરવો પડે. પણ તે જ કારણોથી અમે એમ માનીએ છીએ કે એક કે બે બાબતોમાં નહિ પણ સમગ્ર રાજતંત્રમાં મૂલથી સુધારો કરવાથી જ આ પ્રશ્નનું નિરાકરણ થશે.

પ્રાંતોને વધારે ને વધારે ખાતાનું મહેસુલ મળવાથી તે વાર્ષિક ગ્રાન્ટ માટે વડી સરકાર ઉપર ઓછાં પરાધીન થશે, અને નવો ખર્ચ કરવાની તેમજ અંદાજપત્ર ઘડવાની વધારે સ્વતંત્રતા મેળવી દરેક પ્રૉંત વધારે આત્મવિશ્વાસથી અને વધારે જવાબદારીથી પોતાનું રાજતંત્ર ચલાવશે. વડી રાજસત્તા જેટલોજ ઓછો પણ તેથી અતિશય હિતકારક અંકુશ પ્રજાકીય ધારાસભા પ્રાન્તિક રાજતંત્ર ઉપર ભોગવશે ત્યારે રાજ્ય અને પ્રજા વચ્ચે વધારે ઐક્ય અને વિશ્વાસભાવ પ્રવર્તશે ઉપરાંત પ્રાન્તિક સત્તા અનેક રીતે પ્રજાના અતિશય નિકટ સંબંધમા રહે છે અને પ્રજાને વધારે દેખીતા લાભનાં પગલા ભરી શકે છે. આથી લોકોમાં એવી ચોક્કસ માન્યતા સ્ફુરી છે કે પ્રાન્તિક સ્વરાજ્ય મળતાં પ્રજાકીય હિતનાં સાધનોમાં સારી નિશાળોની સંખ્યામાં અને સુખાકારીનાં સાધનોમા આશ્ચર્યકારક વધારો થશે. પ્રાંતોના ખર્ચમાં વધારો થતાં વધારે ને વધારે ખાતાનું મહેસુલ તે માગશે; અને એક દિવસ એવો પણ આવશે કે જ્યારે પ્રાતોને સંપૂર્ણરીતે સશક્ત અને વિશ્વાસપાત્ર ગણી ત્હેમનેજ હાલ વહેંચાયેલાં બધાં ખાતાની ઉપજ સોંપવામાં આવશે અને પ્રાતો સમસ્ત રાજ્યના ખચ ખાતે પોતાનો ફાળો આપશે. આ ભાવના અમેરિકા, સ્વીટ્ઝર્લેન્ડ વગેરે દેશમાં પ્રચલિત થયેલી પ્રાંતમંડળની— “ ફીડરલ ”—ભાવના છે જ્યારે હાલ આપણા દેશમાં સામ્રાજ્યની—“ ઇમ્પીરિયલ ”-ભાવના પ્રવર્તે છે. હિન્દના લોકોનું ચિત્ત પહેલી—વધારે સ્વતત્ર અને વધારે ઉદાર-ભાવના ઉપર દ્દઢ થયું છે અને ત્હેમની શ્રદ્ધા છે કે અણદીઠા ભવિષ્યમાં નહિ પણ થોડા વર્ષના અરસામાં તે હિન્દના રાજતત્રમાં મૂર્તિમંત થશે.

જે જીવન પ્રાંતોમાં વિકસે છે તે જ સમગ્ર દેશમાં દૃષ્ટિગોચર થાય છે માટે દેશની ઉન્નતિ અર્થે દરેક વ્યકિતને અને દરેક જીલ્લાને તેમ દરેક પ્રાંતને સ્વતત્ર વિકાસની અનુકૂળતાઓ આપવી જોઇએ જેથી તે પોતાની નૂતન કલાઓને પુર બ્હારમાં વિકસાવે અને હિન્દ સમસ્તની સસ્કૃતિમાં પોતાનો અંશ આપે. હાલ પ્રાંત સર્વોપરિ રાજતંત્રના બંધનમાં રહેવાથી હિન્દી રાજતંત્ર પણ જાગૃત અને જીવન્ત નથી પણ પ્રાન્તિક રાજ્યતંત્રની ખીલવણી થતાં સર્વોપરિ રાજસત્તા પણ નવીન તેજથી રાજશે. વ્યાવહારિક મુંબાઇ અને વિચારશીલ મદ્રાસ, ચમત્કારિક બંગાળ અને પ્રભાવ-શાળી પંજાબ, અર્ધ જાગૃત થતું સંયુક્ત પ્રાંત અને સ્વાભિમાની મધ્યપ્રાંત-એ સર્વ પ્રાતો યોગ્ય સ્વતંત્રતા પામી પોતાની અનન્ય-શકિત વિકસાવશે ત્યારે ત્હેમનો મિત્રભાવ અને સહકાર અદ્ભુત અને વિરલ થશે અને ત્હેમના અનન્ય ઐકયમાં હિન્દવાસીઓ હિન્દમૈયાનું પરમ દર્શન કરશે

ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક.

# મૅગ્ના કાર્ટા.

( ગતાંકથી ચાલુ પૃષ્ઠ ૪૨૯. )

## પ્રવેશ ૪ થો.

(ઇ. સ. ૧૨૧૫, તા૦ ૧૫ મી જૂન, સોમવાર. રનીમીડ.)

(મધ્યમાં એક તખ્ત; આગળ એક ટેબલ; પાસે નાનો બાંકડો.)

[ડાબી બાજુ, બે સાધુઓ તથા પુરોહિત પ્રવેશ કરે છે; તેમના હાથમાં ચર્મપત્ર, ખડીઆ, કલમ છે; એક જણ પાસે મીણબત્તી છે. ત્યારપછી લંડનનો વાવટો લઇને રૉબર્ટ ફિટ્ઝ વૉલ્ટર, રૉજર બિગડ્, સેઅર ડિ ક્વિન્સી, જાઈલ્સ ડિ બ્રિઓઝ, યુસ્ટેસી ડિ વેસ્સી, રૉબર્ટ ડિ રોસ તથા બે લંડનવાસીઓ પ્રવેશ કરે છે.]

ફિ૦ વૉ૦:—(મધ્યમમાં ઉભો રહે છે) થેમ્સ પાસે આવેલું આ મેદાન—રનીમીડ—આપણે સૌને એકઠા થવાનું સ્થાન છે; અહિં આપણે રાજા, મુખ્ય ધર્માધ્યક્ષ તથા અર્લ ઑવ્ પેમ્બ્રોકની રાહ જોતા ઉભા છીએ. અહિં આપણે આપણા વાવટા ઝુકાવીએ. (નોકરને) જે જે મુખ્ય અમીરો અહિં હોય અથવા આવવાના હોય તેનાં નામો વાંચ.

નો:—(યાદીમાંથી વાંચે છે) રૉબર્ટ ફિટ્ઝ વૉલ્ટર, લંડનનો કિલ્લેદાર, શહેરનો મુખ્ય અમીર, બૅરન ઑવ્ ડિન્‌મૌઉ અને અમીરોના લશ્કરનો સરદાર?

ફિ૦ વૉ૦:—હાજર.

નો૦:—હેન્રી ડિ બોહન, અર્લ ઑવ હીઅરફર્ડ, કૉન્સ્ટેબલ ઑવ્ ઇંગ્લંડ હાજર છે?

ડિ બો:—હાજર, મારાં સઘળાં માણસો સાથે.

નો૦:—રૉજર બિગડ, અર્લ ઑવ્ નૉર્ફોક?

બિ૦:—તૈયાર!

નો૦:—ઓલો, સેઅર ડિ ક્વિન્સી, અર્લ ઑવ્ વિન્ચેસ્ટર.

ડિ ક્વિ૦:—હું અને મારો રસાલો, લડાઇ માટે સજ્જ.

નો૦:—યુસ્ટેસી ડિ વેસ્સી, બેરન ઑવ નોર્ધમ્બર લૅન્ડ, ડર્હામનો રક્ષક?

ડિ વે૦:—ડિ રૉસ અને બીજા ઘણા ઉત્તરવાસીઓની માફક લડવા તૈયાર.

ડિ રૉ૦:—હા, હોલ્ડરનેસમાંથી મારાં સર્વ માણસો સાથે.

ફિ૦ વૉ૦:—દરેક પોતાની સમશેર પકડો. આપણે તૈયાર છીએ. આપણે એક છીએ.

સર્વ:—એમજ, આપણુ સૌ એક છીએ.

( ડાબી બાજુ, નોકર પ્રવેશ કરે છે. )

ડિ. વેં:—જુઓ, રાજા પાસેથી કોઈ માણુસ આવે છે.

નો૦—છેવટ, હવે રાજા પધારે છે. તમારી સાથે સમાધાન વિષે ,તથા તમને સ્વતંત્રતા આપવા વિષે ઘણા સમય સુધી વિવાદ થયો.

ફિ૦.વૉ૦:—અંહિં રાજા અમને મળશે?

નો૦:—બહુજ અરજ કરીને આપણા મુખ્ય ધર્માધ્યક્ષે તેમની પાસે હા પડાવી છે.

ડિ વે૦:—(સ્વગત) મને લાગે છે કે નદીના કાંઠા ઉપર ગોઠવાયેલા આપણા લશ્કરે તેમની આજીજીને જરા સમર્થન આપ્યું હશે.

નો૦:—હવે રણશીંગા વાગે છે એટલે રાજા પધારતા હશે.

ફિ૦ વૉ૦:—મોટેથી પ્રત્યુત્તર આપો. આપણો વાવટો ઉચો ધરી નાખો. ધર્માધ્યક્ષે આ શાસનપત્ર ઘડી કહ્યું છે અને રાજા પાસે ધરશે પણ તે જ.

(ડાબી બાજુ પ્રવેશ કરે છે, રાજા જહૉન, મહાન શાસનપત્ર લઇને સ્ટીવન લૅંગ્ટન, વિલ્યમ માર્શલ, ફ્રૅંકિસ, ડિ બ્યૂટ્રી, જીરલ્ડ ડિ ઍથીઝ. જહૉન બખ્તપર બેસે છે; ફિ૦ વૉ૦ હાથ નીચેના અમીરો જમણી બાજુ ઉભા રહે છે; ડાબી બાજુ રાજાની તરત પડખે લૅંગ્ટન, બે સાધુઓ અને પુરોહિત; માર્શલ ડાબી બાજુ દૂર. રાજાનો નોકર, ફ્રૅંકિસ અને જીરલ્ડ તખ્તની પાછળ ઉભા રહે છે.)

લૅં૦:—રાજન્, આપના આખા રાજ્યમાથી આ રનીમીડના મેદાનમાં એકઠા થયેલા અમીરો આપને અંતઃકરણપૂર્વક અભિનંદન કરે છે

ડિ૦ વે૦.—અમને જો સ્વતંત્રતા મળે તો અંતઃકરણપૂર્વક—નહિં તો—

લૅં૦:—આ શાસનપત્ર તેઓ આપની પાસે રજૂ કરે છેઃ તેમાં જુના વખતના જેવા સારા કાયદા કાનુનોનો સમાવેશ કર્યો છે.

(જહૉન પાસે ટેબલ ઉપર શાસનપત્ર મૂકે છે)

જહૉ૦:—તેમની માગણીને હું જાણું છું.

લૅં૦:—(અમીરોને) આ પત્રમાં જે સઘળું લખ્યું છે તે મહારાજે બારીકીથી તપાસ્યું છે. તેમાં લખેલી દરેક કલમ ઉપર અમારે વિવેચન થઇ ચૂક્યું છે.

અમીરો૦:—શાસનપત્ર! હા, શાસનપત્ર! અમને તે આપો.

જહો:—(મનમાં) બંડખોર કુત્તાઓ! (પ્રકાશ) હું તે સ્વીકારૂં છું. દયાળુ થવાની મારી ઇચ્છા છે—રાજ્યનાં સુલેહ શાંતિની ખાતર, સ્ટીવન લૅંગ્ટન જેવા રાજ્યના અગ્રણીઓની સલાહથી હું આ પત્ર સ્વીકારૂં છું.

લૅં૦:—(શાસનપત્ર પહેલા સાધુને આપે છે) વાંચો.

સા૦:—(વાંચે છે) જહૉન, પ્રભુની કૃપાથી, ઇંગ્લડનો રાજા, લૉર્ડ ઑાવ્ આયર્લૅન્ડ, ડયુક ઑાવ્ નોર્મન્ડી અને એકિવટેની, કાઉન્ટ ઑાવ્ એન્જુ. ધર્માધ્યક્ષો,

મહાધ્યક્ષો, વિહારપાલો, ઉમરાવો, અમીરો, ન્યાયાધીશો, પૌરજનો, નગરશેઠો, મજૂરો અને સમસ્ત પ્રજાજન પ્રતિ, અભિનંદન સાથે '

( પત્ર લૅંગ્ટનને પાછું સોંપે છે. )

લૅંગ:—આ પત્રમાં ૬૩ જુદી જુદી બાબતોનો સમાવેશ થયો છે. પ્રથમ ઇંગ્લિશ ચર્ચ વિષે છે; તેનાં હકો અને સ્વતંત્રતા અબાધિત રહેશે.

જા૦:—( મનમાં ) તો તો આપણી પ્રાર્થનાઓ ફળી ખરી.

લૅં૦:—બધા સારા કાયદાઓ અને રીતરિવાજોનું પાલન કરવામાં આવશે. વારસ કોઇપણ જાતની હેરાનગતિ સહન કર્યા વિના પોતાનો વારસો લઇ શકશે. વિધવાને તેમજ નિરાધાર બાલકોને તેમની માલમિલકતનું રક્ષણ કરનારાઓ કનડી લૂંટી શકશે નહિ.

ફિ૦ વૉ૦:—એ પણ ઠીક.

લૅં૦:—કોમન પ્લીઝની કૉર્ટ રાજાની દિવાની કોર્ટથી અલગ જુદી બેસશે અને ત્યાં લોકો સહેલાઇથી જઇ શકશે.

સર્વનો અવાજ:—ઠીક થયું એ પણ.

લૅં:—લંડનનિવાસીઓ.

લંડનવાસીઓ:—(એકલા) હું, લંડનનું શું?

લૅં:—લંડનવાસીઓ પોતાની અસલી સ્વતંત્રતા ભોગવી શકશે; જળમાર્ગે તથા જમીનમાર્ગે કાંઇ દાણ લેવામાં આવશે નહિ. આ હક સર્વ નગરો, પ્રગણાંઓ, ગામડાંઓ અને બંદરોને માટે પણ સમાન છે.

એક લં૦—(બીજાને) આ તો બહુ સારૂં થયું.

લૅં૦:—રાજભાગ ન્યાયથી લેવામાં આવશે અને તે પણ જમીન રાખ્યે જેટલો સમય થયો હશે તે ઉપર નજર રાખીને.

ડિ વૅ૦:—લડાઇની મદદને બદલે ભારરૂપ કરો મૂકવામાં નહિ આવે.

લૅં૦:—અમીરો પણ પોતાના નોકરોની સાથે ન્યાયથી વર્તે. હવે બરાબર ધ્યાનથી સાંભળો. રાજા કેદ પકડાય ત્યારે તેને મુક્ત કરવા માટે દ્રવ્ય આપવું પડે, તેના પાટવી કુમારને નાઇટ કરવો હોય તેમજ તેની મોટી દીકરીને કરીઆવર કરવો હોય એવા અમુક પ્રસંગો શિવાય, રાજ્યની કૉમન કાઉન્સીલની મંજુરી વિના કોઇપણ પ્રકારનો કર પ્રજા ઉપર નાંખી શકાશે નહિ.

ડિ ક્વિ૦:—નિરંતર એમ જ હો.

લૅં૦:—આ કૉમન કાઉન્સીલમાં પાદરીઓને અને મોટા અમીરોને રાજા પોતે આમંત્રણ કરશે; અન્ય જમીનદારોને રાજાના શેરીફો આમંત્રણ કરશે.

સર્વનો અવાજ:—એમજ એમજ.

લૅં૦:—દંડમાં કોઇપણ ગાણુસ ગુર્જરાનનું સાધન ગુમાવે એવું નહિ થાય. અધિકારીઓ કોઇ પણ રીતે પૈસા આપ્યા વિના અથવા તો રજા વિના, કોઇ પણ સ્વતંત્ર માણુસના ઘોડાઓ, ગાડોઓ કે લાકડાંઓ રાજાના ઉપયોગમાં લઇ શકશે નહિ. આ કાયદાથી ગરીબોનું રક્ષણ થશે. વિશ્વાસ માટે કેદ રાખેલાં માણુસો સલામત પાછાં સોંપાશે. બધા પરદેશી સિપાઇઓ-અંતે ઘણાં નામો લખ્યાં છે—જેઓને દેશમાં લડાઇ માટે બોલાવ્યા હતા તેમને હાંકી કાઢવામાં આવશે.

જી૦:—(મનમાં) આપણું આવી બન્યું !

જહૉ૦:—આગળ વાંચો: (મનમાં) હું બીજા સિપાઇઓ લાવીશ.

લૅં૦:—બીજી ઘણી ઘણી બાબતો આવે છે. પણ વળી સાંભળો; ન્યાયાધીશોના કાયદેસર ફરમાન વિના અથવા તો દેશના કાયદા વિના, કોઇ પણ સ્વતંત્ર માણસને કેદ કરવામાં નહિ આવે, તેની માલ મિલકત જપ્ત કરવામાં નહિ આવે તેમજ તેને દેશનિકાલ કરવામાં પણ નહિ આવે.

સર્વ:—એમજ હો નિરંતર.

લૅં૦:—વળી, રાજા પંડેજ કહે છે "યોગ્ય હક અને ન્યાય, અમે કોઇને વેચશું નહિ, કોઇને તેની ના કહેશું નહિ, કોઇને તેમાં વિલંબ કરાવશું નહિ." (અમીરોને) આ શાસનપત્રનું પાલન થાય છે કે કેમ તે તપાસ રાખવા માટે તમારે રાજ્યના ૨૫ મોટા અમીરોની પસંદગી કરવી.

ફિ૦ વૉ૦:—અમે તેમને પસંદ કરશું.

લૅં૦:—આ પ્રકારની સ્વતંત્રતા તમને અને તમારા વંશવારસોને કાયમને માટે રહેશે. રાજા તેમજ પ્રજા તેનું ઉત્થાપન કરી શકશે નહિ. આ મહાન્ શાસનપત્રને અંતે રાજાના આ શબ્દો છે (સાધુને વાંચવા આપે છે)

પહેલો સાધુ:—(વાંચે છે) 'ઉપરની બાબતો ખરા ભાવથી અને કાંઇ પણ પાપ રાખ્યા વિના પાળવી એ પ્રમાણે અમે તથા બધા અમીરો પ્રતિજ્ઞા લઇએ છીએ. (જહૉન તિરસ્કારપૂર્વક હસે છે) ઉપર લખેલા સજ્જનો તથા બીજા ઘણાઓ સાક્ષી રહો.'

લૅં૦:—(જહૉન તરફ) આપ આ શાસનપત્રના ઉપર હાથ મૂકશો? (જહૉન હાથ મૂકે છે ને સાધુ વાંચે છે).

મા૦:—'અમારા હાથથી, વિન્ડસર અને સ્ટેઇન્સની વચ્ચે આવેલા રનીમીડના મેદાનમાં અમારા રાજ્યકારભારના ૧૭ મા વર્ષમાં, જૂનની ૧૫ મીં તારીખે અપાયું.'

લૅં૦:—(શાસનપત્ર લઇ જહોનની પાસે ટેબલપર મૂકે છે) રાજન્, આપ આ પત્ર ઉપર, રાજ્યનો સહી સિક્કો કરશો?

જહૉ૦:—આ રહ્યો સિક્કો. (મનમાં) મારી આંખમાં વીજળી હોય તો તમને સર્વને ભસ્મ કરી નાંખું!

સા૦:—પત્રની કોર ઉપર મીણુ તો સીલની વાટજ જુએ છે.

બી૦ સા૦:—બત્તી. (મીણુને ઉનું કરે છે) મીણુ બહુ નરમ છે. (જ્હોન સીલ મારે છે: સર્વ આતુરતાથી જોઇ રહે છે.)

લૅ૦:—(જુએ છે) સીલ લાગ્યું છે. બસ થયું.

જહૉ૦:—મારી નિશાની મેં લાખ ઉપર કરી છે. (મનમાં) તમારા હૈયામાં મારી મૂર્તિ બહુજ ઊંડી પેસારી હઉં તો જ ખરો! (ફરીને ઉઠે છે) લ્યો, આ; અમીરો, લ્યો તમારાં શાસનપત્ર. (મનમાં) અને તમારી સાથે તેનો પણ વિનાશ થજો. (પ્રકાશ) હું જાઉં છું. મારી પાછળ કોઇ ન આવતા. (મનમાં) આ સર્વને મારી આંખથી અદીઠ કરી નાંખું!

(ઉતાવળે ચાલી જાય છે; પાછળ ફૉ૦, છ૦, તથા નોકર જાય છે. રાજા ડાબી બાજુ જાય છે ત્યારે સર્વ નીચા નમે છે.)

લૅ૦:—(સાધુને) આ પત્રની નકલ કરનારાઓ તૈયાર છે?

પ૦ સા૦:—જી, હા, તૈયાર છે. સોલ્સબરીના મંદિરને માટે હું એક નકલ કરીશ.

(બાંકડાની જમણી બાજુ બેસે છે અને પોતાના ચર્મપત્રપર લખે છે)

બી૦ સા૦:—હું લિંકનના મંદિર માટે કરૂં. (બાંકડાની મધ્યમાં બેસી લખે છે.)

પુરો૦:—સેન્ટ પૉલ માટે હું નકલ કરૂં. (ડાબે છેડે બેસી લખે છે.)

લૅં૦.—કૅન્ટરબરીના મંદિરમાં તેમજ દરેક મંદિરમાં આ પત્રની નકલો જલદી મોકલી આપો.

જા૦:—અને એ નકલો તો બરાબર સાચવવી પડશે.

લૅ૦:—(ટેબલની પાસે મધ્યમાં ઉભો રહે છે, બીજા સર્વ તેની આસપાસ ઉભા છે; લૅં૦ ના હાથમાં શાસનપત્ર છે.) આજે આપણે મહાભારત વિજય મેળવ્યો છે: આજ આપણે સારૂં બીજ વાવીએ છીએ. કદાચ, બીજનો પાક થાય તે વખતનો આનંદ આપણા નસીબમાં નહિ હોય; અથવા તો વિજેતાને લૂંટનો ભાગ મળે તે આનંદ પણ નહિ હોય. આખા કાર્યનું ફળ તો હજી આઘું છે અગર જો કે ભવિષ્યની પ્રજા કદાચ આપણને સંભારશે અને આપણા પ્રયત્ન માટે આપણને આશીર્વાદ આપશે. આપણને તો પ્રભુમાં શ્રદ્ધા હતી અને આપણને શાંતિ મળશે. આ શાસનપત્ર જે મારા હાથમાં છે—ચર્મપત્ર, શાહી અને તેમાં લખેલા નામો થોડા કાળમાં હતાં ન હતા થઈ જશે--પણ આ શાસન અમર રહેશે. રાજા પ્રજા વચ્ચેની પ્રતિજ્ઞાના નમૂના રૂપે તે ચિરકાળ ટકશે. ભવિષ્યમાં આ દેશમાંજ પ્રજાના અગ્રણી થવાને યોગ્ય એવા રાજાઓ જાગશે. રાજ્યના અમીરો, ઈંગ્લંડના લોકો, તમે આ સ્વતંત્ર કાયદાઓને ચુસ્ત રીતે વળગી રહેશો? તમારી જાત ખાતર, તમારા પિતૃઓની ખાતર, તમારી ભવિષ્યની પ્રજાની ખાતર?

ફ્રિ૦ વૉ૦:--( વાવટા સહિત પગે પડે છે ) હા, અમે વળગી રહેશું.

સર્વ૦:—હા, એમજ.

લૅ૦:--ભલે મરીએ કે જીવીએ પણ અત્યારેજ આ પત્રને તમે વળગી રહો છો ? એ તેમ હોય તો દરેક જણ પોતાની તરવાર પર હાથ મૂકે અને બોલે "આમીન: એમજ હો."

સર્વ:--( અમીરો હાથ તરવારપર મૂકે છે, સાધુ વગેરે હાથ ઉંચો કરે છે. ) "આમીન: એમજ હો."

( શાસનપત્ર લઇને લૅંગ્ટન ટાણી બાજુ જાય છે; પાછળ જાઇલસ, સાધુઓ, પુરોહિત, વાવટો લઇને ફ્રિ વૉ૦, માર્શલ, ડિ બોહન, બિગડ, ડિ વેસ્સી, ડિ રોસ, સેઅર, ડિ ક્વિન્સી. તેઓ જાય છે ત્યારે બેન્ડ વાગે છે.)

એક પ્રોફેસર.

---

# અમદાવાદનું જાહેર-જીવન.



ગોખલે સોસાયટી, ૨૦ મી માર્ચ ૧૯૧૬.

તા૦ ૧૯ મી ફેબ્રુઆરી ૧૯૧૬ ને દિવસે દેશભકત સ્વ. ગોપાલ કૃષ્ણ ગોખલેની મૃત્યુતિથિ હતી. તે દિવસે સ્વદેશી મિત્ર મંડળ તરફથી સંસાર સુધારા સમાજ હોલમ ઑનરેબલ રા. બા. રમણભાઇ મહિપતરામ નીલકંઠ બી. એ, એલએલ. બી ના પ્રમુખપદ નીચે રા. રા. મગનલાલ ચતુરભાઇ બૅરીસ્ટર એટ લૉ એ મહુંમ ગોખલેના જીવનચરિત્ર ઉપરથી શો બોધ લેવા વિષે છટાદાર ભાષણ કર્યું હતું. પ્રમુખે દેશની રાજકીય સ્થિતિ, દેશીઓની પદ્ધિ તથા ગોખલેનું રાજકીય આદર્શ કેવું હતું તે સંબંધી વિદ્વતાપૂર્ણ વિવેચન કર્યા બાદ સ્વરાજ્યની ભાવના સમજાવી હતી.

તે જ પુણ્ય દિવસે સાંજના દાદાભાઈ નવરોજી લાયબ્રેરીના મકાનમાં એમના સ્મરણાર્થે ગોખલે સોસાયટી સ્થાપવામાં આવી છે. એના ઉદ્દેશો મુખ્યત્વે કરીને બે છે, જ્ઞાનપ્રાપ્તિ અને સેવા:—

૧. હિન્દુસ્તાનની અને મુખ્યત્વે કરીને ગુજરાતની આર્થિક, રાજકીય અને કેળવણીને લગતી તથા સામાજીક સ્થિતિનો અભ્યાસ કરવો અને કરાવવો.

૨. ઉપરના વિષયનું જનસમાજમાં જ્ઞાન ફેલાવવું.

૩. સમાજસેવાનાં કામ કરવાં.

આ મંડળના હાલમાં ૨૦ સભાસદ થયા છે. રા. જીવણલાલ વ્રજરાય બૅરીસ્ટર એના પ્રમુખ અને ડૉ. હરિપ્રસાદ એના સેક્રેટરી છે. સભાસદોનો વિચાર અમદાવાદમાં

છુટક છુટક કામ કરનાર વ્યક્તિઓને એકત્રિત કરવાનો હોવાથી દરરોજ રાતના ના થી ૯ાા સુધી લાયબ્રેરીમાં બને તેટલા સભાસદો એકઠા થવાનું રાખ્યું છે અને દર શનિવારે તો બધાએ સભાસદોએ ફરજીઆત મળવું એવો નિયમ કર્યો છે.

આ વર્ષમાં તા૦ ૧૯ મી ફેબ્રુઆરી-૧૯૧૬ થી તા૦ ૧૮ મી ફેબ્રુઆરી ૧૯૧૭ સુધીમાં નીચેના કામો મંડળના સભાસદો કરવા બંધાય છે એવું લખી એક નીચે પ્રમાણે યાદી લખવામાં આવી છે.

૧. યુવક મંડળની સ્થાપના અને ખીલવણી.
૨. વસંત સંમેલનના કામને મદદ.
૩. સમસ્ત ગુજરાત પૈસા ફંડને મદદ
૪. દાદાભાઇ નવરોજી લાયબ્રેરીને મદદ.
૫. રાત્રીશાળાઓને મદદ.
૬. ભાવિ કન્યા પાઠશાળાની સ્થાપના બાબત હીલચાલ ( પ્રો. કર્વેની યુનિવર્સિટીને અંગે ).
૭. ભાવિ ઔદ્યોગિક પાઠશાળાની સ્થાપના માટે પ્રયત્ન ( બુકર ટી. વૉશિંગ્ટનની પદ્ધતિ પ્રમાણે )
૮. નગેડામાં ઇંગ્રેજી નિશાળની સ્થાપના અને વ્યવસ્થા ( પૈસા ફંડ મંડળ તરફથી આ શાળા ખોલવાની છે )
૯. સ્વદેશી મિત્રમંડળના કામને મદદ.
૧૦. દીવાળીના પ્રદર્શનને મદદ ( સાહિત્ય સભાએ ગઇ સાલ જે પ્રદર્શન ભર્યું હતું તે માત્ર સાહિત્ય, ઇતિહાસ અને કળાનું હતું. એમાં હુન્નર ઉદ્યોગ અને આરોગ્યની વસ્તુઓ ઉમેરાવવી )
૧૧. શહેર તથા ગામડાંના આરોગ્ય બાબત વિચાર.
૧૨. ભીલમજુરોની ગામડાંની સ્થિતિની તપાસ.

## વસન્ત સંમેલન.

હોળીના દીવસોમાં થતો અનાચાર અટકાવવાને આ સંસ્થા છેલ્લાં પાંચ વર્ષથી જે કામ કરે છે તે આ વર્ષે પણ કરવામાં આવ્યું હતું. મંડળ તરફથી નીમવામાં આવેલા સ્વયંસેવકો જેમની સંખ્યા લગભગ ૭૦૦ જેટલી હોય છે-તેઓ શહેરના જુદા જુદા ભાગમાં જઇ પૈસા ભેગા કરે છે અને તે રકમમાંથી દર વર્ષનો ખર્ચ બાદ કરીને બાકીની રકમ ગરીબાઇથી ન ભણી શકતા નિશાળ કે કૉલેજના વિદ્યાર્થીઓને મદદ કરવામાં આવે છે.

આ મંડળે અત્યાર સુધીમાં વિદ્યાર્થીઓ મારફતે લગભગ રૂ. ૧૨૦૦ ઉઘરાવ્યા છે. તેમાં ૭૦૦ દુકાળ ખાતે અને ૫૦૦ ગરીબ વિદ્યાર્થીઓને મદદમાં ખર્ચ્યા છે.

ઉપરાંત, આ વર્ષે ૧૦૦૦ બાળકો ૮૦ રૂપીઆ ઉઘરાવી લાવ્યાં છે. ધુળેટીને દિવસે એમને મેજીક લેન્ટર્નના ખેલો બતાવવામાં આવ્યા હતા. મંડળના હસ્તપત્રો ઉપરાંત ૫૦૦૦ મદ્યનિષેધનાં હસ્તપત્રો પણ, એમણે પીઠે પીઠે જઇને તથા, છુટક વહેંચ્યાં હતાં.

ગુજરાતી.

# પુસ્તક પરિચય.

શ્રી. ગોખલે અને આર્થિક પ્રશ્નો ( અંગ્રેજીમાં ) લેખક પ્રો. વામન ગોવિંદ કાળે ( ફર્ગ્યુસન કૉલેજ ) કિંમત રૂ. ૨-૦-૦ પાનાં ૨૩૮

મહર્ષિ રાનડેએ અર્થશાસ્ત્રના અભ્યાસની જે પદ્ધતિ યોજી ત્હેનો રાજનીતિના ગહન ક્ષેત્રમાં ઉત્તમ પ્રયોગ શ્રી. ગોખલેએ કર્યો હતો મર્હુમ દેશભક્તે હિન્દના રાજબંધારણના તેમજ સામાન્ય રાજનીતિના સર્વ પ્રશ્નોનું ઉંડું અધ્યયન શરૂઆતથીજ કર્યું હતું. છતાં નાણાંના સવાલો તરફ ત્હેમનો પક્ષપાત દેખીતો હતો અને તે વેલ્બી કમીશન આગળ ત્હેમની જુબાનીએ અને પછી લગભગ બાર વર્ષનાં ત્હેમનાં વડી ધારાસભાનાં ભાષણોએ સર્વને સાબીત કરી આપ્યું છે કે ત્હેમનો પક્ષપાત વ્યાજબી હતો અને પરિણામે સફલ થયો. આથી શ્રી. ગોખલેના રાજકીય જીવનના રહસ્ય રૂપ આર્થિક વિચારો પ્રજા સમક્ષ સંક્ષેપમાં રજુ કરવાની ઘણી જરૂર હતી; અને તે અ ટલી વહેલી પુરી પાડવા માટે શ્રી. કાળેના આપણે આભારી છીએ.

આર્થિક રાજનીતિ એ રાજકીય ઇતિહાસ સાથે હમેશાં જોડાએલી છે અને તેથી શ્રી. ગોખલેનો સમગ્ર વિચારશ્રેણી સમજાવવાને માટે લગભગ ઇ. સ. ૧૮૫૭થી આજ સુધીના ઇતિહાસના મુખ્ય મુદ્દાઓનું સ્પષ્ટીકરણ ત્હેમણે કર્યું છે ઐતિહાસિક વિવેચન ઠેકાણે ઠેકાણે શ્રી. ગોખલેના ચરિત્ર સાથે ભળી જાય છે ત્હેને બદલે તે જુદા પ્રકરણમાં આપવામાં આવ્યું હોત તો વધારે સારૂં થાત.

શ્રી. ગોખલેએ પોતાના યુવાવસ્થાનાં વર્ષોમાં-અર્થાત્ ઇ. સ. ૧૮૮૫ થી ૧૯૦૦ સુધીમાં રાજનીતિ અને અર્થશાસ્ત્રના કઠિન સવાલોના સંપૂર્ણ અભ્યાસ માટે જે અસાધારણ શ્રમ લીધો અને મહર્ષિ રાનડે અને શ્રી. જોશી આગળ જે નમ્ર શિષ્યવ્રત પાળ્યું તે ઉપર લેખકે ખાસ વજન મૂક્યું છે; અને આ યોગ્યજ છે. કારણ કે રાજકીય ચળવળમાં ભાગ લેવા ઇચ્છતા યુવકોને તે વધારેમાં વધારે બોધદાયક નીવડશે.

આ પુસ્તક પાંચ પ્રકરણમાં વહેંચાયું છેઃ ( ૧ ) ગોખલેનો અભ્યાસ ( ૨ ) પરીક્ષા ( ૩ ) કાર્યારંભ ( ૪ ) ખંતીલા અને, અસરકારક, અને ( ૫ ) આગેવાની. ત્હેમની પરીક્ષાનો પ્રસંગ વેલ્બી કમીશન આગળ ઇંગ્લંડમાં જુબાની આપતા ઉપસ્થિત થયો હતો.. ત ે પહેલાં આપણા ઇલાકામા નામાંકિત થયા હતા તો પણ કમીશનના બાહોશ રાજપુરૂષો આગળ તપાસ અને ઉલટ તપાસમાં જે વિશાલ જ્ઞાન અને ઉંડો અભ્યાસ ત્હેમણે દર્શાવ્યો તેથીજ તેઓ એકદમ ,સમગ્ર હિન્દમાં પ્રસિદ્ધ થયા.. સન ૧૯૦૨ માં ત્હેમણે વડી સરકારના અંદાજપત્ર ઉપર પહેલું ભાષણ કર્યું ત્યારે ત્હેમની રાજકીય જીંદગીની ખરી શરૂઆત થઇ અને જયારે ત્હેમની

ખંતને લીધે સન ૧૯૦૬–૭ માં કર ઓછા કરાવી શકયા ત્યારે તેઓ કેટલેક અંશે સફળ થયા. છેવટનાં વર્ષોમાં હ્મેમણે સમગ્ર હિન્દના એક રાજપુરૂષ તરીકે બ્રિટનમાં અને બ્રિટિશ સામ્રાજ્યમાં જે મહત્તા મેળવી તે આપણે જાણીએ છીએ.

શ્રી ગોખલેનાં ભાષણોની નવી આવૃત્તિ મી. જી. એ. નાટેસને બ્હાર પડી છે તે સાથે આ પુસ્તક વાંચવા એમ સર્વેને વિનંતિ કરીએ છીએ.

**ફીજીઓટમાં મ્હારાં એકવીસ વર્ષ** (હિન્દીમાં) લેખક પં. તોતારામ સનાઢય, પ્રકાશક ભારતી ભવન, ફીરોઝાબાદ પાના ૧૫૨ કિંમત ૦–૮–૦ (મરાઠીમાં તરજુમો) પ્રકાશક હિન્દ એજન્સી મુંબાઈ, કિંમત ૦–૬–૦ પાનાં ૮૨.

કરારથી ફીજી અને બીજા ટાપુ ખાતે હિન્દીવાનોને મોકલવાની પદ્ધતિના ત્રાસજનક અનર્થો દર્શાવવામાં શ્રીયુત્ ગાંધીની ચળવળ પછી—કોઇ વધારેમાં વધારે સફલ થયું હોય તો પંડિત તોતારામનું આ પુસ્તક છે અણસમજુ પુરૂષોને, ભોળી સ્ત્રીઓને, અને ઉગતા યુવાનો ઉપર કરારખાતાના દલાલો કેવી જાલ પાથરી હ્મેમને ફસાવે છે, હિન્દમાં અને પછી દરિયાની મુસાફરીમાં હ્મેમને કેવી ક્રૂર અને અમાનુષી રીતે રાખવામાં આવે છે, ટાપુઓમાં આપણા દેશીઓ કેવી અનીતિમય જીંદગી ગાળે છે અને હ્મેમના ઉપર કામનો કેવો જુલ્મી ભાર મૂકવામાં આવે છે, હ્મેમના ઉપરીઓ હ્મેમના ઉપર કેવો અસાધારણ ત્રાસ વર્તાવે છે અને અશક્ત કે માંદા, પુરૂષો કે સ્ત્રીઓ—સર્વનાં લોહી કેમ બાળવામાં આવે છે અને અંતઃકરણ કેમ ચીરાય છે હ્મેનું વર્ણન લેખકે પોતાના હૃદયના લોહીથી લખ્યું છે. કરારનામાની પદ્ધતિ ઉપર આપણા વિદાય થતા વાઇસરોયે શાપ ઉચ્ચાર્યો છે અને હ્મેનાં પાપ ભરાઇ ચૂકયાં છે એટલે અમે આ પુસ્તકમાંથી લાંબા ઉતાર કરવા માંગતા નથી. પણ તે જડમૂળ નાશ પામે તે પહેલાં હ્મેમાં ઘણા સુધારા થવા જોઇશે, અને શાન્ત ચળવળ કરવી પડશે. તે કાર્યમાં આ પુસ્તક આપણને ઘણું સહાયકારક થશે. ગુજરાતીમાં હ્મેનો તરજુમો સત્વર બ્હાર પાડવામાં આવે એમ અમે ઇચ્છીએ છીએ.

**બે પ્રેમકથા** લેખક ચન્દ્રશંકર નર્મદાશંકર પંડયા બી. એ., એલએલ બી. કિંમત ત્રણ આના પાના ૩૨.

રા. ચન્દ્રશંકર એક રસિક કવિ અને સૂક્ષ્મ વિવેચક તરીકે ગુજરાતના સાહિત્યક્ષેત્રમાં પ્રસિદ્ધ થયા છે; એટલે જેઓ હવે તેઓ—હ્મેમની કવિતાના માળની—ટુંકી વાર્તાઓ લખી આપણને મધુર આનંદ આપે એમાં નવાઈ નથી. અમારે ઉમેરવું જોઇએ કે બન્ને વાર્તામાં લેખકે ઝીણી સૂચક ભાવનાઓ સમાવી છે જેથી વાર્તાઓ આનંદ સાથે ઉપદેશ પણ આપે છે.

પહેલી વાર્તાનો નાયક મન્મથરાય મથુરાને પોતાની પત્નીની રાહ જોતો ઝોકાં ખાતો હતો તે વખતે સરઘસમાં ચાલતા અનેક યુવાન સ્ત્રીપુરૂષોનું હ્મેને દર્શન થાય છે. પ્રેમમંદીરમાં પ્રેમપુરોહિતની પ્રેરણાથી સહુ જોડલાંઓ પ્રેમપ્રદીપ પ્રકટાવતાં હોય છે હ્મેવામાં મન્મથરાયને પોતાની પ્રિયતમાનો સ્પર્શ જગાડે છે. આ કલ્પના ઘણી ઉત્તમ છે છતાં ખાસ નવીન નથી; અને રાત્રિના જે સંયોગોમાં તે [illegible] કરવામાં આવી છે અને જે સ્થૂલ સૌન્દર્યના વર્ણનથી તે વીંટી દેવામાં આવી છે તે વાચકના હૃદયને પરમ પ્રેમના ઉન્નત ધામમાં પહોંચતાં અટકાવે છે.

બીજી વાર્તા વધારે લાંબી છે; પણ હ્મેનો સાર વધારે સરલ છે. 'ગૃહજીવનની સફલતા માટે ઉદાર તેમજ વ્યવસ્થા બન્નેની જરૂર છે એ હ્મેનો ઉપદેશ છે. વાર્તા એકંદર સારી છે-જો કે હ્મેમાં ચાતુર્ય કે ચમત્કાર દીસતાં નથી. બન્ને વાર્તાઓ લેખકની સુન્દર અને સુશિલ નિર્મલ ઝરણું જેવી પારદર્શક શૈલીમાં લખાયેલી છે. હ્મેના કદના પ્રમાણમાં કીમત ઘણી જુજ છે અને તે વાંચવા અમે સર્વને ભલામણ કરીએ છીએ.

# નોંધ

## દેશની આવક-ખર્ચ.

પોતાના દેશના રાજ્યતંત્રની આવક અને ખર્ચ ઉપર ઝીણી દેખરેખ રાખવી એ દરેક શહેરીની ફરજ છે. ગરીબ ખેડુતે અને પૈસાદાર જમીનદારો, કંગાલ કારીગરો અને ઉદ્યોગના અધિપતિયો, ગામડાના શાહુકારો અને મ્હોટા વેપારીઓ, ખાનગી ગૃહસ્થો અને ઉંચા અમલદારો—સર્વેના ખીસામાંથી રાજ્યની ત્રીઝોરી ભરાય છે. તેથી તે નાણાં ન્યાયપુરઃસર જુદા જુદા વર્ગોમાંથી અને જુદા જુદા કરથી ઉઘરાવવામાં આવે છે કે નહિ એ જેમ જોવાની જરૂર છે તેમ તે પૈસા પ્રજાને સીધી કે આડકતરી રીતે લાભદાયક થાય એવા માર્ગમાં ખર્ચાય છે કે નહિ એ પણ તપાસવાની જરૂર છે. હીસાબની ચોકસાઇ માટે અને આંકણીની યોગ્યતા માટે આપણે અધિકારીઓ ઉપર વિશ્વાસ રાખી શકીએ. પણ ન્હાના મ્હોટા કરની યોગ્યાયોગ્યતા વિષે તેમ જુદા જુદાં ખાતામાં ખર્ચની વહેંચણી વિષે પ્રજાજનો જેટલી કાળજી રાખે તેટલી ઓછી છે. તેઓ કંગાળ બનશે કે આબાદાનીમાં મ્હાલશે, તેઓ રાજ્યથી ત્રાસ પામશે કે સુખી થશે, તેઓ કેળવણી પામશે કે અજ્ઞાન રહેશે, તેઓ અશકિત તથા રોગથી પીડાશે કે શરીરે તંદુરસ્ત બનશે-ટુંકામાં ત્હેમનું સમગ્ર જીવન સંકુચિત અને નષ્ટપ્રાય થશે કે વિકાસ પામી દિવ્ય બનશે ત્હેનો આધાર આવક-ખર્ચના કઠિન આંકડાઓ ઉપર રહેલો છે.

સર્વ દેશના શહેરીઓ ઉપર આ આંકડા તપાસવાનો ધર્મ રહેલો છે. પણ આપણા જેવા જે દેશમાં સુધરેલા પરદેશીઓ નવીન પદ્ધતિથી રાજ્ય ચલાવે છે ત્યાં આ ધર્મ ઘણો ગંભીર બને છે. મનુષ્ય માત્રના માફક ત્હેમનામાં પણ સ્વાર્થવૃત્તિ રહેલી છે અને—ત્હેમની ઉદારમાં ઉદાર વૃત્તિઓ હોવા છતાં—તે આપણા સ્વાર્થની સ્હામે આવે એ સ્વાભાવિક છે. ફાસેટ અને ડીગ્બી, રોમેશચંદ્ર દત્ત અને દાદાભાઇ નવરોજી, સર ફીરોઝશાહ મહેતા અને ગોપાલ કૃષ્ણ ગોખલેએ વારંવાર રજુ કરેલી દલીલોમાં થોડું પણ સત્ય હોય તો બ્રિટિશ અમલનાં છેલ્લાં ૧૫૦ વર્ષમાં અને હાલ દરેક વર્ષે હિન્દવાસીના હિતનો ભોગ ઇગ્લંડના લાભ અર્થે અપાયો છે; જમીનનું મહેસુલ જે ગરીબોના ભાર સાહસિક ત્વરાથી વધારવામાં આવ્યા છે. નીમકના જેવી પ્રાણરક્ષક વસ્તુમાંથી અનિષ્ટ આવક ઉત્પન્ન કરવામાં આવી છે ત્યારે કરોડો રૂપિયા અકારણ યુદ્ધમાં હિન્દ માટે ખર્ચવામાં આવ્યા છે અને લશ્કરનો ખર્ચ વર્ષે વર્ષે વધારવામાં આવ્યો છે ત્યારે કેળવણી અને તંદુરસ્તી જેવા અત્યંત જરૂરી ખાતા ઉપર વિનાશક ઉપેક્ષા દર્શાવવામાં આવી છે. આ અને આવી ફરિયાદો જુદા જુદા રૂપમાં આપણા આગેવાનોએ વારંવાર કરી છે અને આપણે તે સાંભળી છે; તેથી દર વર્ષે રાજ્યના હીસાબના આંકડા અને આવકજાવકની રકમો તપાસવામાં આપણે ... થવાની જરૂર છે.

## હિન્દનું અંદાજપત્ર

આ વિચાર ધ્યાનમાં રાખી આપણે સન ૧૯૧૫-૧૬ ના આકેલા હીસાબ અને ૧૯૧૬-૧૭ ના અંદાજપત્ર તરફ વળીશું. આમા પહેલુ તો ચાલુ વર્ષ માટે બનાવવામાં આવેલા અદાજપત્રના અને હાલ ત્હેના ધરવામાં આવેલા આંકડાની અને તે આંકડાની આવતા વર્ષના અદાજપત્રની સાથે સરખમણી કરવાની જરૂર છે. હવે જો કરમા વધારો કરવામાં ન આવ્યો હોત તો સ્થિતિ આ પ્રમાણે હોત.

( આંકડા દશ લાખ પાઉંડમાં આપ્યા છે. )

| | સન ૧૯૧૫-૬ નુ અંદાજપત્ર. | તે વર્ષના ધારવામાં આવેલા આંકડા. | સન ૧૯૧૬-૧૭ નું અંદાજપત્ર. |
|---|---|---|---|
| મહેસુલ ... | ૮૦ ૪૦૦ | ૮૨·૫૦૬ | ૮૨·૫૫૨ |
| ખર્ચ ... | ૮૪·૪૩૫ | ૮૫·૨૬૪ | ૮૫·૫૧૨ |
| ઘટ... .. | ૪·૦૩૫ | ૨·૭૫૮ | ૨·૯૬૦ |

આ ઉપરથી તરતજ જોઈ શકાશે કે પ્રથમ તો—લડાઇ ચાલતી હોવા છતાં—ધાર્યાં કરતા વધારે મહેસુલ ઉપજવાનો સભવ છે. આપણાં નાણાંખાતાના પ્રધાન સર વીલીયમ મેયરે જણાવ્યુ છે કે આ વધારો લગભગ સર્વાશે રેલ્વે ખાતાંની ઉપજને લીધે છે ગયા વર્ષમા જ્યારે યુદ્ધને લીધે યૂરોપના દેશો સાથે વેપાર ઓછો થયો અને પરિણામે કસ્ટમ ખાતાની ઉપજ ઘટી ગઇ ત્યારે દેશની અંદર વેપાર ઘણો જ વધ્યો અને પરિણામે રેલ્વેની આવકમાં અદ્ભુત વધારો થયો આવતે વર્ષે આ અસાધારણ સ્થિતિ કાયમ નહિ રહે એમ ધારી સર વીલીયમ મેયરે રેલ્વેની ઉપજ ઓછી આંકી છે.

ચાલુ વર્ષમાં ખર્ચનો જે વધારો જણાવે છે તે મુખ્યત્વે કરીને લશ્કરના વધુ ખર્ચને લીધે છે, જે વખતે ઇંગ્લંડ અને બ્રિટિશ સામ્રાજ્યના બધા ભાગ યુદ્ધનો મ્હોટો ભાર ઉપાડવામા પોતાનો ભાગ લે છે તે વખતે હિન્દને જરા વધારે ખર્ચ કરવુ પડે એ સ્વાભાવિક છે

હવે, આવતા વર્ષના અંદજપત્ર તરફ નજર કરતાં જણાશે કે ખર્ચનો આંકડો જરા વધારવાનાં આવ્યો છે. આ ઉપરથી એમ સમજવાનું નથી કે કંઇ પણ

. કરવામાં આવી નથી અને કોઈ પણ ખાતાનો ખર્ચ ઘટાડવામાં આવ્યો નથી. એવી છે કે બીજા ખાતામાં લગભગ ત્રણ કરોડ રૂપિયાનો ઘટાડો કરી જ રકમનો છેવટના આંકડા પ્રમાણે આશરે પોણા ચાર કરોડનો વધારો ,, ખાતાના ખર્ચમાં કરવામાં આવ્યો છે. આ વધારા સ્હામે અમે વાંધો ઉઠાવવા માંગતા નથી કારણ કે અમે માનીએ છીએ કે આ અણીની ક્ષણમાં હિન્દે બ્રિટનને બંને તેટલી સહાય આપવી જોઇએ.

## કરમાં વધારો.

આમ આશરે પોણી ચાર કરોડની કુલ ઘટ આવે છે જેમાંની હિંદી સરકારની ઘટ ત્રણ કરોડથી સ્હેજ વધારે છે. આ ઘટ ગયા વર્ષની માફક શીલીકની રકમમાંથી નહિ પણ નવા કરની ઉપજમાંથી પુરવાનો સરકારે જે નિશ્ચય કર્યો છે તે તરફ આપણે ખાસ લક્ષ આપવાની જરૂર છે. નવા કર ત્રણ જાતના છે અને ત્હેની ઉપજ નીચે પ્રમાણે આંકવામાં આવી છે:—

(૧) કસ્ટમ અને આબકારી ખાતામાં ઘણી નવી વસ્તુઓ ઉપર કર નાંખવામાં આવ્યા છે અને જુના દર વધારવામાં આવ્યા છે. હિન્દમાં આવતી વસ્તુઓ ઉપર કિંમત ઉપર સેંકડે ૫ ટકાનો કર હવે ૭ ટકા કરવામાં આવ્યો છે અને લોઢું, યંત્રો, અનાજ વગેરે કેટલીક વસ્તુઓ ઉપર ૨૬ ટકા લેખે કર નાંખવામાં આવ્યો છે. વિલાયતી તેમજ દેશી દારૂ ઉપર કર વધાર્યો છે. વધારાના કરમાંથી ૩ કરોડથી સ્હેજ ઉપજ થશે એમ ધારવામાં આવે છે.

(૨) ૫,૦૦૦ થી વધારે વાર્ષિક આવક ઉપરના કરમાં વધારો કરવામાં આવ્યો છે. ત્હેની વધુ ઉપજ આશરે એક કરોડ પાંચ લાખ થશે.

(૩) મીઠું—જે હિન્દની ગરીબમાં ગરીબ વસ્તી વાપરે છે—તે ઉપર મણે રૂપીયાના કરમાં ચાર આનાનો વધારો કરવામાં આવ્યો છે. ત્હેમાંથી ૯૦ લાખની વધુ ઉપજ થશે.

આ બધા કરની કુલ ઉપજ આશરે લગભગ સવાપાંચ કરોડ જેટલી થશે જે આશરે પોણીચાર કરોડની ઘટ પુરીને આશરે દોઢ કરોડની વધુ આવક આપશે.

## ગરીબનો ભાર

હિન્દી સરકારની આ વ્યવસ્થા અમને અત્યંત વિપરીત અને હાનિકારક લાગે છે. અમે ઉપર જણાવ્યું છે તે પ્રમાણે નાણાંની ઘટ લગભગ સર્વાંશે વધુ લશ્કરી ખર્ચને લીધે છે. હવે અંદાજપત્રની વિગતો જોતાં જણાશે કે જ્યારે કેટલાંક ખાતામાં કરકસર કરવામાં આવી છે ત્યારે બીજા કેટલાંકનો ખર્ચ વધારવામાં આવ્યો છે. અમારી ખાત્રી છે કે આ વધારો થોભાવીને અથવા ત્રણ કરોડ જેટલી વધારે કરકસર

બીજાં ખાતામાં કરવામાં આવી હોત તો એ ઘટ ન આવત; પરંતુ ઇંગ્લંડમાં જ કરકસરના નિયમો હજી હમણાં અમલમાં મૂકાય છે તો પછી હિન્દના ઉડાઉપણા માટે હમેશાં પંકાએલા રાજતંત્રની તો વાતજ શી?

પરન્તુ એમ ધારો કે ઘટ કોઇ રીતે ભુસાય એમ નથી તો શું વધુ કર શિવાય તે પુરવાના બીજા ઉપાય નથી? નાણાં પ્રધાને પહેલાં જણાવ્યું હતું હિન્દી સરકારની શીલીક ૨૫૩ કરોડ રૂપીયાની છે અને પછી ત્હેમણે દોઢ કરોડનો વધારો જણાવ્યો હતો. આ રકમમાંથી અથવા "ગોલ્ડ સ્ટેન્ડર્ડ રીઝર્વ," "પેપર કરન્સી રીઝર્વ" વગેરે જુદાં જુદાં ભંડોળમાંથી ત્રણ કરોડ જેટલી પ્રમાણમાં ન્હાની રકમ સહેલાઇથી પુરી પાડી શકાત, પરન્તુ હિન્દી વજીરને હસ્તક કરવામાં આવેલી શીલીક લંડનના વેપારીઓના લાભ માટે વપરાય છે એટલે અણીને વખતે તે હિન્દને ઉપયોગી કેમ થઇ શકે? હજી પણ આગળ વધીને અમે કહીશું કે આ સૂચનાઓ ન સ્વીકારાય તોપણ આવી ન્હાની ઘટ પુરવાનો બીજો રસ્તો છે. સુધરેલા બધા દેશોમાં આફતના અસાધારણ કામમાં વધારાના ખર્ચ માટે હમેશાં મ્હોટી લોન લેવામાં આવે છે કારણ કે યુદ્ધનાં ફળ પછીના જમાનાની પ્રજા ભોગવે છે અને તે લોનના વ્યાજનો ભાર સહજ કરવા બંધાયલી છે. ખુદ ઇંગ્લંડ હમેશા કરોડો અને અબજ પાઉંડની લોન લઇ હાલ મહાભારત યુદ્ધ લડે છે અને ભૂતકાળમાં પણ ત્હેણે તેજ પ્રમાણે કર્યું છે. હિન્દની ઘટ પણ લશ્કરી ખર્ચને લીધે છે તો લોનથી તે શા માટે ન પુરાવી જોઇએ એ સમજાતું નથી. રેલ્વે વગેરે કામને માટે લેવામાં આવેલી લોન બાદ કરતાં બાકીનું હિન્દી રાજ્યનું ઘણું જુજ છે અને હાલની હાનિકારક પદ્ધતિ પ્રમાણે તે સારા કાળમાં ઓછું થતું જાય છે. આથી આ ઘટ માટે ૬ કરોડને બદલે નવ કરોડની લોન લેવાનો રસ્તો ખુલ્લો હતો અને બીજા સર્વ દેશની રાજકીય રૂઢિથી સંમત હતો. પણ આપણા રાજ્યકર્તાઓ હિન્દને સુધરેલા દેશોથી એવો જુદો—લગભગ વિપરીત ગણે છે કે જેથી ત્હેમણે આ માર્ગનો વિચાર પણ કર્યો દેખાતો નથી.

પરન્તુ ઘટ પુરતાં નાણાં લેવાની પણ લાલચ સરકારે રાખી હોત તો આપણે ત્હેમનો ઉપકાર માનત. કસ્ટમ, આબકારી અને ઇન્કમ ટેક્સમાંથી આ ઘટ પુરવી એટલુંજ નહિ પણ લગભગ ૬૦ લાખની શીલીક રહેત, પણ સરકારના ડહાપણ પ્રમાણે ઘટ પુરાય એટલું બસ નથી; ઓછામાં ઓછી દોઢ કરોડની શીલીક રહેવી જોઇએ. આથી ૯૦ લાખ ઉપજાવવા જોઇએ અને તે પણ મીઠાના કરમાંથી; જો કોઇ કર સ્હામે પ્રજાએ હમેશાં વધારેમાં વધારે પોકાર કર્યો હોય તેમ જ ઉત્તમ દેશભક્તોએ રાજ્યમાં સખ્ત વાંધો ઉઠાવ્યો હોય તો તે મીઠાનો છે. શ્રીયુત ગોખલેએ સન ૧૯૦૨ થી ૧૯૦૬-૭ સુધી પોતાના આંકડા અને દલીલોનો કેવો મજબૂત મારો આ કર સ્હામે ચલાવ્યો હતો એ આપણે જાણીએ છીએ. અને છતાં સરકારે ઘટ પુરવાને નહિ પણ શીલીક મેળવવાને આ કરનો નરત વિચાર

ર્યો. પહેલી માર્ચને દિને આ કરના વધારાની ખબર ફેલાતાં સમગ્ર પ્રજાના અંતઃકરણમાં કેવી ફાલ પડી અને જીવન તથા મરણની સીમાઓ ઉપર જીવતા લાખો અને કરોડો દેશીજનોને કેવી ગંભીર શિક્ષા થઈ?

## મુંબાઈનું અંદાજપત્ર

૧૯૧૬-૧૭ નું મુંબાઇ ઇલાકાનું અંદાજપત્ર આશરે ૧ કરોડ અને ૩૯ લાખની શીલીકથી ઉઘડે છે. તે વર્ષની આવક ખાતે આશરે ૭ કરોડ પર લાખ અને ખર્ચ ખાતે આશરે ૭ કરોડ ૫૪ લાખ આંકવામાં આવ્યા છે. પરિણામે વર્ષની આખરે ઉપરની શીલીકમાં આશરે અઢી લાખનો ઘટાડો થશે.

અંદાજપત્રની ચર્ચામાં બે ખાતાના ખર્ચ ઉપર વિશેષ ચર્ચા સ્વાભાવિક રીતે થઇ હતી. કહેવાતી કરકસરના આ વર્ષમાં પણ પોલીસ ખાતામાં સુધારો વધારો કરવાને આશરે સવા બે લાખનો વિશેષ ખર્ચ કરવાનો સરકારે નિશ્ચય કર્યો છે. અમારી બાતમી જો ખરી હોય તો ફીનેન્સ કમિટી—જેમાં અમુક અમલદારો અને ધારાસભાના બીજા સભાસદોને અંદાજપત્ર છેવટે પ્રકટ થતા પહેલાં તે વિષે મસલત કરવા નીમવામાં આવે છે-તે મંડળે લગભગ સર્વાનુમતે આ ખર્ચના વધારા સ્હામે પોતાનો મક્કમ અભિપ્રાય જણાવ્યો હતો. પણ કમિટીને ફક્ત સલાહ આપવાનીજ સત્તા છે; એટલે જેમાં અડધી સંખ્યા અમલદારોની હોવા છતાં સરકારે ત્હેના મતને માન ન આપ્યું અને આ યુદ્ધના વર્ષમાં પોલીસ ખાતાનો ખર્ચ વધાર્યો. તે ખાતામાં આ રકમ કેવી રીતે વાપરવાની છે અને સુધારાની અગત્ય કેવી રીતે ઉપસ્થિત થઇ છે તે આપણને જણાવવામાં આવતું નથી. "ફીનેન્સ કમિટી" એ તે વિષે પોતાની અસંમતિ જણાવી એ ઉપરથી ત્હેની તાકીદની જરૂર વિષે ઘણી શંકા રહે છે.

સરકારના કારોબારી ખાતા ઉપર જ્યારે વધારે ખર્ચ મંજુર થાય છે ત્યારે હમેશાં પ્રજાના અંતઃકરણમાં કંઇક શંકા અને કંઇક ધાસ્તી ઉત્પન્ન થાય છે માટે સરકાર જ્યારે આ દિશામાં નવું પગલું ભરે ત્યારે ત્હેનાં કારણો સ્પષ્ટ રીતે સમજાવવાં જોઇએ એટલુંજ નહિં પણ પ્રજાના મન તરફ અને પ્રજાના પ્રતિનિધિઓની સલાહ તરફ ખાસ લક્ષ આપવું જોઈએ. પણ જ્યારે યુદ્ધના સમયમા અંતે તે પણ "ફીનેન્સ કમિટી"ના વિરૂદ્ધ પોલીસ ખાતાના ખર્ચમાં વધારો કરવામાં આવે ત્યારે રાજ્ય અને પ્રજા વચ્ચે ભેદભાવ વધવાનોજ સંભવ રહે છે.

બીજી ટીકા કેળવણી અને સુખાકારીના ખાતાંના ખર્ચ વિષે છે. જ્યારે ખર્ચનાં મ્હોટાં ખાતામાં નહિ જેવી કરકસર કરવામાં આવી છે અને પોલીસ જેવાં ખાતાનો ખર્ચ વધારવામાં આવ્યો છે ત્યારે પ્રજાને પ્રિય આ બે ખાતાંના ખર્ચ ઉપર કુર કાતર ફેરવવામાં આવી છે. સન ૧૯૧૪-૧૫ માં એક કરોડથી વધારે રૂપિયા કેળવણી ખાતા માટે મંજુર કરવામાં આવ્યા હતા પણ વર્ષને અંતે આશરે પોણો કરોડનો ખર્ચ કરવામાં આવ્યો હતો; આથી સન ૧૯૧૫-૧૬ ના અંદાજપત્રમા છેલ્લા વર્ષમાં થયેલા

ખર્ચ કરતાં જરા વધારે રકમ મંજુર કરવામાં આવી અને સન ૧૯૧૬–૧૭ માટે પણ એ જ નીચા ધોરણ ઉપર ખર્ચ આંકવામાં આવ્યું નથી. તે જ પ્રમાણે સુખાકારીના સંબંધમાં પહેલાંના વર્ષમાં સામાન્ય રીતે એક લાખ રૂપિયા તંદુરસ્તીનાં જુદાં જુદાં કામમાં વહેંચણી માટે સેનીટરી બોર્ડને સોંપવામાં આવ્યાં હતાં, પણ આવતા વર્ષમાં આ કામ માટે ફક્ત ૫૦ હજાર રૂપિયા મંજુર કરવામાં આવ્યા છે. ઉપરાંત લોકલ બૉર્ડ અને મ્યુનિસિપાલીટીને તંદુરસ્તી માટે આપવામાં આવતાં નાણાંમાં મ્હોટો ઘટાડો કરવામાં આવ્યો છે.

આ હકીકત આપણાં અંતઃકરણ બાળવાને બસ છે અને અમને તે વિષે હવે ચર્ચા કરવી નિરર્થક લાગે છે. આપણા સર્વે પત્રોએ અને પ્રતિનિધિએ એકે અવાજે કહ્યું છે કે સરકારની આ અનીતિ અતિશય અવિચારી અને અન્યાયી છે. સરકારે સત્વર સમજવું જોઈએ કે જગતની ઉથલપાથલના આ સમયમાં હિન્દનો જાહેર મત વધારે સ્વતંત્ર અને તીવ્ર બન્યો છે અને રાજતંત્રનો રથ આવે ઉંધે માર્ગે ચલાવવાથી પ્રજા વધારે ને વધારે અસંતુષ્ટ બનશે.

## ગુલામગીરીનું છેવટ.

ઓગણીસમા શતકમાં ઈંગ્લંડના ઉદાર પ્રયત્નથી ગુલામગીરી નાબુદ થયા પછી પણ એ સ્થિતિનાં વધારેમાં વધારે તત્વો જો બીજી કોઇ દશામાં સમાયેલાં હોય તો તે કરારનામાથી પરદેશ મોકલવામાં આવતા ગીરમીટોની હતી. આ પદ્ધતિથી ચીના લોકોને પહેલા દક્ષિણ આફ્રિકામાં મજુર તરીકે મોકલવામાં આવતા હતા પણ ઈંગ્લંડમાં ત્હેની સ્હામે ઘણો પોકાર થવાથી તે આ સૈકાની શરૂઆતમાં બંધ પાડવામાં આવી, અને છતાં નવાઇની વાત એ છે કે તે સમય પહેલાં અને પછી આજ સુધી દર વર્ષે સેંકડો સ્ત્રીઓ અને પુરૂષોને જુદાં જુદાં બ્રિટિશ સંસ્થાનો અને સુરીનામ ખાતે કરારનામાથી મોકલવામાં આવે છે. શ્રી. ગાંધીની ચળવળે આપણા ગૌરવ અને આત્મમાન, આપણા ધર્મ અને નીતિને આથી પહોંચતી ગંભીર હાનિ તરફ આપણું મજબૂત ધ્યાન ખેંચ્યું છે. મહુંમ ગોખલેએ થોડાં વર્ષ ઉપર વડી ધારાસભામાં ઠરાવ રજુ કર્યો હતો કે ગીરમીટીઆની આ ગુલામગીરી બંધ કરવી. પણ વડી સરકારની તે વખતે આંખો ઉઘડી ન હતી અને પરિણામે તે ઠરાવ નપાસ થયો.

ગયા વર્ષમાં મી૦ મૅકનેઇલ અને મી૦ ચીમનલાલે જુદાં જુદાં સંસ્થાનોમાં ગીરમીટીઆની સ્થિતિ વિષે પોતાનો રીપોર્ટ બ્હાર પાડયો તેથી ફરી તે વિષે ચળવળ શરૂ થઈ, અને મુખ્યત્વે કરીને શ્રી. ગાંધી અને મી૦ એન્ડ્રુસના પ્રયત્નોથી છેલ્લા છ આઠ માસમાં આ સવાલ વારંવાર ચર્ચાયો છે. આ અવસર જોઇ શ્રી. મદનમોહન માલવીઆએ ગયા માસની વીસમી તારીખે વડી ધારાસભામાં એવો ઠરાવ રજુ કર્યો કે કરારનામાની પદ્ધતિ બંધ કરવાને સરકારે સત્વર પગલાં લેવાં. લૉર્ડ હાર્ડિંજે આ ઠરાવને

સ્વીકારતાં જે ભાષણ કર્યું છે તે ઇતિહાસનાં અમર પાનાં ઉપર દીપશે એવી અમારી ખાત્રી છે. અનહદ સમભાવથી અને ઉદાર રાજ્યબુદ્ધિથી ત્હેમણે જણાવ્યું કે સરકારની ખાત્રી થઇ છે કે હિન્દને એકંદર આ પદ્ધતી લાભદાયક નથી અને તેથી હિન્દી વજીરની સંમતિથી હિન્દી સરકારે ત્હેનો અંત આણવાનો નિશ્ચય કર્યો છે. તરતમાં તો કેટલાક સુધારા યોજવામાં આવશે; પણ સંસ્થાનો બીજા મજુરો મેળવવાને કંઇ વ્યવસ્થા કરશે તેમ હિન્દમાંથી સ્વતંત્ર રીતે પરદેશ જતા મજુરો માટે કંઇ કાયદો યોજાય એટલે તરતજ આ ત્રાસજનક પદ્ધિત પુરેપુરી નાબુદ કરવામાં આવશે.

પરન્તુ, હિન્દના અસંખ્ય માણસોના ભોગે લાભ પામેલાં સંસ્થાનો તરફ જરા વધારે પડતો ભાવ દર્શાવવામાં આવ્યો છે એ તો સ્પષ્ટ છે. તેમ આ પદ્ધતિ બંધ કરવાના ચેક્કસ કાલની મર્યાદા દર્શાવવામાં આવી નથી એ પણ જરા શંકાજનક લાગે છે. યુદ્ધના વખતમાંજ ગીરમીટનો ત્રાસજનક કાયદો રદ કરવાની હિન્દી વજીરે રજા આપી હોત તો હિન્દમાં વધારે સંતોષ થાત.

## ઉદ્યોગોની તપાસ માટે કમીશન.

હિન્દની ઔદ્યોગિક ઉન્નતિ વિષે તપાસ કરવાને માટે એક કમિટી નીમવાનો ઠરાવ સર ઇબ્રાહીમ રહીમતુલ્લાએ વડી ધારાસભામાં રજુ કર્યો તે પહેલાં પણ આપણને જણાઇ ચૂકયું હતું કે આજ કાર્ય માટે રૉયલ કમીશન નીમાવાનું છે. છતાં ઠરાવની ચર્ચા આપણને ઘણી લાભદાયક થઇ છે, અને સરકારની યોજનાની એક મ્હોટી ચૂક આપણને જણાઇ છે, સર ઇબ્રાહીમે પોતાના વ્યાવહારિક ભાષણમાં હિન્દની ઔદ્યોગિક ઉન્નતિ માટે હિન્દનાં બ્હારમાં પરદેશી માલ ઉપર કર નાંખવાની સ્વતંત્રતા ઉપર લંબાણથી વિવેચન કર્યું હતું. આ તકરારી સવાલની ચર્ચામાં ઉતર્યા શિવાય અમે કહીશું કે મ્હોટા ભાગના હિન્દીવાનોનો હવે એવો અભિપ્રાય થયો છે કે પરદેશી માલ ઉપર કર નાંખ્યા શિવાય હિન્દમાં નવા ઉદ્યોગો સ્થાપવાનું લગભગ અશક્ય નીવડશે. આ મત સરકાર કબૂલ ન રાખે તોપણ આ પ્રશ્ન કમીશનના વિચાર માટે રજુ કરવાની અત્યંત જરૂર છે. છતાં સરકારે આ સવાલ કમીશનના કાર્યપ્રદેશમાંથી બાતલ કર્યો છે. અને આપણી આશાઓને પહેલેથીજ નરમ કરી છે.

કમીશનમાં નીમાયેલા ગૃહસ્થો વિષે એક શબ્દ અમારે કહેવો જોઇએ. સર ફાઝલભાઈ કરીમભાઇને કમીશન ઉપર નીમવામાં સરકાર શા હેતુથી પ્રેરાઇ છે એ આપણે જાણતા નથી. પણ અમે જરા પણ આનાકાની શિવાય કહીશું કે સર ઇબ્રાહીમ રહીમતુલ્લાને ત્હેમને બદલે નીમવાથી સરકારને હિન્દના ખરા અભિપ્રાયનો વધારે લાભ મળત અને લોકોને એકંદર કમીશન ઉપર વધારે વિશ્વાસ બેસત. ઉપરાંત આ ઠરાવ રજુ કરનાર હિન્દી આગેવાનનેજ ત્હેના અમલમાં ભાગ આપવામાં આવ્યો હોત, તો ઘણું ઘટીત અને સુયોગ્ય પગલું ભરવામાં આવત.

## વાઈસરૉયને વિદાયગીરી.

સાડા પાંચ વર્ષ સુધી ઉદાર ભાવથી અને વિશાળ રાજદૃષ્ટિથી હિન્દની સેવા કરી તથી સર્વ હિન્દવાસીઓના ઉપકાર, પૂર્ણ અન્તઃકરણના ઓવારણા લઇ લૉર્ડ હાર્ડિંજે આપણા દેશની રજા લીધી. બંગાળની પુનર્વ્યવસ્થા અને કાનપુરની મસીદના સવાલનું નિરાકરણ, દક્ષિણ આફ્રિકામાં વસતા આપણા દેશીઓ સાથે ત્હેમની સહાનુભૂતિ અને છેવટની સલાહમાં ત્હેમણે કરેલી અમૂલ્ય સહાય, લડાઈ શરૂ થતાં હિન્દી લશ્કરને યૂરોપની ભૂમિ ઉપર મોકલવાનો ઠરાવ અને કરારનામાનો કાયદો રદ કરવાનું વચન, સ્વરાજ્યની આપણી ભાવનામાં ત્હેમની સંમતિ અને પ્રાન્તિક સ્વરાજ્યની ભાવનાનું જ્વલંત રેખાદર્શન–સર્વ આપણને આ ક્ષણે યાદ આવે છે અને આપણા વફાદાર હૃદયને માન અને ઉપકારની આપણી લાગણીઓથી ઉભરાવે છે.

પરન્તુ લૉર્ડ હાર્ડિંજ વિષે ઉપજતા અનેક વિચારોમાં એક વિશેષ કરીને તરી આવતો હોય તો તે એજ કે હિન્દના બ્રિટિશ જમાનામાં પહેલીજ વાર પ્રજાના મતને પદ્ધતિસર માન આપવાની રાજનીતિ ત્હેમણે યોજી. લૉર્ડ રીપને રાજતંત્રની લગામ હાથમાં લીધી ત્યારે હિન્દુસ્થાન મૂગું હતું, તેથી પ્રજાની રાજકીય ઉન્નતિ કરવાને ત્હેણે અનેક ઉપાયો લીધા. બાજી પાસ લૉર્ડ મોર્લી અને લૉર્ડ મીન્ટોના સુધારા હિન્દ અશાન્તિની પરાકાષ્ટામાં હતું તે વખતે આપવામાં આવ્યા તેથી સરકાર પાસે જાણે તે ખેંચી લેવામાં આવ્યા હોય એવો ભાન થયો. ઉપરાંત એ સુધારાની આગળ પાછળ એવા થોડાજ કૃત્યો નજરે પડે છે કે જે ચોક્કસ રીતે નવી ધારવામાં આવેલી રાજનીતિનું ભાન કરાવે. લૉર્ડ હાર્ડિંજ હિન્દમાં આવ્યા ત્યારે અશાન્તિ શમવા આવી હતી; તે છતાં બંગાળ—સમભાગ સમગ્ર હિન્દની પ્રજાનો કાયમનો પોકાર બંગાળામાં ભાગલા સામે જોઇને રદ કરવાનો ત્હેમણે નિશ્ચય કર્યો, પણ તેઓ આટલેથીજ અટક્યા નથી. જે અનેક ઐતિહાસિક બનાવોએ ત્હેમની કારકીર્દીને વિભૂષિત કરી છે. ત્હેમાં સૂત્રરૂપે હિન્દીવાનો તરફ માનની વૃત્તિ અને ત્હેની ન્યાયી માગણીઓને સંતોષવાની સાચી ઇચ્છા રહેલી છે. આથી કેળવણીની વધારે ગ્રાન્ટ માટે કે બંગાળાના ભાગલા રદ કરવા માટે નહિ પણ પ્રજાના મતને માન આપવાના ત્હેમના મહાન સૂત્ર માટેજ હિન્દીઓ ત્હેમના આભારી રહેશે.

જુના વાઈસરૉયને વિદાય આપતાં નવા વાઈસરૉય-લૉર્ડ ચેમ્સફર્ડને હિન્દે આવકારથી વધાવી લીધા છે. ત્હેમની નીમણુક કે ત્હેમના ગુણો વિષે હાલ કંઇજ ન કહેતા હાલની મુશ્કેલી ભરેલી સ્થિતિમાં ત્હેમને ફતેહ ઇચ્છીને અમે વીરમીશું.

---

ડૉ. એન. હૉલની જગતપ્રસિદ્ધ દવાઓ.

# DR. N. HALL'S.

# HEALTH TONER.

## ડાકટર એન. હૉલનું હેલ્થ ટોનર કિં. રૂ. ૨

હરકોઇ કારણથી નીપજતી નબળાઇની જગતપ્રસિદ્ધ રામબાણ

આ શીવાય ડૉ. એન. હૉલની કંપનીમાં દરેક કુટુમ્બમાં રાખવા લાયક જુદી દવાઓ બને છે.

### એન. હૉલ્સ સીરપ.

૧ (સીરપ ઑફ હાઇપોફૉસફાઇટ ઑફ લાઇમ) છાતીના દરદો માટે કિં. રૂ. ૧-૪-૦.

૨ એન્ટી-મેલેરીઆ. હરકોઇ જાતના તાવની ચકચોર દવા. કિં. રૂ. ૧.

૩ પેન—કવેલર. હરકોઇ જાતના દુખાવા માટે કિં. રૂ. ૦-૧૦-૦.

The bottle should be kept well corked and in a cool place.

DR. N. HALL'S HEALTH TONER.

TRADE MARK

REGISTERED

BEFORE

AFTER

REGISTERED.

DOSE.—For an Adult one Dessert spoonful in half a wine glass of water after each meal —Children in proportion.

PREPARED AT THE LABORATORY OF

Dr. N. HALL & Co.

NONE IS GENUINE UNLESS SIGNED

N. Hall & Co

For Particulars Apply to DR. JAMNADASS PREMCHUND, Bhooleshwar, Bombay.

૪ સીરપ. લોહી સુધારક. કિં. રૂ. ૧.

૫ કૉલેરા કેમ્ફર. કૉલેરા માટે. કિં. રૂ. ૦-૪-૦.

૬ કૉલેરા રક્ષક વીગેરે વીગેરે કિં. રૂ. ૦-૮-૦

૭ પ્લેગ કિલર. પ્લેગ મટાડનાર અને અટકાવનાર રામબાણ દવા. કિં. રૂ. ૧-૪-૦

અમદાવાદના સોલ એજન્ટ:—મી. ચુનીલાલ મંપાચંદ ચશ્માંવાળા, ત્રણ દરવાજે અમદાવાદ.

### એજન્ટો જોઇએ છે.

વધુ વિગત માટે નીચેને સરનામે લખો, અથવા મળો:—

**જનરલ—ડાકટર એન. હૉલની કંપની, રીડરોડ—અમદાવાદ.**

---

# નવજીવન
અને
# સત્ય.

જુનું પુસ્તક ૫ મું.
નવું પુસ્તક ૧ લું.
મે ૧૯૧૯.
અંક ૧૧ મો.

---

## ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠ.

ગયા વર્ષના ઑગસ્ટ મહિનામાં ઇંગ્લંડમા વસતા હિંદુસ્તાનના હિતેચ્છુ સ્ત્રીપુરૂષો તરફથી આપણા દેશની સ્ત્રીકેળવણીની અધમ સ્થિતિ સુધારવા માટે સેક્રેટરી ઑફ સ્ટેટને એક અરજી કરવામાં આવી હતી. તેના જવાબમાં મિ ચૅમ્બર્લેને કહ્યું હતું કે આ પ્રકારની માગણી હિંદુસ્થાનમાંથી થવી જોઇએ. જે લોકોને તેની દરકાર હોવી જોઇએ તેમના તરફથી જ્યારે માગણી થતી નથી, ત્યારે બીજા લોકને એમાં પડવાની જરૂર શી છે? આ ઉપરાંત આજ ચાલતા મહાન વિગ્રહને વખતે સરકાર નવો કાંઇ પણ [illegible] વગર ચકડી [illegible] જાપાડી [illegible] માટે શું [illegible]

આ બન્ને રદીઆના જવાબ સહેલા છે. આપણા દેશમાં સ્ત્રીકેળવણી સંબંધી જાગૃતિ કાંઇ નથી થઇ એ વાત અહીં ચાલતી પ્રવૃત્તિઓના અજ્ઞાનને લીધે કહેવામાં આવી હશે. પ્રો. કર્વેના આશ્રમો, વનિતા વિશ્રામો, સેવાસદનો, જલંધર કન્યા મહાવિદ્યાલય, વડોદરા, અને માઇસોરની કન્યાશાળાઓ ઇત્યાદિ સંસ્થાઓની સ્થાપના સિદ્ધ કરી આપે છે કે આપણા લોકને કેળવણીની ઉત્કંઠા તો છે જ. બીજું કારણનું તો માત્ર

# નવજીવન

અને

# સત્ય.

પુસ્તક ૫ મું.
પુસ્તક ૨ જું. મે ૧૯૧૬. અંક ૧૧ મો.

## ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠ.

ગયા વર્ષના ઑગસ્ટ મહિનામાં ઇંગ્લંડમાં વસતાં હિંદુસ્તાનનાં કેટલાંક સ્ત્રીપુરૂષો
આપણા દેશની સ્ત્રીકેળવણીની અધમ સ્થિતિ સુધારવા માટે સેક્રેટરી ઑફ
એક અરજી કરવામાં આવી હતી. તેના જવાબમાં મિ. ચેમ્બર્લેને કહ્યું હતું કે
આ પ્રકારની માગણી હિંદુસ્થાનમાંથી થવી જોઇએ. જે લોકોને તેની દરકાર હોવી જોઇએ
તરફથી જ્યારે માગણી થતી નથી, ત્યારે બીજા લોકને એમાં પ
ઉપરાંત આજ ચાલતા મહાન વિગ્રહને વખતે સરકાર નથી ક

# સ્વરાજ્યનાં સ્વરૂપ.

( ૩ ).

## રાષ્ટ્રીય સ્વરાજ્ય.

ગામ, જીલ્લો, પ્રાંત, દેશ એ એક સુવર્ણ માલા છે. અને જેમ રાષ્ટ્ર-ત્હેનો એક રીતે મેરૂ છે તેમ બીજી રીતે તે આખી માલાના સૂત્રરૂપે છે. ગામ અને પ્રાંતના મમત્વનો આધાર શા ઉપર રહેલો છે? એવી મૂળ ભાવના—અથવા લાગણી છે કે જે-ગામનાં તેમજ પ્રાંતનાં-તળાવો નદીઓ, જમીન અને ડુંગરો, પશુ અને પ્રજા, ભાષા અને સંસ્કૃતિ, ધર્મ, તત્વજ્ઞાન—એ સર્વને પ્રિય બનાવે છે? અંતઃકરણનું એવું કયું ઝરણુ છે આપણી સ્વાર્થત્યાગ અને પરોપકારની વૃત્તિઓને પોષે છે અને વિકસાવે છે ક્વચિત્ અપાર મુશ્કેલીઓ વચ્ચે અને જીવનના જોખમે—આપણને અનેક મ્હોટી પ્રવૃત્તિઓ કરાવે છે? પ્રેમ અને ધર્મનો પરમ સંયોગ શેમાં છે? પ્રશ્નોનો જવાબ એકજ છે—સ્વદેશપ્રેમ અને સ્વદેશાભિમાન.

## હિંદ—ખંડ કે દેશ?

પણ હિંદ માટે પ્રેમ કે અભિમાન હોઈ શકે? હિદ એક દેશ છે કે એક ખંડ છે? એક પછી એક અનેક ઈંગ્રેજ-રાજપુરૂષો તથા અમલદારો, લેખકો મુસાફરો અદ્દભુત હિંમતથી કહેતા આવ્યા છે અને હવે પહેલાંના કરતાં અવાજે કહે છે કે હિન્દ એક દેશ નથી પણ એક ખંડ છે. શિવાયના યુરોપ જેટલો જેનો વિસ્તાર છે અને યુરોપના મ્હોટા દેશો જેટલી નથી પણ વધારે વસ્તી જેના દરેક પ્રાંતની છે ત્હેને દેશ કેમ કહી શકાય? ઉ કાશ્મીરથી કન્યાકુમારી સુધીમાં અને કલકત્તાથી કરાંચી સુધીમાં કેટલા રં અને કેટલી જાતની પ્રજા વસે છે-મધ્યપ્રાંતના ગોંડથી અને દક્ષિણના ટોડાથી પ્રતિભાશાલી બંગાળીઓ અને મુંબાઈવાસી વેપારીઓ સુધીમાં સુધારા અને જં

બનાવોના પ્રવાહમાં એકદમ તણાઇ ન જનારને આ વાર્તામાં ઘણી સાધારણ વસ્તુઓનો અભાવ આશ્ચર્યકારક લાગશે. કુદરતી દેખાવોનાં કે ઐતિહાસિક સ્થળોનાં બારીક કે પ્રભાવશાળી વર્ણનો ત્હેમાં જણાતાં નથી. અને છતાં પણ વાચક આશ્ચર્ય સાથે કબૂલ કરશે કે દરેકે દરેક સ્થલ અને દ્રશ્યનું આબેહુબ ચિત્ર ત્હેના અંતઃકરણમાં જડાયેલું છે. જે અનેક પાત્રોથી આ વાર્તા ભરચક જણાય છે ત્હેમના દેખાવ કે સ્વભાવનાં-ત્હેમના વિચારની ઘટનાનાં કે લાગણીના વિકાસનાં થોડાંજ વર્ણન વિસ્તારથી આપવામાં આવ્યાં-છે. અને છતાં પણ વાચકને આશ્ચર્ય સાથે જણાશે કે તે ન્હાનામાં ન્હાના ઠાકોરથી માંડીને પરમ રાજપુરૂષ મુંજાલ સુધી સર્વનાં અંતઃકરણ અને આચરણને તે પૂરેપૂરાં પીછાની શકે છે. વાર્તાની બાહ્ય વિષે અને પાત્રોના સ્વભાવ વિષે લેખક બને તેટલું મૌન ધારણ કરવાનો પ્રયત્ન કરે છે અને થોડાંજ સૂચક વાક્યો કે અસરકારક શબ્દોમાં ત્હેમને પતાવી દે છે. બીજી પાસ બનાવો અને સંવાદોની રમઝટ લેખક પૂર જોસમાં જમાવે છે અને ત્હેમાંથી જ વાર્તાનો તંતુ સમજવાનું કામ વાચકને સોંપે છે. આથી વર્ણનો વગેરેનો અભાવ કોઇને ન્યુનતા રૂપે લાગે એ સમજી શકાય. પણ ત્હેમણે સમજવું જોઇએ કે આ પણ વાર્તાનો એક પ્રકાર છે જે હજી ગુજરાતી સાહિત્યમાં ઉતર્યો નથી અને જે ફ્રેંચ લેખક ડુમાસની નવલકથામાં લગભગ સંપૂર્ણ કલાએ નજરે પડે છે. બાકી, ડુમાસ જેવી બનાવોની ગુંથણી અને સ્વ ગોવર્ધનરામ જેવા વર્ણનો અને પૃથક્કરણનો સુન્દર સંયોજ બંકિમ જેવા કોઇ વિરલ લેખકો જ કરી શકે.

વાર્તાનો મુખ્ય તંતુ સ્પષ્ટ છે. કર્ણ રાજા મરણ પથારી ઉપર હોવાથી, દેવપ્રસાદની આગેવાની નીચે રજપૂત મંડલેશ્વરો અને ચંદ્રાવતીમાં સબલ બનેલા જૈનપક્ષ વચ્ચે કલહ થવાની તૈયારીઓ જણાય છે. વર્ષોથી રાજ્યનું સુકાન ચલાવતા અને હસ્તામલકવત્ સર્વ સ્થિતિને નીહાળનાર મુંજાલ મંત્રીનો રસ્તો ચોક્કસ હતો. જૈનો તેમજ મંડલેશ્વરોને પાટણથી દૂર રાખવા અને પ્રસંગ આવ્યે તામ્રચૂડધ્વજ—ગુજરાતની વિજયપતાકાની નીચે સર્વને ભેગા કરી માલવરાજ સાથે યુદ્ધ કરવું આ ત્હેની યોજના હતી પરન્તુ ત્હેવામાં ચંદ્રાવતીનો આનંદસૂરિ નામનો સાધુ મીનલદેવી—કર્ણદેવની રાણીને બીજી સલાહ આપે છે કે જૈનોને સર્વ અધિકાર સોંપવો, ચંદ્રાવતીના લશ્કરથી રજપૂતોને દબાવવા અને જરૂર પડ્યે મમળો નાંખવા અને જૈન ધર્મના છત્ર નીચે ગુજરાતને એકત્ર કરવું. ગર્વવતી મીનલદેવીને આ રસ્તો પસંદ પડે છે અને કર્ણરાજનું મૃત્યુ થતાં પાટણના દંડનાયકની પદવી એક જૈન શેઠીઆને આપે છે, મુંજાલને બીજા સ્થલનો અધિકારી નીમે છે અને દેવપ્રસાદને કેદ કરવાની યોજના કરે છે પરન્તુ પાટણનો કિલ્લો કુદાવી પ્રતાપી મંડલેશ્વર પોતાના લશ્કરને મળે છે એટલે મીનલદેવી પોતાના પુત્ર સિદ્ધરાજ—જેને અહીં જયદેવ કુમારનું નામ આપવામાં આવ્યું છે—તેને લઇ, છુપી રીતે પાટણ છોડી જૈન લશ્કરને પોતાના કાબુમાં લેવા અને તે વડે દેવપ્રસાદને હરાવવા પ્રયત્ન કરે છે. બિનઅનુભવી રાણી ઉપરાઉપરી ભૂલો કરે છે અને છેવટે સત્તાના આવેશમા મુંજાલને મૂર્ખપણે કેદ કરે છે. બીજી પાસ, રાણીના કપટ વિષે ખબર મળતાં

(૩) કેળવણીના પ્રસાર અને સુધારાને અંગે ઉભા થતા જુદા જુદા સવાલો વિષે વિચાર કરવો ( ખર્ચ, મકાનો, શિક્ષકો, કેળવણી ઉપર સત્તા વગેરેના સવાલો.)

(૪) બ્રિટિશ સરકાર તથા દેશી રાજ્યો કેળવણીની બાબતમાં જે કામ કરે છે તેની વૃદ્ધિમાં લોકો સહકાર કેમ કરી શકે તેમજ પોતાની મેળે, સ્વતંત્ર રીતે લોકો શું શું કરી શકે તે વિષે યથાશકિત માર્ગો સૂચવવા અને યોજવા.

પરિષદના કાર્યકર્તાઓ તરફથી જણાવવામાં આવ્યું છે કે ત્હેના મંત્રીઓ તરીકે રા. હીરાલાલ ત્રિભોવનદાસ પારેખ બી. એ., અને રા. માવળંકર બી. એ., એલએલ. બી. કામ કરશે.

અંતમા આ પરિષદના સંબંધમાં કંઇ પણ શંકાઓ, પ્રશ્નો અથવા સૂચનાઓ ખુલાસાથી ચર્ચવા હું આ પત્રના વાચકોને વિનંતિ કરૂં છું.

ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક.

---

# પુસ્તક પરિચય.

પાટણની પ્રભુતા—( એક ઐતિહાસિક નવલકથા ) પ્રયોજક રા. ઘનશ્યામ, ગુજરાતીની ૩૨ ની ભેટ, કિંમત રૂ. ૨-૦-૦, પાનાં ૨૪૦.

ગુર્જર ઈતિહાસના એક ચમત્કારિક અને તેજસ્વી પ્રકરણને હૃદયવેધક નવલકથાના રૂપમાં ગુજરાતને સોંપવા માટે આપણે—પોતાનું ખરૂં નામ છુપાવતા—રા. ઘનશ્યા મનો તેમજ ગુજરાતી પ્રેસનો આભાર માનવો ઘટે છે. આ પ્રેસના ઉત્સાહી માલીકોએ અત્યાર સુધીમા જે બત્રીશ નવલકથાઓ ભેટ તરીકે બ્હાર પાડી છે ત્હેમાંની લગભગ એકેએક ભૂતકાલની જાહોજલાલીનાં ચિરસ્મરણીય ચિત્રો તાદશ કરીને પવિત્ર ભારત વર્ષને માટે આપણામાં અભિમાનની લાગણી જગાવે છે તો બીજી પાસ ત્હેને માટે જીવન પર્યંત સર્વસ્વનો ભોગ આપવાની ઉર્મિ—અને કવચિત્ નિશ્ચયને ઉપજાવે છે. પણ અમને ધાસ્તી છે કે અત્યાર સુધીમાં ઘણી ખરી વાર્તાઓનાં પુસ્તકો રજપુતોની વીરતા અને મુસલમાનોનાં કપટ, પેશ્વાની પડતી અને ઇંગ્રેજોનો ઉદય-એ વિષે જ લખાયાં છે અને ગુજરાતનાં ઐતિહાસિક રત્નો લગભગ અણમૂલ્યાં જ રહ્યાં છે. એ રત્નોને વીજળીક પ્રભાથી દેદીપ્યમાન કરવા માટે તેમજ સ્વદેશાભિમાનનો વીર રસ પૂર જોસમાં જગાવવા માટે આ વાર્તા "ગુજરાતી"ની ભેટોમાં તેમજ નવલકથાના સમગ્ર સાહિત્યમાં ઘણું ઉંચું સ્થાન મેળવશે.

બનાવોના પ્રવાહમાં એકદમ તણાઇ ન જનારને આ વાર્તામાં ઘણી સાધારણ વસ્તુઓનો અભાવ આશ્ચર્યકારક લાગશે. કુદરતી દેખાવોનાં કે ઐતિહાસિક સ્થળોનાં બારીક કે પ્રભાવશાળી વર્ણનો ત્હેમાં જણાતાં નથી. અને છતાં પણ વાચક આશ્ચર્ય સાથે કંબૂલ કરશે કે દરેકે દરેક સ્થલ અને દૃશ્યનું આબેહુબ ચિત્ર ત્હેના અંતઃકરણમાં જડાયેલું છે. જે અનેક પાત્રોથી આ વાર્તા ભરચક જણાય છે ત્હેમના દેખાવ કે સ્વભાવનાં-ત્હેમના વિચારની ઘટનાનાં કે લાગણીના વિકાસનાં થોડાંજ વર્ણન વિસ્તારથી આપવામાં આવ્યાં છે. અને છતાં પણ વાચકને આશ્ચર્ય સાથે જણાશે કે તે ન્હાનામાં ન્હાના ઠાકોરથી માંડીને પરમ રાજપુરૂષ મુંજાલ સુધી સર્વનાં અંતઃકરણ અને આચરણને તે પૂરેપૂરાં પીછાની શકે છે. વાર્તાની બાજી વિષે અને પાત્રોના સ્વભાવ વિષે લેખક બને તેટલું મૌન ધારણ કરવાનો પ્રયત્ન કરે છે અને થોડાંજ સૂચક વાક્યો કે અસરકારક શબ્દોમાં ત્હેમને પતાવી દે છે. બીજી પાસ બનાવો અને સંવાદોની રમઝટ લેખક પૂર જોસમાં જમાવે છે અને ત્હેમાંથી જ વાર્તાનો તંતુ સમજવાનું કામ વાચકને સોંપે છે. આથી વર્ણનો વગેરેનો અભાવ કોઇને ન્યુનતા રૂપે લાગે એ સમજી શકાય. પણ ત્હેમણે સમજવું જોઇએ કે આ પણ વાર્તાનો એક પ્રકાર છે જે હજી ગુજરાતી સાહિત્યમાં ઉતર્યો નથી અને જે ફ્રેંચ લેખક ડુમાસની નવલકથામાં લગભગ સંપૂર્ણ કલાએ નજરે પડે છે. બાકી, ડુમાસ જેવી બનાવોની ગુંથણી અને સ્વ ગોવર્ધનરામ જેવા વર્ણનો અને પૃથક્કરણનો સુન્દર સંયોગ બંકિમ જેવા કોઇ વિરલ લેખકો જ કરી શકે.

વાર્તાનો મુખ્ય તંતુ સ્પષ્ટ છે. કર્ણ રાજા મરણ પથારી ઉપર હોવાથી, દેવપ્રસાદની આગેવાની નીચે રજપૂત મંડલેશ્વરો અને ચંદ્રાવતીમાં સબલ બનેલા જૈનપક્ષ વચ્ચે કલહ થવાની તૈયારીઓ જણાય છે. વર્ષોથી રાજ્યનું સુકાન ચલાવતા અને હસ્તામલકવત્ સર્વ સ્થિતિને નીહાળનાર મુંજાલ મન્ત્રીનો રસ્તો ચોક્કસ હતો. જૈનો તેમજ મંડલેશ્વરોને પાટણથી દૂર રાખવા અને પ્રસંગ આવ્યે તામ્રચૂડધ્વજ—ગુજરાતની વિજયપતાકાની નીચે સર્વને ભેગા કરી માલવરાજ સાથે યુદ્ધ કરવું આ ત્હેની યોજના હતી પરન્તુ ત્હેવામાં ચંદ્રાવતીનો આનંદસૂરિ નામનો સાધુ મીનલદેવી—કર્ણદેવની રાણીને બીજી સલાહ આપે છે કે જૈનોને સર્વ અધિકાર સોંપવો, ચંદ્રાવતીના લશ્કરથી રજપૂતોને દબાવવા અને જરૂર પડયે મસળી નાંખવા અને જૈન ધર્મના છત્ર નીચે ગુજરાતને એકત્ર કરવું. ગર્વવતી મીનલદેવીને આ રસ્તો પસંદ પડે છે અને કર્ણરાજનું મૃત્યુ થતાં પાટણના દંડનાયકની પદવી એક જૈન શેઠીઆને આપે છે, મુંજાલને બીજા સ્થલનો અધિકારી નીમે છે અને દેવપ્રસાદને કેદ કરવાની યોજના કરે છે. પરન્તુ આનણનો કિલ્લો કુદાવી પ્રતાપી મંડલેશ્વર પોતાના લશ્કરને મળે છે એટલે મીનલદેવી પોતાના પુત્ર સિદ્ધરાજ—જેને અહીં જયદેવ કુમારનું નામ આપવામાં આવ્યું છે.—તેને લઇ, છુપી રીતે પાટણ છોડી જૈન લશ્કરને પોતાના કાબુમાં લેવા અને તે વડે દેવપ્રસાદને હરાવવા પ્રયત્ન કરે છે. બિનઅનુભવી રાણી ઉપરાઉપરી ભૂલો કરે છે અને છેવટે સત્તાના આવેશમાં મુંજાલને મૂર્ખપણે કેદ કરે છે. બીજી પાસ, રાણીના કપટ વિષે ખબર મળતાં

પાટણના શહેરીઓનો મ્હોટો સંઘ ઉશ્કેરાઇ જઇ મંડલેશ્વરના પુત્ર ત્રિભુવનપાલની આગેવાની નીચે પાટણનો કિલ્લો પોતાના હાથમાં લે છે અને મીનલદેવીને અંદર ન પ્રવેશ કરવા દેવાનો નિશ્ચય કરે છે. આથી રાણી એક પાસ પાટણમાં આવી શકતી નથી અને બીજી પાસ મંડલેશ્વરના લશ્કરને હરાવી શકતી નથી. આ બેની વચ્ચે જ્યારે તે બરાબર સપડાય છે ત્યારે તે જૈન જતી આનંદસૂરિની યોજનાઓની અવગણના કરે છે અને મુંજાલને ફરી સત્તા સોંપી જયદેવ સાથે પાટણમાં ફરીથી પ્રવેશ કરે છે. દરમિયાન આનંદસૂરિના પ્રપંચથી દેવપ્રસાદનું મૃત્યુ થયેલુ હોવાથી રજપુત મંડલેશ્વરો પણ નરમ પડે છે

આ મુખ્ય તંતુ શિવાય બીજા ન્હાના તંતુ ઘણા છે અને તેમાં બીજાં ઘણાં પાત્રો ભાગ લે છે. ત્રણ પ્રેમસબંધ વર્ણવવામાં આવ્યા છે. દેવપ્રસાદ અને હંસાનો—જે વર્ષોના વિયોગ પછી બન્નેનાં હૃદયમાં અસાધારણ વેગથી ઉછળે છે અને જે આડકતરી રીતે બન્નેના અકાળ મૃત્યુનું કારણ બને છે; ત્રિભુવનપાલ અને પ્રસન્નનો—જે કૌમાર અવસ્થાની નિર્દોષ મોહકતાથી રંગાયેલો છે અને જે ત્રિભુવનપાલની વીરતામાં ડહાપણ અને વ્યાવહારિકતાની પૂરવણી છે, અને છેવટનાં પ્રકરણોમાં લગભગ ઓચિંતો દેખાઈ આવતો મુંજાલ અને મીનલદેવીનો—જે વર્ષો સુધી રાણીને મંત્રી ઉપર પરાધીન રાખ્યા પછી એકદમ તેને સાહસિક સ્વચ્છંદતાની પરાકાષ્ઠાએ પહોંચાડે છે, અને જે છેવટના સમાધાન પછી મુંજાલને પાટણ છોડતા રોકી રાજમહેલમા વાસો કરાવે છે.

આગળ જણાવ્યા પ્રમાણે આખી વાર્તામા અનેક પ્રસંગો કલ્પનાને સ્તબ્ધ કરે અને અંતઃકરણને ઉછાળે એવા છે તેમાંના કેટલાક રજપૂતો અને જૈનોના કલહ સંબંધે છે તો કેટલાક ગુજરાત માટે અભિમાન ઉપજાવે એવા છે. આમા અમને એક બનાવ આપણી પ્રજાકીય દૃષ્ટિને એટલો ગૌરવભર્યો લાગે છે અને "પાટણની પ્રભુતા" એ શીર્ષકને એટલુ સાર્થક કરે છે કે તે વિષે અમે બે શબ્દ લખીશું. મીનલદેવી અને જયદેવ પાટણના દરવાજા છોડી બ્હાર ગયાં છે અને જૈન લશ્કર પાટણને પાદરે પડાવ નાંખવાનો સંભવ છે એ વાતની ખબર પડતાં ઉદો મારવાડી એટલી કલાથી પાટણના સર્વ શહેરીઓને તે વાત કહે છે અને પરિણામે જોતજોતામાં વ્યસની ઠાકોરો, અને જુના મંડળેશ્વરો, હિન્દુ વૈશ્નવો અને જૈન વેપારીઓ—એ સર્વનું એવડું મ્હોટું ટોળું પટ્ટણનું ગૌરવ સાચવવાને એકઠું થાય છે કે જેથી રાજનગર માટે શહેરીઓમા ઉછળતા અભિમાનનો આબેહુબ ખ્યાલ આપણને આવે છે. 'આ મ્હોટો જનસમુદાય જ્યારે રાજગઢના કીલ્લા આગળ આવી અંદર પ્રવેશ કરવા મથે છે ત્યારે લેખક નીચેના શબ્દોમાં સમાજ અને સાગર વચ્ચે સરખામણી કરે છે:—

[1] આ ગંભીર હૃદયભેદક ગર્જના એક મહાશક્તિના બે સ્વરૂપોજ કરી શકે છે એક સાગર અને બીજો સમાજ. તે સ્વરૂપો ઘણો અસો મળતા દેખાય છે તેના અગાધ ઉંડાણમાં રત્નોનો ભંડાર, વડવાનળની ભયંકર આગ, નાશદાયક મગરમચ્છોની લોહી તરસી રમણી સમાયેલી છે, એમ કવિઓ લખી ગયા

છે. ગૌરવશાલી શાન્તિના સમયે આનંદના તરંગો બન્ને ઉપર આવે છે, આહ્લાદજનક સંગીતનો ધ્વનિ થઇ રહ્યો હોય એમ લાગે છે. પળમાં, વખત બદલાતાં, શાન્તિનો નાશ થાય છે; વડવાનલ અને મગરમચ્છોનો પ્રભાવ પણ ભૂલી જવાય એવી ભયંકર ગર્જના શરૂ થાય છે, રાક્ષસી ક્ષુધા સંતોષવા એ શક્તિઓ આગળ વધે છે. જે પોતાની પાસે આવે ત્હેને તે ગળી જાય છે અને માણસની બુદ્ધિએ ઉભી કરેલી નાની મોટી રેતીની ઢગલીઓ એક વિપળમાં ધોવાઇ જાય છે.

ફ્રાંસના રાજપરિવર્તનને સમે ઉછળેલા પૅરિસના રાજ્યસંહારક લોકસમુદાયનું સ્મરણ અત્રે કોને થતું નથી?

ઐતિહાસિક તેમજ નવલકથાની દૃષ્ટિથી બે વસ્તુ અમને અત્યંત શંકાસ્પદ લાગે છે. પ્રથમ તો જૈન ધર્મને લડાયક બનાવી તેનાથી ગુજરાતને લશ્કરી એકતા આપવાની આનંદસૂરિની યોજના ઐતિહાસિક છે એમ લેખકે પ્રસ્તાવનામાં કહ્યું નથી. આથી અનુમાન એમ જ થાય કે તે લેખકની કલ્પના છે. જો એમ હોય તો અમને ત્હેમાં બહુ ઔચિત્ય જણાતું નથી. જૈનો અને હિન્દુઓ વચ્ચે વાદવિવાદ અને કલહ થયાના અનેક પ્રસંગો બન્યા છે, તમજ હિન્દુ ધર્મને નામે રજપૂત શૂરાઓ વારંવાર લઢ્યાની આપણને ખબર છે. પરન્તુ જોરજુલમથી જૈન ધર્મની છાપ આખા રાજ્ય ઉપર પાડી ત્હેને ઐતુની એકતા આપવી એ તો મુસલમાન ભાવનાનું જૈન ધર્મ ઉપર આરોપણ કરવા બરાબર છે. અને તે ભાવના મુંજાલ જેવો રાજપુરૂષ અશક્ય ગણી મૂર્ખાઇ ભરેલી માને પણ ચંદ્રાવતીના જૈનોના પ્રતિનિધિ રૂપ એક જૈન સાધુ તે રાણીના મગજમાં મૂકે અને અનેક ઉત્પાત કરાવે એ તો અત્યંત વિચિત્ર અને અનુચિત લાગે છે. અહિંસાના આચારને હૃદયથી પૂજનાર જૈન સાધુને આવો વેષ આપવાથી જૈન કોમ પોતાના ઉપર મ્હોટો આક્ષેપ મૂકાયો છે એમ સમજે તો અમે આશ્ચર્ય નહિ પામીએ.

બીજી શંકા અમને મુંજાલ અને મીનલદેવીના સંબંધ વિષે છે. તે પણ ઐતિહાસિક છે એમ લેખકે જણાવ્યું નથી. તો પછી આવી સ્પષ્ટ ઐતિહાસિક વ્યક્તિઓને અસત્ય અને ભ્રમજનક રૂપમાં મૂકવાના નવલકથાકારના અધિકાર વિષે અમને શંકા રહે છે. ઉપરાંત રસની દૃષ્ટિથી પણ આ સંબંધ અમને બહુ આકર્ષક લાગતો નથી. પોતાનાં ડાવાદાવામાં નિષ્ફળ થયા પછી મીનલદેવીની લાગણી જે ઉછાળો મારે છે તે અમને અતિશય કૃત્રીમ લાગે છે. મુંજાલ પણ છેવટે ત્હેની લાગણીનાં પૂરમાં તણાય છે એ અમારે મન બન્ને પાત્રોને વાચકો સમક્ષ ઘણાં હલકાં બનાવે છે. છેવટે સમાધાન કર્યા પછી પાટણ છોડી સંન્યાસ લેવાની મુંજાલની ઇચ્છા આપણને અતિશય સુન્દર લાગે છે; પરન્તુ તે પણ મીનલદેવીના કહેવાથી છોડી દઇ રાજનગરમાં ફરીથી રહે છે. એ ત્હેના નિશ્ચયબળની ઉણપ દેખાડે છે.

આ શિવાય કેટલીક બીજી પણ ન્હાની મ્હોટી ન્યૂનતાઓ વાચકને લાગશે. દાખલા તરીકે, હંસા જેવી ચતુર સ્ત્રી દેવપ્રસાદ સાથે રહે તો રાજ્યને ઘણું નુકશાન થાય એમ મીનલદેવી તો શું પણ ત્હેનો સગો ભાઇ મુંજાલ પણ માને અને તેથી

તે સુંદરીને રાજમહેલમાં છુપી રીતે રાખી પતિપત્નીનો ક્રૂર વિયોગ કરાવે એ અમને ઘણું અસંભવિત લાગે છે. પરન્તુ આ બધું વિચાર્યા પછી પણ વાર્તા ઘણી ગૌરવભરી, ચમત્કારિક, અને રસમય લાગે છે વાર્તાને પાને પાને અને શબ્દે શબ્દમાં ગુજરાત-ત્હેનાં સ્થાન, પ્રજા અને ધર્મ માટે અભિમાન સ્ફુરી આવે છે. અને જે કોઇ આ પુસ્તક વાંચશે તે પહેલેથી છેલ્લે સુધી એક રસસરિતામાં તણાશે એટલુંજ નહિ પણ તે વધારે દેશાભિમાની અને ગૌરવવાળો ગુજરાતી થશે.

**આરોગ્ય વિશે સામાન્ય જ્ઞાન**—ભાગ ૧ લો તથા ૨ જો લેખક મોહનદાસ કરમચંદ ગાંધી; પ્રકાશક સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, કીંમત ૦-૪-૦, પૃષ્ઠ ૧૩૬.

"ઇન્ડીયન ઓપીનિયન" પત્રમાં શ્રીયુત ગાંધીએ વર્ષો ઉપર આરોગ્ય વિષે જે બોધદાયક પ્રકરણો લખ્યાં હતાં તે અત્રે ફરીથી પ્રકટ કરવામાં આવ્યાં છે તેઓ ખોરાક વિષે ઘણા ઉગ્ર નિયમો પાળે છે એમ જાણનાર થોડાનાજ ખ્યાલમાં હશે કે ત્હેમણે આરોગ્ય સંબંધી દેશી ઉપચારોનો તેમજ અનેક ઇંગ્રેજી, જર્મન, અમેરિકન વગેરે પુસ્તકોનો ઘણો સારો અભ્યાસ કર્યો છે. ત્હેને પરિણામે જે થોડા મુદ્દા વિષે ત્હેમનો નિશ્ચય થયો છે તે આ પુસ્તકમાં આપવામાં આવ્યા છે અને તે આચારમાં કેવી રીતે મૂકાય તે જોવું હોય ત્હેણે સાબરમતી નદીને કીનારે ત્હેમણે સ્થાપેલા સત્યાગ્રહાશ્રમની મુલાકાત લેવી

આ પુસ્તકના પહેલા ભાગમાં શરીર, હવા, પાણી, ખોરાક, કસરત, પોષાક, બ્રહ્મચર્ય વગેરે સામાન્ય વસ્તુઓની ચર્ચા કરી છે--અર્થાત્ રોગ થતા કેમ અટકાવાય એનો વિચાર કર્યો છે. બીજા ભાગમાં થોડા મુખ્ય રોગોનો ઉપાય બતાવવામાં આવ્યા છે. આદિથી અંત સુધી જે વિચારો જણાવવામાં આવ્યા છે તે અત્યંત નવીન અને આશ્ચર્યજનક છે. પણ તેથી જેમ ત્હેની અવગણના કરવાની જરૂર નથી તેમ ત્હેને વગર વિચાર્યે સ્વીકારવાની પણ જરૂર નથી. લેખક પોતેજ કહે છે કે વધારે વાંચવાથી વિચારો બદલી પણ શકાય; આથી સ્વાભાવિક રીતે મતભેદ માટે પુષ્કળ અવકાશ રહે છે.

અમે આ વિષયનો જરા પણ ઉંડો અભ્યાસ નહિ કરેલો હોવાથી તે વિષે આગ્રહપૂર્વક અમુક વિચારો દર્શાવવા અશક્ત છીએ. પરન્તુ સામાન્ય વાચકની માફક અમને કેટલીક શંકાઓ થાય છે તે જ પ્રદર્શિત કરીશું. ખોરાક વિષે પ્રકરણ વાંચી આપણને અનેક પ્રશ્નો થશે. જો દારૂ અને ચ્હા પીનારા અને માંસ વગેરે ખોરાકનું ભક્ષણ કરનારા હમેશાં શરીરે નિર્બલ, બુદ્ધિમાં જડ અને સ્વભાવમાં તામસિક જ હોય તો યૂરોપના લોકો આપણા કરતાં બળવાન કેમ છે?-જુદા જુદા જ્ઞાનના વિષયો વિષે અને વિવિધ હુન્નરો વિષે નવી નવી શોધો તે દેશોમાં કેમ થાય છે?-અને કેન્ટ તથા હેગલ લેબ્નીઝ અને સ્પીનોઝા, મીલ અને સ્પેન્સર જેવા તત્ત્વવેત્તાઓ તે દેશોમાં

કેમ થયા ? લેખક ફલાહારને ઉત્તમ આહાર ગણે છે અને ત્હેને માટે ઘણા લેખકોના અભિપ્રાય આપે છે. પણ પોતાનો અનુભવ વર્ણવતાં તેઓ લખે છે કે " જેટલું વજન હું પ્રથમ ઉપાડી શકતો તેટલું કદાચ ન ઉપડે પણ જેટલા કલાક હું મજુરી કરી શકતો તેના કરતાં વધારે વખત સુધી વગર થાકયે કરી શકુ છું " આનો સ્પષ્ટ અર્થ એવો નથી કે શરીરનું બળ તો કદાચ ઘટે પણ મન સાત્વિક અને સ્ફુર્તિમાન હોવાથી વધારે કામ થઇ શકે ? અને આ અર્થ ખરો હોય તો ફલાહારની ભલામણ આગ્રહપૂર્વક કરી શકાય ખરી ?

જે થોડા રોગોના ઉપચાર ત્હેમણે બતાવ્યા છે તે ખરા હશે, પણ તેથી શું એમ પુરવાર થાય કે કોઇ પણ રોગને માટે ઇંગ્રેજી કે દેશી દવા લેવાની જરૂરજ નથી ? પરન્તુ ત્હેમના લખાણનો ધ્વનિ તો સર્વ દવાની મ્હામેજ છે

અમુક મંડળને કે અમુક લેખકને કોઇ વસ્તુનો ત્યાગ કરવાથી લાભ થયો માટે એ વસ્તુ હાનીકારક છે એમ કહી શકાય ખરૂં ? બીજી પાસ એ વસ્તુ લેનારા હજારો અને લાખો માણસો અસાધારણ તંદુરસ્તી ભોગવતા હોય તો આપણે શું સમજવું ?

આ અને આવી અનેક શંકાઓ આ પુસ્તકના વાચકને થાય છે. પરન્તુ ત્હેમાં ઘણું સત્ય કથન છે અને બોધદાયક સલાહ છે એ પણ દેખીતું છે સાંસારિક ઉપભોગ યથાશક્તિ ત્યજી શરીર અને મનને શુદ્ધ કરવાનો અને બને ત્યાં સુધી બધા રોગના કુદરતી ઉપચાર કરવાના જે સિદ્ધાન્તો સ્થલે સ્થલે દર્શાવવામાં આવ્યા છે તે ઘણા અમૂલ્ય છે આવા પુસ્તકનો ધ્યાનથી અભ્યાસ કરી આપણા પરમ દેશભક્તની લેખનપ્રસાદીનો લાભ લેવાની અમે સર્વને ભલામણ કરીએ છીએ.

**ફીજી ટાપુઓમાં હિન્દીઓની સ્થિતિ** ( પંડિત તોતારામના હિન્દી પુસ્તક ઉપરથી ) અનુવાદક- ઝવેરભાઇ ઝવેરભાઈ પટેલ, કિંમત ૦-૮-૦, પૃ૦ ૧૩૧

નવા અંકમાં મૂળ હિન્દી પુસ્તક અને ત્હેના મરાઠી તરજુમાની નોંધ લેતા અમે આશા પ્રદર્શિત કરી હતી કે ત્હેનો ગુજરાતીમા અનુવાદ સત્વર કરવામા આવે આથી બીજા જ અંકમા આ પુસ્તકને વધાવી લેતા અમને ઘણો આનંદ થાય છે વીસમી માર્ચે કરારનામાથી પરદેશ જતા ગીરમીટીઆ સંબંધી પંડિત માલવીઆનો ઠરાવ લોર્ડ હાર્ડિંજની સરકારે સ્વીકાર્યો તે બાબતની નોંધ રા. પટેલ લઇ શકયા છે એ પણ સંતોષની વાત છે

"મહાત્મા ગોખલે અને મહાત્મા ગાંધી જેવા સ્વાર્થત્યાગી વીરશ્રી સંતના આદર્શ રૂપ સંન્યાસીઓને આ પુસ્તક અર્પણ કરાવામા આવ્યુ છે એ પણ યોગ્ય છે ખરેખર, "જેઓના વિજયટંકાર રક્તરંગી નહિ પણ આત્માની પરમ શાન્તિના છે—દેહના નહિ પણ દૈવી છે એવા આર્યાવર્તના અદ્વિતીય માનવમુકુટોજ આ સન્માનના અધિકારી છે"

આ કાર્યમા અનુવાદક સુપ્રયત્ન કરીને ધર્મ અને ન્યાયની દૃષ્ટિથી જોવાયા છે એ પણ સંતોષની વાત છે 'લૉર્ડ હાર્ડિંજની મુલાકાત લેવા માટે હિન્દનો કીનારો છોડતા પહેલા મી એન્ડ્રુસે જણાવ્યું હતુ કે આ સવાલમા મહાપ્રજાકીય આત્મમાન અને રાજકીય પ્રતિષ્ઠાની દૃષ્ટિ રહેલી છે પણ છેવટે તો મને નૈતિક અને મનુષ્યત્વના ભાવો જ રીતે જવા પ્રેરે છે પ્રજાકીય ભાવનાના આ જમાનામા આ સનાતન તત્વો આપણે ભૂલવા ન જોઈએ.

આ વિષે કંઇ પણ વધારે ન કહેતા અમે દરેકે દરેક ગુજરાતીને આ નિર્દય ત્રાસ અને વેર પાપને હૃદયવેધક ઇતિહાસ વાંચવા વિનંતિ કરીએ છીએ.

**હિન્દનુ રાજ્યતંત્ર**—(ગુજરાત સભા વ્યાખ્યાન માળા) લેખક પુરૂષોત્તમદાસ ભવાનીદાસ ગોરડીઆ બી. એ., એલએલ. બી. કિંમત એક આનો, પૃષ્ઠ ૪૯.

આપણા સમસ્ત રાજ્યતંત્રનું આવું સ્પષ્ટ અને મુદ્દાસર સિંહાવલોકન લખવા માટે મી. ગોરડીઆને તેમજ ત્હેને વ્યાખ્યનમાળાના પહેલા અંક તરીકે સત્વર પ્રકટ કરવા માટે ગુજરાત સભાના ઉત્સાહી કાર્યકર્તાઓને અમે અંતઃકરણપૂર્વક અભિનંદન આપીએ છીએ અગીઆરમી એપ્રિલને દિવસે આ વ્યાખ્યાન ગુજરાત સભા તરફથી એક જાહેર સભા સમક્ષ આપવામાં આવ્યું હતુ અને બીજે પ્રસંગે તે વિષે ચર્ચા પણ ચલાવવામાં આવી હતી. રાજકીય ઉત્સાહનુ જે પૂર આખા દેશમાં ફરી વળ્યું છે ત્હેનું ગુજરાત તળમાં આ પહેલું દર્શન છે. તે છેવટનુ જ નહિ બને પણ અન્ય રૂપે પ્રકટ કરવામાં આવેલી સમગ્ર વ્યાખ્યાનમાળા નિર્ધાર્યા પ્રમાણે અમલમાં મૂકાશે એમ અમારી આશા છે

લેખકે ગામડાના મુખીની સત્તા અને ફરજથી માંડી, છલા, પ્રાંત અને સમસ્ત દેશના ભિન્ન ભિન્ન ખાતાંનો પરિચય કરાવી હિન્દી વજીર અને પાર્લામેન્ટની સત્તા સુધી—સર્વ મુખ્ય મુદ્દા આપણી આગળ રજુ કર્યા છે. તે પછી સ્વરાજ્યના પ્રશ્નપરત્વે સ્થાનિક સ્વરાજ્યની આપણી સંસ્થાઓનું—લોકલ બોર્ડ અને મ્યુનિસિપાલીટીનું—અને પછીથી પ્રાન્તિક અને વડી ધારાસભાનું વર્ણન કર્યું છે.

આ બોધદાયક પુસ્તકમાં અમને એક ઉણપ લાગે છે તે અમારે જણાવવી જોઈએ રાજ્યના કાયદેસર બંધારણ—Constitutional aspect-કરતાં ત્હેમણે ખાતાઓ અને હોદ્દાઓ Administrative machinery-તરફ વધારે પડતું ધ્યાન આપ્યું છે દાખલા તરીકે ગામડાની પંચાયતો કે આરોગ્ય માટે નીમાયેલી કમિટિને બદલે મુખી અને પટેલની લંબાણથી હકીકત આપી છે તેવી જ રીતે મ્યુનિસિપાલીટી લોકલ બોર્ડ વગેરેમાં ચોકકસ બંધારણ અને જુજ સત્તાઓ કરતાં ત્હેમણે ઇલકાના જુદા જુદા અમલદારોને સંપૂર્ણ રંગમાં ચીતર્યા છે. પરિણામે લેખક બંધારણના વિકાસ માટે કંઇ સ્પષ્ટ સૂચનાઓ કરતા નથી તેમ સ્વરાજ્ય વિષે હાલ ચાલતી ચર્ચામાં પણ કંઇ હીસ્સો આપતા નથી કલેકટરો અને બીજા અમલદારોને જ્યાં વારંવાર ખાણા અને પાર્ટીઓ આપવાની પદ્ધતિ પડી ગઇ હોય ત્યાં આવી ચર્ચા ઉપયોગી થઇ પડે એમ અમે માનીએ છીએ.

આમ છતાં આખો લેખ અતિશય બોધદાયક છે અને તે ઘણી સાદી ભાષામાં લખાયેલ હોવાથી સામાન્ય માણસો પણ તે સહેલાઇથી સમજી શકશે.

**પ્રો. ધોંડો કેશવ કર્વેનું ચરિત્ર**—(ભગિની સમાજ ચરિત્ર પત્રિકા નં. ૨) લેખક સૌ. વિદ્યાગૌરી રમણભાઈ નીલકંઠ બી. એ., પાનાં ૧૫

પ્રિન્સિપાલ પરાંજપેએ પ્રો કર્વેનુ જેવું સંક્ષિપ્ત જીવન ચરિત્ર ઇંગ્રેજીમાં પ્રસિદ્ધ કર્યું છે ત્હેનું-તેવી જ ન્હાનું આ ચરિત્ર મેળવવા માટે સૌ. વિદ્યાગૌરીનો તેમજ ત્હેના પ્રકાશક ભગિની સમાજનો આપણે આભાર માનવો ઘટે છે "સ્ત્રી જાતિની ઉન્નતિ થાય એવા પ્રયાસ કરવા અને સ્ત્રી જાતિની ઉન્નતિ માટે પ્રવૃત્તિ કરતી સંસ્થાઓને યથાશક્તિ સહાયભૂત થવું" એ આ સમાજનો મુખ્ય હેતુ છે, અને ત્હેની સિદ્ધિ અર્થે આવા જીવન ચરિત્રના તેમજ બીજા ઉપયોગી લેખો પ્રકટ કરવામાં આવે છે, ભાષણોની યોજના કરવામાં આવે છે અને બીજી ઘટતી પ્રવૃત્તિ આદરવામાં આવે છે. પ્રો. કર્વેનું આ ચરિત્ર આ સમાજના કાર્ય માટે અતિશય ઉપયોગી નીવડશે એ નિઃશંક છે.

આ લેખમા પરમ કર્મયોગી પ્રોફેસરના જીવનના મુખ્ય બનાવો ટાંકવામા આવ્યા છે તેમજ ત્હેમણે સ્થાપેલી ચાર સસ્થાઓની સામાન્ય માહીતિ આપવામાં આવી છે આ સસ્થાઓ વિષે ત્હેના સસ્થાપકના પોતાના શબ્દો આપણી સમક્ષ રજુ કરવામા આવ્યા છે એથી ત્હેમનું ઉદાર હૃદય અને ત્હેમના ભવ્ય ઉદ્દેશ આપણે ઘણી સારી રીતે સમજી શકીએ છીએ

અંતના શબ્દો અતિશય ભાવમય છે "શાંત સૌમ્ય પ્રકૃતિવાળા, અહંકાર રહિત, દ્રઢતાપૂર્ણ પ્રો. કર્વેને પહેલી વાર જોતા એમ ઉદ્ગાર સ્વાભાવિક રીતે થાય કે અહો, આના આટલા ભારે કામ કરનાર, આટલાનું દુઃખ ટાળનાર, આટલા નિરાધારોના આધારભૂત પ્રોફેસર કર્વે કેટલા સાદા આવા સત પુરૂષો દેશનુ ધન છે તેમના વડે ભરતખડ ઉજળો છે.'

આ હનુ લેખમા પ્રો કર્વેનુ અને બીજા મળી ચાર ચિત્રો આપવામા આવ્યા છે તેથી ત્હેની કીમતમા વધારો થાય છે

સેવિકા (પૂર્વાર્ધ) લેખક કહાન ચકુ ગાંધી, કિંમત આઠ આના, પૃષ્ઠ ૧૧૮.

આ ગ્રથનો હેતુ લેખકને ત્હેમના પોતાના શબ્દોમાજ કહેવા દઇશુ. "ઘણી સચ્ચારિત્રવાન નવયુવાન દુહિતાઓ પવિત્ર દાપત્ય પ્રેમવાટિકામા કુદમના પગલા ભરતી ભરતી ભાગ્યવશાત્ વૈધવ્ય પામતા અકાળે વૃદ્ધા બને છે, નિ સત્વ બની હેતુશૂન્ય જીવન ગાળે છે પતિના વિયોગ દુઃખથી દુભાયેલી . . ભય ત્રાસ આદિ દુષ્ટ ભાવનાઓથી દગાઇ, ચિતાજ્વરથી ઘેરાઇ સુકલકડી જેમ કેવળ ચામડે મઢેલા હાડપિંજર જેવી કરે છે એમ ઝરતા ઝુરતા વખતે ઘસાઇ ઘસાઈ મરણ પામે છે, કે વખતે ગભરાઈ આત્મઘાતનુ શરણ સ્વીકારે છે આવા દુષ્કર્મો દૂર કરી આ ગ્રથની પીડિત બાળી તેવી હેતુશૂન્ય જીવન ગાળતી ભારતદુહિતાઓ હેતુપૂર્ણ જીવન ગાળતી કેમ બની શકે તે, એક તેવી આત્મઘાત કરતી વિધવા અને પાયના સંવાદ દ્વારા બહુ વિસ્તારથી સમજાવવા' પ્રયત્ન કરવામા આવ્યો છે રા. જોતીપરા, રા મૌશિકરામ મહેતા વગેરે કેટલાક વિદ્વાનોના સારા અભિપ્રાયો આ પુસ્તકની શરૂઆતમા ટાકવામા આવ્યા છે તેનાથી ઉત્તેજન પામી લેખકે આ કાવ્ય પ્રકટ કર્યું છે

વિધવાના પારમાર્થિક ધર્મ વિષે વિવાદને સારી કવિતામા મૂકવા માટે જે ઉચ્ચી કવિત્વશક્તિ જોઈએ એ સ્પષ્ટ રીતે લેખકમાં નથી કોઇ કોઇ વર્ણનો રસિક છે, કવચિત્ કવચિત્ વાકયો અને શબ્દો ઉચિત અને મનોહર લાગે છે ત્યારે બીજી પાસ પાના ને પાના અતિશય શિથિલ અને રસહીન લાગે છે આમ પસદ કરવામા આવેલી વસ્તુ અત્યત કઠિન હોવાથી લેખક પોતાના કાર્યમા સફળ થયા છે એમ કહી શકાય નહિ

ઉપરાત ઘણે સ્થળે બિનજરૂરી, કઠિન, લાબા સસ્કૃત શબ્દો વાપરવામા આવ્યા છે જેથી અજ્ઞાન કે ઓછું ભણેલી વિધવાઓ તો તે નજ સમજી શકે. આ કાવ્યનો ઉત્તરાર્ધ લખતા લેખક વધારે સાદા શબ્દો વાપરવા પ્રયત્ન કરે એ જોવા અમે ઇચ્છીએ છીયે

બાકી લેખકે દર્શાવેલા હેતુ વિષે કે આવી કવિતામા વિધવાને સમજાવવાને વાપરવામા આવેલી યોગ્ય દલીલો વિષે બે મત હોવા સભવતા નથી કવિતાનો પ્રકાર પણ કઇક પુરાતન છે તો કઇક નવીન પણ છે આથી સાહિત્યરસિક સજ્જનોને ત્હેનુ યોગ્ય લાગે તેટલુ નિરીક્ષણ કરવાની અમે ભલામણ કરીયે છીએ

# નોંધ.

## સીવીલ સર્વીસનું રાજ્ય.

હિંદનું રાજ્યતંત્ર—જુદાં જુદાં ખાતાંઓનો અમલ તેમજ હેની રાજનીતિનો નિશ્ચય—સીવીલ સર્વીસના અમલદારો કરે છે; જો કે તે નોકરીનો મુખ્ય હેતુ તો ઉત્તમ રાજપુરૂષો નહિ પણ હુંશીઆર અમલદારોજ તૈયાર કરવાનો છે. ઈંગ્લંડમાં પરીક્ષામાં પસાર થઇ આવેલો સીવીલીઅન પહેલો એસિસ્ટન્ટ કલેક્ટર તરીકે નીમાય છે. ત્યાંથી તે યોગ્યતાનુસાર કલેકટર, કમીશનર, અને છેવટે મહેસુલ કે બીજા કોઇ ખાતાનો ઉપરી બને એ આશ્ચર્યજનક નથી. પ્રાન્તિક કે વડી સરકારનાં જુદાં જુદાં ખાતાના મંત્રી તરીકે તે નીમાય તે પણ ક્ષંતવ્ય ગણાય. પરન્તુ રાજ્યતંત્રનાં હજી પણ વધારે ઉંચાં શિખરો ઉપર તે ચઢી શકે છે.

કારોબારી સભાઓ બધાં ખાતાંની રાજનીતિનો નિશ્ચય કરી તે અનુસરવા અધિકારીઓને હુકમ કરે છે; અને આપણે ધારીએ કે જે નોકરીના માણસો નીચા કે ઉંચા અમલદાર તરીકે સાંકડા વાતાવરણમાં રહ્યા હોય ત્હેમને તો તે સભાઓના સભાસદ તરીકે ન નીમી શકાય.

પણ હિન્દમાં બે વ્યક્તિઓ સર્વજ્ઞ ગણાય છે. એક ઇશ્વર અને બીજો સીવીલ સર્વન્ટ. અને તેથી વર્ષો સુધી અનેક ખાતાંનો અમલ કર્યા પછી ત્હેને કારોબારી સભાના રાજપુરૂષની પદવી આપવી એ યોગ્ય ગણાય છે. પણ આટલેથી જ એ નોકરીને માટે ઇત્યલમ્ કરવામાં આવ્યું હોત તો પણ ઠિક થાત. પણ, નહિ. જેઓ મ્હોટા પ્રાંતોના રાજપુરૂષની પદવી શોભાવે તેઓ ન્હાના પ્રાંતોના સર્વોપરી સત્તાધીશ શા માટે ન થઇ શકે? આથી મધ્યપ્રાંત, આસામ વગેરે જે દુર્ભાગી પ્રાંતોને પછાત ગણવામાં આવ્યા છે ત્યાં ચીફ કમીશનરની પદવી ત્હેમને મળી શકે છે; અને સંયુક્ત પ્રાંત, બ્રહ્મદેશ વગેરે જે પ્રાંતોને અમુક ઐતિહાસિક કારણોથી જરા નીચી પદવી આપવામાં આવી છે ત્હેના લેફ્ટનંટ-ગવર્નરની જવાબદાર પદવી મેળવવી એ પણ ત્હેમનો હક ગણાય છે. આથી મોર્લી-મીન્ટોના સુધારા થયા તે પહેલાં ખરી રીતેજ કહેવામાં આવ્યું હતું કે હિન્દમાં ખરા રાજપુરૂષો ત્રણજ હતાઃ હિન્દના વાઇસરોય અને મુંબાઇ તથા મદ્રાસના ગવર્નર. હવે ત્હેમાં બંગાળના ગવર્નરનો અને કારોબારી સભાના હિન્દી સભાસદોનો વધારો થયો છે. ખરેખર, એ આશ્ચર્ય નથી કે આટલા થોડા રાજપુરૂષો હિન્દમાં કેમ છે, પણ નવાઇ એટલીજ કે આટલી પણ જગ્યાઓ સીવીલ સર્વીસના સર્વ-ગ્રાહક હકમાંથી કેમ બચી શકી છે.

આ અસાધારણ સ્થિતિનાં—અસાધારણ કારણકે ઇંગ્લંડ અને બીજા કેટલાક દેશોમાં આવા અમલદારો નોકરોજ રહે છે અને શેઠ થતા નથી—ત્હેનાં મુખ્ય પરિણામો બે છે. પ્રથમ તો હિન્દુસ્થાનની અનેક ન્યાતોમાં સીવીલ સર્વીસની એક સત્તાવાન અને મજબૂત ન્યાતનો વધારો થયો છે. આપણી ન્યાત હવે શિથિલ થતી જાય છે ત્યારે આ ન્યાતનો એક કાંકરો પણ ભાગ્યેજ ખર્યો છે. એસિસ્ટન્ટ કલેકટરથી માંડીને એક પાસ લેફ્ટનંટ ગવર્નર સુધી અને બીજી પાસ વાઇસરોયની કારોબારી સભાના શ્રેષ્ઠ સભાસદ સુધી લગભગ બધી ઉંચી પદવી જે એક નોકરીના હાથમાં હોય તે શું ન કરી શકે? શરૂઆતથી જ અતિશય સત્તા અને વિગતવાર વહીવટ ત્હેમને સોંપવાથી ત્હેમનું મન સ્વાભાવિક રીતે-મનુષ્ય સ્વભાવના સામાન્ય નિયમ અનુસાર—કંઇક સ્વાર્થી અને કંઇક સાંકડું બને છે. પોતે અમલમાં મૂકેલા નિયમો ઉપર ત્હેમને અણઘટતો વિશ્વાસ બેસે છે અને બીજી પાસ નવા સુધારા વિષે તેઓ અતિશય શંકાશીલ બને છે. પોતાના અધિકારનો જરા પણ અણુ છોડવાને તેઓ રાજી રહેતા નથી અને પરિણામે રાજકીય કાર્યમાં સર્વ રીતે વધારે ભાગ લેવા ઇચ્છનાર અને વધારે હક અજમાવવા ચહાનાર કેળવાયેલા વર્ગ તરફ એક વિચિત્ર વિરોધ ત્હેમનામાં ઉત્પન્ન થાય છે. સમસ્ત રાજતંત્ર ચલાવનાર જે વર્ગની-જુજ અપવાદ શિવાય-દરેક વ્યક્તિ આવી હોય ત્હેની પાસે હિન્દ શી આશા રાખી શકે? દેશના જુદા જુદા ભાગમાં વેરાયેલાં હોવા છતાં તેઓ સર્વાંશે એક રહે છે અને પોતાના ભયંકર અજ્ઞાનને ઢાંકવાને હમેશાં થોડી ચોક્કસ વિગતો આગળ ધરે છે પ્રજાકીય અશાન્તિની ખરેખરી ભીતિ લાગે તે શિવાય તેઓ કંઈ વિશાલ સુધારા સુચવવાને તૈયાર હોતા નથી, અને તેવા સુધારા યોજવાને ઇંગ્લંડથી અને સીમલાથી હુકમ થાય ત્યારે પણ ત્હેમાં કેમ વિલંબ કરવો અથવા ત્હેનું પરિણામ નિષ્ફળ કરવું એ તેઓ જાણે છે. ટુંકામાં ત્હેમના પ્રતાપથી હિન્દનું રાજયતંત્ર મ્હોટા નિર્જીવ યંત્ર સમુ બની રહે છે—જેમા નથી કંઈ ભવ્ય ઉદ્દેશ કે નથી કંઈ પ્રજાકીય ભાવ.

બીજું પરિણામ એ છે કે જ્યારે કોઇ ઉદારચિત્ત વાઇસરોય કે ગવર્નર રાજ્યનું સુકાન હાથ ધરે છે ત્યારે ત્હેની કારોબારી સભામા સત્તા ભોગવતા સીવીલીઅનો ત્હેના માર્ગમા વધારેમાં વધારે અડચણો નાંખે છે. લોર્ડ હાર્ડિંજની ફત્તેહમંદ કારકીર્દીનું રહસ્ય સમજાવતાં સર વિલિયમ વેડરબર્ને સીવીલીઅનો સાથે ત્હેમને થયેલા મતભેદ ઉપર વિવેચન કર્યું તેથી આ દેશના કેટલાક એંગ્લો ઇન્ડિયન પત્રો ખળભળી ઉઠયાં હતા. અને છતાં કોણ નથી જાણતું કે-નવા સુધારાની વાત તો બાજુએ રહી—પણ સન ૧૯૦૯ ના કાઉન્સીલના કાયદા અનુસાર જ્યારે લૉર્ડ હાર્ડિંજે સંયુક્ત પ્રાંતોમા કારોબારી સભા સ્થાપવાની દરખાસ્ત હિન્દી વજીર આગળ મૂકી ત્યારે ત્હેમની કારોબારી સભાના ત્રણ અમલદારોએ પોતાનો મતભેદ જણાવ્યો હતો? બીજું, સર અલી ઇમામે જ્યારે પોતાનો ઉંચો હોદ્દો છોડયો ત્યારે પોતાના ભાષણમાં ત્હેમને નહોતું જણાવ્યું કે કારોબારી સભામા સીવીલીઅનોના લગભગ હમેશના વિરોધને લીધે ત્હેને પોતાનો

માર્ગ કેટલો કઠિન અને નિરાશાભર્યો લાગતો હતો? આંધળાઓ પણ જોઈ શકશે કે આ સ્પષ્ટ કથનમાં હિન્દના દુર્ભાગ્યનું ગંભીર રહસ્ય સમાયેલું છે.

આમ જે અમલદારો પોતે પ્રજાની ઉન્નતિમાં રસ લેવાને અશક્ત છે એટલુંજ નહિ પણ યોજવામાં આવતા સુધારાની સ્હામે પ્રચંડ દીવાલ તરીકે ઉભા રહેવાને તૈયાર છે ત્હેમના હક ઓછા કરવાથીજ હિન્દનું શ્રેય થઇ શકે. બીજા સવાલોને હાલ બાજુએ રાખીને એટલું તો કહી શકાય કે જ્યાં સુધી પ્રાંતોના સત્તાધીશની અને વડી તેમજ પ્રાંતિક કારોબારી સભાના સભાસદની પદવીઓ મેળવવાને ત્હેમને અયોગ્ય ગણવામાં આવશે નહિ ત્યાં સુધી જે અનેક ન્હાના મ્હોટા સુધારાની આપણને ઘણી જરૂર છે તે સિદ્ધ થશે નહિ આથી બધા પ્રાંતોમાં ગવર્નર-ઇન-કાઉન્સિલની વ્યવસ્થા દાખલ કરવી અને કારોબારી સભામાંથી ત્હેમની સંખ્યા ધીમે ધીમે કમી કરવી—એ બે આપણી મુખ્ય માંગણીઓ છે.

## વડી ધારાસભાના ઉપપ્રમુખ

આ દૃષ્ટિથી આપણે વડી ધારાસભાના ઉપપ્રમુખની નવી નીમણુકનો વિચાર કરીશું. પણ તે પહેલાં લૉર્ડ હાર્ડિંજે પોતાના કારોબારી મંડળમાં સીવીલીઅનોનું તત્વ કેમ ઘટાડ્યું તે આપણે જોઇશું. તે સભાના સાત સભાસદોમાં એક, વાઈસરૉય પોતે, બિનઅમલદારી સભાસદ પહેલેથીજ છે. સન ૧૯૦૯ ના સુધારાથી ત્હેમાં એક હિન્દી સભાસદ દાખલ થતાં અમલદારોની સંખ્યા છ થી ઘટીને પાંચની થઇ. પરન્તુ કાયદાનો સભાસદ પહેલાં સાધારણ રીતે બ્હારથી નીમાતો હોવાથી અને, સર સત્યેન્દ્ર સિંહને તેમજ સર અલી ઇમામને કાયદાનું ખાતું સોંપવામાં આવેલું હોવાથી બહુ દેખીતો સુધારો થયો નહિ. પરન્તુ લૉર્ડ હાર્ડિંજે એક પગલું આગળ ભર્યું. સર શંકર નાયરને કેળવણી અને આરોગ્યનું ખાતું આપવાથી આપણે ઘણો હર્ષ પામ્યા એ યોગ્યજ હતું. પરન્તુ તેથી આડકતરી રીતે આપણને જે મ્હોટો ફાયદો થયો તે કદાચિત્ આપણા ધ્યાનમાં આવ્યો નથી. સર હાર્કોર્ટ બટલરની જગ્યા હિન્દી સભાસદને મળી ત્યારે કાયદાની ખાલી રહેલી જગ્યા તો રીવાજ મુજબ ઇંગ્લંડના બૅરિસ્ટરને આપવી જ પડે. પરિણામે મી. લાઉન્ડ્સ—જેઓ થોડાં વર્ષ પહેલાં મુંબાઇની હાઈકોર્ટમાં વકીલાત કરતા હતા—ત્હેમને કાયદાનું ખાતું સોંપવામાં આવ્યું. આમ બિનઅમલદારી સભાસદો વાઈસરૉય સુદ્ધાંત બેને બદલે ત્રણ થયા એટલે અમલદારો પાંચને બદલે ચાર થયા. સીમલાના સીવીલીઅનો આ પગલું લેવા માટે આપણા જુના વાઈસરૉય ઉપર કેટલા ખીજાય હશે ત્હેનું આપણે સહજ અનુમાન કરી શકીએ.

હવે સર વિલિયમ ક્લાર્કને બદલે, થોડાજ માસ ઉપર નીમાયેલા મી. લાઉન્ડ્સને વડી ધારાસભાના ઉપપ્રમુખ નીમીને લૉર્ડ ચેમ્સફર્ડે આપણને સાનંદાશ્ચર્યમાં લીન કર્યા છે અને સીવીલ સર્વિસનો એક હક રદ કર્યો છે. સામાન્ય રીરસ્તો એવો છે કે કારોબારી સભામાં નીમણુક પ્રમાણે જે વધારેમાં વધારે વડો સભાસદ હોય તે ધારા-

સભાનો ઉપપ્રમુખ નીમાય. આ નિયમનો ન્યાયી પ્રયોગ કરી સર અલી ઈમામને પણ લૉર્ડ હાર્ડિંજે આ માનભરી અને જવાબદાર પદવી આપી હતી. આથી સર વિલિયમ ક્લાર્ક ગયા પછી કોઇ ત્રડા અમલદારેજ ત્હેની આશા રાખી હશે. પરન્તુ કોણે ધાર્યું હશે કે થોડાજ માસથી પદવી ધારણ કરનાર મી. લાઉન્ડસને, બીજા સર્વના વજનદાર હકને બાજુએ મુકી ઉપપ્રમુખ નીમવામાં આવશે? વાઇસરોયનો હોદ્દો લઇ પહેલાજ માસમાં આવું હિંમતભર્યું અને જરૂરી પગલું ભરવા માટે આપણે લૉર્ડ ચેમ્સફર્ડના આભારી છીએ.

વડી ધારાસભાના ઉપપ્રમુખની પદવી કેવળ માનનીજ નથી, કારણ કે વાઇસરોય સાધારણ રીતે ગેરહાજર રહેતા હોવાથી ઉપપ્રમુખને જ સભા ચલાવવાનું કાર્ય પ્રાપ્ત થાય છે. સભાપતિ તરીકે આવા બિન ગીવીલીયન ઉદાર સભાસદ ઘણી વાર પ્રજાના પ્રતિનિધિને મદદ કરી શકે. પણ તે શિવાય આમાં મ્હોટા ફાયદા બે છે. એક તો ધારાસભામાં સીવીલ સર્વીસનું ગૌરવ અને સત્તા કમી થઇ; હવેથી હમેશાં કાયદા ખાતાના સભાસદને જ ઉપપ્રમુખ નીમવામા આવે—અને અમે ઇચ્છીએ છીએ કે આ શિરસ્તો હમેશને માટે કાયમ રહે—તો સીવીલીઅન તે પદવીમાં હવે પછી ભાગ્યેજ શોભી શકશે બીજુ કાયદા અને કાનુનોનું સંપૂર્ણ જ્ઞાન ધરાવનાર ગભાસદ સભાપતિ બને એ યોગ્ય છે—કારણ કે ત્હેને વારંવાર અનેક નિયમોના અર્થ કરવાના અવસર આવે છે

## હિન્દી પ્રધાનની સભાના હિન્દી ઉપપ્રમુખ

હિન્દી વજીરની જે સભા ઇંગ્લંડથી વાઇસરોયના અમલ ઉપર અંકુશ ચલાવે છે ત્હેના ઉપપ્રમુખ તરીકે સર અલી બેગ નીમાયા એ પણ ઘણું સંતોષકારક છે. ત્હેમના પહેલાં એક બીજા બાહોશ હિન્દીવાન, સર કૃષ્ણ ગુપ્ત—જેઓ હોદ્દો છોડયા પછી કોંગ્રેસના પક્ષમાં જોડાયા છે-તે સભાના ઉપપ્રમુખ નીમાયા હતા. સર અલી બેગ ત્હેમના જેવી પ્રજાકીય વૃત્તિ ધરાવે છે કે નહિ એ આપણે જાણતા નથી. પરંતુ આપણા દેશના એક વતનીને આવી ઉંચી અને જવાબદાર નીમણુક બીજી વાર આપવામા આવી એ જોઇ આપણને આનંદ થાય છે.

દુર્ભાગ્યે, હિન્દી વજીરની અને વાઇસરોયની સભાના ઉપપ્રમુખની જગ્યા જાતિભેદની અવગણના કરી જેમ હિન્દીઓને આપવામાં આવી છે તેમ પ્રાન્તિક સભાઓના સંબંધમાં બન્યું નથી. જેમ પ્રાતના કરતા જીલ્લાનો અમલ વધારે અનુદાર અને સાંકડો હોય છે તેમ પ્રાન્તિક સરકારે આ સંબંધમાં ત્હેનાથી વડી સત્તાઓ કરતાં વધારે જાતિભેદ દાખવ્યો છે. સઉ કોઇ જાણે છે કે સર પ્રભાશંકર પટ્ટણીએ પોતાનો હોદ્દો છોડયો તે પહેલાં થોડા માસ અગાઉ તેઓ ઉપપ્રમુખની પદવી માટે લાયક થયા હતા. અને છતાં પણ લૉર્ડ વિલિંગ્ડનની સરકારે ત્હેમનો હક ન સ્વીકાર્યો એથી ઘણો અસંતોષ થયો હતો. પ્રાન્તિક સરકારને હવે આવી નીમણુક કરવાના પ્રસંગ આવે ત્યારે ત્હેમનાથી

વધારે જવાબદાર સત્તાધીશોએ જે ઉદાર પગલાં ભર્યાં છે તે ધ્યાનમાં રાખે એમ અમે ઇચ્છીએ છીએ.

## જહાંગીરાબાદના રાજાનો સુધારો.

સંયુક્ત પ્રાંતોની ધારાસભા ગયા માસમાં વીખરાઈ તે પહેલાં જે એક શોચનીય અને હાનિકારક બનાવ બન્યો ત્હેની નોંધ લેવી ઘટે છે. ધારાસભામાં મ્યુનિસિપલ બીલ વિષે "સીલેક્ટ કમિટિ"ના રીપોર્ટની ચર્ચા ચાલતી હતી તે વખતે ઓચિંતું, જહાંગીરાબાદના રાજાએ મ્યુનિસિપાલીટીમાં મુસલમાન સભાસદોની અલગ ચુંટણી વિષે ચોક્કસ દરખાસ્ત રજુ કરી; અને નવાઇની વાત એ છે કે ત્હેને વિષે પહેલાં કંઇ ખબર નહિ આપવામાં આવેલી હોવા છતાં તે ડા. તેજ બહાદુર સપ્રુ અને મોતીલાલ નેહરૂ જેવા પ્રજાના પ્રતિનિધિઓની સંમતિથી પસાર થઇ ગઇ. ધારાસભામાં મુસલમાનોને જુદી ચુંટણીનો જે હક આપવામાં આવ્યો છે ત્હેનો મ્યુનિસિપાલીટીના સંબંધમાં આ પહેલોજ પ્રયોગ હોવાથી ત્હેનો ઇતિહાસ તપાસવો જોઇએ. બે વર્ષ પહેલાં સર હાર્કોર્ટ બટલરે વડી ધારાસભામાં જણાવ્યું હતું કે સ્થાનિક સંસ્થાઓમા મુસલમાનોની ચુંટણી વિષે વિચાર ચલાવવામાં આવે છે. પણ તે વિચારનું શું પરિણામ આવ્યું તે આપણા જાણવામાં નથી. ગયા વર્ષના મે માસમાં સ્થાનિક સ્વરાજ્ય વિષે જે ઠરાવ બ્હાર પાડવામાં આવ્યો ત્હેમા તે વિષય ચર્ચવામાં આવ્યો ન હતો. આથી આ વિષે વડી સરકારના અભિપ્રાયની આપણને ખબર પડી નથી. હવે સંયુક્ત પ્રાંતોના મ્યુનિસિપલ બીલના મૂળ ખરડામાં પણ તે વિષે કંઇ નવી કલમ ન હતી, પરંતુ ત્હેમાં પહેલાંની માફક પ્રાંતિક સરકારને કાનુનો ઠરવાની સત્તા આપવામાં આવેલી હોવાથી તે સંબંધી ઘડવામાં આવેલી કંઇ પણ ચોક્કસ દરખાસ્ત હોય તે પ્રકટ કરવાને લોકોએ સરકારને વિનંતિ કરી હતી. પરન્તુ થોડા માસમાં સરકારના વડા મંત્રીએ જણાવ્યું કે વિગ્રહના અંત પછી સરકાર પોતાના નિર્ણય બ્હાર પાડશે.

પછી, સીલેક્ટ કમિટિએ મુસલમાનોને જુદી ચુંટણીનો હક આપવા વિષે એક કલમ ઉમેરી હતી. પરન્તુ આપણે ધ્યાનમા રાખવું જોઇએ કે યુરોપીઅન અને મુસલમાન સભાસદોએ જ આ અભિપ્રાય જણાવ્યો હતો અને ત્રણ હિંદુ સભાસદોએ ત્હેની સ્હામે મજબૂત વાધો ઉઠાવ્યો હતો. ઉપરાંત, સીલેક્ટ કમિટિ સર્વાનુમતે એવા નિશ્ચય ઉપર આવી હતી કે બન્ને કોમના અભિપ્રાય જાણ્યા સિવાય મુસલમાન સભાસદોની સંખ્યા વગેરેના સવાલોનો નિર્ણય કરવો નહિ. છેવટ સુધી આ વિષે કંઇ પણ દરખાસ્ત કોઇ પણ સભાસદ તરફથી જાહેર નહિ કરવામાં આવેલી હોવાથી સર્વેએ એમ ધાર્યું કે ધારાસભામાં તે વિષે ચર્ચા થશે નહિ. પણ છેવટની ઘડીએ જહાંગીરાબાદના રાજાએ મુસલમાનોની જુદી ચુંટણી વિષે એક વિગતવાર દરખાસ્ત મૂકી તે પ્રમાણે જ્યાં મુસલમાન વસ્તી કુલના ચોથા ભાગ જેટલી કે તેથી પણ ઓછી હોય ત્યાં તે કોમની વસ્તીના ચોક્કસ ટકામાં ૨½ નો વધારો ઉમેરી થતા

કુલ ટકા અનુસાર મ્યુનિસિપાલીટીમાં હ્‌હેમની બેઠકો ગણવી. વળી, જ્યાં ૨૫ થી ૩૮.૭૫ ટકા જેટલી હ્‌હેમની વસ્તી હોય ત્યાં ૩૮.૭૫ ટકા પ્રમાણે હ્‌હેમને બેઠકો આપવી. આ ઠરાવનાં અનેક પરિણામોમાં ઉતર્યા શિવાય એટલું તો તરતજ કહી શકાય તે અનુસાર મુસલમાનોને હ્‌હેમની વસ્તીના પ્રમાણ કરતાં પણ વધારે બેઠકો મળશે અને તેટલે અંશે હિન્દુઓને ગંભીર અન્યાય થશે.

પછીનો ઇતિહાસ આથી પણ વધારે આશ્ચર્યકારક છે. આ ઠરાવની ખબર પહેલેથી નહી આપવામાં આવેલી હોવાથી સભાના પ્રમુખની રજા શિવાય હ્‌હેનો વિચાર થઇ શકે નહિ. પરન્તુ આજકાલ સરકાર મુસલમાનો તરફ વધારે મમતા દર્શાવે છે, તે પ્રમાણે સભાના સામાન્ય નિયમોને તરતજ કોરે મૂકી આ કલમની ચર્ચા માટે સર જેમ્સ મૅસ્ટનને રજા આપી. અમલદારી સત્તાનો આ સ્પષ્ટ રીતે ગેરઉપયોગ હતો કારણ કે સીલેક્ટ કમિટિના અભિપ્રાય પ્રમાણે ચોક્કસ દરખાસ્ત ઉપર જાહેર મત લેવાનું જે વચન આપવામાં આવ્યું હતું તે આથી રદ થયું. પરન્તુ કેટલાક સભાસદોએ આ નવા સુધારાનો જે ઇતિહાસ વર્ણવ્યો એથી તો પ્રજા દિગ્મૂઢ બની ગઇ છે. મુસલમાનોની ચુંટણીના સવાલના નીવેડો આણવાને થોડા અમલદારો, થોડા મુસલમાન અને થોડા હિન્દુ સભાસદોની એક ખાનગી સભા ભરવામાં આવી હતી અને ત્યાં આ ઠરાવ સર્વની સંમતિથી ઘડવામાં આવ્યો હતો. અને તેથીજ સભાના નિયમોને રદ કરવામાં આવ્યા એટલુંજ નહિં પણ ડૉ. તેજ બહાદુર સપ્રુ, મોતીલાલ નેહરૂ વગેરે સભાસદોએ કંઇ પણ વાંધો ન ઉઠાવતાં આ ઠરાવને પૂરેપૂરી સંમતિ આપી.

અમને આ ઠરાવ ઘણોજ અન્યાયી અને હાનિકારક લાગે છે. પરન્તુ અમારો આથી પણ વધારે મજબૂત વાંધો આ ઠરાવને ઘડવામાં હિન્દુ સભાસદોની ખાનગી સહાયની સ્હામે, છેવટની ઘડી સુધી તે જાહેરમાં ન પ્રકટ કરવાની સ્હામે અને સામાન્ય કાયદાને રદ કરી તે પસાર કરવાની સ્હામે છે. ઉપરાંત, હિન્દના બીજા પ્રાંતોમાં પણ સ્થાનિક મંડલોમાં મુસલમાનોની ચુંટણીનો સિદ્ધાન્ત હવે દાખલ કરવામાં આવે એવો મજબૂત ભય રહે છે, આથી અમે સંયુક્ત પ્રાંતોની હિન્દુ પ્રજાની સાથે વડી સરકારને વિનંતિ કરીએ છીએ કે તેઓ આ ઠરાવને નવા કાયદામાંથી રદ કરે.

## ધારાસભામાં નિરાશા.

ગયા માસમાં જે બે ધારાસભા—સંયુક્ત પ્રાંત અને મદ્રાસની—ત્રણ વર્ષની મુદત પૂરી થતાં વીખરાઇ હ્‌હેમાં અંદાજપત્રની ચર્ચા સમાપ્ત કરતાં કેટલાક બિનઅમલદારી સભાસદોએ ધારાસભાના કાર્ય વિષે ઘણી નિરાશા દર્શાવી હતી. બીજી પાસ અમલદારોએ હ્‌હેમને દીલાસો આપવાનું સહેલું કાર્ય વિધિપૂર્વક બજાવ્યું હતું. સંયુક્ત પ્રાંતની સભામાં ડૉ. તેજ બહાદુર સપ્રુએ કહ્યું કેઃ—

વધારે જવાબદાર સત્તાધીશોએ જે ઉદાર પગલાં ભર્યાં છે તે ધ્યાનમાં રાખે એમ અમે ઇચ્છીએ છીએ.

## જહાંગીરાબાદના રાજાનો સુધારો.

સંયુક્ત પ્રાંતોની ધારાસભા ગયા માસમાં વીખરાઈ તે પહેલાં જે એક શોચનીય અને હાનિકારક બનાવ બન્યો હ્વેની નોંધ લેવી ઘટે છે. ધારાસભામાં મ્યુનિસિપલ બીલ વિષે "સીલેક્ટ કમિટિ"ના રીપોર્ટની ચર્ચા ચાલતી હતી તે વખતે ઓચિંતું, જહાંગીરાબાદના રાજાએ મ્યુનિસિપાલીટીમાં મુસલમાન સભાસદોની અલગ ચુંટણી વિષે ચોક્કસ દરખાસ્ત રજુ કરી; અને નવાઇની વાત એ છે કે હ્વેને વિષે પહેલાં કંઇ ખબર નહિ આપવામાં આવેલી હોવા છતાં તે ડા. તેજ બહાદુર સપ્રુ અને મોતીલાલ નેહરૂ જેવા પ્રજાના પ્રતિનિધિઓની સંમતિથી પસાર થઇ ગઇ. ધારાસભામાં મુસલમાનોને જુદી ચુંટણીનો જે હક આપવામાં આવ્યો છે હ્વેનો મ્યુનિસિપાલીટીના સંબંધમાં આ પહેલોજ પ્રયોગ હોવાથી હ્વેનો ઇતિહાસ તપાસવો જોઇએ. બે વર્ષ પહેલાં સર હાર્કોર્ટ બટલરે વડી ધારાસભામાં જણાવ્યું હતું કે સ્થાનિક સંસ્થાઓમા મુસલમાનોની ચુંટણી વિષે વિચાર ચલાવવામા આવે છે, પણ તે વિચારનું શું પરિણામ આવ્યું તે આપણા જાણવામાં નથી. ગયા વર્ષના મે માસમાં સ્થાનિક સ્વરાજ્ય વિષે જે ઠરાવ બ્હાર પાડવામાં આવ્યો હ્વેમાં તે વિષય ચર્ચવામાં આવ્યો ન હતો. આથી આ વિષે વડી સરકારના અભિપ્રાયની આપણને ખબર પડી નથી. હવે સંયુક્ત પ્રાંતના મ્યુનિસિપલ બીલના મૂળ ખરડામાં પણ તે વિષે કંઇ નવી કલમ ન હતી, પરંતુ હ્વેમાં પહેલાંની માફક પ્રાંતિક સરકારને કાનુનો કરવાની સત્તા આપવામાં આવેલી હોવાથી તે સંબંધી ઘડવામાં આવેલી કંઈ પણ ચોક્કસ દરખાસ્ત હોય તે પ્રકટ કરવાને લોકોએ સરકારને વિનંતિ કરી હતી પરન્તુ થોડા માસમાં સરકારના વડા મંત્રીએ જણાવ્યું કે વિગ્રહના અંત પછી સરકાર પોતાના નિર્ણય બ્હાર પાડશે.

પછી, સીલેક્ટ કમિટિએ મુસલમાનોને જુદી ચુંટણીનો હક આપવા વિષે એક કલમ ઉમેરી હતી. પરન્તુ આપણે ધ્યાનમા રાખવું જોઇએ કે યુરોપીઅન અને મુસલમાન સભાસદોએ જ આ અભિપ્રાય જણાવ્યો હતો અને ત્રણ હિંદુ સભાસદોએ હ્વેની સ્હામે મજબૂત વાંધો ઉઠાવ્યો હતો. ઉપરાંત, સીલેક્ટ કમિટિ સર્વાનુમતે એવા નિશ્ચય ઉપર આવી હતી કે બન્ને કોમના અભિપ્રાય જાણ્યા શિવાય મુસલમાન સભાસદોની સંખ્યા વગેરેના સવાલોનો નિર્ણય કરવો નહિ. છેવટ સુધી આ વિષે કંઇ પણ દરખાસ્ત કોઇ પણ સભાસદ તરફથી જાહેર નહિ કરવામા આવેલી હોવાથી સર્વેએ એમ ધાર્યું કે ધારાસભામાં તે વિષે ચર્ચા થશે નહિ. પણ છેવટની ઘડીએ જહાંગીરાબાદના રાજાએ મુસલમાનોની જુદી ચુંટણી વિષે એક વિગતવાર દરખાસ્ત મૂકી તે પ્રમાણે જ્યાં મુસલમાન વસ્તી કુલના ચોથા ભાગ જેટલી કે તેથી પણ ઓછી હોય ત્યાં તે કોમની વસ્તીના ચોક્કસ ટકામાં $\frac{1}{3}$ નો વધારો ઉમેરી થતા

કુલ ટકા અનુસાર મ્યુનિસિપાલીટીમાં હેમની બેઠકો ગણવી. વળી, જ્યાં ૨૫ થી ૩૮.૭૫ ટકા જેટલી હેમની વસ્તી હોય ત્યાં ૩૮.૭૫ ટકા પ્રમાણે હેમને બેઠકો આપવી. આ ઠરાવનાં અનેક પરિણામોમાં ઉતર્યા શિવાય એટલું તો તરતજ કહી શકાય તે અનુસાર મુસલમાનોને હેમની વસ્તીના પ્રમાણ કરતાં પણ વધારે બેઠકો મળશે અને તેટલે અંશે હિન્દુઓને ગંભીર અન્યાય થશે.

પછીનો ઇતિહાસ આથી પણ વધારે આશ્ચર્યકારક છે. આ ઠરાવની ખબર પહેલેથી નહી આપવામાં આવેલી હોવાથી સભાના પ્રમુખની રજા શિવાય હેનો વિચાર થઇ શકે નહિ. પરન્તુ આજકાલ સરકાર મુસલમાનો તરફ વધારે મમતા દર્શાવે છે, તે પ્રમાણે સભાના સામાન્ય નિયમોને તરતજ કોરે મૂકી આ કલમની ચર્ચા માટે સર જેમ્સ મૅસ્ટનને રજા આપી. અમલદારી સત્તાનો આ સ્પષ્ટ રીતે ગેરઉપયોગ હતો કારણ કે સીલેકટ કમિટિના અભિપ્રાય પ્રમાણે ચોક્કસ દરખાસ્ત ઉપર જાહેર મત લેવાનું જે વચન આપવામાં આવ્યું હતું તે આથી રદ થયું. પરન્તુ કેટલાક સભાસદોએ આ નવા સુધારાનો જે ઇતિહાસ વર્ણવ્યો એથી તો પ્રજા દિગ્મૂઢ બની ગઇ છે. મુસલમાનોની ચુંટણીના સવાલના નીવેડા આણવાને થોડા અમલદારો, થોડા મુસલમાન અને થોડા હિન્દુ સભાસદોની એક ખાનગી સભા ભરવામાં આવી હતી અને ત્યાં આ ઠરાવ સર્વની સંમતિથી ઘડવામાં આવ્યો હતો. અને તેથીજ સભાના નિયમોને રદ કરવામાં આવ્યા એટલુંજ નહિં પણ ડૉ. તેજ બહાદુર સપ્રુ, મોતીલાલ નેહરૂ વગેરે સભાસદોએ કંઇ પણ વાંધો ન ઉઠાવતાં આ ઠરાવને પૂરેપૂરી સંમતિ આપી.

અમને આ ઠરાવ ઘણોજ અન્યાયી અને હાનિકારક લાગે છે. પરન્તુ અમારો આથી પણ વધારે મજબૂત વાંધો આ ઠરાવને ઘડવામાં હિન્દુ સભાસદોની ખાનગી સહાયની સ્હામે, છેવટની ઘડી સુધી તે જાહેરમાં ન પ્રકટ કરવાની સ્હામે અને સામાન્ય કાયદાને રદ કરી તે પસાર કરવાની સ્હામે છે. ઉપરાંત, હિન્દના બીજા પ્રાંતોમાં પણ સ્થાનિક મંડલોમાં મુસલમાનોની ચુંટણીનો સિદ્ધાન્ત હવે દાખલ કરવામાં આવે એવો મજબૂત ભય રહે છે. આથી અમે સંયુકત પ્રાંતોની હિન્દુ પ્રજાની સાથે વડી સરકારને વિનંતિ કરીએ છીએ કે તેઓ આ ઠરાવને નવા કાયદામાંથી રદ કરે.

## ધારાસભામાં નિરાશા.

ગયા માસમાં જે બે ધારાસભા—સંયુકત પ્રાંત અને મદ્રાસની—ત્રણ વર્ષની મુદત પૂરી થતાં વીખરાઇ હેમાં અંદાજપત્રની ચર્ચા સમાપ્ત કરતાં કેટલાક બિનઅમલદારી સભાસદોએ ધારાસભાના કાર્ય વિષે ઘણી નિરાશા દર્શાવી હતી. બીજી પાસ અમલદારોએ હેમને દીલાસો આપવાનું સહેલું કાર્ય વિધિપૂર્વક બજાવ્યું હતું. સંયુકત પ્રાંતની સભામાં ડૉ. તેજ બહાદુર સપ્રુએ કહ્યું કેઃ—

અમારામાંના ઘણા પોતાને એમ સવાલ પૂછી શકે કે છેલ્લાં ત્રણ વર્ષનાં અમે અમારા કાર્યમાં કેટલા સફલ થયા હતા. હું કંઇ નિરાશાના સ્વરમાં બોલતો નથી પણ મ્હને કહેવાની જરૂર લાગે છે કે જ્યારે હું છેલ્લાં ત્રણ વર્ષના કાર્ય તેમજ ત્હેના પરિણામ તરફ દૃષ્ટિ કરૂં છું ત્યારે ધારાસભામાં અમે જે ફતેહ મેળવી છે તે માટે હું મને પોતાને અભિનંદન આપી શકતો નથી. રાજનીતિના મ્હોટા સવાલોના સંબંધમાં તો અમે હમેશા હાર ખાધી છે

મદ્રાસની ધારાસભામાં રા. રામાનુજાચારીના શબ્દો આથી પણ વધારે સ્પષ્ટ હતાઃ—

જ્યારે હું ત્રણ વર્ષ પૂર્વે આ સભામાં એક સભાસદ તરીકે દાખલ થયો ત્યારે મ્હારા દેશીઓને તેમજ સરકારને સહાયકારક થવાની મ્હને મ્હોટી આશાઓ હતી લોર્ડ મોર્લીના સુધારાની યોજનાથી મળેલા સવાલો પૂછવાના હક ઉપર મ્હેં ઘણું વજન મૂક્યું હતું. મ્હેં એમ સાંભળ્યું હતું કે વિલાયતની આમની સભા ત્રણ જાતનાં કાર્ય બજાવે છે; કાયદા ઘડવાનું, નાણાંની વ્યવસ્થાનું અને રાજકીય હકુમતની ટીકા કરવાનું; અને સવાલો પૂછવા એ ટીકા કરવાનું નવું સાધન છે.. ...સર હેન્રી કૅમ્પબેલ બૅનરમૅન જ્યારે પ્રતિપક્ષનો નેતા હતો ત્યારે ત્હેણે કહ્યું હતું કે "આમની સભા કાયદા ઉત્પન્ન કરવાનું માત્ર કારખાનું નથી,પરન્તુ પ્રજાનું મહાન ન્યાયાસન છે." દેખીતી રીતે લૉર્ડ મોર્લીએ આ હક એવા ઉદ્દેશથીજ આપેલો કે રાજ્યકારભારના દરરોજના કામમાં પ્રજાજનો વધારે ખરી અને અસરકારક રીતે જોડાય. આ દૃષ્ટિથી મ્હેં મ્હારી શક્તિ અનુસાર આ ધર્મ બજાવવાનો પ્રયત્ન કર્યો છે અને મ્હને ખાત્રી છે કે મ્હારા બિનઅમલદાર મિત્રોએ પણ એજ હેતુથી પોતાનું કાર્ય કર્યું છે પરન્તુ સરકાર માહીતિ આપવાની છૂટથી ના પાડે છે, અને નજીવાં બ્હાનાંથી સવાલો અને ઠરાવો નામંજુર કરે છે હાલના કાનુનો અનુસાર ત્હેમના કાર્યોની સ્હામે વાંધો ઉઠાવવાની અમને સત્તા નથી તેમ હાલ હુકમ ચલાવતા અમલદારોને ત્હેરોજ બદલો આપવાની અમને તક નથી, કારણ કે હાલના સત્તાધારીઓ આવતી કાલે પ્રતિપક્ષીઓ થઈ શકતા નથી... .....

દ્રવ્યના પૈસાનો પૂરો કબજો ધરાવનાર કંજુસ બાપની ટેવમાંથી સરકાર હજી મુક્ત થઈ નથી. જ્યારે જ્યારે છોકરાને વ્યાજબી ખર્ચને માટે પૈસા જોઈતા હોય છે ત્યારે બાપ ના પાડે છે અને કંકાસ થાય છે જ્યારે કોઇ અગત્યની બાબત ઉપર પ્રકાશ નાંખવાને અમે ઇચ્છા રાખીએ છીએ ત્યારે સરકાર માહીતિ નથી આપતી અને થોડાં સ્પષ્ટ કથનની જરૂર પડે છે પરિણામ ચોક્કસ છે અને છોકરો છેવટ છૂટો થાય છે. છેલ્લા થોડા વર્ષથી ધારાસભાના કાર્યમાં લોકો ઘણો ઉંડો રસ લેતા થયા છે અને બધી ચર્ચાઓ ઘણી આતુરતાથી વંચાય છે એટલુંજ કહેવું બસ છે કે અમારા તરફ જે સૌજન્ય કે ત્હેની ન્યૂનતા દર્શાવવામાં આવશે તે, જે પ્રજાના અમે પ્રતિનિધિઓ છીએ ત્હેમના પોતાના તરફ દેખાડેલું ગણાશે

આ ગંભીર અને વજનદાર શબ્દો ઉપર ટીકા કરવાની કંઇ જરૂર નથી. અમે એટલુંજ જણાવીશું કે રા. રામાનુજાચારી પહેલાં મહેસુલ ખાતાના બોર્ડના મંત્રી હોવાથી વહીવટની વિગતોથી ઘણે ભાગે માહીતગાર છે. બીજી પાસ તેઓ કોંગ્રેસ વગેરે રાજકીય ચળવળમાં ભાગ લેવા માટે જાણીતા નથી. આવા માણસો શુદ્ધ બુદ્ધિથી ધારાસભામાં દેશ અને રાજ્યની સેવા કરવાને આવે અને ત્હેમને પણ આમ તીવ્ર નિરાશા થાય તો પછી રાજકીય ઉન્નતિ માટે જેમણે જીવનપર્યંત કામ કર્યું હોય તેવા દેશભક્તોને સરકારના વર્તનથી કેટલી ઝાળ લાગતી હશે અને વધુ સુધારાની કેટલી જરૂર લાગતી હશે? હવે, સરકાર વધારે ઉદાર ભાવ નહિ દર્શાવે અને શીતલ ડુંગરોની ઉંચી ટોચેથી ઉતરી પ્રજાનું અંતઃકરણ સમજવાને પ્રયત્ન નહિ કરે તો અમને

ધારતી છે કે પહેલાંની બ્રિટિશ પાર્લામેન્ટ કે કેનેડાની રાજસભાની માફક અહીંઆ વધારે ને વધારે ગરમ ચર્ચાઓ થશે.

### ઑલ-ઇન્ડીઆ-કૉંગ્રેસ

ત્રીશમી કૉંગ્રેસે સ્વરાજ્ય વિષે સામાન્ય ઠરાવ પસાર કર્યો હતો અને સુધારાની યોજના ઘડવાનું કામ હેણે ઑલ—ઇન્ડીઆ-કૉંગ્રેસ કમિટિને સોંપ્યું હતું એ આપણે જાણીએ છીએ. ગયા માસની બાવીસમી તારીખે અલહાબાદમાં તે કમિટિની સભા ભરવાનું નિર્ધાર્યું હતું; પરંતુ તાપ ઘણો પડે છે અને અલહાબાદમાં મુસલમાનોની ચુંટણીના હક વિષે કૉંગ્રેસ પક્ષમાં પણ તીવ્ર મતભેદ થયો છે તેથી તે સભાને મુલતવી રાખવી એવી દરખાસ્ત કેટલીક દિશામાં કરવામાં આવી હતી. સદ્ભાગ્યે ટ્રીબ્યુન પત્રે આ દરખાસ્તની સ્હામે મજબૂત વાંધો ઉઠાવ્યો અને કલકત્તાના એક કૉંગ્રેસ પત્ર શિવાય બીજા કોઇ દેશી પત્રે હેને ટેકો આપ્યો નહિ. પરિણામે નક્કી કર્યા મુજબ અલહાબાદમાં ૨૨ મી તારીખે સભા મળી અને હેનું કાર્ય ૨૪ મી તારીખે સંતોષકારક રીતે સમાપ્ત થયું એ જોઇ દરેક હિન્દવાસીને ઘણો આનંદ થશે.

જુદા જુદા પ્રાંતોના પ્રતિનિધિઓની સંખ્યા જોવા જેવી છે. સંયુક્ત પ્રાંતના ૧૦, મદ્રાસના ૯, બંગાળના ૬, બિહારના પાચ-જેમાંના એક મઝહર-ઉલ-હક હતા-અને મુંબાઇ, પંજાબ, મધ્યપ્રાંત અને બિરારથી એક એક સભાસદ આવ્યા હતા. સભાસ્થાનના પ્રાંતને બાદ કરતાં મદ્રાસથી વધારેમાં વધારે પ્રતિનિધિ આવ્યા હતા એ હેના જાહેરજીવનની ઉંચી કક્ષા દર્શાવે છે. બીજી પાસ મુંબાઇ-જેવા પ્રાંતે એકજ પ્રતિનિધિ મોકલ્યો એ જોઈ અમને ઘણો ખેદ થાય છે, અને અમે ઇચ્છીએ છીએ કે પ્રાન્તિક કમિટિમાં ઓલ-ઇન્ડીઆ-કમિટિ માટે પ્રતિનિધિઓની ફરીથી ચુંટણી કરવામાં આવે ત્યારે આ બાબતનો વિચાર કરવામાં આવે આમ છતાં પંજાબ સુદ્ધાં બધા પ્રાંતોમાંથી સભાસદો આ સભામાં આવ્યા હતા એ હેને સમસ્ત હિન્દની પ્રતિનિધિ સભાનું રૂપ આપે છે.

મુંબાઇ, મદ્રાસ અને કલકત્તાની પ્રાન્તિક કમિટિએ સુધારાની જે યોજનાઓ ઘડી હતી હેને આધારે બધું વિવેચન થયું હતું. તા. ૨૨ મી ને દિવસે હિન્દી વજીરની સભા વિષે ચર્ચા થઇ હતી અને ૨૩ મી તારીખે તે ઉપરાંત વડી અને પ્રાન્તિક ધારાસભાનો સુધારો વિચારવામાં આવ્યો હતો. ૨૪ મી તારીખે સુધારાના બધા ઠરાવો સ્પષ્ટ રૂપમાં એકત્ર કરવામાં આવ્યા હતા. અમને જે થોડી ખબર આ ઠરાવો વિષે મળી છે તે અનુસાર નીચેના સુધારા એકમતે માન્ય ગણવામાં આવ્યા છે.

(૧) હિન્દી વજીરની સભા રદ કરવી.

(૨) વડી અને પ્રાન્તિક કારોબારી સભાના અડધા સભાસદો હિન્દી હોવા જોઇએ.

(૩) વડી અને પ્રાન્તિક ધારાસભામાં ⅘ ભાગના સભાસદો પ્રજાના મતથી ચુંટવા જોઈએ.

(૪) તે બન્ને ધારાસભાને અંદાજપત્રને પસાર કરવાની અને બીજી આર્થિક સત્તા આપવી.

(૫) પ્રાંતોને વધુ સત્તા આપવી. હાલ પ્રાન્તિક અને વડી સરકાર વચ્ચે વહેંચાયેલાં બધાં ખાતાંની આવક પ્રાંતોને સોંપવી અને વડી સરકારના ખર્ચ ખાતે પ્રાંતોએ અમુક ચોક્કસ રકમ બધા પ્રાંતોએ આપવી.

આ વિષે વિગતવાર ચર્ચા કરવાનો અમારો ઉદ્દેશ નથી. અમે એટલુંજ કહીશું કે એકંદર આ યોજના સર્વ સુધારકોને પસંદ પડશે અને ક્વચિત્ જણાતા ન્હાના ન્હાના મતભેદને સમગ્ર હિન્દના એક નિશ્ચયમાં વિલાવવામાં આવશે એમ અમે ધારીએ છીએ. વધારામાં જણાવવું જોઈએ કે એ ઠરાવો તદ્દન છેવટના નહિ પણ કંઈક કાચા છે એમ કમિટિએ નિશ્ચય કર્યો છે. ઑગસ્ટ માસની આખરમાં કલકત્તામાં ઑલ-ઇન્ડીઆ-મોસ્લેમ કાઉન્સિલ અને ઑલ-ઈન્ડીઆ-કૉંગ્રેસ કમિટિની સાથે સભા ભરવી અને ત્યાં આ યોજનાનો વિચાર કરવો એવો પણ ઠરાવ પસાર કરવામાં આવ્યો છે. આ સભા જે યોજના મંજુર કરશે તે મુસ્લીમ લીગ અને કૉંગ્રેસ નાતાલમાં પોતાની જુદી બેઠકમાં પસાર કરશે એવી અમને આશા છે. આ પરિણામ આવશે ત્યારેજ ગયા વર્ષની ચળવળનું અને કૉંગ્રેસની છેલ્લી બેઠકનું એક મ્હોટું લક્ષ્ય સિદ્ધ થશે.

## સિંધની પ્રાન્તિક પરિષદ્.

ગયા માસના છેલ્લા અઠવાડીઆમાં સિંધની પ્રાન્તિક પરિષદનો વૃત્તાન્ત વાંચી સર્વને ઘણો સંતોષ થયો હશે. ગુજરાત કરતા પણ સિંધ મુંબાઈ ઇલાકાનો ઘણો અલગ ભાગ છે. ત્હેની ભાષા જુદી છે, અને તે ચાર વિભાગમાંનો એક આખો વિભાગ છે એટલુંજ નહિં પણ તે પ્રમાણમાં ખાડીના ઈલાકાથી દૂર છે, જો કે પહેલાં રેલ્વેના અભાવે વધારે દૂર લાગતો હતો, અને હજી ત્હેનો અમલ મુખ્યત્વે કરીને ગવર્નર-ઇન-કાઉન્સિલ નહિ પણ એક સત્તાધારી કમીશનર ચલાવે છે. સન ૧૮૬૮ ના એક કાયદાથી ગવર્નરની કેટલીક સત્તાઓ તે કમીશનરને સોંપવામાં આવી છે અને અમલમાં ત્હેને તેથી પણ વધુ સત્તાઓ મળેલી છે. પરિણામે એક મનુષ્યના હાથમાંજ ત્યાં બધી સત્તા મૂકવામાં આવી છે ત્હેની સ્હામે આ પરિષદે મજબૂત વાંધો ઉઠાવ્યો હતો. મિ ઓ. મિ. હરચંદરાયે એવો ઠરાવ રજુ કર્યો હતો કે સન ૧૮૬૮ નો અનિષ્ટ કાયદો હવે રદ કરવો જોઇએ. અને બીજા વિભાગની માફક સિંધનું રાજ્યતંત્ર પણ ગવર્નર-ઇન-કાઉન્સિલ નીચે મૂકવું જોઇએ. ગમે તેવા સારા પણ એક અમલદારનું રાજ્ય આ સુધરેલા જમાનામાં આપણને જુદગી દોષ

એમ ભાસે છે. ઉપરાંત મુંબાઇની ધારાસભાની ચર્ચાઓ ગવર્નરની રાજનીતિ ઉપર જ કંઇ અસર કરી શકે—દૂર રહી અસામાન્ય સત્તા ધારણ કરનાર કમીશનર ઉપર નહિ. લોકશાસનના સર્વ સિદ્ધાંત વિરૂદ્ધ રચાયેલી આ અનિષ્ટ વ્યવસ્થા હવે સરકાર સત્વર નિર્મૂલ કરે એ જોવા આપણે ઇંતેજાર છીએ.

બીજી એક બાબત ઉપર પરિષદની લાગણી ઘણીજ તીક્ષ્ણ બની હતી ધિ ઑનરેબલ મી. બર્જરીએ પ્રમુખ તરીકે પોતાના ભાષણમા, મોસ્લેમ લીગની ભંગાણ વિષે પોલીસનો અને પોલીસ કમીશનરના વર્તનની તપાસ કરવા સરકારને વિનંતિ કરીહતી એ ભંગાણથી હિન્દુ તેમજ મુસલમાન સર્વ પ્રજાજનોના મન ઉપર ઘણી ઉંડી અસર થઇ છે, અને સભામંડપના દ્વાર આગળ પોલીસ કમીશનર અને ત્હેના અધિકારીઓને જોઇને ત્હેમને મજબૂત શક પડે છે કે ત્હેમની સંમતિ શિવાય આ ભંગાણ પડી શકત નહિ. આવા સંયોગોમા આ બનાવની તપાસ માટે અમલદારો અને બિનઅમલદારોની એક કમિટિ નીમવાનો અને ત્હેનો સ્પષ્ટ ખુલાસો કરવાની સરકારની સ્પષ્ટ ફરજ હતી., તેમ ન કરતાં ધારાસભામાં તે વિષે આણવામા આવેલો ઠરાવ ચર્ચા માટે પણ નામંજુર કરીને સરકારે અસંતોષમાં વધારો કર્યો છે

ઉપરાંત આપણે યાદ રાખવુ જોઇએ કે બીજા ઘણા પ્રાંતની મોસ્લેમ લીગની સભાઓએ આ બનાવ ઉપર સખ્ત ટીકાઓ કરીને ત્હેની તપાસ માટે માગણી કરી છે. સિંધમાં પણ મુસલમાનોની સંખ્યા વધુ છે માટે ત્હેમની લાગણીનો ધ્વનિ પ્રમુખના ભાષણમા થયો છે એમ યોગ્ય રીતે કહી શકાય. બન્ને કોમોએ જાતિ અને ધર્મના ભેદ ભૂલી જઇ જે માગણીનો ઘોષ કર્યો છે તેથી સરકાર જાગૃત થવી જોઇએ.

## ચન્દ્રનગરના સ્વયંસેવકો.

ચન્દ્રનગરના વીસ બંગાળી યુવકો મિત્રરાજ્યોના વિજય અર્થે ફ્રેંચ લશ્કરમા સ્વયંસેવકો તરીકે જોડાયા એ બંગાળાને અને હિંદને ઘણું માનપ્રદ છે જ્યારે બબ્બેની હારમાં "અમાર દેશ" નુ હૃદયવેધક બંગાળી ગાયન ગાતા આ વીર યુવકો ચન્દ્રનગરના રસ્તામાથી પસાર થયા ત્યારે બાજુ ઉપર જામેલા લોકોના મ્હોટા સમૂહે ત્હેમને જયનાદથી વધાવ્યા અને અટારી ઉપર ચઢેલી સ્ત્રીઓએ શંખના ધ્વનિ કર્યા અને ત્હેમના ઉપર મંગળ લાજ છાંટી તેઓ સ્ટેશન આગળ આવ્યા ત્યા ત્હેમના માનમા જે મેળાવડો ભરવામા આવ્યો ત્હેમા બાબુ મોતીલાલ રૉય, સર સત્યેન્દ્ર સિંહ વગેરે કલકતાના ગૃહસ્થો હાજર હતા. વંદે માતરમ્‌ના અવાજો વચ્ચે ચન્દ્રનગરથી ત્હેમની ગાડી ઉપડી હાવરાના સ્ટેશને પહોચી ત્યારે સર દેવ પ્રસાદ સર્વાધિકારી, બાબુ મોતીલાલ ઘોશ વગેરે ગૃહસ્થોના મોટા સમૂહે ત્હેમના ઓવારણાં લીધા ત્યાથી તેઓ પોંડીચેરી ગયા છે અને થોડા વખતમા હિન્દના તે વીર બાલકો યૂરોપનું રણક્ષેત્ર શોભાવશે.

બ્રિટિશ લશ્કરમાં સ્વયંસેવકો તરીકે દાખલ થવાની આપણી માંગણીને આથી બે રીતે ઘણું ઉત્તેજન મળ્યું છે. પ્રથમ તો જે દેશના વતનીઓમાં સંપૂર્ણ વિશ્વાસ મૂકી ફ્રેંચ રાજ્ય આ હક આપે ત્હેને સુધરેલા બ્રિટને તે હક અવશ્યમેવ આપવોજ જોઇએ એમ આપણને લાગે છે. ચન્દ્રનગરના બંગાળીઓ લડાઇમાં માનભેર ઉતરી શકે અને ત્હેમનાથી થોડે જ દૂર વસતા ત્હેમના ભાઈઓના કપાળ ઉપર અપમાનની કાળી ટીલી લગાવાય એથી આપણો અસંતોષ વધારે ભભૂકે છે. બીજું એક શહેરમાંથી બાવીસ દેશીઓ યુદ્ધમાં ભાગ લેવા માટે સીધાવ્યા, એટલે હવે હિન્દીઓને આ હક મળે તો પણ તેઓ લશ્કરમાં દાખલ ન થાય એમ સરકારથી કહી શકાશે નહિ. આ હક તરત આપવામાં આવે કે નહિ તો પણ એટલું તો દેખીતું છે કે ઍમ્બ્યુલન્સ કોર, ફ્રેંચ સ્વયંસેવકો, લશ્કરી દાકતરો–એ જુદી જુદી કોટીમાં હિન્દીવાનોએ દાખલ થઇ પોતામાં ઉછળતા વફાદાર લશ્કરી જુસ્સાનું પ્રમાણ સર્વને બતાવી આપ્યું છે અને જેમ જેમ હયાત માર્ગોનો આપણે વધારે ને વધારે લાભ લઇશું તેમ આપણો હક છેવટે ન સ્વીકારવાનું સરકારને અશક્ય બનશે.

---

# નવજીવન

અને

# સત્ય.

જુનું પુસ્તક ૫ મું
નવું પુસ્તક ૧ લું.

જુન ૧૯૧૬.

અંક ૧૨ મો

## જુદા જુદા દેશોની કેળવણી સંબંધી સ્થિતિ.*

આપણો હિંદુસ્તાન દેશ નિરક્ષરતા રૂપી અંધકારમાં ડુબેલો છે, અને તે સ્થિતિમાંથી તેને બહાર લાવવાની ઘણી જરૂર છે, એ બાબત વિષે બે મત હોઇ શકેજ નહિ. આ વિષયના સંબંધમાં પૃથ્વીના જુદા જુદા દેશોમાં કેળવણી સંબંધી સ્થિતિ કેવી છે તે જાણવું બહુ ઉપયોગી થઇ પડશે. તે દેશોની સ્થિતિની સાથે આપણા દેશની સ્થિતિની સરખામણી કરતાં આપણે કેટલે નીચે દરજ્જે છીએ તે જણાઇ આવશે.

૧. દક્ષિણ અમેરિકાના આર્જનટાઇન રીપબ્લિક દેશમાં પ્રાથમિક કેળવણી મફત આપવામાં આવે છે અને છ થી ચૌદ વર્ષ સુધીનાં બાળકોને ફરજીયાત કેળવવામાં આવે છે, પરંતુ આ ફરજીયાત કાયદાનો અમલ સખ્તાઇથી કરવામાં આવતો નથી. ૧૦૦ બાળકોએ ૪૫ બાળકો નિશાળે જાય છે. આપણા દેશમાં સો એ વીસ બાળકો પણ નિશાળે જતાં નથી.—

૨. ઑસ્ટ્રેલિયાના ન્યુ સાઉથ વેલ્સ પ્રાંતમાં કેળવણી મફત અને ફરજીયાત છે, અને પ્રાથમિક તેમજ તેથી ઉપરના દરજ્જાની નિશાળોમાં ફી લેવાનો ધારો ૧૯૦૬ ની

* 'લીડર' નામના અંગ્રેજી વર્તમાન પત્ર ઉપરથી આ લખાણ લેવામાં આવ્યું છે

સાલથી રદ કરવામાં આવ્યો છે. તે દેશમાં રાજ્યની ચોકખી ઉપજમાંથી સેંકડે સવા આઠ ટક કેળવણી પાછળ રાજ્ય તરફથી ખર્ચ કરવામાં આવે છે.

૩. ઑસ્ટ્રેલિયાના વિક્ટોરીઆ નામના પ્રાંતમાં પ્રાથમિક શિક્ષણ મફત અને ફરજીયાત છે, અને છ થી ચૌદ વર્ષ સુધીના તમામ બાળકોને ફરજીયાત કાયદો લાગુ પડે છે. ઉંચું શિક્ષણ ખાનગી ખાતાઓ તરફથી આપવામાં આવે છે.

૪. દક્ષિણ આસ્ટ્રેલીઆ પ્રાંતમાં પ્રાથમિક શિક્ષણ રાજ્ય તરફથી મફત અને ફરજીયાત આપવામાં આવે છે તથા તે ઉપર દેખરેખ રાખવાને માટે રાજ્યનો એક મોટા દરજ્જાનો કારભારી નીમેલો છે. આ શિક્ષણ પાછળ રાજ્યની ચોકખી ઉત્પન્નમાંથી સેંકડે પાંચ ટકા ખર્ચવામાં આવે છે. ઉંચું શિક્ષણ બધું ખાનગી ખાતાઓ તરફથી ચાલે છે. કવીન્સલેન, પશ્ચિમ ઑસ્ટ્રેલીઆ અને ટાસ્માનિયાનાં પ્રાંતોમાં પ્રાથમિક કેળવણી ફરજીયાત અને મફત આપવામાં આવે છે. પશ્ચિમ ઑસ્ટ્રેલીઆમાં રાજ્યની ઉપજમાંથી સેંકડે સવા છ ટકા આ શિક્ષણ પાછળ ખર્ચવામાં આવે છે.

૫. ઑસ્ટ્રીઆમાં પ્રાથમિક શિક્ષણ મફત આપવામાં આવે છે તથા છ થી ચૌદ વર્ષના તમામ બાળકોને ફરજીયાત છે. સેંકડે ૯૬ બાળકો નિશાળમાં શિક્ષણ લે છે તે દેશમાં હુન્નરઉદ્યોગની, વેપારની, સંગીતની તથા હુન્નરકળાની પુષ્કળ નિશાળો છે. વળી રાજ્ય તરફથી આઠ વિશ્વવિદ્યાલયો અને સાત કળાભવનો ચલાવવામાં આવે છે.

૬. હંગેરી દેશમાં પ્રાથમિક કેળવણી મફત અને ફરજીયાત છે., ત્યાં ત્રણથી છ વર્ષના બાળકોને માટે ઇન્ફન્ટ નિશાળો હોય છે, તથા તેમાં શિક્ષકોને બદલે નર્સો રાખવામાં આવે છે. છ થી બાર વર્ષની ઉંમરના બાળકો માટે પ્રાથમિક શાળાઓ હોય છે. તેથી ઉંચા શિક્ષણ માટે છોકરાઓને માટે ત્રણ વર્ષનો અભ્યાસ હોય છે. અને છોકરીઓને માટે બે વર્ષનો અભ્યાસ હોયછે. એકંદરે સોમાંથી અઠોતેર બાળકો નિશાળમાં શિક્ષણ લે છે

૭. બેલજીયમ દેશમાં પ્રાથમિક શિક્ષણ મફત અને ફરજીયાત છે.

૮. દક્ષિણ અમેરિકાની પશ્ચિમ તરફ આવેલા બોલીવિયા દેશમા પ્રાથમિક શિક્ષણ મફત અને નામનુંજ ફરજીયાત છે. ખરી રીતે જે જે શહેરોમાં મ્યુનિસિપાલીટી છે ત્યાજ ફરજીયાત શિક્ષણ આપવામાં આવે છે. આપણા દેશમાં તો મુંબાઇ, કલકત્તા જેવા મોટા શહેરમાં પણ ફરજીયાત નથી. ઉંચા શિક્ષણને માટે તે દેશમાં વિશ્વવિદ્યાલય, કૉલેજો તથા હુન્નરઉદ્યોગની નિશાળો છે.

૯. બ્રાઝીલ દેશમાં પ્રાથમિક શિક્ષણ મફત આપવામાં આવે છે પણ હજી સુધી ફરજીયાત કર્યું નથી. તે દેશમાં એવો કાયદો છે કે એકવીસ વર્ષની ઉમરે પહોંચેલા જે પુરૂષને લખતા વાંચતાં આવડતું ન હોય તેને રાજકીય બાબતમાં મત આપવાનો અધિકાર નથી. આથી શિક્ષણનો પ્રચાર દિન પ્રતિદિન વધતો જાય છે.

૧૦. ઇગ્લાંડ, સ્કૅાટલાંડ તથા આયર્લેંડમાં પાંચથી ચૌદ વર્ષ સુધીના બાળકોને પ્રાથમિક શિક્ષણ મફત અને ફરજીયાત આપવામાં આવે છે. ૧૯૧૨માં ૮૯ લાખ બાળકો શિક્ષણ લેતા હતા અને તેમની પાછળ બાવીશ કરોડ એકાણું લાખ રાજ્યની ત્રીજોરીમાંથી ખર્ચવામાં આવતા અને સ્થાનિક કરોમાંથી સત્તર કરોડ પીસ્તાળીસ લાખ રૂપીઆ ખર્ચવામાં આવ્યા હતા. હિસાબ કરતાં જણાશે કે દરેક છોકરાં દીઠ પ્રાથમિક શિક્ષણનો ખર્ચ ૪૭ રૂપીઆ આવે છે ત્યારે આપણા દેશમાં દરેક બાળક પાછળ ફક્ત પાંચ રૂપીઆ ખર્ચવામા આવે છે.

૧૧. દક્ષિણ આફ્રિકાના બસુટોલેંડ નામે અર્ધ સુધરેલા પ્રાંતમાં ચાર લાખની વસ્તીમાં સત્તર હજાર પાંચસે છોકરાંઓ નિશાળે જાય છે અને રાજ્યની ત્રીજોરીમાંથી કુલ ઉપજના સેંકડે આઠ ટકા કેળવણી પાછળ ખર્ચવામાં આવે છે

૧૨ બલ્ગેરીઆ દેશમાં પ્રાથમિક શિક્ષણ મફત અને આઠથી બાર વર્ષનાં બાળકો માટે નામનું ફરજીયાત છે. શિક્ષણના કુલ ખર્ચનો ⅔ ભાગ રાજ્ય તરફથી અને ⅓ સ્થાનિક કરોમાંથી આપવામાં આવે છે.

૧૩. કેનેડા દેશમાં બોત્તેર લાખની વસ્તીસંખ્યા છે, તેમાંથી દશ લાખ બાળકો નિશાળમાં ભણે છે. તે દેશમાં સાઠ વિશ્વવિદ્યાલયો અને કૉલેજો છે અને તેમાં ચાળીસ હજાર વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે

૧૪. દક્ષિણ અમેરિકાના ચીલી નામે પ્રજાસત્તાક રાજ્યમાં એવો કાયદો છે કે જેને લખતાં વાંચતાં આવડતું હોય તે જ રાજકીય બાબતમાં મત આપી શકે. તે દેશમાં ચાળીસ લાખની વસ્તીમાં એક લાખ બાસઠ હજાર બાળકો ૧૯૧૧ માં નિશાળમાં જતાં હતાં. તે દેશના પ્રજાકીય પુસ્તકાલયમાં એક લાખ ચાળીસ હજાર પુસ્તકો છે.

૧૫. ઉત્તર અમેરિકાના કોલંબીઆ પ્રાતમા પ્રાથમિક શિક્ષણ મફત આપવામા આવે છે, પણ ફરજીયાત નથી. છતાં નિશાળોમાં સારી સંખ્યા ભરેલી રહે છે.

૧૬. મધ્ય અમેરિકાના કોસ્ટારીકા નામે પ્રાંતમાં પ્રાથમિક શિક્ષણ મફત અને ફરજીયાત છે અને ત્યાંના વતનીઓમાં નિરક્ષર લોકોનું પ્રમાણ બહુ ઝડપથી ઓછું થતું જાય છે.

૧૭. મધ્ય અમેરિકાના ક્યુબા નામે ટાપુમાં પ્રાથમિક શિક્ષણ મફત તથા ફરજીયાત છે અને સેંકડે બ્યાશી ટકા બાળકો નિશાળમાં હાજરી આપે છે.

૧૮. યુરોપના ડેન્માર્ક દેશમાં પ્રાથમિક શિક્ષણ મફત તથા સાતથી ચૌદ વર્ષના બાળકોને ફરજીયાત આપવામાં આવે છે. નિશાળોમાં હાજરી ઘણી સારી રહે છે. અને તે દેશની કેળવણીની પદ્ધતિ નમુનેદાર તથા ઉંચા પ્રકારની ગણાય છે. તે દેશની રાજધાની કોપનહેગના વિશ્વવિદ્યાલયમાં બે હજાર વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે, અને ત્યાંની લાયબ્રેરીમાં બે લાખ પુસ્તકો છે.

૧૯. સ્કોટલેંડથી ઇશાન દિશાએ આવેલા આઇસલેંડ (બરફનો પ્રદેશ) નામે બેટમાં કેળવણીનો સારો પ્રચાર થયેલો છે

૨૦. ફ્રાન્સ દેશમા પ્રાથમિક શિક્ષણ મફત અને છ થી તેર વર્ષની ઉમરના બાળકોને ફરજીયાત આપવામાં આવે છે. તે દેશમાં ઓગણીસ વિશ્વવિદ્યાલયો છે.

૨૧. જર્મનીમાં પ્રાથમિક શિક્ષણ મફત અને છ થી ચૌદ વર્ષના બાળકો માટે ફરજીયાત છે. વળી નિશાળમાં મોએ પંચાણુની હાજરી હોય છે. જર્મનીની કેળવણીની પદ્ધતિની ખુબી એ છે કે જુદી જુદી સ્થિતિના માણસોને બરની કેળવણી આપવાની વ્યવસ્થા કરેલી છે તે દેશમાં આજે એક સૈકાથી કેળવણી ફરજીયાત કરવામાં આવેલી છે અને લશ્કરમાં સિપાઈઓની ભરતી કરવામાં આવે છે તેના આંકડા ઉપરથી એમ માલુમ પડયું છે કે, પાંચ હજાર સિપાઇમાં એક જ સિપાઇ અભણ હોય છે. તે દેશમાં એકવીશ વિશ્વવિદ્યાલયો છે.

૨૨. ગ્રીસ દેશમાં પ્રાથમિક કેળવણી મફત મળે છે અને પાંચથી બાર વર્ષના બાળક માટે નામનીજ ફરજીયાત છે.

૨૩. મધ્ય અમેરિકાના ગટેમાલા પ્રાંતમા પ્રાથમિક શિક્ષણ મફત અને નામનુંજ ફરજીયાત છે અને સેંકડે પંચોતેર લોકો બીલકુલ અભણ હોય છે; તેમ છતાં આપણા દેશના કરતાં તે નાનકડા દેશની સ્થિતિ ઘણી સારી ગણાય, કારણ કે આ દેશમાં તો સેંકડે ચોરાણુ ટકા લોકો અભણ છે એમ ૧૯૧૧ ના વસ્તીપત્રક ઉપરથી માલમ પડયું છે.

૨૪. આગણા હિંદુસ્તાન દેશમાં દર સો પુરૂષે દશ પુરૂષ લખી વાંચી જાણે છે અને દર સો સ્ત્રીઓમાં ફક્ત એક જ સ્ત્રી લખી વાંચી જાણે છે. કહેવાની જરૂર નથી કે આ દેશમાં પ્રાથમિક શિક્ષણ મફત આપવામાં આવતું નથી તેમજ ફરજીયાત નથી. સો બાળકોમાંથી ફક્ત વીશ બાળકો નિશાળે જાય છે.

૨૫. ઇટલી દેશમાં ૧૯૧૪માં એક કાયદો બાંધવામાં આવ્યો, જેથી અભણ લોકોના કેટલાક હકો ખુંચવી લેવામાં આવ્યા, આથી કરીને કેળવણીને આડકતરૂં ઉત્તેજન મળ્યું છે. તે દેશમાં છ થી નવ વર્ષ સુધીના બાળકો માટે કેળવણી મફત અને ફરજીયાત છે. અને જે જે ઠેકાણે ઉંચા ધોરણની નિશાળો છે ત્યાં ત્યાં નવ થી બાર વર્ષના બાળકોને માટે પણ ફરજીયાત છે. તે દેશમાં રાજ્ય તરફથી સત્તર વિશ્વવિદ્યાલયો છે, તે ઉપરાંત બીજાં ચાર ધર્માર્થ વિશ્વવિદ્યાલયો છે.

૨૬. જાપાન દેશમાં છ થી દશ વર્ષના બાળકો માટે પ્રાથમિક શિક્ષણ મફત અને ફરજીયાત છે અને નેવું ટકા બાળકો નિશાળે હાજરી આપે છે. તે દેશમા ચાર વિશ્વવિદ્યાલયો છે અને તેમાંથી એક તો ફક્ત વૈદિક તથા ઇજનેરી જ્ઞાનને માટે છે, વળી તે ઉપરાંત ખાનગી વિશ્વવિદ્યાલયો છે.

૨૭ અમેરિકામાંથી ગુલામગીરીમાંથી છુટા થયેલા સીદીઓએ વસાવેલા આફ્રિકાના પશ્ચિમ કીનારા પર આવેલા લાઈબીરીઆના પ્રજાસત્તાક રાજ્યમા કેળવણીનો પ્રસાર બહુ સારો થતો જાય છે

૨૮ મધ્ય અમેરિકાના મેક્સિકો દેશમા ત્યાના મૂળ વતનીઓ જેને રેડ ઇન્ડિયન કહેવામા આવે છે તે લોકનો મોટો ભાગ નિરક્ષર છે અને તેને લીધે કુલ વસ્તીના એંશી ટકા જેટલા ભાગ બીલકુલ અભણ છે પરંતુ હિંદુસ્તાનમા તો તેથી પણ વધારે પ્રમાણમા એટલે કે સેંકડે ૯૪ ટકા લોકો નિરક્ષર છે મેક્સિકોના જંગલી લોકો કરતા પણ આપણ ઉતરતા છીએ તે દેશમા પ્રાથમિક શિક્ષણ મફત અને નામનું ફરજીયાત છે

૨૯ હિંદુસ્તાનની ઉત્તરે આવેલા નેપાળના સ્વતંત્ર રાજ્યમા તમામ શિક્ષણ રાજ્ય તરફથી મફત આપવામા આવે છે નાનકડા નેપાળ પાસેથી પણ આપણી મહાન બ્રિટિશ સરકારે ધડો લેવો જોઇએ છે

૩૦ જર્મની અને બેલજીયમની સરહદ ઉપર આવેલા હોલેંડ નામે નાનકડા દેશમા પ્રાથમિક શિક્ષણ મફત અને સાત થી તેર વર્ષની ઉમરના બાળકોને માટે ફરજીયાત છે સેંકડે પંચાણુ ટકા બાળકો નિશાળમા હાજરી આપે છે વળી હાઇસ્કુલની કેળવણી પણ બહુ થોડે ખર્ચે આપવામા આવે છે તે દેશમા છ વિશ્વવિદ્યાલયો છે

૩૧ ઇંગ્લંડથી અગ્નિ ખુણામા આવેલા ન્યુઝીલેંડના ટાપુઓમા કેળવણી મફત અને ફરજીયાત છે.

૩૨ નોર્વે દેશમા પ્રાથમિક શિક્ષણ મફત અને સાત થી ચૌદ વર્ષના બાળકોને માટે ફરજીયાત છે, અને નિશાળમા હાજરીનુ પ્રમાણ ઘણુ ઉચુ આવે છે

૩૩. મધ્ય અમેરિકાના પનામા દેશમા પણ પ્રાથમિક શિક્ષણ મફત અને ફરજીયાત છે.

૩૪ દક્ષિણ અમેરિકાના પેરૂ દેશમા પ્રાથમિક શિક્ષણ મફત અને ફરજીયાત છે, છતા સેંકડે એકત્રીસ બાળકોજ નિશાળે જાય છે. તેમ છતા આ પ્રમાણ આપણા દેશના કરતા વધારે આવે છે

૩૫ પોર્ટુગલ દેશમા પ્રાથમિક શિક્ષણ મફત અને સાત થી પંદર વર્ષ સુધીના બાળકો માટે નામનુ ફરજીયાત છે. ફરજીયાતનો કાયદો બરાબર અમલમા લાવવામા આવતો નથી, તેથી સેંકડે પંચોતેર માણસો નિરક્ષર રહે છે છતા હિંદુસ્તાનના સેંકડે ચોરાણું નિરક્ષર કરતા ત્યા થોડા અભણ છે તે દેશમા લશ્કરી ખાતાની વચ્ચે નોકરી ખાનાની તાલીમ આપવાની ખાસ નિશાળો છે, જે જાતની નિશાળ આખા હિંદુસ્તાન દેશમા કોઇ પણ ઠેકાણે નથી

૩૬ રુમાનીઆ દેશમા પ્રાથમિક શિક્ષણ મફત તથા નામનુ જ ફરજીયાત છે નિશાળોની સંખ્યા પુરતી ન હોવાથી બાસઠ ટકા લોકો અજ્ઞાન રહેલા છે

૩૭. યૂરોપનો મહાન દેશ રશિયા કેળવણીની બાબતમાં સૌથી પછાત ગણાય છે. તે દેશમાં સોએ પોણોસો લોકો ખેતીનો ધંધો કરે છે અને તે વર્ગમાં પણ કેળવણી દિન પ્રતિદિન વધતી જાય છે. સને ૧૯૧૧ માં ત્યાંની વસ્તી સોળ કરોડની હતી અને તેમાંથી સાઠ લાખ બાળકો નિશાળે જતાં હતાં. પરંતુ બ્રિટિશ હિંદુસ્તાન જેની વસ્તી ત્રીસ કરોડની છે, એટલે રશિયાથી લગભગ બમણી છે, તેમાં સને ૧૯૧૩ માં સાઠ લાખ બાળકો નિશાળે જતાં હતાં. એનો અર્થ એટલો થાય કે, યૂરોપના સૌથી વધારે પછાત દેશના કરતાં આપણે બમણા પછાત છીએ.

૩૮. યુરોપની ભયંકર જાદવાસ્થળી જે દેશમાં સળગી તે સર્બિઆ દેશમાં પણ પ્રાથમિક કેળવણી મફત અને ફરજીયાત છે. અગર જો ત્યાં સને ૧૯૧૦ની સાલમાં સેંકડે સત્તર માણસોજ લખી વાંચી જાણે એવાં હતાં. પરંતુ હિંદુસ્તાનમાં ભણેલાનું જે પ્રમાણે આવે છે તેના કરતાં તો આ લગભગ ત્રણગણું છે.

૩૯. સિયામ દેશમાં ભાગ્યેજ કોઈ મોટી ઉમરનું માણસ અભણ જોવામાં આવે છે. તે દેશની રાજધાનીના શહેરમાં અંગ્રેજી ભાષાનો અભ્યાસ ઘણોજ કરવામાં આવે છે અને કેટલાક સિયામવાસીઓ તો યૂરોપના દેશોમાં કેળવણી લેવા જાય છે.

૪૦. સ્પેન દેશમાં પ્રાથમિક શિક્ષણ ઘણે ભાગે મફત અને નામનું ફરજીયાત છે. તે દેશમાં નવ વિશ્વવિદ્યાલયો છે અને તેમાં લગભગ સોળ હજાર વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે.

૪૧. સ્વીડન દેશ જ્યાંની દીવાસળીઓ પ્રખ્યાત છે તે દેશમાં નિરક્ષર પુરૂષ કવચિતજ જોવામાં આવે છે. તે દેશમાં હાઇસ્કુલનું શિક્ષણ પણ બહુ પ્રસાર પામેલું છે અને ઔદ્યોગીક અને નૌકાખાતાની ખાસ નિશાળો ઘણી છે.

૪૨. સ્વીટ્ઝર્લાંડના નાનકડા દેશમાં, પ્રાથમિક કેળવણી મફત અને ફરજીયાત છે અને નિરક્ષર માણસ શોધ્યું પણ જડતું નથી. તે નાના દેશમાં સાત વિશ્વવિદ્યાલયો છે. આવડા મોટા હિંદુસ્તાન દેશમાં આજ સુધી પાંચજ વિશ્વવિદ્યાલયો હતી.

૪૩. યૂરોપના તુર્કસ્તાન દેશમાં પ્રાથમિક શિક્ષણ મફત અને નામનુંજ ફરજીયાત છે. દરેક મસીદની સાથે ત્યાં નિશાળ હોય છે અને ત્યાં મુસલમાન લોકોને કેળવણી આપવામાં આવે છે. મુસલમાન શિવાય અન્ય ધર્મના બાળકો પોતપોતાના ધર્મની નિશાળમાં ભણે છે.

૪૪. દક્ષિણ આફ્રિકાના કેપ કોલોનીમાં શિક્ષણનું કામ એકસો અઢાર સ્કુલબોર્ડ મારફત કરવામાં આવે છે. આ બૉર્ડના સભાસદોનો ૢ ભાગ લોકો ચુંટી કાઢે છે, અને ૢ સરકાર અથવા મ્યુનિસિપાલીટી નીમે છે. તે દેશમાં ગોરા લોકોના બાળકોને માટે કેળવણી ફરજીયાત છે.

૪૫. અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસને માટે મગરૂરી સાથે એમ કહેવામાં આવે છે કે, લોકોના ઘર ગમે ત્યાં જંગલમાં પણ હોય તો પણ તેને સગવડ પડતી નિશાળ હોયજ છે. વળી કેટલેક ઠેકાણે તો છોકરાંઓને નિશાળે લાવવા લઇ જવાને માટે રાજ્યને ખર્ચે ગાડીઓ રાખવામાં આવે છે. તે દેશમાં છ થી પંદર વર્ષના બાળકોને માટે કેળવણી ફરજીયાત છે.. તે દેશની વસ્તી દશ કરોડની છે એટલે હિંદુસ્તાન કરતાં ત્રીજા ભાગની છે, છતાં સને ૧૯૧૦ માં નિશાળે જતાં બાળકોની સંખ્યા એક કરોડ અઠાવીસ લાખની હતી એટલે કે આપણા નિશાળે જતાં બાળકો કરતાં અઢી ગણી હતી.

દુનિયાના તમામ સુધરેલા દેશોમાં જેવી રીતે પ્રગતિ થઇ છે, તેવીજ રીતે આપણા દેશમાં પણ થઇ શકે. આપણે નમ્રપણે પણ દ્રઢતાથી હિંદુસ્તાનની સરકારને કહીએ કે ફરજીયાત કેળવણી શિવાય આ દેશનો ઉદ્ધાર નથી, તો તેથી કંઈ ગુન્હો કર્યો નહીં ગણાય. જેમ જેમ ફરજીયાત કેળવણીનો દિવસ દૂર જતો જાય છે, તેમ તેમ આપણે દુનિયાના બીજા દેશોથી પાછળ પડતા જઇએ છીએ, તે નિર્વિવાદ છે. માટે દરેક દેશભક્ત પુરૂષની ફરજ છે કે આવો દિવસ જલદી આવે તેને માટે પોતાનાથી બને તે પ્રયત્નો કરવા.

અ. વિ. ઠક્કર.

---

# બેલજીયમ.

૧

યુરોપિયન પ્રજાને માથે ફરતા કાળચક્ર જેવા આ ચાલુ વિગ્રહે કંઇ ન સમજનાર મનુષ્યને પણ બેલજીયમનું નામ પરિચિત કર્યું છે. વિગ્રહના પ્રારંભમાં મૃત્યુમુખે હોમાઇ જતા આ દેશનું નામ જગજાહેર થઇ ગયું છે. આ નાનકડા દેશે યુરોપના રાષ્ટ્રિય જીવનમાં પોતે સંપાદન કરેલો દરજ્જો જાળવવા માટે જર્મની જેવી મહાન સત્તા સાથે દ્વંદ્વ યુદ્ધ આરંભ્યું. જર્મન લશ્કરના વેગને અટકાવવા પ્રયાસ કર્યો અને યુરોપના મહાન રાજ્યોએ સ્વીકારેલી તેની 'અલગતા' (Neutrality) માત્ર નામનીજ નથી તે સિદ્ધ કરવા વિનાશ પણ વહોરી લીધો.

બેલજીયમનો આ નિશ્ચય જોઇ હિંદવાસીઓને પરિચિત મેવાડના શૂરા રજપુતો અને રાણા પ્રતાપનું સ્મરણ સહજ થાય છે. શરણે જઇ રાજ્યસત્તા ભોગવવા કરતાં રાજ્યસુખનો ત્યાગ કરી અસહ્ય દુઃખ વેઠી ડુંગરે ડુંગરે નાસતા ફરવું એમાં રાણા પ્રતાપને વધારે શ્રેયસ્ લાગ્યું. બેલજીયમે પણ કંઇક આજ પ્રકારની મનોવૃત્તિ દર્શાવી છે.

આવા દેશ વિષે કંઇક વધારે જાણવાની જીજ્ઞાસા આપણને થાય છે જે 'અલગતા જાળવવાનું' કાર્ય આટલું વસમું થઇ પડયું તે બેલજીયમને કેવી રીતે પ્રાપ્ત થઇ ! બેલજીયમની પાછલી સ્થિતિ કેવી હતી અને તે સ્થિતિમાંથી તે શી રીતે અને ક્યારે સ્વતંત્ર થયું તે, ઇતિહાસનો શોખ ન ધરાવનાર મનુષ્ય પણ શ્રમ વિના વાંચી શકે, એવા રૂપમાં, દર્શાવવાનો આ પ્રયાસ છે. પ્રસ્તુત લેખમા જુદા જુદા રાજ્યો સાથેના બેલજીયમના સંબંધમા કથન કરી શકાય એમ નથી એ દેશનું વર્તમાન બરાબર સમજાય અને તેના ભવિષ્યને માટે કેવી આશા બાંધી શકાય તે જોવા પૂરતી તેના પાછલા ઇતિહાસ ઉપર સ્હેજ નજર કરીશું. સ્વતંત્ર જીવન મેળવ્યા પછી બેલજીયમે પોતાની આન્તર સુવ્યવસ્થને માટે શુ કર્યું, પોતાનો વ્યાપારઉદ્યોગ કઇ રીતે વધાર્યો, એ દેશનું નવિન સાહિત્ય કેવા પ્રકારનું થયું, પોતાની પ્રજાના સુખને અર્થે શા શા પ્રયાસ યોજયા અને કેવા કેવા પ્રયોગો કર્યા તેમજ આ સર્વની સાથે પોતાની 'અલગતા' માત્ર નામની જ ન રહે પણ પ્રસંગ આવે બળથી પણ તે જાળવી શકાય એવી સ્થિતિ લાવવા માટે કેવી વ્યવસ્થા કરી ઇત્યાદિ આકર્ષક અને ઉપયોગી પ્રશ્નો હવે પછીના લેખમાં ચર્ચાશે.

ઇ. સ. ૮૦૦ મા મહાન **શાર્લમાન્યના** છત્ર નીચે જે વિસ્તીર્ણ પ્રદેશ હતો તેમાં **બેલજીયમ, ફ્રાન્સ અને જર્મનીનો** સમાવેશ થતો હતો. આ દેશોના વર્તમાન સમયના નામ તે વખતનાં નામથી તદ્દન જુદાંજ છે. વખતો વખત આ દેશોની મર્યાદામાં પણ ફેરફાર થયા છે. હાલ સામાન્ય રીતે આપણે આ દેશોની હદ ગણીએ છીએ તે દૂરના ભૂત કાળમાં નહોતી.

શાર્લમાન્યના પુત્રમાં તેના પિતા જેવું શૂરાતન નહોતું. આવા વિસ્તીર્ણ રાજ્ય ઉપર સર્વોપરી સત્તા રાખવાનું કાર્ય તેની શકિતના પ્રમાણમાં બહુ ભારે થઇ પડયું; અને તેના સમયમાં આ મહાન રાજ્યના ત્રણ વિભાગ પડયા. આ વિભાગમાંના એક વિભાગમાં બેલજીયમનો સમાવેશ થતો હતો. આ પ્રમાણે 'વરડુન'ના કરારથી એક સ્વતંત્ર રાજ્ય તરીકે બેલજીયમનો પ્રથમ આરંભ થયો ઇ. સ. ૮૪૩.

આ નામનજ આરંભ પછી જુદે જુદે વખતે બેલજીયમને યુરોપના ભિન્ન ભિન્ન દેશની સત્તા તળેના પ્રદેશ તરીકે રહેવાનો સમય આવ્યો. બેલજીયમની પ્રજા પોતાના વ્યાપારઉદ્યોગની વૃદ્ધિ ઉપર ધ્યાન આપતી આ વ્યાપારઉદ્યોગની ખીલવણી માટે સહકાર્યમાં જોડાતાં બેલજીયમની પ્રજાને પ્રજા જીવનનું ભાન કંઇક વધતું ગયું. દેશમાં ઐક્યતાની લાગણી વધારે પ્રબળ થઇ. બીજા રાજ્યોની ચઢતીપડતીના વેગમાં અનિચ્છાએ બેલજીયમને ઘસડાવું પડતું તેથી દેશના સ્વતંત્ર રાષ્ટ્રીય જીવનની ભાવના અંકિત થઇ, થઇ; અને પરદેશી રાજ્યકર્ત્તાની મૂર્ખાઇથી કરવામાં આવતી સખ્તાઇ લોકોને અસહ્ય લાગવા માંડી એટલે આ ભાવનાએ જ્વલંત સ્વરૂપ ધારણ કર્યું

આ સર્વ પ્રકારની તૈયારીથી બેલજીયમમાં ચેતન આવ્યું હતું. આ ચેતનનું પ્રથમ દર્શન 'બ્રસેલ્સના' નગરવાસીઓએ ઇ. સ. ૧૭૮૯ ના ડીસેમ્બર માસમા કરાવ્યું.

તેઓ સમક્ષ ફ્રેન્ચ રાજ્યક્રાંતિનું દષ્ટાંત તાજુ હતું. ઓસ્ટ્રીઆએ રાખેલા લશ્કરની સામે હઠી નગરવાસીઓએ હુલ્લડ મચાવ્યું. બ્રુસેલ્સનો પ્રેમ આખા દેશમાં ફેલાયો અને ઇ સ. ૧૭૯૦ મા બેલજીયમના સંયુક્ત રાજ્યની સ્થાપના થઇ. આ નવા રાજ્યનો - રાજ્યમંત્ર ('L' union Faith Force)" સપ ત્યાં જય" એવો રાખવામાં આવ્યો.

ઓસ્ટ્રીઆના જોસફ બીજાના સમયમા બેલજીયમ ઓસ્ટ્રીઆથી છુટું પડયું. આ બનાવ પછી જોસફ વધારે વખત જીવ્યો નહિ. એની પછી લીઓપોલ્ડ બીજાએ સમાધાન કરવા પ્રયત્ન કર્યો. બેલજીયમને સ્વતંત્રતા મળ ધી કેટલાક હક પ છ ોપવા ી એણે ઇચ્છા જણાવી બેલજીયમની પ્રજાને આવુ કોઇ પણ પ્રકારનું સમાધાન જોઇતુ નહોતુ. જે હક ઓસ્ટ્રીઆનો એમ્પરર આપવા તૈયાર થયો હતો તે બેલજીયમના પોતાનાજ હતા તેવું પ્રજાને ભાન હતું. જે પોતે બળથી લઇ શકે તે બક્ષીસ તરીકે સ્વીકારવા પ્રજાની ઇચ્છા નહોતી. રાજા અને પ્રજા વચ્ચે આ પ્રકારના મતભેદને લીધે સમાધાનનો સંભવ રહ્યો નહિ.

લશ્કરને બેલજીયમમા મોકલી એ દેશને તાબે કરવો એ જ ઓસ્ટ્રીઆનો છેલ્લો ઉપાય રહ્યો. લશ્કર મોકલવામાં આવ્યું અને બેલજીયમની પૂરતી તૈયારી નહોતી તેથી ઉપર ઉપરની સલાહ થઇ, છતાં બેલજીયમને ફ્રાન્સની મદદની આશા હતી. આ મદદ કરવામાં ફ્રાન્સને લાભ હતો. બેલજીયમને મદદ કરવામાં ઓસ્ટ્રીઆ જેવા જુના દુશ્મન પર ઘા કરવાનો તેમજ બેલજીયમ જેવા મિત્રને પક્ષમાં લેવાનો ફ્રાન્સનો હેતુ હતો.

ફ્રેન્ચ લશ્કરની મદદથી ઓસ્ટ્રીઆના હાથમાથી બેલજીયમ મુક્ત થયું, પણ આગળ ઉપર બેલજીયમને ફ્રાન્સમા ભેળવી દેવામા આવ્યું. ઈ. સ. ૧૭૯૭-૧૮૦૧ (કેમ્પો ફોરનીકો અને લ્યુનેવીલની સલાહ). બેલજીયમને આ પ્રમાણે ફ્રાન્સ સાથે જોડી દેવાનો ગમે તે હેતુ હો પણ તત્કાલિક લાભ તરીકે બેલજીયમને મહાન નેપોલિયનનો આશ્રય મળ્યો આ લાભની સાથે બેલજીયમને કઇક નુકશાન પણ થયું. ફ્રાન્સના નસીબ સાથે એનું નસીબ જોડાયું. વોટરલુની લડાઇમાં નેપોલિયનની હાર થઇ ત્યાર પછી વીએનાની કોંગ્રેસ જ્યારે યુરોપિયન વિગ્રહથી થયેલી ઉથલપાથલ દૂર કરી વ્યવસ્થા લાવવા માટે મળી ત્યારે ઓસ્ટ્રીઆએ આ તકનો લાભ લઇ જુની વ્યવસ્થા પાછી લાવવા બેલજીયમનો પ્રશ્ન ઉપાડયો.

ઓસ્ટ્રીઆને બેલજીયમ સોપવાનો વિચાર પણ કરવામા આવ્યો પણ આખરે એ વિચાર માંડી વાળી ઇ. સ. ૧૮૧૫ માં હોલેંડ અને બેલજીયમનું સંયુકત રાજ્ય બનાવવામાં આવ્યું. આ વ્યવસ્થા બેલજીયમને રૂચે એવી નહોતી આ બે દેશની પ્રજાની ભાષા જુદી હતી. ધાર્મિક મતભેદ પણ પુષ્કળ હતો અને સંયુકત રાજ્ય છતાં હોલેંડની સત્તા વિશેષ રહે એવી વ્યવસ્થા થયેલી હોવાથી બેલજીયમ અસંતુષ્ટ રહ્યું.

બેલજીયમની દૃષ્ટિ ફક્ત વ્યાપાર ઉપરજ હોત તો આ વ્યવસ્થા તેને રૂચત; પણ તેમ નહોતું. ઇ. સ. ૧૮૧૫ થી ૧૮૩૦ સુધી આ અસંતોષમાં કંઈ ઉમેરોજ થવા લાગ્યો. સાહિત્ય દ્વારા હોલેંડથી અલગ થવાની વાંછના જાગૃત રાખવામાં આવતી. વર્તમાનપત્ર દ્વારા આ અસંતોષનો અગ્નિ સદા પ્રદિપ્ત રાખવામાં આવતો. લુઇ દ પોતર નામનો વર્તમાનપત્રનો અધિપતિ પોતાના શક્તિના પ્રતાપે વધારે ને વધારે આગળ પડતો દેખાયો. તેના જ્વલંત લેખને લીધે તેને વારંવાર કેદખાનું સેવવું પડતું. પણ તેણે પ્રજાના મન પર એટલી તો સત્તા સંપાદન કરી હતી કે તેને દબાવી પ્રયાસ થતાં લોકો તેને રાષ્ટ્રીય અગ્રેસર તરીકે નહિ પણ પ્રજાના ઉદ્ધારક તરીકે ગણવા લાગ્યા. કોઈપણ દેશ આ સ્થિતિએ પહોંચ્યા પછી લોકમત દબાવી દેવાનું કામ બહુ મુશ્કેલ થઇ પડે છે; તે દિશામાં થતા પ્રયાસો નિષ્ફળ જાય છે. ધુંધવાઇ રહેલા અગ્નિને જ્વાળાનું રૂપ આપવા એક ચીણગારીનીજ ફક્ત જરૂર હતી; અને આ ચીણગારી મૂકવાનું કાર્ય એક નાટક લખનારે કર્યું. તારીખ ૨૫ મી ઑગષ્ટ સને ૧૮૩૦ ને દિવસે લોકો બ્રુસેલ્સમાં ઓબરનું એક નાટક જોતા હતા એ નાટકમાં નીચેના ભાવાર્થની બે કડી હતી. "મારૂં જીવન મારા દેશને આધારે છે અને મારા દેશનું સ્વાતંત્ર્ય મારે હાથેજ મળશે."

નાટક જોનારને ત્યાંજ ઝનુન વ્યાપી ગયું અને આ કડીઓ ગાતા ગાતા લોકો રસ્તામાં નીકળ્યા, ડચ પ્રધાનમંડળના મકાન તોડી પાડવામાં આવ્યાં અને સ્વતંત્રતા માટે ગાંડા થયેલાં લોકોના ટોળે ટોળાં રસ્તામાં નજરે પડયા.

હોલેંડના રાજાનું વર્તન બહુ શાન્તિભરેલું હતું. પ્રજાના દુઃખ જાણી એ દુઃખનું નિવારણ કરવા માટે એણે આતુરતા દર્શાવી. કદાચ શરૂઆતમાં જ જો તેણે સખતાઇ કરી હોત તો બધું શાંત પડી જાત, પરંતુ જ્યારે સમાધાનની વાત આવી ત્યારે લોકો કોઇપણ પ્રકારના સમાધાન વાસ્તે તૈયાર નહોતાં. રાજ્યનગરમાંથી હીલચાલની શરૂઆત થઇને તે આખા દેશમાં ફેલાઇ અને બળવો દાબી દેવાનું કામ વધારે મુશ્કેલ થયું. આ પ્રસંગે લીએન્ડ શહેર તરફથી દેશને સારી મદદ મળી. બધાં શહેરમાં એન્ટવર્પ મોથી છેલ્લું પ્રજાના હાથમા આવ્યું. આટલું થયા પછી દેશનું રાજ્યબંધારણ નક્કી કરી નવા રાજાની પસંદગી કરવાનું કાર્ય ફક્ત બાકી રહ્યું.

આખું યુરોપ આ એકાએક થયેલી રાજ્યક્રાન્તિ વિસ્મયથી જોઈ રહ્યુ. બેલજીયમના જુના હક્કદારોને પોતાના હક્ક તાજા કરવા દેવાની કોઇ રાજ્યની ઇચ્છા નહોતી. બેલજીયમને બધા સત્તાવાન દેશોએ સ્વતંત્ર રાજ્ય તરીકે સ્વીકાર્યું, અને ઈ. સ. ૧૮૩૧ માં એ દેશની અલગતા સર્વે કબૂલ રાખી દેશની આન્તર વ્યવસ્થામાં બેલજીયમને પોતાની ઇચ્છાનુસાર વર્તવાની છૂટ મળી.

હોલંડને આ વ્યવસ્થા સ્વીકારવા જેવી લાગી નહિ. પચાસ હજાર માણસો બેલજીયમ પાછું લેવા માટે ત્યાં ગોઠવવામાં આવ્યા. પણ ફ્રાન્સે પોતાના લશ્કરને એકત્ર

કરવાની જાહેરાત બહાર પાડી અને ઇંગ્લંડે ડચ કીનારાને ઘેરો ઘાલવાની ધમકી આપી. મહાન વિગ્રહ થવાનો સંભવ હતો પણ બીજાં રાજ્યો વચમાં પડયા નહિ. ફ્રાન્સે એન્ટવર્પને ઘેરો ઘાલી ડચ લોકો પાસેથી તે લીધું.

આ પ્રમાણે કંઇક પોતાના પ્રયાસથી તો કંઇક અનુકૂળ સંજોગોના બળથી બેલજીયમ અલગ દેશ તરીકે પોતાની વ્યવસ્થા કરતું થયું. ચાલુ વિગ્રહની વાત સુવિદિત છે. એ વિગ્રહને અંતે બેલજીયમનું શું થાય છે તે ભવિષ્યમાં જોવાનું છે.

ભૂતકાળના ઈતિહાસના પ્રસંગ ગમે તેવા આકર્ષક હોય તો પણ એક માસિકના અંક દ્વારા તેનું સંપૂર્ણ વર્ણન કરવુ અશકય છે બીજા દેશોથી અલગ રહેનાર દેશના વર્તમાન સમયના ઈતિહાસમાં અવનવા બનાવો બનવાનો પ્રસંગ નથી આવતો. આ કારણથી બેલજીયમનો વર્તમાન સમયનો ઇતિહાસ બીજા દેશોના ઇતિહાસ જેવો નહિ પરંતુ દુનિયાની ખટપટથી દૂર રહી પોતે પોતાની આંતર વ્યવસ્થા ઉપર પૂરતું લક્ષ બેલજીયમ આપી શકયું છે અને તે માટેજ તેની વર્તમાન સમયની આંતર વ્યવસ્થા આપણું ધ્યાન ખેંચે છે.

હરિલાલ માણેકલાલ દેસાઈ.

---

# ટેંટઝીલનું મરણ*

પાત્રો.

ટેંટઝીલ—એક રાજકુમાર.
આગ્લોવાલે—રાજકુમારનો મિત્ર.
ઇગ્રેન, બેલાંગેર } ટેંટઝીલની બ્હેનો.
રાણીના ત્રણ નોકરો.

## અંક પ્હેલો.

### પ્રવેશ.

કિલ્લા ઉપર નજર નાખતી એક ટેકરીને મથાળે.
ઇગ્રેન ટેંટઝીલનો હાથ ઝાલી આવે છે

ઇગ્રેન—તારી પ્હેલી રાત દુઃખી જશે ટેંટઝીલ જો સમુદ્રનો ઘુઘવાટ આપણી આસપાસ સંભળાવા માંડ્યો છે, અને ઝાડો રડતા હોય એમ લાગે છે વખત થઇ ગયો છે મ્હેલને રૂંધી નાખતા પોપલરોની પાછળ ચંદ્ર અસ્ત થાય છે .....આપણે કદાચ, એકલાંજ છીએ, પણ અહીં હમેશ સાવધ રહેવાની જરૂર છે સુખનું એક ટીપું પણ પાસે ન આવે એવી સખ્ત ચોકી તેઓ રાખતા હોય એમ જણાય છે

---

* પ્રખ્યાત લેખક મેટરલીંકના ફ્રેન્ચ નાટક પરથી.

એક દિવસે મે મને પોતાને કહ્યુ, છેક હૃદયના ભીતરમા—અને પ્રભુએ પણ તે ભાગ્યેજ સાભળ્યું હશે—મેં કહ્યુ કે આજે હું સુખી લાગું છું.....બસ, વધારેની જરૂર નહોતી, અને તરતજ પછી, આપણા વૃદ્ધ પિતા મરણ પામ્યા, આપણા બે ભાઈઓ ગુમ થઇ ગયા, અને તેઓ ક્યાં છે તે કોઇ પણ કહી શકે એમ નથી. અહીં આ, મારા નાના ટેંટગ્રીલ, તારી અને આપણી ગરીબ બ્હેન સાથે હું સાવ એકલીજ છુ, અને ભવિષ્યનો મને વિશ્વાસ નથી ... મારી પાસે આવ, મારા ખોળામાં તને લેવા દે. પ્રથમ મને એક બુચી આપ, અને તારા નાના હાથ-આમબરાબર મારી ગરદન પર મૂક .. તેઓ તે કદી છૂટા કરી શકશે નહિં...... આગળ જ્યારે વખત આવ્યો ત્યારે હું તને સાજના લઇ ગઇ હતી તે તને યાદ છે? અને તે ગેલેરીઓ, એક પણ બારી વગરની તે લાબી ગેલેરીઓમા મારા દીવાના પડછાયાથી તુ કેવો બીધો હતો ? આજે સવારના, મેં તને ઓચિંતો પાછો જોયો ત્યારે મારૂં દીલ મારા હોઠ પર ધ્રુજતું લાગ્યું.... હુ ધારતી હતી કે તું ઘણે દૂર સહીસલામત હતો ... તને અહિં કોણે બોલાવ્યો ?

ટેં૦—મને ખબર નથી, બ્હેન

ઇ૦—તેમણે શું કહ્યુ તે તને યાદ છે?

ટેં૦—તેમણે કહ્યુ કે મારે જવુ જોઈએ.

ઈ૦—પણ શા માટે ?

ટેં૦—કારણકે રાણીની તેવી ઈચ્છા હતી.

ઇ૦—પણ શા માટે તે તેમણે કહ્યુ નહિ ?—મારી ખાતરી છે કે તેઓ ઘણુ બોલ્યા હોવા જોઇએ.

ટે —બ્હેન, મને સ ભળાતુ નહોતું.

ઈ૦—તેઓ માહે માહે વાત કરતા શુ બોલ્યા હતા ?

ટે —બ્હેન, બોલતી વખતે તેઓ અવાજ ધીમો કરી નાંખતા.

ઈ૦—બધી વખતે.

ટેં૦—બધી વખતે, બ્હેન સિવાય કે જ્યારે તેઓ મારી તરફ જોતા.

ઇ૦—તેઓ રાણી વિષે કશું પણ બોલ્યા નહોતા ?

ટેં૦—બ્હેન, એટલુંજ કે કોઇએ પણ તેને કદી જોઈ નથી.

ઇ૦—અને વ્હાણ પર તારી સાથે હતા તે લોકો, શું તેઓ પણ કશું બોલતા નહોતા ?

ટે૦—બ્હેન ઈગ્રેન, તેમનો સઘળો વખત પવન અને સઢની પાછળ જતો.

ઇ૦—હા !......મારા બાળક, એમાં કાંઇ નવાઇ નથી......

ટેં૦—બ્હેન, તેઓ મને સાવ એકલોજ રાખતા.

ઇ૦—સાંભળ, ટેંટઝીલ; હું જે કાંઇ જાણું છું તે તને કહીશ......

ટેં૦—તું શું જાણે છે, બ્હેન ?

ઇ૦—ઘણુંજ થોડું, મારા બાળક......અમારા જન્મથીજ અમે—હું અને આપણી બ્હેન, કશું પણ સમજવાની હીંમત કર્યા વગર, અહીં રહ્યા છીએ......આ ટાપુમાં હું લાંબો વખત રહી છુ અને હું આંધળી હતે તોપણ કાંઇ ફેર પડતે નહિં; છતાંયે સઘળું અને સ્વાભાવિક લાગતું......પક્ષિનું ઉડવું, પાંદડાનું ધ્રુજવું, ગુલાબનું ખીલવું.........આ મારા મનથી મોટા બનાવો હતા. અહા, હમેશ એટલી તો શાંતિ રહે છે કે એક પાકેલા ફળનું પડવું પણ લોકોને બારી પાસે આકર્ષે......અને મને સ્હેજ સંશય માત્ર પણ નહોતો......પણ એક રાત્રે મને ખબર પડી કે આ સિવાય બીજું ઘણું પણ હોવું જોઇએ......મેં નાશી જવાનો વિચાર કીધો, પણ બની શકયું નહીં......હું તને કહું છું તે તું સમજ્યો ?

ટેં૦—હા, હા, નાની બ્હેન; હું સમજી શકું છું .....

ઇ૦—તો પછી આ વિષે વધારે વાત નહિં કરીએ...કોણ જાણે...જો, તને દેખાય છે—પેલા મૃતપ્રાય થઇ પડેલા ઝાડોની પાછળ, ત્યાં, છેક ખીણની અંદરનો કિલ્લો ?

ટેં૦—કાંઇક કાળું કાળું દેખાય છે—બ્હેન, શું તે કિલ્લો છે ?

ઇ૦—હા, તે અત્યંત કાળો છે .....તે એક બીહામણી ઝાડીની વચ્ચોવચ આવેલો છે...આપણે ત્યાંજ રહેવાનું છે...આ આસપાસ આવેલા કોઇ એક ડુંગરને મથાળે બાંધ્યો હતે તો...આ ડુંગરો દિવસના આસમાની દેખાય છે...હવા પણ મળી શકતે. સમુદ્ર અને ટેકરીઓ પાછળનાં સપાટ પ્રદેશ પણ જોઇ શકાતે...પણ તેઓએ છેક ખીણની ઉંડાણમાંજ બાંધવાનું પસંદ કર્યું; અને એટલું તો નીચે કે પવન પણ આવી શકતો નથી...તે સાવ ખંડીએર જેવો થઇ ગયો છે, અને કોઇને તેની દરકાર પણ નથી—તેની ભીંતો પડતી જાય છે. તે અંધકારમાં અદ્રશ્ય પણ થઇ જાય...માત્ર તેનો એક જ મીનારો એવો છે કે જેને કાળ સ્પર્શતો નથી......તે ગંજાવર છે, અને તેનો આખા ઘર ઉપર તેનો પડછાયો હમેશ રહે છે.

ટેં૦—તેઓ કાંઇક સળગાવે છે, બ્હેન, જો, જો, પેલી લાલ મોટી બારીઓ !...

ઇ૦—હા, તે મીનારાની બારીઓ છે, આ બારીઓ સિવાય બીજે કશે દીવા કદી પણ દેખાતા નથી. ત્યાંજ રાણીનું તખ્ત છે.

ટેં૦—હું રાણીને જોઇશ નહિં ?

ઇ૦—કોઇ પણ તેને જોઇ શકતું નથી.

ટેં૦—કેમ ?

ઇ૦—હજુ વધારે પાસે આવ, ટેંટઝીલ .....પક્ષી કે ઘાસના એક તણખલાથી પણ આપણી વાત સંભળાવી જોઇએ નહિં.

ટેં૦—પણ બ્હેન, અહીં ઘાસજ નથી...... ( એક ક્ષણ પછી ) રાણી શું કરે છે ?

ઈ૦—તે તો કોઇ પણ જાણતું નથી, મારા બાળક, તે કદી પણ નજરે પડતી નથી...... તે ત્યાં, પેલા મીનારામાં તદ્દન એકલીજ રહે છે; અને તેના નોકરચાકરો દિવસના બહાર નિકળતાજ નથી...... તે ઘણી વૃદ્ધ છે; તે આપણી મા ની મા છે, અને એકલે હાથે રાજ્ય ચલાવવા ઇચ્છે છે......તે વ્હેમી અને અદેખી છે, અને લોકો કહે છે કે તે ગાંડી છે......રખે કોઈ તેની ગાદીને માટે દાવા કરે તેની તેને ઘણી બ્હીક છે, અને ઘણું કરીને આ બ્હીકને લીધેજ તને અહીં લાવવામાં આવ્યો છે......તેની આજ્ઞા મુજબજ સઘળું થાય છે; પણ કેવી રીતે તે કોઇ જાણતું નથી......તે કદી પણ મીનારો છોડી બહાર જતી નથી, અને સઘળા દરવાજા રાતદિવસ બંધ રહે છે......મે તેને કદી પણ જોઇ નથી, પણ વરસો અગાઉ, જ્યારે તે તરૂણ હતી ત્યારે બીજાઓએ તેને જોઇ હોય એમ જણાય છે.

ટેં૦—શું તે ઘણી કદરૂપી છે ?

ઇ૦—લોકો કહે છે કે તે ખુબસુરત નથી, અને તેની આકૃતિ કંઈક વિચિત્ર છે ......પણ જેઓએ તેને જોઇ છે તેઓ તેને વિષે વાત કરવાની હીંમત કરી શકતા નથી ......અને તેઓએ પણ તેને જોઇ છે કે નહિં તે કોણ જાણે......તેની સત્તા અજબ છે—અમે તે સમજી શકતા નથી, અને અમે અહીં રહીએ છીએ પણ અમારા દીલ પર તે એક ભયંકર બોજો છે......પણ તારે કોઇ પણ રીતે ખાસ ગભરાવાની જરૂર નથી; અમે તારી સંભાળ રાખશું, અને તને જરા પણ હરકત થવા દેશું નહિં; પણ હું, આપણી બ્હેન બલાંઝેર અને આપણા વૃદ્ધ મિત્ર આગ્લોવાલ, અમારામાંના કોઇ એકની પાસેથી તું દૂર કશે જતો નહિં.

ટે૦—આગ્લોવાલ પણ, બ્હેન ?

ઇ૦—હા, આગ્લોવાલ પણ......પણ તે આપણને ચાહે છે

ટેં૦—તે કેટલો વૃદ્ધ છે, બ્હેન !

ઇ૦—વૃદ્ધ પણ ઘણો ડાહ્યો છે......આપણે માટે કોઈ લાગણી ધરાવનાર રહ્યો હોય તો તે એકલોજ છે; અને તે ઘણી વાતો જાણે છે......અજબ છે; તને અહીં રાણીએ બોલાવી મંગાવ્યો, અને તે વિષે કોઇને કાંઇ ખબર પણ નહિં......મારા દીલમાં શું થાય છે તે હું જાણતી નથી......સમુદ્રની પેલી પાર દૂર ઘણે દૂર હતો એમ જાણી હું ઉદાસ છતાં સુખી હતી...અને હવે ખરેખર હું અજાયબ થઇ...આજે સવારના સૂર્યને ઉગતો જોવા હું ડુંગર ઉપર જતી હતી; અને તનેજ મેં ઉમરા ઉપર જોયો. મેં તને તરતજ ઓળખ્યો.

ટે૦—ના,ના, બ્હેન; એ તો હુંજ પહેલાં હસ્યો......

ઇ૦—હા, તે વખતે તો હું હસી શકી નહિં...તું પછી સમજશે...હવે વખત થયો છે, ટેંટઝીલ; જો, સમુદ્ર પરના વાદળાં ઘેરાં થતાં જાય છે...મને ઉઠતાં પહેલાં,

એક બુચી આપ; ફરીથી, ફરીથી, મને જોરથી બુચી દે,...તું મને કેટલો વ્હાલો છે તે જાણતો નથી...મને તારો નાનો હાથ આપ...હું તે ઝાલી રાખીશ, અને પછી આપણે તે જુના ખંડીએરમાં પાછા જઇએ.

( તેઓ જાય છે. )

## અંક બીજો.

કિલ્લાના એક ઓરડામાં આગ્લોવાલ અને ઇગ્રેન બેઠા છે. બેલાંઝેર આવે છે.

બે૦--ક્યાં છે ટેંટઝીલ ?

ઇ૦--અહીંજ છે; બહુ મોટે સાદે બોલ નહિં. તે બીજા ઓરડામાં ઉંઘે છે. તે સ્હેજ ફીકકો પડી ગયો હતો, તેનુ શરીર ઠીક હોય એમ લાગતું નથી. મુસાફરીથી તે કંટાળી ગયો હતો-તે લાંબો વખત સમુદ્ર પર હતો. અથવા કદાચ કિલ્લાની હવાથી તેનો ન્હાનકડો જીવ ગભરાયો હોય. તે રડતો હતો, અને શા માટે તે જાણતો નહોતો. મેં તેને મારા ખોળામાં સુવાડ્યો; આવ, જો...... તે આપણા બીછાનામાં ઉંઘે છે......ઉંઘમાં તે અત્યંત ગંભીર દેખાય છે, તેનો એક હાથ કપાલપર છે જાણે કે એક ન્હાનો દુઃખી રાજાજ હોય તેમ......

બે૦—( એકદમ ડચકાં ખાતાં રડી પડીને )—બ્હેન ! બ્હેન !.........મારી ગરીબ બ્હેન.........

ઇ૦—તું શા માટે રડે છે ?

બે૦—હું જે જાણું છું તે તને કહેવાને મારી હીંમત ચાલતી નથી......અને હું કાંઇ જાણું છું તેની પણ મને ખાત્રી નથી......પણ છતાં મે સાંભળ્યું છે—કોઇ પણ સાંભળી નહીં શકે તેવું......

ઇ૦—શું સાંભળ્યું છે ?

બે૦—હુ તે મીનારાની ગેલેરીઓ પાસેથી જતી હતી......

ઇ૦—હા !......

બે૦—એક બારણું સ્હેજ ઉઘાડું હતું. મેં તેને ધીમેથી હડસેલ્યું......હું અંદર ગઇ......

ઇ૦—ક્યાં ?

બે૦—મેં તે ભાગ કદી પણ જોયો નહોતો......ત્યાં બીજી ગેલેરીઓ હતી, તેમાં દીવા હતા; અને પછી નીચી સાંકડી ગેલેરીઓ કે જેનો કોઇ અંતજ નહોતો......વધુ આગળ જવાની મનાઇ છે તે હું જાણતી હતી......હું બીધી અને પાછી ફરવા જતી હતી પણ તેટલામાં માણસોનો સાદ કાને પડ્યો......જો કે ભાગ્યેજ કશું સાંભળી શકાતું હતું......

ઇ૦—એ તો રાણીના નોકરો હોવા જોઇએ; તેઓ મીનારાની

બે૦—ત્યાં કોણ હતું તે હું જાણતી નથી......વચ્ચે એક કરતાં વધારે બારણું હોવાં જોઇએ; અને જે અવાજ આવતો તે ગુગળાવી નાખવામાં આવતાં માણસના અવાજ જેવો ધીમો હતો......હું બને તેટલી પાસે ગઇ......હું કશું ખાત્રીથી કહી શકું નહિં; પણ હું ધારૂં છું કે તે તેઓ આજે આવેલા એક બાળકને માટે સોનેરી તાજ વિષે બોલતા હતા......તેઓ હસતા હોય એમ મને લાગ્યું......

ઇ૦—તેઓ હસતા હતા?

બે૦—હા, હું ધારૂં છું કે તેઓ હસતા હતા......કે પછી તેઓ કદાચ રડતા હોય અને હું સમજી નહિં હોઉં; કારણકે ત્યાં બરાબર સંભાળતું નહોતું, અને તેમનો અવાજ પણ બહુ ધીમો હતો......ત્યાં ભોંયરામાં ઘણાએક માણસો ચાલતા હોય એમ લાગતું ......તે રાણી જે બાળકને જોવા ઈચ્છતી હતી તે બાળક વિષે તેઓ બોલતા હતા...... તેઓ કદાચ આજે સાંજના અહિં આવશે.

ઇ૦—શું?......આજે સાંજના?......

બે૦—હા......હા......હું ધારૂં છું......હા......

ઇ૦—તેઓએ બીજું કોઇનું નામ લીધું નહોતું?

બે૦—તેઓ એક બાળક વિષે બોલતા હતા—એક નાનું નાનું બાળક......

ઇ૦—અહિં કોઇ બીજું બાળક નથી......

બે૦—તે જ વખતે તેમનો અવાજ સ્હેજ મોટો હતો, કારણ કે વખત આવી પહોંચ્યો છે કે નહિં તે વિષે તેમનામાંના એકે સંશય દર્શાવ્યો હતો......

ઇ૦—એ સઘળું હું સારી રીતે સમજું છું, એ લોકો કાંઇ આ પહેલીજ વખત મીનારો છોડી બહાર જતા નથી......તેણીએ શા માટે તેને અહિં બોલાવ્યો તે હું બરાબર જાણું છું...... પણ તે આટલી બધી અધીરાઈ બતલાવશે એમ હું ધારી શકી નહીં! ......આપણે ત્રણ જણા જોઈ લઇશું......આપણે ત્રણ જણા છીએ, અને હજી વખત પણ છે......

બે૦—તું શું કરવા માંગે છે?

ઇ૦—હું શું કરીશ તે તો હું હજી જાણતી નથી, પણ હું એને તો અજાયબીમાં નાંખીશ......તમે કોઇ સમજી શકો છો, કે માત્ર પ્રજ્યાજ કરશો ......હું તમને કહું......

બે૦—શું?

ઇ૦—તેણી તેને સ્હેલાઇથી લઇ શકશે નહિ......

બે૦—બ્હેન, આપણે એકલાં છીએ......

ઇ૦—હા! ખરે! આપણે એકલાં છીએ!......માત્ર એકજ રસ્તો છે, અને તે તો આપણે લઇ શકશું!......આપણે આગળની માફક તેને પગે પડીએ......કદાચ તે દયા

લાવશે !..... આપણાં આંસુની તેના પર કંઈ પણ અસર થશે......તે માંગે તે સઘળું આપણે આપશું; કદાચ તે ખુશીથી હા કહેશે, શત્રુ આવેલાને તો તે ઉગારે છે........ આટલાં વરસો થયાં, તે ગંજાવર મીનારામાં બેઠી આપણાં વ્હાલાઓનો નાશ કરાવતી રહી છે, અને હજુ કોઈએ પણ તેની સામે થવાની હીંમત કરી નથી......આપણા દીલ ઉપર તે એક કબરના પથ્થર સમાન પડેલી છે, અને કોઇ એક આંગળી પણ ઉંચી કરવાની હીંમત કરતું નથી......અહીં પહેલાં કિલ્લામાં જ્યારે પુરૂષો હતા ત્યારે તેઓ પણ બ્હીતા હતા, અને નીચું મ્હો કરી બેસી રહેતા . ...આજે એક સ્ત્રીની વારી છે..... આપણે જોઈ લઇશું......બહુ થયું—હવે તો કોઇએ પણ સામે થવાની હીંમત કરવીજ જોઇએ—એની સત્તાનો આધાર શું છે તે તો કોઇ જાણતું નથી, પણ હું હવે વધુ વખત તેના મીનારાના પડછાયામાં પડી રહેવા માંગતી નથી......જો તમો આમ ધ્રુજ્યાજ કરવાના હો તો જાઓ તમે બન્ને અહિંથી ચાલી જાઓ, અને મને હજી વધારે એકલી રહેવા દો .....હું એને માટે વાટ જોતી બેસીશ

બે૦-બ્હેન, શું કરવું જોઇયે તે હું જાણતી નથી, પણ હું તારી સાથે વાટ જોતી બેસીશ.

આ૦—અને હું પણ. ....મારા છોકરાને લાંબો વખત થયા નિરાંત નથી......આજે તું તારાથી બનતું કર......અમે ઘણી વખત કરી જોયું છે......

ઇ૦—તમે, તમે પણ ?

આ૦—તેઓ સર્વેએ......પણ છેલ્લી ઘડીએ તેમનું બળ તૂટી જતું......આજે તું પણ જોશે.......જો તે આજેજ સાંજના તેની પાસે જવાને મને હુકમ કરે, તો હું હાથ જોડી સાંભળી રહું, કશું પણ બોલું નહિ; અને મારા થાકી ગયેલા પગ તથડયા વગર, હમેશની ચાલે દાદરો ચઢીને જાય, જો કે, હું સારીરીતે જાણું છું કે એક વાર ત્યાં ગયા પછી કોઈ પણ માણસ જીવતો પાછો ફરે નહિં.... તેની સામે થવાની મારામાં હીંમત રહી નથી.......અમારા હાથ નબળા પડી ગયેલા છે, અને કોઇને અડકી પણ શકે એમ નથી......બીજા હાથની જરૂર છે. જોકે એ સઘળું નકામું છે......પણ તું આશાવંત છે, અને હું તને મદદ કરીશ..... બારણાં બંધ કર, મારા બાપ .....ટેંટઝીલને જગાડી તારા નાના હાથ ખુલ્લા કરી તેની આસપાસ નાંખ, અને એને તારા ખોળામા લે......બીજો કોઇ બચાવ નથી.

(અપૂર્ણ.)

# શ્રી કોળી યુવક મંડળ.

નાગર, બ્રહ્મક્ષત્રિય, વાણીઆ, લોહાણા વગેરે કોમોના બોર્ડિંગો, કોન્ફરન્સો અથવા સમાજો સંબંધી આપણે વારંવાર વાંચીએ છીએ. પણ કોળી, કાળીપરજ, ધારાળા, ભીલ, રબારી, ભરવાડ, ઢેડ, ભંગી, કુંભાર અને બીજી એવીજ પછાત પડેલી કોમોની ઉન્નતિ માટે સ્થપાયેલી સંસ્થા સંબંધી કવચિતજ વાંચવામાં આવે છે. સુરત જીલ્લાના ચીખલી તથા જલાલપોર તાલુકાના કોળી જ્ઞાતિના કેટલાક ગૃહસ્થોએ કોળી યુવક મંડળ નામે એક સંસ્થા ઉભી કરી છે. તે મંડળના ઉદ્દેશ નીચે પ્રમાણે છેઃ—

(૧) જ્ઞાતિમાંથી પૈસા ઉઘરાવી તે પૈસામાંથી ગરીબ વિદ્યાર્થીઓને આશ્રય આપી હુન્નરઉદ્યોગની તથા બીજી કેળવણીમાં આગળ વધારવા

(૨) વખતો વખત સારા વક્તાઓ દ્વારા ગામે ગામ લોકોને ભાષણોનો લાભ આપવો, જેથી ધીમે ધીમે કેળવણી તરફ તથા બીજા હિતના કામો તરફ લોકોનું લક્ષ દોરાય.

(૩) જ્ઞાતિને ફાયદા થાય તેવા વિષયોની ચર્ચાવાળું માસિક ચલાવવું

તા. ૯ મી એપ્રિલે ચીખલી તાલુકામાં નોગામા ગામે આ મંડળે સદરહુ જ્ઞાતિના ગૃહસ્થોનો મેળાવડો કર્યો હતો. કેળવણીના ફાયદા સંબંધી ભાષણો થયા પછી ગરીબ વિદ્યાર્થીઓ માટે એક ફંડ એકઠું કરવું એવો નિશ્ચય કર્યો હતો. બીજો મેળાવડો તા. ૨૩ મી એપ્રિલે કરવામાં આવ્યો હતો. ફંડ એકઠું કરવાનું કામ સારી રીતે આગળ વધે છે. એપ્રિલની આખર સુધી રૂ. ૨૫૦ ) અઢીસે ભરાઇ ચૂક્યા છે.

તે મંડળના સેક્રેટરી લખે છે કે "ગામડાઓમાં વસતી કોમો પૈકી કોળી તથા કાળીપરજ આ બે કોમ એટલી બધી કેળવણીમાં પાછળ છે કે તેઓમાંથી સેંકડે બે કે ત્રણ પણ ભણેલા નીકળવા મુશ્કેલ છે. કોળીઓનો મુખ્ય ધંધો ખેતીનો છે. તેઓ ખેતીવાડીમાં કમાય છે, પણ અભણ હોવાથી પૈસા અવળે માર્ગે ખર્ચે છે. ધુતારા લોકો અભણ લોકોને છેતરી એટલા બધા પૈસા લઇ જાયછે કે તેટલાજ પૈસા એકઠા કરે તો દરેક ગામ પોતાની એક એક નિશાળ ચલાવી શકે" વળી તેઓ લખેછે કે "હાલમાં કેટલીક પ્રાથમિક નિશાળોમાંથી ધોરણો કમી કરીને ફકત ત્રણજ રાખ્યાંછે, જે ધક્કો ગામડાવાળાઓને મોટો લાગ્યો છે. કંઇક જાગૃતિ લો_માં આવવા માંડી હતી, તે આ નવી રાજ્યનીતિથી દબાઈ ગઇ છે."

૧૯૧૧ના વસ્તિપત્રક ઉપરથી કોળી જ્ઞાતિની સંખ્યા મુંબાઇ ઇલાકાના જુદા જુદા ભાગમાં નીચે પ્રમાણે છે.

| | લાખ | હજાર |
|---|---|---|
| અમદાવાદ જીલ્લો ... .. ... ... | ૨ | ૦ |
| ભરૂચ જીલ્લો ... ... ... ... ... | ૦ | ૫૨ |
| ખેડા જીલ્લો .. ... ... ... ... | ૨ | ૬૭ |
| પંચમહાલ જીલ્લો ... ... ... ... | ૧ | ૬ |
| સુરત જીલ્લો ... ... ... ... ... | ૦ | ૯૨ |
| થાણા જીલ્લો ... ... ... ... ... | ૧ | ૧ |
| કાઠીઆવાડ ... . ... ... | ૩ | ૨ |
| મહીકાંઠા એજન્સી ... ... ... ... | ૧ | ૧૧ |
| પાલણપુર ,, ... ... ... ... | ૧ | ૧૨ |
| રેવાકાંઠા ,, ... ... ... ... | ૨ | ૪૯ |
| | ૧૫ | ૯૨ |

આવડી મોટી એક કોમ જ્યાં અભણ છે ત્યાં દેશનો ભાગ ઉન્નતિએ પહોંચ્યો છે એમ શી રીતે કહેવાય? આવી પછાત પડેલી મોટી કોમોને અજ્ઞાન રૂપી અંધકાર-માંથી બહાર કાઢવાને ઉંચી કોમો ક્યારે બહાર પડશે? અંત્યજોની સહાયને માટે જેમ આપણા મિશનો કામ કરે છે તેજ પ્રમાણે કોળી, ભીલ, કાળીપરજ એવી અતિ પછાત અને અતિ વિશાળ કોમોની મદદ માટે આપણે ક્યારે મિશનો સ્થાપીશું? આપણા ધનિકો, આપણા ધર્માચાર્યો, આપણા સાક્ષરો અને વકતાઓ આવી અજ્ઞાન કોમોને માટે ક્યારે પોતાનો હાથ લંબાવશે? પ્રભુ તે દિવસ જલદી લાવો.

અ. વિ. ઠક્કર.

---

# ગુજરાતની તક.

ગુજરાતનું એક મ્હોટું દુર્ભાગ્ય છે કે વીર નર્મદના અવસાન પછી ત્હેના ઉત્તમ પુત્રોએ જાહેર જીવનના તોફાની સાગરમાં ઝંપલાવવાને બદલે સાહિત્યના સુન્દર ઉદ્યાનોનું સેવન કર્યું છે. કવિ દલપતરામે દુનિયાનું ડહાપણ કવિતામાં ઉતાર્યું અને નવલરામે પુસ્તકોનું સૂક્ષ્મ અને નિષ્પક્ષપાતી વિવેચન કરી ગુજરાતની સેવા કરી; મણિલાલે આપણા પ્રાચીન તત્વજ્ઞાન ઉપર પોતાની અદ્ભુત-પ્રતિભાનો અને આર્ય ઉત્સાહનો જ્વલંત પ્રકાશ પાડયો અને શ્રીયુત્ ગોવર્ધનરામે પ્રાચીન આર્યાવર્ત અને આધુનિક હિન્દુ સમાજના બંધારણને વિચાર અને. અદ્ભુત

-રંગોમાં ચીતર્યું. બીજી પાસ સુધારો અને કેળવણી, આર્થિક ઉન્નતિ અને રાજકીય જાગૃતિ-એ વિષયો તરફ ક્વચિતજ કોઈ મંડળમાં વ્યાવહારિક ધ્યાન આપતું અને થોડી વારમાં સૌ શુમશુમાકાર બની જતું.

આ સર્વ એવે વખતે બન્યું કે જ્યારે બીજા પ્રાન્તોમાં તેમજ આપણા પોતાના ઇલાકામાં અનેક મ્હોટી હીલચાલો ઉભી થઇ અને અનેક મહાપુરૂષોએ દેશસેવામાં પોતાનું જીવન સમર્પ્યું. બંગાલામાં રાજા રામમોહન રાય અને દેવેન્દ્રનાથ ટાગોર, ઇશ્વરચન્દ્ર વિદ્યાસાગર અને સ્વામી વિવેકાનંદ થયા, અને આપણે પડખે આવેલા દક્ષિણમાં વિશ્નુ શાસ્ત્રી ચીપલુનકર, અગારકર અને નામજોશી, રાનડે અને તેલંગ થયા ત્યારે ગુજરાતમાં કોણે દેશસેવાને પોતાનો જીવનમંત્ર બનાવ્યો? નામ થોડાંજ છે અને તે પણ બીજા પ્રાંતોનાં પ્રમાણમાં તેમજ ગુજરાતના બીજાં ઉત્તમ રત્નોના પ્રમાણમાં બહુ તેજસ્વી નથી. ગયા સૈકાના ઉત્તરાર્ધમાં ગુજરાતે એક પ્રતાપી કર્મવીર ઉત્પન્ન કર્યો કે જેનો પ્રભાવશાલી ઉપદેશ અને મહાનીભર્યું જીવન સમગ્ર હિન્દમાં પૂજાય છે—દયાનંદ સરસ્વતી; પરન્તુ તે મહાત્મા પણ ગુજરાતમાં તો અણપૂજ્યાજ રહ્યા. ગુજરાતની બ્હાર આર્યસમાજ અને થીઓસોફિકલ સોસાયટી, કૉંગ્રેસ અને સંસારસુધારા સમાજ' વગેરે અનેક મહાન સંસ્થાઓ પ્રજામાં પરિવર્તન ઉપજાવતી ઉત્પન્ન થઇ અને ત્હેનું જ્ઞાન પણ ગુજરાતમાં કેટલેક અંશે પ્રસર્યું. પણ મ્હોટે ભાગે ગુજરાતીની નાડી ધબકી નહિ કે ગુજરાતનો આત્મા જાગ્યો નહિ—ગુજરાતના સાક્ષરો અને આગેવાનો ફક્ત નીચું જોઇને પોતાની બુદ્ધિનો ભંડાર કાગળ ઉપર ઉતારતા ગયા.

કૉંગ્રેસનો સૂર્ય જેમ ઉંચે ચઢતો ગયો તેમ ગુજરાતના કેટલાક બુદ્ધિશાળી પુરૂષોએ જાહેરજીવનમાં એકરસ થવા માંડ્યું. સ્વ. ઝવેરલાલ ઉમીઆશંકર યાજ્ઞિક અને ગોકુલદાસ કહાનદાસ પારેખે ધારાસભામાં તેમજ કૉંગ્રેસમાં ગુજરાતનું પ્રતિનિધિપણું કર્યું. અમદાવાદ, ભરૂચ જેવાં કોઇ શહેરોમાં રાજકીય મંડળો સ્થપાયાં; અને જો કે તે મ્હોટે ભાગે વર્ષની આખરે કૉંગ્રેસ માટે થોડા ડેલીગેટો નીમીને સંતોષ પામતાં તોપણ કોઇ મ્હોટે પ્રસંગે કંઇક સંગીન પ્રવૃત્તિ પણ આદરતા. આગળના જમાનામાં શરૂ થયેલી સુધારાની પ્રવૃત્તિ જ્યારે ક્ષીણ અને અસ્થિર થઈ ત્યારે રાજકીય હીલચાલ ધીમે ધીમે પણ દૃઢ રીતે ઉંચી કલાએ પહોંચવા લાગી. સન ૧૯૦૨ માં અમદાવાદમાં કૉંગ્રેસ ભરાઈ ત્યારે ગુજરાતમાં રાજકીય ઉત્સાહ ઉંચી ટોચે પહોંચ્યો.

પરન્તુ હવે સૌ એકમતે સ્વીકારશે કે સન ૧૯૦૫ પછી તો ગુજરાતના જાહેર-જીવનમાં એક નવો યુગ આવ્યો. તે વર્ષમાં બંગાળના ભાગલા થતાં રાજકીય હકુમત અને પ્રજાકીય લાગણી વચ્ચે મજબૂત ઘસારો થયો અને ત્હેમાંથી દેશાભિમાન અને દેશભક્તિની જે તેજસ્વી વીજળી ચમકી તેથી સમગ્ર દેશ અને

ત્હેની સાથે ગુજરાત પણ ચેતનમય બન્યું. આના પહેલા પરિણામ રૂપે સ્વાભાવિક રીતે સમતા અને સ્વાતંત્ર્ય, હિંદનું ગૌરવ અને દેશની સેવા—એ ભાવો ગીતોમાં, ભાષણોમા અને લખાણોમાં ઉભરાવા લાગ્યા. તે અરસામાં અનેક રાષ્ટ્રીય પત્રો પ્રકટ થયા—જેની કલ્પના હજી પણ આપણને સતેજ કરે છે, અનેક ધુધવતી ગંજાવર સભાઓ થઈ કે જેનાં ચિત્ર હજી આપણી આંખ આગળ કવચિત રમે છે. પરન્તુ આથી પણ વધારે અગત્યની બાબત એ છે કે સ્વદેશી અને સ્વાશ્રયની જે ભાવનાઓ તે અરસામાં ઉત્પન્ન થઇ ત્હેને પરિણામે કેળવણી, સ્ત્રીશિક્ષણ, આરોગ્ય અને ઉદ્યોગ, સાહિત્ય અને રાજ્ય સંબંધી કેટલીક નવી સંસ્થાઓ ગુજરાતમાં ઉત્પન્ન થઈ. પરન્તુ વિશાળ પાયા ઉપર પ્રજાનું હિત સાચવતી સસ્થાઓ જ જેમ દેશને અંતે લાભદાયક છે તેમ એ પણ સ્પષ્ટ છે કે ત્હેના નિભાવ માટે કેવલ લાગણીના ઉભરાની નહિં પણ દૃઢ કર્મબલની જરૂર પડે છે. આથી જ્યારે સરકારના દબાણથી તેમજ બીજાં અનેક કારણોથી બીજાં પ્રાન્તોની માફક ગુજરાતમા પણ ઉત્સાહના પૂર શમ્યાં ત્યારે કેટલીક સંસ્થાઓ તો વિસ્મૃતિના કૂપમાં ઘસડાઇ ગઇ. પ્રરન્તુ જે પુસ્તકશાળાઓ અને અનાથાશ્રમો, પૈસાફંડના ભંડોળ અને સમાજસેવાનાં કાર્યો હાલ પણ પૂર જોસમા કાયમ છે તે હમેશને માટે નવયુગના આરંભનું આપણને સ્મરણ કરાવશે.

સાગરમાં તેમજ સમાજમાં તોફાન પછી શાન્તિ આવે છે. ૧૯૦૮-૯ પછી ગુજરાતમાં પણ શાન્તિ-મંદતા આવી. જે થોડા ઉત્સાહી દેશભકતો પોતાનું કાર્ય ચલાવી રહ્યા તેઓ વિસારે પડયા અને ગુજરાત મંદ બન્યું માટે હમેશાં મંદજ રહેશે—ઘણી જાહેર પ્રવૃત્તિ શાન્ત થઈ માટે હવે જાગૃતિ શકય જ નથી—એવો મત ફેલાવા લાગ્યો. સમગ્ર દેશમા સર્વત્ર પ્રજાકીય સત્તાના કંઈક પાછાં વળતા પૂરે આ મતને વજન આપ્યું. આ નિરાશાની વૃત્તિ હાલ સમૂળ નાશ પામી છે એમ કહેવાને અમે ઘણા ખુશી થાત. પરંતુ હજી પણ ગુજરાતના મ્હોટાં શહેરોમાં ફરતાં વારંવાર ઉગતા યુવકો અને ઉમદા આગેવાનોને આપણે નિશ્ચયપૂર્વક એમ કહેતા સાંભળીયે છીએ કે " મુંબાઇ, પૂનામાં જે થાય તે ખરૂ, પણ અહીઆં કંઇજ થઇ શકશે નહિ " આવાં વચનોમા જેટલી નિરાશા રહેલી છે તેટલી આત્મવંચના પણ છે. પોતાની મંદ પ્રકૃતિને વશ થઇ ત્હેનો એક સિદ્ધાન્તને નામે બચાવ કરવો એ કર્તવ્યહીનતાની પરાકાષ્ઠા છે.

પરન્તુ કોઈ અજ્ઞાત નિયમ અનુસાર યૂરોપમાં મહાન વિગ્રહ ફાટી નીકળ્યો ત્યારથી હિન્દમાં ફરીથી ઉન્નતિની આશા આવવા માંડી છે હિન્દે સામ્રાજ્યને ચરણે મનુષ્ય અને ધનનો મ્હોટો ભોગ સંપૂર્ણ ઐકયભાવથી આપ્યો છે, અને છતાં—કદાચિત તેથી જ કરીને—ત્હેના અન્તરમાં એવી ઉંડી આશાનો જન્મ થયો છે કે આ વિગ્રહ સમાપ્ત થતાં ત્હેની સ્થિતિમાં મ્હોટો સુધારો થશે. આશા આવતાં હિન્દ વધારે કર્તવ્યપરાયણ અને જાગૃત થવા લાગ્યું છે. અને હાલના વર્તમાન--

પત્ર વાંચનાર કોઈ પણ માણસ દેશના જુદા જુદા ભાગની હીલચાલોમાં જાગૃતિનાં અનેક ચિહ્નો જોઇ શકે. સન ૧૯૦૭ માં કૉંગ્રેસ તુટી ત્યાર પછી સન ૧૯૧૪ માં મદ્રાસની બેઠકમાં શ્રીયુત ભુપેન્દ્રનાથ બાસુના આવેશમય ભાષણથી અને સ્વરાજ્યના ઠરાવથી નવું તેજ આવ્યું. ગયા વર્ષમા વિગ્રહ ચાલુ હોવા છતાં વર્તમાનપત્રોએ રાજકીય ચર્ચાઓ પૂર જોસથી ચલાવી અને મુંબાઈની છેલ્લી કૉંગ્રેસ રાષ્ટ્રીય ઉત્સાહની એવી અવર્ણનીય પ્રભાથી ઝળહળિત થઇ કે દૂર દેશાવરથી આપણા પરમ દેશભક્ત લાલા લજપતરાયે પણ ત્હેમાં નવા જમાનાનું ઉદયચિહ્ન નીહાળ્યું. મૉસ્લેમ લીગ-જે મુસલમાનોની જુદી રાજકીય સંસ્થા છે-તે પણ મુંબાઇમાં કૉંગ્રેસની સાથે મળી અને આમ બન્નેએ રાજકીય ચળવળમાં પહેલી વાર હાથ મેળવ્યા. આ પછી અને પહેલાં જે અનેક પ્રાન્તિક, જીલ્લાની અને અન્ય પરિષદો ભરાઇ છે તે દેશમાં ઉછળતા ઉત્સાહની સાક્ષી પૂરે છે.

આ અરસામાં ગુજરાતે જાગૃતિના ચિહ્નો દર્શાવ્યાં છે. ઘણે વર્ષે કૉંગ્રેસ પક્ષની પ્રાન્તિક પરિષદ્ પુનામાં મળી ત્હેણે દેખીતી રીતે તેમજ આડકતરી રીતે ગુજરાતની રાજકીય પ્રવૃત્તિને વેગ આપ્યો. તે પરિષદ્મા ઘણા ગુજરાતી ગૃહસ્થોએ હાજરી આપી હતી અને ત્હેમાંના ઘણાએ ભેગા મળી "ગુજરાતમા જાહેરજીવન" એ વિષયની ચર્ચા કરી હતી એ ત્હેનો પ્રત્યક્ષ લાભ ઉપરાંત પરિષદ્ના કાર્યવાહકોને જણાયું કે. આપણા ઇલાકાના બીજા કેટલાક ભાગની માફક ગુજરાતના પણ બે જીલ્લામાં—ખેડા અને પંચમહાલમાં—રાજકીય મંડલો ન હતાં. આથી પરિષદ્ મળી તે પહેલાં નડીઆદમાં ખેડા જીલ્લાસભા સ્થાપવામાં આવી-જેના થોડા થોડા પ્રતિનિધિઓ પ્રાંતિક પરિષદ્માં હાજર રહ્યા હતા. કૉંગ્રેસ મળી તે પહેલાં પંચમહાલમાં પણ કંઈ ચળવળ કરવામાં આવી અને પરિણામે ગોધરામાં પંચમહાલ જીલ્લા કૉંગ્રેસ કમિટિ સ્થપાઇ. નાતાલમા મળેલી કૉંગ્રેસ અને બીજી સભાઓમા ગુજરાતીઓ ઘણી સારી સંખ્યામાં હાજર થયા હતા એ જોઇને ઘણાને સંતોષ થયો હશે.

નવાં તેમજ જુનાં રાજકીય મંડલો પૂર ઉત્સાહથી કામ કરે છે એમ કહેવાને અમે અશક્ત છીએ છતાં અમને જોઇને આનંદ થાય છે કે ગુજરાત સભાએ—કદાચિત્ ત્હેના ઇતિહાસમાં પહેલી વાર–રાજકીય ભાષણોનો એક સુંદર ક્રમ યોજ્યો છે અને ત્હેની શરૂઆત તરીકે "હિંદનું રાજતંત્ર' એ વિષય ઉપર એક જાહેર ભાષણ થોડાજ માસ ઉપર ગોઠવવામાં આવ્યું હતુ. બીજુ, "હિન્દ-સ્વરાજ્ય-વિચાર-પ્રચારક" ફંડના મુંબાઇના તંત્રી મંડલ તરફથી સ્વરાજ્ય લેખમાલા પ્રકટ થવા માંડી છે અને ત્હેને અંગે બે લેખો પ્રકટ કરવામાં આવ્યા છે. સન ૧૯૦૭-૮ પછી આ રાજકીય પ્રવૃત્તિનું પહેલીજ વાર હવે દર્શન થાય છે અને અમારી ખાત્રી છે કે તે વધારે દૃઢ અને સ્થાયી રહેશે.

રાજકીય પ્રવૃત્તિ છોડીને એક બીજી દિશામાં નજર કરીએ-કેળવણીની. અને અહીંઆં પણ આપણને વિકાસ અનેસ્ફુર્તિનાં ચિહ્નો નજરે પડે છે. ગુજરાત પૈસા ફંડ ઘણાં વર્ષોથી અનેક મુશ્કેલીઓ વચ્ચે થોડી રાત્રિશાળાઓ ચલાવે છે ત હવે પોતાના

જુદાં જુદાં સ્થળોમાં કાર્યનો વિસ્તાર કરવા મજબૂત પ્રયત્નો કરે છે. ગુજરાતમાં ભાવનગર, અમરેલી વગેરે સ્થળે સેવામંડલો કેળવણીનાં કામ ન્હાના પણ સંગીન પાયા ઉપર કર્યે જાય છે. આ સર્વેમાં આપણું ખાસ ધ્યાન ડેકન એજ્યુકેશન સોસાયટીના ધોરણ ઉપર રચાયેલી સુરતની સાર્વજનિક સોસાયટી અને ત્હેણે હાથ ધરેલી નવી કૅાલેજની યોજના છે. થોડાંજ અઠવાડીઆં ઉપર પેટલાદમાં પણ એક કેળવણી મંડલ સારા પાયા ઉપર સ્થાપવામાં આવ્યું છે કે જે વિશેષ કરીને પાટીદાર કોમમાં માધ્યમિક કેળવણીનો પ્રસાર કરવા પ્રયત્ન કરે છે. અને છેવટે અમદાવાદની ગોખલે સોસાયટીએ ગુજરાત કેળવણી પરિષદ્ ભરવાનું નક્કી કરીને કેળવણીના સવાલની મહાન અગત્ય તરફ સમગ્ર ગુજરાતનું ધ્યાન ખેંચ્યું છે.

ચાલુ વર્ષમાં ભરાતી પરિષદોનો જ વિચાર કરતાં ગુજરાતમાં જાગતા ઉત્સાહનું માપ જણાશે. મે માસની ૨૧ મી તારીખે જ્ઞાતિપત્રતંત્રી પરિષદની બીજી બેઠક ભરૂચમાં ભરાઇ અને નાતજાતનાં મંડલોની નવી પરિષદ્ આ માસની શરુઆતમાં અમદાવાદમાં મળશે. આવતા સપ્ટેંબરમાં—અને કદાચિત તેમ નકકી થાય તો ઓકટોબરમાં—અમદાવાદમાં નિર્ધાર્યા પ્રમાણે ત્રણ પરિષદો ભરાવી જોઇએ (૧) પ્રાન્તિક રાજકીય પરિષદ્ (૨) સમાજ સુધારાની પરિષદ અને (૩) ગુજરાત કેળવણી પરિષદ. ત્રીજી જુને સૂરતમાં આરોગ્યનું પ્રદર્શન ઉઘડશે એ પણ આપણી સર્વદેશીય જાગૃતિનો પુરાવો છે.

આ સિંહાવલોકન મ્હોટામાં મ્હોટા નિરાશાવાદીને સમજાવવાને બસ થશે કે સમગ્ર દેશમાં પ્રતીત થતી જાગૃતિનું દર્શન ગુજરાતમાં પણ થાય છે. જુની સંસ્થાઓને વિકસાવવાનો અને નવી સંસ્થાઓને ઉપજાવવાનો,—એક નહિ પણ અનેક દિશામાં દેશહિત સાધવાનો અને ધીમે પણ દૃઢ પગલે આગળ વધવાનો વિચાર-ભાવ ગુજરાતમાં નજરે પડે છે. આ ખરેખર અતિશય આશાજનક છે. પરન્તુ ત્હેના સ્વરૂપ વિષે આપણને જરા પણ ભ્રમ ન રહે એ માટે ત્હેમાં જરા ઉંડા ઉતરવાની જરૂર છે. ગુજરાતીઓ ત્હેમના પાડોશી દક્ષણીઓને મુકાબલે ઘણાજ ભાવમય છે—વિચાર કે નિશ્ચય કરતાં લાગણીથી વધારે દોરાય છે. બંગાલનો બુલંદ સૂર સાંભળી આપણે ૧૯૦૫-૭ માં દેશભક્તિની લાગણીથી પ્રેરાયા હતા અને હાલ પણ દેશના બીજા ભાગોની માફક દેશસેવા કરવાનો ભાવ આપણને પ્રવૃત્તિમાં પ્રેરે છે. પણ લાગણીઓ હમેશાં ઉંચામા ઉંચી કોટિએ રહેતી નથી-રહી શકતી નથી; તે શમી જાય છે અને પછી આપણે પહેલા હતા ત્હેવાજ "આળસુ ગુજરાતી" બની જઇએ છીએ. આમ ન બને તે માટે હમેશાં જરૂરનુ છે કે તાત્કાલિક ભાવનું રૂપાન્તર સ્થિર ભાવનામાં થવું જોઇએ અને સ્વતંત્ર લાગણીએ સ્થિર નિશ્ચયને જન્મ આપવો જોઇએ. ધબકતા હૃદયે જાહેર જીવનના માર્ગ ઉપર આપણે સંકોચથી ચાલીએ છીએ ત્હેને બદલે કેસરી સમાં નીડર પગલાંથી ચાલવું જોઇએ. સ્હેજ જણાતી જનસેવાની પગથીઓ સ્પષ્ટ રીતે અંત પર્યંત દેખાવી જોઇએ અને સ્થિર વિશ્વાસથી રમતની માફક આપણે મ્હોટામાં મ્હોટી પ્રવૃત્તિઓ સફલ કરવી જોઇએ. આપણે જે અનિશ્ચિતતાથી

ન્હાની સંસ્થાઓ શરૂ કરીએ છીએ અને પ્રો. કર્વે જે શાન્ત-દૃઢતાથી સ્ત્રીઓની યુનિવ્હર્સિટી સ્થાપવાની યોજના સિદ્ધ કર્યે જાય છે ત્હેની વચ્ચે જે અંતર છે તે વર્તમાન અને ભાવિ ગુજરાત વચ્ચેનું અંતર છે. એ અંતરને કાપવું અને જાહેરજીવનને મ્હોટા ધોરી રસ્તા ઉપર મૂકી દેવું એ ગુજરાતની મ્હોટામાં મ્હોટી તક.

આ કાર્યમાં બે સિદ્ધાંતો રહેલા છે.

(૧) પ્રથમ તો આપણા હૃદયમાં દેશસેવાની-લોકોનું હિત સાધવાની ઉર્મિ આવે છે ત્હેને જેમ એક પાસથી સ્થાયી ભાવનાનું સ્વરૂપ આપવું તેમ બીજી પાસથી ત્હેને સ્પષ્ટ અને નિશ્ચિત સ્વરૂપ આપવું. ઘણાને કંઇક પરોપકાર કરવાનો વેગ જેટલી ત્વરાથી આવે છે તેટલીજ ત્વરાથી તે શાંત થાય છે. ઘણાને કંઇ સારૂં કરવાની વૃત્તિ થાય છે પણ તેઓ સારૂં કરવાના સ્પષ્ટ માર્ગ જોઇ શકતા નથી. આ જેમ વ્યકિતને તેમ એકંદર ગુર્જર સમાજને લાગુ પડે છે દેશભકિત એ ભભુકતો અગ્નિ મટી સ્થિર દીપ રૂપે ગુજરાતમાં પ્રકાશવો જોઇએ તેમ બુદ્ધિએ દેશસેવાના સ્પષ્ટ માર્ગ દૃષ્ટિ સમીપ રજુ કરવા જોઇએ. આથી દેશસેવા કોઇ દૂરની અણદીઠી ચમત્કારિક વસ્તુ મટી એક પવિત્ર સ્પષ્ટ પ્રકાશિત માર્ગ રૂપે જણાશે. અર્થાત્ હૃદયના તટ ઉપર ઉછળતી, ભભુકતી, વિલાસ કરતી લાગણી અંતરમાં ઉંડી ઉતરવી જોઇએ અને જીવન સાથે પૂરેપૂરી વણાઇ ભાવના રૂપે સ્થિર થવી જોઇએ. આમ થતાં બુદ્ધિ સાથે તેનો સહકાર વધારે પાકો થશે અને દેશસેવાના તેમજ જાહેરજીવનના વિશાલ માર્ગ નજર આગળ રમશે.

જાહેરજીવનના વિકાસમાં આ એક આવશ્યક ક્રમ છે કે જે આપણે સત્વર સિદ્ધ કરવાની જરૂર છે. દક્ષિણે વર્ષો પહેલાં આ દશા વટાવી છે અને તેથી જ દેશસેવા અને દેશભકિત ત્યાં ઘરગથ્થુ શબ્દ બની ગયા છે. હાલ ગુજરાતમાં જાહેર પ્રવૃત્તિઓનું પૂર આવ્યું છે તો ત્હેનો પ્રવાહ ઉંડો અને સ્થિર કરવાનો ધર્મ આપણને પ્રાપ્ત થાય છે.

(૨) ભાવ કે ભાવના ગમે તેટલી મજબૂત હોય પણ તે કર્તવ્યબલ શિવાય નિરર્થક છે; માટે ગુજરાતના કર્તવ્યબલને વિકસાવવાનો બીજો ધર્મ પણ આપણે શિર છે. હવે કર્તવ્યબલને અંગે જોઇતી માનસિક શકિતઓ તો આપણામાં થોડા પ્રમાણમાં છે એમ જરા પણ અહંકાર શિવાય કહી શકાય; પણ તે સાથે આપણે કબૂલ કરવું જોઇએ કે જે નિશ્ચયબલ અને ત્હેના મૂળ રૂપ—જે આત્મવિશ્વાસ વડે સર્વ મ્હોટાં કાર્ય સધાય છે ત્હેની ભયંકર ન્યૂનતા ગુજરાતમાં દૃષ્ટિગોચર થાય છે. દક્ષિણ કરતાં પણ આપણી પ્રજાના સેંકડે વધારે ટકા લખી વાંચી શકે છે, કેળવણીમાં પણ આપણે ત્હેમના કરતાં કંઇક ચ્હડીઆતા છીએ, પૈસો આપણી કોમ પાસે વધારે છે તેમ સાહિત્ય પણ આપણે ઠીક રચ્યું છે; અને છતાં પણ જાહેર કામમાં ત્હેમના કરતાં આટલા પછાત રહીએ છીએ ત્હેનું મ્હોટું કારણ એ છે કે આપણે નિશ્ચયબલ અને આત્મવિશ્વાસને કેળવતા નથી. આપણને આપણા પોતામાં તેમજ એક બીજામાં

શ્રદ્ધા નથી અને તેથીજ આપણે મ્હોટાં કામ પાર પાડી શકતા નથી. આપણી કલ્પના ન્હાની મુશ્કેલીઓને મેરૂ રૂપ ગણે છે અને પછી તે મેરૂ ચઢવાની અશક્તિને લીધે આપણે એક પગલું આગળ વધતા નથી.

ગુજરાતમાં શકિત અને સાધન છે પણ ત્હેમાં આત્મવિશ્વાસ નથી—જ્યારે સર્વ કાર્યનો આત્મા તો આત્મવિશ્વાસ જ છે—જે સર્વ શકિતઓ અને સાધનોનો સંપૂર્ણ ઉપયોગ કરી ઇષ્ટ કાર્ય સફલ કરે છે. આ આત્મવિશ્વાસ ગુજરાતમાં આવશે ત્યારેજ ત્હેનું જાહેરજીવન હાલના સંકોચ અને અસ્થિરતામાંથી મુકત થઈ ઉજ્જવલ ભવિષ્યનાં દ્વાર ઉઘાડશે.

હવે પ્રશ્ન એકજ રહ્યો. દેશભકિત અને દેશસેવાની ભાવનાઓ સ્થિર અને ઉંડી કેમ બનાવવી અને નિશ્ચયબલ અને આત્મવિશ્વાસને કેમ વધારવા? એક રીતે ઉત્તર સ્પષ્ટ છે કે હાલની પ્રવૃત્તિઓનેજ સ્થિર અને વિશાળ બનાવો અને તે સફળ બનાવી પ્રજાને પોતામાં વિશ્વાસ સ્ફુરાવો. ખરેખર, વ્યાવહારિક માર્ગ તો આ જ છે અને તે અનુસરવા અમે ગુજરાતના સર્વ સાચા પુત્રોને વિજ્ઞપ્તિ કરીએ છીએ. પરન્તુ હાલની પ્રવૃત્તિમાં આંખ મીચીને કેવળ મચ્યા રહેવાથી સોનાનો સૂર્ય કદી પણ ઉગશે નહિં. જાહેર કાર્યોમાં વ્યાવહારિક સહાય આપતા કાર્યકર્તાઓના તેમજ સમગ્ર પ્રજાના મન ઉપર દેશભકિતની સ્થિર ભાવનાના અને અનંત આત્મવિશ્વાસના ઉપદેશ દૃઢ કરવાની જરૂર છે આમ જ્યારે જાહેરજીવનના વ્યાવહારિક તેમજ નૈતિક સત્વોનો સંયોગ થશે ત્યારે તે ગુજરાતની ભૂમિમાં સ્થિર વાસો કરશે

કોઇ પ્રજાને એકની એક તક વારંવાર પ્રાપ્ત થતી નથી. સમગ્ર હિન્દ અને ગુજરાત ગયાં ૬૦, ૭૫ વર્ષમાં કેટલી વાર આશા અને નિરાશાના ચક્ર ઉપર ચઢ્યું—કેટલી વાર ત્હેનાં સોનાનાં સ્વપ્નો અચાનક ભાંગી ગયા અને કેટલી વાર નિશ્ચેતન અને સુષુપ્તિના ઘોર વાદળ ત્હેનાં જીવન ઉપર છવાઇ ગયા! આ વિચાર કરતાંજ સમજાશે કે હાલ લગભગ દશ વર્ષે ઉત્સાહ અને જાગૃતિનું જે પૂર આવ્યું છે તે કેટલું કીમતી છે અને ત્હેનો પૂરેપૂરો લાભ નહિ લેવાય તો પહેલાની માફક કેવી વીજળીક ત્વરાથી તે આપણને છેતરી ચાલ્યું જશે ' જે લાગણી જામે છે તે અંતરમાં ઉંડી ભાવના રૂપે સ્થિર થવી જોઇએ અને આત્મવિશ્વાસ અને નિશ્ચય વડે તે કર્મ રૂપે પ્રકાશવી જોઇએ આમ થશે તો જાહેરજીવનના જે વિશાલ માર્ગ ઉપર દક્ષિણ ઘણા વર્ષથી વિરાટ પગલે ચાલે છે તે ઉપર આપણા પગ મંડાશે—જાહેરજીવનના જે 'સ્થિર અને પ્રતાપી યુગ માટે આપણે ઝંખીએ છીએ અને આજ સુધીની પ્રવૃત્તિ જેને માટે તૈયારી રૂપ છે તે આપણી દૃષ્ટિ સમીપ તરશે

ગુજરાતના ભૂતકાલમાં કંઇક મહત્વ-કંઇક તેજ હતું. ગુજરાતની ભૂમિએ ઇતિહાસના ઘણા ચિરસ્મરણીય પ્રકરણો નીહાળ્યાં છે અને ઘણાએ નરરત્નોને જન્મ

આપ્યો છે. વર્તમાન કાળમા પણ જેણે નર્મદ અને નવલરામ, ગોવર્ધનરામ અને મણિલાલ, ઝવેરીલાલ યાજ્ઞિક અને અંબાલાલ સાકરલાલને જન્મ આપ્યો છે ત્હેને વંધ્યા કેમ કહેવાય? તો ત્હેનુ ભવિષ્ય શા માટે ઉજળું અને ભવ્ય ન બને? બનશે જ; પણ જ્યારે ગુર્જરીના પુત્રો ઉન્નતિનાં કાર્યમાં હૃદયનો રસ લઇ અને ગુર્જર પ્રજાના હૃદયમાં આશા અને આત્મવિશ્વાસ સીંચી જાહેરજીવનના માર્ગને પાકા અને વિશાળ બનાવશે ત્યારેજ. આ માટે કયો આત્મભોગ મ્હોટો છે—કયો માર્ગ વિકટ કે અસાધ્ય છે? ગુજરાત! ત્હને સોનાની તક મળી છે. તું જેમ ત્હેનો ઉપયોગ કરશે તેમ ન્હારા ભવિષ્યની રેખાઓ મંડાશે.

ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક.

---

# ગુજરાતમાં જાહેરજીવન.

૧

## અમદાવાદ

ગુજરાત સાહિત્ય સભા. તા ૨૫-૫-૧૬.

આ સભા તરફથી રા. રા. વિજયલાલ કનૈયાલાલ ધ્રુવે "વિમાનશાસ્ત્ર" એ વિષય પર રા. ગટુલાલ ગોપીલાલ ધ્રુના પ્રમુખપદ નીચે પ્રેમાભાઇ હાલમાં જાહેર ભાષણ આપ્યું હતું. દર વર્ષે આ સભા તરફથી સાહિત્ય, ઇતિહાસ, કાવ્ય, તત્ત્વજ્ઞાન, વિજ્ઞાન તથા કેળવણી અને જીવનચરિત્રો વગેરેને લગતા ૨૫-૩૦ ભાષણો તૈયાર થાય છે અને તેમાંના ઘણા ખરા વસન્ત, બુદ્ધિપ્રકાશ વગેરે માસિકોમાં છપાય છે.

આ વર્ષની વ્યાખ્યાનમાળા એના ઉમંગી અને ખંતીલા મંત્રીઓ તરફથી ગોઠવાઇ છે. ગઇ સાલ સાહિત્ય, ઇતિહાસ અને કલાનું એક પ્રદર્શન ભરવામાં આવ્યું હતું અને, એ દર વર્ષની દીવાળીમાં હવેથી ભરવાનું હોય એમ જણાય છે. એમાં સ્વદેશી ઉદ્યોગહુન્નર અને આરોગ્યને લગતી વસ્તુઓ જો ઉમેરાય તો સભાના એક વાર્ષિક ધર્મકાર્ય તરીકે એ બહુ ઉપયોગી સંસ્થા થઇ પડશે.

કેળવણી ખાતા તરફથી સ્કુલોને માટે મંજુર થયેલાં અમુક પુસ્તકો પર રીપોર્ટ કરવા સભાની વ્યવસ્થાપક કમિટિએ ઠરાવ કર્યો હતો. પણ એ કાર્ય હજી પણ વખત થયાં આરંભાયું નથી. આશા છે કે "કેળવણી પરિષદ" પહેલાં તો એ કાર્ય જરૂર

આટોપાશે: એમ થશે તો એ પરિષદ્ આગળ બહુ ઉપયોગી માહિતી આપવા સભા શક્તિમાન થશે.

સાહિત્ય સભાનું એક ખાસ અજાયબ લક્ષણ એ જણાય છે કે એમાં રાજકીય વિષયની ગંધ પણ ના પેસી જાય એવી ચોકસાઇ બહુ બારીકીથી રાખવામાં આવે છે. અને નવું લોહી દાખલ કરવાની કે સાહિત્ય દેશોદ્ધારમાં કેવી રીતે વધારેમાં વધારે ઉપયોગી થઇ શકે એવી ખાસ તજવીજ નહીં કરાતી હોવાથી જાણે એ સભા કેવલ "વિદ્યા વિલાસ" માં પડી હોય એમ લાગે છે. આમ છતાં સાહિત્ય સભામાં જીવન બળ છે, વિદ્વતા છે, દીર્ઘદષ્ટિ અને ડહાપણ તથા લોકોપયોગી થવાની અભિલાષા પણ પુષ્કળ છે. આ બધાથી (ઘણીવાર અસંતોષ થવા છતાં) વિશ્વાસ રહે છે કે એના કાર્યક્રમમાં રહેતી શિથિલતા તથા કંઇક જડતા દૂર થઇ એની રગેરગમાં નવજીવનનો સંચાર થશે. પાંચે વર્ષે ગુજરાત વર્નાકયુલર સોસાઇટીનો કોપ "ઘ" સુધી આવ્યો એટલી બધી ધીમાશ આ યુગ સહી શકે એમ નથી.

## થીઓસોફિકલ સોસાયટી.

તા. ૭ મી મે ને રોજ, સનાતન ધર્મ અને નીતિ પ્રવર્ત્તક કમિટિ તરફથી લેવાયલી પરીક્ષાઓમાં પાસ થનાર વિદ્યાર્થીઓને ઇનામો તથા સર્ટીફીકેટસ આપવાનો મેળાવડો રા. મગનભાઇ ચતુરભાઇ પટેલ બી. એ., એલએલ. બી. ના પ્રમુખપદ નીચે થયો હતો. અને તા. ૮ મી મે ને રોજ મેડમ બ્લેવટસ્કીની જ્યંતી ઉજવવામાં આવી હતી. અત્રેનીજ થીઓસોફિકલ સોસાયટી તરફથી ગુજરાતના થીઓસોફિસ્ટસનું ફિડરેશન (સંમેલન) પણ ગયા બે મહિનાપર અત્રે મેળવવામાં આવ્યું હતું. એનું કાર્ય બહુ સંતોષકારક અને ફત્તેહમંદ થયું હતું. વ્યાખ્યાનો, ઉપદેશો અને ખાનગી મીટીંગો ઉપરાંત એ પ્રસંગે સ્ટેશન પર આવેલી સ્વ. શેઠ મણીલાલ રણછોડદાસની ધર્મશાળાની વિશાળ અગાશીમાં, પૂર્ણીમાની ચકચકિત રૂપેરી રાત્રે, ઉત્તમ પ્રકારના સંગત સાથનું સુન્દર હર્ષ કિર્ત્તન કરાવવામાં આવ્યું હતું. હિન્દુ, પારસી સ્રીપુરૂષ વગેરેનો ભેગો મેળાવડો દેશના નવિન ધાર્મિક જીવન માટે બહુ સંતોષ અને આશાઓને ઉત્પન્ન કરતો હતો.

સોસાયટીને માટે પોતાનું મકાન બંધાવવાની ગોઠવણ નક્કી થઇ છે. અને હાલમાં વિદ્યાર્થીઓને માટે અઠવાડીક કલાસો, રવિવારની મીટીંગો વગેરે કાર્યક્રમ બહુ લાગણીથી અને સંપૂર્ણ સેવા બુદ્ધિથી ચલાવવામાં આવે છે.

## વેદ-સનાતન ધર્મોત્તેજક સમાજ.

આ સમાજે શ્રી શંકરાચાર્યની જયન્તીનો પ્રસંગ તા. ૭-૮ મે ના દિવસોએ ઉજવ્યો હતો. શ્રીયુત શંકરપ્રસાદ મીશ્ર, હીરાલાલ વ્રીજભૂખણદાસ શ્રોફ અને જગન્નાથના શંકરાચાર્યે પ્રસંગને અનુસરતાં વ્યાખ્યાનો કર્યાં હતાં. આ મંડળ પણ માત્ર શંકર જયંતી ઉપરાંત, વેદાંત, તત્ત્વજ્ઞાન તથા સનાતન હિન્દુ ધર્મના અન્ય આચાર્યોના સિદ્ધાન્ત

તથા જીવનચરિત્ર ઉપર વ્યાખ્યાનમાળાઓ તથા લેખો પ્રસિદ્ધ કરવા ધારે છે. જમાનાની જરૂરીઆતો વિચારી, જુના આચારવિચાર તથા રૂઢીઓનો જીર્ણોદ્ધાર કરી, મહાન્ હિંદુ પ્રજાના નામને શોભે એવી પ્રગતિમાન અમારી દરેક સમાજો થાય એવું જોવાની અમારી અભિલાષા છે. આ સભામાં ઘણા ઉત્સાહી કાર્યવાહકો હોવાથી અમને સંપૂર્ણ વિશ્વાસ છે કે ઉપલી સૂચનાનો જરૂર અમલ થશે.

## મહિલા મંડળ.

મ્હોટી ઉમ્મરની સ્ત્રીઓની ઉન્નતિ થાય તથા એમનામાં જ્ઞાન વધે અને સ્ત્રીઓ વખતના સદુપયોગ કરી શકે એવા ઉદ્દેશથી ઉપરનું મંડળ રાયપુર ટયૂટોરિયલ હાઇસ્કૂલના મકાનમાં સ્થાપવામાં આવ્યું છે. એનો વાર્ષિક મેળાવડો ગયા માસમાં થયો હતો. ત્યાર બાદ સ્વ. જમનાબાઇ સક્કાઇના મરણનો શોક પ્રદર્શિત કરવાની એક સભા, પ્રો. કર્વેની કન્યા મહાવિદ્યાલય બાબત વિવેચન અને સ્ત્રીઓની ઉન્નતિ બાબત સો. શારદા મ્હેતાનું જાહેર ભાષણ—એટલી પ્રવૃત્તિ થઇ હતી. છોકરીઓને માટે શીવણનો કલાસ, સંગીતનો એક કલાસ, સામાન્ય વાંચન, જ્ઞાનચર્ચા વગેરે પ્રસંગોપાત ત્યાં કરવામાં આવે છે. સ્ત્રીઓની ૮૦–૧૦૦ જેટલી સંખ્યા ભાષણો વખતે હાજર રહે છે અને ગં. સ્વ. મહાલક્ષ્મી બ્હેન, અને બ્હેન વિદ્યા તથા શારદાની આગેવાની નીચે આ સમાજ ઉત્તરોત્તર ઉન્નતિ કરશે એવી આશા છે.

## વનિતા વિશ્રામની ભગિની સમાજ.

વનિતા વિશ્રામ તરફથી બ્હેન પગા (મહુંમ પ્રાણુલાલ નજરાયની વિધવા) એ ન્હાની ઉમ્મરની છોકરીઓને માટે એક "ડીબેટીંગ સોસાયટી" કાઢાડી છે. એમાં ૬૦ સભાસદો છે. ૩૦–૩૧ ભાષણો તથા ચર્ચાઓ ગઇ સાલ ત્યાં થઇ હતી અને ગરબા અઠવાડીઆમાં એક વખત ગવડાવવામાં આવે છે. એનો વાર્ષિક સમારંભ સો. શારદાબ્હેનના પ્રમુખપદ નીચે ગયા અઠવાડીઆમાં થયો હતો. તે વખતે સંસ્કૃત, ગુજરાતી તથા અંગ્રેજી સંવાદો, ગીતો, ગરબા વગેરે બહુ સારી રીતે કરવામાં આવ્યા હતા – આવી સમાજો શહેરમાં મહોલ્લે મહોલ્લે થવાની અગત્ય પ્રમુખે જણાવી હતી.

## મહિલા વિદ્યાલય.

જણાવતાં અતિશય હર્ષ થાય છે કે અમદાવાદની ખરી જરૂરીઆત વિચારી અને ગુર્જર સમાજની પરિસ્થિતિ ધ્યાનમાં લઇ અત્રેના વનિતા વિશ્રામે કન્યા હાઇસ્કુલ કઢાડવાનું નક્કી કર્યું છે. એની પૈસા સંબંધી બધી જોખમદારી વનિતા વિશ્રામે માથે લીધી છે અને ઑનરરી લેડી સુપ્રિન્ટેન્ડન્ટ તરીકે સો. શારદા સુમન્ત મહેતા બી. એ. એ પાંચ વર્ષને માટે કામ કરવા સ્વીકાર્યું છે. હાઇસ્કૂલનો અભ્યાસક્રમ પાંચ વર્ષમાં મેટ્રીક્યુલેશન સુધી પહોંચે એમ ગોઠવ્યો છે. શિક્ષણ ગુજરાતી મારફતે અને અંગ્રેજી બીજી ભાષા તરીકે શીખવાશે. વિજ્ઞાન, ગુજરાતી સાહિત્ય, સંસ્કૃત, ગણિત, ઇતિહાસ, ભુગોળ, ગૃહવ્યવસ્થા, આરોગ્ય વિદ્યા, બાળકોની ઉછેર, પાકશાસ્ત્ર, શીવણ,

... ... વિષયો શીખવવાના છે અને ૧૬-૧૭ વર્ષમા કન્યાઓ ઇંગ્રેજી ભાષા સાથે માધ્યમિક શિક્ષણ પુરૂં કરે અને જ્ઞાન માટે પ્રીતિ ઉત્પન્ન થાય તથા વાચવા લખવામાં, ન્યુસ પેપર્સમાં અને કાવ્યકલામા રસ લે એટલી યોજના હાલ બ્હેન શારદાએ ધારી છે ' બનશે તો આવતા જુલાઇથી આ સસ્થા શરૂ થશે

## નાતજાતનાં મંડળોની પરિષદ્.

તા. ૪ થી જુનને રોજ આ પરિષદ્ મળવાનુ નકકી થયુ છે એમા રજુ કરવાના ઠરાવો નીચે પ્રમાણે છેઃ—

નાતોના વસ્તીપત્રકની અગત્ય, નાતોની પરિષદોના ફાયદા, કેળવણી, બાળલગ્ન, અસમાન લગ્નો, કન્યાવિક્રય, વરવિક્રય, જમણવારો, રોવાકુટવાનો રિવાજ, ભોજન વ્યવહાર ત્યાં કન્યા વ્યવહારની અગત્ય, ધર્માચાર્યોની ફરજો, નાતના નિરાધાર અને વિધવાઓને મદદ, કન્યાકેળવણી, એક પતિવ્રત, બાળમરણ તથા સ્ત્રીઓના શરીરની નબળાઈ, પુરૂષોમા ચાલતા ક્ષય વગેરે રોગો એ વિષયો પર ઠરાવો ઘડાયા છે. રા ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદીએ આ પરિષદનુંપ્રમુખપદ સ્વીકાર્યું છે અને શ્રીયુત ગાંધી, આપરિષદમા હાજર રહી આપણા સમાજસુધારાના વિષયપર એક ભાષણ આપવાના છે અને દરેક ઠરાવપર બબ્બે ત્રણ ત્રણ ભાષણો થશે કૉન્ફરન્સને અંગે એક મિત્ર-મેળાપનો પ્રસંગ રાખ્યો છે અને અમદાવાદના નાતજાતના મંડળોના પ્રતિનિધિઓની એક સભા કાયમની સ્થાપી એ દ્વારા પરિષદ્મા ચર્ચાયેલા વિચારોને વ્યવહારમા મૂકવાની હીલચાલ કરવાનો ઉદ્દેશ છે. આ પરિષદનુ કામ જોવાની શહેરમા બહુ આતુરતાથી રાહ જોવાયછે.

## ગુજરાત કેળવણી પરિષદ્.

તા ૨૦ મી શનીવારે ગોખલે સોસાયટીની એક સભા કેળવણી પરિષદ્ માટે વધુ વિચાર કરવા મળી હતી તેમા સરવન્ટ ઑફ ઇન્ડિયા સોસાયટીવાળા મિ અમૃતલાલ ઠકકર અને મિ ઇન્દુલાલ યાજ્ઞિકને તથા રા રા. ઈશ્વરલાલ હીરાલાલ દેસાઇ બી એ, એલએલ બી ને એ પરિષદ્ના મંત્રીઓ નીમવામા આવ્યા છે. પરિષદ્ને માટે પ્રાથમિક, માધ્યમિક તથા ઉચ્ચ કેળવણીને લગતા અનેક પ્રશ્નો તારવવામા આવ્યા છે અમુક હકીકતો તથા આકડા એકઠા કર્યા બાદ એ ઉપર નિબંધો મગાવવામા આવશે ઉપરાત મ્યુનિસિપાલીટી, લોકલ બૉર્ડ વગેરે મંડળોને અમુક પ્રશ્નો પૂછવામાં આવનાર છે. પ્રથમ દિવસની એક અલ્પતર મીટીંગમા એ બધાની તારવણી કરી પરિષદ્ આગળ શુ શું રજુ કરવું તે નકકી થશે અને એ મીટીંગમા પરિષદ્ આગળ મૂકવાના ઠરાવો પણ ઘડાશે. પ્રાન્તિક કેળવણી પરિષદ્ બનાવવાની દરખાસ્ત પણ રજુ થયેલી છતા એ વિચાર પડતો મૂકી ગુજરાત કેળવણી પરિષદ જ રાખવાનો વિચાર નક્કી થયો છે.

ગુજરાતી.

૭

## સુરત

### હેલ્થ ઍકઝીબિશન.

૨૪-૫-૧૬.

લોકોમાં આરોગ્યતા અને સુખશાન્તિના નિયમોનું શિક્ષણ ફેલાવી, તેમને વધારે તંદુરસ્ત અને સુખી બનાવવાના હેતુથી, મુંબાઈ ઇલાકાના કેટલાક શહેરોમાં 'સેનીટરી એસોસીએશન' નામના મંડળો થોડાંક વર્ષ થયાં હસ્તીમાં આવ્યાં છે. આવી સંસ્થાની જરૂર સુરતના કેટલાક તણીઓને જણાયાથી, તે સ્થાપવાની હીલચાલ તેઓ તરફથી ઉપાડી લેવામાં આવી છે, અને તેની શુભ શરૂઆત તરીકે શહેરમાં હેલ્થ એકઝીબિશન યાને આરોગ્યતાના વિષયોનું પ્રદર્શન ભરવાની ગોઠવણ થઇ છે. આ પ્રદર્શન જુનની ત્રીજી તારીખે અહીંના કલેકટર ખુલ્લું મૂકશે. આ પ્રદર્શનમાં બેબીઝ શો ( Baby's show ) પણ કરવાના છે અને સ્ત્રીઓ માટે પણ એક દિવસ ઇલાયદો કાઢવાની ગોઠવણ થઇ છે.

આવા પ્રદર્શનોની ઉપયોગિતા વિષે બે મત હોઇ શકેજ નહિ. કેળવણીના અભાવને લીધે અને આરોગ્યતા નિયમોના અજ્ઞાનને લીધે, જે ગંદકી અને ગળીચ શહેરોમાં જોવામાં આવે છે, તે જોઇ કયા શહેરીનું મન દુઃખ પામતું નથી ? અને આ સ્થિતિ સુધારવાને માટે શહેરની સામાન્ય પ્રજાને પોતાના ઘરો, મહોલ્લાઓ, અને આંગણાઓ બહારથી તેમજ અંદરથી કેવી રીતે સ્વચ્છ રાખવા, મેલેરીઆ, કૉલેરા, પ્લેગ વગેરે ભયંકર રોગો ફાટી નીકળે ત્યારે કેવી રીતની સાવચેતી રાખવી—એ વિષે સમજુત આપવાની ખાસ આવશ્યકતા છે. આવા જ્ઞાનના પ્રસારથી શહેરની સુખાકારીમા તેમજ મરણના પ્રમાણમાં મ્હોટો ફેરફાર થયા વગર રહે નહિં

આ વિષય ઉપર વિચાર કરતા ખાસ અગત્યનો ફકત એકજ પ્રશ્ન ઉઠે છે અને તે એ છે કે આવા પ્રદર્શનોની જરૂર શહેરોમા વધારે છે કે ન્હાના ન્હાના ગામડાઓમાં? આવા પ્રદર્શનોની જરૂર શહેરો કરતાં ગામડાઓમાં વધારે છે એમ કવચિત્ લાગે છે.

### સ્ટુડન્ટસ બ્રધરહુડની સ્થાપના

મુંબાઇ, પુના, અમદાવાદ, વડોદરા વગેરે શહેરોમાં સ્ટુડન્ટસ બ્રધરહુડ (વિદ્યાર્થી સમેલન) નામની સંસ્થા છે તેનો હેતુ જુદી જુદી નિશાળોમાં અથવા વિદ્યાલયોમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને ભેગા કરી, તેઓની માનસિક અને નૈતિક ઉન્નતિ માટે પ્રયત્ન કરવાનો છે સુરતમાં પણ આવી એક સંસ્થાની જરૂર હતી અને તે લાંબા વખત પછી પૂરી પડાઇ છે. આ સંસ્થાએ પોતાનું કાર્ય પૂર જોસથી કરવા માંડ્યું છે અને નીચેના ભાષણો એ સંસ્થા તરફથી. આર્યસમાજના ભવ્ય મંદીરમાં ગોઠવવામાં આવ્યાં હતાં.

| | | |
|---|---|---|
| ૧ રા. રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી, બી. એ., એલએલ. બી., એડવોકેટ | પૂર્વ અને પશ્ચિમ | (અંગ્રેજીમાં) |
| ૨ પ્રોફેસર કે. ટી. નાયક, એમ. એ., બી. એસસી | વક્તા અને સુજ્ઞાઇની કેળવણી પ્રણાલી | (અંગ્રેજીમાં) |
| ૩ રા. રા. રણછોડલાલ વાવાભાઇ, બી. એ. | ગઝેરીપડ | (ગુજરાતીમાં) |
| ૪ રા. રા. નગેન્દ્ર-બી. દીવાનજી | કૉલેજ-લાઇફ ઍન્ડ આફટર (વિદ્યાલય જીવન અને પછી) | (અંગ્રેજીમાં) |

## સુરત ચેમ્બર ઑફ મર્ચન્ટ્સ

સુરત શહેરની પ્રખ્યાત વિઠ્ઠલવાડીમાં, સરદાર ઇશ્વરદાસ સ્ટોરના પ્રમુખપણા નીચે ઉપલા નામની વેપારીઓની એક સંસ્થા સ્થાપવાનો વિચાર કરવા એક સભા તારીખ એકવીશમીએ મળી હતી. આવી સંસ્થા સ્થાપવાનું નક્કી થઇ ગયું છે અને તેના સેક્રેટરીઓ તરીકે નીચેના બે ગૃહસ્થોને નીમવામાં આવ્યા છે.

૧. મનન્ત કૃષ્ણસુખરામ મહેતા, બી. એ.
૨. નાથાભાઈ લલ્લુભાઇ વકીલ

## સ્ત્રીસમાજ

મુંબાઇના ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ જેવો આ સમાજ સુરતમાં ત્રણેક મહિના થયા સ્થાપવામાં આવ્યો છે. તેનો હેતુ સ્ત્રીઓની શારીરિક, માનસિક અને ધાર્મિક ઉન્નતિ કરવાનો છે. આ સમાજમાં આશરે ૬૨ સભાસદો છે. અત્યાર સુધી નીચેના અગત્યનાં ભાષણો તે સંસ્થાના કાર્યવાહકો તરફથી ગોઠવવામાં આવ્યા હતા.

| | |
|---|---|
| ૧ ડૉ. સુમન્ત બટુકરામ મહેતા | સ્ત્રી સમાજનું કર્તવ્ય |
| ૨ સૌ. વિદ્યાગવરી રમણભાઇ | સ્ત્રી ધર્મ |
| ૩ રા. રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી બી. એ., એલએલ. બી., એડવોકેટ | સ્ત્રીકેળવણી |
| ૪ રા. રા. મોહનલાલ પાર્વતીશંકર દવે એમ. એ., એલએલ. બી. | સમાજની ઉન્નતિમાં સ્ત્રીઓનો ફાળો |
| ૫ રા. રા. રણછોડલાલ વાવાભાઇ, બી. એ. | નવીન પ્રકાશ |

ધાર્મિક વિચારોના પ્રસાર અર્થે, અને ધર્મના હોલવઇ જતા દીપકને પાછો પ્રકાશમાન કરવાને માટે, ભારતભગિની બાઇ જીજીગૌરી ગીતાના વર્ગ લે છે.

શારીરિક ઉન્નતિ માટે અગીયારસ યા શિવરાત્રીના દિવસે એ સમાજના સભાસદો તરફથી ગરબાઓ ગાવામાં આવે છે. આપણી સ્ત્રીઓના જીવનની આ એક પ્રવૃત્તિને સજીવન કરવાની ખાસ જરૂર છે કારણ કે દિવસે દિવસે ભણેલી સ્ત્રીઓ આ ગરબા ગાવાની ચાલ તરફ વધારે ને વધારે તિરસ્કારની દૃષ્ટિથી જુએ છે.

સ્ત્રીસમાજ તરફથી ફરતી લાયબ્રેરીઓને માટે ગોઠવણ કરવામાં આવી છે. આશરે દોઢસો પુસ્તકો એ સંસ્થાને મળી ગયા છે અને થોડાજ વખતમાં આ કામ શરૂ થઇ જશે.

### સર્વે ઑફ ઇન્ડસ્ટ્રીઝ

બધા દેશી ઉદ્યોગોની તપસીલ કરવાનુ કામ સુરતના સમાજસેવા સંઘ તરફથી શરૂ કરવામાં આવ્યું છે સુરતમા હાલમા ચાલતા અને અસ્ત થઇ ગયેલા અને અસ્ત થઇ જતા ઉદ્યોગો અને કળાઓનો ઇતિહાસ ભેગો કરવામા આવે છે. આ ઇતિહાસ અને એ વિષે મળેલી સઘળી વિગતો, શ્રેમ્સ હૉલન્ડના પ્રમુખપણા નીચે નીમાયેલા ઇન્ડસ્ટ્રીઅલ કમીશનને મોકલવામાં આવશે પ્રોફેસર કાલેની સૂચનાને અનુસરી આ કામ હાથ ધરવામા આવ્યું છે સુખડનુ કોતરકામ, મીનાનું કામ ( enamelling ), ગળીનું કામ ( Indigo dyeing ) અને કસબ, ઝીક, ટીકીનું કામ, આ સર્વ વિષયો ઉપર હકીકત મળી ગઈ છે

આવુ કાર્ય ગુજરાતના દરેક શહેરમાં જલદીથી ઉપાડી લેવાની જરૂરીઆત છે.

### ફરતી લાઇબ્રેરીઓની યોજના

આ યોજના પણ સમાજસેવા સંઘ તરફથીજ ઉપાડી લેવામાં આવી છે અને તેને અમલમા મૂકવા ધીમે ધીમે પ્રયત્નો થાય છે અત્યાર સુધીમાં લગભગ ૧૫૦) પુસ્તકો ભેગા થઇ ગયા છે, આ યોજના જેમ બને તેમ જલદીથી અમલમાં મૂકાય તેમ પ્રયત્નો થવા જોઇએ કારણકે એ યોજના ઘણીજ અગત્યની છે

### અંત્યજ સુધારો.

પાચેક મહિના થયા સગરામપુરામા એક અંત્યજશાળા ખોલવામા આવી છે એ શાળા ઘણીજ સારી રીતે ચાલે છે અને દિવસે ચાલતા વર્ગોમા લગભગ ત્રીસ બાળકો હાજરી આપે છે. રાત્રિશાળા પણ ખોલવામા આવી છે પહેલા રાત્રે લગભગ બાવીશેક બાળકો આ શાળાનો લાભ લેતા હતા પરંતુ હાલ તો, ફક્ત દશેક બાળકોજ અભ્યાસ કરવા આવે છે

મીલમા કામ કરતા મજુર વર્ગ તથા કારીગર વર્ગને માટે પણ શહેરમા ત્રણ રાત્રિશાળાઓ ચાલે છે અને તેનો લાભ લગભગ ત્રણસેં છોકરાઓ તથા પુરૂષો લે છે મી. એદલબહેરામ નામના એક અતિ સખી ગૃહસ્થ પણ એક રાત્રિશાળા ચલાવે છે.

### અખાડાઓનું ડગલું

"અખાડા"–એ આ આપણા દેશની ઘણી જુની સંસ્થા છે એક વખત સુરત શહેર તેને માટે પ્રખ્યાત હતુ જે સમયે દેશના અખાડાઓ પૂર જોશમા ચાલતા હતા તે સમયે એક રીવાજ એવો હતો – અખાડાના ઉસ્તાદો દેશના જુદા જુદા ભાગોમા કુસ્તી કરવા નીકળતા ઘણે ઠેકાણે કુસ્તીમા જીતી આવેલા ઉસ્તાદો જ્યારે સુરતમા આવતા ત્યારે સુરત તેમને હરાવી પોતાની કીર્તિનો ધ્વજ ફરકાવતું હતું. તે વખતે શહેરના તમામ વર્ગના લોકો પોતાની શારીરિક ખીલવણી માટે અખાડામા જતા હતા ક્રમક્રમે અનેક કારણોથી અખાડા તરફ લોકોનો અભાવ થવા લાગ્યો, આવી ઉમદા લોકોપયોગી સંસ્થાઓથી લોકોનો રસ ઘટી ગયો અને શહેરને કમનસીબે

એની સ્થિતિ ઉભી થઇ છે કે શહેરમા જો કે હાલ અખાડા ઘણા છે છતાં લોકો મ્હોટે ભાગે તેમાં રસ લેતા નથી અને લોકોને આશીર્વાદ રૂપ આ અખાડાઓ મ્હોટે ભાગે નિર્જીવ બન્યા છે ઉછરતી પ્રજામાં શારીરિક દુર્બળતા, નિર્માલ્ય અને નિરંગ જીવન, અકાળ મરણો વગેરે દેશના જીવનને પ્રાણઘાતક પરિણામોથી લોકોનું એ હાનિકારક વલણ હવે બદલાયું છે, શારીરિક ઉન્નતિ તરફ દુર્લક્ષ કરવાની લોકોએ ભૂલ જોઇ છે અને તે સુધારવા પ્રયત્ન કરવો જોઇએ એની માન્યતા સર્વત્ર પ્રસરી છે. એ હેતુ પર પાડવાનો સીધો અને સારો, ગરીબ અને તવગર સર્વને ફાવે એવો એક જ રસ્તો છે તે એ કે ઘણાજ લાંબા વખતથી ચાલી આવેલી આપણી સ્વદેશી અખાડાની સસ્થાને સજીવન કરવી. આપણી અસલી પદ્ધતિએ કસરત કરવામા શરીર ઘણુંજ સારી રીતે ખીલી શકે છે તેના પ્રત્યક્ષ પૂરાવા સુરતની પ્રજા સમક્ષ આપવાને એક 'ડંગલ' એટલે શહેરના તમામ અખાડાનું સમ્મેલન, સુરતના કેટલાક નેતાઓ તરફથી ગોઠવવામા આવ્યુ હતુ. આ ડંગલમાં પચ્ચીશ ત્રીશ અખાડાના ઉસ્તાદો આવ્યા હતા. કુસ્તી, લાકડી, પટા, બનેટી, મલખભ વગેરે દેશી કસરતો કરી બતાવવામા આવી હતી આ ડંગલ જોયા પછી એકજ વિચાર આવે છે અને તે એ કે આ અતિ ઉપયોગી પ્રાચીન સસ્થાને પાછી સજીવન કરવી એ જ આપણને આપણુ ખોયેલું સ્વાતંત્ર્ય અપાવશે એ જ સમસ્ત હિંદને રાજકીય મોક્ષ અપાવશે.

### જીલ્લા કોંગ્રેસ કમિટિ.

જીલ્લા કોગ્રેસ કમિટિમા નવજીવન રેડવાનો પ્રયત્ન લગભગ નિષ્ફળ ગયો છે. માટે હવે અહીનો યુવાન વર્ગ એક નવુ રાજકીય મંડળ સ્થાપી તે તરફથી, બીજા પ્રાન્તોમાં થતું રાજકીય જાગૃતિનું કાર્ય કરવાનો વિચાર રાખે છે. જે વૃદ્ધ પુરૂષો, આ યુવાન વર્ગનો ઉત્સાહ તોડી પાડવા પ્રયત્ન કરે છે, ત્હેમની સ્હામે વિરોધની લાગણી ઉભી થતી જોવામા આવે છે. કયા સુધી હજુ આ વર્ગ, આપણી રાજકીય ઉન્નતિના માર્ગમાં વચ્ચે આવશે ?

કંચનલાલ મગનલાલ ખાંડવાળા.



## ગુજરાતની મ્યુનિસિપાલીટીઓ અને પ્રાથમિક કેળવણી.

મ્યુનિસિપાલિટીઓ અને લોકલ બૉર્ડો આપણા સ્થાનિક સ્વરાજ્ય છે, [illegible] ભવિષ્યના ઉદય કે અસ્તનો આધાર તેમના વહીવટ અને વ્યવસ્થા [illegible] આધાર રાખશે એમ કહેવું અઘટીત નહિ કહેવાય. મ્યુનિસિપાલીટીઓ [illegible] દીવાને બદલે કીટસન લાઇટ બાળે, ગેસ લાઇટ બાળે કે વિજળી [illegible] જ્યા સુધી જ્ઞાનનો પ્રકાશ ફેલાશે નહિ ત્યા સુધી આખા દેશમા સર્વત્ર [illegible] દૂર થશે નહિ.

શહેરનુ આરોગ્ય સાચવવા ઉપરાત મ્યુનિસિપાલીટીનું [illegible] કેળવણીનુ છે. આ દિશામા આપણી ગુજરાતની મ્યુનિસિ[illegible]

હોંશીલા પ્રતિનિધિઓ શી સેવા બજાવે છે તે તપાસીએ. ૧૯૧૪-૧૫ ના વર્ષ ઉપર લઢાઇની અસર થયેલી હોવાથી આપણે આ સંબંધમાં ૧૯૧૩-૧૪ ના આંકડા તપાસીશું.

જોડેના કોઠા ઉપરથી માલુમ પડશે કે ગુજરાતમાં લગભગ ત્રણ હજારની વસ્તીથી માંડીને બે લાખ પચીસ હજારની વસ્તી સુધીના ૨૭ શહેર છે. આ શહેરોની વસ્તી અને ત્હેમાં ભણતા વિદ્યાર્થીઓના પ્રમાણમાં ઘણો ધ્યાન ખેંચે એવો તફાવત છે અમદાવાદ ગુજરાતનું પાટનગર અને સામાન્ય લોકોમાં કેળવણીમાં આગળ પડતું ગણાય છે અને તેમાં દર ચુંટણી વખતે ઘણા ઉમેદવારો બહાર પડે છે. મ્યુનિસિપાલીટીમાં સભાસદ તરીકે બેસવાને ઘણી હોંસાતોંસી થાય છે. છતાં તેમાં કેળવણીનું પ્રમાણ વસ્તીના સેંકડે ૩.૪ ટકા જ છે, જ્યારે ન્હાનાં અને કેળવણીમાં પછાત ગણાતાં નડિયાદ (૯.૫ ટકા), ધંધુકા (૯.૩ ટકા), જંબુસર (૯.૨ ટકા), અને ઉમરેઠ (૯ ટકા) જેવા શહેરોમાં એ પ્રમાણ ઘણું ઉંચું છે એટલે ભણી શકે એવી ઉમ્મરના છોકરાઓના ૬૦ ટકાથી ઉપર છે. આવાં શહેરોમા પ્રાથમિક કેળવણી ફરજીયાત અને મફત કરવામાં આવે તો તેમ કરતાં જરા પણ મુશ્કેલી નડે નહિં.

ખર્ચમાં પણ અમદાવાદે અમદાવાદીપણું દેખાડયું છે. તેનું કેળવણીનું ખર્ચ કુલ આવકના ૫.૨ ટકાજ છે અને તે રીતે બધા કરતાં ઓછું છે. જ્યારે સાણંદનું અને મોડાસાનું ખર્ચ કુલ આવકના ૪૪.૪ ટકા હોઇ સૌથી વધારે છે. આ રીતે ખર્ચના પ્રમાણમાં પણ દરેક મ્યુનિસિપાલીટીમાં ઘણો તફાવત છે. મ્યુનિસિપાલીટીઓ ઉપર સરકારનો વધારે અંકુશ આવે તે ઇચ્છવા યોગ્ય હોય કે ન હોય પણ જો મ્યુનિસિપાલીટીના સભાસદો પોતાની ઇચ્છાથી કેળવણીના કામમા નજીવી જેવીજ રકમ ખર્ચતા હોય તો કર ભરનારાઓએ વચ્ચે પડવું જોઇએ એટલુંજ નહિ પણ તેમને સરકારે કેળવણીના કામમાં ઓછામાં ઓછા અમુક ટકા ખર્ચ કરવુ જ જોઇએ એમ ફરજ પાડે તો પણ વાધો નથી

કેળવણી ખાતાના ડિરેક્ટરના ૧૯૧૪-૧૫ ના રિપોર્ટ પરથી માલમ પડે છે કે "ઉમરેઠ અને મહેમદાવાદની મ્યુનિસિપાલીટીઓ પ્રાથમિક કેળવણીના ખર્ચમા વધારો કરવાને અશક્તિમાન છે એટલુંજ નહિ પણ ઉલટું બીજાં ખર્ચ વધ્યા હોવાથી હાલનું ખર્ચ પણ ઠગી કરવા પ્રયત્ન કરે છે".

મ્યુનિસિપલ શાળાઓમાં વધારેમાં કેટલી સંખ્યા હોવી જોઇએ તે પણ નક્કી નથી. તેથી એક નિશાળમાં ભણતા છોકરાઓની સંખ્યામાં પણ જુદી જુદી મ્યુનિસિપાલીટીઓમાં ઘણોજ તફાવત છે અને તેની અસર કેળવણી ઉપર થાય છે કે નહિ એ વિચારવ જેવું છે ઓછામાં ઓછી રાંદેરની નિશાળોમાં સરેરાશ સંખ્યા ૮૬ છે જ્યારે વધારેના વધારે આણંદમાં ૩૫૬ છે.

જીલ્લાઓમાં ખેડા જીલ્લો સૌથી આગળ અને પંચમહાલ સૌથી પાછળ છે.

મ્યુનિસિપલ શાળાઓના વહીવટ સંબંધી વિચાર કરીએ તો ફક્ત સુરતનીજ સ્કુલો સારી માલમ પડી છે. અમદાવાદમાં તો ગયા વર્ષ દરમિયાન કોઇ પણ સભાસદ સાહેબને એક પણ શાળા જોવાની પુરસદ મળી નથી. એટલુંજ નહિ પણ પગારદાર સુપરવાઇઝરો પણ તેમની ફરજમાં નિષ્ફળ નીવડયા છે (રિપોર્ટને આધારે). શું આ બીના ચોંકાવનારી અને આપણને નીચું જોવરાવનારી નથી?

કામદાર વર્ગને માટે રાત્રિશાળાઓ અગર તે વર્ગનાં બાળકોને માટે અરધી વખતની શાળાઓ કાઢવાનું હજી મ્યુનિસિપાલીટીઓની ધ્યાનમાં બરાબર આવ્યું નથી. જો મ્યુનિસિપાલીટીના સભાસદ સાહેબો પ્રાથમિક કેળવણી જેવા વિષયમાં તદ્દન બેદરકાર રહેશે તો આપણને સરકારે આપેલી સ્વરાજ્યની તકનો લાભ લેતાં ચૂકીશું એટલુંજ નહિ પણ આપણી નાલાયકી આપણે આપણા હાથેજ સાબીત કરી આપીશું. આશા છે કે આ વાત ઉપર સભાસદ સાહેબો અને મત આપનારા ધ્યાન આપશે.

પ્રીતમરાય વ્રજરાય દેસાઈ.

---

# પુસ્તક પરિચય.

ફીજી ટાપુમાં કરારનામાની મંજુરી વિષે રીપોર્ટ (એક સ્વતંત્ર તપાસ), લેખક સી. એફ. એંડ્રુસ અને ડબલ્યુ. ડબલ્યુ. પીઅર્સન, પૃષ્ઠ ૬૨, ફેબ્રુઆરી ૧૯૧૬.

મુંબાઇની ઇમ્પીરીઅલ સીટીઝનશીપ એસોસીએશન તરફથી મી. એંડ્રુસ અને મી. પીઅર્સન ફીજીમાં વસતા હિન્દી ગીરમીટીઆની સ્થિતિ વિષે તપાસ કરવા ગયા હતા, ત્હેના પરિણામ રૂપે ત્હેમણે આ રીપોર્ટ બ્હાર પાડયો છે. આપણને શરમાવે એવી ધર્મવૃત્તિથી ત્હેમણે આ પ્રવાસ ગયે વર્ષે આદર્યો ત્યારથી કરારનામાનો સવાલ વધારે ને વધારે ચર્ચાતો ગયો છે, અને છેવટે તે બંધ કરવાનો પંડિત માલવીયાનો ઠરાવ સ્વીકારીને હિન્દી સરકારે આપણી લાગણીને કંઇક શાન્ત કરી છે. આ દરમ્યાન અને પછી કરારનામાના પ્રશ્ન વિષે જે કંઇ બોલાયું છે અને લખાયું છે તે પૈકી આ રીપોર્ટ જેમ વધારેમાં વધારે વિશ્વાસપાત્ર તેમ તે વધારેમાં વધારે વજનદાર છે એમ કહેવાની ફરજ પડે છે. હિન્દ અને હિન્દીવાનો માટે નિઃસીમ સ્નેહ જેમ આખા રીપોર્ટમાંથી ઉભરાઇ આવે છે તેમ વિવેકયુક્ત ચર્ચા અને વિચારપૂર્ણ સૂચનાઓ પણ ત્હેને અતિશય ઉપયોગી બનાવે છે.

હિન્દમાં લખન કરાવી મજુરો મેળવવાની રીત, તથા મૅજીસ્ટ્રેટ અને બીજા અમલદારો આગળ થતી અધુરી તપાસ, હિન્દની ડીપોમાં અને પછી વહાણમાં હેમને રાખવાની નાસ્સેદાયક પદ્ધતિ; ફીજીમાં હેમને રહેવાની તબેલા જેવી "લાઇન્સ" અને હેમાં પ્રવર્તતી ઘોર અનીતિ, સો પુરૂષે ચાલીસ સ્ત્રીઓનું માપ અને પરિણામે સ્ત્રી સંબંધી નીપજતા કલહથી આત્મઘાત અને ખુનનું અસાધારણ પ્રમાણ; લાઇન્સના ઓવરસીયરોનો અને ધંધાના ઉપરીઓનો નાસદાયકજુલમ, અને એકંદર ગીરમીટીઆ તેમજ સ્વતંત્ર હિન્દીઓની સર્વ પ્રકારની સ્થિતિ અને હેમાં આવશ્યક સુધારાના માર્ગ—આ બાબતોની વિસ્તારપૂર્વક ચર્ચા કરવામાં આવી છે અને સ્થળે સ્થળે હૃદયભેદક દૃષ્ટાન્તો ટાંકવામાં આવ્યાં છે. આ બધાનો સાર અત્ર આપવાનું અશકય હોવાથી અમે હેમની મુખ્ય સૂચનાઓ જણાવીશું અને હેને અંગે હેમના કેટલાક અભિપ્રાય નોંધીશું.

(૧) હિન્દુસ્થાનમાંથી મજુરો મેળવવાની હાલની રીત બંધ કરવી જોઇએ અને કલકત્તા અને મદ્રાસ શિવાય બીજે સ્થળે આવેલા મજુરોનાં મથક પણ બંધ કરવા જોઇએ. હાલ એજંટો ભોળા પુરૂષો અને સ્ત્રીઓને ભ્રમમા નાંખી તેમ જ ભય પમાડી કેમ કરારનામામાં સહી કરાવે છે અને પછી દર દેશમાં હેમની જીંદગી કેટલી દુ:ખી અને નિરાશામય બને છે હેનાં ઘણાં દૃષ્ટાંતો તોતારામ સનાઢયના પુસ્તકમાંથી આપણને મળે છે. હેમાં આ રીપોર્ટથી ઘણા તાજા દાખલા ઉમેરાયા છેઃ

૧ સારી ન્યાતની અને કુલીન કુટુંબની એક હિન્દુસ્થાની છોકરીને હેના બાપના ઘરમાંથી એક પાડોશી સ્ત્રી છેતરીને લઇ ગઇ હતી બ્હાનું એ હતું કે હેના પતિનો તાર આવેલો હતો કે તે ઘણો જ માંદો છે અને હેને એકદમ બોલાવે છે ઘણીજ મોડી હેને ખબર પડી કે હેને છેતરવામા આવી છે વહાણની મુસાફરીમા હેની નીતિ ઉપર હુમલો કરવામા પણ આવ્યો હતો પોતાની હાલની જીંદગીની અધોગતિથી હેને એવી શરમ આવે છે કે તે પોતાના ઠેકાણા વિષે પોતાના માતપિતાને ખબર આપવાને પણ ઇચ્છતી નથી, અને હવે હેને એટલોજ દીલાસો છે કે હેના કુટુંબીઓ હેને મરી ગએલી ધારતા હશે

૨ ઇંગ્રેજી કેળવણી પામેલો દીલ્હીનો એક કુળો છોકરો ત્યા જોવામા આવ્યો હતો—જે ઇંગ્રેજી વાંચી જ શકતી બોલી શકે છે એજંટે હેને કારકુનનું કામ સોપવાનું વચન આપ્યુ હતુ, અને હેને ફીજીમાં રહેવાની "લાઇન્સ" વગેરે વિષે કઇ જ કહેવામા આવ્યું ન હતુ રિપોર્ટના લેખકોએ જ્યારે હેને જોયો ત્યારે તે ઘણો જ દુ:ખી લાગતો હતો અને જોકે હેને હવે ઓછું કામ આપવામા આવે છે તો પણ "લાઈન્સ"મા રહેવાની ફરજ પડવાથી હેનું મન ઘણી નિરાશામાં રહે છે

૩ એક કબીરપંથી—જેનુ કરારનામુ હવે પુરૂ થયુ છે—હેને ખાટકીને ઘેર કામ સોપવામા આવ્યું હતું હેણે આ કામ કરવાની ઘણી વાર ના પાડી અને તેથી હેને વારવાર કેદખાનામા નાખવામા આવ્યો હતો. છેવટે ફરજને તાબે થવામા હેની નીતિ એવી ઉતરી ગઇ છે કે હેણે સ્વતંત્ર થયા પછી પણ વારવાર ગુન્હા કર્યા છે

૪ લશ્કરી કુલના એક રજપુતને એવી સરત ઉપર એજંટે સહી કરાવી હતી કે તે ફીજી જશે તો હેને લશ્કરમા દાખલ કરવામા આવશે. જ્યારે તે ફીજી આવ્યો ત્યારે હેને "લાઇન્સ" મા રહેવાનુ કહેવામાં આવ્યું. એવી ફરજીઆત અધોગતિમા—હેના અભિપ્રાય પ્રમાણે—હેની નીતિનો નાશ થયો. એક દુષ્ટ સ્ત્રી વિષે એક મુસલમાન સાથે હેને તકરાર થઇ અને આવેશમાં હેણે તે સ્ત્રીનું ખુન કર્યું તેથી કેદ્ય ભોગવી તે તુરંગમા હતો.

જે એજંટોએ થોડા પૈસાની ક્ષુદ્ર લાલચથી અનેક જીવન પાયમાલ કર્યાં અને અનેક કુટુંબો ભંગાવ્યાં ત્હેમના ધંધાનું નામનીશાન હિન્દમાંથી જવું જોઇએ અને ભય તથા ત્રાસના સ્થલ રૂપ મજૂરોનાં મથકો હિન્દના ભીતરમાંથી સાફ થવાં જોઇએ.

(૨) મજુરો સાથે કરારનામું માત્ર દીવાની ઢબનું જ હોવું જોઇએ અને ત્હેમાંથી દંડ, કેદ વગેરે શિક્ષા સંબંધી સરતો બાતલ કરવી જોઇએ. આમ થાય તો દેખીતી રીતે પરદેશમાં મજુરીનું આખું રૂપ ફરી જાય ત્હેમાંથી ઘણા હિન્દીવાનો ફાયદા મેળવી શકે–પરદેશમાં ક્વચિત્ સંસ્થાન રચી શકે અને બીજી પાસથી ત્હેનો ત્રાસ અને જુલમ નાબુદ થાય. ઇંગ્લંડ વગેરે દેશથી જે કરારનામાથી મજુરો કેટલેક સ્થળે મોકલવામાં આવે છે તે આવી જ ઢબનાં જ હોય છે અને તેથી જ ત્હેની સ્હામે વાંધો લેવામાં આવતો નથી.

(૩) બે વર્ષથી વધારે વખત માટે કરવામાં આવેલું કરારનામું ગેરકાયદેસર ગણાવું જોઇએ. હાલ ઘણા મજુરો છે કે જેમને ફીજીમાં ગયા પછી ત્યાં જરા પણ ગમતુ નથી અને ઘણી અણધારી હરકતો નડે છે. કરારનામાનો કાયદો બીજી બાબતોમાં ઘણી રીતે સુધરશે ત્યારે પણ ફીજીમાં ગયા પછી ઘણાને મુંઅવણ લાગશે આથી ત્હેમનું જીવન નિરાશામય ન થાય તે માટે જરૂરનું છે કે કરારનો સમય બને તેટલો ટુંકો હોવો જોઇએ. ઇંગ્લંડથી જતા મજુરો બેથી વધારે વર્ષ માટે કરાર કરતા નથી તેથી આ માગણી પણ અયોગ્ય ન ગણી શકાય.

(૪) હિન્દથી મજુરનાં આખાં કુટુંબોજ લેવાં જોઇએ; જુદી વ્યકિતઓ સાથે કરારનામું ન કરવું જોઇએ. આથી પુરૂષો અને સ્ત્રીઓની સંખ્યાનો અને ત્હેની સાથે હિન્દમાં ભાંગી જતા કુટુંબોનો અને ફીજીમા ચાલતી ઘોર અનીતિના સવાલોનું સીધું નિરાકરણ થશે. આને અંગે એ પણ સ્પષ્ટ છે કે આ બધાં કુટુંબોને હાલની "લાઇન્સ"માં ન રાખવાં પણ દરેકને એક ન્હાની ઝુપડીમાં વાસો આપવો. સાથે જમીનનો ન્હાનો કટકો આપવામાં આવે તો તેથી છેવટે બન્ને બાજુને લાભ થવાનો સંભવ છે.

(૫) પરણેલી સ્ત્રીઓને ત્હેમની સંમતિ શિવાય ખેતર ઉપર કામ કરવાની ફરજ પાડવી નહિ. આથી વિશેષે કરીને પ્રસવના પ્રસંગે સ્ત્રીઓ ઉપર થતો જુલમ અટકે.

(૬) આખા સંસ્થાનમાં હિન્દુ અને મુસલમાન ધર્મ પ્રમાણે થતાં લગ્નને સરકારે કાયદેસર ગણવાં ફીજીમાં સ્વતંત્ર ધંધો કરતા હિન્દીઓની વસ્તી પણ મ્હોટી છે પરન્તુ ત્હેમનામાં પણ ધાર્મિક લગ્નનાં બંધનને અભાવે નીતિ અત્યંત શિથિલ છે. માટે સરકારે આજ સુધી કરેલી મ્હોટી ભૂલ સુધારીને ધાર્મિક લગ્નને મંજુર કરવાં જોઇએ. તેથી લગ્ન એક વેપારી વ્યવહાર મટી જઈ પવિત્ર જીવનના ખરા આધારૂપ થશે

(૭) બધા હિન્દીઓને નિશાળો અને ઇસ્પીતાલો પૂરી પાડવી જોઇએ.

છેવટે એક બાબત તરફ અમે વાંચકોનું ધ્યાન ખેંચીશું. આખા રીપોર્ટમાં અને તે પછી આપેલી નોંધમાં જો ત્હેના લેખકોએ કોઇ દષ્ટિનું વિશેષ સેવન કર્યું હોય તો તે ધાર્મિક

અને નૈતિક છે. રાજકીય અને રાષ્ટ્રીય દૃષ્ટિ ત્હેમના લક્ષની બ્હાર નથી; પરન્તુ કરારનામાની હાલની પદ્ધતિ બંધ કરવામાં અને ઉપરના સુધારા સૂચવવામાં જો કોઇ વસ્તુ ત્હેમને વધારે પ્રેરતી હોય તો તે ફીજીના હિન્દીવાનોની ઘોર અનીતિ અને અધમ જીંદગી છે. અને આપણે પણ જો ધ્યાનમાં રાખીશું કે દૂર ટાપુમાં વસતા આપણાં ભાઈબ્હેનો સખ્ત મજુરી કરે છે અને અપમાનકારક શિક્ષાઓ ખમે છે એટલુંજ નહિ પણ લગ્નનાં બંધન શિવાય કેવલ પાશવ જીવન ગાળે છે તો આપણે ત્હેમની સ્થિતિ સુધારવાને વધારે પ્રયત્ન કરીશું.

ચિત્રાંગદા (શ્રી રવીન્દ્રનાથ ઠાકુર પ્રણીત) ભાષાંતર કર્તા રા. મહાદેવ હરિભાઇ દેસાઇ તથા રા. નરહરિ દ્વારકાદાસ પરીખ કીમત આઠ આના, પૃષ્ઠ ૭૦.

અર્જુનના ચિત્રાંગદા સાથે પ્રસંગ વિષે મહાભારતમાં જે ન્હાની વાત છે ત્હેને શ્રીયુત્ રવીન્દ્રનાથે એક ન્હાનકડા મનોહર નાટકમા ઉતાર્યું છે. બાર વર્ષનું વ્રત લઇ અટન કરતો અર્જુન જ્યારે મણિપુર આવે છે ત્યારે ત્હેને જોઇ રાજપુત્રી ચિત્રાગદા મોહિત થાય છે. પરન્તુ તે પોતે સુન્દર ન હોવાથી અને કેવલ મૃગયા, શસ્ત્રનો ઉપયોગ વગેરે પૌરૂષ કલામાંજ પ્રવીણ હોવાથી અર્જુન 'મેં બ્રહ્મચર્ય વ્રત ધારણ કર્યું છે, પતિયોગ્ય નથી હું વરાંગને' એ શબ્દો કહી ત્હેના પ્રેમનો અસ્વીકાર કરે છે. પછી મદન અને વસંત—જે અમૂર્ત પાત્રો તરીકે નાટકમા દાખલ કરવામા આવ્યાં છે—તે ચિત્રાગદાને સર્વાંગસુન્દર બનાવે છે ત્યારે અર્જુન વ્રતભંગ થઇ પ્રેમવશ બને છે. એક વર્ષના સુખે પ્રસંગ પછી જ્યારે ચિત્રાંગદાનું રૂપ પહેલાના જેવું બને છે, ત્યારે બન્ને મોહનિદ્રામાંથી જાગી શુદ્ધ સાત્વિક પ્રેમનું પાન કરે છે 'હું હવે આપને બીજું તો શું આપી શકું ? પણ આપી શકું એક અમર રમણીહૃદય' અને પછી 'આપના કઠિન વ્રતમાં સહાય દઇ, મ્હને અનુમતિ આપો, આપના સુખદુઃખની મ્હને સાથી બનાવો; ત્યારેજ ર. મ્હને મ્હારો પરિચય થશે'—એમ ચિત્રાંગદા કહે છે. 'પ્રિયે, આજ હું ધન્ય થયો' એ શબ્દોથી અર્જુન આ ભાવને ઝીલે છે

લઘુ લેખ સંગ્રહ ભાગ ૨. (૧. જર્મન જાસુસની આત્મ કથા, ૨. ફીજીદ્વીપમાં ૨૧ વર્ષ અને ૩. કેટલાંક મહાન યુદ્ધ.) અનુવાદક કલ્યાણજી વિઠ્ઠલભાઇ મહેતા અને રતનસિંહ દીપસિંહ પરમાર, પ્રકાશક–સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય પૃષ્ટ ૩૨૭.

આ પુસ્તકમાળામા અમને વધારેમાં વધારે અગત્યનું પુસ્તક બીજું—અર્થાત્ "ફીજીમાં એકવીશ વર્ષ" એ લાગે છે અમે આ પુસ્તકના બીજા ગુજરાતી અનુવાદની નોંધ લીધી હતી ત્યારે અમે આ વિષયનું ગંભીર મહત્વ સૂચવ્યું હતું. આટલા થોડા વખતમાં તે પુસ્તક ફરીથી ગુજરાતી પ્રજાને મળ્યું—અને તે પણ સસ્તા સાહિત્ય જેવી લોકપ્રિય સંસ્થા મારફત— એ અત્યંત સંતોષની બાબત છે. અમારી ખાત્રી છે કે આ બન્ને પુસ્તકો ગુજરાતના ગામેગામ વંચાશે અને તે જુલ્મ અને અનીતિના એક ઘોર પ્રકરણ તરફ ગુજરાતી પ્રજાનું બારીક ધ્યાન ખેંચશે. અમે ઇચ્છીએ છીએ કે સસ્તા સાહિત્યના પ્રકાશકે આ પુસ્તકને બીજાં બે પુસ્તકોથી—જરા વધારે ખર્ચ કરીને પણ—જુદું પાડ્યું હોત

કવિ નર્મદાશંકરની સાહિત્ય સેવા–લેખક હીરાલાલ કહાનદાસ પટેલ, કીમત આના ૪, પૃષ્ઠ ૮૨.

છેલ્લી સાહિત્ય પરિષદે આ વિષય ઉપર ઉત્તમ નિબંધ લખનાર માટે ઇનામો જાહેર કર્યાં હતાં અને આ લેખકનો નિબંધ ઇનામ કમિટિએ પહેલે નંબરે પસાર કર્યો હતો. રા પટેલે ૨૨ નર્મદાશંકરની સાહિત્ય પ્રવૃત્તિ વિષે થોડાં ઉપોદ્ઘાત રૂપ વચનો લખીને ત્હેમના જુદા જુદા પુસ્તકો—નર્મગદ્ય, નર્મકથાકોષ, નર્મકોષ, નર્મકવિતા વગેરે પુસ્તકો ઉપર કંઈક વિસ્તારથી વિવેચન કર્યું છે. કવિના સમગ્ર જીવનના પરિપાક રૂપ વિચારપૂર્ણ પુસ્તક ધર્મવિચાર વિષે કંઇ કેમ લખવામા નથી આવ્યુ એ અમે સમજી શકતા નથી આ પ્રયાસ આવકારદાયક છે.

હરિયશગીત (અથવા ગ. સ્વ જસમાએ રચેલા પદ્યોનો સંગ્રહ) સંપાદક જયેન્દ્રરાવ ભગવાનલાલ એમ. એ કિંમત ૧–૪–૦ પૃષ્ઠ ૧૬૦.

પોતાના માતુશ્રીના આ પદ્યો પ્રકટ કરતા જે જુદા ઉપોદ્ઘાત સંપાદકે બાળબોધી તેમજ ગુજરાતી લીપીમા પ્રકટ કર્યા છે તે આપણું ખાસ ધ્યાન ખેંચે છે વિજ્ઞાન અને વેપારના આ જમાનામા ધાર્મિક વૃત્તિની જે સવિશેષ અગત્ય દર્શાવી છે તે ઘણા કબુલ કરશે. પરન્તુ ત્હેમણે પોતાના મુદ્દા ઘણા શાસ્ત્રીય આડંબરથી કિલષ્ટ ભાષામાં મૂક્યા છે તેથી ત્હેની ઘટતી કદર નહિ થાય એમ અમને લાગે છે વળી ધર્મની કદર કરતા સાંસારિક, રાજકીય, આર્થિક વગેરે સર્વ પ્રવૃત્તિનો અનાદર કર્યો છે એ સ્હામે આપણી પ્રબળ મજબૂત વાંધો ઉઠાવશે આટલેથી સંતોષ ન પામીને ત્હેમણે તત્ત્વજ્ઞાન અને રસિક કવિઓના કેટલાક વાક્યો ઉપર ઉતરનો વિરોધ દર્શાવીને અને કેટલાક અત્યંત સુન્દર વાક્યો ઉપર અવિવેકી પ્રહાર કરીને જુના એકદેશીય શાસ્ત્રીઓની હારમાં પોતાને મૂક્યા છે

ગુજરાતમાં—અને ખાસ કરીને ગુજરાતિ સ્ત્રીઓમાં જે ધાર્મિક જીવન વિલસે છે ત્હેના પ્રમાણમા એક સારા અંશનો આવિર્ભાવ આ પદ્યોમાં માલુમ પડે છે ત્હેમાં એવી ઘણી ભાવનાઓ અને રૂઢિઓ છે કે જેની સ્હામે અમે વાંધો લઈ શકીએ, છતા પણ આ હિંદુ સ્ત્રીની ધાર્મિક વૃત્તિને અને સાકાર આપીએ છીએ.

**આત્મોન્નતિ** લેખક વિહારી, કિંમત ૦-૪-૦, પૃષ્ટ ૮૦

કર્તવ્યબોધ, કૃષિ, ઇશ્વરતત્વ, રાજભક્તિ, ઉન્નતિ વગેરે વિષયો ઉપર લેખકે ઘણાં કાવ્યો અને પદો લખ્યાં છે. અમને જણાવતાં દીલગીરી થાય છે કે આ કાવ્યો ભાષા તેમજ વિચારપરત્વે ઘણી હલકી કોટિનાં છે અને વિચારો તથા ભાવો ઘણા કૃત્રિમ અને સાધારણ છે.

**દ્રોપદિની ફરિયાદ** અથવા શું દ્રોપદિને પાંચ પતિ હતા? લેખક મગનલાલ માણેકલાલ ઝવેરી કિંમત આના ૮, પૃષ્ટ ૧૧૨.

આ વિષય સંબંધી લાલા સુખરામદાસના પુસ્તકથી પ્રેરિત થઈને લેખકે આ કૃતિ બહાર પાડી છે. શ્રી કૃષ્ણચંદ્રના પ્રખ્યાત પુસ્તકમાં બંકિમચંદ્રે ચોક્કસ કરેલાં કેટલાંક ઐતિહાસિક ધોરણને આધારે લેખકે આ પ્રશ્નની ચર્ચા કરી છે અને તેઓ અનેક દલીલોને બુદ્ધિપૂર્વક યોજીને એવા સિદ્ધાન્તનું સમર્થન કરે છે કે દ્રોપદિને પાંચ પતિ ન હતા. આવા પ્રશ્નોની સર્વદેશીય ચર્ચા આપણી ભાષામાં ભાગ્યેજ લેવામાં આવે છે અને આ દિશામાં આવો હિંમતભર્યો પ્રયાસ કરવા માટે લેખકને ધન્યવાદ ઘટે છે-વિશેષ કરીને એટલા માટે કે પાંચ પતિની વાત ખોટી ઠરે તો આપણી પ્રજા ઉપર મૂકાએલા એક આરોપનો નીવેડો આવે.

**નડિયાદ હિંદુ અનાથાશ્રમનો વાર્ષિક રીપોર્ટ** (૧૯૧૪-૧૫) પ્રકાશક [illegible] મહેતા મંત્રી પૃષ્ટ ૨૦૦.

બહુજ ધનિકોના દાનથી નહિ પણ સામાન્ય જનોના આશ્રયથી ચાલતી કોઇ પરોપકારી સંસ્થા ગુજરાતમાં હોય તો તે આજ છે. અને પ્રજાએ આ સંસ્થા માટે જે વિશ્વાસ હમેશાં [illegible] છે તે સફલ કરવાને ત્હેના કાર્યકર્તાઓ નિરંતર પ્રયત્ન કરે છે એ પણ આ રીપોર્ટ સ્પષ્ટ રીતે પુરવાર [illegible] બધાં અનાથાશ્રમોની પરિષદ આ આશ્રમે બોલાવી હતી અને જો કે તે પરિષદનો રીપોર્ટ [illegible] બહાર પાડી શકાયો નથી તો પણ તે ઘણી ફતેહમંદ થઇ હતી એ આપણે [illegible] કલાસ, શીવવાનું અને વણવાનું શિક્ષણ, ડીબેટીંગ કલબ અને લાયબ્રેરી [illegible] લાઇબ્રેરી—આ કેટલીક આકર્ષક પ્રવૃત્તિઓ આશ્રમને અંગે ચલાવવામાં આવે છે. [illegible] મમાં ૮૨ અનાથો હતાં-તેમાં ૫ પુરૂષો, ૭૨ છોકરાઓ અને ૬ છોકરીઓ હતી. [illegible] વધારો થયો છે અને આશ્રમના કાર્યકર્તાઓ ત્હેનો ઘણી દિશામાં વિકાસ [illegible] દિલથી આ આશ્રમને મદદ કરવા અમે સર્વને વિનંતિ કરીએ છીએ.

**શ્રીમદ્ ભાગવત પુષ્પાંજલિ**-લેખક વિહારી, કિંમત આના ૨, [illegible]

આ પુસ્તકમાં પહેલા ભાગમાં ભાગવતમાંથી એક જાણીતા ૧[illegible] કરવામાં આવ્યું છે-જે સારી રીતે કરવામાં આવ્યું છે. બીજા ભાગમાં [illegible] કવિતામાં આપવામાં આવ્યું છે. ત્હેમાંનું વસ્તુ તેમજ ત્હેની [illegible]

# નોંધ.

---

### ઈન્ડીઅન કોન્સોલીડેશન બીલ

પરતંત્ર રાજ્યોનો રાજકીય વિકાસ અનિશ્ચિત અને અનિયમિત હોય છે. રાજકીય ચળવળથી કે રાજ્યકર્તાની કૃપાથી જો થોડાં પગલાં આગળ ભરવામાં આવે છે તો કવચિત્ વધારે પગલા પાછળ હઠવાનો પ્રસંગ પણ પ્રાપ્ત થાય છે. જો એક પાસ કેળવણી માટે વધારે ખર્ચ કરવામા આવે તો બીજી પાસ જમીન ઉપર મ્હેસુલ અસાધારણ પ્રમાણમાં વધારવામા આવે છે. ન્યાય મેળવવાના અને સ્વતંત્રતા ભોગવવાના ઘણા હક આપણને મળે છે ત્યારે બીજી પાસ પોલીસ અને સી. આઇ ડી. (ખાનગી પોલીસ) ની સંખ્યા વધારવામા આવે છે તથા છાપખાનાં સભાઓ વગેરે ઉપર અંકુશ વધારે મજબુત કરવામાં આવે છે. જો એક બાજુથી મ્યુનિસિપાલીટી અને લોકલ બૉર્ડને વધારે પ્રજાકીય અને સત્તાવાન બનાવવાને પ્રયત્નો કરવામાં આવે છે તો બીજી બાજુએ ત્હેમાં સરકારી અમલદારોને અધિકારીઓ તરીકે નીમી કવચિત્ વધારે પરતંત્ર કરવામાં આવે છે. છેવટે ધારાસભાઓના વિકાસ માટે પાર્લામેન્ટ એક ઉદાર કાયદો કરે તો ત્હેના હેતુ ઘણે અંશ નિષ્ફળ થાય એવાં પગલા લેવા હિન્દી સરકાર તત્પર રહે છે.

છેલ્લા બે ત્રણ વર્ષમાં આપણી રાજકીય સ્થિતિ સુધારવાના હેતુથી થોડાં અગત્યનાં પગલાં લેવામાં આવ્યાં છે પરન્તુ આપણને નીચે નમાવવાના પ્રયત્નોનો પણ કદી અભાવ ન હતો; અને લોર્ડ આઇલીંગટને હિન્દી સરકાર સંબંધી અમીરોની સભામા દાખલ કરેલું બીલ ત્હેનો છેલ્લો અને તાદૃશ પુરાવો છે

### સરકાર સ્હામે દાવાનો હક

તે બીલની જે બે કલમોથી આપણા દેશમાં ઘણો અસંતોષ વ્યાપી રહેલો છે તે મુજબ (૧) દીવાની કોર્ટની સત્તામાંથી સરકાર સ્હામે મંડાતા કોઇ પણ વર્ગના દાવા બાતલ કરવાની અને (૨) દેશી રાજ્યના રાજા અને પ્રજાને બ્રીટીશ નોકરી આપવાની સત્તા, હિન્દી સરકારને આપવામા આવી છે. આમાં પ્હેલી કલમનો ઇતિહાસ જરા તપાસવાની જરૂર છે. ઇસ્ટ ઇન્ડીઆ કંપની અને સન ૧૮૫૮ પછી બ્રીટીશ સરકાર સ્હામે બધી જાતના દાવા માંડવાનો હક પાર્લામેન્ટના કાયાદાથી ખુદ હિન્દી પ્રજાને આપવામાં આવ્યો હતો. છતાં મુંબાઇ, મદ્રાસ અને બીજા પ્રાંતોમાં મ્હેસુલને લગતી કેટલીક બાબતોમાં સરકાર સ્હામે દાવા માંડવાનો હક કાપવામાં આવ્યો. છેવટે સન ૧૮૯૮માં બ્રહ્મદેશની સરકારે એવો કાયદો પસાર કર્યો કે "જમીનના સંબંધમાં કોઈ પણ હક વિષે કોઇ પણ દાવો ચુકવવાની સત્તા દીવાની કોર્ટને નથી." આથી પાર્લામેન્ટના સ્પષ્ટ કાયદાની અવગણનાની.

પરિસીમાં આવી. સદ્ભાગ્યે બ્રહ્મદેશના આ કાયદાને ગેરકાયદેસર ઠરાવવાના હેતુથી એક મ્હોટો દાવો લ્હડવામાં આવ્યો અને-બ્રીટીશ ન્યાયના ઉંચામાં ઉંચા ધોરણ અનુસાર-પ્રીવી કાઉન્સીલે એવો ચુકાદો આપ્યો કે તે કાયદો ગેરકાયદેસર છે. આથી સ્વાભાવિક રીતે તેજ પ્રકારના બીજા કાયદાઓ ઉપર પણ શંકાનુ વાદળ જાગ્યું છે—જો કે તે હાલ સંપૂર્ણ રીતે. અમલમા મૂકવામાં આવે છે આ વાદળ વીખેરીને હાલની સ્થિતિ સ્પષ્ટ કરવાનો નવા કાયદાનો દેખીતો હેતુ છે પરન્તુ ખરી રીતે તેથી હિન્દી સરકારને એવી વિશાળ સત્તા મળશે કે જેના ઉપયોગથી પ્રજાના હક ઉપર મ્હોટી કાતર મૂકાશે.

બ્રહ્મદેશનો કાયદો નાબુત થયો છે અને ત્હેવો કાયદો ફરીથી રચાય એવો ઉદ્દેશ સરકારનો હોય તો આપણને તે માન્ય નથી. હિન્દના બીજા કાયદાને દ્રઢ પાયા ઉપર મૂકવાની જરૂર નથી કારણ કે ત્હેની ઉપર હુમલો કરવામાં આવ્યો નથી એટલુંજ નહિ પણ ત્હેનો પ્રયોગ સીધી કે આડકતરી રીતે પ્રીવીકાઉન્સીલે પણ કરેલો છે તો પછી નવા બીલનો હેતુ શો હોઇ શકે? હિન્દ એકે અવાજે કહે છે કે સરકાર સ્હામે દાવા માંડવાના આપણા કીંમતી હકને મરજી મુજબ ઓછા કરવાનો ત્હેનો હેતુ છે અને તે ખરેખર ન્યાયની આપણી બધી ભાવનાઓથી વિરૂદ્ધ છે. અનેક પ્રકારના આપણા હક—અને વિશેષ કરીને જમીન સંબંધી આપણા કેટલાક હક જ્યારે કારોબારી સત્તા સ્વીકારતી નથી ત્યારે આપણે બે માસની નોટીસ આપીને હાલ સરકાર સ્હામે દાવો માંડી શકીયે છીએ. આજ સુધીમા આવા ઘણા દાવા સફળ થયા છે અને જ્યારે તે વ્યર્થ ગયા છે ત્યારે પણ વાદીને એવું આશ્વાસન રહે છે કે નિષ્પક્ષપાતી ન્યાયાધિકારીઓએ બધી બાબત કેવળ ન્યાયની દૃષ્ટિથી તપાસીને નીવડો આપ્યો છે. અત્યારે પણ મહેસુલને લગતી કેટલીક બાબતોમાં ન્યાય ખાતાના દ્વાર આપણી સ્હામે બંધ કરવામાં આવ્યાં છે તે વિષે મજબૂત વાધો ઉઠાવવામાં આવે છે તો પછી આ નવા બીલની રૂએ જો સરકાર સ્હામે ન્યાયપુરઃસર પગલા લેવાનો હક વધારે કાપવામા આવશે તો આપણને ખાસ કરીને જમીનની તકરારોમાં જુલ્મનું ભાન થશે અલબત, આ અનિષ્ટ પરિણામોનો આધાર આ સત્તાના ઉપયોગ ઉપર છે પરંતુ જે સત્તા આપવાની હવે કંઇ જરૂર નથી—જે આપ્યા શિવાય ઘણે સ્થળે લેવામા આવી છે—અને જેના દુરૂપયોગથી પ્રજાને ઘણું નુકશાન થવાનો સંભવ છે તે પાર્લામેન્ટના કાયદાથી ન આપાવી જોઇએ એવો આપણો મજબુત અભિપ્રાય છે.

બીજી કલમ દેશી રાજ્યોની પ્રજાને સરકારી નોકરી આપવા વિષે છે અને આ વિષે અમે એકદમ કંઇ અભિપ્રાય આપવાને અશકત છીએ સરકારનુ આજ સુધીનું વર્તન સ્પષ્ટ સિદ્ધાન્તોને અનુસર્યું નથી તેમ નવા કાયદાની ચોક્કસ કલમ અને ત્હેનું સ્પષ્ટીકરણ આપણા જાણવામાં નથી. એક પાસ દેશી રાજ્યોના વતનીઓને બ્રીટીશ પ્રજાનાં વધારે ગાઢ અને સમાન સંબધમાં લાવવાથી ફાયદો છે એમ કહી શકાય. બીજી તરફ દેશી રાજ્યના માલીકોને અમલદાર નીમવાથી ત્હેમનું ગૌરવ કમી થાય અને વાંધા ભરેલી નીમણુકોથી બ્રીટીશ રાજતંત્રને નુકશાન થાય એવી

કલ્પના પણ કરી શકાય ગમે તેમ હોય પણ એટલું તો ચોકકસ છે કે આ બન્ને કલમોથી—અને તે ઉપરાંત બીજી કલમોથી પણ—જે ફેરફાર કરવામાં આવનાર છે તે ઘણા વિવાદગ્રસ્ત અને મહત્વના છે. અને તે ઉપર વિચાર કરવાની હિન્દી પ્રજાને જરા પણ તક આપ્યા સિવાય વિગ્રહના સમયમાં તે પાર્લામેન્ટમાં દાખલ કરવામાં લૉર્ડ આઇર્લીંગ્ટન અને ત્હેમના સલાહકારોએ ગંભીર ચૂક કરી છે. હવે, હિન્દીઓ અને ઇંગ્રેજોનાં પ્રતિનિધિ રૂપ ઘણાં મંડળોએ ત્હેની સ્હામે મજબૂત વિરોધ દર્શાવ્યો છે તેથી તે બીલને અટકાવવામાં આવશે એવી આશા રાખીએ છીએ.

## મદ્રાસ પ્રાન્તિક પરિષદ.

ન્હાના ગામડાથી માંડી સમગ્ર પ્રાંત અને દેશને લગતા બધા સવાલોની બારીક ચર્ચા અને કાયદેસર ચળવળને ધોરણે મદ્રાસ ઇલાકાનું જાહેરજીવન સમગ્ર હિન્દમાં ઉંચામાં ઉંચી કક્ષાએ પહોંચ્યું છે એ નિર્વિવાદ છે. ત્યાં મ્યુનિસિપાલીટી અને લોકલ બોર્ડ ઘણાં જ જાગૃત છે અને ત્યાંની ધારાસભામાં રજુ થતા ઠરાવો અને ત્હેની ચર્ચાઓ વિશાળ જ્ઞાન અને શાન્ત સ્વતંત્રતાથી દીપી નીકળે છે. આનું કારણ તે ઇલાકાની પ્રજાકીય હીલચાલોમાં રહ્યું છે. દરેક જીલ્લામાં કૉંગ્રેસ કમીટી છે એટલુંજ નહિં ત્હેને અંગે દર વર્ષે લગભગ બધે સ્થળે જીલ્લા પરિષદ ભરવામાં આવે છે. મહાજન સભા—જે જુનામાં જુની પ્રાન્તિક સંસ્થા છે—અને પ્રાન્તિક કોંગ્રેસ કમીટી રાજકીય પ્રવૃત્તિને સંગીન માર્ગ ઉપર દોરે છે અને પ્રાન્તિક પરિષદ પણ સંગીન રાજબુદ્ધિ અને ગંભીર ઉત્સાહની પ્રેરાય છે. મદ્રાસનાં આ સર્વ જાહેર મંડલો વિષે હમેશાં બનતી માહીતિ મેળવવા સર્વ વાચકોને અમે વિજ્ઞપ્તિ કરીએ છીએ.

ગયા માસની ૧૫ મી તારીખે ધી. ઑ. મી. કેશવ પીલાઇના પ્રમુખપણા નીચે મદુરામાં જે પ્રાન્તિક પરિષદ્ મળી તે અનેક દૃષ્ટિથી બોધદાયક હતી. પ્રથમ તો સામ્રાજ્યમાં હિન્દના સ્થાન વિષે પ્રમુખે જે લંબાણથી વિવેચન કર્યું હતું તે અત્યંત આકર્ષક હતું અને ત્હેમાં યોજવામાં આવેલું દૃષ્ટિબિન્દુ હમેશાં સ્મરણમાં રાખવાની જરૂર છે. હિન્દની આન્તર વ્યવસ્થામાં ઘણા મ્હોટા સુધારા થવાની જરૂર છે અને તે વિષે આપણે ઘણી હીલચાલ કરવી પડશે. પરન્તુ એટલું ચોક્કસ છે કે વિગ્રહ પૂરો થતાં સામ્રાજ્યમાં હિન્દના સ્થાન વિષે અનેક રાજકીય તેમજ આર્થિક પ્રશ્નો પહેલાંના કરતાં ઘણું જ વધારે મહત્વ ધરાવશે અને ત્હેના નિરાકરણ ઉપર આપણા ભવિષ્યના વિકાસનો આધાર ઘણે અંશે રહેશે. ગયે વર્ષે સામ્રાજ્યસભામાં હિન્દી પ્રતિનિધિ મોકલવા વિષે ઠરાવ વડી સરકારે કબૂલ કર્યો ત્યારથી આપણને એવી આશા પડી છે કે હિન્દને હવે વધારે ઉંચું—કંઇક વધારે સમાન સ્થાન મળશે. કેટલાંક સંસ્થાનોના પત્રોએ તે વિષે જે ટીકાઓ કરી તેથી એ આશાને પોષણ મળ્યું હતું. પરન્તુ તે પહેલાં અને પછી એવા ઘણાં વચનો બ્રીટીશ રાજપુરૂષોએ કહ્યાં છે અને એવાં પગલાં ત્હેમણે લીધાં છે કે જે એ આશાને નિર્મૂલ બનાવે.

વિગ્રહને અંતે જે નવી વ્યવસ્થા થાય ત્હેમાં [1] પાંચ પ્રજાઓને દૃઢ રીતે એક કરવાની, અને હિન્દને ત્હેમાંથી બાતલ કરવાની જે વાત ચાલી રહી છે તે તરફ શ્રી કેશવ પીલાઈએ ખાસ ધ્યાન ખેંચ્યું હતું.

સામ્રાજ્યવાદીઓના અને મ્હેનાર જ્વાળાધાર રાજપુરુષોના કેટલાક વચનો એમ સૂચવે છે કે હિન્દીઓ કેવળ ગ્રેટ બ્રિટનની નહિ પણ આખા સામ્રાજ્યની ગોરી પ્રજાના તાબેદાર થાય જોઈએ. હિન્દ જેમ બધા રાજદ્રોહી માનવાને ધિક્કારે છે તેમ તે આ પ્રુશીયન જેવી દેખાતી ભાવના સામે આવેશભર્યો પોકાર કરશે જ. મનુષ્યત્વ અને ઇન્સાફના સર્વ હિમાયતીઓ આશા રાખશે ... સ્વાગત વિષે બોલતા ત્હેમણે જણાવ્યું કે પોતાનામાં વધારે શ્રદ્ધા રાખવા અને રાજ્યવહીવટના વધારે રસ લેવા પ્રજાને ઉપદેશવા માટે સુકેળવાયેલ, દૃઢ અને પ્રમાણિક કાર્ય કરવાની જરૂર છે

આમ, "હિન્દુ કુટુંબમાં વિધવા વહુ" જેવી પરાધીન સ્થિતિ હિંદની થાય એ ધારસ્તી કેવળ તાર્કિક નથી પણ ખરી છે પરન્તુ તે છેવટે ખરી ન પડે અથવા ઓછામાં ઓછી નડે તે માટે આપણે આગ્રહભરી ચળવળ કરવાની જરૂર છે

## સ્વરાજ્યનો ઠરાવ

કૉંગ્રેસની માફક આ પ્રાંતિક પરિષદની 'સબજેક્ટ કમીટી'માં સ્વરાજ્યના ઠરાવ વિષે ઘણો વિવાદ થયો હતો અને ત્હેને પરીણામે સર્વન્ટસ ઓફ ઇન્ડીયા સોસાઇટીના પ્રમુખ શ્રી ઍ શ્રીનીવાસ શાસ્ત્રીએ જે ઠરાવ રજુ કર્યો હતો ત્હેમાં નીચેના મુદ્દા હતા —

(૧) પ્રાન્તિક ધારાસભાના સભાસદો પૈકી ⅘ ભાગ પ્રજાના મતથી ચુંટેલા હોવા જોઇએ.

(૨) પ્રાન્તિક કારોબારી સભા પૈકી અડધા સભાસદો હિન્દીઓ હોવા જોઇએ

(૩) તે સભાસદો ધારાસભાના વધુ મતથી ચુંટાવા જોઇએ

(૪) ધારાસભાને નાણાં મંજુર કરવા સંબંધી સંપૂર્ણ અધિકાર આપવો જોઇએ અને ત્હેના ઠરાવોથી કારોબારી સત્તા બંધાવી જોઇએ

વાચકો જોઇ શકશે કે આ યોજનામાં અને ઑલ-ઇન્ડીયા કૉંગ્રેસ કમીટીએ અલાહાબાદમાં પસાર કરેલા ઠરાવોમાં મ્હોટો ભેદ એક જ છે જ્યારે તે કમીટીની યોજના અનુસાર કારોબારી સભાના હિન્દી સભાસદો સરકાર તરફથી નીમાવા જોઇએ ત્યારે આ પરિષદના ઠરાવ મુજબ તે સભાસદો ધારાસભાના મતથી ચુંટાવા જોઇએ કમીટીના ઠરાવ છતાં મદ્રાસના રાજપુરુષો મહાજન સભા તરફથી ગયે વર્ષે બ્હાર પાડેલી યોજનાને આ બાબતમાં દૃઢ રીતે વળગી રહ્યા હોય એમ લાગે છે અલબત્ત, કમીટીના ઠરાવો છેવટના નથી અને આવતી કૉંગ્રેસમાં પાકા થાય તે પહેલાં બધા પ્રાન્તોને પોતાની દરખાસ્તો મૂકવાની સ્વતંત્રતા હોવી જોઇએ

[1] ગ્રેટ બ્રીટન તથા આયર્લૅન્ડ કૅનેડા, દક્ષિણ આફ્રીકા, ઑસ્ટ્રેલીયા, અને ન્યુઝીલૅન્ડ

પરિષદના આ ઠરાવની સ્હામે ઘણી દલીલો સ્વાભાવિક રીતે લાવવામાં આવી છે અને તે સર્વનો સંપૂર્ણ વિચાર કોંગ્રેસના હિમાયતીઓને કરવો પડશે પરન્તુ તે નવી છે અને ઘણી આગળ પડતી છે—લગભગ સંપૂર્ણ સ્વરાજ્યનો ત્હેમાં સિદ્ધાન્ત છે તેથી ત્હેની સ્હામે થવાની જરૂર નથી. ગઇ કોંગ્રેસનો ઠરાવ પસાર કરી સર્વ દેશભક્તો હવે એકમત થયા છે કે પહેલાંના કરતા ઘણી જ વધારે હિંમતભરી અને આગળ પડતી સુધારાની યોજના આપણે બ્રીટીશ પ્રજા આગળ મૂકવી જોઇએ. કઇ માગણી સરકાર કબૂલ કરશે એ વિચારથી નહિ પણ કઇ માગણી આપણી રાજકીય ઉન્નતિ માટે હાલ આવશ્યક છે એ વિચારથીજ આપણે પ્રેરાવું જોઇએ. આથી કારોબારી સત્તા ઉપર ધારાસભાનો અંકુશ ચોક્કસ કરવાને જો હિન્દી સભાસદોની ચુંટણી માગવામાં આવે તો ત્હેમાં કોઇ અસ્વાભાવિક નથી. પરન્તુ ત્હેની સ્હામે એ દલીલ લાવવામાં આવી છે કે હિન્દી અને ઇંગ્રેજ સભાસદો વચ્ચે મતભેદ પડશે તો શું થશે? આ પ્રશ્ન વિશાળ દૃષ્ટિથી કેવળ હાસ્યજનક લાગશે સામાન્ય રીતે તો વધુ મતે બધો અમલ ચલાવવામાં આવશે. પરન્તુ જો હિન્દીઓને પોતાની સ્થિતિ અસહ્ય લાગશે તો કદાચ તેઓ રાજીનામું આપશે અને પછી ધારાસભા ત્હેમના શિવાય બીજાને ન ચુંટે તો ખરી મુશ્કેલી ઉભી થાય—કદાચિત્ રાજતંત્ર થોડા વખત વખત સ્તંભિત પણ થાય પણ શું આવું કોઇ દેશમાં—ખુદ ઈંગ્લંડ અને કેનેડામાં બન્યું નથી? અને ત્હેનું પરિણામ હંમેશાં શું આવ્યું છે? એજ કે પ્રજાને વધારે ને વધારે હક આપવાની સરકારને ફરજ પડી છે. છેવટે કેવું પ્રજાકીય બંધારણ હિન્દને મળશે—અથવા મળવું જોઇએ એ પણ હાલ કહી શકાય નહિ. પણ રાજતંત્રમાં આથી કોઇ દિવસ પણ તુટ પડવાનો સંભવ છે માટે મદ્રાસની દરખાસ્ત કબૂલ ન કરવી એ વિચાર તો રાજકીય વિકાસના સિદ્ધાન્તોનું અજ્ઞાનજ સુચવે.

## ધારાસભાનું બંધારણ.

પરિષદની ખુદ બેઠકમાં જે મુદ્દા વિષે વધારેમાં વધારે ચર્ચા થઇ હતી તે ધારાસભાના બંધારણ વિષે હતો. ઑ. શ્રીનીવાસ શાસ્ત્રીએ જે ઠરાવ રજુ કર્યો તેથી સંતોષ ન પામતાં મીસીસ એની બેસન્ટે એવો સુધારો મૂક્યો કે ધારાસભાના બધા સભાસદો પ્રજાના મતથી ચુંટાએલા હોવા જોઇએ. મી૦ શાસ્ત્રીએ પોતાના ભાષણમાં જણાવ્યું હતું કે તેઓ વધારેમાં વધારે આગળ પડતી યોજના મૂકવાને તૈયાર હતા; છતાં ઈંગ્લંડ અને સંસ્થાનોની માફક અહીંઆ ધારાસભાની બીજી શાખા ન હોવાથી કોઇ સાહસિક કાર્ય અટકાવવાને ત્હેમાં સરકારની નીમણુક માટે થોડો અવકાશ રાખવાની જરૂર છે આ દૃષ્ટિથી જ ૪/૫ ભાગના સભાસદોની ચુંટણી અને ૧/૫ ભાગની સરકારી નીમણુકની માગણી ત્હેમના ઠરાવમાં કરવામાં આવી હતી. બીજી પાસ મીસીસ બેસન્ટે કેવળ સ્વરાજ્યના સિદ્ધાન્તને આધારે પૂરેપૂરી ચુંટણીનો સુધારો પરિષદ આગળ મૂક્યો અને ત્હેને ઘણા વકતાઓ તરફથી ટેકો મળ્યો. ઘણી ગરમ ચર્ચા પછી ઠરાવ ઉપર મત લેવામાં આવ્યા અને ૫૫ વિરૂધ્ધ ૫૩ મતે મૂલ ઠરાવ કાયમ રાખવામાં આવ્યો હતો.

બીજા સવાલની માફક આનો પણ છેલ્લો નિશ્ચય આવતી કૉંગ્રેસ કરશે અને તે દરમ્યાન સંપૂર્ણ વિચાર કરવાની જરૂર છે. ઑલ-ઈન્ડીઆ—કૉંગ્રેસ કમીટીનો ઠરાવ ⅘ ભાગના સભાસદોની જ ચુંટણી માગે છે અને તેથી તે કૉંગ્રેસમાં પસાર થવાનો સંભવ છે. ગમે તેમ થાય પણ મદ્રાસની પરિષદની ચર્ચા જે વાત આપણા મન ઉપર વધારેમાં વધારે ઠસાવે છે તે એ જ છે કે ત્યાંના લોકો રાજકીય સવાલોમાં ઘણો જ ઉંડો અને સગીનં રસ લે છે અને ત્યાંની પરિષદ, અમુક ચોક્કસ ઠરાવોને પસાર કરવાનું યંત્ર બનતી નથી પણ સ્વતંત્ર વિચારવાળા રાજપુરૂષોની સભા બને છે. હિન્દમાં હાલ ભરાતી બધી પરિષદો આટલી જીવન્ત બને તો આપણો રાજકીય વિકાસ વધારે ઉંચી કક્ષાએ પહોચે.

## મુંબાઇની ધારાસભાના ઉપપ્રમુખ.

ગયા માસમાં મુંબાઇની સરકારે બહાર પાડેલા એ ઠરાવ માટે આપણે હેમનો ઉપકાર માનવો ઘટે છે. ઑ. મી. ચોબલને ધારાસભાના ઉપપ્રમુખ નીમવામાં આવ્યા છે એ જાણીને સર્વને ઘણો સંતોષ થયો હશે. વી. કૃષ્ણસ્વામી ઐયર કે સર અલી ઈમામ જેવા દેશભકત તરીકે મી. ચોબલ જાણીતા નથી તેમ ધારાસભામાં હેમની કારકીર્દી પણ આપણને ઉંચી આશાઓ આપે એમ નથી. છતાં પણ સરકારના એક હિન્દી સભાસદનો વ્યાજબી હક મંજુર થયો એજ હર્ષની ખીના છે. રાજનીતિના બીજા વિષયોની માફક આમા પણ મુંબાઈની સરકારે ઘણીજ સંકુચિત દૃષ્ટિ આજ સુધીમા દર્શાવી છે એ આપણે ગયા અંકમાં જોયું હતું. પરન્તુ છેવટે—કદાચ હિન્દી વજીરની સભાના ઉપપ્રમુખની નીમણુકથી ચમક પામી આપણી સરકારે જે ઉદાર પગલું ભર્યું છે હેની યોગ્ય કદર સર્વે કરશે.

## લોકલ બૉર્ડનું બંધારણ.

બીજા એક ઠરાવથી જીલ્લા લોકલ બૉર્ડના બંધારણ નીચે પ્રમાણે સુધારવામાં આવ્યાં છે.

| લોકલ બૉર્ડ. | પહેલાંનું બંધારણ | | | નવું બંધારણ. | | |
|---|---|---|---|---|---|---|
| | અમલદારી અને નીમેલા | ચુંટેલા | કુલ. | નીમેલા. | ચુંટેલા. | કુલ. |
| કોલાબા .. | ૯ | ૮ | ૧૭ | ૫ | ૮ | ૧૩ |
| કેનેરા .. | ૧૦ | ૯ | ૧૯ | ૫ | ૯ | ૧૪ |
| બેલગામ ... | ૧૧ | ૧૦ | ૨૧ | ૬ | ૧૦ | ૧૬ |
| પૂર્વ ખાનદેશ .. | ૧૩ | ૧૨ | ૨૫ | ૭ | ૧૨ | ૧૯ |
| પશ્ચિમ ખાનદેશ | ૧૦ | ૯ | ૧૯ | ૫ | ૯ | ૧૪ |
| અહમદનગર .. | ૧૪ | ૧૩ | ૨૭ | ૭ | ૧૨ | ૧૯ |
| અમદાવાદ ... | ૧૩ | ૧૨ | ૨૫ | ૭ | ૧૨ | ૧૯ |
| સુરત .. | ૧૧ | ૧૦ | ૨૧ | ૬ | ૧૦ | ૧૬ |

આ કોઠા ઉપરથી જણાશે કે ઉપરના જીલ્લા લોકલ બૉર્ડના સભાસદ પૈકી આશરે ¾ ભાગ પ્રજાના મતથી ચુંટાશે અને બાકીના ¼ ભાગ સરકારથી નીમાશે. આમ ચુંટાએલા સભાસદોના વધુ મતનો સિદ્ધાન્ત લોકલ બૉર્ડના સંબંધમા સ્વીકારવામાં આવ્યો એ સંતોષની બીના છે. પરન્તુ આ વ્યવસ્થામાં અમને બે મ્હોટા દોષ લાગે છે. પ્રથમ તો આટલે વર્ષે જ્યારે લોકલ બૉર્ડના બંધારણમા સુધારો યોજવામાં આવ્યો ત્યારે તે ફક્ત આઠ જીલ્લા બૉર્ડને લાગુ પાડવામાં આવ્યો અને તાલુકા બૉર્ડને ત્હેનો લાભ ન આપવામાં આવ્યો. સુધારાના સંગીન સિદ્ધાન્તનો વધારે હિંમત ભર્યો પ્રયોગ કરવાથી શો ઉત્પાત થઇ જાય તે અમે સમજી શકતા નથી. બીજું બૉર્ડના સભાસદોની કુલ સંખ્યા પહેલાંના કરતાં પણ ઘટાડવામા આવી છે એ આ વ્યવસ્થાનો બીજો દોષ છે. જ્યારે સર્વત્ર તે સંખ્યાનો વધારો કરવાની સૂચના કરવામાં આવે છે તે વખતે સંખ્યા ઘટાડવામાં સરકારે જરા પાછળ પગલું ભર્યું છે.

## લોકલ બૉર્ડ કમીટીનો રીપોર્ટ.

લોકલ બૉર્ડના બંધારણ અને વહીવટ વિષે તપાસ કરવાને જે કમીટી ગયા વર્ષમાં નીમવામાં આવી હતી ત્હેનો રીપોર્ટ છેવટે બહાર પાડવામાં આવ્યો છે. અમારે એકદમ જણાવવું જોઇએ કે રીપોર્ટ કમીટીના વધુ સભાસદોનો જ મત જણાવે છે' કારણ કે ધી ઑ. મી. પટેલ અને ઑ. રાવ બહાદુર સાહેબે કમીટીના ઘણા અભિપ્રાય સંબંધમાં પોતાનો મતભેદ જણાવ્યો છે અને ત્હેમણે તથા બીજા થોડા સભાસદોએ જુદી નોંધ પણ લખી છે. આ પ્રમાણે જે મતભેદ દર્શાવવામાં આવ્યા છે તે ઘણા મહત્વના પ્રશ્નો વિષે છે અને તેથી ઘણી વિવાદની બાબતોમાં કમીટીનો રીપોર્ટ જવાબદાર પ્રજામત જણાવતો નથી એમ લાગે છે.

રીપોર્ટમાં એટલા બધા પ્રશ્નો વિષે એટલા લંબાણથી અભિપ્રાયો આપવામાં આવ્યા છે કે તે બધા વિષે અત્રે ચર્ચા કરવી શકય નથી. અમે ફક્ત બંધારણ અને પ્રમુખના જ પ્રશ્ન ઉપર વિવેચન કરીશું અને બાકીના વિષયોને જુદા લેખમાં ન્યાય આપીશું. જીલ્લા અને તાલુકા લોકલ બૉર્ડના ¾ ભાગના સભાસદો ચુંટાવા જોઇએ એ ઉદાર અભિપ્રાય સાથે સર્વ સમત થશે તેમ એકંદર બૉર્ડના સભાસદો વધારવાની દરખાસ્ત પણ ઇષ્ટ લાગશે. પરન્તુ નવા બંધારણનો જે નમુનો રીપોર્ટમાં આપવામાં આવ્યો છે તે અતિશય અસંતોષકારક છે. ચુંટાએલા સભાસદોનો અર્ધ ભાગ તાલુકા બૉર્ડ અને મ્યુનિસિપાલીટી તરફથી ચુંટાય અને બાકીના અમુક ખાસ વર્ગ તરફથી ચુંટાય એ વ્યવસ્થા ઘણી અનિષ્ટ છે. ખાસ વર્ગોના પ્રતિનિધિ ઘણા ઓછા હોવા જોઇએ અને તાલુકા બૉર્ડના વધારે પ્રતિનિધિ જીલ્લા બૉર્ડમાં હોવા જોઇએ. ઉપરાંત જે ખાસ વર્ગોના પ્રતિનિધિત્વને માટે કમીટી ભલામણ કરે છે તે ઇનામદારો અને જાગીરદારો યુનિવર્સિટીના પદવીધારીઓ, દરબારીઓ અને ઓનરરી મેજીસ્ટ્રેટો, કોઓપરેટીવ ક્રેડીટ સોસાયટી, જીલ્લા આરોગ્ય સભા બેનીસભા વગેરે

સંસ્થાઓ અને મુસલમાન કોમ—એ છે. મુંબાઈ સરકારનો ઠરાવ કોમની જુદી ચુંટણીનો સિદ્ધાન્ત નાપસંદ કરે છે એટલે મુસલમાન પ્રતિનિધિ વિષે કંઈ લખવાની જરૂર નથી. પરન્તુ દરબારીઓ. અને ઓનરરી મેજીસ્ટ્રેટના પ્રતિનિધિ જીલ્લા બૉર્ડમાં ન હોવા જોઈએ એવો અમારો મક્કમ અભિપ્રાય છે. સરકારની કૃપાથીજ ત્હેમનો ઉદયસુર્ય ઉગે છે અને તેથી ત્હેમણે ચુંટેલા સભાસદો સરકારે નીમેલા સભાસદો જેવાજ ગણાય. જીલ્લાની મોટી સભાઓને સભાસદો મોકલવાનો હક આપવા સ્હામે ચોક્કસ વાંધો કાઢી શકાય નહિ. પરન્તુ હાલના સંયોગોમાં ત્હેના પ્રતિનિધિ પણ સરકારી સભાસદ જેવુંજ વર્તન ચલાવશે એવી ધાસ્તી રહે છે.

કમીટીની સૂચનાઓ ઘણી વ્યાપક હોવા છતાં ત્હેનો ફક્ત જીલ્લા બૉર્ડને જ લાભ આપવાનો જે નિશ્ચય મુંબાઈની સરકારના ઠરાવમાં જણાય છે તે અત્યંત અસંતોષકારક છે. ડીસેન્ટ્રલીઝેશન કમીશન આગળ તેમજ આ કમીટી આગળ અનેક સાક્ષીઓએ જણાવ્યું છે કે જીલ્લો ઘણો વિશાલ પ્રદેશ હોવાથી તાલુકા બૉર્ડને જ વધારે મહત્વ આપવું જોઈએ. આ વાત સમજીને કમીટીએ ત્હેનું બંધારણ સુધારવાને પણ સુચનાઓ કરી છે, પણ ત્હેનો સત્વર પ્રયોગ કરવાને સરકાર તૈયાર નથી. આવે પ્રસંગે આપણી ધીરજ અને સહનશીલતા ખુટી જાય છે અને આપણે ક્રોધના આવેશમાં પૂછીએ છીએ કે વર્ષો પછી જ્યારે આ સવાલ હાથ ધરવામાં આવ્યો છે—અને હવે કદાચ વર્ષો સુધી તે હાથમાં લેવામા નહિ આવે—ત્યારે પણ આવા અપૂર્ણ સુધારા કરીને જ સરકાર સંતોષ પામશે? જીલ્લા બૉર્ડના જેટલી જ—બલ્કે તેથી પણ વધારે અગત્ય તાલુકા બૉર્ડને અમે આપીએ છીએ અને જો તાલુકા બૉર્ડ હાલની માફક એક સરકારનું યંત્ર રહેશે તો સ્થાનિક સ્વરાજ્યના વિકાસની આશા ઓછી જ રહે છે.

જો બંધારણ વિષે કમીટીની સૂચના સંતોષકારક છે તો પ્રમુખની ચુંટણી વિષે ત્હેની ભલામણ અતિશય અર્દદગ્ધ અને અસંતોષકારક છે. બહુજ થોડા જીલ્લામાં બિનઅમલદારી પ્રમુખ બૉર્ડ મારફત પસંદ કરાવવાનો નહિ પણ નીમવાનો પ્રયોગ કરવો જોઈએ અને ત્યાં પણ બૉર્ડનો મુખ્ય અમલદાર સરકારી ખાતામાંથી નીમાવો જોઈએ એવો કમીટીનો અભિપ્રાય છે. તાલુકા બૉર્ડ સબંધમાં હાલની વ્યવસ્થા કાયમ રાખવા કમીટી કહે છે અને સરકાર ત્હેને સહેલાઈથી કબૂલ કરે છે જીલ્લા બૉર્ડના સંબંધમાં કમીટીની સુચનાનો પ્રયોગ સરકાર કરવા ઇચ્છે છે. અમને આ સુચના કરતાં પણ જે રીતે આ સવાલની ચર્ચા કમીટીએ કરેલી છે તે ઘણીજ વાંધાભરેલી અને અપમાનકારક લાગે છે. કલેક્ટર પ્રમુખ ન હોય તો જાણે બૉર્ડની આખી ઇમારત એક ક્ષણમાં પડી ભાંગવાની હોય અને પોતાના અભિપ્રાય વિરૂધ્ધ બૉર્ડની કંઇ યોજના કલેકટરને મંજુર કરવી પડે તો ત્હેના ગૌરવમાં મ્હોટી ન્યૂનતા આવી જાય એવી અણસમજુ અને અયોગ્ય બ્હીક રીપોર્ટમાં દર્શાવવામાં આવી છે. કમીટીનાં મહાન્ સભાસદોને ખબર હોવી જોઈએ કે મધ્ય પ્રાંતના જેવા સ્પષ્ટ રીતે પછાત પ્રાંતમાં

બધા-જીલ્લા અને તાલુકા-લોકલ બૉર્ડના પ્રમુખ સરકારથી નીમાતા નથી પણ વધુ મતે પસંદ કરવામા આવે છે અને આથી ત્યાં લોકલ બૉર્ડના ચુરા થયા નથી એટલું જ નહિ પણ એકંદર ત્હેના કાર્યમાં અહીંના કરતાં વધારે રસ લેવામાં આવે છે રહીંઆ થોડા જીલ્લા બૉર્ડને પણ પ્રમુખ પસંદ કરવાનો હક આપતા કમીગી કે સરકાર ખુશી નથી—ફક્ત ત્હેમના બિનઅમલદારી પ્રમુખ નીમવાની જ સૂચના છે. અને તે લાભ પણ તાલુકા બૉર્ડને ન આપવામાં સરકારે અતિશય કંજુસાઇ અને સંકુચિત દૃષ્ટિ દર્શાવી છે.

## જ્ઞાતિ સમૂહ પરિષદ.

ગયા માસમાં ભરુચમાં જ્ઞાતિપત્રતંત્રીપરિષદ ભરાઇ અને નાત જાતનાં મંડલોની પરિષદ તરતજ અમદાવાદમાં ભરાઇ એ જ્ઞાતિદ્વારા ઉન્નતિ કરવાની કાર્યપદ્ધતિનો એક નવો પ્રકાર સૂચવે છે. ઘણા વખતથી કેટલીક જ્ઞાતિઓ પોતાના મંડલો અને માસિકો ચલાવે છે અને તે વડે પોતાના જ્ઞાતિજનોનું હિત સાધવા પ્રયત્ન કરે છે. પરન્તુ હવે જ્ઞાતિનાજ કાર્યકર્તાઓ—જેમને કેવળ રાષ્ટ્રીય કાર્યનું જ્વલંત દર્શન થયું નથી—ત્હેમને જ જ્ઞાતિની સીમાઓ સાંકડી લાગતી જાય છે, અને પોતાની જ્ઞાતિના પ્રતિનિધિ તરીકે બીજી જ્ઞાતિના કાર્યકર્તાઓ સાથે કામ કરવા તેઓ ઉત્સુક બને છે. સર્વ જ્ઞાતિ માટે એક માસિક કાઢવું અને સર્વેમાં સરખા સામાજીક સુધારા યોજવા એ જ્ઞાતિજનો તરીકે સર્વેને ઉન્નતિના એક માર્ગ ઉપર ચઢાવવાના પ્રયાસ છે. આ હીલચાલો કદાચ નિષ્ફળ થશે કારણ કે રૂઢીપૂજક જ્ઞાતિજનો કે રાષ્ટ્રીય સુધારકો ત્હેમાં જોડાશે નહિ; કદાચ તે વધારે મજબૂત અને વજનદાર બને કારણ કે સમાજ સુધારક પરિષદ જે હેતુ થોડેજ અંશે સફળ કરી શકી છે તે સત્વર સિધ્ધ કરવાનું મજબૂત સાધન. તે કેટલાકને લાગે ગમે તેમ બને પણ આ હીલચાલની દિશા હાલ તો સ્પષ્ટ છે-જો કે તે સ્પષ્ટ રીતે કબૂલ કરવાની ઘણા આનાકાની કરશે. તે એજ છે કે જમાનાના પ્રવાહથી રંગાતા કાર્યકર્તાઓને જ્ઞાતિના ભેદ કંઇક ઠિક લાગતા નથી અને બીજી જ્ઞાતિ સાથે કંઇક વધારે સહકાર કરવાનો—વધારે સહજીવન ગાળવાનો અભિલાષ થયો છે છેવટે આવા જ્ઞાતિસંમેલનમાં મળી તેઓ સર્વનો સંપૂર્ણ ભ્રાતૃભાવ અને એકતા સિધ્ધ કરે—પોતાની જ્ઞાતિને વિસારે નાંખી સર્વે એક જ્ઞાતિના—એકજ હિન્દુસમાજનાં અંગ છે એમ પ્રકટ કરે તો અમે આશ્ચર્ય પામીશું નહિ.

## ગુજરાત કેળવણી પરિષદ

આ સંસ્થાના હેતુ વિષે અમે ગયા અંકમા એક લેખ પ્રકટ કર્યો ત્યાર પછી ત્હેના કાર્યનો આરંભ થઇ ચૂક્યો છે. પરિષદ જેમ કેળવણી સંબંધી સરકારની કાર્યપધ્ધતિની વિગતવાર ચર્ચા કરશે તેમ તે—વિશેષે કરીને ગુજરાતમાં—કેળવણી સંબંધી ચાલતી બધી સરકારી તેમજ ખાનગી સંસ્થાઓ વિષે માહિતી પણ લેશે કરશે. મ્યુનિસિપાલીટી લોકલ બૉર્ડ અને સરકારને હસ્તક નિશાળો અને કૉલેજો

ઉપરાંત બીજી બે પ્રકારની સંસ્થાઓ ગુજરાતમા ચાલે છે (૧) દેશી રાજ્યોની અને (૨) ખાનગી વ્યક્તિઓ અને મંડળોની આથી સરકારી રીપોર્ટનો સંપૂર્ણ સંગ્રહ કરવા ઉપરાંત દેશી રાજ્યોના તેમજ ખાનગી મંડળોની કેળવણીની પ્રગતિ સંબંધી રીપોર્ટ મેળવવાની પરિષદે વ્યવસ્થા કરી છે

ઉપરાંત, પરિષદે (૧) મ્યુનિસિપાલીટી (૨) જીલ્લા લોકલ બૉર્ડ (૩) તાલુકા લોકલ બૉર્ડ (૪) ખાનગી માધ્યમિક નિશાળો અને (૫) દેશી રાજ્યોને માટે જુદી જુદી પ્રશ્નાવળી તૈયાર કરી છે—જે આ સાથે પ્રકટ કરવામા આવી છે—અને તે દરેકને લગતી પ્રશ્નાવલી સ્થાનિક મંડળોના સભાસદોને, નિશાળોના માલીકોને, અને દેશી રાજ્યના અધિકારીઓને મોકલવામા આવી છે તેમને સર્વેને પ્રશ્નોનો જવાબ સત્વર મોકલી આપવાની અમે વિજ્ઞપ્તિ કરીએ છીએ અમને ખાત્રી છે કે બધા નહિ તો થોડા ગૃહસ્થો તો પોતાના જ્ઞાન અને અનુભવનો લાભ પરિષદને આપશે ઉપરાંત, જેઓ ઉત્તર નહિ આપે તેઓ પણ કેળવણીના થોડા સવાલો ઉપર વિચાર કરવા પ્રેરાશે અને પરિષદમા હાજર રહીને અથવા દૂરથી તેના કાર્યમા રસ લેશે તો પણ આ પ્રશ્નાવલી નિષ્ફલ નહિ જાય.

આ પ્રશ્નો કેટલાક પત્રોમા પ્રકટ થયા છે એટલે તે સમસ્ત ગુજરાતી પ્રજાની માલીકીના છે આથી કહેવાની ભાગ્યેજ જરૂર છે કે જેમને પોતાને પ્રશ્નો મોકલવામાં ન આવ્યા હોય છતા જેઓ પોતાના અનુભવથી તેના ઉત્તર આપવાની સ્થિતિમા હોય તેઓ પણ જો પોતાના અભિપ્રાયો મંત્રીઓને મોકલી આપશે તો આભાર સાથે તેનો સ્વીકાર કરવામા આવશે

---

## ગુજરાત કેળવણી પરિષદ્.

અમદાવાદ [illegible] ગુજરાત કેળવણી પરિષદ મેળવવાની વ્યવસ્થા થઇ છે. આ પ્રસંગે [illegible] મ્યુનિસિપાલિટિ [illegible] ખાસ વિચાર [illegible] સોંપી કરવા [illegible] પ્રશ્નો [illegible] મોકલવામા આવી છે તેના જવાબ તારીખ [illegible] સુધીમાં [illegible]

### મ્યુનિસિપાલીટીને પ્રશ્નો.

૧ [illegible]

૨ [illegible]

૪. ત્હમારી કેટલી નિશાળોના મકાન ભાડે લેવામાં આવ્યાં છે અને કેટલી નિશાળો માટે નવાં મકાન બાંધવાની ઘણી જરૂર છે? એકંદર સારાં મકાનો યોગ્ય રીતે પૂરાં પાડવા માટે કેટલો ખર્ચ થાય?

૫. શિક્ષકોના પગાર તમને સંતોષકારક લાગે છે? સારા શિક્ષકો મેળવવા માટે ત્હેમના પગારમાં કેટલો વધારો કરવો જોઇએ અને તે માટે કેટલો વધુ ખર્ચ થાય?

૬. આ જુદા જુદા ખર્ચ માટે જે કુલ રકમ જોઇએ તે કેટલે હિસ્સે ત્હમારા મ્હેસુલ અને સરકારી ગ્રાન્ટમાંથી મળી શકે?

૭. આ માટે બોર્ડની મહેસુલમાં જે વધારો થવો જોઇએ તે કેવી રીતે થઈ શકે?

૮. સરકારની પરવાનગીથી અમુક મુકરર કરેલા કર નાંખવાની સત્તા મ્યુનિસિપાલીટીની માફક બોર્ડને આપવી જોઇએ?

૯. અંદાજપત્ર (બજેટ) ઘડવાની ત્હમારી સત્તા ઉપર કેવા પ્રતિબંધ ત્હમને વ્યાવહારિક રીતે નડે છે? ત્હમારા અભિપ્રાય પ્રમાણે તે કેવી રીતે અને કેટલે અંશે ઓછા કરી શકાય?

૧૦. નિશાળોની વ્યવસ્થામાં સરકારનું કેળવણી ખાતું અને મહેસુલ ખાતાના અમલદારો શો ભાગ લે છે? તે વ્યવસ્થા ત્હમે વધારે સ્વતંત્ર કરી શકો તે માટે કેવા સુધારા ત્હમને યોગ્ય જણાય છે?

૧૧. ત્હમારી નિશાળોમાં વિદ્યાર્થીઓની સંખ્યા ઉપર જે અંકુશ મૂકવામાં આવે છે તે વિષે ત્હમારો શો અભિપ્રાય છે?

૧૨. એકંદર કેળવણીના સત્વર પ્રસાર અને સુધારા માટે ત્હમે શી સૂચનાઓ કરો છો?

## તાલુકા બોર્ડને પ્રશ્નો.

૧. તમારા તાલુકામાં બધા મળીને કેટલાં ગામ છે?

૨. આ ગામો પૈકી કેટલાક ગામોમાં લોકલ બોર્ડ કે મ્યુનિસિપલ નિશાળ નથી?

૩. નિશાળ નથી એવા ગામોના કેટલા ગામના લોકો પોતાના ગામમાં નિશાળ લાવવા ખુશી છે?

૪. જે લોકો પોતાના ગામમાં નિશાળ લાવવા ખુશી છે તેમાંના કેટલા ગામના લોકો નિશાળને માટે વગર ભાડે મકાન પુરું પાડવા ખુશી છે?

૫. એવાં કેટલાં ગામડાં છે કે જ્યાંના લોકો નિશાળ લાવવા ખુશી છે પરન્તુ વગર ભાડે મકાનો આપવા ના પાડે છે.

૬. ત્હમારા તાલુકાનાં કેટલાં ગામોમાં માત્ર ત્રણ ધોરણની ગ્રામ્યશાળાઓ (rural schools) છે?

૭. ગ્રામ્યશાળાવાળા કેટલાં ગામોએ પોતાની નિશાળોમાં વધારે ધોરણો ખોલવા સરકારને અરજીઓ કરી છે?

૮. અરજી કરેલા કેટલાની અરજીઓ પુરેપુરી સ્વીકારાઇ છે, કેટલાની અંશતઃ સ્વીકારાઇ છે, અને કેટલાની બીલકુલ સ્વીકારાઈ નથી?

૯. ત્હમારા તાલુકાનાં કેટલાં ગામોમાં કન્યાશાળા છે?

૧૦. કન્યાશાળા નથી એ પૈકીનાં કેટલાં ગામોમાં છોકરાઓના ભેગી છોકરીઓ ભણે છે?

૧૧. જે ગામોમાં છોકરા ભેગી છોકરીઓ ભણે છે ત્હેમાં ધંધો કરતાં વધારે છોકરીઓ ક્યા ગામોમાં

ભણે છે? આવા ગામવાળાઓ પોતાની હદની ન્યાયશાળાઓ મકાનો આપીને કે મકાન આપ્યા વગર ચલાવવા ખુશી છે?

૧૨ કયા ગામોમાં સરકારે અન્ત્યજ વર્ગની નિશાળો કાઢી છે?

૧૩. પ્રાથમિક કેળવણી ઉપર ત્હમે કેટલો ખર્ચ કરો છો?

૧૪ ત્હેનો કેટલો ભાગ,

(ક) ફી

(ખ) ધર્માદા દાન

(ગ) બોર્ડનું મહેસુલ અને

(ઘ) સરકારી ગ્રાન્ટમાથી

આવે છે?

૧૫ છેવટે દરેક ગામમા એક નિશાળ સ્થપાય એ હેતુથી દર વર્ષે કેટલી વધાર નિશાળો સ્થાપવી જોઇએ? અને ત્હેનો વાર્ષિક ખર્ચ કેટલો થાય?

૧૬ સરકારી કેળવણી ખાતાના અમલદારો ફક્ત દેખરેખ રાખવાનુંજ કામ કરે છે કે શિક્ષકોનો દંડ કરવાની, ત્હેમને પ્રમોશન આપવાની, ત્હેમની બદલી કરવાની, નિશાળો બંધ કરવાની વગેરે સત્તાઓ અજમાવે છે? એ સત્તાઓ કેટલે અંશે કમી કરવી જોઇએ?

૧૭ ત્હમારી નિશાળોમા વિદ્યાર્થીઓની સંખ્યા ઉપર જે અંકુશ મૂકવામા આવે છે તે વિષે ત્હમારો શો અભિપ્રાય છે?

૧૮ એકંદર કેળવણીના સત્વર પ્રસાર અને સુધારા માટે ત્હમે શી સૂચનાઓ કરો છો

## ખાનગી માધ્યમિક નિશાળોને સવાલો.

૧ તમારી નિશાળનું પુરૂં નામ શું?

૨ તેની વ્યવસ્થા એક વ્યક્તિને કે મંડળને હસ્તક છે?

૩ તેની સ્થાપના ક્યારે થઈ?

૪ તેને સરકાર તરફથી કાંઇ ગ્રાંટ મળે છે કે નહી?

૫ નિશાળમા કેટલા ધોરણો શીખવવામા આવે છે? અને તે દરેકમા કેટલા વર્ગ છે?

૬ ઓછા ધોરણો હોય તો વધારે ધોરણો કરવાની સ્થાનિક જરૂરિયાત લાગે છે?

૭ નિશાળમા કેટલા વિદ્યાર્થીઓ ભણે છે? દરેક વર્ગમા કેટલા? વર્ગના દરેક વિભાગમા કેટલા?

૮ છેલ્લી પરીક્ષાઓમા બેઠેલા વિદ્યાર્થીઓમાથી કેટલાને ઉપલા ધોરણમા ચઢાવવામા આવ્યા હતા? મેટ્રિક્યુલેશન અને સ્કુલ ફાઇનલના ધોરણો તમારે ત્યા હોય તો કેટલામાથી કેટલા એ પરીક્ષામા પાસ થયા હતા?

૯ છેલ્લા પાંચ વર્ષમા વિદ્યાર્થીઓના પ્રમોશનની સરેરાશ કેટલી છે?

૧૦ તમારી નિશાળનો વાર્ષિક ખરચ શો છે? તે ખરચનો કેટલો ભાગ

(ક) ફી

(ખ) ખાનગી મદદ અને

(ગ) સરકારી અથવા મ્યુનિસિપલ ગ્રાન્ટ માથી મળે છે?

૧૮ ... રીતે તમને મળતી રકમ વિષે તમારો શો મત છે?

૧૨ તમારી નિશાળમા કેટલા શિક્ષકો છે ? તેમા કેટલા ટ્રેન્ડ અને કેટલા અનટ્રેન્ડ છે ? તેમનુ અંતર કયા લ ... છે ... ના પગાર કેટલા અને ગ્રેસ્પેક્ટ કેવા છે ?

૧૩ ટ્રેન્ડ અને અનટ્રેન્ડ ... ના શિક્ષણમા તમને કાંઇ ફેર લાગે છે ?

૧૪ તમારી નિશાળ ... ઉપર સરકારી કેળવણીખાતુ કેવા પ્રકારની દેખરેખ અને અંકુશ રાખે છે ?

૧૫ નીચેની બાબતોના સબંધમા કેળવણી ખાતાના નિયમ ... વ્યાવહારિક રીતે કેટલે અસર કરે છે ?

(ક) દરેક વર્ગ અને આખી નિશાળમા રાખવાના વિદ્યાર્થીઓની સખ્યા

(ખ) પરીક્ષાની પદ્ધતિ અને વિદ્યાર્થીઓના પ્રમોશનની સખ્યા

(ગ) શીખવવાના વિષયો અને તેમની ટેક્સ્ટ બૂકોની પસદગી

(ઘ) શિક્ષકોની યોગ્યતા અને પગાર

(ડ) મકાન, પ્રયોગશાળા (લેબોરેટરી) સગવડ, ફર્નીચર રમવાની જગા વગેરે

૧૬ શિક્ષણના ધોરણને હાનિ કર્યા સિવાય આમાના કોઇ નિયમોમા ફેરફાર થઈ શકે ખરા ?

૧૭ તમારી નિશાળમા કાઇ નૈતિક અને ધાર્મિક શિક્ષણ આપવામા આવે છે ? આપવામા આવતુ હોય તો તે ફરજિયાત છે ? કયા પુસ્તકો શીખવો છો ? એના પરિણામ કેવા લાગ્યા છે ?

૧૮ સ્લોઇડ જેવી અથવા ધધાની કોઈ કેળવણીની હાલનુ શિક્ષણ વધારે સારુ કરવા તમને જરૂર લાગે છે

૧૯ વિદ્યાર્થીઓની શારીરિક તપાસ અને કેળવણી માટે તમારે ત્યા શી વ્યવસ્થા છે ? બધા વિદ્યાર્થીઓ એનો હોસથી લાભ લે છે ? તમારે ત્યા આવતા વિદ્યાર્થીઓના શરીર અને તબિયત તમને કેવા લાગે છે ? સારા ન હોય તો તેના કારણો શા લાગે છે ? શરીર સારા ન રહેવામા ગરીબાઇ અને અભ્યાસ કેટલે અંશે જોખમદાર છે ? શરીર સબળ અને તદુરસ્ત કરવા શા ઉપાયો સૂચવો છો ?

૨૦ જન્મભાષાદ્વારા શિક્ષણ આપવા બાબત તમારો શો મત છે ?

૨૧ હાલ જેટલા વિષયો શીખવાય છે તેમના સબધમા સૂચના કરવાની છે ? સાયન્સના અભ્યાસ ક્રમ વિષે કાઇ ફરીઆદ છે ? ઇતિહાસ ભૂગોળના પુસ્તકો સારા નથી એવી ફરીઆદમા કાઇ વજૂદ છે ?

૨૨ માધ્યમિક કેળવણીનુ ખરચ દિવસે દિવસે વધતુ જાય છે ? વધતુ હોય તો તે વાજબી છે ? લોકોની આર્થિક સ્થિતિ લક્ષમા રાખતા વધારે પોષાય એવો છે એથી શિક્ષણના પ્રસારણને ધક્કો પહોંચે છે ? ખરચ ઓછુ કરવાનો રસ્તો છે ?

૨૩ તમે કેટલી સ્કોલરશિપ અને ફ્રીશિપ આપો છો ?

૨૪ માધ્યમિક કેળવણીની હાલની સ્થિતિ વિષે સૂચના કરવા જેવી છે ?

૨૫ નિશાળોમા નવા વિદ્યાર્થીઓ દાખલ કરવા વિષે શા નિયમો છે ? ખાસ કરીને ખાનગી શાળાઓનામાથી કે ખાનગી શિક્ષણ લઇ આવનાર વિદ્યાર્થીઓને કેવી રીતે દાખલ કરો છો ? કેળવણી ખાતાની ... આ સબધમા કેવી પડે છે ? આ અને બીજા આવા નિયમોમા તમે શા સુધારા સૂચવો છો ?

૨૬ લ્હમારી નિશાળોમા વિદ્યાર્થીઓની સખ્યા ઉપર જે અકુશ મૂકવામા આવે છે તે વિષે લ્હમારો શો અભિપ્રાય છે ?

૨૭. એકદર કેળવણીના સત્વર પ્રસાર અને સુધારા માટે લ્હમે શી સૂચનાઓ કરો છો ?

## દેશી રાજ્યોને પૂછવાના સવાલો

૧ તમારે ત્યા ગામડા કેટલા છે ?

૨ કેટલા ગામડામા નિશાળો છે ?

૩ કેટલા ગામડામા અલાહિદી કન્યાશાળા છે ?

૪ કેટલા ગામોમા હજુ નવી નિશાળો ઉઘાડવાની જરૂર છે ?

૫ નવી નિશાળ ઉઘાડતી વખતે ગામમા લોકોને મદદ કરવાની ફરજ પાડવામા આવે છે ?

૬ તમારે ત્યા શિક્ષકોનો પગાર કેટલો છે ? કેટલે લગી વધારેમા વધારે તે વધી શકે છે ?

૭ ટ્રેન્ડ શિક્ષકો કેટલા છે ? અનટ્રેન્ડ શિક્ષકો કેટલા છે ?

૮ અગ્રેજી શિખવવાની નિશાળો કેટલી છે ?

૯ ગુજરાતી તાલુકા સ્કૂલોમા અગ્રેજી શિક્ષણ દાખલ થઈ શકે એમ છે ?

૧૦ ઉચો અભ્યાસ કરવા વિદ્યાર્થીઓને રાજ્ય તરફથી કેટલી સ્કોલરશિપો અપાય છે ?

૧૧ પરદેશ વિદ્યાર્થીઓ મોકલવા રાજ્ય તરફથી સ્કોલરશિપો અપાય છે ?

૧૨ ખાસ જાતીના શિક્ષણ માટે કાઇ વ્યવસ્થા છે ?

૧૩ કેળવણીનો વિશેષ ફેલાવો કરવા રાજ્ય તરફથી કાઇ ઉપાય લેવાય છે અથવા તેવો વિચાર છે ? કેટલી વધારે નિશાળો દર વર્ષે ઉઘાડી શકો એમ છો ?

૧૪ લ્હમારી નિશાળોમા વિદ્યાર્થીઓની સખ્યા ઉપર જે અકુશ મૂકવામા આવે છે તે વિષે લ્હમારો શો અભિપ્રાય છે ?

૧૫ એકદર કેળવણીના સત્વર પ્રસાર અને સુધારા માટે લ્હમે શી સૂચનાઓ કરો છો ?

દાદાભાઈ નવરોજી લાયબ્રેરી
અમદાવાદ
તા –૨૭–૫–૧૯૧૯

અમૃતલાલ વિ. ઠક્કર,
ઇંદિરલાલ લિ. દેસાઇ,
ઇન્દુલાલ ક યાજ્ઞિક,
મ ત્રીઓ

# અનુક્રમણિકા.

## નવજીવન અને સત્ય.

૧૯૧૫-૧૬

જુનું પુસ્તક વર્ષ ૫ મું    નવું પુસ્તક વર્ષ ૧ લું.